# લેખોની અનુક્રમણિકા

.૬. ૩ જી.                                                    અંક. ૧. થી- ૬.


અડૃશ્યાને હાઉ !
નટવર વીમાવાળા: ૨૭૩
અમદાવાદ આરોગ્ય પરિષદ
સુમન્ત મહેતા: ૨૦૭
..રે સાહેબની મનોદશા
..ઃ ૪૧૧
અમારું હૃદય
ઉમા નેહરુ: ૩૦૦
અમેરિકામાં સ્વપોષણ કરતા વિદ્યાર્થીઓ
બાણુરાવ દિવાન: ૧૦૫
અસહકાર નૈતિક દૃષ્ટિએ
રમણકાન્ત શંકરપ્રસાદ દેસાઇ: ૩૪૬
..પણી ઉચ્ચ શિક્ષણપદ્ધતિની ખામીઓ
જ્યોતીન્દ્ર મહેતા: ૯૨
..મ્પૂર્ણ
પ્રેમચંદ: ૧૧૫
.. અદ્ભુત અનુભવ
સુમન્ત મહેતા: ૨૧૪
: કેળવણી તે કઇ?
કિશોરલાલ ઘ. મશરૂવાળા: ૩૩૩
. અને ઉદ્યોગહુન્નરના એક પુસ્તકાલયની
.મદાવાદમાં ખાસ જરૂરીઆત
"અભ્યાસી": ૧૦૨
..ા અને મજૂરી
.ગજાનન પાઠક: ૩૦૫
..ીપરજ કે રાનીપરજ ?
સુમન્ત મહેતા: ૪૪૨
.. ..પ્રદાયનું મહત્ત્વ
રામચંદ્ર ભ. આઠવલે: ૪૩૦
કેળવણીના કેટલાક મૂળ સિદ્ધાંત
ખુશાલ શાહ: ૧
ગુજરાતી સંસ્કૃતિમાં જીવન રેડવા વિષે
નાથુભાઇ પટેલ: ૨૧૧
ગુજરાતનો કલાભંડાર
કવિ ન્હાનાલાલ: ૩૮૨
ગુજરાતમાં ગૃહવ્યવસ્થાનું શિક્ષણ
ઉર્મિલા મહેતા: ૨૩
ગુરૂ દત્તાત્રેય
છગનલાલ યોગી: ૧૦૮
ચર્ચા -
મગનલાલ લક્ષ્મીશંકર ભટ્ટ: ૧૩૬
છઠ્ઠી ગાંધર્વ મહાવિદ્યાલય સંગીત પરિષદ
નારાયણદાસ ૨. મલકાની: ૪૨૬
જરથુસ્ત્ર
નરીમાન સોરાબજી ગોળવાળા: ૪૩૯
જાપાનની શાળાઓ
ઉમા નેહરુ: ૮૧
ઢોરોના વિમો
કેશવપ્રસાદ દેસાઇ: ૨૮૫
ત્રણ શિક્ષકો
રામનારાયણ વિ. પાઠક: ૨૫૧
દયારામની ગરબીઓ
રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક: ૨૧૮, ૨૮૮
દીર્ઘાયુ રાજકુમાર
ધર્માનંદ કોસંબી: ૪૦૯
ધર્મયુગ
"સ્વપ્નાવસ્થ": ૧૧૫
નવી રાજસભાઓ
હરિલાલ મા. ભટ્ટ: ૩૬૫
નોંધ: ૭૪, ૧૫૪, ૨૩૭, ૩૧૮, ૪૦૧, ૪૮૩

પયગમ્બર જરથુસ્ત્ર
છગનલાલ યોગી: ૩૫૧
પિતૃનિષ્ઠ નચિકેતા
છગનલાલ યોગી: ૧૬૮
પુસ્તકપરિચય: ૧૪૬, ૨૩૨, ૩૦૮, ૪૦૦, ૪૬૨
પ્રતિમાઆલેખન અને ચિત્રકળા
સુપ્રકાશ ગંગુલી: ૮૭
બોધિસત્વ
ધર્માનંદ કોસંબી: ૪૫૬
બ્રાહ્મણ અને શ્રમણ સંસ્કૃતિ
ધર્માનંદ કોસંબી: ૩૭૧
મહાત્મા ગાંધી (૨)
પટવા: ૧૩૨
મહારાજ નંદકુમાર
નવલરામ જગન્નાથ ત્રિવેદી: ૧૮૦
મહોર્રમ
પ્રેમચંદ: ૩૮૮
મિ. ભાભાની ઓસ્ટ્રેલિયાની યુનિવર્સિટીઓની મુલાકાત
અતિસુખશંકર ક. ત્રિવેદી: ૩૪૨
મુંબઇનું, પુખ્ત વયના લોકોનું શિક્ષણ-મંડળ
પી. એ. વાડીઆ: ૧૦
મુંબાઈ યુનિવર્સિટીના બંધારણમાં સુધારો
હરિલાલ મા. ભટ્ટ: ૪૭
યરોડાનો આશ્રમ (૧)
ઇન્દુલાલ યાજ્ઞિક: ૪૭૩
યુનિવર્સિટીનું બંધારણ
વિશ્વનાથ પ્ર. વૈદ્ય: ૪૫
રથયાત્રા
રવીન્દ્રનાથ ટાગોર: ૨૪૧
રા. નરસિંહરાવ અને તેમની કવિતા
મુનિકુમાર મ. ભટ્ટ: ૨૬૧
રાષ્ટ્રીય કેળવણી
સુ૦: ૬૮
રાષ્ટ્રીય પ્રવૃત્તિ ને ગુજરાતી સાહિત્ય
નાથુભાઈ પરેખ: ૧૨૩
રોગનો ઇલાજ
ભાઇ પરમાનંદ:
લોકમાન્ય અને રાષ્ટ્રીય શિક્ષણ
રામચંદ્ર બળવંત આઠવલે:
વડોદરા રાજ્યની સાહિત્યસેવા
ભરતરામ ભાનુસુખરામ મહેતા:
વિદ્યાપીઠની વ્યવસ્થા અને આદર્શ
ખુશાલ શાહ:
વિદ્યાર્થીઓની કેટલીક નબળાઇઓ
હરિશંકર ત્રિવેદી: ૩૭૧
શાન્તિનિકેતનના મેળા
નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ:
શારીરિક કેળવણી
અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી:
શ્રી શીલનાથ મહારાજ
છગનલાલ યોગી:
સમસ્યા
રવીન્દ્રનાથ ટાગોર:
સમાધાન
રવીન્દ્રનાથ ટાગોર:
સમાનાંક ગુણાકાર
હરિહર પ્રા. ભટ્ટ:
સામાન્ય જનસમાજની કેળવણી
હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ:
સાહિત્યપ્રકાશક સંસ્થાઓ
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ:
સંગીતની સુધારણા
દિલીપકુમાર રોય:
સંયુક્ત શાળાઓ
લવંગિકા મહેતા:
સંસ્કૃતિનું રક્ષણ:
સ્ત્રીઓનું નાગરિકત્વ
જયશ્રી રાયજી:
સ્ત્રીઓનો ઉદ્ધાર અને કેળવણી
ચન્દ્રશંકર અમૃતલાલ બુચ:
સ્વતંત્રતાના સિદ્ધાંત
ટેરેન્સ મેકસ્વીની:
જ્ઞાનગોચરી:

# લેખકોની અનુક્રમણિકા


અમલદાર સાહેબની મનોદશા: ૪૬૧
અતિસુખશંકર ક. ત્રિવેદી
મિ. ભાભાની ઑસ્ટ્રેલિયાની યુનિવર્સિટી-
ઓની મુલાકાત: ૩૪૨
"અભ્યાસી"
કળા અને ઉદ્યોગહુન્નરના એક પુસ્તકાલયની
અમદાવાદમાં ખાસ જરૂરીઆત: ૧૦૨
ઇન્દુલાલ યાજ્ઞિક
ધરોકાનો આશ્રમ (૧): ૯૭૩
ઉમા નેહરૂ
અમારૂં હૃદય: ૩૦૦
જાપાનની શાળાઓ: ૮૧
ઉર્મિલા મહેતા
ગુજરાતમાં ગૃહવ્યવસ્થાનું શિક્ષણ: ૨૩
અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી
શારીરિક કેળવણી: ૩૮
કિશોરલાલ ઘ. મશરૂવાળા
એ કેળવણી તે કઈ?: ૩૩૩
કેશવપ્રસાદ દેસાઈ
ટાગોરનો વિમો: ૨૮૫
ખુશાલ શાહ
કેળવણીના કેટલાક મૂળ દોષો: ૧
વિદ્યાપીઠની વ્યવસ્થા અને આદર્શ: ૩૨
ગજાનન પાઠક
કલા અને મજૂરી: ૩૦૫
ચન્દ્રશંકર અમૃતલાલ બુચ
સ્ત્રીઓનો ઉદ્ધાર અને કેળવણી: ૬૭
છગનલાલ યોગી
ગુરૂ દત્તાત્રેય: ૧૦૮
પયગમ્બર જરથુસ્ત્ર: ૩૫૧
પિતૃનિષ્ઠ નચિકેતા: ૧૬૮
શ્રી શીલનાથ મહારાજ: ૪૪૮
જયશ્રી રાયજી
સ્ત્રીઓનું નાગરિકત્વ: ૬૬
જ્યોતીન્દ્ર મહેતા
આપણી ઉચ્ચ શિક્ષણ પદ્ધતિની ખામીઓ: ૯૨
ટેરેન્સ મેકસ્વીની
સ્વતંત્રતાના સિદ્ધાંત: ૩૬૫,૪૧૫
દિલીપકુમાર રોય
સંગીતની સુધારણા: ૪૫૨
ધર્માનંદ કોસમ્બી
દીર્ઘાયુ રાજકુમાર: ૪૦૯
બોધિસત્વ: ૪૫૬
બ્રાહ્મણ અને શ્રમણ સંસ્કૃતિ: ૩૭૧
નટવર વીસાવાળા
અકધાન હાઉ!: ૨૭૩
નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ
શાન્તિનિકેતનના મેળા: ૨૭૯
નરીમાન સોરાબજી ગોળવાળા
જરથુસ્ત્ર: ૪૩૯
નવલરામ જગન્નાથ ત્રિવેદી
મહારાજ નંદકુમાર: ૧૮૦
નાથુભાઈ પટેલ
ગુજરાતી સંસ્કૃતિમાં જીવન રેડવા વિષે: ૨૧૧
રાષ્ટ્રીય પ્રવૃત્તિ ને ગુજરાતી સાહિત્ય: ૧૨૯
નારાયણદાસ મલકાની
છઠ્ઠી ગાંધર્વ મહાવિદ્યાલય સંગીત
પરિષદ: ૪૨૬

ન્હાનાલાલ કવિ
ગુજરાતનો કલાભંડાર: ૩૮૨
પરવા
મહાત્મા ગાંધી (૨): ૧૩૨
પી. એ. વાડીઆ
મુંબાઈનું, પુખ્તવયના લોકોનું
શિક્ષણમંડળ: ૧૦
પ્રેમચંદ
આભૂષણ: ૧૧૫
મહોરમ: ૩૮૯
બાબુરાવ દિવાન
અમેરિકામાં સ્વપોષણ કરતા
વિદ્યાર્થીઓ: ૯૦૨
ભરતરામ ભાનુસુખરામ મહેતા
વડોદરા રાજ્યની સાહિત્યસેવા: ૫૫
ભાઈ પરમાનંદ
રોગનો ઈલાજ: ૩૦૩
મગનલાલ લક્ષ્મીશંકર ભટ્ટ
ચર્ચા: ૧૩૬
મુનિકુમાર મ. ભટ્ટ
રા. નરસિંહરાવ અને તેમની કવિતા: ૨૬૧
મણુકાન્ત શંકરપ્રસાદ દેસાઈ
અસહકાર–નૈતિક દૃષ્ટિએ: ૩૪૬
મણુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
દયારામની ગરબીઓ: ૨૧૮,૨૮૮
રવીન્દ્રનાથ ટાગોર
રથયાત્રા: ૨૪૫
સમસ્યા: ૧૯૩
સમાધાન: ૧૮૬
રમચંદ્ર બ. આઠવલે
કીર્તન સંપ્રદાયનું મહત્ત્વ: ૪૩૦
લોકમાન્ય અને રાષ્ટ્રીય શિક્ષણ: ૧૭૩
રામનારાયણ વિ. પાઠક
ગણુ શિક્ષકો: ૨૫૬
લવંગિકા પ્રિયંવદ મહેતા
સંયુક્ત શાળાઓ: ૧૩
વિશ્વનાથ પ્ર. વૈદ્ય
યુનિવર્સિટીનું બંધારણ: ૪૫
શ્રી૦
રાષ્ટ્રીય કેળવણી: ૬૮
સુપ્રકાશ ગંગુલી
પ્રતિમાઆલેખન અને ચિત્રકળા: ૮૭
સુમન્ત મહેતા
અમદાવાદ આરોગ્ય પરિષદ: ૨૦૭
એક અદ્ભુત અનુભવ: ૨૧૪
કાળીપરજ કે રાનીપરજ ?: ૪૪૨
" સ્વપ્નાવસ્થ "
ધર્મયુગ: ૧૬૫
હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
સામાન્ય જનસમાજની કેળવણી: ૯૯
હરિલાલ મા. ભટ્ટ
નવી રાજસભાઓ: ૩૬૫
મુંબાઈ યુનિવર્સિટીના બંધારણમાં
સુધારો: ૪૭
હરિશંકર ત્રિવેદી
વિદ્યાર્થીઓની કેટલીક નબળાઈઓ: ૩૭૫,૪૩૪
હરિહર પ્રા. ભટ્ટ
સમાનાંક ગુણાકાર: ૫૧
હીરાલાલ ત્રી. પારેખ
સાહિત્ય પ્રકાશક સંસ્થાઓ: ૨૭

'યુગધર્મ'ના આરો (૧૯૮૦)ના અંકનો વધારો

# લેખોની અનુક્રમણિકા

( ચૈત્ર ૧૯૮૦ થી ભાદરવા ૧૯૮૦ )

પુસ્તક ૪ | અંક ૧ થી ૬


અસહકાર અને સમાજજીવન
(૧) નરસિંહભાઇ ઇ. પટેલ: ૩૩૬
(૨) ચંદુલાલ મણિલાલ દેસાઇ: ૩૩૮
આપણો સમાજસુધારો
સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ: ૨૧૫
ઇસ્લામના ઓલીઆ
બીમજી હરજીવન સુશીલ: ૧, ૯૯, ૧૮૭, ૩૦૨
ઇંગ્લંડમાં હિંદી વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ
સૌ. સરોજિની મહેતા: ૪૪૩
અંત્યજનાં દુઃખ
સુમન્ત મહેતા: ૩૦
કવિતાશિક્ષણ
બલવંતરાય કલ્યાણરાય ઠાકોર: ૪૪, ૮૯
કાયદામાં સ્ત્રીને થયેલો અન્યાય
સૌ. જ્યોત્સ્ના મહેતા: ૧૦૮, ૩૭૮
'કાયદામાં સ્ત્રીને થયેલો અન્યાય'
નરસિંહભાઇ ઇ. પટેલ: ૨૭૧
કાળીપરજનું ગીત: ૨૦૬
કાળીપરજ મંડળનું નિવેદન: ૩૫૯
કેર કાંટો
સંપાદક: ગોકુલદાસ દ્વા. રાયચુરા: ૧૨૩
કોળી કોમની જાગૃતિ
છગનજી દુલ્લભભાઇ પટેલ: ૨૯૯
ગાંધીજીનો પ્રેમધર્મ
ઇન્દુલાલ યાજ્ઞિક: ૪૦૯
ગુજરાતના ધાર્મિક ઇતિહાસની રૂપરેખા
દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર: ૨૫
ગુજરાતમાં હિન્દુ મહાસભા
પંડિત આનંદપ્રિયજી: ૩૪૯
ઘાતક મંત્ર
ધર્માનંદ કોસંબી: ૩૨૯
જનસુધારણામાં સ્ત્રીઓ શું કરી શકે?
સૌ. શારદા મહેતા: ૩૩૪
જીવનનાં ચિત્રો
મહાદેવ હરિભાઇ દેસાઇ: ૧૨૦
જંગલી જાતોમાં કેળવણીનો પ્રચાર
અમૃતલાલ વિ. ઠક્કર: ૨૮૨
ટૉલ્સ્ટૉયના અનુભવ
એસ. બી.: ૩૬૪, ૪૧૮
દેશભક્ત સાવરકર (૧)
રામચંદ્ર બળવંત આઠવલે: ૪૩૮
'નાસિક-પંચવટી' ક્યાં આવી?
હનુમન્તરાવ બલવન્તરાવ ભિડે: ૧૦, ૧૨૫
નિકોલાય લેનિન
નંદલાલ મણિલાલ શાહ: ૩૫૩
નોંધ: ૭૯, ૧૫૫, ૨૪૦, ૩૨૩, ૪૦૫, ૪૮૧
ન્યુયૉર્કમાં પહેલો દિવસ
સૌ. હંસા મહેતા: ૧૧૬
પક્ષભેદની પરિસીમા
ઇન્દુલાલ યાજ્ઞિક: ૨૨૧
પુસ્તકપરિચય: ૭૧, ૧૫૩, ૨૩૫, ૪૦૨, ૪૭૧
પ્રગતિને પથે
સુમન્ત મહેતા: ૪૪૫
ફરજિયાત લશ્કરી તાલીમ
સૈનિક: ૪૨૪

બહિષ્કૃત પરિષદના પ્રમુખનું ભાષણ
પ્રમુખ: ભીમરાવ આર. આમ્બેડકર: ૨૬૨

બે ફારસી લેખ
કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી: ૧૮૨

બોરસદની પરિષદ
ઇન્દુલાલ યાજ્ઞિક: ૧૬૩

બૌદ્ધધર્મ
ધર્માનંદ કોસંબી: ૧૧૩

બૌદ્ધધર્મમાં સ્ત્રીનું સ્થાન
પ્રેમલીલા મહેતા: ૩૪૨

ભારતવર્ષની પ્રાચીન ઇસ્પીતાલો
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી: ૨૪૯

ભીલજાગૃતિ
ઇન્દુલાલ યાજ્ઞિક: ૧૧૭

ભીલ પરિષદ: ૧૬૯

મણિભાઇની કવિતા વિષે કેટલીક અંગત માહિતી
બલવંતરાય કલ્યાણરાય ઠાકોર: ૨૭૪

મદ્યપાનનિષેધ
સુમન્ત મહેતા: ૧૯૮

મહર્ષિ બુદ્ધ
ધર્માનંદ કોસંબી: ૩૯

મહાત્મા ગાંધીજીને પ્રકટ પત્ર: ખાદીપ્રકરણ
ઇન્દુલાલ યાજ્ઞિક: ૩૯૨

મહાત્મા ગાંધીજીને પ્રકટ પત્ર: પંચવિધ બહિષ્કાર
ઇન્દુલાલ યાજ્ઞિક: ૨૯૧

મહાત્માજીની મનોદશા
સુમન્ત મહેતા: ૩૮૭

મહાસમિતિમાં મતભેદ
ઇન્દુલાલ યાજ્ઞિક: ૩૧૫

મીઠો જંગલી
મહાદેવ હરિભાઇ દેસાઇ: ૨૫૬

મુંબાઇની મ્યુનિસિપાલિટી: ૩૨૦

મ્હોટી બ્હેન (૧)
સુશીલ: ૪૨૬

યરોડાની લડતો
ઇન્દુલાલ યાજ્ઞિક: ૧૩૫

યરોડાનો આશ્રમ (૨)
ઇન્દુલાલ યાજ્ઞિક: ૬૧

યુનાઇટેડ સ્ટેટ્સના મારા અનુભવો
સૌ. હંસા મહેતા:

રજનું ગજ
દ્વિરેફ:

રાજપુતોમાં જાગૃતિ
સુમન્ત મહેતા:

લંડનની કેટલીક સંસ્થાઓ
સૌ. સરોજિની મ્હેતા:

વડોદરાનો રાજ્યકારભાર
સત્યાનંદ:

વરતેજની રાજપૂત પરિષદ
ભીમજી હરજીવન સુશીલ:

વેદ અને અવેસ્તાની તુલના
શંકર રામચંદ્ર રાજવાડે:

વૈદોનું સંગઠન
સુમન્ત મહેતા:

શ્રી રમાબાઇ રાનડે
સૌ. શારદા મહેતા:

સાચી વારતા
દ્વિરેફ:

સંગીતસમ્રાટ્ તાનસેન
નારાયણ મોરેશ્વર ખરે:

સ્ત્રીઓ વિષે કાંઇક
સૌ. શારદા મહેતા:

સ્પેઇનમાં સાંઢની સાઠમારી
સુમન્ત મહેતા:

હરિકેશી બળ
બેચરદાસ જીવરાજ દોશી:

હલહાઉસ અને અન્ય સંસ્થાઓ
સૌ. હંસા મહેતા:

હિંદુ અને મુસલમાનો વચ્ચે રહેલી તાત્વિક એકતા
ડુંગરસી ધરમસી:

હિંદુ-મુસલમાન
સુમન્ત મહેતા:

જ્ઞાતિબંધારણ અને ધર્મ
રામાનુજ:

જ્ઞાનગોચરી: ૭૪, ૨૨૯,

# લેખકોની અનુક્રમણિકા


અમૃતલાલ વિ. ઠક્કર
જંગલી જાતોમાં કેળવણીનો પ્રચારઃ ૨૮૨
આનંદપ્રિયજી પંડિત
ગુજરાતમાં હિન્દુ મહાસભાઃ ૩૪૯
ઇન્દુલાલ યાજ્ઞિક
ગાંધીજીનો પ્રેમધર્મઃ ૪૦૯
પક્ષભેદની પરિસીમાઃ ૨૨૧
બોરસદની પરિષદઃ ૧૬૩
ભીલજાગૃતિઃ ૧૭૭
મહાત્મા ગાંધીજીને પ્રકટ પત્ર (૧) પંચવિધ બહિષ્કારઃ ૨૯૧
(૨) ખાદીપ્રકરણઃ ૩૯૨
મહાસમિતિમાં મતભેદઃ ૩૧૫
પરોંડાની લડતોઃ ૧૩૫
પરોડાનો આશ્રમ (૨) ૬૧
એસ. બી.
ટૉલ્સ્ટૉયના અનુભવઃ ૩૬૪, ૪૧૮
કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
બે ફારસી લેખઃ ૧૮૨
ગોકુલદાસ દ્વા. રાયચુરા (સંપાદક)
કેર કરિ ૧૨૩
ચંદુલાલ મણિલાલ દેસાઇ
અસહકાર અને સમાજજીવનઃ ૩૩૮
જીવણજી દુલ્લભભાઇ પટેલ
કોળી કોમની જાગૃતિઃ ૨૯૯
જ્યોત્સ્ના મહેતા
કાયદામાં સ્ત્રીને થયેલો અન્યાયઃ ૧૦૮, ૩૭૮
ડુંગરસી ધરમસી
દિં૰ અને મું૰ વચ્ચે રહેલી તાત્ત્વિક એકતાઃ ૪૫૩
દત્તાત્રેય બાળકૃષ્ણ ડિસકળકર
ગુજરાતના ધાર્મિક ઇતિહાસની રૂપરેખાઃ ૨૫
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ભારતવર્ષની પ્રાચીન છરપીતાલોઃ ૨૪૯
દ્વિરેફ
રજનું ગજઃ ૨૮૭
સાચી વારતાઃ ૩૪૫
ધર્માનંદ કોસંબી
ઘાતક મંત્રઃ ૩૨૯
બૌદ્ધ ધર્મઃ ૧૧૩
મહર્ષિ બુદ્ધઃ ૩૯
નરસિંહભાઈ ઈ. પટેલ
અસહકાર અને સમાજજીવનઃ ૩૩૬
'કાયદામાં સ્ત્રીને થયેલો અન્યાય': ૨૭૧
નારાયણ મોરેશ્વર ખરે
સંગીતસમ્રાટ્ તાનસેનઃ ૩૮૧
નંદલાલ મણિલાલ શાહ
નિકોલાય લેનિનઃ ૩૫૩
પ્રેમલીલા મહેતા
બૌદ્ધ ધર્મમાં સ્ત્રીનું સ્થાનઃ ૩૪૨
બલવંતરાય કલ્યાણરાય ઠાકોર
કવિતાશિક્ષણઃ ૪૪, ૮૯
મણિભાઇની કવિતા વિષે કેટલીક અંગત માહિતીઃ ૨૭૪
બેચરદાસ જીવરાજ દોશી
હરિકેશી બળઃ ૧૮૪
બીબીજી હુસેનીબેગમ સુશીલ
ઇસ્લામના ઓલીઆઃ ૧, ૯૯, ૧૮૭, ૩૦૨
મ્હોટી બ્હેન (૧): ૪૨૬
વરતેજની રાજપૂત પરિષદઃ ૨૮૪
ભીમરાવ આર. આમ્બેડકર (પ્રમુખ)
બહિષ્કૃત પરિષદના પ્રમુખનું ભાષણઃ ૨૬૨

મહાદેવ હરિભાઈ દેશાઈ
- બુદ્ધનાં ચિત્રોઃ ૧૨૦
- મીરાં જંગલીઃ ૨૫૬

રામચંદ્ર બળવંત આઠવલે
- દેશભક્ત સાવરકર (૧): ૪૩૮

રામાનુજ
- જ્ઞાતિબંધારણ અને ધર્મઃ ૪૬૦

વિદ્યા રમણભાઈ નીલકંઠ
- આપણો સમાજસુધારોઃ ૨૧૫

શારદા મહેતા
- જનસુધારણામાં સ્ત્રીઓ શું કરી શકે ? : ૩૩૪
- શ્રી રમાબાઈ રાનડેઃ ૧૫૧
- સ્ત્રીઓ વિષે કાંઈકઃ ૨૦૭

શંકર રામચંદ્ર રાજવાડે
- વેદ અને અવેસ્તાની તુલનાઃ ૨૦૯

સત્યાનંદ
- વડોદરાનો રાજ્યકારભારઃ ૩૭૦

સરોજિની મહેતા
- ઇંગ્લંડમાં હિંદી વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઃ ૪૮૩
- લંડનની કેટલીક સંસ્થાઓઃ ૩૦૬

સુમન્ત મહેતા
- અંત્યજનાં દુઃખઃ
- પ્રગતિને પંથેઃ
- મદ્યપાનનિષેધઃ
- મહાત્માજીની મનોદશાઃ
- રાજપુતોમાં જાગૃતિઃ
- 'વેદોનું મહત્ત્વઃ
- સ્પેઇનમાં સાંઢની સાઠમારીઃ
- હિન્દુ-મુસલમાનઃ

સૈનિક
- ફરજિયાત લશ્કરી તાલીમઃ

હનુમન્તરાવ બલવન્તરાવ ભિડે
- ' નાસિક-પંચવટી ' ક્યાં આવી ? : ૧

હંસા મહેતા
- ન્યુયૉર્કમાં પહેલો દિવસઃ
- યુનાઇટેડ સ્ટેટ્સના મારા અનુભવોઃ
- હલહાઉસ અને અન્ય સંસ્થાઓઃ

યુગધર્મ

પુસ્તક ૩ આસો, ૧૯૭૯ અંક ૧

# કેળવણીના કેટલાક મૂળ દોષો

એની અનન્ય શક્તિથી ભરપૂર એક વાર્તામાં, વોલ્ટેર નામના ફ્રેન્ચ લેખકે આ પૃથ્વીપર શનિ અને સીરિયસ ( Sirius ) નામના તારા પરના બે મુસાફરોના પ્રવાસનું કાલ્પનિક વૃત્તાંત આપ્યું છે. મૂળ વાસ અનુકૂળ આ પ્રત્યેક મુસાફરનાં કદ ઇત્યાદિ કલ્પ્યા છે; અને તેથી જ્યારે પ્રથમ તેઓ મહામુશ્કેલીએ પૃથ્વીવાસીઓની પિછાન કરી વાતચિતે કરે છે, ત્યારે તેમને અહિં વસતા-તેમની નજરમાં અતિ જ અલ્પતમ-પ્રાણીઓના સૂર્યગ્રહ અને તારામંડળના જ્ઞાનદર્શનથી તાજુબ બનાવી દીધા છે. પણ જ્યારે એજ જ્ઞાનગોષ્ટિ દરમ્યાન આ નવિન પ્રવાસીઓ પૃથ્વીવાસીઓની જીંદગીને અત્યંત જરૂરિયાતના પ્રશ્નોપર અતિશય મતભેદવાળા અને સતત્ અજ્ઞાન્ અંધારરૂપ જોય છે, ત્યારે તેમની તાજુબી અને પ્રશંસા તિરસ્કારનું સ્વરૂપ લે છે. જેટલે હિસ્સે તેઓ જ્ઞાન તેટલા જ પ્રમાણમાં તેઓ હઠીલા, ધૃષ્ટ, મમતી લાગ્યા; અને આજે પણ, વાસ્તવિક જીવનના અભ્યાસી-ને મનુષ્યજીવનને અંતિમ ઉપયોગના પ્રશ્નોમાં મનુષ્ય-જ્ઞાનના વિસ્તાર, ઊંડાણ કે મહત્તામાં કોઇપણ જાતનો ફેર પડેલો દેખાતો નથી. કાં તો આપણા તત્ત્વવેત્તાઓ, સમાજશાસ્ત્રીઓ, સ્વયંકૃતજ્ઞાનીઓ માંહોમાંહે વાદ-વિવાદમાં એટલા મચ્યા પડ્યા છે કે સત્ય શું તેની તેમને પરવા કે કદર જ નથી; અને કાં તો જાણીજોઇને સત્ય અપ્રિય લાગે કે કઠિન લાગે એટલે તે છુપાવવા, જનસમૂહને ઠગવા, ભવિષ્યની પ્રજાને પણ રૂંધી તેની નૈસર્ગિક પ્રગતિ અટકાવવા પ્રયત્ન કરાય છે. સ્ત્રી-પુરુષના પરસ્પર વ્યવહારમાં; ધાર્મિક સિદ્ધાંતના મૂળમાં; સામાજિક સંસ્થાના આરંભ કે અંતમાં; નૈતિક તત્ત્વોના વિચારમાં; મનુષ્યકાર્યના આશય કે ઉદ્દેશમાં; જીવનના કારણમાં; જીવનના અર્થમાં; કર્તવ્યની પ્રેરણાવિધિમાં;— સર્વત્ર આપણે હજુ અજ્ઞાનરૂપમાં ગોથાં ખાઇએ છીએ

અથવા તો, હૃદય કે વિચારશુદ્ધિ વિના આ સર્વશોચની નિષ્ફળતા અજાણ્યે નિઃશબ્દ મંજૂર કરી, આપણે ચુપચુપ એજ નિશ્ચય પર આવ્યા લાગીએ છીએ કે આવા અંતિમ પ્રશ્નો અને મૂળ કારણો પર વિચાર આપણી બુદ્ધિ સામાન્યતઃ કરવા અસમર્થ છે, માટે તે વિચાર નિખાલસપણે, છચોક, કેવળ નિષ્પ્રતિબંધ મનુષ્યબુદ્ધિ અનુસાર કરવા દેવો જ નહિ. **कर्मण्येव अधिकारस्ते मा फलेषु कदाचन** એ દૈવી આદેશમાં ન છૂટકે શ્રદ્ધા રાખ્યા દેખાય છે; અને તેથી તેજ આદેશના અંગોપાંગનો વિચાર—કર્મ શું? અધિકાર શો? તું કોણ? ફળ શું? કર્મ, ફળ અને કર્તાનો પરસ્પર કેમ અને કેવો સંબંધ હોઇ શકે? એ સર્વનો ખ્યાલ જ કરવો મૂકી દીધો જણાય છે. ખરેખર **असमर्थो भवेत् साधुः** અને તે એક નહિ પણ અનેક અર્થમાં.

દાખલા તરીકે તપાસો આપણી પ્રસ્તુત કેળવણીવિધિ. મનુષ્ય બાળક—એટલે ભવિષ્યના સ્ત્રીપુરુષરૂપ સમાજસ્થંભ અને જીવનોદ્ધારના ધુરંધર—શું છે? તેમને શા માટે કેળવવાં, શામાં કેળવવાં, કેમ કેળવવાં એ મૂળ પ્રશ્નનો નિષ્પ્રતિબંધ, અસંકુચિત બુદ્ધિ અનુસાર વિચાર કરી સ્થપાયલી સંસ્થાઓ કે કેળવણીની વિધિ પણ કેટલે ઠેકાણે દેખો છો? "મનુષ્ય બાળક શું છે? વિશ્વપ્રયોગાલયનો એક અખ્તરો." આ પ્રશ્નોત્તરમાં રહેલ રહસ્ય સમજવું હોય તો પ્રથમ ખ્યાલ કરવો જ જોઇએ કે ઉત્પત્તિ અને લય, જન્મ અને મરણની સર્વસામાન્ય, સર્વવ્યાપક વિધિનું આ એક દશ્ય છે. અમરત્વ વરવાની ઘણીએ ઉત્કંઠા ઉપલકથી દેખાતા છતાં, જો ખરેખર અમરપદ મળતું હોય તો કેટલા જણ જાણી જોઇને લે? પોતાના સહચરોના કે સ્નેહીઓના અંત પછી ઉભરાતા સમાજના અગાધ એકાંતમાં કોણ રહેવા આતુર હોય? અને એમ માનીએ, દલીલ ખાતર કે અમરત્વ સર્વસામાન્ય થયું તો નવિન કૃતિ, નવાં રૂપ ઉપજાવવાની જરૂર રહેજ નહિ; અને તેથી માત્ર સર્વસામાન્ય સ્થિતિના આખરે નિરસ અને અતિ અનુભવથી અણગમતા લાગતા પ્રયોગોથી નારાજ થઇ અંતે મૃત્યુની એટલે નવજીવનની—ઇચ્છા ન છૂટકે થવાની જ. બાળક એ આ નવજીવનનું પ્રતિબિમ્બ છે. મનુષ્ય સ્વભાવને દૈવી સ્વભાવમાં બદલાવવાનો; અપરિપૂર્ણને સર્વગુણસંપન્ન બનાવવાનો વિસ્મયકારક પ્રયોગ છે. એ પ્રયોગ અને યુગથી ચાલતી આવતી જીવનશક્તિ (Life-Force) જાનેજ કરતી આવે છે. મનુષ્યશક્તિ અને મનુષ્યબુદ્ધિને તેમાં અલ્પતમ સ્થાન મળે છે, અને તેપણ ભાગ્યે જ. આ અનાદિકાળના વિશ્વપ્રયોગમાં કોઇપણ નિયમિત શક્તિની ક્ષુદ્ર વ્યક્તિ માથું મારી, પોતાની જ બુદ્ધિ આધારે માની લીધેલ આદર્શ પુરૂષ કે આદર્શ સ્ત્રી ઉપજાવવા પ્રયત્ન કરે તો ન કરવાનું કરી બેસે છે. વિલાયતના મરહુમ રાજા સાતમા એડવર્ડના બાલ્ય કાળમાં તેને સર્વથા પરિપૂર્ણ, સર્વગુણસંપન્ન એક મિરેબલ ક્રાઇટન—Admirable Chrighton બનાવવાનો તેના માતપિતાનો અગાધ પ્રયત્ન કેટલે અંશે ફળીભૂત થયો હતો—અથવા તો કેટલે અંશે છેક નિષ્ફળ નીવડ્યો હતો—એ તો તે રાજાના જીવનવૃત્તથી વાકેફ વ્યક્તિને સહજ સમજાશે. એડવર્ડ સામાન્યમ પણ સામાન્ય બુદ્ધિનો મનુષ્ય હતો, અને તેજ તેના ખરા મહત્વ, ગૌરવ કે લોકપ્રિયતાનું મંડાણ હતું. વિક્ટોરિયા અને આલ્બર્ટનો પ્રયત્ન નિષ્ફળ ગયે તેજ એડવર્ડના જીવનનો સાર્થકકાર બન્યો હતો.

પણ આવા અનેક પ્રયત્નો નિષ્ફળ જાય છે તેનું કારણ એજ કે સદરહુ મૂળ પ્રશ્નપર હજુ નિષ્પ્રતિબંધ વિચાર જ કર્યો નથી જણાતો. અને એ નિષ્ફળતા માત્ર અમુક વ્યક્તિના માબાપને લાગુ પડતી નથી પણ અખિલ સમાજના સંયુક્ત સામર્થ્યને પણ ભારે પડે છે. સમાજનું બંધારણ જ એવું છે—તેને અંગે ઉદ્ભવેલી આપણી ચાલુ કુટુંબરચના જ એવી છે—કે બાળજીવનના ખરા ઉદ્દેશની પિછાન જ થતી નથી. બાળક એટલે કે માબાપની ખાનગી મત્તા. એટલે કે તેને મારી મચડી, કાપી કોરી, સ્વચ્છંદે માબાપની મરજીસર, ઘડીભરના સુખ કે સગવડ અનુસાર ભવિષ્યના સુખસાધન કે અર્થયોજક તરીકે જ બાળક ઉછેરવાની તેમજ કેળવવાની વિધિ યોજાઇ દેખાય છે. પણ બાળકને પણ આત્મા છે; તે પણ એ આત્માના ઉદ્ધાર માટે અણજાણ્યે પણ જીવનશક્તિના પ્રાબલ્યથી

ન છૂટકે યોજાવાનો છે, અને યોજાવો જ જોઇએ; અને તે ઉદ્ધારમાં મા કે બાપે માની લીધેલા આદર્શ, અને તે ખાતર અગાઉથી જ બાંધેલી જીવનપ્રણાલિકા તે આત્માને ઉપયોગી થાય કે નહિ તેનો તો વિચાર કર્યો જ નથી. મનુષ્યસમાજના છેલ્લાં બે ચાર સૈકાંનો ઇતિહાસાવલોકન કરતાં મને એક ભવ્ય તત્ત્વ–સામાન્ય સૂત્ર–સર્વત્ર જણાય છે; અને તે એ કે, પ્રજોન્નતિના પ્રથમ બીજ રૂપ, વ્યક્તિવિકાસના મૂળ સિદ્ધાન્ત રૂપ પહેલાં, પીડાતી પ્રજાનો એકહથ્થુ આપખુદી રાજતંત્ર સામે બળવો થયો; અને તેને પરિણામે અઢારમી સદીથી કેટલેક અંશે રાજતંત્રમાં આપખુદીને બદલે પ્રજાને જવાબદારીનો સિદ્ધાન્ત સ્વીકારાયો. ત્યારપછીના વર્ગોમાં અનેક કારણે ઉદ્ભવતા વિરોધનો ફડચો થવા લાગ્યો. એટલે કે ૧૯ મી સદીમાં ગુલામિયતનો સુધરેલી પ્રજામાં અંત આવ્યો, અને દેખીતી ગુલામી કરતાં પણ વધારે પીડક ઔદ્યોગિક ગુલામીના રોજંદારો, પગારદારોએ પૈસાદાર કારખાનાઓના માલિકો સામે વિરોધ આદર્યો. એજ યુદ્ધના પ્રતિબિમ્બ કે પડઘારૂપ–પીડિત વર્ગના પીડક વર્ગ સામે બળવા રૂપ–સ્ત્રીઓએ સમાજરચનામાં પુરૂષોની આપખુદી સામે યુદ્ધ આદર્યું. આ દ્વિવિધ વિરોધનો હજુ અંત કે નીવેડો આવ્યો જ નથી; એટલામાં મ્હારી દૃષ્ટિએ એમ જણાય છે કે પ્રસ્તુત શતાબ્દિમાં બાળકોનો વડીલો સામે વિરોધ મંડાશે. અઢારમી સદી રાજા અને પ્રજાના વિરોધની; ઓગણીસમી પ્રજામાંના જ પીડક અને પીડિત વર્ગના પરસ્પર વિરોધની; અને ચાલુ વીસમી સદી એજ ન્યાયાનુસાર બાળકની માબાપ સામેના વિરોધની નીવડે તો મને તો તેમાં ઇતિહાસના એક અનુપમ અપ્રતિબંધ પ્રયોગના એક વધારે પ્રયોગ સિવાય બીજું કંઈ લાગે જ નહિ. સુધારાનો પુરાવો જો પીડાકારી તત્ત્વોનો સંહાર કરવામાં સમાતો હોય, તો આપણને કબૂલ કરવું જ પડશે કે જેમ કાળાનુક્રમે રાજતંત્રમાં પ્રજાકીય તત્ત્વ અને જવાબદારીનો સિદ્ધાન્ત દાખલ થયો; જેમ ઔદ્યોગિક સમાજરચનામાં ધનિકોની આપખુદી ટાળી કામદારોના દૃષ્ટિબિન્દુનો પણ સમાવેશ કરવો પડ્યો તેમજ અત્યારે ગૃહરચનામાં પણ, કુટુંબવ્યવસ્થામાં પણ બાળકના આત્માનું અસ્તિત્વ સ્વીકારવું પડશે; અને ઉપર્યુક્ત સંસ્થામાં સમાયલા પીડક તત્ત્વનો સંહાર ફરજિયાત કરવો પડશે.

આ સૂચનામાં કશું નવિન નથી. પ્રત્યેક સુધરેલા સમાજમાં આજે પણ બાળક પ્રતિ ક્રૂરતા અટકાવવાને–Provention of cruelty to children ટાળવાને–અનેક સંસ્થાઓ અને ખાસ કાયદા કર્યાં છે. ડિકન્સ જેવા અદ્ભૂત સામાજિક ચિત્રકારે સ્કવીઅર્સ અને ક્રીકલ જેવા શિક્ષકના રૂપમાં સંતાયલા રાક્ષસોની આબેહૂબ રેખા દોરી જનસમૂહ સમક્ષ ચિત્ર રજુ કર્યું ત્યારે વાંચનારને રોમાંચ થયા વિના રહ્યો જ નહિ. જાહેર નિશાળોમાંથી આવા કરપીણ રાક્ષસોને નાબૂદ કરવાનો પ્રયત્ન નિર્વિઘ્ને કરાયો. આજે તેથી આપણે માની લઈએ કે બાળકને કેવળ ક્રૂરતાથી જ જ્ઞાન આપવાના પ્રયાસથી ત્રાસ પમાડનાર શિક્ષકરૂપી રાક્ષસોનો નાશ થયો હશે. પણ જેને આપણી, અર્ધદગ્ધ મહેતાજીના હાથમાં સપડાયલી, જૂની ઢબની ગામડી નિશાળનો સહેજ પણ અનુભવ હશે તેઓ એ વાત સ્વીકારી નહિ શકે. પણ દલીલ ખાતર એમ માનો કે જાહેર શાળાઓમાંથી એવા નરાધમોનો નાશ થયો છે, તો પણ ખાનગી કુટુંબમાંથી તેવાજ પ્રકારના નરાધમો નાબૂદ થયા કેમ કહેવાય ? ક્રૂરતા એ કેટલીક વ્યક્તિનો જાતિસ્વભાવ છે. તેઓને તે અજમાવ્યા વિના ચાલેજ નહિ. અને બીજે ક્યાં અજમાવે–પરાધીન, નિરાધાર, નિર્બળ બાળક કે બૈરી સિવાય ? હું એમ કહેવા નથી માગતો કે ક્રૂરતા માત્ર પુરૂષોનો જ જાતિગુણ છે. સ્ત્રી પણ ક્રૂર થઇ શકે, અને તે ઘણાએ પુરૂષો કરતાં, આપણે ધારીએ તેના કરતાં પણ વધારે. ઘણીએ માતાને બાળક પ્રત્યે અઘોર ક્રૂરતા બતાવતી જોઇ છે; અને તે માત્ર પોતાના પાપકર્મમાં ફસાયલી–અથવા તો સમાજને અણમાન્ય વિષયભોગના પરિણામમાં લપટાયલી–ગર્ભપાત કે બાળહત્યા કરનારી માતાઓ જ નહિ; પણ દેખીતી સુશીલ, ગૃહસ્થ કુટુંબની, કહેવાતી કોમળ હૃદયની માતાઓ પણ બાળકને નિરર્થક રીબાવતી, સતાવતી, નિર્દયપણે માર મારતી જોઇ છે. અને પિતાની ક્રૂરતા તો ઘણાઓએ અનુભવી હશે. આગળ

વધેલી, બાળકના હકના વિચાર કરનાર પ્રજામાં દારૂડીઆ, વ્યસની, વ્યભિચારી, દુરાચારી માબાપોથી બાળકનું રક્ષણ કરવાની યોજના છે ખરી; પણ સમાજના કાયદાનો ભંગ કરનાર, અને તેને પરિણામે જેલજાત્રાળુ માબાપ જ બાળક પ્રત્યે ક્રૂર હોય, એમ માનવાનું કારણ નથી. શારીરિક માર ઉપરાંત અનેક પ્રકારની સૂક્ષ્મ, અદૃશ્ય માનસિક વ્યથા—જે અનેક આશા કે આશયના ઉગતા અંકુરનો બાળજીવનમાંથી જાણીજોઈ નાશ કરે છે—જે માબાપ પોતાની આપખુદ સત્તાથી ઉપજાવી શકે તે તો બહારનો કોઇપણ મનુષ્ય દૂર કરી શકે જ નહિ. માબાપે પોતેજ માની લીધેલા આશય-ઉદ્દેશ છોકરાંમાં ફરજિયાત રોપી, તેની ઉગતી આત્માને એ રોપણી અનુકૂળ કે પ્રતિકૂળ છે તેનો વિચાર પણ ન કરવો, અને પરિણામે એ વિશ્વપ્રયોગના ઉગતા આત્માને મરડી, મચડી, તેનો નાશ કરવો એના જેવી બીજી ક્રૂરતા કયી હોય ?

છતાં પણ આપણે અત્યાર લગણ છચોક આવી ક્રૂરતા સામે પગલું લેતા નથી એટલું જ નહિ, પણ જો કોઇ એમ સૂચના કરે કે, બાળકેળવણીના પ્રથમ સિદ્ધાન્ત તરીકે માબાપની સર્વોપરિ સત્તાનો નાશ કરવો જોઇએ તો તેને અવશ્ય ચાલ્તો ગાંડો ધારી હસી કહાડીએ કે સમાજદ્રોહી સમજી તેને જીવનના અંતવેર સતાવી, રીબાવી, કંટાળી ચૂપ કરી દઇએ. આ લેખનો મૂળ આશય રખેને ન સમજાય તે બીતિગી, અહિં ભાર મૂકી, સ્પષ્ટ ભાષામાં કહેવાની અગત્ય છે કે જ્યાંલગી આપણે આજે માન્ય કરેલી કુટુંબ-રચના ચાલુ રહેશે—જ્યાંલગી બાળક પર માબાપની સર્વોત્તમ આપખુદ સત્તા મંજૂર રહેશે ત્યાં લગી પ્રજામાં દૈવાંશી વ્યક્તિઓ ઉપજવીજ અશકય છે. અલેકઝાંડર કે સીઝર, અકબર કે ગાંધી માબાપની તાલીમને પરિણામે ઉદ્ભવતી મહા વ્યક્તિ નહિ સમજવી; પણ ખરેખર તો એ તાલીમ સામે સફળ બળવો કરી આત્મસિદ્ધ વ્યક્તિઓ સમજવી. ખરેખર કેળવણીનો ઉદય કરવો હોય તો પ્રથમ તો આપણી પ્રસ્તુત કુટુંબ-રચનાનો જ નાશ થવો જોઇએ. અને તેની સાથે માબાપની સર્વોત્તમ સત્તાને તિલાંજલિ આપવી જોઇએ. અલબત્ત, જ્યાંલગણ માબાપને બદલે સમાજ પોતાપરજ પ્રજા-કેળવણીની ફરજ અંગીકાર ન કરે, ત્યાં લગણ પ્રત્યેક સમજુ માબાપ પોતાની સત્તા મૂકી દઈ શકેજ નહિ. બાળપણમાં અનિવાર્ય પરાધીનતાને લીધે, તેમજ અમુક પ્રકારનું અનિવાર્ય જ્ઞાન સ્વભાવતઃ જન્મતું નથી પણ બાહ્ય લોકમાંથી ગળતું હોવાને લીધે આ સત્તા ન છૂટકે, સમાજ પોતાની ફરજ સમજી સ્વીકારે નહિ, ત્યાંસુધી જાળવવી પડશે. અતિ અતિ કરો તો સમજુ માબાપ જેમ બને તેમ તે મહાભયંકર અને જોખમદાર સત્તાનો ઓછો ઉપયોગ કરે પણ તેથી મ્હારો મૂળ સિદ્ધાંત ટળતો નથી કે સમાજના ઉદ્ધાર ખાતર, પ્રજાની ખરી કેળવણી ખાતર, દરેક આત્માના પરિપૂર્ણ વિકાસ ખાતર, આપણને ચાલુ આપખુદી કુટુંબ-રચનાનો ઉચ્છેદ કરવોજ પડશે.

અને જે રચના પ્રસ્તુત છે તે અત્યારે પણ તે સર્વ પ્રકારે સુખકર છે કે મંજૂર છે એમ માનવાનું લેશ પણ કારણ નથી. માબાપ બાળકને હાનિ કરે છે, તો બાળક માબાપને બંધનકર્તા બેડી રૂપ છે લગ્નવિધિએ ઘણાએ સમાજમાં અમોઘ, અછેદ્ય ગાંઠ ધારી લીધી છે. શા માટે ? કારણ તે તૂટે તો ,બાળકનું શું ! એટલે કે એક અધમ, અન્યાયી સંસ્થા ટકાવવા માટે બીજી તેવીજ સંસ્થા ઉપજાવવી, નિભાવવી, અને જાળવવી પડે છે. લગ્નને અમોઘ કરીએ તેથી લગ્નિત વ્યક્તિને એક ક્ષણની ભૂલ કે ભ્રમ ખાતર જન્મારો આખો ગુમાવવો પડે તે તો કદાચ ભૂલનો ભોગ માની જતો કરીએ; પણ તેથી ઉદ્ભવતાં બીજાં પરિણામોનો પણ ખ્યાલ વિસારવો ન જોઇએ. લગ્નિત છતાં પરસ્પર વિમુખ દંપતિ પોતાનીજ સંતતિને કેમ સહાયભૂત થાય? અને વિપરિત દંપતિના સમાગમથી ઉદ્ભવતી સંતતિમાં તેજ કયાંથી હોય ? પ્રજા ઉત્પાદક મા તેમજ બાપના વ્યક્તિગત સુખ ખાતર; સંતતિના વિકાસ તેમજ સાવજત અને સંભાળ ખાતર; સમાજ આખાના ઉદય ખાતર બાળકને માબાપની આપખુદી સત્તામાંથી મુક્ત કરવાની જેટલી જરૂર છે તેટલી માબાપને બાળકરૂપ બેડીમાંથી મુક્ત કરવાની અગત્ય છે. અને પ્રચ્છાએ કે અનિચ્છાએ આવિ મુક્તિ

રચનામાં પણ આરો નથી એ તો સહજ વધારે બારીકીથી અવલોકન કરો તો તરતજ પ્રત્યક્ષ થશે. આતો માત્ર આપણા આધુનિક સમાજનો ભ્રમ છે કે દરેક સ્ત્રી મા થવાને તેમજ દરેક પુરૂષ પિતા થવાને લાયક છે. માબાપની નિ:સીમ સત્તા ભોગવવા કે જોખમદારી ઉઠાવવા યોગ્ય છે. નથી તેમાં તેવી યોગ્યતા, નથી તેટલી શક્તિ કે નથી તે જાતની ઇચ્છા. આપણે ગૃહસંસ્કાર Family Influencesમાં ઘણીએ શ્રદ્ધા ધરાવતા હોઇએ છતાં કેટલાં માબાપો જાતેજ છોકરાંઓને, પગલે પગલે દોરવામાં મશગુલ રહી શકે કે રહેવા ઇચ્છે છે? આપણા દેશમાં તો સંતતિની સંખ્યા પર અંકુશજ નહિ; એટલે ન છૂટકે એક દંપતિની પ્રજા અતિશય વધી જવાથી, જેને આપણી આધુનિક શાળામાં વ્યક્તિગત ધ્યાન Individual attention કહે તે તો આપી શકાયજ નહિ પણ જ્યાં સંતતિ સ્વેચ્છાએ માબાપો નિયમિત કરે છે, ત્યાં પણ ખરેખર તો માબાપ સંતતિને કેળવણી આપી શકતાં જ નથી. માત્ર તેવો ઢોંગ કરે છે ખરા. છોકરાને રસ્તામાં રખડતા મૂકો—પોતાના સમોવડીઓ સાથે સ્વચ્છંદે રમવા દો—તેથી તેઓ જેટલી સાવચેતી, શક્તિ અને માહિતી મેળવે છે તેટલી કદી પણ માબાપનાં મોંઘાં કે લાડકવાયાં બાળકો મેળવી શકેજ નહિ. ઉલટા ડરપોક નાહિમ્મત અને અજ્ઞાન તેમજ મિથ્યાભિમાની થાય તે નફામાં, અને આખરે તો પોતાનું કામ કરવા ખાતર કહો કે જીવનનો લ્હાવો લેવા ખાતર કે બોજો વ્હેવા ખાતર, માબાપને પોતાને પણ એટલી ફુરસદ ક્યાંથી હોય કે પ્રજાની કેળવણીનો બોજો ઉઠાવે. પરિણામે નિશાળ એટલે કે ગૃહનિકાલ—બાળકને તેના દેશનિકાલની શિક્ષા કર્યા વિના છૂટકો નથી. અર્થાત્ બાળકેળવણીમાં ગૃહસંસ્કારનો આશય ફળીભૂત કરવા ગૃહનિકાલ કરવાની ફરજ પડે છે. સાથે એટલું પણ ઉમેરવું જોઈએ કે માબાપ ખરેખર તો બાળકને અતિ અંગત જરૂરિયાતના વિષયપરત્વે જ્ઞાન આપતાં જ નથી. માબાપ એવા વિષય પર બાળકથી વાત કરતાં જ શરમાય છે, અને શરમના માર્યાં અટકી જાય છે. કેટલી માતા પોતાની પુત્રીને સ્ત્રી શરીરધર્મો શું છે તેની સ્પષ્ટ અને નિખાલસપણે સમજણ આપે છે? કેટલા બાપ પોતાના પુત્રને વીર્યહાનિની કુટેવોથી સાવધ રહેવા સમજાવે છે? કઇ માતા પરણતી દીકરીને લગ્નને આવશ્યક શારીરિક માહિતી આપવા જાય છે? અને આ સર્વ જાતનું અતિ જરૂરિયાતનું જ્ઞાન આપણે સૌ લગભગ આપણા જેટલાજ અજ્ઞાન, મૂર્ખ કે દુરાચારી સહચરો પાસે મેળવીએ છીએ અને પરિણામે હાનિ ભોગવીએ છીએ. કહેવાનો ભાવાર્થ એટલોજ કે આપણે માની લીધેલા ગૃહસંસ્કારમાં કાંઇ પણ ચમત્કાર નથી; અને તેનો નાશ કરવાથી લેશપણહાનિ નથી. નિશાળનો વિભાગ તપાસવા પહેલાં, પુનરૂક્તિના દોષે પણ આટલું અહિં કહેવું પડે છે કે કેળવણી એટલે કે બાળ આત્માનો ખરેખર વિકાસ કરવા માટે આપણી ચાલુ ગૃહરચના અને તેને અંગે ઉદ્ભવતી માબાપની આપખુદ, નિ:સીમ હાનિકારક શક્તિનો નાશ કરવો પડશે. બાળકને માબાપની ફરજિયાત પીડા નહિ, માબાપને બાળકની બેડી નહિ જોઇએ. અલબત્ત, તેથી પરસ્પરની મૈત્રી કે સ્નેહ અટકતાં નથી તેમજ સહાય જોઇએ તો તેની પણ ના નથી. પણ ગૃહસંસ્કારના ખોટા આશય પાછળ જે છળપ્રયોગ રચાય છે; અસત્ય શિક્ષણ અપાય છે તે તો અવશ્ય અટકવું જ જોઇએ.

હવે નિશાળનો વિભાગ તપાસો. પ્રાથમિક શાળાથી માંડી વિદ્યાપીઠની સર્વોત્તમ પદવીના અભ્યાસ સુધીના તમામ પ્રયોગો જુઓ. પ્રથમ તો શિક્ષકના ગુણપુંજ અવલોકન કરો. આધુનિક શિક્ષકો ખરા જ્ઞાનદાતા ગુરૂ થઇ શકતાજ નથી, કારણ તેઓ પોતે આજીવિકા શોધનાર ભિક્ષુક બલ્કે ગુલામ છે. તેમને સરકારના કેળવણી ખાતાની બીક, અને તેના ગ્રાન્ટ-ઇન-એઇડ કોડનો ત્રાસ. તેને પ્રજાના વ્હેમ કે રિવાજનો ભો. **यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयं नाकरणीयं** એ નામર્દ સિદ્ધાન્તના મહારથી આજના શિક્ષકો શું શીખવે? મોટે ભાગે હવે આપણે આપણી જાહેર શાળાઓમાંથી ધાર્મિક શિક્ષણ આપવાની મૂર્ખતા બંધ કરી છે. નહિ તો આવા શિક્ષકો કેવું ધાર્મિક શિક્ષણ આપી શકે! આત્માના સ્વરૂપની, સ્વભાવની, અંત કે ઉદ્દેશની કેમ ઓળખાણ કરાવે? પરમાત્માના પ્રયોગ કે પ્રચારનું ભાન આપે એવી અંતિમ જોખમદારી આપણા

આજકાલના સમાજે જાણીજોઇ બનાવેલા ગુલામ તુલ્ય શિક્ષકોના હાથમાં નથી મેલી તે ઘણાએ લોકોને ખામી તુલ્ય લાગે છે; કારણ કે તે કારણે ધાર્મિકશિક્ષણ શાળાઓમાંથી નાબુદ થાય છે. પણ એ લોકો વિચારતા નથી કે આવું શિક્ષણ ફરજિયાત, એક જાતની ડ્રીલ તરીકે, સામાન્ય શાળાઓના સેંકડો વિદ્યાર્થીઓને એકસામટા સંચાની પેઠે આપવું તે ઘોરમાં ઘોર પાપ વ્હોરવા સરખું છે. આત્મા અને પરમાત્માનો સંબંધ-વિચાર તેને જો ધર્મની સૂક્ષ્મ વ્યાખ્યા માનો, તો તો તે ફક્ત પ્રત્યેક આત્માની પોતાની જ ફરજ છે. એમાં કોઇનું કહ્યું ચાલે નહિ. અને ચાલવા દેવું પણ નહિ. બીજાઓ તો માત્ર એટલુંજ કહે કે જાહેર રસ્તામાં સભ્યતા કે સ્વચ્છતા કે સુખાકારી ખાતર થૂંકવું નહિ. એ પણ એક જાતનો ધર્મ; પણ હું તેને ધાર્મિક શિક્ષણમાં ગણતો નથી; અને બાકી રહેલા વિષયોમાં પણ શું છે? ઠેર ઠેર ગુલામવૃત્તિ, પરતંત્રતા શીખવવાના પ્રયોગ. દરેક બાળકની કોપીબુક કહે છે કે પ્રમાણિકતા તે સર્વોત્તમ પદ્ધતિ છે; જ્યારે દરેક મનુષ્યનો આત્માનુભવ સાબિત કરે છે કે પ્રમાણિકતા તે દરેક દુઃખનું મૂળ છે; મૂર્ખતાની સીમા છે. પ્રમાણિકતા; નિયમસરતા; કાર્યકુશળતા, ખંત અને ઉદ્યોગીપણું એ સર્વને ગુણ માન્યા છે અને શીખવાય છે–કારણ આપણે આજનો વેપારી બુદ્ધિએ રચાયલો, પરસ્પર ચોરી કરી ચલાવાતો સમાજ જો આવા ગુણોનાં ગાન ન ગાય તો ચાલેજ નહિ. જ્યાં સુધી તમે અસમર્થ હો ત્યાંસુધી ન છૂટકે આ ગુણ માન્ય કરવા પડે છે. પણ જે ક્ષણે તમે સમર્થ એટલે કે પૈસાદાર થયા તે ક્ષણથી તમને એવા એક પણ ગુણની જરૂર નથી. તમે ભરબજારે ચોરી કરો, છળ કરો, બેવચની થાઓ પણ–કાયદો તમારૂં રક્ષણ કરશે; સમર્થ ધારાશાસ્ત્રી તમારો બચાવ કરશે; સમાજ તમને આદર્શ પુરૂષ માની તમારૂં અનુકરણ કરવા પ્રયત્ન કરશે. વારસામાં મેળવેલા દ્રવ્ય ઉપરાંત બનેલા પૈસાદાર વર્ગમાં હું એક પણ વ્યક્તિ એવી નથી જોતો કે જેના જીવનમાં દગાફટકાએ, ચોરીએ, જુલ્મે મોટો ભાગ ભજવ્યો નહિ હોય. તેમના પરમાર્થના કામમાં પણ ખુદ પરમાત્માને ઠગવાની વૃત્તિ,–જાણે કેમ પૈસાદાર મનુષ્ય ઈશ્વર સાથે સોદો કરતો હોય કે તેણે કરેલી એક ખયરિયતના બદલામાં પરમેશ્વરે તેનાં અનેક પાપ માફ કરવાં. આવા શિક્ષણને તે કેમ ખરેખર આત્મવિકાસક કેળવણી કહી શકાય? મનુષ્યનો દૈવાંશી સ્વભાવ તો નૂતન કૃતિ પ્રગટાવવામાં કે સર્જવામાં જણાય. કળામાં નવી કૃતિ: વિજ્ઞાનમાં નવી શોધ–એને કેળવણીનો આદર્શ કરે તો આપણી શાળાઓ વિખરાઇ જાય અને વિદ્યાપીઠો ભૂખે મરે.

મ્હારી નજરે આ હાનિ ભયંકર નથી લાગતી કારણ આજે તો વિદ્યાપીઠોથી ઠેઠ પ્રાથમિક શાળા લગીની આ સર્વ સંસ્થાઓ અને તેના સત્તાધીશો જાણે કેમ એક ગુલામો ઉપજાવવાનું ગંજાવર કારખાનું ચલાવતા હોય તેમ વર્તે છે. હિન્દુસ્થાનની નિશાળોમાં કેળવણી ખાતાએ મુકરર કરેલાં પુસ્તકોજ શીખવાય, પછી ભલેને તે પુસ્તકોમાં ગમે તેટલું સ્વાર્થી, દંભી જુઠાણું ભર્યું હોય. હિન્દુસ્થાના ઇતિહાસને લગતા લગભગ દરેક પુસ્તકમાં કલકત્તાના કારાગૃહનો ગપાટો જાણે યથાસ્થિત બનાવ હોય તેમ વર્ણવ્યો છે. છતાં કેળવણીખાતાની આર્થિક સહાય પર આધાર રાખનાર શિક્ષકને તો તે ફરજિયાત શીખવવું જ પડે. ખુદ વિદ્યાપીઠના સર્વોત્તમ અધ્યાપકને પણ વિચારસ્વાતંત્ર્યની પરવાનગી નથી રહેતી–તો પછી આચારશુદ્ધિની છૂટ તો ક્યાં રહે? ગાંધીજી સત્યાગ્રહની લડાઇ કરતાં કારાગૃહવાસી થવાથી મુંબઇની જૈનપ્રજાને એમ જણાયું કે મહાત્માજીએ જૈન સંપ્રદાયના મૂળતત્ત્વ–**અહિંસા પરમોધર્મઃ** ને ખ્યાલી જગતમાંથી ઉપાડી વાસ્તવિક વ્યવહારના સ્થંભરૂપ બનાવ્યો; અને તેથી આખા જનસમાજની અને જૈન સંપ્રદાયની અનુપમ સેવા કરી; એટલા કારણે તેમને અભિનંદન આપવા સભા ભરી. તે સભાના અધ્યક્ષ બની, ફક્ત સભાએ ઘડેલા અને સભાએ કરેલા ઠરાવો જાહેર કરવાના મહા પાપ માટે તો મુંબઇ વિદ્યાપીઠના એક અધ્યાપકની ખરી જડતી લેવાઇ હતી. એ જાણે [illegible]ીય કર્મ હોય તેમ વિદ્યાપીઠના સત્તાધીશોએ અધ્યાપકને તે માટે પ્રાયશ્ચિત કરી માફી માગવાની આજ્ઞા કરી. અને અધ્યાપકે, પોતાના મૂળ સોદાની સરત પર ધ્યાન રાખી, પોતે નિર્જીવ ગ્રામોફોન નથી–વિદ્યાપીઠનો 'બૂટ સાફ

કરનાર ગુલામ નથી–પણ સર્વોત્તમ શિક્ષક છે એમ જવાબમાં કહેવાની હિંમત કરી તેમાં તો તેનાપર અનેક અનિશ્ચિત ખેતબની નવાજેશ થઇ; અને હમેશને માટે સત્તાધીશ વર્ગમાં તે અકારો, અણગમતો બન્યો. સ્પષ્ટ સોદાથી રોકાયલા આવા સર્વોત્તમ શિક્ષકપર પણ જો સત્તગુમાનીઓ આવી જાતનો બળાત્કાર કરે–અને મને કહેતાં લેશ પણ આંચકો નથી આવતો કે જો એ બળાત્કારને સ્વાધીન થઇ માફ માગી હોત, તો તે અધ્યાપકને પગલે પગલે શું શીખવવું, કેમ શીખવવું, કોને શીખવવું, ક્યારે શીખવવું, કેટલું શીખવવું ઇત્યાદિ અનેક બ્હાને સત્તાધીશ વર્ગને રૂચતી સૂચના કે આજ્ઞાનો વર્ષાદ હમેશ થયાજ કરત—તો સામાન્ય વર્ગના, સાધારણ શક્તિના ગરીબ, નિરાધાર શિક્ષકપર અત્યાચાર ગુજરે એમાં આશ્ચર્ય શું? આ લેખકને એ યુનિવર્સિટીમાં અને ત્રણ કોલેજના અધ્યાપક તરીકે લગભગ દશ વર્ષ અનુભવ છે. પણ હજુ એવું નથી જોયું કે જ્યાં અધ્યાપકની યોગ્યતા સમજાઇ હોય, તેનો મહાનુભાવ સમજાયો હોય, તેની ખરી ફરજ તપાસાઇ હોય. ઉપર્યુક્ત દૃષ્ટાંતમાં સમાયલો જાતિઅનુભવ લેખકે માત્ર દલીલની પાદપૂર્તી સિવાય બીજા કોઈ પણ હેતુથી આપ્યો નથી. વિદ્યાપીઠના અધિકારી અને તેના અધ્યાપકો વચ્ચેના આવા ક્ષુલ્લક, નિષ્કારણ વિરોધથી આખરે તો માત્ર કેળવણીની દુર્દશા થાય. શિક્ષક મ્હારી નજરે સાતમી નર્કનો અધિકારી બને તો જાણી જોઇને તે પોતાની શક્તિ ઉગતા આત્માને દાબવામાં કે મરડવામાં વાપરે. શિક્ષકનું કર્તવ્ય અને શિક્ષકનું જીવનસાફલ્ય એટલાથી જ કે તેની પાસે આવતા વિદ્યાર્થીને આત્મવિકસ કરવામાં સહાયભૂત બનવું. વિકાસની પ્રેરણા તેમજ વિકાસની આકાંક્ષા અને મહેનત તો વિદ્યાર્થીની પોતાની જ જોઇએ. "શિક્ષક તો કેવળ માર્ગ દેખાડનાર ભોમિયો બને. અલબત્ત, સચેતન ભોમિયામાં અને ચૌટે રોપેલા માર્ગવાચક ,નિર્જીવ પાટિયામાં ભેદ તો ખરો. પણ ભોમિયો મટી ધાડપાડુ બને, માર્ગ બતાવવાને બદલે માર્ગ ફરમા -તો તેણે કર્તવ્ય અદા કર્યું કેમ કહેવાય? ,

ખરી કેળવણીના ઉપર જણાવેલા મૂળ સિદ્ધાંતનું પુનરાવલોકન કરો તો જણાશે કેઃ–

(૧) પ્રથમ (પ્રસ્તુત) કુટુંબરચના તોડી નાંખવી.

(૨) પછી માબાપની અપ્રતિમ, નિઃસીમ સત્તા ટાળી દેવી.

(૩) બાળકને બેડી બનતાં અટકાવવાં.

(૪) ગૃહસંસ્કારનો ખ્યાલી મોહ છોડી દેવો.

(૫) નિશાળ–પ્રત્યેક વર્ગની શાળામાંની ચાલુ શિક્ષણ-પદ્ધતિ બદલવી.

ત્યારે રહ્યું શું? જ્ઞાન કેમ મળશે? પ્રજા સમજણી જ કેમ થાય? જવાબ દુર્ઘટ નથી. જ્ઞાન બે પ્રકારના છેઃ એક ઇંદ્રિયદ્વારા મળતી બાતમી; બીજું ઉત્ક્રાંતિક્રમ (Evolution) ના અગણ્ય જમાનાથી ઉતરી આવેલું અંતર્ગત (Intuitive) જ્ઞાન. જેને આપણે ટેવ કહીએ–દાખલા તરીકે ચારને બદલે બે પગે ચાલવાની મનુષ્ય પ્રાણિની ખૂબી–તે અનેક શતાબ્દિ પછી લાખો પ્રયોગને અંગે ઉદ્‌ભવેલ જ્ઞાન અને શક્તિ. નવું અવતરેલું મનુષ્યપ્રાણિ આવા અનેક જમાનાને આખરે મળેલ જ્ઞાન અને શક્તિ બે ત્રણ વર્ષમાં મેળવે છે–અથવા જન્મથી જ સાથે લઇ અવતરે છે. ખોરાક પચાવવાની ક્રિયા બાળકને કોણ શીખવે છે? જાતિ-સ્વભાવ અથવા તો લાખો જમાનાના અખ્તરાનું પ્રાબલ્ય. આ જાતનું જ્ઞાન બાળકને આપવા ખાસ પ્રયાસની બાલ્યાવસ્થામાં જરૂર નથી. અને બીજી જાત-ના ઇંદ્રિયદત્ત જ્ઞાન માટે પણ મુખ્યત્વે તો બાળક પોતે જ જોઇ જોઇને, સાંભળીને, દાઝી કે દુઃખાઇને તે મેળવે છે. વાંચન, લેખન કે ગણિતનું સામાન્ય જ્ઞાન, અને સમાજવાસી મનુષ્યના પરસ્પર સંબંધના નિયમોની સમજણ પાડવી પડશે. પણ તેને ફરજિયાત કરવાની જરા પણ જરૂર નથી. મનુષ્ય સ્વભાવતઃ જ પરાધીન-તાને ધિક્કારે છે. બાળક ચાલવા શીખે પછી તેને તેડીને

ફેરવો તો તંદુરસ્ત, કૌવતવાન બાળક અવશ્ય કંટાળશે. ચાલતાં શીખવું તે એક જાતની પરતંત્રતા તોડવાની કિમ્મત કે ભોગ સામાન્યતઃ તે કળા બાળક પોતે જ શીખશે. તેવીજ રીતે બોલવાનું અને પરસ્પરના સંબંધના નિયમોનાં કેટલાંક સામાન્ય તત્ત્વો પોતાના સમોવડીઆ સાથે ખેલતાં, દોડતાં, રમતાં શીખશે. રસ્તામાં સ્વચ્છંદે ફરવું હોય તો રસ્તામાં આવતા વાહનાદિની ચાલ જોઇ તેના નિયમ સમજવા, અથવા રસ્તાના પાટિયા કે નિશાનીઓ વાંચવા, રેલ્વેના ટાઇમટેબલ વાંચી યથેચ્છ વિહારો કરવા, અને પોતાની જરૂરિયાત માટે પૈસા વગેરેની આપલે કરી તેની વિગત તથા હિસાબ રાખવા જેટલું જ્ઞાન, મનુષ્યસ્વભાવને પ્રિય સ્વતંત્રતા મેળવવા ખાતર, પ્રત્યેક બાળક પોતે જ હસી ખુશીથી શીખશે. એમાં ફરજિયાતપણાને સ્થાન જ નથી. અને તે ઉપરના તમામ અભ્યાસમાં ફરજિયાત શિક્ષણથી લાભ નહિ પણ હાનિ સંભવે. ફરજિયાતપણું પરતંત્રતાનું ચિન્હ છે. મનુષ્યસ્વભાવ સ્વાતંત્ર્યપ્રેમી છે. માટે મનુષ્યસ્વભાવ—એટલે કે તેનો આત્મા—ખરેખર ખીલવવો હોય તો સર્વથા ફરજિયાતપણાને—વા બળાત્કારને—દૂર કરો.

આથી જ્ઞાનનો નાશ નહિ થાય. ઉલટું, ખરા જ્ઞાનપ્રેમી સ્વભાવતઃ જ નવિન કૃતિના શોખીન, નવી શોધખોળના અભ્યાસી વધારે આકર્ષાશે અને વધારે ખીલશે. જ્ઞાનને આત્મવિકાસનો માર્ગ બનાવો, નહિ કે આજીવિકા મેળવવાનું સાધન, વા છળકપટ કરવામાં સહાયક. જ્ઞાનદાતા શિક્ષકને તેમજ તેની શાળાને માર્ગદર્શક જ્ઞાની બનાવો, —નહિ કે લોભી, લાલચુ, ડોળઘાલુ ભિખારી કે પગારદાર, પરતંત્ર ગુલામ. પછી બીજા સિદ્ધાંત શોધતાં વાર નહિ લાગે; નવા નિયમો ઘડતાં મુશ્કેલી નહિ નડે; નવી શાળા રચતાં મુશીબત નહિ પડે. આપણી આધુનિક પ્રાથમિક શાળાનું પોપટિયું જ્ઞાન સમાજના દરેક બાળકને ફરજિયાત અપાવવામાં આજે આપણે સામાજિક ગૌરવ સમજીએ છીએ; અને આજની સમાજરચના એવી છે કે જો આટલું પણ જ્ઞાન વા કેળવણી ફરજિયાત ન કરીએ તો લોભને વશ થયલા સ્વાર્થી માતપિતા ભવિષ્યની પ્રજાને જ્ઞાનહીન, નિસ્તેજ અને નિર્બળ કરી નાંખશે. પણ એ તો મ્હારી નજરે સમાજરચનાનો વાંક છે; નહિ કે ફરજિયાત જ્ઞાન આપવાની વિધિનું મહત્ત્વ કે અગત્ય સૂચવે છે. ફરજિયાત તત્ત્વ કહાડો એટલે પ્રાથમિકથી છેક સર્વોત્તમ શોધખોળના જ્ઞાન માટે જ્ઞાનપ્રેમી મનુષ્ય સ્વભાવતઃ જ પ્રયાસ કરશે. સંયુક્ત સમાજને, અલબત્ત, તે જ્ઞાન મેળવવાનાં સાધનો કે સામગ્રી કરી આપવાં પડશે. એટલે કે શાળાઓ, પુસ્તકાલયો, પ્રયોગાલયો ઇત્યાદિ બાંધી આપવાં પડશે. અને તેમાં માર્ગદર્શક ભોમિયારૂપ, અગાધજ્ઞાની, સ્વભાવતઃ જ શિક્ષક હોય એવા સહાયકો પણ યોજી આપવા પડશે. પરંતુ તે ઉપરાંત પ્રજાકીય કેળવણીની વ્યવસ્થામાં સીધી કે આડકતરી રીતે ફરજિયાત તત્ત્વને સ્થાન નહિ મળે. આજે અમુક પદવી લીધી—એટલે કે અમુક પરીક્ષા પસાર કરી—એટલે અમુક જાતની આજીવિકાનું સાધન મળ્યું, એમ સામાન્યતઃ મનાય છે. અને સરકારી ખાતાઓમાં વર્ગણી કરી છે તેમ વિદ્યાપીઠનાં પદવીધરોને સાઠથી પંચોતેર રૂપીઆની નોકરીની શરૂઆત; બેવડા પદવીધરને ૧૦૦ થી ૧૫૦ ની શરૂઆત; વિલાયતી વિદ્યાપીઠના પદવીધરને ૩૫૦ થી ૫૦૦ ની શરૂઆત એમ અણજાણ્યે વર્ગ બંધાઇ ગયા છે, તે પછી નહિ થાય. વળી આજે જે લોકો ઉત્તમોત્તમ પદવી મેળવ્યા છતાં નોકરી ન કરતાં સામાન્ય પ્રજા પાસેથી પોતાની આજીવિકારૂપ કરવેરો ઉઘરાવે છે તે પણ નહિ સંભવે. અલબત્ત, પ્રજાસેવાના પ્રત્યેક વિભાગમાં દાખલ થવા માટે, અથવા ઉચ્ચ પંક્તિના વહીવટદારી સ્થાન માટે અમુક પ્રકારની જ્ઞાનસંપન્નતા જરૂર નિર્માણ કરવી જ પડશે. પણ તેથી જ આજીવિકા મળે, અને તે વિના નહિ એવો આજે જે સમાજવ્યવહાર છે તે નીકળી જવો જોઇએ. કારણ તેમ કર્યા વિના જ્ઞાનદાનમાં કે જ્ઞાનગ્રાહકમાંથી લાલચબુદ્ધિ નીકળવાની જ નથી. અને જ્યાં સુધી જ્ઞાનદાતા કે જ્ઞાનગ્રાહકમાં લાલચબુદ્ધિ હોય ત્યાં સુધી નહિ મળે ખરા જ્ઞાની કે નહિ હોય શુદ્ધ જ્ઞાન.

જ્ઞાન એ મનુષ્યપ્રાણીનું બળ છે. કુદરતની અનેક શક્તિ પર તેની સત્તા કે કાબુની સરત છે. જેમ નાનું બાળક, કોઈ અન્યજન હાથમાં લઈ તેડી ફરે તે પરતંત્રતા તોડવા,* ચાલવાનું જ્ઞાન લે છે, તેમજ મોટી વયમાં કુદરતની અનેક શક્તિપર સત્તા બેસાડવા મનુષ્યપ્રાણી સર્વ પ્રકારનું જ્ઞાન લેવા મથશે. પણ તે જ્ઞાન એકદેશી હશે કે સર્વદેશી તે તો ગ્રાહક મનુષ્યની શક્તિ પર આધાર રાખે છે. અત્યારે આપણે એકદેશી જ્ઞાન-Specialisation પર અતિ ભાર મૂકતા લાગીએ છીએ: પણ મ્હારી માન્યતા છે કે જ્ઞાન Science અને એકજ છે. તેના વિભાગ આખરે સંયોજાયા વિના ખરું જ્ઞાન પ્રગટશે નહિ. બેકન નામના અંગ્રેજ વિદ્વાને ૩૮૦ વર્ષ પહેલાં કેળવાયેલ વ્યક્તિની વ્યાખ્યા આપતાં એમ કહ્યું છે કે તેણે "એક વિષયનું સર્વસ્વ અને સર્વ વિષયનું કંઇ કંઇ" તો જાણવુંજ જોઇએ. અને "મોન્ટે ક્રિસ્ટો" નામે અદ્‌ભૂત કથા લખનાર ડ્યુમા નામના ફ્રેન્ચ લેખકે પણ બતાવ્યું છે કે સર્વદેશી જ્ઞાન મેળવવું અશક્ય નથી. આપણે સર્વદેશી જ્ઞાનસંગ્રહ-Encyclopaedias--તો આજે પણ જોઈએ છીએ. અને તેથી એમ માનવાને કારણ મળે છે કે:—

(૧) જ્ઞાન એકજ હોવાથી તેની કેળવણીનો પાયો સર્વદેશી નજરે નંખાવો જોઇએ.

(૨) પણ એ મેળવવા માટે બાહ્ય શક્તિને કોઈ પણ વ્યક્તિપર ફરજ નાંખવાનો હક નથી; કારણ

(૩) ફરજિયાત મેળવેલા જ્ઞાનમાં લાલચબુદ્ધિ પ્રધાન રહેવાથી તે સંતોષકારક હોતુંજ નથી. માણસને કુદરત પર વિજય મેળવવો હોય તો જ્ઞાનની આવશ્યકતા સહજ સમજાશે, અને તે જાતે જ તે લેવા પ્રયત્ન કરશે.

આ સિદ્ધાન્ત સમજ્યા કે વિચાર્યા વિના કેળવણી પદ્ધતિ રચવી નિરર્થક લાગે છે.

ખુશાલ શાહ

# મુંબઇનું, પુખ્તવયના લોકોનું શિક્ષણમંડળ

પશ્ચિમના બધાય દેશોમાં, પુખ્ત ઉમ્મરના લોકોને શિક્ષણ આપવાની હિલચાલ ફતેહમંદ થઇ છે, એ તરફ મુંબઇના કેટલાક વિચારશીલ ભાઇઓનું ધ્યાન ખેંચાયું; અને એથી એ ઉપર વિચાર કરવાને કેટલાક જણ ૧૯૨૨ ના માર્ચ માસમાં પ્રિન્સિપાલ જોન મેકેન્ઝીના મકાનમાં એકઠા મળ્યા. આવી જ જાતનો અખતરો મુંબઇ શહેરમાં પણ કરવો જોઇએ એ વિચારને ત્યાં મળેલા મિત્રોએ ઉત્સાહથી વધાવી લીધો.

આ વિચાર ઉપર વધારે વિગતવાર ચર્ચા કરવા માટે એક કમિટી નીમવામાં આવી, અને ડૉ. હેરલ્ડ મેનને તેના અધ્યક્ષ અને પ્રિન્સિ૦ મેકેન્ઝીને મંત્રી તરીકે ચૂંટી કહાડ્યા. મુંબઇમાં રહેતા કેટલાક મુખ્ય મુખ્ય વર્ગોના લોકોને વિદ્યાપીઠના ધોરણ પર, ઉચ્ચ શિક્ષણ આપવાને માટે કાર્યક્ષેત્ર તો ઘણું વિશાળ છે એમ તરત જ જણાય, અને આ કમિટીની બેઠકમાં એ વિચાર વધારે દૃઢ થતો ગયો. વેપારી પેઢીઓમાં કામ કરતા કારકુનો અને બીજા તાબાના માણસોમાં, તેમજ બેન્કોમાં, સેક્રેટરિયેટ જેવા સરકારી કચેરીઓમાં, ટપાલ અને તારખાતામાં, હાઇકોર્ટમાં, અને રેલ્વેનાં તેમજ બીજાં કારખાનાઓમાં મજૂરી કરતા માણસોમાં ઘણાએ એવા હશે કે જેમને વિદ્યાપીઠનું શિક્ષણ લેવાની તક નહિ મળી હોય, પણ બની શકે તેટલું જ્ઞાન અને માહિતી મેળવવાની તેમજ આત્મવિકાસ કરવાની તેમને ઇચ્છા તો હશે જ. તેઓ આવી તીવ્ર ઉત્કંઠા એ લોકમાં છે કે કેમ એ જ આ કમિટીને પ્રથમ નક્કી કરવાનું હતું. આને માટે, કેટલાક શિક્ષણના વર્ગો ઉઘાડીને, અને વિદ્યાર્થીમંડળો રંગીન અખતરો કરવાની કમિટીની ઇચ્છા જાહેર કરવાનું નક્કી થયું. શિખવવાના વિષયો પણ એવા જ મુકરર કરવામાં આવ્યા કે તેનો લાભ લેનાર ભાઇઓ, દેશના સામાજિક અને રાજકીય પ્રશ્નોમાં સમજપૂર્વક રસ લઇ શકે, અને જાહેરજીવનમાં પોતાનું યોગ્ય સ્થાન શોધી લેવામાં, તે તેમને મદદરૂપ થઇ પડે.

આ યોજના ૧૯૨૨ ના જુલાઇમાં જાહેર કરવામાં આવી અને સંપત્તિશાસ્ત્ર, હિંદની રાજ્યવ્યવસ્થા, રાજ્યપદ્ધતિનાં સ્વરૂપ, અને બાઇબલનાં કાવ્યો જેવા સાહિત્યના વિષય ઉપર વર્ગો લેવાની શરૂઆત કરી. કામ તો મુંબઇની કૉલેજોના કેટલાક અધ્યાપકોએ કંઇ પણ વેતન લીધા વગર જ ઉપાડી લીધું. આ બધી યોજના છાપાંઓમાં જાહેર કરવામાં આવી, અને ત્યારથી દરેક વર્ગમાં સરાસરી ૧૨ થી ૧૫ જણની હાજરી રહેતી. વર્ગોનો સમય સાંજના કચેરીઓના સમય પછીનો રાખેલો. અને મોટે ભાગે, મુંબઇ વિદ્યાપીઠના મકાનમાં તે ચલાવવામાં આવતા.

આ યોજનાને આ પ્રમાણે સંતોષકારક જવાબ મળવાથી, ઉપર જણાવેલી કામચલાઉ કમિટીએ, ઉત્સાહિત થઇને, ૧૯૨૨ ના નવેંબરમાં શરૂ થતા સત્રમાં, નવા વર્ગો ઉઘાડવાનો વિચાર કર્યો. આ ગોઠવણ કરવાને કેટલીક બેઠકો મળી, અને પરિણામે કેટલાક વર્ગો ચાલુ કરવાનું નક્કી થયું:—એક વર્ગ, મુંબઇ વિદ્યાપીઠના મકાનમાં, સંપત્તિશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો વિષે પ્રો. સી. એન. વકીલે ચાલુ કર્યો; બીજો પણ એજ વિષય ઉપર પરેલના કામદારમંડળની સંસ્થામાં, ચલાવવાનું પ્રો.

આર. એમ. જોશીને સોંપાયું; ગિરગાંવમાં આવેલા હિંદ સેવક સમાજના મકાનમાં પ્રિન્સિ૦ મેકન્ઝીએ માનસશાસ્ત્ર ઉપર વર્ગ ચલાવવાનું માથે લીધું; અને રેનોલ્ડ્સરોડ ઉપર આવેલી યંગમેન્સ ક્રિશ્ચિઅન એસોસિયેશનની શાખામાં, પ્રો. પી. એ. વાડીઆ, લોકશાસન ( Democracy ) ના સિદ્ધાંતો ઉપર એક શિષ્યમંડળ આગળ વિવેચન કરતા.

આ વર્ગોમાં સરાસરી ૧૨ થી ૧૫ જણની હાજરી રહ્યા કરતી. તેમાં હાજરી આપનારાઓને અનુકૂળ થઇ પડે, તેટલા માટે ગિરગાંવ, ભાયખલા અને પરેલ જેવા જુદા જુદા લત્તાઓમાં, વર્ગો ખોલવામાં આવ્યા હતા; અને આ કામમાં તેમને શ્રદ્ધા અને રસ છે, એની નિશાની દાખલ એક રૂપીઆ જેટલી માત્ર નજીવી ફી તેમની પાસેથી વસુલ લેવામાં આવતી.

આ અખતરો, ૧૯૨૩ ના જુલાઇ માસથી શરૂ થતા વર્ષમાં પણ, આ કામચલાઉ કમિટીએ ચાલુ રાખ્યો છે. અત્યારે તેના વર્ગો આ પ્રમાણે છેઃ—સંપત્તિશાસ્ત્રના સિદ્ધાંતો ઉપર એક મુંબઇ વિદ્યાપીઠમાં, અને બીજો પરેલમાં, એમ બે વર્ગો ચાલે છે; ટાઇમ્સ ઓફ ઇન્ડિયા મુદ્રણાલયના કામદારોના લાભ માટે એ છાપાના મકાનમાં જ, બ્રિટિશ અમલ દરમ્યાન હિંદનો આર્થિક ઇતિહાસ, એ વિષય ઉપર એક વર્ગ ચાલે છે; બીજા બે વર્ગ પણ શરૂ કર્યા છેઃ એક કવિવર શેક્સપીઅરના "મર્ચન્ટ ઓફ વેનિસ" ઉપર સેંટ ઝેવિયર કોલેજમાં છે, અને બીજો, ખાસ કરીને પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓના લાભ માટે, યંગમેન્સ ક્રિશ્ચિઅન એસો૦ ની લેમિંગ્ટન રોડની શાખામાં મુંબઇ વિદ્યાપીઠના એક સ્નાતક બ્હેન ચલાવે છે.

વર્ગો પદ્ધતિસર મળતી જાહેર સભાઓ જેવા નથી પણ મૂળ આશય એવો છે કે એ મંડળોમાં એકઠા મળતા વિદ્યાર્થીઓને અધ્યાપક જોડે છૂટથી વાર્તાલાપ અને ચર્ચા કરવાનો પ્રસંગ મળે, અને વિવિધ વિષયો ઉપર એકબીજાના વિચારોની આપલે કરી શકાય.

આ રીતે, આ વર્ષે તો કમિટીએ કરેલા અખતરાને સંતોષકારક ફતેહ મળી છે એમ કહી શકાય. પ્રત્યેક વર્ગમાં વધુમાં વધુ દાખલ કરી શકાય એટલા જણે તો હાજરી આપેલી છે, અને સ્ત્રીઓના શિક્ષણ માટે આ પહેલા વખત જ કરેલા અખતરાથી પણ એકંદરે સંતોષકારક પ્રગતિ જણાઇ છે. જેમ જેમ આ કામ વધારે જાહેરમાં આવશે, અને લોકો એનાથી વધારે માહિતગાર થતા જશે, તેમ તેમ આ વર્ગો મારફત અપાતા જ્ઞાનનો લાભ લોકો વધારે મોટી સંખ્યામાં લેવાને ઉત્સુક થશે, અને કમિટી જે કાંઇ માહિતી પૂરી પાડે છે તેમાં રસભેર ભાગ લેશે, એવી તેની ખાત્રી છે.

આ બધા કામને હવે કંઇક પદ્ધતિસર ચાલુ રાખવાનો વખત આવી લાગ્યો છે, એવી કમિટીની માન્યતા હોવાથી તેણે "પુખ્તવયના લોકોનું શિક્ષણમંડળ" * રચવાને માટે એ હિલચાલમાં રસ લેનાર મિત્રો અને સહાનુભૂતિ દર્શાવનાર સદ્‌ગૃહસ્થોની એક રીતસર સભા બોલાવી છે. એ મંડળનો ઉદ્દેશ મુંબઇમાં જીવનનિર્વાહ અર્થે રહેતા સ્ત્રીપુરુષોને વિદ્યાપીઠના ધોરણ જેવું ઉચ્ચ શિક્ષણ આપવાનો છે. આ ઉદ્દેશ પાર પાડવાને માટે મંડળ નીચે પ્રમાણેના ઉપાયો લેવાની ઉમેદ રાખે છેઃ ઉચ્ચ શિક્ષણ લેવાના સંબંધમાં એ વર્ગના કામગરલોકોની ઇચ્છા કેવી છે એની મંડળ તપાસ કરશે; એવા શિક્ષણ માટે એ વર્ગમાં રસ ઉત્પન્ન કરશે; અને ત્યારપછી જે વિષયોમાં અત્યારે એ લોકોને રસ પડતો હોય અથવા જેમાં તેમને રસ લેતા કરી શકાય

એવા વિષયો ઉપર; લાયક શિક્ષકોના વ્યાખ્યાનો અને ચર્ચાઓ મંડળ ગોઠવવાનો પ્રબંધ કરશે.

આ કામ અત્યારે તો મુંબઇની કૉલેજોના અધ્યાપકો અને બીજા ગૃહસ્થો જરાયે વેતન લીધા વગર જ કરી રહ્યા છે. વિષયોની પસંદગી પણ રસમય નીવડી છે; કેટલેક અંશે તે સાહિત્યને લગતા પણ મોટે ભાગે તો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે વર્તમાન આર્થિક અને રાજકીય જીવન સાથે સંબંધ ધરાવતા છે; અને શિક્ષણ આપવામાં તેમજ ચર્ચાઓ ચલાવવામાં અત્યાર લગી તો અંગ્રેજી ભાષાનો ઉપયોગ થયેલો છે. કમિટીને પોતાના કામમાં કૉલેજોના અધ્યાપકોની અને વિદ્યાપીઠની સહાય મળેલી જ છે, અને જેમ જેમ આ મંડળ લોકોમા વધારે જાણીતું થશે, તેમ તેમ વ્યાપારી પેઢીઓ અને સામાન્ય રીતે આખા વ્યાપારીવર્ગની પણ તેને મદદ મળી રહેશે એમાં કંઇ શક નથી. મુંબઇ જેવા વધતી જતી વસ્તીવાળા શહેરમાં પુખ્તવયના લોકોને શિક્ષણ આપવાની હિલચાલ માટે બહોળું કાર્યક્ષેત્ર પડેલું છે; અને હવે પછી રચવાનાર મંડળ કંઇ નહિ તો અત્યારે જે કામ, કામચલાઉ કમિટી કરી રહી છે એટલુંજ ચાલુ રાખશે, તો પણ તેની હયાતીની આવશ્યકતા તો સિદ્ધ થઈ જ જશે.

અત્યાર સુધી, કમિટીએ કોઈ પણ જાતની આર્થિક સહાય વગર જ પોતાનું કાર્ય કરેલું છે; પરંતુ હવેના નવા મંડળને, એન. એમ. વાડીઆના ધર્માદા ફંડમાંથી રૂ. ૧૦૦૦) ની મદદ મળવાની હોવાથી, તેના કામની શરૂઆત તો સારા શુકનમાં થશે. મુંબઈ જેવા શહેરમાં, આ દિશામાં બહોળું ક્ષેત્ર ખેડવાને માટે, મંડળ તરફથી કામ કરનાર શિક્ષકોને, કંઇ પણ વેતન આપીને તેમની મહેનતની યોગ્ય કદર કરવાની જરૂર છે; અને માત્ર નાણાંને અભાવે, મંડળનું કામ આગળ વધતું નહિ જ અટકે, એના અત્યારની કમિટીને સંપૂર્ણ ખાત્રી છે.

પી. એ. વાડીઆ

# સંયુક્ત શાળાઓ

કન્યા કેળવણીના સંચલનને શરૂ થયે અનેક વર્ષ થઇ ગયાં. અને ગુજરાત પ્રાન્તનાં પ્રથમ બે સ્ત્રી ગ્રૅજ્યુએટોએ ડિગ્રી લીધે પણ આજ વીસ વર્ષ ઉપર થઇ ગયાં છે. એટલે સાધારણ રીત્યે આપણે એમ આશા રાખિયે કે હાલ તો ગુજરાતમાં કન્યાઓને કેળવણી આપવી તે પણ એક સાધારણ વાત ગણાતી હશે; અને અસંખ્ય કન્યાઓ દરેક જાતનું, એટલે પ્રાથમિક, માધ્યમિક, અને ઉચ્ચ શિક્ષણ લેતી હશે. પરન્તુ આપણે આજુબાજુ દૃષ્ટિ કરિયે છિયે તો શું નજરે પડે છે ! કન્યા કેળવણીને તદ્દન નિરાશાજનક સ્થિતિમાં પડેલી દેખિયે છિયે. હજી મેટ્રિક્યુલેશન સુધી ભણતી કન્યાઓ તો કાંઈક નજરે પડે છે—જો કે તે પણ વસ્તીના પ્રમાણમાં તો ઘણી જ થોડી છે—તો પણ એ સંખ્યા કાંઇક ઠીક હોય છે. પરન્તુ ઉચ્ચ કેળવણીની જ્યહાં વાત આવી ત્યહાં તો આંગળીને વેઢે ગણાય એટલી પણ ભાગ્યે જ નીકળશે.

આનું કારણ શું ? અલબત્ત, આવી સ્થિતિ ઉત્પન્ન થવાનાં એક નહિ પણ અનેક કારણો હોય. ત્હેમાંનું એક તો એ પણ ખરૂં કે કેટલાંકનો મત હેવો હોય છે કે કન્યાઓને જુદા જ પ્રકારનું શિક્ષણ અપાવું જોઇયે. પરન્તુ ઘણાં માતપિતા, જે એમ નથી માનતાં, અને હાલની શિક્ષણ પદ્ધતિને કન્યાઓને માટે પણ અનુકૂળ ગણે છે, તે પણ પોતાની કન્યાઓને કેળવણી આપતા નથી. તો એ સ્થિતિ શાં શાં કારણથી ઉત્પન્ન થાય છે તે તરફ સ્હેજ દૃષ્ટિ કરિયે.

આપણી આર્થિક સ્થિતિ એ પણ ત્હેમાંનું એક કારણ છે. મ્હોટા ભાગના લોકોની આર્થિક સ્થિતિ હેવી હોય છે કે તેઓ પોતાના પુત્રોને જ પૂરતું શિક્ષણ આપી શકે છે. પણ તે તો ગમે તેમ કરીને આપે ખરા, કારણ આપણામાં એમ મનાય છે કે કોઇ પણ યુવક જેમ વધારે ભણેલો હોય ત્હેના પ્રમાણમાં વધારે કમાઇ શકે. એટલે પુત્ર તો આખરે કમાઇને ત્હેની પાછળ કરેલું ખર્ચ સાર્થક કરે છે. અને પુત્રીઓને ભણાવવામાં વપરાયેલું ધન તો ઘણા લોકો ફેંકી દીધેલું જ ગણે છે. એટલે કાંઇક અંશે આપણી આર્થિક સ્થિતિને પરિણામે, કાંઇક અંશે આપણી સ્વાર્થી વાણિયાશાહી વૃત્તિને લીધે, અને આ બન્ને કરતાં વધારે અંશે આપણા સ્વભાવમાં રહેલી કન્યાના જીવન અને વિકાસ પ્રત્યેની ઉદાસીનતાને પરિણામે, હાલ કન્યા કેળવણીની સ્થિતિ ઘણી શોકજનક છે.

પરન્તુ આ સર્વ કારણો કરતાં મ્હને તો એક બીજું કારણ આ સ્થિતિ લાવવામાં વધારે અંશે સાધનરૂપ થયું હોય એમ લાગે છે, અને તે આપણા લોકોની છોકરાઓ અને છોકરીઓને સાથે એટલે એક જ શાળાઓમાં ભણાવવાની વિરુદ્ધની વૃત્તિ, તે છે. મ્હેં ઉપર કહ્યું તેમ અનેક માતપિતા પોતાની કન્યાઓને મેટ્રિક્યુલેશન સુધી ભણાવવાને ખુશી હોય છે. કારણ ત્યહાં સુધી છોકરાઓ અને છોકરીઓની શાળાઓ જૂદી હોય છે અને ત્હેમને કૉલેજનો અભ્યાસ કરવા દેવાની વિરુદ્ધમાં એ જ કારણ આપે છે કે કૉલેજો તો સંયુક્ત હોય છે. તેમ વળી પોતાના પુત્રીને મેટ્રિક કરવાની-

ઇચ્છા રાખનાર માતપિતા પણ જો મ્હોટાં શહેરોમાં વસતાં ના હોય તો ત્હેમની પુત્રીઓ એટલું શિક્ષણ પણ મેળવી શકતી નથી. કારણ કે ત્હાં તો ફક્ત છોકરાઓ માટે જ હાઈ સ્કૂલો હોય છે, અને આ સંયુક્ત શિક્ષણની વિરુદ્ધની વૃત્તિ એ મેટ્રિકમાં પણ કન્યાઓ આટલી ઓછી હોવાનું એક મુખ્ય કારણ છે.

અને હાલની શિક્ષણ પદ્ધતિ જોતાં એમ લાગે છે કે એ વૃત્તિ સ્વાભાવિક છે. હાલ જે ક્રમ છે તે મ્હને તો મનુષ્ય સ્વભાવના બંધારણને તદ્દન પ્રતિકૂળ લાગે છે. હાલનો શિક્ષણનો ક્રમ શો છે? જ્હાં જોઇયે ત્હાં હાલ શાળાઓની રચના હેવી છે કે પ્રાથમિક શાળા, માધ્યમિક શાળા, અને હાઈ સ્કૂલ છોકરા અને છોકરિયો માટે જુદી હોય છે અને કૉલેજો બધી જ સંયુક્ત હોય છે. આપણે જરાક જ ઊંડો વિચાર કરીશું તો જણાશે કે આ ક્રમ અસ્વાભાવિક છે. બાળકોને સોળ સોળ વર્ષની ઉમ્મર સુધી છૂટાં રાખીને, પુરૂષ અને સ્ત્રી વચ્ચેનો ભેદ હેમના મગજમાં પૂરેપૂરો ઠસાવ્યા પછી હેમને કૉલેજ જીવનના પૂર્ણ સ્વતન્ત્ર અને અંકુશ રહિત વાતાવરણમાં ભેગાં રાખવાં એ તો મનુષ્ય સ્વભાવ સાથે રમત કરવા જેવું છે. અને પછી જો દૈવયોગે હેમાંથી કાંઈ અનિષ્ટ પરિણામ આવે તો "એજ્યુકેશન" ને દોષ દેવાય, અને છોકરાઓને અને ખાસ છોકરિયોને સ્વતન્ત્રતા ના આપવી જોઇયે એમ સિદ્ધાન્ત બંધાય. પરન્તુ હું ધારું છું કે સ્હેજ વિચાર કરવાથી જણાશે કે હેમાં મુખ્ય દોષ પદ્ધતિનો છે. અલબત્ત, હાલની પદ્ધતિમાં પણ કાંઈ બધા જ દાખલામાં અનિષ્ટ પરિણામ આવે છે કે આવે જ હેવું કાંઇ પણ નથી. ઉલટું, હેવા દાખલા તો જવલ્લે જ જડશે. પરન્તુ હેવો એક પણ દાખલો બને તો તે જનસમાજને સાધન તરીકે મળે, અને હેમાં પદ્ધતિનો કે પોતાનો દોષ ના જોતા, કન્યા કેળવણી અને સ્વતન્ત્રતાનો જ દોષ કાઢે.

ત્હારે હાનો ઉપાય શો? એક તો એ કે સ્ત્રીઓ માટે સ્વતન્ત્ર કૉલેજ કાઢવી. પણ તો ત્હેની સાથે ગામે ગામ અને દરેક ગામડે ગામડે પણ અસંખ્ય કન્યાશાળાઓ કાઢવી જ પડે. કારણ સ્પષ્ટ છે. કૉલેજ કાઢિયે, અને કૉલેજ સુધી પ્હોંચવાનું સાધન કન્યાઓને ના આપિયે તો એ કૉલેજ વ્યર્થ છે.

પરન્તુ હાવી શ્રમસાધ્ય પરંપરા રચવાને બદલે એક વધારે સરળ રસ્તો એ છે કે પ્રાથમિક શાળાઓથી જ છોકરાઓ અને છોકરિયો માટે સંયુક્ત શાળાઓ રાખવી; એટલે પ્રાથમિક શાળાઓથી તે છેક કૉલેજ સુધી સઘળાં જ શિક્ષણસ્થાન સંયુક્ત રાખવાં. આ રચનામાં આર્થિક લાભ તો ઘણોજ છે, અને એ સ્પષ્ટ છે. પરંતુ આર્થિક ઉપરાન્ત હેમાં માનસિક અને નૈતિક લાભ પણ સમાયલો છે. અને તે એટલો સ્પષ્ટ નથી. એટલે મારે ખાસ કરીને એ લાભનું જ સ્પષ્ટીકરણ કરવું છે.

હામાં એક મુખ્ય વાંધો એ આવે છે કે હાલ ચાલતી પદ્ધતિનું સંપૂર્ણ રૂપાન્તર જ કરવું પડે. સરકારની સ્થાપેલી શિક્ષણ પદ્ધતિ તો વિભક્ત શાળાઓની પ્રણાલિકામાં પડી ગયેલી છે, એટલે એ પ્રણાલિકા બદલાય એમ આશા ના રખાય. પરન્તુ તેથી કાંઇ આ રચના અસાધ્ય નથી. કારણ કે હાલ જે રાષ્ટ્રીય શિક્ષણ પ્રચારમાં આવવા માંડ્યું છે તેનું બંધારણ હજુ ઘણે અંશે અનિશ્ચિત દશામાં છે. તો તેનું સ્વરૂપ ઘડતી વખતે તેમાં આ સંયુક્ત શાળાઓની સૂચના તેમના માના કોઇ શિક્ષણ શાસ્ત્રમાં જે પ્રવીણ હોય હેની સલાહથી અને હેની વિગતવાર સૂચના પ્રમાણે શામેલ કરી શકાય. તેમજ સંયુક્ત શાળાઓની સૂચના હાલના રાષ્ટ્રીય નેતાઓના સિદ્ધાન્તની સાથે કોઇ પણ રીતે વિરોધવાળી નથી એમ હાલના રાષ્ટ્રીય સંચલનમાં સ્ત્રીયોને પુરૂષોના સહાધ્યાયી તરીકે કામ કરતાં જોઇને સ્પષ્ટ થાય છે.

સંયુક્ત શિક્ષણનો માનસિક અને નૈતિક લાભ મ્હારી માન્યતા પ્રમાણે ઘણો મહત્ત્વનો છે. એક ન્હાની વયમાંથી છોકરા અને છોકરિયો સાથે ભણતાં અને રમતાં હોય તો ત્હેમનાં મન કેવળ નિર્દોષ રહે; પુરૂષ અને સ્ત્રી વચ્ચેનો ભેદ ત્હેમની કલ્પનામાં પણ ના આવે અને સર્વે શુદ્ધ વૃત્તિથી હળીમળીને રહી શકે. બાળકોને

જાતિભેદનું ભાન ( એટલે sex-consciousness ) આવતા પ્હેલાં પુરૂષ અને સ્ત્રી વચ્ચેના ભેદ પ્રત્યે ઉદાસીનતા જોઇએ. અને એ ઉદાસીનતા જો સંયુક્ત શિક્ષણ થાય અને સર્વ બાળકો બાલ્યાવસ્થામાંથી જ ભેગાં રહેતાં શીખે તો હેની મેળે આવે. આપણી હાલની ગૃહ તેમજ શાળાની શિક્ષણની પદ્ધતિથી તો બાળકોમાં જાતિભેદનું સ્વાભાવિક રીત્યે ભાન આવતા પ્હેલાં અને એ જાતિયોના ભિન્ન ધર્મ હેમની કલ્પનામાં પણ આવતા પ્હેલાંજ એ જાતિભેદ વિશે કુતૂહલ ઉત્પન્ન થાય છે. પરન્તુ પુરૂષ અને સ્ત્રી વચ્ચેના ભેદ પ્રત્યે એક વખત જો ઉદાસીનતા આવી જાય તો પછી જાતિભેદના ભાનના ઉદય વખતે અને યૌવનના આરમ્ભ વખતે પણ કોઇ પણ જાતનો ભય રહે નહિ. હું તો ખાત્રીથી માનું છું કે બાળકોને બાલ્યકાળથી જ ભેગાં રાખ્યેથી જેટલી મનની નિર્દોષતા કેળવાય છે તેટલી હેમને જાતિભેદ પ્રમાણે જુદાં રાખીને અને અરસપરસના સહવાસમાં બન્ધનો રાખ્યેથી નથી કેળવાતી; એટલું જ નહિં, પણ એ પ્રમાણે છેક બાલ્યાવસ્થામાંથી બાળકો સમજી ના શકે હેવાં બન્ધનો રાખ્યેથી ઉલટું બાળકોનું મન કુતૂહલથી ડ્હોળાય છે; અને, જાતિભેદ એ શું હશે? શા માટે બાળકોથી અરસપરસ નહિં ભળાતું હોય? વગેરે અનેક અસ્પષ્ટ, તૃષા, અનુત્તર પ્રશ્નો હેમના મનમાં ઉત્પન્ન થાય છે. એ પ્રશ્નો હેમના પોતાના જ મનમાં સ્પષ્ટ સ્વરૂપે હોતા નથી, પરન્તુ સ્પષ્ટ હોય અને કોઇને પૂછે તો પણ કોઇ હેનુ નિરાકરણ કરીને હેમના મનનું સમાધાન કરવા સમર્થ નથી. અને પછી, મનુષ્ય માત્રના સ્વભાવની વિપરીતતાને લીધે વડીલોએ મૂકેલાં બન્ધનો તોડવાનું—અને તે પણ હેમનાથી ગુપ્ત રીત્યે તોડવાનું મન અણસમજુ, અર્ધ સમજણવાળાં બાળકોને થાય છે. અને નિર્દોષતાથી સાથે રમવામાં હોય છે હેના કરતાં હવા અતૃપ્ત કુતૂહલમાં વધારે ભય રહેલો હોય છે.

આ માનવ પ્રકૃતિનું દૃષ્ટાન્ત મોટી વયનાં મનુષ્યોમાં ગુજરાત, બંગાળા, અને પંજાબના લોકોના પ્રકૃતિભેદમાં જણાઇ આવે છે. એ તો આપણે સર્વ જાણીયે છીયે કે બંગાળાની સ્ત્રીયોમાં, વિશેષ કરીને ઉંચા વર્ગની સ્ત્રીયોમાં, પડદાનો રિવાજ છે, અને પંજાબમાં તો તેથી પણ વિશેષ છે, જ્હારે ગુજરાતમાં હેવું કાંઇ જ નથી. ( લાજ કાઢવાનો રિવાજ પણ હવે ધીમે ધીમે જતો રહેવા લાગ્યો છે. ) એટલે પ્રમાણમાં ગુજરાતમાં સ્ત્રીયો અને પુરૂષો વધારે છૂટથી રહે છે. ત્હારે હેનું પરિણામ શું છે? ગુજરાતમાં ગમે તેટલી સ્ત્રીયો રસ્તામાં ચાલતી હશે, તો પણ એના એ રસ્તા ઉપર ચાલનારે પુરૂષોને હેમની સ્હામે જોવાનું કલ્પનામાં પણ નથી આવતું. જ્હારે બંગાળામાં જો કોઇ સ્ત્રી ખુલ્લી ગાડીમાં નજરે પડે કે તરત રસ્તામાંના મધળા પુરૂષો—ઉચ્ચ વર્ગના પુરૂષો પણ—પોતાનું કામ મૂકી દઇને હેના સ્હામું જોઇ રહે છે; અને પંજાબમાં તો હેવી રીત્યે રસ્તે જનાર સ્ત્રી તરફ, હેમાં જો એ સ્ત્રી જરા ઉંચા વર્ગની હોય તો તો ખાસ હેવી વિકારપૂર્ણ દૃષ્ટિથી પુરૂષો જોઈ રહે છે કે પેલી સ્ત્રીને બિચારીને ભોંય ભારે પડે છે. સારાંશ એ કે સ્ત્રીયોના—એટલે પોતાના કુટુમ્બ ઉપરાન્તની બીજી સ્ત્રીયોના પણ—સતત સહવાસમાં રહેનાર ગુજરાતી પુરૂષોને મન સ્ત્રી—અને તે જ પ્રમાણે કુટુમ્બના પુરૂષ મિત્રોના સહવાસમાં આવતી ગુજરાતી સ્ત્રીયોને મન, પુરૂષ—એ એટલી સામાન્ય વસ્તુ છે કે એક બીજાને જોયાથી વિકાર ઉત્પન્ન જ નથી થતો, અને મન તદ્દન નિર્દોષ રહે છે. જ્હારે બંગાળ અને પંજાબવાસિયોને, કુટુમ્બ શિવાયનાં અન્ય સ્ત્રી પુરૂષોથી હેમને દૂરનાં દૂર અને અદૃશ્ય જ રાખેલાં હોવાથી કોઈ પણ પરાઇ સ્ત્રી અથવા પરાયો પુરૂષ એ નવીન દૃશ્ય બને છે, અને એ સ્ત્રી અથવા પુરૂષ પ્રત્યે હેમને કુતૂહલ અને પરિણામે વિકાર ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે બાળકોને છૂટાં રાખ્યેથી કુતૂહલ અને અન્તે વિકાર ઉત્પન્ન થાય. બન્ને દૃષ્ટાન્તમાં વિકારનું મૂળ કુતૂહલ છે બાળકોનું અજ્ઞાનજનિત કુતૂહલ, અને મ્હોટાં મનુષ્યમાં જ્ઞાનજનિત, સમાજે મૂકેલાં બન્ધનોથી ઉદ્ભવેલું કુતૂહલ. ત્હારે જો આપણાં સઘળાં બાળકોને બાલ્યાવસ્થામાંથી જ જૂદાં બન્ધનો રાખ્યા વગર ભેગાં રાખ્યાં હોય તો સતત સહવાસને પરિણામે હેમનાં મન નિર્દોષ થાય. અને કુતૂહલ કે વિકાર ઉત્પન્ન થાય જ નહિં. તાત્પર્ય એ છે કે આપણામાં પુરૂષ અને સ્ત્રી વચ્ચેના ભેદ પ્રત્યે જો ઉદાસીનતા હોય તો વિકાર ઉત્પન્ન

થવા પામે જ નહિં. એ ઉદાસીનતા ગુજરાતિયોમાં છે અને બંગાળા અને પંજાબવાસિયોમાં નથી. અને આપણને તરત જ લાગે છે કે ગુજરાતિયોમાં એ ઉદાસીનતાં, બન્ને જાતિયોના અરસપરસ સહવાસથી, અને એ સહવાસમાં યોગ્ય પ્રમાણસર રહેલી સ્વતન્ત્રતાને લીધે જ આવે છે. અને બંગાળિયો અને પંજાબિયોનો વિકાર તે કુતૂહલમાંથી, અને એ કુતૂહલ એ સહવાસના અભાવથી, અને એ સહવાસ માટેનાં બન્ધનોથી જ ઉદ્‌ભવ પામે છે. આ મનુષ્ય સ્વભાવનું સામાન્ય લક્ષણ છે. અને એ લક્ષણને આધારે જ હું કહું છું કે બાળકોને છુટથી અરસપરસ સહવાસ રાખવા દીધાથી કુતૂહલને સ્થાન જ રહેતું નથી, અને તેથી વિકાર જડમૂળથી કપાઈ જાય છે; અને એ સહવાસ નિર્દોષ બને છે, અને ભયનો સંભવ મ્હોટા પ્રમાણમાં ઘટાડે છે.

રૂચિસ્વદમ્બી લોકમત હાલી સંયુક્ત શાળાઓની સૂચનાથી એક વખત તો ભડકશે જ એ હું જાણું છું. પરન્તુ અણુમતોપી લોકમતને પણ એટલું તો કબૂલ કરવું પડશે કે કન્યા બાર વર્ષની અને છોકરા પંદર વર્ષના થાય ત્હાં સૂધી તો ત્હેમને સંયુક્ત શાળાઓમાં ભણાવવામાં કોઈ પણ જાતની હાનિ નથી. ત્યાર ત્હેમનું શિક્ષણ કઈ પદ્ધતિ પ્રમાણે રાખવું તે વિશે મતભેદ થવાનો સંભવ ખરો. તો કદાચ લોકમતને માન આપીને એમ થાય કે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સંયુક્ત રાખવી, અને હાઈસ્કૂલ જૂદી રાખવી. અને એ સિદ્ધાન્તને આધારે તો કૉલેજો પણ સ્વતન્ત્ર રાખવી જોઈયે. પરન્તુ મ્હને તો આ અઘટચર્ચ લાગે છે. મ્હારી તો દૃઢ માન્યતા છે કે બાળકોને બાલ્યાવસ્થાથી જ ભેગાં રાખવાથી ત્હેમનાં ચારિત્ર્ય એટલાં દૃઢ બંધાય અને સંયમ એટલો સ્વાભાવિક થાય કે પછીથી ત્હેમને યુવાવસ્થામાં પ્રવેશ કરવાને સમયે પણ સંયુક્ત શાળાઓ અને કૉલેજોમાં ભણવાથી કોઈ પણ જાતનું અનિષ્ટ પરિણામ–માત્ર સંયુક્ત સંસ્થામાં ભણવાના કારણથી તો–ના જ આવે. બાકી સમસ્ત સંસારમાં સ્ત્રી પુરૂષના સમ્બન્ધમાં વગર સંયુક્ત સંસ્થાઓએ; અને સ્ત્રી પુરૂષ સહવાસ માટેનાં અનેક બન્ધનો છતાં, અને સ્ત્રીયોને પડદા પળાવનાર જાતિયોમાં સુદ્ધાન્ત ક્યહાં અનિષ્ટ પરિણામ નથી આવતાં ? સંસારની અનીતિમાં શિક્ષણની સંયુક્ત સંસ્થાઓથી વધારો તો નહિં જ થાય, પરન્તુ ચારિત્ર્ય ઘડાવાને લીધે કાંઈક અંશે પણ ઘટાડો થવાનો જ સંભવ છે.

સૌ. લવંગિકા પ્રિયંવદ મહેતા

# સ્ત્રીઓનો ઉદ્ધાર અને કેળવણી

ગુજરાતના સુધારાનો ઇતિહાસ લખાશે ત્યારે તેમાં સહુથી વધારે રસિક અને વધારે વિસ્તારવાળું પ્રકરણ "સ્ત્રીઓના ઉદ્ધાર" વિષેનું હશે. છેલ્લી બે પેઢીમાં સુધારાની આ દિશામાં એટલું તો જાણવા જોવાનું બની ગયું છે, કે કેવળ વર્તમાન પરિસ્થિતિ જોનારને તે આરંભકાળની નિરાશા અને તેની સામે ટકી રહેલી ઉત્સાહમય પ્રવૃત્તિની કલ્પના પણ દુષ્કર છે.

નવીન યુગનાં તે મળસ્કાંનું વાતાવરણ એટલું તો ધેરાયલું હતું કે એની પેલે પાર નજર પ્હોંચાડવાની શક્તિ કે હિમ્મત બહુ થોડામાંજ હતી. તે કાળના વર્તમાનની સર્વદેશી નિર્માલ્યતા, કથાશેષ બનેલા પણ સ્મૃતિમાત્રથી ચિત્તને સતેજ કરતા ગરવા પ્રાચીન સંસ્કારની નિર્મલતા એવા અને અનેક નિર્મલ પણ નિર્બલ મનવાળાઓને ઉશ્કેરી મૂકતા પાશ્ચિમાત્ય વિચાર-વૈભવ અને બુદ્ધિવિલાસની મોહકતા એ બધાના સંઘટ્ટનના તે કાળમા ભલભલાની દિશાભૂલ થઇ જતી હતી. રૂઢસંપ્રદાયની અનેકવિધ નિર્ગુણતા અને મલિનતાના પ્રત્યાઘાતરૂપે જન્મેલા અતિધૃષ્ટ ઉદ્દામવાદથી ક્યાંક ક્યાંક સંસાર ઉન્મત્ત બની ગયો હતો; પણ એકંદરે તે ઉન્માદમાંથીજ તેનો પ્રતિકાર પણ ઉદ્‌ભવ્યો. ઉદ્દામ જનતાની સર્વંધ્વંસી પ્રવૃત્તિથી ચોંકી ઉઠેલો ગુર્જરસંસાર જેવી તેવી પણ વૃદ્ધપરંપરાથી પરિચિત રહીનું શરણ શોધી, કોઈવાર વિવાદથી, કોઈવાર મૌનથી તો કોઈવાર વિતંડાથી પણ પોતાનું રક્ષણ કરી લેવા લાગ્યો. પરિણામે એવો એક ઠરેલ વર્ગ બંધાયો જેણે વર્ત્તમાનમાં મલિન દેખાતા અનેક રૂઢસંપ્રદાયોના મૂલરૂપ લાગતાં અને છાયારૂપે રહેલાં અનેક સત્યો અને ફિલસુફીઓનો જીર્ણોદ્ધાર કરવા માંડ્યો. આ સત્યોથી અને આ ફિલસુફીઓથી મુગ્ધ બનેલા વિચારકો અતિજીર્ણ સંપ્રદાય-માટે પણ પાશ્ચિમાત્ય એવાં નવાં આગન્તુક શાસ્ત્રોનાં પ્રમાણ શોધી કહાડવા લાગ્યા. બુદ્ધિ, વ્યક્તિસ્વાતન્ત્ર્ય, વિજ્ઞાન, શ્રદ્ધા, શાસ્ત્ર, પ્રમાણ, એવા એવા શબ્દોનો ચોપાસથી ઘોષ થવા લાગ્યો. સમાજ આખુંસ ખંખેરી ઉઠ્યો, અને જુદાં જુદાં મતતન્ત્રોની પક્ષપાતી વ્યાસ-પીઠેથી વિસંવાદી ગર્જનાઓ સાંભળી ઘડીભર દિઙ્મૂઢ બની ગયો. પરંતુ એક વિષયમાં તો સર્વ પીઠો ઉપરથી એકજ સૂર સંભળાતો હતો; તે વિષય "સ્ત્રીઓના ઉદ્ધાર" નો !

સ્ત્રીઓની અવદશા વિષે તો તે સંઘટ્ટનકાળે પણ સહુ એકમતજ થયા, અને પોતપોતાના સંપ્રદાયને અનુકૂળ ભાષામાં એ અવદશાનું વર્ણન કરવા લાગ્યા. વેદોનાં સમર્થન માટે પુરાણોને ચીથરાં ફેરવનાર પંડિતજી, ગાર્ગી અને મૈત્રેયી અને લોપામુદ્રાનાં સ્મરણો જગાવવા લાગ્યા. મનુ પરાશરના અન્ત માટે શોક કરતા શાસ્ત્રીઓએ 'પૂજ્યા ભૂષયિતવ્યાશ્ચ' એ વિશેષણોનો સ્ત્રીવિશેષ્ય માટે પુનરોદ્ધાર કર્યો. ઇતિહાસપુરાણનેજ કલિયુગમાં ઇષ્ટ પ્રમાણ ગણનાર પુરાણીઓ અહલ્યા, દ્રૌપદી, સીતા આદિના દૃષ્ટાન્તોનો અસકૃત્ નિર્દેશ કરવા લાગ્યા. જોન મિલ અને હર્બર્ટ સ્પેન્સરના નિબન્ધોથી ઉત્સુક બનેલો તરુણ વિદ્વાન સ્ત્રીસ્વાતન્ત્ર્યના પ્રતિપાદન માટે સભાઓ અને ધારામંડળો ગજાવવા લાગ્યો. અને આ બધાં વાતાવરણથી મૂઢ જેવો બનેલો, ઉદ્દામ કલ્પનાથી અને આવેશમય તરંગથી ચકડોળે ચઢેલો બાપડો ભવિષ્યનો [illegible] નિરાશાવાદી સુધારક પણ

પુરૂષને સ્વાભાવિક આકર્ષણ થાય છે એ આકર્ષણ યોગ્ય સ્થાને થાય એ સદિચ્છાથી પ્રેરાઈ અનેક પતિઓ પુરસદના વખતમાં, કે શહેરી જીવનમાં મળતી સ્વતંત્રતાના વખતમાં, કે અનુકૂળ પ્રસંગો શોધી કહાડી પત્નીને અભ્યાસ કરાવવાનું શરૂ કરે છે. આમાંના ઘણાખરા પ્રયોગો નિષ્ફળ જાય છે. કોઈ કોઈ અપૂર્ણ રીતે સફળ થાય છે. સંપૂર્ણ સફળતા તો સોમાં એકને માંડ મળે છે. આ અફળતાનાં કારણ અનેક છે. પ્રથમ તો પતિમાં શિક્ષક બનવાની વૃત્તિ હોય તેથી જ શિક્ષક બનવાની શક્તિ નથી આવતી; તેમ મ્હોટી ઉમ્મરે અન્ય વિષયમાં હોશિયાર અને પતિ કરતાં વધુ ડહાપણવાળી પત્ની "વિશેષણ" કોને કહેવાય એ સાદી વાત પણ ન સમજે, છતાં પતિ અધીન થાય તો થોડાંક "અત્ર ગુણવાચક" વિશેષણોનો ઉપયોગ અદ્ભુત શક્તિથી કરે અને તેથી અભ્યાસનો કેટલોક સમય અંગત અભિપ્રાયો દર્શાવવામાં જાય આમ શિષ્યાનું Emotional impatience અને ગુરૂનું Intellectual impatience એ બે વિરૂદ્ધ તત્ત્વોથી અભ્યાસ અફળ જાય. તેમ અભ્યાસ તરફની રૂચિ જો સંસારમાં પડવા પ્હેલાના વખતથી જ ન હોય તો પાછળથી સંસારના અનેક ખાટાંમીઠાં જંજાળમાં પડ્યા પછી એ રૂચિ ઉત્પન્ન થવી ઘણી મુશ્કેલ છે. ગુણસુન્દરીને પતિવાત્સલ્ય એટલું તો ઉત્કટ હતું કે તેના ઓછા અભ્યાસથી પતિનું ચિત્ત દુભાતુ તે જોઈ જ ન શકે! આ સ્થિતિ સામાન્ય પત્નીના મનની નથી. ઘણું ઘણું તો બિચારી થોડુંક શીખે, પછી તેની વૃત્તિ ન જોવાથી પતિ જરા ઢીલું મૂકે તેનો લાભ લઈ ભણતર છોડી દે. ગુણસુન્દરી પણ–" અને બીજે દિવસેથી ગુણસુન્દરીએ અભ્યાસ કરવા માંડ્યો અને સીમંત આવતા સુધીમાં પતિ પાસે ભણી તે ભણી, પછી જંજાળમાં પડી અને વધારે ભણાયું નહિ' પતિએ જ્યારે સહજ અભ્યાસનું પુછ્યું ત્યારે તેણે તુરત જ કહ્યું. "અભ્યાસ? આ બધોય અભ્યાસ જ છે ની? કાગળનું પુસ્તક કે સંસારનું પુસ્તક, જેમાંથી શીખીએ તેમાંથી શીખાય"

ઉપર કહી દશા સંસારમાં પડેલી સર્વ સ્ત્રીઓની છે, એટલે તેમના માટે ખાનગી શિક્ષક રાખનારનો કે જાહેર સંસ્થાઓ ચલાવનારાઓનો અનુભવ એકજ પ્રકારનો છે. હજુ એવી સંસ્થાઓમાં ઉપરછલ્લું કામ ઘણીમાં થાય છે, જ્યારે સંગીન કામ બહુ થોડીમાં થાય છે. એ સંસ્થાઓ પણ શાળા પેઠે પોપટિયાં જ્ઞાન અને ટાપટીપનાં સાધન કેળવવામાં સાધનરૂપ હોય એવો એનો ઉપયોગ અનેક સ્ત્રીઓ કરતી જોવામાં આવે છે. મુંબઈની એક પ્રસિદ્ધ સંસ્થામાં "ગુજરાતી સાહિત્ય"ના અભ્યાસ માટે જ્યારે ચાર પાંચ બાઈઓ જ તૈયાર થાય છે ત્યારે અંગ્રેજીનો ભાંગ્યોતૂટ્યો અભ્યાસ કરવાને વીશપચ્ચીશની હાજરી હોય છે. તેવીજ એક બીજી સંસ્થામાં સ્ત્રીઓએ સ્હામેથી English conversation નો ક્લાસ માગી લીધો હતો. ખરેખર! સૉસાયટી નામના નમાલાં મંડળમાં કાચના ટુકડા કરતાં પણ નતેજ રૂપે દીપવાના ખ્યાલી અભખરામાં છ સાત બાળકની મા હોય એવડી મ્હોટી ઉમરની, પણ બાલક બુદ્ધિની સ્ત્રીઓને બુદ્ધિ અને વખતના શોકજનક ભોગે ડી–ઓ–જી ડૂગ, ડી–ઓ–જી ડૂગ કે "હાઉ ડૂ યુ ડૂ" એટલે "કેમ છો" એમ ગોખતી જોવી એ આર્ય સંસ્કારની ભગ્ન મૂર્તિ સમી દેવીઓનાં દર્શન માટે તલસતી આંખો માટે કેટલું અફસોસકારક tragic છે! અભ્યાસ એ અન્તર મઠવા માટે છે અભ્યાસ એ ચિત્તની ખરી શાન્તિ મેળવવાને માટે છે, અભ્યાસ એ મનુષ્યત્વના વિકાસ માટે છે, એ વૃત્તિ પતિ અને પત્ની બેયને હોય તોજ અભ્યાસ emancipationનું સાધન બને, નહિ તો કેવળ ટાપટીપિયા કેળવણી નુકસાનકારક છે એટલું જ નહિ પણ પોતાની અને પારકાની ખોટી કિમ્મત આંકતાં શીખાડે છે અને તેથી ખરેખર બુદ્ધિમતી અને ઓજસ્વતી સાહેલીઓ મળવાને બદલે, આસપાસ પોતા જેવુંજ ટાપટીપિયું મંડળ જામે છે; આવા મંડળમાં અલબત્ત પોતાને ઝાંખાં પાડનારની નિન્દા મુખ્ય વિષય બને છે, અને જ્ઞાનલવદુર્વિદગ્ધ સ્થિતિ પ્રાપ્ત થાય છે, અને આ રીતે એક વિદ્વાનના શબ્દોમાં કહિયે તો: "વિદ્યાનું દર્શન પાતક થાય છે"

સ્ત્રીઓ ભણી નથી શકતી તેનાં કારણોનો સંગ્રહ એજ વિદ્વાને કર્યો છે. "પરણ્યા પછી સંસારમાં પડતાં

અભ્યાસ પ્રતિકૂળ થાય છે, ઘરના વ્યવહારમાં અભણ સ્ત્રીવર્ગમાં—સાસરિયામાં અને સાહેલીઓમાં—રહી વિદ્યાનાં દર્શન પાતક ગણાતાં છતાં, પતિની તથા પોતાની પશુસામાન્ય વૃત્તિઓ સાચવવામાં, ઉકર-ઉંધાની લજ્જાને લીધે સ્ત્રીવર્ગના ઘડી ઘડીમાં ન્હાના મ્હોટા રોગથી પગલે પગલે અડચણો લાગવાને લીધે, અને ઘણું અનુકૂલ હોય તો પણ સ્ત્રીશિક્ષણમાં તેની શક્તિ અથવા શોખ અથવા અવકાશની ખામીને લીધે હિન્દુ સ્ત્રીઓ ભણી શકતી નથી." ઉપરના શબ્દોમાં આપણે ઉમેરીએ કે ઉપરની સર્વ અડચણો દૂર થાય તો પણ, શાળાઓની કેળવણી ધ્યેયહીન હોવાથી, આજનું જીવન છીછરું અને આદર્શહીન હોવાથી, આજનો સમાજ સંસ્કૃતિહીન હોવાથી, ભણેલી સ્ત્રીઓ કોઈ રીતે તેજસ્વી નથી બનતી અને તેથી સ્ત્રીઓના ઉદ્ધારનાં સાધન તરીકે કેળવણી સર્વાંશે નિષ્ફળ નીવડી છે.

(૩)

સ્ત્રીઓના ઉદ્ધાર જેવા મહત્ત્વપૂર્ણ પ્રશ્નનો હેતુ, ઉપર કહ્યું તેમ, બહુ મહત્ત્વપૂર્ણ ન હતો. પરિણામે એના સાધનરૂપ કેળવણી પણ મહત્ત્વપૂર્ણ ન નીવડી. હવે કેળવણીના પ્રકારમાં અનેક ફેરફારો સૂચવાવા લાગ્યા છે, ત્યારે સ્ત્રીકેળવણીના ધ્યેયમાં પણ અસા-ધાપક ફેરફાર સૂચવવા અપ્રાસંગિક નથી.

પતિને પણ સ્વપુત્રી માટે એવાજ ઉદ્ગાર કહાડવા પડશે: "તે શ્વસુરગૃહમાં જાય ત્યારે તેના સ્વામીના મનમાં તેનો ઇંગ્રેજી અભ્યાસ વધેલો જોવાની ઇચ્છા થાય ને તે અભ્યાસમાં શીખવવાને સાહાય્ય આપે..." —સંસારના પ્રવાહ આગળ પાંડિત્ય કેટલાનું ટકે! અનેક રસિક-સાક્ષર કુમુદના જીવનમાં પ્રમાદધનરૂપી હળાહળ ગગનો જોવાની કોની હિમ્મત ચાલે? રિયસણ અને મેધાવિની પુત્રીના જીવનમાં રસિકતા અને સાક્ષરતાનો પટ બેસાડ્યા પછી, યોગ્ય પતિ ન મળતાં "કામમારણ્યાત્તિષ્ઠેદ્ગૃહે" એ નિશ્ચય કેટલા પિતા કરી શકે એમ છે? અને લગ્ન ગમે તેવા વર સાથે પણ કરાય તો પછી ક્ષુદ્ર પતિની સંસ્કૃત પત્નીનું શું? કાં તો સંસ્કૃતિ વણસાવી પત્ની ક્ષુદ્રતા ગ્રહી લે, કે સંસ્કૃતિ સાચવી ભવ બગાડે કે જડ પાષાણવત્ નિશ્ચેતન જીવન ગાળે! એના કરતાં કન્યાનાં લગ્ન અનિવાર્ય માનતા હોય તેમણે તો વિદ્યાચતુરની વૃત્તિ જ સ્વીકારવી યોગ્ય છે; unknown husband and his people એ કન્યાના જીવનમાં ત્યાં અગમ છતાં પ્રચંડ પડછાયો નાંખતાં હોય, ત્યાં કન્યાગન માટે "અનરણ્ય હિ ધ્રુવમ્ લગ્નમ્" એ વેદવાક્ય મનાતું હોય, ત્યાં સ્ત્રીઓનો ઉદ્ધાર પુરુષોના ઉદ્ધારની પ્રતિચ્છાયા જેવો જ રહે અને રહેવો જોઈએ, એ સમજી શકાય એવું છે. તેથી જ આજની કેળવાયલી સ્ત્રીના જીવનની ઓજસ્વિતા અને વિટંબના, એ કેળવાયલા પુરુષના જીવનની ખૂબીઓ અને ખામીઓ સાથે સમાંતર અને સમપ્રમાણ Co-ordinate છે.

પોતાની અનેકવિધ શક્તિઓનો વિકાસ સાધવા માટે અને એ વિકાસ પામેલી શક્તિઓથી સાધ્ય એવાં ઉત્તમ કાર્યો સિદ્ધ કરવા માટે તે જીવે છે, અને આ પ્રકારનું જીવન સંપૂર્ણ રીતે જીવી શકે એ વૃત્તિ અને શક્તિ સ્ત્રીઓમાં કેળવાય, એ કેળવણીનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ.

જે છોકરીઓ સામાન્ય બુદ્ધિની હોય, અથવા જેનાં ચારિત્ર અને શક્તિ સંસાર વહન કરવા જોઇતા ગુણો તરફ ઢળતા હોય, જેનું મન પ્રથમથી જ સંસાર મ્હાલવાનાં સુખદુઃખ તરફ ખેંચાતું હોય, જે આજકાલ marrying sort એ વિશિષ્ટ નામથી ઓળખાવાય છે એવા હોય, તેની કેળવણી તેના ભવિષ્યત્ સંસારને અનુકૂળ હોવા જોઇએ. એટલે તે સંસારની જુદી જુદી ફરજો સમજપૂર્વક બજાવી શકે, અને જરૂર પડે દરેક પ્રસંગે સ્વતંત્ર મત બાંધી શકે, આસપાસના સંયોગોને અનુકૂળ લાગણીઓ કેળવી શકે, અને સાંસારિક જીવનનાં અનેક વર્ષો ભોગવવા પછી પણ માઇકાંગલી અને હતાશ જેવી બની જવાને બદલે મન અને શરીરની ઉંચા પ્રકારની તન્દુરસ્તી સાચવી શકે, એવી કેળવણી marrying girl માટે હોવી જોઇએ.

પરંતુ વખતના વ્હેવા સાથે કૌમારવ્રતના અભિલાષ સ્ત્રીઓમાં પોષાતા જાય એ સંભવિત છે, કારણ કેળવણી જે સ્ત્રીઓના વ્યક્તિત્વનો વિકાસ સાધે તેજ કેળવણી કદાચ એ અભિલાષની ઉત્તેજક અને પોષક બનશે. આત્મવિકાસની ઉંચી કક્ષાએ પ્હોંચેલીના જીવનની જરૂરિયાતો વધી જાય છે, એની માનસિક શક્તિઓને તૃપ્ત થવા માટે ક્ષેત્ર બહુ વ્હોળું જોઇએ છે; તેથીજ લગ્ન જેવો અતિ નિકટનો અને પરસ્પરના ઉત્તમ પક્ષપાત ઉપરજ જેના સુખનો આધાર રહ્યો છે એવો સંબંધ બાંધવા માટે એ સ્ત્રી ઓછી લાયક બનશે; કારણ બુદ્ધિ અને હૃદયની ગંભીરતા અને વિશાળતા મેળવ્યા પછી પ્રશંસાત્મક પક્ષપાત મુશ્કેલ થઇ પડે છે. ઉત્તમ વિકાસ અને સંસ્કૃતિ સિદ્ધ કરતી કેળવણી, પુત્રીઓને આપવા પ્હેલાં દરેક પિતાને ઉપર વર્ણવેલી સ્થિતિનો ખ્યાલ કર્યા વિના છૂટકો નથી. જુવાનીના જોશમાં કે આડે રસ્તે દોરાયલી બુદ્ધિના આગ્રહથી એ સ્થિતિ ભૂલતી પુત્રીઓને વારવી પડશે. અને એવી સ્ત્રીઓના એકાકી જીવનમાં શુષ્કતા ન આવે, નિરાશા ન આવે, માનવસમાજ તરફ બિનજોખમદારી અને બેદરકારી ન આવે એવી પ્રવૃત્તિઓની તેને રસિક બનાવવી પડશે તેમનો વિકાસ અને સંસ્કૃતિ માનવતાના દુઃખ દૂર કરવામાં ઉપયોગી બને અને એ વિકાસ અને એ સંસ્કૃતિને સમાજહિતનાં કાર્યોમાં પૂર્ણપણે પ્રકાશવાની તક મળે એવી પ્રવૃત્તિઓમાં જો તે સ્ત્રી પડશે તો બુદ્ધિનો ગમે તેવો ઉદ્દામ થનથનાટ પણ વાજમાં આવશે અને હૃદયની ગમે તેટલી ઉંડી ભૂખ પણ ભાંગશે. હાલ તો આ વર્ણનમાં ભવિષ્યકાળજ વાપરવો પડ્યો છે, છતાં એ વર્ણન કલ્પનાત્મકજ નથી એટલી પ્રતીતિ થવા પુરતી હકીકત વર્તમાનમાં મોજૂદ છે-માત્ર એવો સાચ્ચો ઉદ્ધાર પામેલી સ્ત્રીઓનો જમાનો નજદીક લાવવો અને તેમ કરતાં ક્રમશઃ ગતિ ન તૂટે એની સંભાળ રાખવી એ જોખમ નવી કેળવણીનાં ધ્યેય ઘડનાર વિધાતાઓના હાથમાં છે !

ચન્દ્રશંકર અમૃતલાલ બુચ

# ગુજરાતમાં ગૃહવ્યવસ્થાનું શિક્ષણ

ગૃહઉદ્યોગનું શિક્ષણ તે સ્ત્રીકેળવણીનું મુખ્ય અંગ છે. સ્ત્રીકેળવણીના વિષયની ચર્ચામાં એ વિષયને જેટલું મહત્ત્વ આપ્યું હોય તેટલું થોડું છે. વર્તમાનકાલની દરેક બાલિકા ભવિષ્યની ગૃહિણી અને માતા છે. એના ઉપર ઘરનો એટલે તેમાં રહેનાર મનુષ્યોના સુખદુઃખનો અને ચારિત્ર્યનો આધાર રહેલો છે, એ ધ્યાનમાં રાખવું જોઇએ. દરેક બાલિકાને આગળ જતાં ગૃહનું કામકાજ હાથે કરવાનું અથવા તો પોતાની દેખરેખ નીચે કરાવવાનું માથે પડશે જ એટલે ગૃહવ્યવસ્થાનું શિક્ષણ તેમ માટે આવશ્યક જ છે. કેટલાક લોકો કહેશે કે તે શિખવે આવડે નહિં, છોકરીઓમાં તો તે નૈમર્ગિક જ આવે છે. આ માન્યતા જો ખરી હોય તો તેના જેવું કાંઇજ ઉત્તમ નહિં—પણ દુર્ભાગ્યે તેમ નથી. દરેક બૈરીને પોતાના પતિની કમાઇમાંથી કરકસરથી બચાવીને ખર્ચ શી રીતે કરવું, થોડામાં થોડી મહેનત, વખત ને ખર્ચમાં ઘરનું બધું કામકાજ સ્વચ્છતાથી શી રીતે કરવું, ઘરમાં કોઇ સ્હેજ માંદું પડે તો માવજત શી રીતે કરવી, પોતાનું છોકરૂં માંદું પડે તો ઘરગથ્થુ ઉપાયો શા છે વગેરે શિખવ્યા વગર અને પાછીથી અનુભવ વગર–આવડતું નથી. અજ્ઞાન માતાઓને લીધે કેટલાં બાળકોનાં મરણ થાય છે! છોકરૂં ચાલતાં પણ ન શિખ્યું હોય તે પહેલાં લાડમાં બધું જ ખવડાવવામાં આવે જેથી પહેલાં છોકરૂં માંદું પડે અને તે વખતે શું કરવું તે ખબર ન હોવાથી ને કદાચ ડૉકટરની ફી ને દવામાં ખર્ચવા જેટલા પૈસા ન હોય તો છોકરાનું મૃત્યુ થાય. આ મૃત્યુનું કારણ માતાનું અજ્ઞાન કે બીજું કાંઇ! આવાં તો કેટલાંએ મરણો થતાં હશે. ઘણી વખત એમ પણ બને કે ઘરમાં કોઇ મોટું માંદું પડે ને લગાર સારી સ્થિતિમાં આવવા માંડે ને ડૉકટર એને જે ભાવે તે ખવડાવવા કહે પણ ઘરની સ્ત્રી એવું રાંધતી હોય કે સાજા માણસને પણ ન ભાવે તો પછી માંદાનું તો પૂછવું જ શું! આ બધું મ્હારા ધારવા પ્રમાણે તો નાનપણથી શિખવી શકાય. માબાપ દરેક છોકરાને તે મોટો થઇને શું કરવાનો છે તેનો વિચાર કરી તે પ્રમાણે તેના શિક્ષણની ગોઠવણ કરે છે તો છોકરીઓનું પણ તેમ કેમ ના થવું જોઇએ? છોકરીઓને એવું શિક્ષણ આપવું જોઇએ કે મોટી થઇને પત્ની કે માતા થવાનો વખત આવે ત્યારે તે પોતાનાં તે કર્તવ્યો માટે તદ્દન તૈયાર હોય. દરેક શિક્ષણનો આદર્શ છોકરા કે છોકરીઓને યોગ્ય નાગરિકો બનાવવાનો છે નહિં કે સ્ત્રીઓ બનાવવાનો. નાનપણનું શિક્ષણ એવું હોવું જોઇએ કે તે આગળ જતાં પોતાને જ નહિં પણ બીજાને પણ ઉપયોગી થઇ પડે.

આપણા ગુજરાતમાં પહેલાંના વખતમાં જ્યારે છોકરીઓને નિશાળે બહુ મોકલવામાં આવતી નહિં ને હવે મોકલતા તો દસ–બાર વર્ષની ઉંમરે શાળા છોડાવવામાં આવતી ને પરણાવી દેવામાં આવતી તે વખતમાં છોકરી નિશાળેથી ઉઠીને તે સાસરે જાય એટલે કે ચૌદ–પંદર વર્ષની થાય ત્યાં સુધી ઘરમાંનું ઘણું કામ તેની જ પાસે કરાવવામાં આવતું. નાનાં ભાંડુ હોય તો તેને રમાડવાનું પણ થોડું ઘણું તેને જ માથે પડતું–એ વખતમાં છોકરી સાસરે જાય ત્યાં સુધીમાં ગૃહવ્યવસ્થાનું ઘણું શિક્ષણ મળી અથવા તો કોઇ મોટાંની દેખરેખ નીચે મળી જતું. ને એ બાકી રહેતું

તો સાસરામાં સાસુના હાથ નીચે પૂરું થતું. વખત બદલાતો ગયો ને છોકરીઓને પરણાવવાની ઉંમર વધવા લાગી. ને છોકરી બાપને ઘેર રહે ત્યાં સુધી બીજું શિક્ષણ જેવું કે વાંચવા લખવાનું, હિસાબ, ઇતિહાસ, ભૂગોળ વગેરે શિખવવાનો વખત છે એમ માની માબાપોએ એ શિક્ષણ તરફ વધારે લક્ષ આપવા માંડયું. આનું પરિણામ શું થયું કે છોકરીઓને સાસરે જતાં પહેલાં બહુ થોડું વાંચવા લખવા વગેરેનું શિક્ષણ મળતું પણ જ્યારે સાસરે જઇને ઘર ચલાવવાનો અથવા તો સાસુની દેખરેખ નીચે ઘરકામ કરવાનો વખત આવ્યો ત્યારે છોકરીઓને ગૃહકાર્યનું શિક્ષણ નહિં આપેલું તેની ખોટ જણાવા લાગી. જો આવે વખતે સાસુ સાથે જ હોય તો ચિઢાઇને પણ શિખવે, પણ જો ધણીની પરગામ નોકરી હોય ને એકલા રહેવાનું હોય ને કમાઇ થોડી હોય તો છોકરીઓને બહુ ભારે પડે. પણ આમાં જે માબાપો એમ માનતાં હતાં કે બીજા શિક્ષણ સાથે ઘરકામનું શિક્ષણ આવશ્યક જ છે તે તેમની છોકરીઓને શાળામાંથી આવે ત્યારે અથવા તો સવારના શાળામાં જતાં પહેલાં છોકરીઓ પાસે જેટલું બને તેટલું ઘરનું કામ કરાવે. આમાં થાય શું કે ઘરનું કામ કરતી હોય તે વખતે છોકરીનું ચિત્ત સ્કુલમાં કે રમવામાં હોય અને શાળાના પાઠ તૈયાર કરવાનો વખત મળે નહિં તેથી તે પણ બરોબર ન આવડે. ને તે ઉપરાંત નાનપણમાં રમવાનો ને શારીરિક કસરત કરવાનો વખત તો શાળામાં ને ઘરકામમાં જ જાય—આનું પરિણામ શારીરિક નબળાઇ. ત્યારે હવે શું કરવું ? ગૃહવ્યવસ્થાનું શિક્ષણ કયારે અને કયાં આપવું ? જો જુના વખતમાં જે ક્રમ હતો તે પાછો લાવીશું તો શું થશે કે છોકરીઓને ગૃહવ્યવસ્થાના શિક્ષણ સાથે બીજા શિક્ષણની પણ જરૂર છે તે શિક્ષણ વગરની તે રહી જશે ને નાનપણનો વખત કે જે વખતે મગજ શિખવાને માટે તદ્દન તાજું જ હોય છે તે વખત તદ્દન નકામો વીતાવ્યા જેવો જ જશે. પણ જો ગૃહવ્યવસ્થાને લગતું શિક્ષણ શાળામાં જ બીજા શિક્ષણ સાથે આપવાની ગોઠવણ કરી હોય તો તે બંને શિક્ષણનો એકી સાથે લાભ લઇ શકે. શાળામાં જતી છોકરી દિવસનો ઘણો ભાગ શાળામાં જ કાઢે છે માટે બધુ જ શિક્ષણ ત્યાં જ મળે તે જ યોગ્ય છે. તો હવે એ વિચાર કરવાનો કે ગૃહવ્યવસ્થાનું શિક્ષણ કયારે આપવું એટલે કયા ધોરણથી શરૂ કરવું ને કયા કયા વિષયો કયા પ્રમાણમાં શિખવવા કે જેથી છોકરીઓ તે શિક્ષણનો બરોબર લાભ લઈ શકે ને જ્યારે શાળા છોડે ત્યારે ગૃહ ચલાવવાને માટે તૈયાર બને. આ વાત નીકળતાં કેટલાક લોકો કહેશે કે હાલમાં જ છોકરીઓના શિક્ષણક્રમનો બોજો એ લોકો પર ઘણો જ છે તો તેમાં ગૃહવ્યવસ્થા ઉમેરી વધારો શા માટે કરવો ? પણ મ્હારૂં માનવું છે કે છોકરીઓને એ શિક્ષણ બોજા રૂપ નહિં લાગે ને તે છતાં લાગે તો આ શિક્ષણક્રમમાં જે નકામું હોય તે કાઢી નાંખીને તેને બદલે ગૃહવ્યવસ્થાના શિક્ષણને સ્થાન આપી શકાય. ને તે ઉપરાંત એ શિક્ષણના ઉમેરાને લીધે કેટલાંક માબાપો પોતાની છોકરીઓને શાળાઓમાં નહિં મોકલતાં હોય તે મોકલતાં થશે.

પ્રથમ એ નકી કરીએ કે કયા કયા વિષયો શા પ્રમાણમાં ગૃહવ્યવસ્થાના શિક્ષણમાં આવી જવા જોઇએ. મ્હારા ધારવા પ્રમાણે નીચેના વિષયોનું જ્ઞાન તદ્દન આવશ્યક છેઃ—

૧. પાકશાસ્ત્ર—તેમાં સામાન્ય પદાર્થો રાંધવાની કળા, તેમ જ પકવાનો રાંધવાની કળા–તે ઉપરાંત બાર મહિનાની ફસલ કેવી રીતે ભરવી–થોડામાં થોડા ખર્ચમાં સારો ખોરાક કેમ ખાઇ ને ખવડાવી શકાય વગેરે.

૨. લુગડાં ધોવાનું—તેમાં દરરોજનાં સાદાં કપડાં ધોવાથી માંડીને તે સારાં રેશમી, ગરમ કપડાં ધોવા વગેરેનું, અસ્ત્રી કરવાનું, કાંજી નાંખવાનું, રંગવાનું વગેરે.

૩. સ્વચ્છતા—તેમાં ઘરની દરેક ચીજો જેવાં કે વાસણો, બીજાં સામાન તથા ઘર કેવી રીતે થોડામાં થોડી મહેનત, વખત ને ખર્ચમાં સ્વચ્છ રહી શકે.

૪. સીવણ—તેમા સાંધવાનું, નવા કપડાં સીવવાનું તેમાં ખાસ કરીને આપણામાં દરરોજ વપરાતાં કપડાંઓ સીવવાનું, વેતરવાનું તથા ભરવા ગુંથવાનું, રફુ કરવાનું

તથા સીવવાનો સંચો વાપરતાં શિખવવાનું પણ આવી જાય.

૫. આરોગ્યસંરક્ષણશાસ્ત્ર (Hygiene)-ઘરની તથા આસપાસની સ્વચ્છતા-પોતાની તથા બાળકોની સ્વચ્છતા—કાન, આંખ વગેરે સ્વચ્છ રાખવા વિષે—અસ્વચ્છતા ને તેને લીધે થતા રોગો-અકસ્માત તથા સાધારણ મંદવાડના ઉપાયો વગેરે.

૬. બાળઉછેર—બાળકોનો ખોરાક, કપડાં વિષે-એ લોકોના મંદવાડ ને તેના સાધારણ ઘરગથ્થુ તેમજ બીજા ઇલાજો. આ ઉપરાંત પોતાની કમાઈમાંથી નિયમસર કરકસરથી ખર્ચ કરીને થોડું બચાવીને ઘર કેમ ચલાવવું-ઘરનાં સાધારણ સમાર કામ, જેવાં કે કંઇ સ્ક્રુ મારવાનો હોય કે મજાગરું ભાગી ગયું હોય એવું થોડું ઘણું કરતાં આવડવું જોઇએ.

હવે બીજો વિચાર એ કરવાનો કે કયા ધોરણમાં કેટલું શિખવવું? આ નક્કી કરતી વખતે આપણે આ બધું શિખવવાનો કેટલો વખત છે તે ધ્યાનમાં રાખવું જોઇએ. આપણી છોકરીઓ પંદરેક વર્ષની થાય ત્યાં સુધી શાળાનું શિક્ષણ લે છે એ માન્યતાને આધારે લખું છું-આગળ કેટલીક છોકરીઓ ભણે છે પણ તે પ્રમાણમાં બહુ થોડી. સાધારણ રીતે પાંચ વર્ષ પૂરાં થતાં એક છોકરી શાળામાં આવે છે ને તેનો અભ્યાસ શરૂ થાય છે. પહેલાં ગુજરાતી બાળપોથી ને ત્રણ ચોપડી પૂરી કરે એટલે કે આઠેક વર્ષની થાય ત્યાંસુધી તો તદ્દન જ બાળક કહેવાય. પણ પછીથી કપડાંમાં સાંધો કેમ નંખાય, નીચોવાય કેમ વગેરે રૂમાલ અથવા તો નાનાં કપડાં લઇ શિખવ્યું હોય, સીવણમાં જુદી જુદી જાતના નાના મોટા ટાંકા મારતાં શિખવવાનું શરૂ કર્યું હોય તો અસ્થાને નહિં ગણાય. બધી બાબતમાં સ્વચ્છતા રાખવાની ટેવ પહેલેથી જ પડવી જોઇએ. શાળામાં એ લોકોને બેસવાની પાટલી કે ચોપડીઓ મૂકવાનું મેજ વગેરે એ લોકો પાસે જ સાફ રખાવવાં. પોતાનાં પહેરેલાં કપડાં, કાન, નાક, મોં સાફ રાખવાં માટે શિક્ષકે દરરોજ સમજાવવું. આ પછીના વર્ગમાં પોતાનાં પહેરવાનાં બધાં લુગડાં બરોબર ધોતાં શિખવવું જોઇએ. તથા સીવવામાં નાનાં ઝભલાં, કોથળીઓ, રૂમાલો વેતરીને સીવતાં શિખવવું જોઇએ. શારીરિક તથા બીજી સ્વચ્છતા ન રાખે તો શું થાય તે પણ સમજાવવું જોઇએ. એની પછીના ધોરણમાં સાધારણ મોટાં કપડાં ગળી નાંખીને ધોવાનું, ને અસ્ત્રી કરવાનું પણ શિખવવું જોઇએ. સીવવામાં પોતાનાં રોજનાં પહેરવાનાં કપડાં સીવતાં શિખવવું જોઇએ. આ સાથે દરરોજની રસોઈ કરતાં શિખવવી જોઇએ. સાથે સ્વચ્છતા વિષે પણ ભાર દઇને સમજાવવું જોઇએ. આટલું થયાં પછી એક છોકરી બધું વિગતવાર સમજવાને લાયક થાય એમ માની શકાય તો એને સીવણમાં આગળ વેતરતાં, કપડાં ઉકાળીને ધોતાં, તથા જાતજાતની વાનીઓ રાંધતાં શિખવવું જોઇએ. (Hygiene) આરોગ્યસંરક્ષણશાસ્ત્રના વિષયમાં અકસ્માત મંદવાડ ને તેના ઇલાજો વગેરેનું પણ શિક્ષણ અપાય. આ પ્રમાણે ક્રમ રાખી ઉંમર પ્રમાણે બધું શિક્ષણ વધારી શાળા છોડે ત્યારે ઉપર લખ્યું છે તે વિષયોનું પૂરું જ્ઞાન છોકરીઓને મળવું જોઇએ. આ ઉપરથી એ પ્રશ્ન ઉભો થશે કે રસોઈ ને લુગડાં ધોવાનું શિખવવું હોય તો શાળાની જગ્યા મોટી જોઇએ. હા; એક ઓરડી રસોડા માટે તથા એક લુગડાં ધોવા માટે એટલું તો જોઇએ જ; તથા બંને માટે થોડાં સાધનો જેવાં કે રસોઇ માટે વાસણો, કોઠારનો સામાન, થોડું અનાજ તથા લુગડાં ધોવા તથા ઉકાળવા માટે વાસણો, અસ્ત્રીઓ જોઇએ. સગવડ હોય તો લુગડાં નીચોવવાનો સંચો વગેરે પણ રાખ્યું હોય તો સારું. આમાંથી પહેલાં જે અવશ્યક જ હોય તે રખાય ને પછી સગવડ થાય તેમ ધીમે ધીમે વધારાય. આ ઉપરાંત બીજો એક પ્રશ્ન ઉભો થાય છે. તે એ કે બાળઉછેર શી રીતે શિખવવું! ત્યાં છોકરું ક્યાંથી લાવવું! ને છોકરું ના હોય ત્યાં સુધી છોકરાંને કેવી રીતે નવડાવવું, કપડાં પહેરાવવાં વગેરે વગેરે શી રીતે શિખવાય? વિલાયતમાં તો આવી શાળાઓમાંથી છોકરીઓને Creeches કે જ્યાં નાનાં બાળકોને માની ગેરહાજરીમાં રાખવામાં આવે છે ત્યાં લઇ જવામાં આવે છે કે જેથી ત્યાં નર્સની દેખરેખ નીચે છોકરીઓ બધું કામ કરે ને શિખે. આપણે ત્યાં આવી સવડ ના થઇ શકે

પણ તેવું શિક્ષણ સિનેમાની ફીલ્મ એવી જાતની રાખીને આપી શકાય. અથવા તો પછી ફક્ત ભાષણથી જ શિખવાય. છોકરીઓને બાળઉછેર શાળામાં શિખવવામાં આવે તેથી કંઇ એક અનુભવી માતા જેટલું જ્ઞાન મળશે એમ બિલકુલ માનવાનું નથી. ફક્ત છોકરીઓ પછીથી માતા થાય તો શું કરવું ? એમ તદ્દન વિમાસણમાં પડવાનો વખત ના આવે એટલું જ્ઞાન મળવું જોઇએ—ખરૂં તો પછી અનુભવથી શિખે.

ઉપર આપેલો ગૃહવ્યવસ્થાનો ક્રમ જોતાં ઘણાને મ્હેં જીવનશાસ્ત્ર ( Physiology ) ને બિલકુલ સ્થાન નથી આપ્યું તેની ખોટ જણાશે. ઘણાનું માનવું છે કે એ વિષય તદ્દન આવશ્યક છે. પણ મ્હારૂં માનવું છે કે સાધારણ ઘર ચલાવવા માટે તે આવશ્યક જ છે એવું નથી. શાળામા જે વખતે આપણે " રાત થોડી ને વેષ ઘણા " એવો તાલ છે તે વખતે તે મૂકી દઈયું તો કાંઈજ ખોટું નહિં.—પણ જે છોકરીઓ શાળાની પરીક્ષા પસાર કર્યા પછી આગળ ભણે તેને માટે એ વિષય દાખલ કરવો જ જોઇએ.

ગૃહવ્યવસ્થાનું શિક્ષણ આપવાથી ઘણા ફાયદા છે. ઉપર જણાવ્યું તે પ્રમાણે જેને ઘર ચલાવવાનું હશે તેને તો ફાયદો થશે જ. પણ આ ઉપરાંત એ શિક્ષણનો લાભ લીધેલી કોઈ છોકરી આગળ જતાં કમનશીબે વિધવા થાય ને કંઈ આવક ના હોય તો તેનું શિક્ષણ આવી કોઇ શાળામાં આપી પોતાનું ગુજરાન કરી શકે.

શાળામાં ભણતી છોકરીઓને ગૃહવ્યવસ્થાનું શિક્ષણ આપ્યા ઉપરાંત એવા પણ વર્ગો કાઢવા જોઇએ કે જેમાં મોટી ઉંમરની સ્ત્રીઓ બપોરે પોતાના નવરાશના વખતમાં આવીને શિક્ષણ લઇ શકે. એ લોકોને ખાસ કરીને આરોગ્યસંરક્ષણશાસ્ત્ર ( Hygiene ) અને બાળઉછેર પર ભાષણો આપવાં જોઇએ. તે ઉપરાંત વખત ને ઇચ્છા હોય તો લુગડાં ધોવાનું, રાંધવાનું શિખવવાના વર્ગો કાઢવા જોઇએ. આ સાથે એવું કોઇ શિક્ષણ આપ્યું હોય, દાખલા તરીકે કાંતવાનું, વણવાનું, કપડાં સીવવાનું, ભરવાગુંથવાનું શિખવ્યું હોય તો જરૂર પડે સ્ત્રીઓ પોતાનું ગુજરાન ચલાવી શકે; આવા વર્ગોથી ઘણો ફાયદો થશે. કેટલાંએ બાળકો માતાના અજ્ઞાનથી મરતાં હશે તે બચશે. કેટલાંએ ઘરો સ્ત્રીની બિનઆવડતને લીધે દુઃખી થતાં હશે તે મટશે; ને વિધવા સ્ત્રીઓને પોતાનું ગુજરાન કરવાને સાધન મળશે.

એક સ્ત્રી તે કેટલા માણસોના ચારિત્ર્યની રખેવાળ છે! તેથી તે લોકોનું શિક્ષણ એવા પ્રકારનું હોવું જોઇએ કે તેઓમાં નૈસર્ગિક રહેલા આત્મભોગ, ચારિત્ર્યની શુદ્ધતા વગેરે ગુણોને ઉત્તેજન મળે કે જેથી એ રખેવાળ તરીકે લાયક થાય. બેન્જામિન કીડ કહે છે કે દુનીઆના ભવિષ્યનો આધાર સ્ત્રીઓ કે જે આત્મભોગ ને શુદ્ધતાની મૂર્તિઓ છે તેમના પર રહેલો છે. નાનાં બાળકોમાં—એટલે કે ભવિષ્યના માતાપિતાઓમાં આ ગુણો લાવવા ને કેળવવા તે સ્ત્રીઓના હાથમાં છે. સ્ત્રીઓનાં ને પુરૂષોનાં જીંદગીમાં કાર્યક્ષેત્ર જુદાં છે. છોકરીઓએ છોકરાઓ સાથે હરીફાઇ કરવાની નથી. શિક્ષણ ગમે તે પ્રકારનું લે, ભલે છોકરાઓના જેવું જ લે—ફક્ત હરીફાઇથી અદેખાઇ ને એવા દુર્ગુણો પેસે છે માટે હરીફાઇ નહિં કરવાની. છોકરીઓ ભલે ગ્રેજ્યુએટો, બેરિસ્ટરો ને ડૉક્ટરો થાય. પણ પુરૂષો સાથે સરસાઇ જ કરવા ખાતર થવું તે ખોટું છે. આ શિક્ષણ સાથે છોકરીઓએ પોતાનાં જીંદગીનાં કર્તવ્યો શાં છે તે ભૂલી ન જવું જોઇએ. હાલની સ્થિતિ જોતાં બધી જ છોકરીઓ અમુક ઉંમરે તો પરણે જ છે માટે તેઓ ગૃહિણીનાં કર્તવ્યો માટે લાયક થાય એવા પ્રકારનું શિક્ષણ તે લોકોને મળવું જોઇએ. માટે બીજા શિક્ષણ સાથે ગૃહવ્યવસ્થાનું શિક્ષણ આપે એવી શાળાઓ દરેક મોટાં શહેરમાં સારી ઉપરી સ્ત્રી ( matron ) ની દેખરેખ નીચે કાઢવી જોઇએ.

સૌ. ઉર્મિલા મહેતા

# સાહિત્યપ્રકાશક સંસ્થાઓ

સાહિત્ય જેમ કેળવણીને પોષે છે તેમ સાહિત્યપ્રકાશક સંસ્થાઓ કેળવણીનો પ્રચાર વધારવામાં સહાયભૂત થાય છે. પૂર્વે પુસ્તકપ્રસિદ્ધિ જેવું કાંઈ ન્હોતુ ત્યારે કેળવણીનું ક્ષેત્ર પણ અતિ સંકુચિત હતુ, પરંતુ મુદ્રણકળાનો ઉપયોગ થવા માંડ્યા પછી પુસ્તકો મોટી સંખ્યામાં પ્રસિદ્ધ થવા માંડ્યાં છે અને જનતાને જ્ઞાનપ્રાપ્તિ માટેનાં સાધનો સુલભ થયાં છે. યુરોપ આદિ પાશ્ચાત્ય દેશોમાં પુસ્તકોદ્વારા જ્ઞાનનો પ્રચાર બહોળો થયેલો છે. પુસ્તકો અને લાયબ્રેરી, એ સમાજ અને વ્યક્તિજીવનનું એક અગત્યનું અંગ લેખાય છે; એવા થોડા જ વિષયો હશે કે જે વિષે ઇંગ્રેજીમાં પુસ્તકો મળી નહિ આવે, કોઈ નવીન વિચાર સૂઝી આવ્યો તો તે વિષે વધુ જાણવાને તે તે વિષયનાં પુસ્તકો કે માહિતીનાં સાધનો બહુધા મળી આવે છે; પણ ત્યાંની સરખામણીમાં આવી શકે એવું આપણે અહિં કશું જ નથી. નથી એવી મોટી પુસ્તકપ્રસિદ્ધિની સંખ્યા; નથી એવા વિષયોની વિવિધતા કે વિશાળતા; નથી એવા ભરચક સાધનોના સંગ્રહ, કે નથી એવી સમૃદ્ધ લાયબ્રેરીઓ કે જ્ઞાનની અભિવૃદ્ધિ માટેનાં મંડળો. આપણે અહિં તો તે બધું અલ્પ પ્રમાણમાં છે. ગઈ કાલે જ તે નવાં દાખલ થયાં હોય એવી આપણી પરિસ્થિતિ છે. છતાં અત્યારે જ્યારે જનતા જાગ્રત થઈ છે, પ્રજા નવા જ્ઞાન માટે ઉત્સુક બની છે અને જે તે વિષયના સાહિત્ય માટે માગણી થાય છે ત્યારે જ્ઞાનવૃદ્ધિ અને જ્ઞાનપ્રચાર માટે કાર્ય કરતી આપણી સંસ્થાઓ ઇચ્છે તો એકત્ર મળી આપણાં સાધનસંપત્તિ અને લેખક આદિની સંખ્યા લક્ષમાં લઇ અને આપણી પ્રાથમિક જરૂરીઆતનો વિચાર કરી, યોજનાપૂર્વક સાહિત્યપ્રસિદ્ધિની માંહોમાંહે દિશા નક્કી કરે, અગર તો કાર્યની વહેંચણી કરી લે તો થોડાંજ વર્ષોમાં એક સાથેના સહકાર, વ્યવસ્થાપૂર્વક યોજના અને નિશ્ચિત કરેલા કાર્યક્રમથી નવું સાહિત્ય ઝટ તૈયાર થાય એટલું જ નહિ, પણ સાહિત્યની વિધવિધ શાખાઓ વિકાસ પામે અને ઘણું સંગીન કાર્ય થઇ શકે.

આપણે હવે પ્રથમ તો સાહિત્યની અભિવૃદ્ધિ, પ્રકાશન, અને સસ્તા પ્રચાર માટે જે જુદી જુદી સંસ્થાઓ કાર્ય કરી રહેલી છે, તેમના કાર્યની રૂપરેખા સંક્ષેપમાં અવલોકી લઇએ. તે પછી આપણી જરૂરીઆતો અને વસ્તુસ્થિતિનો વિચાર કરી છેવટે તેમના સહકાર અને કાર્યવહેંચણીનો પ્રશ્ન પરસ્પર માંહોમાંહેની સમજુતી માટે, અગર તો વધુ ચર્ચા માટે અલગ રાખીશું.

સાહિત્યપ્રકાશક સંસ્થાઓમાં સૌથી જૂની અને સાર્વજનિક સંસ્થા "ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી" છે. એ નામ સાથે કેટલાંક ઐતિહાસિક સ્મરણો જોડાયેલાં છે. ગુજરાતી ભાષા સાહિત્યના વિકાસ અને વૃદ્ધિ અર્થે છેક સન ૧૮૪૮ માં તે ઉદાર ચરિત મિ. એલેક્ઝાંડર ફોર્બસે સ્થાપી હતી અને કવિ દલપતરામે બીજી બધી પ્રાપ્તિના, પૈસા અને મોટા અધિકારના લાભ, પોતે દેશસેવાના કાર્યમાં જોડાવું જોઇએ, એવી માગણી થતાં, પડતા મૂકી પોતાનું સમગ્ર જીવન સોસાઈટીને, સાહિત્ય અને જનસેવાના કાર્યમાં સમર્પણ કર્યું હતું. આવા અનુપમ આત્મત્યાગ અને ઉચ્ચ સેવાધર્મના પાયા પર સ્થાયેલી સંસ્થાનાં ફળ મિષ્ટ નીપજે

જ. શરૂઆતથી તેની પ્રવૃત્તિ સર્વદેશી હતી, એકલી પુસ્તકપ્રસિદ્ધિ પર નજર ન રાખતાં તેના સંચાલકોએ–વિદ્યાર્થીઓને, અને ગ્રંથકારોને ઇનામ અને ઉત્તેજન આપવા સાથે-નિશાળ, લાઇબ્રેરી, વર્તમાનપત્ર, ચોપાનિયું, શાળોપયોગી પુસ્તકોની સસ્તી આવૃત્તિ, પુસ્તકપ્રસિદ્ધિ અને વેચાણ, છાપખાનું વગેરે, પ્રજાજીવન વિકાસનાં સાધનો એકસામટાં હાથ ધર્યાં હતાં. અને તેની અસર પણ ઉંડી અને બહોળી થઇ હતી. આજ દિન સુધીમાં લગભગ ૩૫૦ પુસ્તકો; બુદ્ધિપ્રકાશનાં ૬૯ વોલ્યુમો સિવાય તેના તરફથી બહાર પડેલાં છે. વળી ખુશી થવા જેવું એ છે કે, આપણા ઘણાખરા જાણીતા પુરુષો અને લેખકો એક વા અન્ય રીતે તેની સાથે સંબંધ ધરાવતા આવેલા છે. તે એક સાર્વજનિક સંસ્થા છે અને તેનો વહીવટ પ્રજાહસ્તક છે. પણ એક જાણીતા ઇંગ્રેજ વિવેચક મિ. મીડલટન મરેએ જણાવ્યું છે તેમ, આવી સંસ્થાઓમાથી વ્યક્તિત્વ એવું ઓછું થઇ જાય છે કે તેની વાસ્તવિક અસર લગભગ અડધી થઇ જાય છે, ને તે વહેવારમાં સ્થપિત અને સિદ્ધ થયેલા માર્ગે પ્રવર્તે છે. તેને નવાં સાહસ ઉપાડી લેવાની કે પ્રયોગ કરવાની ઇચ્છાવૃત્તિ જ થતી નથી. અત્યારે તેની સાધનસંપત્તિ, સધશક્તિ અને પ્રતિષ્ઠા એટલાં જામેલાં છે કે, તે ધારે તો ઉંચી તેમજ પ્રજાકીય કેળવણી માટે હજી ઘણું વધારે કરી શકે.

બીજી સંસ્થા તે વડોદરા રાજ્યનું ભાષાંતરખાતું છે. શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ સાહેબે સન ૧૯૧૨ માં ચોથી સાહિત્ય પરિષદમાં માતૃભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે રૂ. ૧૦૦૦૦૦) ની બક્ષિસ જાહેર કરી તે પૂર્વેથી તે રાજ્ય તરફથી ગુજરાતી ભાષા અને સાહિત્યની સમૃદ્ધિ માટે પુષ્કળ કરવામાં આવ્યું છે. પ્રાચીન કાવ્યમાળાની પ્રસિદ્ધિ તેઓશ્રીની ઉદારતાનું પરિણામ છે, સિવાય કેટલાંક ઇંગ્રેજી સ્ટાન્ડર્ડ પુસ્તકોના તરજુમા તે રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલા છે જે અદ્યાપિ ઉપયોગી માલુમ પડે છે. ઉપરાંત થોડાંક વર્ષોથી રૂપિયા એક લાખના વ્યાજમાંથી ભાષાંતરખાતા તરફથી જે થોકબંધ પુસ્તકો બહાર પડે જાય છે તે બેશક ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કરે છે, પરંતુ તેનો વહીવટ રાજ્યહસ્તક હોઇ તેની કાર્યપદ્ધતિમાં કોઇ કોઇ વાર 'રેડટેપ' ના અંશો દૃષ્ટિગોચર થાય છે. પણ તે બધાં પુસ્તકો ભાષાન્તરો જ છે. પરસ્પરના સહકાર અને સમજુતીથી એ દિશામાં બહોળો ફેરફાર અને સુધારો થઈ શકે.

ત્રીજી સંસ્થા તે શ્રી ફોર્બસ ગુજરાતી સભા છે. તે મુંબાઇમાં આવેલી છે. સ્વર્ગસ્થ ફોર્બસ સાહેબનું સ્મારક કાયમ રાખવાને સ્વર્ગવાસી મનઃસુખરામભાઇએ એક ફંડ ઉભું કરેલું તેમાંથી આ સંસ્થા ઉદ્‌ભવેલી છે. સદ્‌ભાગ્યે ફોર્બસ સાહેબે એકત્ર કરેલો પ્રાચીન ઐતિહાસિક સાધનોનો કિમતી સંગ્રહ, એ સભાએ ખરીદી લઇ સાચવી રાખ્યો છે, અને તે સભાના માજીમંત્રી સ્વ. તનસુખરામભાઇએ પ્રાચીન ગુજરાતી સાહિત્યનાં જૂનાં હસ્તલિખિત પુસ્તકો મેળવી ,ઉમેરી તે સંગ્રહની ઉપયોગિતા અને મહત્તા ઓર વધાર્યાં છે. થોડાંક વર્ષો પર તે સભાએ પુસ્તકો લખાવવાનું કાર્ય આરંભ્યું હતું, પણ તે અખતરો ફળદાયક નીવડ્યો હોય એમ માલુમ પડતું નથી. એ સભા તેની પાસેનાં ઐતિહાસિક અને સાહિત્યવિષયક સાધનો અને ગ્રંથોને પ્રસિદ્ધ કરી પ્રાચીન સંશોધન અને શોધખોળના કાર્યને ઉત્તેજન આપે તો એ તેની સેવા અપ્રતિમ થઈ પડે. આપણે અહિં અત્યારે પ્રાચીન સંશોધનવૃત્તિને પોષવાની ખાસ અગત્ય છે. તે દિશામા એ સભા કિમતી સહાયતા આપી શકે એવી તેની સાધનસંપત્તિ છે.

ચોથી સંસ્થા તે પરિષદ્ ભંડોળ કમિટી છે. રાજકોટમાં મળેલી ત્રીજી સાહિત્ય પરિષદ્ વખતે એ ઉભી થઇ હતી. જો કે પરિષદના અંગે તે સ્થપાઇ હતી છતાં તેના મંત્રી પ્રો. બળવંતરાય ઠાકોર તેના ઉપર સાહિત્ય પરિષદનો કોઇ પ્રકારનો અધિકાર કે અંકુશ રહે, એમ ઇચ્છતા નથી. તેનો વહીવટ એક કેન્દ્રમાં–એકહથ્થુ રહેલો છે. પાંચ સાત પુસ્તકો તે મંડળે પ્રસિદ્ધ કરેલાં છે પણ તે બધાં પુસ્તકો કોઇક અપવાદ સિવાય અનુવાદનાં પુસ્તકો છે. એટલે કે, ચૌદ વર્ષના તેના અસ્તિત્વમાં એ કાંઈ સંગીન કાર્ય લેખાય નહિ, તેમજ તે કાર્યમાં કશી વિશિષ્ટતા ,રહેલી નથી એમ

સમ્બેદ કહેવું જોઇએ. ખાસ કરીને તેના હાલના વહીવટમાં યોગ્ય ફેરફાર થાય અને તેમાં નવો દૃષ્ટિકોણ દાખલ થવા પામે તોજ તેનું કાર્ય વધારે અસરકારક નીવડે અને તે કાર્ય માટે સમભાવ વધે.

પાંચમી સંસ્થા તે પુરાતત્વ મંદિર છે. તે નવુજ સ્થપાયેલું છે અને તે નવીજ ચળવળનું ફળ છે. તેનો મુખ્ય આશય આપણી પ્રાચીન સંસ્કૃતિનો નવીન પદ્ધતિએ અને શાસ્ત્રીય રીતે શોધખોળ અને સંશોધન કરી અભ્યાસ કરવાનો છે. તેના તરફથી બહાર પડેલાં પુસ્તકો જો કે સારાં અનેઉપયોગી છે છતાં ઘણાંખરાં અનુવાદ ગ્રંથોજ છે. અમે તે દોષ રૂપે જોતા નથી. હાલની પરિસ્થિતિમાં એ અનિવાર્ય છે તો પણ ગુજરાત પ્રાંતના સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિનું સંશોધન અને પ્રસિદ્ધિ, એ તેનું મુખ્ય લક્ષ્ય રહે એમ આપણે સ્વાભાવિક રીતે જ ઇચ્છીએ; તે કાર્યમાં તેનું 'પુરાતત્વ' ત્રિમાસિક સારો ફાળો આપી શકે.

છઠ્ઠી સંસ્થા ગુજરાત વિદ્યાપીઠ છે, તેણે માતૃભાષા દ્વારા ઉંચી કેળવણી આપવા માટે કામપુરતાં પાઠ્ય-પુસ્તકો જુદા જુદા વિષયોપર તૈયાર કરાવવાનું શરૂ કર્યું છે. તે સંસ્થા પાસે અધ્યાપક-લેખકોની સંખ્યા પુરતી છે એટલે આશા પડે છે કે, એ પ્રવૃત્તિનાં ફળ વિધવિધ અને રૂડાં આવશે.

દક્ષિણામૂર્તિભવન પણ એજ દિશામાં પાઠ્યપુસ્તકો માટે કાળજીપૂર્વક શ્રમ આદરી રહ્યું છે, અને તે પુસ્તકો સ્વતંત્ર રીતે પ્રજાતનું દૃષ્ટિબિંદુ અને પરિસ્થિતિ લક્ષમાં રાખીને યોજાય છે તે યોગ્યજ છે.

સાતમી સંસ્થા "ગુજરાતી" પ્રેસને ગણી શકાય, જો કે, તે એક વ્યક્તિની માલકી છે છતાં તેના કાર્યથી અને સેવાથી તે એક પ્રજાકીય સંસ્થા છે, એવી લોકલાગણી બંધાઇ ગઇ છે. તે પ્રેસ તરફથી બહાર પડેલાં પુસ્તકોની સંખ્યા મોટી છે અને તેની પસંદગી વિધવિધ અને લોકોપયોગી છે. ગુજરાતી સાહિત્ય પ્રકાશન માટે હજી પણ તે ઘણું સંગીન કાર્ય કરી શકે એવાં બહોળાં તેનાં સાધન અને લાગવગ છે.

આઠમી સંસ્થા સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય છે. અને ટુંક સમયમાં તેણે જે લોકપ્રિયતા અને પ્રસિદ્ધિ પ્રાપ્ત કર્યાં છે તે ખચિત પ્રશંસનીય છે. આવું સુંદર પરિણામ પ્રાપ્ત કર્યા બદલ ખરેખર ભિક્ષુ અખંડાનંદને ધન્યવાદ ઘટે છે. બીજું કાંઇ નહિ તો પરભાષામાંથી ઉત્તમ ગ્રંથોના અનુવાદ તે બહાર પાડે છે અને ધાર્મિક સાહિત્ય, સારા સ્વરૂપમાં સસ્તી કિમ્મતે ફેલાવે છે, એટલું કાર્ય પણ એનું અસ્તિત્વ સાર્થક કરે છે. પણ એટલાથી સ્વામી અખંડાનંદને સંતોષ વળે એમ નથી, એમના અભિલાષ મોટા છે.

નવજીવન પ્રકાશન મંદિર, યુગધર્મ કાર્યાલય અને સૌરાષ્ટ્ર ઑફિસ ચાલુ ચળવળને પોષે અને રાજકીય પ્રશ્નો વિષે માહિતી પુરી પાડે એવાં સંખ્યાબંધ પુસ્તકો પ્રસિદ્ધ કર્યે જાય છે. પ્રજા તે પુસ્તકોને ઝટપટ ખરીદ કરી લઇ ઉત્તેજન આપે છે, એજ તેમની જરૂરીઆત અને ઉપયોગિતા બતાવવાને બસ છે.

મુંબાઇનું સાહિત્ય સંસદ્ પણ સાહિત્યપ્રકાશનનું કાર્ય હાથ ધરનાર છે તે ખુશી થવા જેવું છે. ગુજરાત માસિકની જેમ તેની એ પ્રસિદ્ધિઓ બને તેટલી સચિત્ર, આકર્ષક અને ભેટ આપવા લાયક થાય, એમ આપણે ઇચ્છીશું.

ખાનગી સાહસ તરીકે રા. જીવણલાલ અમરસી તરફથી નીકળતી જ્ઞાનવર્ધક ગ્રંથમાળા અને રા. રમણીયરામ તરફથી બહાર પડતાં પુસ્તકો અત્યાર સુધી ઉપયોગી અને આકર્ષક હોઇ પ્રજાના આદરપાત્ર નીવડ્યાં છે. તેમની પુસ્તકપસંદગીનું ધોરણ પણ લોકરૂચિ પર નિયોજાયા છતાં તેમની રસવૃત્તિ કેળવાય એવું શિષ્ટ વાચન પુરૂં પાડવાનું છે. એ સાહિત્યરસિક અને અનુભવી પ્રકાશક બંધુઓની દેખરેખ નીચે તે ગ્રંથમાળાનું કાર્ય હજી બહોળું વિકાસ પામે એમ આશા પડે છે.

આ પ્રમાણે આપણે સાહિત્યના ઝરાને જીવંત અને વહેતો રાખવામાં મદદ રૂપ થતી જુદી જુદી સાહિત્ય-

પ્રકાશક સંસ્થાઓની કાર્યદિશાનું ઉપલક રીતે નિરીક્ષણ કર્યા પછી હાલ તો આપણી શી શી જરૂરીઆતો છે તેની માત્ર નોંધ કરી, તે માટેનું કાર્ય ઉપરોક્ત સંસ્થાઓ, અહિંમાંહે કાર્યની વહેંચણી કરી અને સહકાર કરી, કેમ સારી રીતે પાર પાડી શકે, તે વિષે આ લેખમાં વિશેષ સ્ફોટન ન કરતાં, એ પ્રશ્નનો ઉકેલ તે સંસ્થાઓના ચાલકોના હાથમાંજ વધુ વિચાર, ચર્ચા અને નિર્ણય માટે રાખીએ એજ વાજબી અને યોગ્ય થઇ પડશે.

પ્રથમ તો માતૃભાષા દ્વારા માધ્યમિક અને ઉંચી કેળવણી આપવાનું શરૂ થયેલું છે, તેના પરિણામે સારાં પાઠ્યપુસ્તકો અને જે તે વિષયના સ્ટાન્ડર્ડ પુસ્તકોની ખોટ પડવા માંડી છે તે તુરત પુરાવી જોઇએ. સામાન્ય રીતે આપણે અહિં સારા લેખકો અને તે જોઇતી સંખ્યામાં મળવાની મુસ્કેલી નડે છે, પણ વિદ્યાપીઠના અધ્યાપકો અને અન્ય શિક્ષકબંધુઓ એ કાર્યમાં ઉપયોગી સહાયતા આપી શકે. કામપુરતાં પાઠ્યપુસ્તકો તો વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરવા માંડયાં છે, પણ જે તે વિષયનાં શાસ્ત્રીય સ્ટાંડર્ડ પુસ્તકો તૈયાર કરાવવાં અને તે પ્રસિદ્ધ કરવાં એ, દેખાય છે એટલું સરલ નથી; અને એ વિના કાર્ય આગળ ચાલે એમ પણ નથી.

કોઇ પ્રકારની યોજના અને વ્યવસ્થા થયે એ કાર્યમાં "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" ઉચિત સારો ફાળો આપી શકે.

બીજું, ઉંચી કેળવણીમાં ગુજરાતીને સ્થાન મળવાથી પ્રાચીન સાહિત્ય ગ્રંથોની વિશેષ માગણી થવા માંડી છે. પ્રાચીન કાવ્યમાળા જેવા હેંડી ( handy ) અને છુટા કાવ્યગ્રંથો પ્રાપ્ત નથી અને બૃહત્કાવ્યદોહન જેવાં પુસ્તકો બહુ મોટાં પડે છે એટલુંજ નહિ, પણ તેની સંકલના જોઇએ તેવી અનુકૂળ નથી. એ કાવ્યસાહિત્ય પ્રસિદ્ધ થયા પછી બીજું કાવ્યસાહિત્ય પ્રકાશમાં આવેલું છે અને જૂનાં કાવ્યોની બીજી સારી પ્રતો મળેલી છે તો હાલની જરૂરીઆત લક્ષમાં લઇ ઉપલબ્ધ સાધનો પરથી જે તે કવિનાં કાવ્યોના આખા સંગ્રહ સારી રીતે એડીટ થઇ છુટા છપાય એ યોજના વધારે ઉપકારક થઇ પડે એમ છે, સિવાય જેમનાં કાવ્યોની સંખ્યા, જૂજ હોય અગર તો તે વધારે સંખ્યામાં મળી આવેલાં ન હોય એવા કવિઓના કાવ્યોની સંકલના સૈકાવાર થાય, એ અભ્યાસની દૃષ્ટિએ આવશ્યક અને ઇષ્ટ છે.

ગુજરાતી પ્રેસ જેણે પ્રાચીન કાવ્યસાહિત્ય માટે ઘણું કરેલું છે તે આ કાર્ય સહેલાઇથી અને સારી રીતે ઉપાડી લઇ શકે.

ઉંચી કેળવણીનો એક આશય અભ્યાસીમાં ઉદાર ભાવનાઓ રોપવા ને પોષવા સાથે એકાદ વિષયમાં સંશોધન અને શોધખોળનું શિક્ષણ આપી તેની વિવેચક અને ગ્રાહક શક્તિ કેળવવી એ છે. તે માટે કેટલીક એવી પ્રસિદ્ધિઓ સાધનસંગ્રહ ( Source-book ) તરીકે છપાવવી જોઇએ કે જે કાર્ય ખર્ચાળ હોઇ માત્ર જાહેર સંસ્થાઓજ ઉપાડી શકે; અને અભ્યાસ માટે તે સંગ્રહની પ્રસિદ્ધિ આવશ્યક હોય છે. શ્રી ફાર્બસ ગુજરાતી સભા આ કાર્ય માટે સૌથી વધાર યોગ્ય છે એટલે સુધી કે, તે આપણા ગ્રેજ્યુએટોને સ્કોલરશીપ અને મદદ આપી ગુજરાતી પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસના અભ્યાસ અને સંશોધનનું કાર્ય સુદૃઢ કરી આગળ વધારી શકે.

ઉંચી કેળવણીને માટે આ પ્રકારની પ્રસિદ્ધિમાં મદદ મળવાની જરૂર છે, નહિ તો શાળોપયોગી પાઠ્યપુસ્તકો માટે ગુજરાત વિદ્યાપીઠ ને દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન વહેવારૂ કાર્ય કરી રહેલ છે અને વળી તે માટે સાહસિક બુકસેલરો પણ મળી આવે.

ત્રીજો પ્રશ્ન આધેડ વયનાં સ્ત્રીપુરુષોને જ્ઞાન આપવાનો છે. તે માટે રાત્રિશાળા, વાચનવર્ગ, અને ભાષણોથી કેટલુંક કાર્ય સારી રીતે થઇ શકે, તો પણ ' હોમ યુનિવર્સિટી ' કે ' પિપલ્સ બુક ' ગ્રંથમાળાની જેમ જુદા જુદા વિષયોને લગતાં સંખ્યાબંધ પુસ્તકો વખતો વખત એકસામટાં બહાર પડતાં રહે તો તેની અસર કંઇ જુદીજ માલુમ પડે. આ પ્રકારનાં પુસ્તકો માત્ર જીન અનુવાદ નહિ પણ સ્વતંત્ર રીતે આપણા

જનસમાજની જ્ઞાનભૂમિકા અને પરિસ્થિતિ લક્ષમાં રાખી યોજાય અને લખાય તો તેનું વાચન લાભદાયી થઇ પડે અને તે સમાજને ઉંચી પાયરીએ લઇ જાય. વડોદરા રાજ્યનું ભાષાન્તરખાતું આ કાર્ય સરસ રીતે કરી શકે. આવું કાર્ય એણે ઉપાડેલું છે. તેની પાસે વાચનાલયોની સંખ્યા પણ બહુ મોટી છે. માત્ર ઇંગ્રેજી ગ્રંથમાળાના આખાને આખા તરજુમા છપાવવાને બદલે તેના અનુવાદ, ઘટતા સુધારા અને ફેરફાર સાથે, આપણી પ્રજા તે ગ્રહણ કરી શકે એવી રીતે તૈયાર કરાવી બહાર પાડે તો તે કાર્ય વધારે દીપી ઉઠે અને ફળદાયી નીવડે.

ચોથું સામાન્ય નીતિ, ધર્મ અને જ્ઞાનના શિષ્ટ ગ્રંથો જૂના અને નવા, જ્ઞાનની જુદી જુદી શાખાઓમાંથી પસંદ કરી સફાઇબંધ, સારી છાપવાળા, આકર્ષક અને સસ્તા, પ્રજાને સુલભ થાય એવી રીતે કાર્ય ઉપાડી લેવામાં આવે તો એ વ્યવસ્થા પણ જ્ઞાનપ્રચારમાં બહુ મદદગાર થાય. જ્ઞાનવર્દ્ધક ગ્રંથમાળા અને એવી બીજી ગ્રંથમાળાઓના સંપાદકો જેઓ એ કાર્ય હાલ પણ કરી રહેલા છે તેમાં કંઈ યોજના દાખલ કર્યાથી વધારે સંગીન પરિણામ બતાવી શકે.

પાંચમું અન્ય ભાષાઓમાંથી ઉત્તમ ગ્રંથોના તરજુમા, આપણી પ્રાચીન સંસ્કૃતિનાં પુસ્તકો અને ધર્મ તથા તત્વજ્ઞાનના ગ્રંથો–જેવા કે, વેદ, પુરાણ, ઉપનિષદ, રામાયણ, મહાભારત વગેરે, ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી પ્રજાને સસ્તી કિમ્મતે અપાય એ ઇચ્છવા યોગ્ય છે. એ રીતે આપણું સાહિત્ય પણ સમૃદ્ધ અને સર્વદેશી બનશે.

સસ્તું સાહિત્યવર્દ્ધક કાર્યાલય એ દિશામાં ઉપયોગી કાર્ય કરી રહેલું છે; માત્ર તેનો વેગ અને વિસ્તાર વધાર્યાથી અને યોજનાપૂર્વક કાર્ય કરવાથી આથી પણ વધારે સારું પરિણામ આવે એ નિર્વિવાદ વાત છે.

સામયિક, રાજ્યદ્વારી, અને આર્થિક પ્રશ્નોના ઊહાપોહ અને ચર્ચા માટે નવજીવન પ્રકાશનમંદિર યુગધર્મ કાર્યાલય, અને પુરતું સાહિત્ય બહાર પાડતાં રહેશે.

સિવાય બાળસાહિત્ય, વિજ્ઞાનસાહિત્ય, ધંધાઉદ્યોગનું સાહિત્ય, સચિત્ર સાહિત્ય, એ બધા માટે વધતી ઓછી માગણી ચાલુ છેજ, અને તે માટે જે કંઇ થાય તે ઓછુંજ લેખાશે.

અને નવીન, સ્વતંત્ર તેમજ નૈસર્ગિક સાહિત્યગ્રંથો–નાટક, કાવ્ય, નવલકથા અને અન્ય કૃતિઓ લેખકવર્ગનો અમુક ભાગ સ્વતઃ અને સાહસિક બુકસેલરો છપાવશે, એ ઉમેરો પણ નાનોસુનો નહિ જણાય.

છેવટે રેફરન્સનાં પુસ્તકો–ઍન્સાઇકલોપીડિયા, ઇયરબુક, કોષ, દેશપરદેશનો ઇતિહાસ, ચરિત્રમાળા વગેરે ચાલુ ઉપયોગ અને અગત્યની પ્રસિદ્ધિઓ સાહિત્યપ્રકાશક સંસ્થાઓ, પ્રજા અને રાજ્યના આશ્રય અને ઉત્તેજન વિના હાથ ધરી ન જ શકે.

પ્રજાજીવનમાં તેમ સાહિત્યમાં માંહોમાંહેનો સહકાર, સહાયતા અને સહાનુભૂતિ, ભાવિ વિકાસ અને વૃદ્ધિ માટે આવશ્યક તત્ત્વો છે. એ ધોરણ પર સાહિત્ય પ્રકાશનનું કાર્ય ઉપાડી લેવામાં આવે તો થોડાંજ વર્ષોમાં ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ બની તેની વિવિધતા અને નવીનતા આપણને કંઇક જુદોજ આનંદ આપે. આપણે આશા રાખીશું કે, કેળવણી અને સાહિત્યના ક્ષેત્રમાં કાર્ય કરનારાઓ સાહિત્યપ્રકાશક સંસ્થાઓના ચાલક સાથે એકઠા મળી આ વિષે વધુ ચર્ચા કરી કોઇ વહેવારૂ ઉપાય યોજે એ ઇચ્છવા યોગ્ય છે.

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ

---

# વિદ્યાપીઠની વ્યવસ્થા અને આદર્શ

કોઈપણ પ્રજાના પ્રજાકીય ઉન્નતિક્રમમાં તેની વિદ્યાપીઠ કેટલો અગત્યનો ભાગ ભજવે છે, તે હજુ આપણે ત્યાં બરાબર સમજાયું હોય તેમ લાગતું નથી. દાખલા તરીકે મુંબઈ વિદ્યાપીઠના પ્રતિનિધિ તરીકે મુંબઈ ઇલાકાની ધારાસભામાં દાખલ થવા ઇચ્છનાર પ્રત્યેક વ્યક્તિએ પોતાની ચુંટણી માટેના જાહેરનામામાં કેળવણીને લગતા બીજા પ્રત્યેક પ્રશ્ન પર ભાર દઈ વિવેચન કર્યું છે, પણ વિદ્યાપીઠના વિષયમાં તો મૌન્યતાને જ મોટું ભૂષણ માન્યું લાગે છે. અનાયાસે મુંબઈ વિદ્યાપીઠના હાલના પ્રતિનિધિને સરકારે કેળવણીખાતાના મંત્રી નીમ્યા; અને ડૉ. પરાંજપેની મંત્રી તરીકેની કારકીર્દિ અતિ ખેદકારક નીવડી; એટલે સામાન્યતઃ એમજ માન્યતા બંધાઈ દેખાય છે કે વિદ્યાપીઠના પ્રતિનિધિને કેળવણીખાતાનું મંત્રીપદ વારસામાં મળશે જ. એ વારસો ચુંટનાર વ્યક્તિને કદાચ મળે તો પણ તે કેટલે અંશે વર્જ્ય છે તેનો ખ્યાલ કોઈ કરતું નથી. વિદ્યાપીઠનો સરકાર જોડે આડકતરો સંબંધ પણ દુનિયાની પુરાણી અને મશહૂર વિદ્યાપીઠનાં કાર્યવાહકો નાપસંદ કરે છે. અને તેથી વિદ્યાપીઠનો પ્રતિનિધિ જ કેળવણીખાતાનો મંત્રી બની, સરકારના અનેક વ્યવસાયને અંગે કેળવણીની પ્રગતિ અટકાવવામાં સહાયભૂત કે બ્હાનારૂપ બને એ અનિચ્છવા યોગ્ય છે. અને તેથી આ નુકસાનકારક, અને અયોગ્ય દૃષ્ટિબિન્દુ કેળવણીની સર્વોત્તમ સંસ્થાના પ્રતિનિધિ થવા ઉમેદવાર ગૃહસ્થોએ અખત્યાર કર્યું છે તે જ માત્ર બતાવવા બસ છે કે પ્રજાકીય ઉન્નતિક્રમમાં વિદ્યાપીઠનું સ્થાન હજુ બરાબર સમજાયું નથી.

હિન્દુસ્થાનના રાજ્યબંધારણમાં ૧૯૨૦ માં સુધારા થયા પછી, અનેક પ્રાંતની વિદ્યાપીઠને પણ એ સુધારાના મૂળ પ્રવાહનો લાભ મળ્યો છે. માત્ર મુંબઈ વિદ્યાપીઠ જ હતભાગી રહી છે કે જેમાં સુધારાનું નામનિશાન પણ નથી, અને રજમાત્ર પણ સુધારો કે નવાજૂની કરવા ઇચ્છનાર ક્યાં દેશદ્રોહી નહિ તો વિદ્યાપીઠદ્રોહી જેવો લેખાય છે. વિદ્યાપીઠના તંત્રમાં સુધારો કરવાની દરખાસ્ત લાવતાં પહેલાં, અલબત્ત, એટલું અવશ્ય નિશ્ચિત થવું જોઈએ કે વિદ્યાપીઠનો આદર્શ શો, અને આશય કેવો ! આટલું પ્રથમથી જ નિશ્ચિત કર્યા વિના કરેલા સુધારા અયોગ્ય અને નિરૂપયોગી નીવડવાની ધાસ્તી રહે છે. આધુનિક કાળમાં સ્થપાયલી હિન્દુસ્થાનની લગભગ તમામ જૂની વિદ્યાપીઠો મૂળથી જ ખોટે પાયે સ્થાપિત થઈ છે, અને ખોટા અને હાનિકારક આદર્શ પર ચલાવાય છે. પ્રજાની વિદ્યાપીઠ પ્રજાના જ્ઞાનભંડારને સાચવી, તેનાં મનબુદ્ધિ વિકસાવે, અને તે માર્ગે પ્રજાના લૌકિક તેમજ આધ્યાત્મિક ઉન્નતિક્રમમાં સહાય કરે તો જ તેનો ભાગ ખરેખરો ભજવ્યો કહી શકાય. કમભાગ્યે ભારતવર્ષની પ્રવર્તિત સરકારે જ્યારે વિદ્યાપીઠો સ્થાપવાનું પ્રથમ નક્કી કર્યું, ત્યારે વિદ્યાપીઠનો આદર્શ વિલાયતમાં તુરતની જ સ્થપાયલી લંડન વિદ્યાપીઠને અનુસરી કલ્પ્યો હતો; અને તેથી મુંબઇ, મદ્રાસ, કલકત્તા, અલ્હાબાદ અને લાહોરની પુરાણી વિદ્યાપીઠમાં ઉપર જણાવેલો મૂળ આદર્શ ત્યજાઇ ગયો અને તેને બદલે વિદ્યાપીઠ તમામને માત્ર પરીક્ષક સંસ્થાનું રૂપ આપવામાં આવ્યું. ઉછરતા જમાનાનું શિક્ષણ, તેમજ પ્રજાના પુરાણા જ્ઞાન-

ભંડારનો વિકાસ અને વધારો—એ સૌ વિદ્યાપીઠથી વેગળું રહ્યું. પરિણામ ત્રીશ વર્ષના અરસામાં દેખીતા જ શોચનીય જણાયાં, પણ મૂળ સિદ્ધાંત જ ખોટો, પ્રથમ પાયેજ હાનિકર્તા, એટલે નવા ફેરફારની જરૂર જણાઇ ત્યારે પણ તેને અમલમાં આણવાની વિધિમાં તો તેજ ભૂલ ચાલુ રહી. કેળવાયલો વર્ગ,—ખાસ કરીને પરીક્ષક વિદ્યાપીઠને સંતોષી તેની પદવી ધારણ કરનાર વર્ગ–દેશની વ્યવસ્થામાં ખામી જોઇ જણાવવા લાગ્યો; એટલે પરદેશી સરકારને એમ જ લાગ્યું કે તેમની કેળવણી-પદ્ધતિનાં માઠાં ફળ ઉગી નીકળ્યાં છે. કારણ જો પરીક્ષક વિદ્યાપીઠોએ આટલા બધા પદવીધરો ઉપજાવ્યા ન હોત તો અસંતોષ પણ ન થાત; રાજકીય ટીકા પણ ન સંભવત: અને ઉલટપાલટનું સ્વપ્નું પણ ન આવત. આ ન્યાયે લૉર્ડ કર્ઝનની સરકારે વિદ્યાપીઠમાં સુધારો કરવાનું કામ હાથમાં લીધું ત્યારે એ જ મુદ્દાસર સુધારા સૂચવ્યા કે જેથી વિદ્યાપીઠમાં સરકારી આશ્રિતોનું તત્ત્વ વધે, ઉત્તમોત્તમ પદવી પ્રાપ્ત કરવાનું ખર્ચ વધે, વર્ષવ્યય વધે; અને તેથી આવી જાતના કેળવણી લેવા આવનારની સંખ્યા ઓછી થાય. અલબત સાથે સાથે વિદ્યાપીઠની મૂળ રચનામાં પણ ફેરફાર—પરીક્ષક ટળી શિક્ષક બનાવવાની વિધિ—૧૯૦૪ ના કાયદામાં દ્રશ્યમાન થાય છે. પણ એ પ્રાથમિક ફેરફાર પર જાઇએ તેટલો ભાર મૂકાયોજ નહોતો. એટલે તે કાયદાના ખરડો મૂળથ જ એક રાજકીય હથિયાર રૂપે પ્રજાના તે વખતના નેતાઓને દેખાયો હોવાથી, તેમણે તેનો વિરોધ કર્યો હતો. અને આપણે આજે પણ એ સુધારેલી વિદ્યાપીઠ વ્યવસ્થા તપાસીએ–તેના નિયામક સભા ( Senate ) કે કાર્યવાહક મંડળ ( Syndicate ) નું પૃથક્કરણ કરીએ—તો વિરોધ અક્ષરશઃ વ્યાજબી લાગ્યા વિના રહે જ નહિ.

•

લૉર્ડ કર્ઝનના જમાના પછી વિદ્યાપીઠ પર મોડનું સરકારી લક્ષ ઓછું થઈ ગયું. કેટલેક અંશે ઉપર જણાવેલો પ્રાથમિક ફેરફાર મુંબઇ, મદ્રાસ તેમજ કલકત્તામાં કર્યો ખરો. Post-Graduate Lectures એટલે કે સામાન્ય પદવી પછીના ઉત્તમોત્તમ અભ્યાસક્રમ માટે વ્યાખ્યાન શ્રેણીઓ તેમજ વિદ્યાપીઠના ખાસ નીમાયલા અધ્યાપકો University Professors ની શરૂઆત પણ થઇ. પરંતુ જે આદર્શને અંગે શિક્ષક વિદ્યાપીઠની કસોટી થવી જોઈએ તેને આધારે તો આ તમામ નવી ગોઠવણ નિષ્ફળ થઇ સર અસુતોષ મુકરજીના અથાગ પ્રયાસ અને અસાધારણ મનોવેગને બાદ કરીએ—અને તેને પરિણામે જન્મેલ કલકત્તા વિદ્યાપીઠની આવી કૃતિઓ બાજુએ મૂકીએ—તો બીજે ક્યાંય પણ નવી વિધિ ફતેહમંદ જણાતી નથી. કારણ પાધરૂ છે. જૂની ઢબે ચુંટાયલી કારોબારી મંડળી નવી વિધિનું હાર્દજ સમજી શકી નહિ. Post-Graduate Lectureships, જેમ પરીક્ષકો નીમવાની સત્તા પોતાનુંજ માહાત્મ્ય વધારવાનુ બ્હાનું મનાય છે, તેમ આત્મગૌરવ વધારવાના નવા નિમિત્તરૂપ બન્યાં અને વિદ્યાપીઠના સર્વોત્તમ અધ્યાપકોની નીમણુક તો માત્ર ઑકસફર્ડ, કેમ્બ્રીજ કે લંડનની વિદ્યાપીઠના અંગ્રેજ પદવીધરને આજીવિકા આપવાનું સાધન રૂપે જ જોવાઇ. નીમાયલા ગૃહસ્થોને હિન્દી વસ્તુસ્થિતિ, હિન્દી જ્ઞાનભંડાર, હિન્દી પ્રજાના આદર્શ ઉદ્દેશનું કશુ ભાન છે કે નહિ; તેમાં તેમની આંતરિક સહાનુભૂતિ છે કે નહિ તેનો તો કોઈએ ખ્યાલ જ ન કર્યો. પરિણામે કલકત્તા વિદ્યાપીઠને એક અંગ્રેજ અધ્યાપક સાથે જાહેર ઝઘડો થયો; મદ્રાસમાં એવા જ અધ્યાપક સાથે આંતરિક અસંતોષ ઉપજ્યો; અને મુંબઇમાં કાંઇ પણ કર્યા વિના વર્ષો સુધી બેસી રહ્યા.

આટલી લાંબી ઐતિહાસિક પ્રસ્તાવના મૂળ વિષય બરાબર સમજવા માટે અનિવાર્ય લાગી છે. અત્યારે હિન્દુસ્થાનમાં જે જે વિદ્યાપીઠો પ્રવર્તિત છે, તેમાં હજુ પણ પરીક્ષકવૃત્તિને પ્રધાન ગણનાર—અથવા તેમાં જ મસ્ત રહેનાર—પ્રાંતિક વિદ્યાપીઠ Territorial University નું પ્રાબલ્ય છે. વિદ્યાપીઠને ભૂગોળ સાથે તે વિભવવા ઉપરાંત નિકટનો સંબંધ નથી તેની કોઇને પરવા નથી. હિન્દુસ્થાનમાં સાંપ્રત પ્રાંતવિભાગ માત્ર રાજકીય વહીવટની સવડ ખાતર જ કર્યાં હોવાથી, એક પણ પ્રાંત ખરેખર સ્વતંત્ર પ્રજાનો મુલક નથી. એથી પ્રાંતિક વિદ્યાપીઠનો મૂળ આદર્શ સત્ય

હોય તો પણ તે બર લાવવામાં અનેક મોટી મુશ્કેલીઓ સ્વાભાવિકપણે નડે. કલકત્તાની વિદ્યાપીઠ કદાચ એક પ્રજાની વિદ્યાપીઠ કહી શકાય. બાકી મદ્રાસમાં ચાર પ્રજા, ચાર સાહિત્ય, ચાર ગૌરવને સાચવવાં—કાનડી, તેલુગુ, તામિલ, અને મલયાલમ મુંબઈમાં પણ તેમ જ; સિંધી, ગુજરાતી, મરાઠી અને કાનડી. એ વિધવિધ સમાજનો સમાસ એક જ વિદ્યાપીઠ, વિદ્યાપીઠના પ્રાથમિક આદર્શ છોડ્યા વિના, કરી શકે જ નહિ. નવા જમાનામાં—એટલે કે છેલ્લા દશકામાં—હિન્દુસ્થાનમાં એશક નવીન તંત્રની, નવા આદર્શવાળી વિદ્યાપીઠ જન્મવા પામી છે. પણ તેનું જીવન હજુ અતિ ટુંક અને સાંકડું હોવાથી, એમને અભિનંદન આપી, ભવિષ્ય માટે શુભેચ્છા જણાવ્યા ઉપરાંત બીજું કંઇ પણ કહેવાય નહિ. સરકારી સારવારમાં રહેતી તેમજ સરકારી સહાયથી જન્મેલી પટના, ઢાકા, લકનૌ દિલ્હી, નાગપુર, મ્હાઇસોર ઇત્યાદિ નવીન પ્રથાની યુનિવર્સિટી. પરીક્ષક આદર્શ ત્યજી શિક્ષકબુદ્ધિએ પ્રગતિ કરવા જન્મેલી હોવા છતાં પણ મૂળથી જ કલંકિત—સરકારસ્પર્શથી દૂષિત હોવાથી કશું જ કહેવાતું નથી. વળી એકદેશી, એકમાર્ગી, એક પ્રાંતની નહિ પણ સર્વદેશી, સર્વગામી, સમગ્ર હિન્દુ પ્રજાની અને તમામ મુસ્લિમ આલમની વિદ્યાપીઠોએ પણ બનારસમાં, અને અલિગઢમાં જન્મ લીધો છે. આવા સંસ્થાને વિદ્યાપીઠના ઉપર્યુક્ત આદર્શ કદાચ બંધનરૂપ લાગે. ભૂતકાળમાં આર્યાવર્તની મામાચી તક્ષશિલાની વિદ્યાપીઠ કે ત્યાર પછી કૈરોમાં તેવા જ પ્રખ્યાત મુસ્લિમ કોમની વિદ્યાપીઠ માફક, આજની બનારસની હિન્દુ વિદ્યાપીઠ અને અલીગઢની મુસ્લિમ વિદ્યાપીઠ દેશકાળની મર્યાદા ઓળંગી અક્ષરશઃ વિશ્વભારતી રૂપ બને તો તેમાં અસંભાવ્ય કે અસંતોષ જેવું કશું નથી. પણ સામાન્યતઃ આવી ખરેખર વિશ્વભારતીરૂપ વિદ્યાપીઠ ઉપજાવવાને સૈકાઓની સમૃદ્ધિ જોઇએ; અને તે ઠેર ઠેર પ્રત્યેક પ્રજાની અંગત અને ચાલુ જરૂરિયાત માટે સ્થાપી શકાય નહિ. એટલે આવા અલૌકિક મહાપ્રયાસને અપવાદરૂપ ગણી, અલગ રાખી, સાધારણ વિદ્યાપીઠનો વિચાર કરીએ; અને તેમાં પ્રજાના જ્ઞાનભંડારનો સંગ્રહ તેમજ વિકાસ અને વધારો કરવાના પ્રાથમિક આદર્શ સ્વીકારીએ, તો નીચે જણાવેલા સિદ્ધાન્ત વિદ્યાપીઠ સુધારવા અર્થે ન છૂટકે કબૂલવા પડશેઃ—

(૧) વિદ્યાપીઠ ખરેખર પ્રજાકીય હોવી જોઇએ; એટલે કે તેની મર્યાદા પ્રત્યેક પ્રજાની વસ્તી વિસ્તારને સમાંત હોઇ, તે પ્રજાના આદર્શ ઉદ્દેશનું પરિપાલન કરી, તેમાં વિકાસ વધારો કરવામાં સહાય આપે.

(૨) વિદ્યાપીઠ બને ત્યાં લગી સર્વદેશી જ્ઞાનવિકાસનું સાધન ગણાવું જોઇએ; પરંતુ આર્થિક કે એવી જ બીજી મુશ્કેલીને લઇને જો સર્વદેશી પ્રગતિ ન આદરી શકાય તો, જે પ્રજાની તે વિદ્યાપીઠ હોય તેની ખાસ અગત્યની માનસિક જરૂરિયાતો પૂરી પાડવા પ્રયત્ન કરવો જોઇએ. વિદ્યાપીઠમાં પણ કેટલેક અંશે કાર્યવિભાગ—Division of Labour કરવાની જરૂર પડશે. દાખલા તરીકે બંગાળા જેવા સપાટ મુલકમાં એન્જીનિયરિંગની પ્રત્યેક શાખામાં શિક્ષણ આપવાની જોઈતી સગવડ કુદરતી કારણોને લીધે ન મળે; જ્યારે માઇસોર જેવા મુલકમાં તેવી સગવડ સહજ સાંપડે. આથી બંગાળાની વિદ્યાપીઠે એન્જીનિયરિંગના અભ્યાસક્રમનો સમૂળગો બહિષ્કાર કરવો એમ સિદ્ધ નથી થતું. પરંતુ, એન્જીનિયરિંગનું ઉત્તમોત્તમ શિક્ષણ અને શોધખોળ, એ વિદ્યામાં નવા પ્રયોગ, નવો વિકાસ, નવું સાહસ કદાચ માઇસોરમાં થાય તેટલું બંગાળામાં ન સંભવે; તેટલું અન્યપ્રદેશમાં સંભવે. આતો માત્ર ઉદાહરણ છે; પણ એથી એટલું સ્પષ્ટ થાય છે કે જો કોઈ પણ કારણ વા સંજોગને લીધે અમુક પ્રદેશમાં અમુક વિદ્યાપીઠ પ્રચાર ન કરી શકે તો તેમાં નિરર્થક હઠ કરી આર્થિક તેમજ માનસિક શક્તિનો વ્યર્થ વ્યય કરવાની ધૃષ્ટતા ન કરવી. આર્યાવર્તની તમામ વિદ્યાપીઠોમાં જો યોગ્ય લાગતી આપલે કરવાની સામગ્રી હોય તો આવી મુશ્કેલી તો સહજ દૂર થઇ શકે; અને ઉપર્યુક્ત ઉદાહરણનું પુનરાવર્તન કરી કહીએ તો, કોઈ પણ બંગાળી એન્જીનિયરને પોતાની વિદ્યાનો ઉત્કૃષ્ટ અભ્યાસ કરવામાં મુશ્કેલી નહિ પડે.

(૩) પ્રાંતિક, પ્રજાકીય વિદ્યાપીઠ ઉપજાવ્યા બાદ પણ મુંબઈ, કલકત્તા જેવા સર્વદેશી Cosmopolitan સ્થાનમાં ખાસ તેવાજ સ્થળની જરૂરિયાત પૂરી પાડનાર વિદ્યાપીઠની જરૂર રહે જ. મુંબઈ ઇલાકામાં ઉપર જણાવેલા સિદ્ધાંત મુજબ કરાંચી, અમદાવાદ, પૂના અને બેલગાંવમાં તે તે પ્રાંતને યોગ્ય વિદ્યાપીઠ સ્થાપીએ, તોપણ મુંબઈ શહેર તો તે વ્યવસ્થાથી અલગ જ રહેશે. તેની ખાસ જરૂરિયાત—વ્યાપારઉદ્યોગને ખાસ સહાયભૂત—મનુષ્ય માત્રનું ભ્રાતૃત્વ સૂચવનાર સામાન્ય વિદ્યાપીઠની જરૂર રહેશે. એવી વિદ્યાપીઠ શહેરમર્યાદિત છતાં અગ્રણી થઈ પડવાનો સંભવ છે, કારણ આવાં જ સ્થળોમાં ધન તેમજ માનસિક બળે વિશ્વભારતી ઉપજાવવી શક્ય લાગે છે. કોઈ પણ પ્રજાની ખાસ નહિ, છતાં સર્વ પ્રજાની સામાન્ય; કોઇ પણ વિદ્યાકલાનો અખંડ ઈજારો નહિ છતાં સર્વ દર્શનમાં શામિલ; આવી વિદ્યાપીઠની અવસ્થા તો કેમ જ થાય ? માત્ર તે ખરે સિધ્ધાંતે રચાઇ ખરે માર્ગે પ્રવર્તન કરતી હોવી જોઇએ.

મજકૂર ગણે સ્થાયલી વિદ્યાપીઠ તો અવશ્ય શિક્ષક વિદ્યાપીઠ જ હોય; પરીક્ષા પ્રવૃત્તિ તેમાં હોય તો પણ તે નજીવી. વિદ્યાપીઠની પરીક્ષા—અને તેને પરિણામે મળતી પદવી—ની આધુનિક હિન્દમાં જે કિમ્મત છે તે નિરર્થક બલ્કે હાનિકારક છે. પરીક્ષાનું પ્રાબલ્ય ઉગતી બુધ્ધિને એક જાતના નિર્જીવ, નિર્માલ્ય યંત્રા જેવી બનાવી દે છે. પરીક્ષક પરીક્ષિતને જોય નહિ, જાણે નહિ, અને માત્ર એક નિર્જીવ આધારસર પરીક્ષાપત્ર તપાસી તો જાય; તેમાં બુદ્ધિની, જ્ઞાનની, મનોવૃત્તિની ખરી કસોટી કેમ થાય ? પરીક્ષિતની ખરી શક્તિની કિમ્મત કેમ અંકાય?- નિર્વિવાદે આટલું તો તેથી માન્ય કરવુંજ પડશે કે સુધારેલી વિદ્યાપીઠોમાં જેમ બને તેમ પરીક્ષકવૃત્તિનો ત્યાગ કરવો. પણ સાથે એટલું પણ ધ્યાનમાં રાખવું જોઇશે કે શિક્ષક વિદ્યાપીઠનું શિક્ષણ, છે તેના કરતાં મોંઘું ન થાય અને તેનો લાભ લેનાર પ્રજાની સંખ્યા કમી ન થવી જોઇએ. અંગ્રેજ બલ્કે યુરોપીય પ્રજા તમામ ઐહિકસુખમાં મ્હાલતી, વ્યાપારી બુદ્ધિની હોવાથી તેમની વિદ્યાપીઠમાં અસલ હશે તો પણ આજતો આ પ્રાથમિક સિદ્ધાન્ત લગભગ નષ્ટ થવા આવ્યો છે કે વિદ્યાનો વિક્રય કદી થવો જ ન જોઇએ. વિદ્યાનું તો દાન જ હોય. પણ આજે તો તેને બદલે વિદ્યાનો વિક્રય એજ સર્વત્ર સામાન્ય સિદ્ધાન્ત બની રહ્યો છે, તે એટલી હદ સુધી કે એકડા બગડાની પ્રાથમિક શાળામાં સરકારે સો વર્ષે માંડમાંડ શિક્ષણ મફત કરવાની પદ્ધતિ આદરવા માંડી છે, તેમાં તો આપણે સરકારની મોટી મહેરબાની સમજીએ છીએ ! કેવી દુર્દશા ! આવી વસ્તુસ્થિતિ વચ્ચે વિદ્યાપીઠનું સર્વોત્તમ શિક્ષણ સર્વ પ્રજા માટે મફત અને સામાન્યતઃ સાધ્ય કરવાની સૂચના કરનાર ગાંડામાં ગણાય ખરો. પણ એ ભય છતાં કહેવાની જરૂર છે કે તે વિદ્યાપીઠ ખરેખર નિષ્ફળ જશે કે જ્યાં વિદ્યાનો વિક્રય કરી નફો મેળવવાની વૃત્તિ પ્રધાન હોય ! મુંબઇ વિદ્યાપીઠનો લગભગ અત્યારનો તમામ ખર્ચ પરીક્ષાની ફીમાંથી નીકળે છે. પણ મુંબઇ વિદ્યાપીઠમાં શિક્ષાવૃત્તિનો તો હજુ આરંભ પણ માંડ માંડ થયો છે. એ, પરીક્ષાપદ્ધતિનો બહિષ્કાર કરી કેવળ શિક્ષણદાતા વિદ્યાપીઠ થાય તો આવક સમૂળગી નાશ થાય. અને જો આજ પરીક્ષાની ફી લઇ જેમ આમદાની કરવા પ્રયાસ થાય છે, તેમ ભવિષ્યમાં શિક્ષણ માટે તેવા જ પ્રમાણની ફી લેવામાં આવે, તો મૂળથીજ વિદ્યાપીઠની સફળતા માટે આશા સજવી પડશે. શિક્ષણપ્રવૃત્તિ વધારી આમદાની કમી કરીએ, એટલે વિદ્યાપીઠના નિર્વાહનો સવાલ તો સહજ ઉદ્ભવે. પણ તે સવાલ બિલકુલ દુર્ઘર્ષ નથી. કારણ અનાદિ કાળથી શિક્ષક અને શિષ્ય ભિક્ષુક વૃત્તિનાજ સર્વ દેશમાં જોવામાં આવે છે. સમર્થ અને વિશ્વવિખ્યાત શિક્ષકનું મહાત્મ્ય તેના પગારથી કલ્પાય એ સિદ્ધાંત જ ખોટો. અને શિષ્યનો શિક્ષણ લેવાનો મૂળ એકજ ઉદ્દેશ માત્ર આજીવિકા મેળવવાનું સાધન શોધવાનો હોય તો તેપણ તેટલે જ અંશે ખોટું. પણ આપણી આધુનિક સમાજરચના એટલી બધી ખોટી થઈ પડી છે; સર્વ વસ્તુ તેમજ સર્વ માણસની કિમ્મત કેવળ પૈસામાં જ એટલી હદ સુધી અંકાવા માંડી છે; કે એક જ ઝટકે નવી વિદ્યાપીઠના શિષ્યો કે અધ્યાપકોને માનનીય, અર્ચનીય ભિક્ષુકવૃત્તિ ધારણ કરવાનુ કહીશું તો તેઓ પણ નહિ માને. જ્ઞાનની કિમ્મત જ્ઞાન ખાતરજ થવી જોઇએ; પણ દુર્ભાગ્યે એ દૃષ્ટિબિન્દુ કમી થઇ ગયું છે. છતાં શિષ્યો તો કદાચ જ્ઞાન

લોને, આવી વિદ્યાપીઠમાં ભરાય. પણ અધ્યાપકોનું શું ? સંક્ષેપમાં માન્ય કરવું પડશે કે હાલ તરત માટે તો અધ્યાપકો તેમજ શિક્ષણ સામગ્રી—અર્થાત્ પુસ્તકાલય, પ્રયોગાલય, કાર્યાલય—ના નિર્વાહ માટે વિદ્યાપીઠને આર્થિક સગવડ મળવી જોઇએ. અને તે માટે નવી વિદ્યાપીઠે અમુક વ્યક્તિ પાસેથી કે પ્રજા સમગ્ર પાસેથી ભિક્ષા માગવી પડશે.

વિદ્યાપીઠને સ્વતંત્ર રાખવી એ સિદ્ધાન્ત તો સર્વમાન્ય છે, એટલે તેનો અહીં ખાસ ઉલ્લેખ કરવાની અગત્ય નથી. કારણમાં માત્ર એટલુંજ જણાવીએ તો બસ થશે કે વિદ્યાપીઠમાં સ્વતંત્રતા ન હોય તો મહાબુદ્ધિશાળી વ્યક્તિ સ્વચ્છંદે વિહાર કરી વિકાસ પામી શકે જ નહિ. વિચારવિકાસ પર અંકુશ મૂકવો એ પ્રજાના જીવનના મૂળ આશયથી વિરુદ્ધ છે–પછી તે રાજ્યને ગમે તેટલો પ્રિય હોય તેની પરવા નહિ. પણ ભિખારી વિદ્યાપીઠ સર્વથા સ્વતંત્ર કેમ થાય ? સરકાર ખાસ કરીને પરદેશી લોકાવમુખ સરકાર—આવી જાતની ભિક્ષા આપે તો બદલામાં સ્વતંત્રતાના હાનિ અવશ્ય કરે. એટલે આવશ્યક છે કે વિદ્યાપીઠની ખરી સ્વતંત્રતાનો પાયો પ્રજાના અગ્રેસરો, ધનાઢ્યોની ઉદાર વૃત્તિ પર મંડાય. કલકત્તા વિદ્યાપીઠને શ્રી રાસબિહારી ઘોષે ૧૦ લાખ રૂપીઆની નવાજેશ આપી, અને બીજા અનેક કલાવત્સલના પ્રેમીઓએ એવી જ ભેટ કરી છે. મુંબઇમાં ધનાઢ્યોનો તોટો નથી છતાં મુંબઇ વિદ્યાપીઠ હિન્દુસ્થાનની તમામ વિદ્યાપીઠમાં પરતંત્રતાની પરાકાષ્ઠાએ પહોંચી છે; સરકારનું એક અંગ કે ખાતું હોય એવી જ રીતે તેનો વહીવટ ચાલે છે; એજ દ્રષ્ટિએ તેની વિવિધ સંસ્થાઓ—સેનેટ, સિંડિકેટ ઈ. રચાયાં છે. તેમાં સુધારો કરવો હોય, વિદ્યાપીઠને ખરેખર લોકપ્રિય બનાવવી હોય તો આવી વિદ્યાપીઠે ભિક્ષુકવેશ લઇ યોગ્ય સ્થળે હાથ ધરવાની અવશ્ય જરૂર છે. પ્રસ્તુત વ્યવસ્થામાં જે થોડી ગણીગાંઠી શિષ્યવૃત્તિઓ છે, તેમાં અતિ બ્હોળા પ્રમાણમાં વધારો કરવા માટે; અનેક વિષયોના ખાસ અધ્યાપકોના નિર્વાહ માટે; કાર્યાલયની સામગ્રી માટે, પુસ્તકભંડારના વધારા માટે, પ્રયોગાલયના ઉત્કર્ષાર્થે આવી જાતની ભીખ માગ્યા સિવાય છૂટકો જ નથી.

વિદ્યાપીઠનો કાર્યક્રમ વધારવામાં આટલું પણ લક્ષમાં રાખવું જોઇએ કે, ચાલુ સમાજરચનાના મૂળ દોષને લીધે ઘણાએ વિદ્યાવિલાસી જનોને ન છૂટકે વિદ્યાર્થીવૃત્તિનો ત્યાગ કરવો પડે છે. શિક્ષકવૃત્તિની વિદ્યાપીઠ માત્ર સર્વોત્તમ અભ્યાસની સામગ્રી આપવામાં જ સંતોષ માની બેસે તો આ વર્ગને અન્યાય થશે. Post—graduate Research વિદ્યાપીઠનું અનન્ય અંગ છે તે કબૂલ. પણ સાથે જે લોક વિદ્યાપીઠની સામાન્ય પદવી પણ ન મેળવી શકે—આજીવિકા શોધવા જતાં ઇચ્છા છતાં ક્રમવાર અભ્યાસ ન કરી શકે—તેને માટે વિદ્યાપીઠનો પ્રચાર University Extension કરવાની પણ તેટલી જ અગત્ય છે. રાત્રના સમયે ખાસ સગવડ કરી; રજાના સમયમાં ખાસ વ્યાખ્યાનશ્રેણીઓ ઉપજાવી; અમુક વિષયોમાં ખાસ નિયમિત વખત માટે અમુક હદનું જ્ઞાન આપવાની ગોઠવણ કરી—આ વર્ગની જરૂરિયાત પૂરી કરવાની ફરજ છે. વિદ્યાપીઠના આ બે વિભાગ પરસ્પર નિરાળા છે; પણ વિદ્યાપીઠને ફળીભૂત કરવામાં ઉભયનો સમાન હિસ્સે હાથ છે, તે પણ ભૂલાવું ન જોઇએ.

ઉપર સૂચવેલા સર્વ ફેરફાર કરીએ, તો વર્તમાન કાળની પાઠશાળાઓમાં તો ઉલટપાલટ ફેરફાર થઇ જશે. પાઠશાળાઓમાં, જેને આર્થિક સ્વાર્થ હોય—ઘણીએ સામાન્યશાળા તેમ જ ઉત્તમ વર્ગની પાઠશાળાઓ નફાકારક સંસ્થા તરીકે ચલાવાય છે–તે વર્ગ કદાચ આવા સુધારાની સામે પણ થાય. પરંતુ તેથી જો મૂળ જ સુધારો માન્ય હોય તો આવા સ્વાર્થી વિરોધથી ડરી જઇ તેની અટકાયત કરવી ઉચિત નથી. પાઠશાળાઓ વિદ્યાપીઠનાં ખરી રીતે અંગોપાંગ છે. એમને તે દશા સાક્ષાત્ કરાવી ખરૂં સ્વરૂપ અંગી કરાવવાની સુધારક સજ્જને ફરજ પડશે. પણ તેમ કરવા માટે મુંબઇ વિદ્યાપીઠ અત્યારે માત્ર સર્વોત્તમ અભ્યાસ Post-Graduate studies થી પ્રારંભ કરવા જાય છે તે

મોટે ભાગે હાનિકારક લાગે છે. પાઠશાળાઓનું રૂપાંતર કરવું જ હોય; વિદ્યાપીઠને નવા આદર્શ, નવા વેશ આપવા જ હોય તો પ્રારંભ તો આરંભથી જ કરવો પડશે. તેમાં ઢચુપચુ થઇ શીરા ખાતર શ્રાવક બનવાની પદ્ધતિને સ્થાન છે જ નહિ.

વાંચનારને વ્યર્થ ગુંચવણ ન થાય માટે ઉપરના સિદ્ધાંતને પુનઃ સંક્ષેપમાં ટાંકીએ છીએ:—

૧) વિદ્યાપીઠ સામાન્યતઃ પ્રાંતિક, પ્રજાકીય સંસ્થા હોવી જોઇએ, કે જેથી પ્રજાના આદર્શ જીવનમાં, ગાઢ વિકાસમાં તે દરેક રીતે સહાનુભૂતિથી પ્રેરી શકે.

૨) અપવાદરૂપ સંજોગોમાં કોઇ કોઇ વિદ્યાપીઠ ખરેખર વિશ્વભારતી બને, અને તે જ ઉદ્દેશે તેનો પાયો રચાય અને વ્યવસ્થા થાય, તે સંભવિત છે.

૩) દરેક વિદ્યાપીઠ પરીક્ષક નહિ પણ શિક્ષકવૃત્તિને પ્રધાન ગણી સ્થપાવી જોઇએ.

૪) તેના નિર્વાહ માટે ભિક્ષા માગવામાં શરમ નહિ પણ મહત્તા મનાવી જોઇએ. ભિક્ષા આપનારને ભિક્ષા આપવાની શક્તિ હોય તો દાન કરવાનો હક તેમ જ ફરજ છે. તેમાં તેનો ખાસ ઉપકાર માનવાની અગત્ય નથી.

૫) જ્યાં લગી સરકાર પરદેશી અને લોકવિમુખ હોય, ત્યાં લગી પ્રજાની આ સર્વોત્તમ સંસ્થાને સરકાર સાથેનો સંબંધ સર્વથા વર્જ્ય હોવો જોઇએ. વિદ્યાપીઠના તમામ અંગો અને સંસ્થાઓ પ્રજાકીય, અને સ્વતંત્રપણે ચુંટાઇ નિર્માણ કરવાં જોઇએ.

૬) વિદ્યાપીઠનું રૂપાંતર કર્યા પછી પણ તેનો વધારો કરવાની અગત્ય રહેશે. અને તે માટે ઉપર જણાવ્યા મુજબ દ્વિધા પ્રયાસ એકી વેળા કરવો પડશે.

ખુશાલ ત. શાહ

# શારીરિક કેળવણી

લેખનું મથાળું વાંચતા જ "સુગધર્મ" ના વાચકવર્ગને મનમાં થઇ આવશે કે "વળી પાછું એનું એ પુરાણ ! અખાડા અખાડા ને અખાડા !" છતાં લખવું અસ્થાને નહિ લાગવાથી જ આ લેખ લખાયો છે. અલબત્ત, સામાન્ય ઉપયોગિતા અને જરૂરના દૃષ્ટિબિંદુથી વ્યાયામના વિષય ઉપર અત્યાર સુધીમાં જુદા જુદા એ વિષયના રસિકો, કાર્યકર્તાઓ તથા નિષ્ણાતો તરફથી એટલી બધી ચર્ચા કરવામાં આવી છે કે એ દૃષ્ટિબિંદુથી ફરીને ચર્ચા કરવી નિરસ લાગવાનો સંભવ છે. છતાં વ્યાયામનો વિષય વિશાલ છે એટલે તેમાં ઘણું નવું જાણવાનું રહે છે. આ લેખમાં વ્યાયામની જરૂરનો ઉલ્લેખ માત્ર કરી, વ્યવહારૂ પ્રયત્નોનું ટુંકું રેખાચિત્ર દોરી, ભવિષ્યની દિશાનો માર્ગ સૂચવી, વ્યવહારૂ મુશ્કેલીઓનું નિરાકરણ કરવાનો પ્રયત્ન કરીશ. જેમ જેમ એ વિષયમાં સ્પષ્ટતા આવતી જશે તેમ તેમ તેના પ્રચારના પ્રયત્નોમાં પણ વધારે નિશ્ચિત દિશા કાર્યકર્તાઓને જણાશે એવી મારી માન્યતા છે.

શરીરના વિકાસની તથા તેને માટે પ્રયત્ન કરવાની જરૂર, શરીર ધારણ કરનારને સમજાવવાની હોય જ નહિ. મનુષ્યના વિકાસ માટે—આત્માના આવિર્ભાવ માટે —જે જે સૂક્ષ્મ અને સ્થૂલ કરણો કુદરત—પ્રકૃતિ તરફથી માણસને આપવામાં આવ્યાં છે તેમાંનું એક-શરીર છે, અને મનુષ્યજીવનની પૂર્ણતામાં શરીરની પૂર્ણતાનો પણ સમાવેશ થવો જોઈએ.

આખા દેશમાં નિર્બળતા માટે 'પ્રખ્યાત (!) થયેલા આપણા ગુજરાતીભાઈઓને તો શારીરિક કેળવણીની અગત્ય ઘણી જ વધારે છે. ધનવાન ગુજરાતને જો પોતાના ધનનું રક્ષણ કરવું હોય તો તેણે સ્વરક્ષણ કરવાનું બળ મેળવવું જ જોઈએ. પોતાના કુટુંબની, ગામની કે દેશની આબરૂ જાળવવા માટે અથવા તો પોતાના કે પારકાઓના રક્ષણને માટે જે પ્રજા ભાડુતી અગર પરદેશી સિપાહીઓ ઉપર આધાર રાખે છે તે પ્રજા અંતે ગુલામીમાં જઈ પડે છે. એ સિદ્ધાંતમાં રહેલી સચ્ચાઇ અત્યારે આખું હિંદુસ્તાન કડવા અનુભવને અંતે સારી પેઠે સમજે છે. સ્વતંત્ર રાષ્ટ્ર સ્વરક્ષણની શક્તિ ઉપર જ ઉભું થઈ શકે. જે માણસ પોતાના ગામડામાં ધાડ પડે તે સમયે પોતાના જાનમાલના રક્ષણ માટે બહાર પડતો નથી તે શું અફગાનિસ્તાન હિંદ ઉપર ચઢી આવે ત્યારે દેશની બહારે ધાશે ! પોતાના શહેરમાં—સાબરનપૂરમાં થયાં તેવાં રમખાણો થાય તેવે સમયે ધર્માંધ મુસલમાનોનાં ઝનૂની અને અજ્ઞાન ટોળાંના હુમલાથી પોતાના મંદિરનું કે પોતાની દુકાનનું રક્ષણ કરવા તૈયાર નથી, તે પ્રજાએ પોતાની સ્વતંત્રતા સાચવતાં શીખવાને તનતોડ પ્રયત્નો કરવાની ખાસ જરૂર છે.—શારીરિક કેળવણીની અગત્ય-આ પ્રમાણે પ્રજાકીય દૃષ્ટિએ જોતાં કોઈને પણ સ્પષ્ટ જણાશે.

વ્યક્તિને પણ તેની અગત્ય ઓછી નથી. આગગાડીમાં મુસાફરી કરનારા શારીરિક બળની 'અગત્ય ન જાણે એ કેમ બની શકે ? કોણે પઠાણોને ડબ્બાના ડબ્બા રોકીને નિરાંતે સૂતેલા નથી જોયા ! મુંબાઇ જેવા સરકારની સત્તાના મથક જેવા શહેરમાં પણ પઠાણોના ત્રાસથી કોણ અજાણ્યું છે ? 'અમદાવાદ,

નડીઆદ વિગેરે શહેરોમાં તથા ગુજરાતના નાનાં નાનાં ગામડાંઓમાં પણ કાબુલીઓ જે જુલમ ગુજારે છે તેનાથી કયો માણસ અજાણ છે ?

ઉપર જણાવેલી મુશ્કેલીઓનો નિકાલ શારીરિક કેળવણી અને માનસિક હિંમતની ખીલવણી એ બેના ઉપર રહેલો છે. એક વ્યક્તિ એ સર્વ મુશ્કેલીઓને ભાગ્યે જ દૂર કરી શકે. આખી સમાજના વિચારોમાં ફેર થવાની જરૂર છે એટલું જ નહિ, પરંતુ સંગઠિત પ્રયત્નો તથા સાર્વજનિક સહાનુભૂતિની પણ જરૂર ઓછી નથી. એ પ્રમાણે લાંબા કાળ સુધી પ્રયત્નો ચાલુ રહે તો પ્રજાના હાડમાં ઘર કરી બેઠેલી નિર્બળતા દૂર થાય. સાહરનપૂરના હુલ્લડમાં હિંદુઓની ઇતિહાસપ્રસિદ્ધ નિર્બળતા, વ્યવસ્થાની ખામી, હિંમતની ખામી વિગેરે કોઇ પણ માણસને સ્પષ્ટ જણાયા વિના રહેશે નહિ. એવે સમયે એકાદ હિંદુ કે મુસલમાન આખાં ટોળાંની સામે થાય એ તદ્દન નિરૂપયોગી જ જણાય. તેવે સમયે પ્રજાવર્ગમાં એકત્ર થઇને કાર્ય કરવાની શક્તિ હોવી જોઇએ અને એવી શક્તિ હોય તો જ અસરકારક પરિણામ ઉપજાવી શકાય. ટોળાંની મનોદશા એવી હોય છે કે વ્યવસ્થિત વિરોધની સામે તેનાથી ટકાવ થઇ શકતો જ નથી. એ ધોડાપૂરના વેગનો પ્રતિકાર થતાં, તે એકદમ ઓસરી જાય છે. અર્થાત્ શારીરિક વ્યાયામ જોડે સંગઠિતતા તથા વ્યવસ્થા બન્ને સચવાય તો વ્યવહારુ દૃષ્ટિએ તે અસરકારક નીવડે છે. એટલે વ્યાયામનો પ્રચાર કરનારાઓનું તેના ઉપર ધ્યાન ખેંચવું યોગ્ય જણાય છે.

માનસિક હિંમતની અગત્ય ઉપર વાંચનારનું લક્ષ દોર્યું હતું. શારીરિક વ્યાયામમાં રસ લેનારાઓએ એ કેળવવા માટે શા માટે પ્રયત્ન કરવો જોઇએ, તે ટુંકામાં જણાવીશ. ૧ શારીરિક બળ. ૨ અભય અથવા નીડરતા. ૩ વીર્ય. એ ત્રણે જુદા જુદા ગુણો છે. શરીરમાં બળ હોવાને લીધે માણસમાં આત્મવિશ્વાસ, દૃઢતા વિ. ગુણો આવે છે એટલું જ નહિ પરંતુ, તેને લીધે નીડરતા તથા વીર્ય પણ ખીલે છે. પરંતુ, શારીરિક બળ હોવા છતાં નીડરતા અને વીર્ય ન હોય એ પણ શક્ય છે. શરીરે માતેલા પંજાબીઓ જલિયાંવાલા બાગમાં હજારોની સંખ્યામાં હતા, છતાં પચાસ ગુરખાઓની ગોળીઓએ તેમને ભયભીત કરી દીધા! ગામડામાં શરીરે બળવાન પરંતુ અતિશય ડરનારા માણસો ઘણીવાર જોવામાં આવે છે. એટલે શારીરિક બળ જોડે નીડરતા અને વીર્યના ગુણો ખીલવવા તરફ લક્ષ આપવાની જરૂર છે.

જેઓને શારીરિક વ્યાયામની તાલીમ આપવામાં આવતી હોય તેઓમાં નીડરતા લાવવા માટે તેમને વારે વારે ભયના પ્રસંગોમાં મૂકવા જોઇએ. અલબત્ત, કેટલાકમાં એ ગુણ સ્વાભાવિક રીતે જ હોય છે તે આવા પ્રસંગોને લીધે ઘણો જ સરસ ખીલી નીકળે છે. વ્યાયામનો પ્રચાર કરનારાઓએ બનતી સાવચેતીઓ ખીલવવા માટે લકડીપટ્ટાથી મારામારી, આગને હોલવવાના પ્રસંગો, નદીમાં રેલ આવે તેવે સમયે તરવાનો પ્રયત્ન, પગે ચાલીને લાંબી મુસાફરી કરવાનો અભ્યાસ, ગામ બ્હાર છાવણી નાંખી તંબૂ તાણી રાત્રિઓ ગાળવાનો મહાવરો, અંધારામાં ગામ બ્હાર જવાની ટેવ, રાત્રે ગામમાં પહેરો ભરવાનો તથા માલમિલ્કત સાચવવાનો અભ્યાસ વિગેરેનો ઉપયોગ કરવો જોઇએ. મુશ્કેલીને પ્રસંગે મનને સ્થિર રાખીને જલદી નિશ્ચય ઉપર આવવાની ટેવ પાડવી જરૂરની છે, તથા હાજરજવાબી કેળવી વ્યવસ્થિત કામ કરવા માટે આજ્ઞાંકિતપણું તથા નિયંત્રણ પણ શીખવવાં જોઇએ. લકડીપટ્ટા વિગેરેમાં નક્કી કરેલા દાવો શીખી ગયા પછી શરીરને હમેશને માટે નુકશાન ન થઇ જાય એવી બનતી સાવચેતી લઇને કેવળ છૂટથી મારામારી કરવાની તાલીમ વ્યાયામમંદિરમાં અપાવી જોઇએ. એવા પ્રસંગોમાં ટેવાયલો માણસ સ્વરક્ષણ માટે હમેશાં વધારે તૈયાર રહે છે, તથા સફળ થાય છે. વ્યાયામમંદિરમાં અભય ગુણ પ્રાપ્ત કરાવવા માટે પ્રયત્ન થવાની જરૂર છે.

જેમ ભયના પ્રસંગો ઉભા કરીને અભય પ્રાપ્ત કરાવી શકાય છે, તેમ ઉત્સાહના પ્રસંગો ઉભા કરીને વીર્ય પ્રાપ્ત કરાવી શકાય છે. અભય અને વીર્યમાં ભેદ

છે. અભય—નીડરતા, એ ભયની ગેરહાજરી છે. વીર્ય એ ઓજસ્‌નું પરિણામ છે. નીડર માણસ ડરતો નથી, પરંતુ, પરાક્રમ કરવાનો ઉત્સાહ તેનામાં હોય જ એવું પણ નથી. વીર્યશાળી પુરૂષ મુશ્કેલીઓને શોધે છે, અન્યાયને શોધી કાઢી તેનો પ્રતિકાર કરે છે; નિર્બળને ત્રાસ આપનાર પોતાના ઉપર ત્રાસ વર્તાવે ત્યાં સુધી તે વાટ જોતો નથી. તેનામાં ક્ષાત્રતેજ હોય છે. બીજા ઉપર પોતાના સિદ્ધાંતનું, મતનું આધિપત્ય તે પ્રસારે છે. સત્ય, પરોપકાર અથવા તો પોતાના કોઇ સિદ્ધાંત કે મતને ખાતર યુદ્ધ કરવું એ તેનો સ્વભાવ થઇ રહે છે. રાણા પ્રતાપમાં, અભય અને વીર્ય એ બન્ને ગુણો આપણને આકર્ષે છે. વ્યાયામમંદિરમાં આ ગુણ પણ કેળવવા માટે યત્ન કરવાની જરૂર છે. ગામમાં જે જે સેવાના પ્રસંગો પ્રાપ્ત થાય તે તે પ્રસંગે બનતાં સુધી આવી સંસ્થાઓમાં જનારાઓએ ભાગ લેવા યત્ન કરવો જોઇએ. આગ લાગે, મેળાઓ ભરાય, જાત્રાઓ હોય, દુકાળ પડે ત્યારે તેમણે બનતાં સુધી જાતીય રક્ષણ માટે પ્રયત્ન કરવો જોઇએ.

વીર્ય પણ વ્યવસ્થિતપણે કાર્યમાં ઉતારવામાં આવે છે ત્યારે જ અસરકારક નીવડે છે. શૌર્યની પરિસીમા કેસરિયાં કરવામાં સમાયલી છે, પરંતુ કેસરિયાં કરી શકે એવા જુસ્સાને વિજય પ્રત્યે દોરવા માટે વ્યવસ્થા અને નિયંત્રણની ખાસ જરૂર છે. સફળતા મેળવવા માટે તો સંગઠિત પ્રયત્ન, વ્યવસ્થા અને નિયંત્રણ કેવળ અનિવાર્ય છે. અને વ્યાયામના પ્રચારકો તેની અગત્ય સ્વીકારે એ જરૂરનું છે.

ઉપર જે ચર્ચા કરી તે સામાન્ય પ્રજાકીય ઉન્નતિના તથા ઉપયોગિતાના દૃષ્ટિબિંદુ ઉપર રચાયલી છે.

હવે ગુજરાતમાં જે પ્રયત્નો થયા છે તેની સંક્ષિપ્ત રૂપરેખા ભાઈ સુમંતે યુગધર્મના ગયા અંકમાં કરેલી છે. શ્રી. મજમુંદાર, શ્રીયુત માણેકરાવ–ગુજરાત વિદ્યાપીઠ, તથા ગુજરાત વ્યાયામ-મંડળના પ્રયત્નો હજી પણ ચાલુ છે. ગુજરાતનો પ્રજા-વર્ગ આ સર્વે પ્રયત્નોથી વાકેફ છે એટલે અહિં તેમનું વિવેચન અસ્થાને છે. ભવિષ્યમાં ક્યાં કાર્યોનું શી રીતે કરવાં જોઇએ તે ટુંકામાં જણાવીશ.

૧. દરેક ગામડામાં જુવાન તથા પાકટ ઉમ્મરના સર્વે માણસોને લાઠી, લકડીપટ્ટા તથા કવાયતનું જ્ઞાન મળે એવી વ્યવસ્થા થવાની જરૂર છે.

૨. દરેક શહેરમાં જેટલી બની શકે તેટલી વ્યાયામનો પ્રચાર કરનારી સંસ્થાઓ ઉભી કરવી જોઇએ. અને દવા વગર વ્યાધિ મટાડવાથી માંડીને કસરતના વિશિષ્ટ વિષયમાં નિષ્ણાત માણસો તૈયાર કરવા માટે તે સંસ્થાઓમાં યત્ન થવો જોઇએ. ( જાપાન જવા માટે સ્વયંસેવકો મળી ગયા છે. પરંતુ મોકલવાની વ્યવસ્થા થવાની જરૂર છે. )

૩. વ્યાયામનો પ્રચાર કરનારા યોગ્ય શિક્ષકો મળે તેવી યોજના જલદી અમલમાં મૂકાવી જોઇએ. ( પ્રયત્ન થયો છે, પૈસા વિના કામ અટક્યું છે. )

૪. કન્યાઓ અને સ્ત્રીઓમાં સ્વરક્ષણ, તથા શારીરિક તંદુરસ્તી જાળવવાના જ્ઞાન સાથે એ બન્નેની તાલીમ અપાવાની ગોઠવણ થવી જોઇએ.

૫. હોળી વિ. પ્રજાકીય તહેવારોનું મૂળ સ્વરૂપ ફરીથી જાગૃત કરી પ્રજામાં તે દ્વારા શારીરિક ઉન્નતિ, હિંમત વિ. ગુણો લાવવાને સર્વત્ર પ્રયત્ન થવા જોઇએ.

ઉપર જણાવેલાં કાર્યો અશક્ય નથી. હમણાં જે પ્રયત્નો ચાલી રહ્યા છે તે જોતાં દસ વર્ષમાં સર્વે કાર્યોના પાયો નાંખી દેવો સહેલ છે. પરંતુ એટલા સમયમાં કાર્ય શરૂ થવા માટે પૈસાની જરૂર છે.

મારો પોતાનો અભિપ્રાય તો એવો છે કે બનતાં સુધી આવી સંસ્થાઓએ યોગ્ય માણસો ઉત્પન્ન કરી સ્વયંસેવકો દ્વારા વ્યાયામનો પ્રચાર કરવાના પ્રયત્નો કરવા, અને પ્રજાવર્ગ પાસેથી મળે તેટલી મદદ લેવી. પરંતુ, કાર્યનો આધાર ધનિકવર્ગની અનિશ્ચિત સહાય

ઉપર અથવા સામાન્ય જનવર્ગના ફાળા ઉપર રહે તેના કરતાં સ્વયંસેવકોના ઉત્સાહ ઉપર તથા ધન ઉપાર્જન કરનારા વ્યાયામમાં રસ લેનારા સભ્યો ઉપર રહે એ વધારે ઇષ્ટ છે.

છતાં ગુજરાત—આખા હિંદમાં ધનિકમાં ધનિક ગુજરાતને સૂચના કરવાની છૂટ લેવી યોગ્ય ધારું છું. રાજકીય ચળવળથી ભડકી દૂર જનારા ધનિકોને તથા કેવળ રાજકીય ચળવળને પોષનારાઓને પૂછું છું કે તમારી નજર તળે ચાલતી કુમળી સંસ્થાઓને તમે ધનની સહાય વગર સુકાઈ જવા દેશો ? સ્વાર્થવૃત્તિ-પ્રધાન ગણાતા ગુજરાતમાં ઉત્તમ દેશસેવાનાં બીજો છેલ્લાં પંદર વર્ષમાં અંકુરિત થયાં છે અને પ્રજાકીય ઉન્નતિની સુંદર રંગબેરંગી વેલીઓ ચઢવા લાગી છે, તેને થોડાં વર્ષો માટે તમે પાણી નહિ પાઓ ? પગભર થયા પછી તેમની શીળી છાંય વર્ષો સુધી તમને તથા તમારી ભવિષ્યની પેઢીઓને આનંદ તથા સુખનો લ્હાવો આપશે. ગુજરાતનાં નાણાંથી ફરગ્યુસન કૉલેજની ભૂખ ભાગી છે. હવે, તે સંસ્થા તમારી સહાય વિના કાર્ય કરી શકે છે. હિંદુ યુનિવર્સિટીમાં ગુજરાતનો હિસ્સો નજીવો નથી. એક કરોડમાં મુંબાઈના ૪૦ લાખ હતા ! ભારતસેવકસમાજવાળા ભાઈ અમૃતલાલ ઠક્કરે પૂરીના દુકાળીઆઓને ગુજરાતમાંથી પોષ્યા. છેલ્લાં છેલ્લાં ભાઈ મણીલાલ વી. કોઠારી પણ રૂ. ૫૦૦૦–૧૦૦૦૦ લઈને બિહારમાં રેલનું સંકટ ટાળવાને ધાયા ! એવું છાપામાં વાંચ્યું છે.

પરંતુ, ગુજરાત ! તારી પોતાની રચનાત્મક સંસ્થાઓનું શું ? તેના તરફ તેં નજર પણ કરી છે ? ચરોતર એજ્યુકેશન સોસાયટીની હાલત જુઓ. ગુજરાત વિદ્યાપીઠમાં પૈસાની તાણનો ખ્યાલ તેં કર્યો છે ? ભરૂચ કેળવણી મંડળમાં નાણાં નથી તેથ કાર્યો અટકે છે. પ્રો. માણિકરાવ વ્યાયામને માટે પૈસા માગતાં થાકી ગયા. સાહિત્ય અને કલાના સેવકોને કોની પાસે અને શા રીતે માગવું તે પણ સમજાતું નથી ! મારા જેવા નજીવા સેવકો પણ ખૂણામાંથી "વ્યાયામમંદિર" ની યોજના વિષે મૂંગે મોઢે માગણી કરી ચૂક્યા. આંકુરા, બિહાર, હવે યુનિવર્સિટી વિ. ને તમે ભલે સહાય કરો, પરંતુ તમારા પોતાના ગુજરાતને ભૂલો નહિ. એ સંસ્થાઓમાં કાર્ય કરનારાઓ તમારી કસોટીએ છેલ્લાં દસ પંદર વર્ષથી ચડેલા છે. તેમનાં કાર્યમાં, આદર્શમાં સેવાભાવમાં, તેમની પ્રમાણિકતામાં શી ન્યૂનતા છે તે તમે જોઇ શકયા હશો. ગુજરાતની રચનાત્મક સંસ્થાઓ ધનિક વર્ગની સહાય વિના ખીલી શકતી નથી એ સ્વાનુભવની કહાણી છે. કોઈ અન્યથા કહે તો તે માનવા મન "ના" પાડે છે.

## શરીરની કેળવણીના આદર્શ વિષે કાંઇક

જ્યાં સુધી કેળવણીના દૃષ્ટિબિંદુથી શારીરિક વિકાસની દિશા સ્પષ્ટ થાય નહિ ત્યાં સુધી જુદા જુદા વિરોધી આદર્શો અને પરિણામે વિસંવાદી પ્રયત્નો થયાં જ કરવાના. એટલે એ વિષયની ચર્ચા કરવી જરૂરની છે. પરંતુ એ ચર્ચામાં કેળવણીનો અર્થ તથા કેળવણીમાં શરીરનું સ્થાન એ બે મુદ્દા ઉપર પ્રથમ ટુંકી ચર્ચામાં ન છૂટકે ઉતરવાની જરૂર રહે છે. અત્યારે આપણી સમક્ષ કેળવણીના બે દૃષ્ટિબિંદુઓ રજુ થાય છેઃ ૧. પાશ્ચાત્ય અને ૨. આર્યાવર્તનું. પાશ્ચાત્ય દૃષ્ટિબિંદુ પ્રમાણે કેળવણીનો હેતુ તથા તેની પદ્ધતિ વિગેરેનો આધાર "માણસ એ જડમાંથી ચેતન પ્રત્યે વિકાસ પામતા સૃષ્ટિક્રમમાં ઉત્પન્ન થયેલું, ક્રમવિકાસના (Evolution) નિયમને આધીન પ્રાણી છે" એ મત ઉપર રહેલો છે. આર્યાવર્તનું દૃષ્ટિબિંદુ "માણસ પૂર્ણ, આત્મસ્વરૂપ છે" એવા મતથી શરૂઆત કરે છે. એ બે મતમાંથી કયો સત્ય છે તે ઠરાવવાનું કાર્ય હમણાં બાજુએ મૂકતાં એ બે વચ્ચે જે સમૂળો ભેદ રહેલો છે તે વાંચનારના લક્ષમાં સહેલાઇથી આવે તેવો છે. વેદના સમયથી માંડીને રામકૃષ્ણ પરમહંસના સમય પર્યંત દૃષ્ટિ નાંખતાં एकं सत् विप्रायहुधा वदन्ति । तत्त्वमसि । द्वासुपर्णा सयुजा सखाया × વિગેરેમાં પ્રતીત થતી માન્યતા અને લૉક, ડેકાર્ટ, ફ્રોબેલ, હેકલ, મોન્ટેસોરી વિગેરેએ પ્રતિપાદિત કરેલા ક્રમ-વિકાસવાદ, વારસા, જીવનકલહ, સૌથી "વધારે લાયકની

કુદરતમાં થતી પસંદગી—વિ. માં જણાય આવતી માન્યતામાં આપણને એ ભેદ વધારે સ્પષ્ટ દેખાઇ આવશે. બન્ને દૃષ્ટિબિંદુઓનો સમન્વય કાંઇ અશક્ય નથી. મનુષ્યમાં જે પૂર્ણતા વ્યક્ત થાય છે તે શક્યતા રૂપે સનાતન કાળથી તેનામાં અવ્યક્ત હતી એ મત બુદ્ધિને તદ્દન અશક્ય લાગે તેવો નથી. એનું વિસ્તારથી પ્રતિપાદન અને સમર્થન કરવાનું આ સ્થાન નથી. જ્યારે તે શક્યતા કાલમાં ક્રિયારૂપે વ્યક્ત થાય ત્યારે તે ક્રમવિકાસનું જ સ્વરૂપ લઇ શકે. ક્રમવિકાસમાં (Evolution) તિરોધાન (Involve) થવાની ક્રિયા આપોઆપ જ આવી જાય છે. ક્રમવિકાસમાં જે પૂર્ણતા, શક્તિ, જ્ઞાન વિગેરે વ્યક્ત થાય છે, તે શૂન્યતામાંથી ઉત્પન્ન થતુ નથી, પરંતુ શક્યતા રૂપે હમેશાં અવ્યક્ત રહેલી પૂર્ણતા, જ્ઞાન, શક્તિ વિગેરે આવિર્ભાવ પામે છે તેને લીધે વ્યક્ત થાય છે.

કેવળ જડ પદાર્થ (દ્રવ્ય-Matter), ચેતનમય, પ્રાણ શક્તિવાળી વનસ્પતિ વિગેરેથી માંડીને સૃષ્ટિક્રમમાં ક્રમાગત નજર નાંખીશું તો કુદરતમાં પ્રાણીઓમાં મનના વિકાસની શરૂઆત થતી આપણને જણાશે અને માનસિક શક્તિપ્રધાન મનુષ્યને આપણે "સૃષ્ટિના માનસિક કાર્યો કરનારી પ્રયોગશાળા" એવું નામ આપશું તો તે ખોટું નહિ ગણાય. વેદમાં પણ માણસ ને મનુ ( મન્-વિચાર કરવો, )" વિચાર કરનાર પ્રાણી" એવા સંજ્ઞા આપી છે તે ઉપરથી જણાય છે કે માણસનું મુખ્ય લક્ષણ તેનામાં રહેલી માનસિક શક્તિઓમાં રહેલું છે એ સત્ય તે પ્રાચીન સમયમાં સારી પેઠે જણાયેલું હતું. માણસમાં માનસિક શક્તિઓ રહેલી છે તેથી તે આખી સૃષ્ટિમાં શ્રેષ્ઠ છે ખરો, પરંતુ તેની મહત્તા એટલેથી જ સમાપ્ત થતી નથી. ઐતરેયોપનિષદ્માં કહ્યું છે કે જ્યારે જુદાં જુદાં પ્રાણીઓનાં શરીરો દેવતાઓને બતાવવામાં આવ્યાં ત્યારે તેમણે તેમાં એક પણ પસંદ કર્યું નહિ. દેવતાઓના દેહથી પણ તેમને સંતોષ થયો નહિ. જ્યારે મનુષ્યનું સ્થૂલ અને સૂક્ષ્મ શરીર બતાવવામાં આવ્યું ત્યારે તેમણે તે તુર્ત પસંદ કર્યું. મનુષ્યજીવનની મહત્તા ફક્ત માનસિક શક્તિઓનો વિકાસ કરવાની તક મળે છે તેટલેથી સમાપ્ત થતી નથી એવું આગળ કહેવામાં આવ્યું છે, એનો અર્થ એ છે કે મનની પર જે મહાન આધ્યાત્મિક શક્યતાઓ રહેલી છે તેમને, માનસિક શક્તિઓનો ઉપયોગ કરીને, માણસ પ્રાપ્ત કરી શકે છે. એ ઉચ્ચતમ શક્યતા, પૂર્ણતા, આનંદ, અમૃતત્વને સિદ્ધ કરવાની તક મનુષ્યને જ મળે છે. જડ સૃષ્ટિમાં પ્રકૃતિના કાર્યો કેવળ નિયમના બળથી જ થાય છે. મનુષ્યમાં માનસિક શક્તિઓ રહેલી હોવાથી તેનો ઉપયોગ કરીને તે કુદરતના ક્રમવિકાસમાં બુદ્ધિપૂર્વક ભાગ લઇ પ્રગતિ કરી શકે છે. મનથીપર જે મહાન્ શક્યતાઓ રહેલી છે તેને સિદ્ધ કરવાના સ્વપ્નાંઓથી આખી માનવસૃષ્ટિમાં જે ઉત્તમ છે તે બધું ઉત્પન્ન થયેલું છે. મનુષ્યનો ધર્મ, તેની કવિતા, કલા, અવતારની કલ્પના, સત્યયુગની આગાહી—એ બધું તે સ્વપ્નને આભારી છે. મનથી પર રહેલી મહાન્ શક્યતાઓ કેવળ માનસિક, સૂક્ષ્મ જગતમાં જ સિદ્ધ થઇ શકે એવું કાંઇ નથી. જીવનનાં સ્થૂલમાં સ્થૂલ ક્ષેત્રમાં તેનો આવિર્ભાવ કરવો એ તે સિદ્ધિની પૂર્ણતા છે. એ પૂર્ણતામાં મન, પ્રાણ, શરીર વિગેરે સર્વે કરણોની તથા વ્યક્તિ અને સમાજ એમની પૂર્ણતાનો પણ સમાવેશ થાય છે.

ઉપર આપેલી ટુંકી અને કેવળ અપૂર્ણ રૂપરેખા ઉપરથી મનુષ્યની પૂર્ણતાનો કાંઇક ખ્યાલ વાંચનારને આવ્યો હશે. મનુષ્યમાં શક્યતા રૂપે રહેલી સનાતન પૂર્ણતા સ્થૂલ જીવનમાં એટલે કે શરીર, પ્રાણ, ચિત્ત, મન, બુદ્ધિ વિગેરે કરણો દ્વારા વ્યક્ત કરવી એ મનુષ્યજીવનનો ઉચ્ચમાં ઉચ્ચ હેતુ હોવો જોઇએ.

હવે, કેળવણી આપવાના કોઇ પણ પ્રયત્નમાં મનુષ્ય, એ માનસિક શક્તિપ્રધાન ( કેવળ પ્રાણની વાસનાઓથી ભરેલું અથવા કેવળ સ્થૂલ શરીરને ધારણ કરનાર નહિ ) પ્રાણી છે, તથા એ માનસિક શક્તિમાં તેની વિશેષતા રહેલી છે એટલું તો સ્વીકારવું જ જોઇએ.

મનની શક્તિઓનો વિકાસ કરવાથી માણસ પોતાના પ્રાણની વાસનાઓને કાબુમાં લાવી શકે છે, તથા શરીરને પણ મનની આજ્ઞા પ્રમાણે ચલાવી શકે છે. અલબત્ત, શરીરની પ્રકૃતિના અમુક નિયમોને વશ કરવામાં જલદી સફળતા મળતી નથી કારણ કે ભૂતકાળમાં

મનુષ્યજાતિના શરીરને ટકાવવાના કેટલાક નિયમો ઘણા લાંબા સમયથી કુદરતને આધીન છે. મનની એ શક્તિ આપણે ઘણીવાર જીવનમાં જોઇ શકીએ છીએ. જે માણસોમાં મનની શક્તિઓનો વિકાસ થયેલો હોતો નથી તેમનામાં આપણે એ શક્તિ જોઇ શકતા નથી. મનુષ્ય-જાતિનો ઘણો મોટો ભાગ માનસિક શક્તિથી પોતાનું જીવન નિયંત્રિત કરતો નથી. પ્રાણના આવેશો, અને આસક્તિઓને મનુષ્યજાતિનો ઘણો મોટો ભાગ વશ છે, અને મનની એકાદ શક્તિ ખીલવી બાકીનું સર્વજીવન ઇચ્છાઓ, કામનાઓ, ઇન્દ્રિયો વિ૰ તૃપ્ત કરવામાં જ મચ્યો રહે છે.

તો પણ મનમાં એ શક્તિ રહેલી છે તે તો આપણા-માંના ઘણાખરાઓએ જોયું હશે તથા અનુભવ્યું પણ હશે. વર્તમાન યુગમાં ભારતના નેતા, કર્મવીર મહાત્મા ગાંધીનો દાખલો લઇશું તો મનના નિશ્ચયબળથી શરીર જેવા સ્થૂલ કરણ પાસેથી કેટલું કાર્ય કરાવી શકાય તેનો કાંઇક ખ્યાલ આપણને આવશે. પરંતુ, કોઇ કહેશે કે "એ તો અપવાદ રૂપ છે"—તેવા માણસોએ પણ મુંબાઇ કે અમદાવાદમાં પૈસા પેદા કરવાની વૃત્તિવાળા શેઠીઆઓમાં રૂના સટ્ટા વખતે, શેરબજારની ધમાલમાં, અથવા તો પોતાના ધંધામાં કમાવાની તક વખતે મનનો શરીર ઉપર કેવો અદ્ભુત કાબૂ જામી જાય છે તે જોયું હશે. ઘરમાં કોઇ માંદું પડતાં દિવસોના દિવસો અખંડ ઉજાગરા કરવાની શક્તિ શરીરમાં આવી જાય છે. કોન્ગ્રેસ જેવા સભાનું કાર્ય કરતાં દિવસોના દિવસો સુધી માણસો અથાગ શ્રમ વેઠી શકે છે. કહેવાનો ભાવાર્થ એવો નથી કે તેઓમાંના ઘણાને શારીરિક દુઃખ થતું નથી. પરંતુ મનના નિશ્ચયનો શરીર ઉપર કાબૂ જામે છે એ સ્પષ્ટ છે.

વળી હિંમતનો ગુણ માનસિક છે. આપણામાંથી ઘણાએ જોયું હશે કે શરીરે મજબૂત માણસ ઘણીવાર હિંમત હારી બેસે છે જ્યારે હિંમતવાળો માણસ નાના શરીરથી પણ પોતાનો નિશ્ચય પાર પાડે છે. અલબત્ત, માનસિક હિંમત અને શરીરબળનો મેળાપ થાય તો તે માણસ એ બન્નેના કરતાં વધારે સફળતા મેળવે છે.

હવે, શરીરની કેળવણી આપતાં, મનુષ્ય એ માન-સિક શક્તિવાળું પ્રાણી છે, અર્થાત્ તેનામાં શરીર ઉપ-રાંત બુદ્ધિ, અવલોકન, સ્મૃતિ, નિર્ણય, કલ્પના, પ્રેરણા વિ૰ જુદી જુદી માનસિક શક્તિ રહેલી છે એ ભૂલાવું જોઇએ નહિ, એટલું જ નહિ પરંતુ શારીરિક કેળવણી આપતા એ શક્તિઓને નુકશાન પહોંચે નહિ તથા તેમની અગત્ય ઓછી અંકાય નહિ એ પણ ધ્યાનમાં રખાવું જોઇએ. જૂની પદ્ધતિએ ચાલતી સંસ્થાઓમાં મારા ધારવા પ્રમાણે ઉપર જણાવેલા દષ્ટિબિંદુની ગેર-હાજરીને લીધે તેમને જોઇએ તેવી સફળતા મળતી નહિ. ગુંડાબાજ અને વ્યાયામના રસિકમાં એ દષ્ટિબિંદુને લીધે જ ફેર પડે છે.

"માણસ એ મનની શક્તિવાળું પ્રાણી છે તો પછી શરીરની દરકાર શા માટે લેવી?" એવો નિરર્થક પ્રશ્ન કોઇક જ કરશે. અથવા તો "સ્વરક્ષણ કરતાં શામાટે શીખવું?" એવું પણ ભાગ્યે જ કોઇના મનમાં થશે, કારણ કે માનસિક છતાં શરીરમાં તે પોતાનું જીવન ગાળે છે. અને જીવનસંગ્રામમાં હજી સ્વરક્ષણ કરવાના પ્રસંગો વારેવારે ઉભા થાય છે. વળી સમગ્ર જીવનની પૂર્ણતામાં કેવળ મનની જ નહિ પરંતુ શરીરની પૂર્ણતા-નો પણ સમાવેશ થવો જ જોઇએ. શારીરિક કેળવણી આપતાં ફક્ત એટલું ધ્યાનમાં રખાવું જોઇએ કે તેથી માણસ કેવળ સ્થૂલ શારીરિક પ્રાણી થઇ ન જાય.

હવે, મનુષ્યના સંપૂર્ણ વિકાસમાં શરીરનું સ્થાન તથા શારીરિક પૂર્ણતાનો અર્થ આપણે નક્કી કરવાનો રહે છે.

મન, પ્રાણ અને શરીર–એ ત્રણે આત્માનાં ઉત્તમ કરણો થઇ રહે અને આત્મામાં રહેલી સનાતન પૂર્ણતા-ને વ્યક્ત કરી શકે તેવાં થાય એ તેમનું સાર્થક છે. જીવનના ઉચ્ચમાં ઉચ્ચ ધ્યેયને પ્રાપ્ત કરવા માટે સ્થૂલ શરીર આવશ્યક છે—અનિવાર્ય છે; અને આત્માના આવિર્ભાવની પૂર્ણતામાં શરીરની પૂર્ણતાનો સમાવેશ થવો જોઇએ.

શરીરમાં જે પૂર્ણતા જોઇએ, તેના નીચે પ્રમાણે વિભાગ પાડી શકાયઃ–૧. મહત્વ; ૨. બલ; ૩. લઘુતા; ૪. ધારણાસામર્થ્ય. શરીરને ટકાવી રાખે તેવી મહાન શક્તિના સંગ્રહને પરિણામે જે ગુણ પ્રાપ્ત થાય છે તેને "મહત્વ" એવું નામ આપવામાં આવે છે. શરીરમાં થનથનાટ કરતા જોરને તથા પ્રાણશક્તિના વિપુલ ઓઘને "બલ" એવું નામ આપી શકાય. એ ગુણને પરિણામે શક્તિ, શરીરદ્વારા બ્હાર વહેવા તથા કાર્યરૂપે બ્હાર પડવા માટે ઉભરાતી રહે છે. ત્રીજા લઘુતાના ગુણના એક કાર્યને દ્રષ્ટિથી લોકો "સ્ફૂર્તિ" એવું નામ આપે છે; પરંતુ લઘુતા સ્ફૂર્તિ કરતાં વિશેષ છે. તે ગુણને પરિણામે શરીર હલકું, ઝડપી, તાઢતડકો તથા ભૂખતરસ વેઠી શકે તેવું સહનશીલ, ઋતુના તથા ખોરાકના ફેરફાર પ્રમાણે જલદી અંતરવ્યવસ્થા કરવાને શક્તિમાન બને છે. ચોથા ગુણને "ધારણાસામર્થ્ય" કહેવામાં આવે છે. ગમે તેટલી માનસિક કે આધ્યાત્મિક શક્તિ શરીરમાં વહે તો તે ધારણ કરવાને શરીર લાયક થવું જોઇએ. સ્થૂલ અને સૂક્ષ્મ પ્રાણનો ધોધ શરીરમાં પડે તો તેને ધારણ કરવાની યોગ્યતા શરીરમાં હોવી જોઇએ. એવી ધારણાશક્તિ નહિ હોવાને લીધે જ, માનસિક શક્તિની પ્રચૂરતાવાળા, હુશિયાર માણસો ઘણીવાર ગાંડા થઇ જાય છે. પ્રાણાયામ કરનારાઓ એવી ધારણાશક્તિની ખામીને લીધે પ્રાણશક્તિનો પ્રવાહ આવતાં હમેશને માટે ખોડવાળા અથવા વ્યાધિગ્રસ્ત થઇ જાય છે. શરીર ધારણ કરી શકે તેના કરતાં વધારે શક્તિ આવતાં તે અશુદ્ધ ક્રિયારૂપે બ્હાર વહી જાય છે. જ્યારે શરીરમાં ધારણાસામર્થ્ય આવે છે ત્યારે સર્વ પ્રકારની શક્તિઓને શરીર ધારણ કરી યોગ્ય ક્રિયામાં સફળતાથી વહેવડાવી શકે છે.

શારીરિક કેળવણી આપવાનો યત્ન કરનારાઓએ એ ગુણો શરીરમાં આવે તેને માટે પ્રયત્ન કરવાની જરૂર છે.

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

# યુનિવર્સિટીનું બંધારણ

મુંબઇ યુનિવર્સિટી ( વિશ્વવિદ્યાલય એ નામ બહુ અનુકુળ નથી લાગતું ) નું બંધારણ કેવું હોવું જોઇએ એ સંબંધી મેં કાંઇક વિચાર કરેલો અને તેમાં ઓતપ્રોત થતી એ સંબંધે કેટલીક સૂચનાઓ સેનેટ આગળ મુકેલી. સેનેટે આખા બંધારણ સંબંધે વિચાર કરવાનું ધારી હમેંશના ખોરંબે નાખવાના નિયમને અનુસરી વિચારક કમિટી નીમી. કમિટીમાં ઓછામાં ઓછા અઢારથી વીસ સભ્યો હતા જેમાંના ભાગ્યેજ ૮ થી ૧૦ હાજર રહેતા, કાર્ય કરવાને મથી રહેલાઓએ આ કમિટીને ઉંઘવા ન દીધી અને ત્રણ માસમાં રિપોર્ટ આવ્યો. સરકારને કાયદો સુધારવા સેનેટે વિનંતિ કરી. પણ જે કામ યુનિવર્સિટીના આંતરીય સંચાલકો ન કરી શકયા તે સરકારે કર્યું. ત્રણ વર્ષથી એ સૂચના એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટના કબાટમાં સડે છે. કેળવણીના મંત્રીને એ સામું જોવાને પણ વિચાર થયો નથી.

આપણી યુનિવર્સિટીનું બંધારણ આવું છેઃ-

૧૦૦ ફેલોઝની સેનેટ ને તેમાંથી

૮૦ ફેલોઝને સરકાર નીમે. દરવર્ષે ૧૬ બદલાય.

૧૦ ફેલોઝને રજીસ્ટર થએલા ગ્રેજ્યુએટો ચુંટી કહાડે અને તે દર પાંચ વર્ષે પાછા જાય. એટલે દર વર્ષે બે ચૂંટાય.

૧૦ ફેલોઝને ઉપરના ૯૦ની વહેંચાયલી ફેકલટીઓ નીમે.

અર્થાત્ ૯૦ ફેલોઝને સરકાર નીમે અને ૧૦ ને ગ્રેજ્યુએટો નીમે. ફેકલટીમાં તો સરકારી બહુમતિ હોવાથી તેમને ભળતાજ માણસો આવે.

હાલમાં તમે શરૂ કરેલી ચળવળને પરિણામે મ્હારાં પાંચ વર્ષ પુરાં થયાં પછી ગ્રેજ્યુએટોને રજીસ્ટર થવામાં ધન સંબંધી મુશ્કેલીઓ ઓછી કરવામાં આવી છે. પરિણામ બહુ સારૂં નથી આવ્યું. એકાન્ત વર્ગે લાભ લઇ સેનેટનું કાર્ય પોતાને જ અનુકુળ કરવા માંડયું છે.

મ્હેં કમિટી સમક્ષ જે મત આપેલા તેથી કમિટીના મતને બહુ અંશે મળતા થઇ આ પ્રમાણે બંધારણ ધારેલું.

આખી સેનેટમાં સભ્યો ૧૦૦ થી વધારે ન જ જોઇએ. વધારે હોવાથી કામ સુધારવાને બદલે બગાડવા જેવું થાય છે.

ઓછામાં ઓછા ૫૦ માણસો તો કેળવણીના કાર્યમાં વિચારથી અને શિક્ષણથી રચ્યાપચ્યા રહ્યા હોય તેવા જ જોઇએ એ આશય ધ્યાનમાં રાખી, ૧૦૦ સભ્યોની સેનેટમાં:

૨૦ સભ્યો રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટોથી ચુંટાએલા જોઇએ.

૨૦ „ ઓછામાં ઓછા ત્રણ વર્ષ સુધી કાર્ય કરેલા અને ચાલુ અધ્યાપક રહેલા તેવા અધ્યાપકોએ ચુંટી કહાડવા.

૫ હાઈસ્કુલોના હેડ માસ્તરોએ પોતામાંથી ચુંટવા.

૧૦ વિદ્યા સંબંધી ઉહાપોહ કરનારી સંસ્થાઓને ચુંટવાની છુટ આપવી.

૨૫ સરકારે નીમવા.

૨૦ ઉપર જણાવેલા ૮૦ સભ્યોએ યોગ્ય મનુષ્યોને નીમવા.

——

૧૦૦

આ બંધારણ કઢેલું નથી. સરકારી "હાજી હા" ની બહુમતિ નથી. ૨૦ સભ્યો ગ્રેજ્યુએટોમાંથી આવે તે અધ્યાપક વર્ગના કે હાઈસ્કુલના માસ્તરોમાંના ન જોઇએ. કારણ કે તેમનો વર્ગ જુદો પાડી તેમને સભ્યોની મોટી સંખ્યા આપી છે. ગ્રેજ્યુએટો તરફથી, પોતે ગ્રેજ્યુએટો થએલા અને વ્યવહારકુશળ અને સમય અને પ્રસંગાનુસાર લોકવ્યવહારમાં કયા જ્ઞાનની આવશ્યકતા છે એ સમજનારા ગૃહસ્થો આવે. અધ્યયન કી રીતે કરાવવું એ સમજનારા અધ્યાપક વર્ગમાંથી આવે. હાઈસ્કુલો જ વિદ્યાર્થીવર્ગને તૈયાર કરી યુનિવર્સિટીને સોંપે છે માટે તેમના કાર્યની મુશ્કેલી વિગેરે સમજાવવા તેમના પાંચ સભ્યો જોઇએ. વિદેશી રાજ્યવ્યવસ્થામાં ૨૫ સભ્યો રાજ્ય તરફથી નીમાએલા જોઇએ. તેઓ જ ધન સંબંધી વ્યવસ્થામાં મદદ કરે ત્યારે તેમને સારી સંખ્યા આપવી જોઇએ. વિદ્યા સંબંધી સંસ્થાઓ જેવી કે,

૧ બો. બ્રા. રોયલ એશિયાટિક સોસાઇટી.

૨ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

૩ ભાન્ડારકર ઓ૦ રિ૦ ઇન્સ્ટીટ્યુટ અને તત્સદૃશ સંસ્થાઓના વિચાર જાણવા યોગ્ય થઇ પડે, તેમાંથી દશ સભ્યો લેવા.

છેલ્લા ૨૦ સભ્યો ૮૦ ની સંસ્થા થતાં કયા વર્ગની તેમાં ન્યૂનતા છે એ સમજી એ ૮૦ જણાઓએ ન્યૂનતા પૂરવા જેવા જ વિદ્વાનો, ધનિકો અને વ્યવહારકુશળ પુરૂષોને ચુંટી કહાડવા.

આ મ્હારો વિચાર હતો અને છે. હાલમાં સેનેટમાં વિરાજતા સભ્યોમાંથી કોઇ આ સંબંધી ઉહાપોહ કરવો માંડશે તેને આટલા વિચાર પણ મદદરૂપ થશે.

જેમ સર્વત્ર તેમ અહીં પણ પ્રાંતિક મુશ્કેલીઓ ઉભી થવા માંડી છે. અને તે વધશે તેને પણ પહોંચી વળવા અને તેને શુભ પરિણામમાં વાળવાના ઉપાયો આજથી જ યોજવાની જરૂર છે.

વિશ્વનાથ પ્ર. વૈદ્ય

# મુંબાઈ યુનિવર્સિટીના બંધારણમાં સુધારો

મુંબાઇ યુનિવર્સિટીના બંધારણમાં સુધારા કરવાનો સવાલ ખુદ સેનેટ સમક્ષ મારા મિત્ર રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય પાંચ વર્ષ ઉપર લાવ્યા હતા. તેમણે ઉપસ્થિત કરેલી ચર્ચાથી સેનેટે પોતામાંથી એક કમિટી નીમી, તેને સેનેટના બંધારણમાં ફેરફાર કરવા માટે ઇ. સ. ૧૯૦૪ ના હિંદી યુનિવર્સિટીઓના કાયદામાં શા શા ફેરફાર કરવાની જરૂર છે એ વિષે તપાસ કરી ભલામણો કરવાનું ફરમાવ્યું. અને તે કમિટીની ભલામણો સેનેટે છેવટે મંજૂર રાખી, તેને સરકાર ઉપર મોકલી આપી. એ ભલામણો મોકલતી વખતે રજિસ્ટ્રાર ખાનબહાદુર દસ્તુરે સરકારનું ધ્યાન ખેંચ્યું હતું કે સેનેટની એ ભલામણો તે વખતના સેનેટના સભાસદોની લગભગ સર્વાનુમતિથી મંજૂર કરવામાં આવી હતી અને તેઓનો સ્પષ્ટ અભિપ્રાય હતો કે ઉપર સૂચવેલા મુંબાઇ યુનિવર્સિટીમાં કરવાના ફેરફારનો સવાલ હિંદની બીજી યુનિવર્સિટીઓમાં એ ફેરફાર આવશ્યક છે કે નહીં એવા મુદ્દા હેઠળ ઢીલમાં ન નાખતાં તે વિષેનો કાયદો હિંદી સરકારે પોતાની ધારાસભા માર્ફત ઘડવો અથવા તો તે માટેનું બિલ સ્થાનિક ધારાસભા માર્ફત ઘડવાની મુંબાઈ સરકારને રજા આપવી. આવી સ્પષ્ટ માગણી છતાં તે સવાલ તે વખતે અભરાઈ ઉપર મૂકાયો અને કલકત્તા યુનિવર્સિટીની તપાસ માટે નીમવામાં આવેલા કમિશનનો રિપોર્ટ બહાર પડે તે પછી એ સવાલનો વિચાર કરવાનું ઠર્યું. એ પ્રમાણે ત્રણ વરસ સુધી એ સવાલ મોકૂફ રહ્યો. પછી ઇ. સ. ૧૯૨૦ માં સેડલર કમિશનના રિપોર્ટનો વિચાર કરવા સેનેટે ફરી કમિટી નીમી. એ કમિટીએ એક વર્ષ સુધી વિચાર કરી ઇ. સ. ૧૯૨૧ ના ફેબ્રુઆરી માસમાં પોતાનો રિપોર્ટ સેનેટમાં રજૂ કર્યો. અને છ માસ સુધી ચર્ચા ચલાવી તે મુંબાઇ સરકારને રજૂ કર્યો. એ જ વર્ષમાં નવા સુધારા અમલમાં મૂકવામાં આવેલા હોવાથી મુંબાઈ યુનિવર્સિટી સંબંધી ચર્ચા "સોંપેલા" વિષય તરીકે મુંબઈ સરકારના કેળવણીખાતાના પ્રધાનને સોંપાણી એ પ્રધાનપદ પર ઓન. મિ. પરાંજપેની નીમણુક થયેલી હોવાથી હવે એ વિષયમાં જલદી કંઇ પગલાં ભરાશે એમ સઘળેથી આશા રાખવામાં આવતી હતી; અને અર્ધ સત્તાવાર ખબર તરીકે કહેવામાં આવતું કે મિ. પરાંજપે પ્રથમ પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાનો સવાલ હાથ ધરશે અને તે પછી બીજો જ સવાલ યુનિવર્સિટીના બંધારણને લગતો તે હાથ ધરવાના છે. પણ પ્રધાનપદ પર આવ્યા પછી પોતાના ખાતાની વિગતોના અભ્યાસમાં અને પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાના સવાલમાં તેમને એટલો બધો વખત લાગ્યો કે તેઓ હજુ યુનિવર્સિટીને લગતું બિલ ધારાસભા સમક્ષ રજૂ કરી શક્યા નથી; અને હવે તો નવી ચૂંટણીનું કામ ખલાસ થાય ત્યાં સુધી એ વિષય ઉપર વિચાર કરવાનો પણ કોઈને અવકાશ નથી. તેમાં સ્વરાજ્ય પક્ષે આ વર્ષે હરિફાઇમાં ઉતરવાનો ઠરાવ કરવાથી આ વખતની ચૂંટણીનું પરિણામ શું આવશે તે અનિશ્ચિત છે. તેમાં જો ઓન. મિ. પરાંજપે ફત્તેહમંદ થયા તો આવતા શિયાળામાં યુનિવર્સિટીનું બિલ ધારાસભા સમક્ષ રજૂ થવાનું. જો તેઓ ફત્તેહમંદ ન થયા તો જે કોઇ નવો પ્રધાન નીમાશે ને પોતાની તૈયારી માટે જે કાંઇ વધારે વખત માગશે તેટલો સમય આ સવાલને ધારાસભા સમક્ષ મૂકાતાં લંબાણ થશે.

૨

આ પ્રમાણે યુનિવર્સિટીમાં કરવા ધારેલા સુધારાના સવાલની અત્યારની સ્થિતિની વાત થઇ. હવે આપણે મૂળ સવાલ ઉપર આવીએ. હિંદની યુનિવર્સિટીઓની પ્રથમ સ્થાપના ઇ.સ.૧૮૫૭માં થઇ. તે સાલમાં હિંદી સરકારે કલકત્તા, મુંબાઇ અને મદ્રાસ એ ત્રણે સ્થળે યુનિવર્સિટી સ્થાપવાને માટે જુદા જુદા કાયદા રચ્યા. આ કાયદા જો કે બંધારણ વગેરે વિગતોમાં એકસરખા હતા છતાં સમગ્ર હિંદને માટે એક કાયદો ન રચતાં દરેક ઇલાકા માટે જુદી જુદી યુનિવર્સિટીનો કાયદો રચવામાં આવ્યો; એવા હેતુથી કે હવે પછી જ્યારે તેમાંથી એકમાં કાંઇ ફેરફાર કરવાનો વિચાર થાય ત્યારે તે તે યુનિવર્સિટી પુરતો જ તે વખતે વિચાર થઇ શકે. તે પછી લગભગ પચાસ વર્ષ સુધી એ બંધારણમાં કાંઇ ફેરફાર થયો નહીં. માત્ર અલાહાબાદ અને લાહોરની નવી યુનિવર્સિટીઓની સ્થાપના થઇ પણ જૂની યુનિવર્સિટીની પ્રણાલિકા એમને એમ ચાલ્યાં કરી. તેમાં ફેરફાર કરવાનો વિચાર લૉર્ડ કર્ઝનને આવ્યો અને તેણે ઇ.સ. ૧૯૦૨ માં હિંદી યુનિવર્સિટીનું કમિશન નીમ્યું. આ કમિશનની ભલામણો મુજબ હિંદી યુનિવર્સિટીઓની પુનઃરચનાનો કાયદો પસાર કરવામાં આવ્યો. અને તે કાયદા પ્રમાણે હિંદની બધી યુનિવર્સિટીઓનાં બંધારણમાં ફેરફાર કરવામાં આવ્યા. લૉર્ડ કર્ઝનનો સમય એ સરકારી અમલની દોરી પ્રાન્તિક સરકારોના હાથમાંથી લઇ જેમ બને તેમ હિંદી સરકારના હાથમાં સોંપવાના પ્રયત્નો માટે જાણીતો છે. તે પ્રમાણે કેળવણી જેવા પ્રાન્તિક સરકારને સોંપેલા વિષય માટે પણ એક ઇન્સ્પેક્ટરજનરલની ખાસ જગ્યા હિંદી સરકારમાં નવી ઉત્પન્ન કરી અને હિંદી યુનિવર્સિટીઓનાં બંધારણની પુનઃરચનાનો કાયદો વડી ધારાસભામાં પસાર કરાવ્યો. એ કાયદો જે વખતે વડી ધારાસભામાં ચર્ચાતો હતો તે વખતે ઓન. મિ. ગોખલેએ આખા હિંદની યુનિવર્સિટીઓ માટે એક જ કાયદો રચવાના પગલાને વખોડી કાઢી ઈ. સ. ૧૮૫૭ માં હિંદી સરકારે જુદા જુદા ઇલાકા માટે એકસરખા, પણ જુદા જુદા કાયદા રચવામાં બતાવેલ દૂરદેશી ઉપર ખાસ ધ્યાન ખેંચ્યું હતું; અને અત્યારનો અનુભવ આપણને મિ. ગોખલેની દલીલની વાસ્તવિકતાની વિશેષ સાબિતી પૂરી પાડે છે. તે વખતે લૉર્ડ કર્ઝનની સરકારે સર્વસત્તા હિંદી સરકારના હાથમાં ભેગી કરવાની પોતાની રાજ્યનીતિ થોડા વખત માટે બાજુએ મૂકી યુનિવર્સિટીઓની પુનઃરચનાના કાયદા દરેક પ્રાન્તિક ધારાસભામાં દાખલ કરવાનું સ્થાનિક સરકારને ફરમાવ્યું હોત તો હિંદ જેવા મોટા દેશને એક જ લાકડીએ હાંકી સુકા ભેગા લીલાને પણ બાળવાનો અનિષ્ટ પ્રયોગ કરવાનો અભિશાપ તેને માથે ન આવત. પણ લૉર્ડ કર્ઝન જેવા અહંભાવથી ભરપૂર જોહુકમી વાઇસરોય તે કોઇની શિખામણ માને એ સંભવિત ન હતું અને તેમણે રચેલો કાયદો આખા હિંદની યુનિવર્સિટીઓ માટે પસાર થયો. તે કાયદાની ચર્ચા વખતે ઉત્પન્ન થયેલી કડવાશ, તેને અમલમાં મૂકતાં સરકારને વેઠવી પડેલી મુશ્કેલીઓ, સરકારી અમલદારોએ તે પ્રસંગે ભરેલાં જોખમી પગલાં, ગેરકાયદેસર ઠરાવવા માટે મંડાયેલા ન્યાયની અદાલતો સમક્ષના મુકદ્દમાઓ અને આ બધી મુશ્કેલીઓ ટાળવા માટે બીજે જ વર્ષે વડી ધારાસભા માર્ફત સરકારને પસાર કરાવવો પડેલો યુનિવર્સિટીનું કામ કાયદેસર ગણાવવાનો કાયદો ( Universities Validation Act ) એ બધી જૂના ઇતિહાસની વિગતમાં ઉતરવાની અહીં જરૂર નથી. પણ આ બધી ચર્ચા અને લોકમતની જાગ્રતિની એટલી અસર થઇ કે નવા કાયદાની રૂએ સેનેટના સભાસદોની નીમણૂકમાં મોટી સત્તા સરકારના હાથમાં હતી છતાં સેનેટના સભાસદોની નીમણૂક વખતે મુંબાઇ ઇલાકાની કેળવણીમાં કાયમ આગેવાનીભર્યો ભાગ લેનાર જૂના સેનેટના સભાસદોને સરકારને પોતા તરફથી નીમવા પડયા અને તે સભાસદોએ સરકાર સામે જબરી બાથ ભીડી, કેટલીક મહત્ત્વની બાબતમાં લૉર્ડ સિડનહામની સરકારને મચક આપી ન હતી. હિંદી યુનિવર્સિટીઓનો કાયદો પસાર થયો ત્યારે નામદાર ગોખલેએ પોતાના છેલ્લા ભાષણમાં કહેલું: "My Lord, the struggle is over. We have lost all along the time; and it only remains for us now to count up the losses–for, gains we have had none." "'અમે આ લડાઇમાં

સંપૂર્ણ હાર ખાધી છે અને જરાજેટલી બાબતમાં પણ વિજય મેળવ્યો નથી." છતાં આ પરિણામથી નાસીપાસ થઈ જઈને રાષ્ટ્રીય કામકાજથી વિમુખ થવાને બદલે તે કાર્યની અંદર વધારે દ્રઢતાથી વળગી રહી એ કાયદાનાં અનિષ્ટ પરિણામ જેમબને તેમ તેના અમલમાં ઓછા કરાવવાના પ્રયત્નમાં જોડાયા; અને સર જ્યોર્જ ક્લાર્ક, (પાછળથી લૉર્ડ સિડનહામ) જેવા જોરદાર ગવર્નરની સાથે બાથ ભીડી પ્રજાકીય પક્ષનો ઝુંડો ફરકતો રાખ્યો. એ બીના સબળ પ્રજામતની અસર કેટલે સુધી પહોંચી શકે છે તેનું અચ્છું ઉદાહરણ પૂરૂં પાડે છે. મુંબાઇ યુનિવર્સિટીનું બંધારણ નવા કાયદાથી ફર્યું, છતાં તેમાં પ્રજાપક્ષ મજબૂત રહ્યો અને તેની સમર્થ જોરદાર દલીલોને બળે સરકારની દખલગીરી ઝાઝી ચાલી શકી નહીં એ સર્વને સુવિદિત છે. આ પ્રમાણે પસાર થયેલા નવા કાયદા પ્રમાણે યુનિવર્સિટી સેનેટનું બંધારણ આપણે તપાસીએ. યુનિવર્સિટીઓ સ્થાપતી વખતે તેની સર્વ વ્યવસ્થા માટે સેનેટ નામની સભા સ્થાપવામાં આવી હતી; અને તેના પ્રથમના સભાસદો નીમવામાં આવ્યા હતા. નીમણૂકની મુદ્દત જિંદગી પર્યંતની અથવા કાયમને માટે હિંદ છોડીને જાય ત્યાં સુધીની રાખવામાં આવી હતી. એ સભાસદોમાં પછી દર વર્ષે થોડાં થોડાં નામ ઉમેરવામાં આવતાં અને ધીમે ધીમે યુનિવર્સિટીના ફેલોનું પદ, માત્ર માનાર્થ પણ અપાવા લાગ્યું. આથી ફેલોની સંખ્યા ઘણી વધી ગઈ પણ સેનેટની સભામાં હાજરી આપી યુનિવર્સિટીના કામમાં રસ લેનાર માત્ર થોડા જ હતા. આ પરથી ઇ. સ. ૧૯૦૪ ના કાયદામાં આ જૂના ફેલોઝનાં મંડળને રદ કરી તેને બદલે માત્ર ૧૦૦ સભાસદોનું નવું મંડળ રચવાનું ઠેરાવવામાં આવ્યું, અને એ ૧૦૦ સભાસદોમાંથી ૮૦ સભાસદોની નીમણૂક યુનિવર્સિટીના રજિસ્ટર થયેલા ગ્રેજ્યુએટો કરે અને આ પ્રમાણે નીમાયલા ૯૦ સભાસદો બાકીના ૧૦ સભાસદોની ચૂંટણી કરે એમ ઠરાવવામાં આવ્યું. બહાર ગામના સભાસદોને સેનેટની સભામાં હાજરી આપવા માટે મુસાફરીનું ખર્ચ આપવાનું પણ ઠરાવવામાં આવ્યું અને પછી નીમણૂક થયા પછી કોઈ સભાસદ ગેરહાજર રહે તો તેની નીમણૂક રદ થાય એમ ઠરાવવામાં આવ્યું. આ પ્રમાણે નવી સેનેટમાં માત્ર ૧૦ જગ્યાઓ રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટો માટે રાખી બાકીની ૮૦ જગ્યા ચેન્સેલર ભરવાની એમ ઠરાવવામાં આવ્યું, અને આ નિયમ વિરૂદ્ધ ખાસ કરી નામદાર ગોખલે થયા હતા. આ નિયમની વિરુદ્ધ થતી વખતે નામદાર ગોખલેએ સરકારના હાથમાં મૂકવામાં આવતી અસાધારણ મોટી સત્તા સામે પોતાનો વિરોધ જાહેર કરતી વખતે જણાવ્યું હતું કે, મારા મત પ્રમાણેમુંબાઇ યુનિવર્સિટીની સેનેટની સંખ્યા ૧૫૦ રાખવી જોઇએ અને તેમાંથી ૫૦ સભાસદોને સરકાર નીમે, બીજા ૫૦ જુદી જુદી કોલેજોના પ્રોફેસરોમાંથી ચૂંટી કઢાય અને ત્રીજા ૫૦ ની યુનિવર્સિટીના દશ વર્ષની ઉપરના ગ્રેજ્યુએટો ચૂંટણી કરે તો તે યોગ્ય થશે. પરંતુ, ચૂંટણીનું તત્ત્વ નવુંજ ઉમેરવામાં આવેલું હોવાથી તેનો ઉપયોગ કેવોક થાય છે તે જોયા સિવાય હાલ તુરત વિશેષ સંખ્યા ચૂંટણી માટે રાખવી સલાહકારક નથી, એવી દલીલથી એ સૂચના તે વખતે સ્વીકારવામાં આવી ન હતી.

૩

ઈ. સ. ૧૯૦૪ ના કાયદા પ્રમાણે નવી સ્થાપેલી સેનેટ ત્યાર પછી નીમવામાં આવી અને તેણે અભ્યાસક્રમોમાં ફેરફારના મોટા સવાલો હાથમાં લીધા; એટલે સેનેટના બંધારણનો સવાલ થોડા વખત માટે પાછળ હઠી ગયો. પરંતુ ઇ. સ. ૧૯૦૯ ના મિન્ટો—મોર્લીના સુધારાથી પ્રજાકીય તત્ત્વોને વિશેષ બળ આવ્યું અને બધા લોકોપયોગી ખાતાઓમાં ખાસ પ્રજાકીય તત્ત્વ વધારવાની માગણી થવા લાગી. એ માગણીને સ્પષ્ટરૂપે સેનેટ આગળ મિ. વિશ્વનાથ વૈદ્યે રજુ કરી અને સેનેટે એના પર એક કમિટી નીમી, તેની ભલામણો મુજબનો રિપોર્ટ સરકાર પર મોકલી આપ્યો. આ રિપોર્ટમાં સેનેટના ૧૦૦ સભાસદોની વહેંચણી નીચે મુજબ કરવામાં આવી હતી.—

(૧) કોલેજોના પ્રોફેસરો, આસિસ્ટંટ પ્રોફેસરો અને લેકચરોમાંથી ચૂંટી કાઢવાના ૨૫

(૨) હાઇસ્કુલોના હેડમાસ્તરોમાંથી ચૂંટવાના ૫

(૩) રજિસ્ટર્ડ ગ્રેજ્યુએટોમાંથી ચૂંટવાના ૨૦

(૪) જુદી જુદી ફેકલ્ટીઝમાંથી ચૂંટવાના ૧૦

(૫) જાહેર મંડળોમાંથી ચૂંટવાના ૧૦

૭૦

ચેન્સેલર તરફથી નીમાવાના ૩૦

કુલ ૧૦૦

ઉપર પ્રમાણે કુલ સો સભાસદોમાંથી માત્ર ૩૦ સભાસદો સરકાર તરફથી નીમાવાના હોઇ બાકીના ૭૦ ને જુદાં જુદાં મંડળોમાં વહેંચી નાખવામાં આવ્યા હતા અને તેમાં ઉંચી કેળવણી આપવાના કામમાં ગુંથાયલા શિક્ષકવર્ગને આપવામાં આવેલ ચૂંટણીનો હક એ ખાસ આવકારદાયક છે.

૪

ઉપર પ્રમાણેની ભલામણો મુંબાઇ સરકાર પર મોકલવામાં આવી પણ હિંદી યુનિવર્સિટીના કાયદામાં ફેરફાર કરવાની સત્તા મુંબાઇ સરકારને ન હતી; અને વળી સરકાર તે સવાલ હાથમાં લેવાને તૈયાર નહતી એટલે સૅડલર કમિશનનો રિપોર્ટ થતાં સુધી એ સવાલ પડતો મૂકાયો. સૅડલર કમિશનનો રિપોર્ટ થયા પછી સરકારે એ રિપોર્ટના સિદ્ધાંતો મુજબ ઢાકા, પટણા વગેરેની નવી યુનિવર્સિટીઓ રચી, પણ જૂની યુનિવર્સિટીઓની હકુમત નવા સુધારા પ્રમાણે પ્રાન્તિક સરકારને હસ્તક મેલવામાં આવી હતી અને તેમાં પણ કેળવણીનો વિષય એ પ્રધાનોને સોંપાયલો વિષય હતો એટલે એ સવાલ નવા સુધારા દાખલ થાય પછી હાથ ધરવો એમ ઠર્યું હતું. દરમિયાન મુંબાઇ યુનિવર્સિટી સેનેટ ઉપર સૅડલર કમિશનનો રિપોર્ટ મોકલવામાં આવ્યો હતો અને તેમનો અભિપ્રાય મંગાવવામાં આવ્યો હતો એ ઉપર કહેવાઇ ગયું છે. પરંતુ સેનેટે પોતાના અભિપ્રાયમાં એ રિપોર્ટની ભલામણો સ્વીકારવાને બદલે મિ. વૈદ્યની સૂચના ઉપરથી પસાર કરેલ ઠરાવ ફરી મંજૂર કરી તે પ્રમાણે કામ લેવાની ભલામણ કરી છે. એ ભલામણ કરતી વખત કમિટીનો રિપોર્ટ નીચે પ્રમાણે જણાવે છેઃ—યુનિવર્સિટીના બંધારણના સવાલ ઉપર આવતાં, સેડલર કમિશનની ભલામણો ઉપર પુખ્ત વિચાર કર્યા પછી કમિટી એવા અભિપ્રાય ઉપર આવે છે કે કમિશનની ભલામણ મુજબ કોર્ટ, એકેડેમિક કાઉન્સિલ અને એક્ઝિક્યુટિવ કાઉન્સિલના નામનાં ત્રણ મંડળ રચવાની કંઇ જરૂર નથી. કમિટીનો અભિપ્રાય છે કે યુનિવર્સિટીનું હાલનું બંધારણ સંતોષકારક છે અને તેમાં માત્ર નીચેના ફેરફાર કરવા સલાહકારક થઇ પડશે:

૧. સેનેટની સંખ્યા ૧૦૦ ઉપરથી વધારી ૧૨૫થી ૧૫૦ સુધી લઇ જવી, અને તેમાં ચૂંટણીના તત્ત્વનો ઘણો વધારો કરવો અને તે વધારો આ સેનેટે ઇ. સ. ૧૯૧૮ ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે સરકાર ઉપર મોકલેલ અરજીમાં જણાવ્યા મુજબનો કરવો.

૨. સિન્ડિકેટના સભાસદોની સંખ્યા વધારીને ૨૦ ની કરવી અને તેને પોતામાંથી પેટાકમિટીઓ નીમવાની સત્તા આપવી તથા સેનેટના પ્રોફેસર સભાસદોને પોતાની સંખ્યામાંથી અમુક સભાસદો સિન્ડિકેટમાં ચુંટવાનો હક આપવો.

આ પ્રમાણેની સેનેટની છેલ્લી ભલામણો છે, એ ઉપર હવે આપણા કેળવણીખાતાના પ્રધાન કેવી જાતનું બિલ લાવે છે તે જોવા આપણે આતુરતાથી રાહ જોઇએ છીએ.

હરિલાલ મા. ભટ્ટ

# સમાનાંક ગુણાકાર

૧

જે ગુણાકારના પરિણામમાં બધા આંકડા સરખા હોય તેને આપણે ' સમાનાંક ગુણાકાર ' કહીશું; જેમ કે ૩૭×૩=૧૧૧, ૭૪×૯=૬૬૬ વગેરે, આવા ગુણાકારોથી બાળકોને તેમજ મોટાઓને આનંદ થતો હોવાથી અહિં તેની વિસ્તૃત ચર્ચા કરીશું.

એટલું તો સ્પષ્ટ જ છે કે જે ગુણાકારમાં બધા એકડા આવતા હોય તે ગુણાકાર પર આવા બધા ગુણાકારનો આધાર છે; જેમ કે ૩૭×૩=૧૧૧ તેથી ૩૭×૧૮=૬૬૬. અહિં ૧૮ એ ૩ નો છગણો હોવાથી આ પરિણામ આવે છે. તેમજ ૭૪×૯=૬૬૬. અહિં ૭૪ એ ૩૭ ના બમણા અને ૯ એ ૩ ના ત્રગણા હોવાથી કુલ પરિણામ ૭ ગણું આવે છે. તેથી આપણે અહિં માત્ર એવા ગુણાકારોનોજ વિચાર કરીશું કે જેના પરિણામમાં બધા એકડા આવતા હોય.

બીજું એ પણ સ્પષ્ટ છે કે બધા એકડાવાળી કોઇ રકમના જો ત્રણ અથવા વધારે અવયવ પડતા હોય તો તે ઉપરથી એવી બે સંખ્યાઓ અનેક રીતે કાઢી શકાય કે જેનો ગુણાકાર મૂળ એકડાવાળી રકમ જેટલો આવે; જેમકે ૧૧૧૧૧૧=૩×૭×૧૧×૧૩×૩૭; અહિં કોઇ પણ ચાર અવયવના ગુણાકારને બાકી રહેલા અવયવે ગુણવાથી મૂળ રકમ આવશે, અથવા કોઇ પણ ત્રણ અવયવના ગુણાકારને બાકીના બે અવયવના ગુણાકારથી ગુણવાથી પણ તે જ પરિણામ આવશે. વળી ગુણ્યને ગુણક અને ગુણકને ગુણ્ય કરવાથી પરિણામ તો એકજ આવે છે, પણ કૃતિ તદ્દન જૂદી જ બની જાય છે. તેથી આ છેલ્લો પ્રકાર પણ આવા ગુણાકારોની વિવિધતામાં ઉમેરો કરવામાં સહાયભૂત થાય છે.

આ બધા ઉપરથી સમજાશે કે 'સમાનાંક ગુણાકારોની' વધુમાં વધુ વિવિધતા મેળવવા માટે એકડાવાળી રકમોના બની શકે તેટલા વધારે અવયવ મેળવવા જોઇએ. એટલે જો બને તો બધા અવિભાજ્ય, અને તેમ ન બને તો પડી શકે તેટલા વધારે, અવયવ પાડવા જોઇએ.

હવે આપણે એકડાવાળી રકમોના અવયવ પાડવાનું શરૂ કરીએ.

૧૨૩૪૫૬૭૯×૯=૧૧૧૧૧૧૧૧૧. આ ગુણાકાર કેટલાંક ગણિતોમાં આપેલો હોય છે. તેમ જ ' પંદર બાવીશ, સુનને સાત, તેને ગુણો ત્રેતિરે તો એકડા આવે આઠ ' એટલે ૧૫૨૨૦૭×૭૩=૧૧૧૧૧૧૧૧ આવું જોડકણું પણ લોકપ્રસિદ્ધ છે. અહિં આપણે આવા ગુણાકારોની વ્યવસ્થિત ચર્ચા કરીશું.

૧૧૧=૩૭×૩ એ પ્રસિદ્ધ જ છે.

૧૧૧૧=૧૧×૧૦૧ એ જલદી જડી આવે એવું છે. ૧૦૧ ના અવયવો પડી શકશે નહિ.

૧૧૧૧૧ આનો અવયવો પાડવા એ ઉપરના જેટલું સહેલું નથી. કેમકે કોઇ પ્રસિદ્ધ અવિભાજ્ય સંખ્યા જેવી કે ૩,૭,૧૧,૧૩,૧૭,૧૯ વગેરેથી તે ભાગી શકાતી નથી છતાં પણ આના અવયવો મેળવવાનો બીજો કોઇ સહેલો રસ્તો નથી. આપણે અજમાયશ તરીકે એક અવિભાજ્ય સંખ્યાએ તેને ભાગતા જવું પડશે. એવી

૧[૧૬] = ૧૧×૧૭×૭૩×૧૦૧×૧૩૭×૫૮૮૨૩૫૩

૧[૧૮] = ૩×૩×૭×૧૧×૧૩×૧૯×૩૭ ×૫૨૫૭૯
×૩૩૩૬૬૭

૧[૨૧] = ૩×૩૭×૪૩×૨૩૯×૪૬૪૯
×૨૦૯૫૧૧૮૫૮૩૭.

૧[૨૨] = ૧૧×૨૩×૪૩૯૧૭૪૩૫૨૨૧૭૮૩૦૪૭૮૭

૧[૨૮] = ૧૧×૨૯×૧૦૧×૨૩૯×૪૬૪૯
×૩૧૦૩૭૫૮૯૬૨૧૦૩૧૩૭૯

૧[૩૫] = ૪૧×૭૧×૨૩૯×૨૭૧×૪૬૪૯
×૧૨૬૭૬૧૮૪૩૬૭૪૭૭૦૪૩૫૩૫૨૧.

આ લેખ વાંચતાં સમજાયું જ હશે કે આમાં ગણિત શાસ્ત્રનું કોઈ નવું તત્ત્વ વાચક આગળ મૂકવામાં આવ્યું નથી, તેમ છતાં અગાઉ કદી નહિ શોધાયેલા એવા કેટલાક આંકડાઓ આની અંદર જરૂર છે. આ રસિક આંકડાઓ વાચકના જાણવામાં આવે તથા જળવાઈ રહે એટલેજ આ લેખ પ્રસિદ્ધ કરવાનો હેતુ છે. હા, બીજો હેતુ પણ છે. આ સિવાયના બીજા આંકડા કોઈએ શોધી કાઢ્યા હોય અથવા કોઈના વાંચવામાં કે સાંભળવામાં આવ્યા હોય તો તે પણ જાણવામાં આવે. તેથી આ વિષય પર કોઈ વિશેષ પ્રકાશ પાડશે, તો હું તેનો આભારી થઈશ.

હરિહર પ્રા. ભટ્ટ

# વડોદરા રાજ્યની સાહિત્યસેવા

( ૧૮૯૧-૧૯૨૩ )

પુસ્તકો કેળવણીનું મુખ્ય અંગ છે. આથી આ કેળવણી-અંકમાં વડોદરા રાજ્યે પુસ્તકપ્રસિદ્ધિથી કરેલી સાહિત્યસેવાની સમાલોચના કરવાનું ઉચિત ધાર્યું છે.

વડોદરા રાજ્યના હાલના શ્રીમંત મહારાજા સાહેબને સાહિત્યનો એટલો બધો શોખ છે કે, તે તેઓશ્રીને એક પ્રકારનું વ્યસન થઇ પડયું છે. તેઓશ્રી જાતે મરાઠા હોવા છતાં પોતાનું રાજ્ય ગૂજરાતમાં હોવાથી તેઓશ્રીએ ગૂજરાતી ભાષાને રાજભાષા બનાવી છે. દેશી ભાષાની બાબતમાં એઓશ્રીને એટલો બધો ગર્વ છે કે, દેશી ભાષામાં જ રાજ્યનાં બધાં લખાણો બનતાં સુધી કરવાં, પારિભાષિક શબ્દો નવા યોજીને પણ વાપરવા અને અમલદારોએ સહી પણ પોતાની માતૃભાષામાં અથવા બનતાં સુધી ગૂજરાતીમાં કરવી, એવો વહીવટ રાખવાનું ફરમાન થએલું છે.

દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાની બાબતમાં એઓશ્રી શરૂઆતથી ભગીરથ પ્રયત્નો કરતા આવેલા છે. સ્વ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર સાહેબના હાથથી ઇ. સ. ૧૮૯૧ માં કામની શરૂઆત થએલી. સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) પણ તેમની મદદે હતા. એ વખતે 'શ્રી સયાજી જ્ઞાનમંજુષા' નામની ગ્રંથમાળા પ્રસિદ્ધ થવા લાગી. આમ ભોજપ્રબંધ, પડ્દર્શન સમુચ્ચય, સચિત્ર દેશી રમતો, કુમારપાલપ્રબંધ, દ્વયાશ્રય મહાકાવ્ય, હિન્દુ લોકોનાં પુરાતન કામો, વિવાહતાંડવ, નિર્ણયસિંધુ, શ્રીભાષ્ય, વાયુપુરાણ, શિક્ષણનો ઇતિહાસ, ચૈતનશાસ્ત્ર વગેરે વગેરે ગૂજરાતી, મરાઠી અને ઉર્દુ કુલ ૨૦૭ પુસ્તકો ઇ. સ. ૧૮૯૧ થી ૧૯૧૫ સુધીમાં રાજ્યશ્રયથી બહાર પડ્યાં.

દરમ્યાન ૧૯૧૨ માં વડોદરામાં ચોથી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ ભરાઇ ત્યારે શ્રીમંતે બે લાખ રૂપીઆની રકમ સાહિત્યના કામે જુદી કાઢયાનું જાહેર કર્યું, અને તેના વ્યાજમાંથી વિવિધ વિષયોને લગતા ગ્રંથો ગૂજરાતી, મરાઠી, હિન્દી અને ઉર્દુ ભાષામાં લખાવવાનું ઠરાવ્યું. ત્યાર પછીનાં પાંચ વર્ષમાં આ રકમના વ્યાજમાંથી પાંચેક પુસ્તકો જ પ્રસિદ્ધ થએલાં જોઇને શ્રીમંતને ખેદ થયો. આથી ૧૯૧૭ ના ઑગસ્ટ માસની પહેલી તારીખથી તેમણે શાળાખાતાના અંગે ખાસ જુદી ભાષાંતરશાળા સ્થાપી.

કાર્યની શરૂઆત કરતાં આ શાખાએ કેટલાક સામાન્ય નિયમો બાંધ્યા, અને તે દરેક ભાષાંતરકારને મોકલી આપવામાં આવતા. ભાષાંતર હિન્દી દૃષ્ટિબિન્દુથી થતું જોઇએ, મૂળ ગ્રંથમાં જ્યાં જ્યાં પરદેશી ઉદાહરણો આવે ત્યાં ત્યાં તેવા પ્રકારનાં દેશી ઉદાહરણો આપવાં જોઇએ વગેરે વગેરે અનેક નિયમો બાંધવામાં આવ્યા. આમ 'શ્રી સયાજી સાહિત્યમાળા'ની શરૂઆત થઈ. આ શાખાની તરફથી પ્રસિદ્ધ થનારાં બધાં પુસ્તકો છાપી પ્રસિદ્ધ કરવાને લગતો ઇજારો આપવાનું કર્યાથી ગૂજરાત વગેરે સ્થળેથી આ કામે માગણીઓ મંગાવી. પણ બીજા કોઇને શરતો કબૂલ ન રહી. અત્યારે વડોદરા, રાવપુરા, કાપડીપોળના મેસર્સ એમ. સી. કોઠારીએ આ ઇજારો કરાર કરીને રાખ્યો, અને તૈયાર થતાં

પુસ્તકો પ્રસિદ્ધ થવા લાગ્યાં. ઇ. સ. ૧૯૧૯ માં 'શ્રી સયાજી બાલજ્ઞાનમાળા' નામની છ-આના-માળા પણ યોજવામાં આવી. આ માળાઓનાં હિન્દી પુસ્તકો છાપવાનો ઈજારો મેસર્સ જયદેવ બ્રધર્સ, કારેલી બાગ, વડોદરા, એમને આપવામાં આવ્યો.

સદરહુ માળામાં આઠ ગુચ્છો રાખવામાં આવ્યાં છે:–વિજ્ઞાનગુચ્છ, ચરિત્રગુચ્છ, ઇતિહાસગુચ્છ, ધર્મગુચ્છ, નીતિગુચ્છ, શિક્ષણગુચ્છ અને પ્રકીર્ણ ગુચ્છ. તા. ૧–૮–૧૯૧૭ થી તા. ૩૧–૭–૧૯૨૩ સુધીમાં ૭ વર્ષમાં સાહિત્યમાળાનાં ૮૧ તથા બાલજ્ઞાનમાળાનાં ૩૮ પુસ્તકો બહાર પડેલાં છે. પ્રથમ સાહિત્યમાળાનાં પુસ્તકોની સમાલોચના ગુચ્છવાર આપણે કરીશું.

## શ્રી સયાજી સાહિત્યમાળા

### ૧. વિજ્ઞાનગુચ્છ

આ ગુચ્છમાં ૨૩ ગ્રંથો બહાર પડયા છે. 'ભૂપૃષ્ઠવિચાર' (Physiography) માં પર્વતો, વરસાદ વગેરે પૃથ્વીતળની ઉપરનાં કુદરતી સાધનોનો સચિત્ર વિચાર કરવામાં આવેલો છે. 'દેહધર્મવિદ્યાનાં તત્ત્વો' માં ગહન ભાષામાં થોડીક જગ્યામાં આખા શરીર વિજ્ઞાનનો વિચાર કરવામાં આવેલો છે. આ ગ્રંથમાંભાગ્યે જ એકાદ શબ્દો વિદેશી રહી ગયા હશે. ધારીએ તો, ગમે તેવું અઘરૂં વિજ્ઞાન શુદ્ધ દેશી ભાષામાં ઉતારી શકીએ, એ આ ગ્રંથ સાબીત કરે છે. 'વિજ્ઞાન પ્રવેશિકા' સામાન્ય રીતે વિજ્ઞાનની બાબતમાં આવશ્યક માહિતી આપીને આ અરસિક વિષયમાં રસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે છે. 'જીંદગીનો વીમો' નવા પ્રકારનું પુસ્તક છે. વીમો એટલે શું, વીમો કેવી રીતે ઊતરાવવો, ક્યાં ઊતરાવવો, વીમાના ફાયદા શા વગેરે વગેરે બાબતો આ નાનકડા રસિક ગ્રંથમાં આંકડાઓ સહિત રજૂ થએલી છે. ત્યાર પછી 'ઉદ્‌ભિજ્જવિદ્યાનું રેખાદર્શન' નામના ગ્રંથમાં ઉદ્‌ભિજ્જની બાબતનો વિગતવાર ઊહાપોહ કરેલો છે. આને 'વનસ્પતિશાસ્ત્ર' કહેવામાં આવે છે તે ભૂલ છે. આ વિજ્ઞાનમાં જમીનની તેમજ જળની વનસ્પતિઓનો સમાવેશ થતો હોવાથી 'Botany' એટલે 'ઉદ્‌ભિજ્જવિદ્યા.' આ સચિત્ર ગ્રંથમાં પણ ભાગ્યે જ કોઇ પરદેશી નામો જોવામાં આવે છે. આ વિષયના પાઠયપુસ્તક તરીકે આ પુસ્તક કામ લાગે એવું છે. 'કરોળીઆ' નામનું પુસ્તક પણ નવા પ્રકારનું છે. સામાન્ય વ્યવહારમાં વખતોવખત નજરે પડતા આ જીવનો અભ્યાસ ભાગ્યે જ થાય છે. આથી આ સચિત્ર ગ્રંથમાં કરોળીઆની જુદી જુદી જાતો, તેમનાં લક્ષણો, તેમની ટેવો, તેમની રહેણીકરણી વગેરે બાબતો ચર્ચવામાં આવી છે. 'પ્રાણીવિદ્યાનું રેખાદર્શન' નામના ગ્રંથમાં જુદા જુદા પ્રકારનાં પ્રાણીઓ, તેમનાં લક્ષણો, તેમની રહેણીકરણી વગેરે અનેક બાબતો રસિક રીતે ચર્ચવામાં આવી છે. આ ગ્રંથ સચિત્ર હોવાથી વાંચવામાં રસ પડે છે અને પાઠયપુસ્તક તરીકે ચાલે એવો છે. 'મનુષ્યવિદ્યાનાં તત્વો' (Anthropology) માં મનુષ્યજાતની ઓલાદ, પરિસ્થિતિ, ભાષા, સમાજવ્યવસ્થા, નીતિ વગેરે પરદેશી દ્રષ્ટિએ ચર્ચવામાં આવ્યાં છે, અને તેથી યુરોપમાં પ્રાચીન મનુષ્યવ્યક્તિની પરિસ્થિતિનો તુલનાત્મક દ્રષ્ટિએ સુંદર ખ્યાલ આપણને મળે છે. 'જીવવિદ્યા' નામના સચિત્ર ગ્રંથમાં જીવની ઉત્પત્તિ, કોષવિભાજન, ખોરાક, પ્રજનન, જીવનપ્રયાસ વગેરે રસિક વિષયો બહુ રસિક ભાષામાં ચર્ચવામાં આવ્યા છે, અને આ ગ્રંથ આ વિષયના પાઠ્યપુસ્તક તરીકે વપરાય એવો છે. આ ગ્રંથમાં પણ દેશી ભાષાના પારિભાષિક શબ્દો વાપરવામાં આવ્યા છે. 'તુલનાત્મક ભાષાશાસ્ત્ર' નવીન પ્રકારનો ગ્રંથ છે, એમાં ભાષાની ઉત્પત્તિ અને તેનો વિકાસ, સંસ્કૃત તથા ગ્રીક અને લૅટિન ભાષાનાં તુલનાત્મક રૂપો, પ્રાકૃત નિયમો, અપભ્રંશના નિયમો, ગુજરાતી તથા હિન્દી અને મરાઠી તથા બંગાળી અને પંજાબી આદિ આધુનિક પ્રચલિત ભાષાઓનું તુલનાત્મક અધ્યયન, ગુજરાતી ભાષાના વ્યાકરણબંધારણની પરીક્ષા વગેરે વિષયો આવે છે. આ ગ્રંથના જેવો બીજો ગ્રંથ આપણી ભાષામાં મળવો મુશ્કેલ છે. એનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. 'રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ' સમાજની ચર્ચા કરે છે. જંગલી સમાજનું બંધારણ, કૌટુંબિક સમાજનું સામાન્ય વર્ણન, ટોળીમય સમાજવ્યવસ્થા, ખેતી

વેપાર અને તેનાં મહાજન, અર્વાચીન રાજકીય સમાજ, પટાવતી પદ્ધતિ, શરૂઆતની રાજકીય સંસ્થાઓ, મિલકત, ન્યાય, કાયદા, કારોબાર, રાજકીય સમાજના જુદા જુદા પ્રકાર વગેરે વિષયો આમાં આવે છે. હાલના રાજકીય ચળવળીના જમાનામાં યુરોપની રાજકીય પદ્ધતિનો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરાવનારૂં આ પુસ્તક ઉપયોગી નીવડે એમ છે. 'સમાજશાસ્ત્રપ્રવેશિકા' માં સમાજની બાબતમાં વિવિધ દૃષ્ટિએ ઉહાપોહ થયો છે, તથા સદાવ્રત અને અનાથાશ્રમો, પક્ષ અને મતભેદ, સમાજના સ્વરૂપમાં ફેરફાર કરનાર બળ, લગ્ન, પ્રજાના જીવનવ્યાપારમાં રાજસત્તાની ડખલ વગેરે બાબતો પણ ચર્ચવામાં આવી છે. "બાળઉછેર"માં ગર્ભિણી તથા તેણે પાળવાના નિયમ, નવા જન્મેલા બાળકની માવજત, બાળકનું અન્ન અને પોષણ, ધાવણ, અન્ય અન્નદ્રવ્યો, ધાવણ છોડાવવાની વિધિ, વસ્ત્રો, પથારી, સ્વચ્છ હવા, કસરત, ભૂલેચૂકે શરીર પર પડેલા અથવા ખવાઈ ગએલા ઝેરના ઇલાજ વગેરે ઘરગથુ વિષયો ચર્ચવામાં આવ્યા છે. આ પુસ્તક દરેક કુમારિકાની કને હોય, એ ઇષ્ટ છે. 'બાળસ્વભાવ અને બાળઉછેર' શાસ્ત્રીય ગ્રંથ છે. બાળસ્વભાવની નિરીક્ષા, બાળકની આસપાસની પરિસ્થિતિ, સંભાળ, બાળકનું વધવું, ઇન્દ્રિયો, સ્નાયુઓ, લાગણીઓ, બુદ્ધિ, ઇચ્છાશક્તિ, ટેવ વગેરે રસિક વિષયો આમાં દાખલ કરેલા છે. આ પુસ્તક પણ સ્ત્રીઓને તેમ જ પુરૂષોને ઉપયોગી નીવડે તેવું છે. 'શરીરયંત્રનું રેખાદર્શન' આપણા શરીર રૂપી યંત્રની તપાસ કરે છે. સજીવ યંત્રનું કાર્ય, કોષ અને પ્રાણરસ, સજીવ યંત્રનું બંધારણ, પ્રજનન, અન્વય, ભેદોપભેદ વગેરે બાબતનો શાસ્ત્રીય અભ્યાસ આ ગ્રંથથી થઇ શકે છે. આ ગ્રંથ સચિત્ર હોવાથી અને ગ્રંથની ભાષા સહેલી હોવાથી સાધારણ વાચક પણ તેને રસપૂર્વક વાંચી શકે છે. 'વિદ્યુત' વાંચવાથી વીજળીને લગતો પૂર્ણ અભ્યાસ થઇ શકે છે.' આ ગ્રંથ પણ સચિત્ર છે. વિદ્યુત અને તેનાં મૂળતત્વો, ચુંબકત્વ અને વિદ્યુત્પ્રવાહ, વિદ્યુતનો વ્યાવહારિક ઉપયોગ, વિદ્યલ્લહરિ અને તાર વગર સંદેશો મોકલવાની પદ્ધતિ વગેરે હાલના વૈજ્ઞાનિક યુગનાં સાધનોનો વિચાર આમાં કરવામાં આવ્યો છે. પ્રયોગો પણ આમાં આપેલા છે. આથી દેશી ભાષાના પાઠ્યપુસ્તક તરીકે આ ગ્રંથ ખરેખર ઉપયોગી નીવડે તેવો છે. 'સુપ્રજનશાસ્ત્ર'નો વિષય નવો છે. દેહની ઉત્પત્તિના સંબંધમાં પાશ્ચાત્ય વિચારો, મનુષ્ય પ્રજાનો બીજા પ્રાણી વર્ગની સાથેનો સંબંધ, સુપ્રજનશાસ્ત્રનો પાશ્ચાત્ય ભૂમિમાં વિકાસ, ગુણદોષોની અનુવૃત્તિ, સુપ્રજનશાસ્ત્રના વિભાગો, હિન્દુસમાજની પ્રાચીન ભાવના, ભારતવર્ષમાં સુપ્રજનશાસ્ત્રનાં પ્રયત્નો, ભારતવર્ષમાં માતૃભક્તિ, આચારભૂમિકા વગેરે રસભર્યા વિષયો આમાં ચર્ચવામાં આવ્યા છે. આપણા પ્રાચીન શાસ્ત્રોમાંથી ભારોભાર ઉતારા આપીને આ ગ્રંથને એટલો સુંદર બનાવવામાં આવ્યો છે કે, Eugenics ને લગતો આ ગ્રંથ આપણા સાહિત્યમાં ઉંચું સ્થાન એની મેળે લઈ લેશે. 'પ્રાણીસૃષ્ટિ' નામનો સચિત્ર ગ્રંથ શાસ્ત્રીય છે. શરીરની રચના અને વર્ગીકરણ, પ્રવૃત્તિ, વિસ્તાર અને વસતિ, ખોરાકની ખોળ, શ્વસનક્રિયા, રંગ, ઇન્દ્રિયો, અન્યોન્યાશ્રમ, બચ્ચાંઓની સંભાળ, જીવનવૃત્ત વગેરે પ્રાણીઓને લગતા વિષયો આ ગ્રંથમાં સહેલી ભાષામાં ચર્ચવામાં આવ્યા છે. જુદા જુદા પ્રકારનાં પ્રાણીઓની રીતભાત, રહેણીકરણી વગેરે બાબતોનો ખ્યાલ આ ગ્રંથથી મળે છે. ગ્રંથની ભાષા શુદ્ધ દેશી છે. 'રસાયનપ્રવેશિકા' પણ સચિત્ર શાસ્ત્રીય પુસ્તક છે. પાણી, હવા અને જ્વલન, આર્દ્રવાયુ, અંગાર વગેરે રાસાયનિક પદાર્થોની વિગતવાર હકીકત, રાસાયનિક કાર્ય અને તેનું સ્વરૂપ, પદાર્થોનું વર્ગીકરણ વગેરે બાબતો આ સચિત્ર પુસ્તકમાં આપવામાં આવેલી છે. Chemistry ને લગતું આ પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે વપરાય, એમાં નવાઈ નથી. આ ગ્રંથ શાસ્ત્રીય હોવા છતાં પણ એની ભાષા સાદી અને સહેલી છે, તથા શુદ્ધ પારિભાષિક શબ્દો વાપરીને એ લખાએલો છે. 'વડોદરાનું અર્થશાસ્ત્ર' નામના ગ્રંથમાં અર્થશાસ્ત્રના સામાન્ય વિચારના ઉપરાંત રાજ્યની અર્થશાસ્ત્રીય ભૂસ્તરવિદ્યા, જમીનની પરેદારી, મજુરી, ખારીઅતો, થાપણની વ્યવસ્થા, સહકારી મંડળીઓ, રાજ્યની આર્થિક પ્રગતિ, રાજ્યનું નાણાં પ્રકરણ વગેરે બાબતો આપીને વડોદરા રાજ્યનો સુંદર ખ્યાલ આપ્યો છે. 'सनईवादनपाठमाला पु. ३ व ४' એ બે મરાઠી પુસ્તકો સરણાઇ કેમ વગાડવી, એ શાસ્ત્રીય રીતે બતાવે છે, 'अवताररहस्य' નામના હિન્દી ગ્રંથમાં

ભાષાશાસ્ત્રની ઉત્પત્તિ, આર્યકુળનું આદિ નિવાસસ્થાન, હિન્દુઓનું અને પારસીઓનું પૂર્વજ સપિંડત્વ, યુરોપની પૂર્વકાલિન અને વેદકાલિન કથાઓ, વિશ્વોત્પત્તિ, વરુણ, ઇન્દ્ર, અગ્નિ વગેરે પુરાણ વ્યક્તિઓ, દેવતાઓ, અવતારો વગેરે આપણા પુરાણપ્રસિદ્ધ દેવાદિનું સુંદર વર્ણન આવે છે.

## ૨. ચરિત્રગુચ્છ

આ ગુચ્છમાં ૧૫ ગ્રંથો બહાર પડેલા છે. 'પ્રેમાનંદ' સચિત્ર છે. મહાનંદના નામથી ભાગ્યે જ કોઈ અજાણ્યું હોય. એ કવિનાં જાણીતાં મુખ્ય આખ્યાનો વગેરેની સમાલોચના આમાં કરી છે તથા કવિનું જીવનચરિત્ર પણ આપેલું છે, આ ગ્રંથથી આ કવિનો સારો અભ્યાસ થઈ શકે છે. 'દયારામ'માં પણ કવિચરિત આપેલું છે ને તેની કવિતાઓની ખૂબીઓ વગેરે બતાવીને એ રસિક કવિનો સુંદર અભ્યાસ કરાવ્યો છે. 'મીરાંબાઇ'માં પણ એ કવયિત્રીનું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે. તથા તેનાં ભજનોનો વિવિધ દૃષ્ટિએ અભ્યાસ કરાવ્યો છે. 'ગિરધર'માં તેમજ છે. કવિચરિતના ઉપરાંત તેનાં કાવ્યોની સમાલોચના પણએમાં કરવામાં આવી છે. ભાલણ' નામના સચિત્ર ગ્રંથમાં પણ કવિ ભાલણનું જીવનચરિત્ર આપેલું છે, તથા તે કાળની ભાષાનો અભ્યાસ કરાવ્યો છે, અને કવિકૃત વિવિધ કૃતિઓની રસિક સમાલોચના કરી છે. 'તુકારામ' નામનો સચિત્ર ગ્રંથ નવા પ્રકારનો છે. મરાઠી સાહિત્યનો સંસર્ગ ગુજરાતીઓને કરાવવાના ઇરાદાથી આ સંત કવિનો પરિચય આમાં ગુજરાતી લેખકે ખાસ અભ્યાસ કરીને કરાવ્યો છે. કવિચરિતની સાથે સાથે કવિવાણીનો પણ સ્વાદ વાંચકને ચખાડ્યો છે, તથા કવિજીવનને લગતી એ ત્રણ વિવાદગ્રસ્ત બાબતોનો સ્વતંત્ર ઉહાપોહ શોધખોળની દૃષ્ટિએ કર્યો છે. '**महाराजा शिवाजी**' નામા સચિત્ર મરાઠી ગ્રંથમાં મહારાષ્ટ્રવીર શિવાજીનું જીવનચરિત્ર આપ્યું છે. 'વિષ્ણુદાસ' કવિને લગતો ગ્રંથ નવીન છે. આ કવિનું આટલું વિસ્તૃત જીવનચરિત્ર આ પહેલું જ છે. કવિના ટુંકા જીવનચરિત ઉપરાંત તેનાં કાવ્યોની તુલનાત્મક સમીક્ષા તથા પરીક્ષા આમાં કરી છે. આ ગ્રંથના વાચનથી પ્રેમાનંદ કવિની સ્વતંત્ર કર્તૃત્વશક્તિની બાબતમાં વાંચકને ખાત્રી પૂર્વક વહેમ પડયા વગર રહેતો નથી. 'વીર શિવાજી' નામના સચિત્ર ગ્રંથમાં મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ મહારાજા શિવાજીનું જીવનચરિત્ર આલેખવામાં આવેલું છે. 'મણિશંકર કીકાણી' કાઠીઆવાડના સુપ્રસિદ્ધ લેખક અને અગ્રેસર હતા. તેનું જીવનચરિત આ સૌથી પહેલું છે તેમનાં ઘણાં અપ્રસિદ્ધ લખાણોમાંથી ઉતારા આપીને સાબીત કરવામાં આવ્યું છે કે, તેમણે સાહિત્યની વિવિધ દિશામાં સુંદર સેવા કરી છે. 'દલપતરામ' તો સૌને જાણીતા છે, એમના પોતાના મિત્રે આ ગ્રંથ લખેલો હોવાથી એ ઘણો રસિક અને તાદશ ચિતાર આપનારો નીવડયો છે. આમાં કવિચરિત વિશેષ પ્રમાણમાં છે કવિની કૃતિઓની પરીક્ષા બહુ ઓછા પ્રમાણમાં છે 'સમુદ્રગુપ્ત'નું જીવનચરિત સૌથી પહેલું આ જ છે ગુપ્તવંશના આ ચક્રવર્તિ મહારાજાના સંબંધમાં આપણા ઇતિહાસમાં બારેક લીટીમાં બધું પતાવી દેવામ આવે છે. ત્યારે આ શોધખોળથી ભરેલા પુસ્તકમાં એ મહારાજાની ચઢાઇઓનું વિગતવાર વર્ણન આપ્યું છે છેવટે પરિશિષ્ટમાં સમુદ્રગુપ્તના વખતના શિલાલેખોની નકલો આપી છે તેથી ગ્રંથની ઉપયોગિતામાં વધારો થયો છે. આ ગ્રંથ સચિત્ર છે. '**मीरांबाई**' નામનો મરાઠી ગ્રંથ ગુજરાતી ગ્રંથનું ભાષાંતર છે. જેમ તુકારામનો પરિચય ગુજરાતીઓને કરાવ્યો છે તેમ મીરાંબાઈનો પરિચય મહારાષ્ટ્રીઓને કરાવ્યો છે. 'ચક્રવર્તિ અશોક' ઇતિહાસપ્રસિદ્ધ છે. એ મહારાજાનું જીવનચરિત આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે. છેવટે એ મહારાજાની ચૌદ આજ્ઞાઓ શિલાલેખોમાં છે તેમનું ભાષાંતર આપેલું છે. '**समुद्रगुप्त**' નામનો હિન્દી ગ્રંથ ગુજરાતી ગ્રંથનું ભાષાંતર છે. હિન્દી વાચકોને પણ એ ચક્રવર્તિનો ખ્યાલ આવે, એ હેતુથી આ ભાષાંતર કરાવાએલું છે.

એકંદરે જોતાં આ ગુચ્છમાંનાં પુસ્તકો આપણા સાહિત્યમાં કાંઈક નવો સંગીન ઉમેરો કરે છે. આપણા કવિઓનાં જીવનચરિતો રાષ્ટ્રીય શાળાઓમાં વાપરવા જેવાં છે.

### ૩. ઇતિહાસગુચ્છ

આ ગુચ્છમાં ૧૫ પુસ્તકો બહાર પડેલાં છે. જગતનો વાર્તારૂપ ઇતિહાસ, પહેલો ભાગ એ ગ્રંથ અંગ્રેજી પુસ્તકનો તરજુમો છે, અને તેમાં એકંદરે ૧૫૭ વાર્તાઓ બહુ જ સહેલી અને રસિક ભાષામાં રજૂ થએલી છે. આખી દુનિયાનો ઇતિહાસ વાર્તારૂપે આપવાનો લેખકે ઇરાદો રાખેલો છે. 'संस्कृतवाङ्मयाचा इतिहास' નામના મરાઠી ગ્રંથમાં આપણા સંસ્કૃત સાહિત્યનો સુંદર ઇતિહાસ આપેલો છે. મેકડોનેલકૃત મૂળ અંગ્રેજી ગ્રંથનો આ અનુવાદ છે. એજ મૂળ ગ્રંથનો ગુજરાતી અનુવાદ કરવાનું કામ સાહિત્ય પરિષદ ભંડોળ કમિટીએ કેટલાંક વર્ષોથી ઉપાડયાનું જાહેર કીધું છે એટલે આ શાખાએ તે કામ કરાવવાનું માંડી વાળ્યું છે. 'બ્રિટિશ રાષ્ટ્રીયસંસ્થાઓ' નામના પુસ્તકમાં અંગ્રેજી રાજ્યબંધારણ, રાજા, રાજસભા, અમીરોની સભા, આમની સભા, પ્રધાનમંડળ, અંદાજપત્ર, લશ્કર અને નૌકાબળ વગેરે તેર પ્રકરણોમાં બ્રિટનની રાષ્ટ્રીય સંસ્થાઓનો ટુંકો પણ જ્ઞાનદાયક ખ્યાલ આપેલો છે. હાલના જમાનામાં તુલનાત્મક દૃષ્ટિએ આ પુસ્તકનો ઉપયોગ થવાનો સંભવ રહે છે. 'પેલેસ્ટાઇનની સંસ્કૃતિ' નામના ગ્રંથમાં એ દેશના આદ્ય વાસીઓ, પૂર્વ પાષાણયુગનો પાછલો કાળ, સેમિટિક અધિવાસ, પૂર્વ પશ્ચિમનો પ્રથમ કલહ, હીબ્રુ શહેનશાહત, રોમન અને બાયઝેન્ટાઇન, પૂર્વ-પશ્ચિમનો છેલ્લો કલહ વગેરે વગેરે પ્રકરણોમાં આ પુરાણા અને પ્રસિદ્ધ દેશની પ્રાચીન અર્વાચીન સંસ્કૃતિનો સુંદર ખ્યાલ રજૂ થએલો છે. 'જગતનો વાર્તારૂપ ઇતિહાસ બીજો ભાગ' એ ગ્રંથમાં વધારાની ૯૦ વાર્તાઓ આપીને આખા જગતનો વાર્તારૂપ ઇતિહાસ સમાપ્ત કર્યો છે. ઇતિહાસને લગતા આ બંને ભાગ બહુ જ્ઞાનદાયક નીવડયા છે. 'પાર્લામેન્ટ' નામના પુસ્તકમાં બ્રિટિશ રાજસભાનો સંપૂર્ણ અહેવાલ આપ્યો છે. એ સભાની ઉત્પત્તિ અને વૃદ્ધિ, આમની સભાનું બંધારણ, ધારાઘટના, મહેસુલ અને રાજવહીવટ, અધિવેશન અને કાર્યપદ્ધતિ, રાજસભાની કાર્યવ્યવસ્થા, સભાસદ અને તેના મતદાર સંઘ, સભાનું દફતર, છાપખાનું અને તેનો લોકસંબંધ, દિવાને ખાસ યાને ઉમરાવોની સભા અને લોકસત્તાક રાજસભાઓની તુલનાત્મક સમીક્ષાઃ એ દશ પ્રકરણોમાં બ્રિટિશ રાજસભાનો વિગતવાર તાદશ ચિતાર આપવામાં આવેલો છે. આપણા દેશમાં નવા રાજકીય સુધારાનો અમલ ચાલે છે તે વખતમાં આ ગ્રંથ બહુ જ ઉપયોગી અને માર્ગદર્શક નીવડે તેવો છે. 'ઇતિહાસનું પ્રભાત' નામના ગ્રંથમાં ઇતિહાસ વિનાના લોકો, ઇતિહાસનું નાટ્યઃ તેની રંગભૂમિ તથા પાત્રો, મીસરમાંનું ઇતિહાસનું પ્રભાત, બેબિલોનીઆમાં ઇતિહાસનું પ્રભાત, સેમિટિક લોકોનું આગમન, પૂલરૂપી પ્રદેશ મધ્યેનું પ્રભાત વગેરે અગીઆર પ્રકરણોમાં ઇતિહાસની બાબતમાં બહુ સહેલી અને રસભરી ભાષામાં ઘણો પ્રકાશ પાડેલો છે. 'નવીન જાપાનની ઉત્ક્રાંતિ' નામક પુસ્તકમાં જાપાનની ઉત્ક્રાંતિનો ઇતિહાસ આપેલો છે. પચાશ વર્ષના ટુંક સમયમાં રાજદ્વારી તથા આર્થિક તેમજ સામાજિક અને અન્ય બાબતોમાં પાછળ રહેલો આ નાનકડો ટાપુ કેમ સપાટાબંધ આગળ વધ્યો, તેમ કરવામાં તેણે કેટકેટલા ભોગો આપ્યા વગેરે વિષયો આ ગ્રંથમાં ચર્ચ્યા છે. હાલના જમાનામાં તુલનાત્મક દૃષ્ટિએ આ ગ્રંથનું વાચન માર્ગદર્શક નીવડે તેમ છે. 'ચીનની સંસ્કૃતિ' તો આપણને ખાસ ઉપયોગી છે; કારણ કે પ્રાચીન સંસ્કૃતિઓ પૈકી માત્ર બે જ સંસ્કૃતિઓ કાળના ઝપાટામાંથી બચીને ચાલૂ રહેલી છે. ચીનની સંસ્કૃતિ અને હિન્દુસ્તાનની સંસ્કૃતિ–આમ થવાનું કારણ આ બે સંસ્કૃતિઓની વચ્ચેનું સરખાપણું છે. આ ગ્રંથ વાંચી જોવાથી આ વાતની ખાત્રી થાય છે. પ્રાચીન સમય, કાયદા અને રાજ્યવ્યવસ્થા, ધર્મ અને વહેમ, ઈ. સ. ૨૨૦ થી ઈ. સ. ૧૨૦૦ સુધીનો સમય, સ્ત્રીઓ અને બાળકો, સાહિત્ય અને વિદ્યા, તત્વજ્ઞાન અને શિકાર, રમતગમત, મોંગોલ રાજાઓ, મિંગ અને ચિંગ રાજાઓ, ચીનાઓ અને પરદેશીઓ વગેરે બાર પ્રકરણોમાં આપણી બહેનપણીનો રસિક અહેવાલ રજૂ થયો છે. આ ગ્રંથ વાંચવાનું કામ શરૂ કર્યા પછી તેને પડતો મુકવો ગમે નહિ તેવો છે. "हिन्दुस्तानचा अर्वाचीन इतिहास–मराठा रियासत मध्यविभाग, भाग १ (१७०७–१७४०), भाग २ (१७४०–१७६१) અને ભાગ ૩ (પાણીપત પ્રકરણ)" એ ત્રણ મરાઠી ગ્રંથો મરાઠા-

ઓનો ઇતિહાસ પ્રમાણભૂત રીતે રજૂ કરે છે. આ ગ્રંથનાં ગૂજરાતી ભાષાંતર થયાં છે તે હવે પછીથી છપાવાનાં છે. 'હિન્દુસ્તાનની સંસ્કૃતિ' નામનો ગ્રંથ સ્વ. રમેશચંદ્ર દત્તના અંગ્રેજી ગ્રંથનો અનુવાદ છે. મૂળ ગ્રંથમાં ૧૮૮૯ સુધીનો જ ઇતિહાસ હતો તેથી આ અનુવાદમાં 'બ્રિટિશ યુગ' અને 'બ્રિટિશ યુગમાં સમસ્ત ભારતવર્ષની સ્થિતિ' એ બે નવાં પ્રકરણો ઉમેરીને ૧૯૨૨ ના નવેમ્બર માસ સુધીની બધી હકીકત દાખલ કરી લેવામાં આવી છે. રાજકીય પ્રગતિ, હિન્દી રાષ્ટ્રીય મહાસભા, નરેન્દ્રમંડળ, હિન્દુસ્તાનની વિસ્તૃત દૃષ્ટિમર્યાદા, હિન્દુસ્તાનની આર્થિક અવસ્થા, વાણિજ્યવિષયક સંસ્થાઓ અને સાધનો, હિન્દુસ્તાનમાં અર્વાચીન કળાવિજ્ઞાન, કેળવણી, સાહિત્ય, ધાર્મિક તથા સાંસારિક રિવાજો વગેરેની ઉપર થએલી અસર, વગેરે બાબતો ટુંકમાં પણ મુદાસર દાખલ કરવામાં આવી છે. આ ગ્રંથ પાઠ્યપુસ્તક તરીકે વપરાવો જોઇએ. તેમ ન થાય તો ખરેખર નવાઇ જેવું છે. 'રોમનો ઇતિહાસ' નામના ગ્રંથમાં રોમનો પ્રાચીન અર્વાચીન ઇતિહાસ આપવામાં આવેલો છે. જે ગ્રંથનો આ અનુવાદ છે તે મૂળ અંગ્રેજી ગ્રંથની ૨૮ આવૃત્તિઓ બહાર પડેલી છે. આવા લોકપ્રિય ગ્રંથના આ ભાષાંતરથી વાચકને રસ ઉપજવો જોઇએ. '**मराठयांच्या प्रसिध्द लढाया**' નામના મરાઠી ગ્રંથમાં મરાઠાઓની લશ્કરી વ્યવસ્થા, સરંજામી પદ્ધતિ, ગનિમી કરવા અને કવાયતી કંપૂ પરત્વે માહિતી આપેલી છે અને બીજાં નવ પ્રકરણોમાં મરાઠાઓની જાણીતી નવ લડાઇઓનો વિગતવાર અહેવાલ આપેલો છે.

એકંદરે જોતાં ઇતિહાસગુચ્છમાં પણ સારાં જ્ઞાનદાયક પુસ્તકો બહાર પડેલાં છે, અને તેથી આપણા ઇતિહાસના જ્ઞાનમાં કાંઇક નવો ઉમેરો થાય છે.

### ૪. વાર્તાગુચ્છ

આ ગુચ્છમાં માત્ર ૩ ગ્રંથો બહાર પડેલા છે. આ માળાઓમાં વાર્તાઓને બિલકુલ સ્થાન અપાતું નથી. પરંતુ શ્રીમંત સરકાર મહારાજાસાહેબ કોઇ વાર્તાના ગ્રંથનાં ભાષાંતર કરવાની આજ્ઞા કરે છે તો તે પ્રમાણે અમલ કરવામાં આવે છે. 'આપણા લઘુબન્ધુ અંગ્રેજ' અંગ્રેજી પુસ્તકનો હુજૂરાતાથી થએલો અનુવાદ છે, અને તેમાં અંગ્રેજ બાળકોના જીવનનો ચિતાર આપેલો છે. 'અલકાનો અદ્‌ભૂત પ્રવાસ' પણ અંગ્રેજી ગ્રંથનો અનુવાદ છે. અંગ્રેજી બાળકોને મૂળ અંગ્રેજી ગ્રંથ અતિ ઘણો પ્રિય લાગે છે તેનો આપણા જીવનને અનુસરનો આ અનુવાદ ખરેખર સફળ નીવડયો છે, અને ખુદ શ્રીમંતે તેનાં વખાણ કરેલાં છે. આ ગ્રંથના વાચનથી દરેક બાળકને ગમ્મત પડે તેમ છે. 'વીર પુરૂષો', પણ અંગ્રેજી ગ્રંથનો તરજુમો છે. પશ્ચિમના દેશના કેટલાક જાણીતા વીર પુરૂષોનાં પરાક્રમો સુંદર વાર્તાના રૂપમાં આ ગ્રંથમાં વર્ણવવામાં આવેલાં છે.

ગૂજરાતનો હાલનો જમાનો 'વાર્તાયુગ' તરીકે ઓળખાય તેવો છે. આવી સ્થિતિમાં આ માળાઓમાં વાર્તાઓને સ્થાન નથી આપવામાં આવ્યું, એ યોગ્ય જ છે; નહીંતો અણખેડાએલું જે સાહિત્ય અત્યારે આ માળાથી ખેડાઇ રહ્યું છે તેને જબરો ધક્કો પહોંચે.

### ૫. ધર્મગુચ્છ

આ ગુચ્છમાં એકંદરે ૭ પુસ્તકો બહાર પડ્યાં છે. "હિન્દુસ્તાનના દેવો" નામના પુસ્તકને ખરૂં જોતાં "હિન્દુઓના દેવો" નામ આપવું જોઇતું હતું. આ સચિત્ર ગ્રંથ અંગ્રેજી પુસ્તકનો તરજુમો છે. 'Chips from a German workshop' નામના મૂળ પુસ્તકને જર્મન કારખાનામાંથી કકડા' કહીને ભાષાંતરકારે હદ કરી છે. આ ગ્રંથના ચાર ખંડોમાં પ્રાવેશિક, વેદમાં વર્ણવેલા કુદરતના દેવો, પુરાણના દેવો અને ઉતરતી પંક્તિના દેવો અને નાના દેવો એ પ્રમાણેનું વર્ણન આપેલું છે. ભાષાંતરની ભાષાને બાજુએ રાખીએ તો આ ગ્રંથમાં આપણાં દેવદેવીઓનો સુંદર સંગ્રહ એકત્ર થયો છે, અને એમાંથી આપણને ઘણું જાણવાનું મળે છે. '**दीघनिकाय, भाग पहिला**' નામનો મરાઠી ગ્રંથ મૂળ પાલી ભાષાના ગ્રંથનું ભાષાંતર છે. બૌદ્ધ પંથના મુળ ગ્રંથ તિપિટકના ત્રણ ભેદ પૈકીના સુત્તપિ-

ટકમાં બુદ્ધ ભગવાને જુદા જુદા વખતે કરેલા ઉપદેશનો સંગ્રહ કરેલો છે, તેના પાંચ ભાગ પૈકીનાં 'દીઘનિકાય' નામના, મોટાં સૂત્રોનાં સંગ્રહનું આ ભાષાંતર છે; એમાં ઘણું જાણવા જેવું હોવાથી આનો ગુજરાતી અનુવાદ થવાની જરૂર છે. 'તુલનાત્મક ધર્મવિચાર' નામના પુસ્તકમાં આઠ પ્રકરણો છે, અને તેમાં યજ્ઞ, જાદુ, પિતૃપૂજા, ભાવીજીવન, દ્વંદ્વવાદ, એકેશ્વરવાદ વગેરેનો રસિક ઉહાપોહ કરવામાં આવેલો છે. દુનિયાના મુખ્ય મુખ્ય ધર્મોનો આ વિષયોની દૃષ્ટિએ આ ગ્રંથમાં તુલનાત્મક અભ્યાસ કર્યો છે. 'ધર્મનાં મૂળતત્વો' નામના ગ્રંથમાં ધર્મ અને જીવન, વિચાર અને તેની પ્રગતિ, મનુષ્ય અને તેનો વિકાસ, મનુષ્ય અને વિશ્વ, મનુષ્ય અને અમાનુષત્વ, માનવજાતિમાં ચાલી રહેલી પ્રક્રિયા અને માનવજાતિનો આધ્યાત્મિક વિકાસઃ એ સાત પ્રકરણોમાં ધર્મનાં મૂળતત્વો સમજાવવાનો પ્રયત્ન થએલો છે. આપણા સ્વભાવમાં કુદરતી રીતે જ ધર્મનાં બીજ રહેલાં છે એ વાત આમાં બતાવી આપી છે. 'વિવિધ ધર્મોનું રેખાદર્શન" નામના ગ્રંથમાં પંદર પ્રકરણોમાં ધર્મની ઉત્પત્તિ, પ્રકૃતિપૂજા, આત્મા અને પુનર્જન્મ, બેબીલોનીઆ, મીસર, ચીન, હિન્દ, ગ્રીસ, રોમ વગેરે દેશાદિના ધર્મોનું સ્વરૂપ ચર્ચવામાં આવેલાં છે. ત્રાણું પાનાંના આ નાનકડા પુસ્તકમાં દુનિયાના લગભગ બધા મુખ્ય પ્રાચીન અર્વાચીન ધર્મોની સુંદર હકીકત રજૂ થઈ છે અને તેથી આ ગ્રંથ ઉપયોગી નીવડયો છે. "ઉત્તર યુરોપની પુરાણ કથા" નામના પુસ્તકમાં ટયુટન લોકોના મૂર્તિપૂજાધર્મની પડતી, કલ્યાણકારી અને અકલ્યાણકારી દેવો, નોર્ન્સ વગેરે દેવોની પૂજા, દેવોની સંખ્યા, વોડેન, થુનોર, ટીવ, ઉતરતી પંક્તિના નોર્સ દેવો, વાનીર, દેવીઓ આદિનું વર્ણન આપેલું છે. આ ગ્રંથમાંનાં નામો આપણને પરિચિત નહીં હોવાથી ઉચ્ચારવાં અઘરાં લાગે છે. તથાપિ તુલનાત્મક દૃષ્ટિએ આ ગ્રંથના વાચનથી વાચકને લાભ થવાનો સંભવ રહે છે. "तुलनात्मक धर्मविचार" નામનો હિન્દી ગ્રંથ પણ એ જ નામના ગુજરાતી ગ્રંથને મળતો છે. આમાં હિન્દી ભાષાંતરકારની 'ભૂમિકા' વાંચવા જેવી છે.

એકંદરે આ ગુચ્છમાંનાં પુસ્તકોથી ખાસ કરીને તુલનાત્મક દૃષ્ટિએ આપણા ધર્મસાહિત્યમાં નવો મંગીન ઉમેરો થવા પામ્યો છે.

### ૬. નીતિગુચ્છ

આ ગુચ્છમાં પણ ૭ ગ્રંથો પ્રસિદ્ધ થયા છે, "માબાપને બે બોલ" નામના ગ્રંથની ત્રણ આવૃત્તિઓ થઈ છે, અને તેની આશરે વીસ હજાર નકલો ખપી છે. બાળકોને ઉછેરતાં માબાપોએ શી શી બાબતો વિચારવી જોઇએ, એ આમાં બતાવ્યું છે. "નીતિશાસ્ત્ર" નામના ગ્રંથમાં પાંચ પ્રકરણો છે, અને તેમાં યોગ્ય વસ્તુ, શ્રેય અને પ્રેય વસ્તુ, નૈતિક ચેતન, નીતિની કસોટી નીતિ ને ધર્મ વગેરેની ચર્ચા કરેલી છે, સાધારણ વાચકને આ ગ્રંથ અરસિક નીવડે તેવો છે. "નીતિ વિવેચન" નામનો ગ્રંથ "આદર્શભૂત" નીતિ પુસ્તક તરીકે ગણાય તેમ કરવાનો મૂળ ઇરાદો હતો, અંગ્રેજ ગૃહસ્થે આ ગ્રંથની રૂપરેખા દોરી હતી, અને બે ગુજરાતીઓએ તેનો અનુવાદ કર્યો છે. દીલગીરી માત્ર એટલી જ છે કે, મૂળ ઇરાદો બર આવ્યો નથી તેમ છતાં એ લેખકોએ આ ગ્રંથને રસિક ધાટીએ લખેલો છે. નીતિશાસ્ત્રનું સામાન્ય સ્વરૂપ, પાશ્ચાત્ય અને હિન્દુ નીતિશાસ્ત્ર વગેરેની ચર્ચાના ઉપરાંત આજ્ઞાંકિતતા, સત્યવક્તૃત્વ, પ્રામાણિકપણું, ઉદ્યમ, હિંમત, સભ્યતા, પવિત્રતા, ધૈર્ય, આત્મભોગ, ક્ષમા, વગેરેનો સુંદર ઉહાપોહ આમાં થએલ છે. ગ્રંથમાં યોગ્ય રથળે વખતો વખત સંસ્કૃત સાહિત્યમાંથી તેમજ આપણા જુના કવિઓનાં લખાણોમાંથી ઘટતા ને બંધબેસતા ઉતારા આપ્યા છે, તેથી કરીને આ ગ્રંથની ઉપયોગિતા વધી ગઇ છે; 'પ્રમાણભૂત નમૂનેદાર' ગ્રંથ તરીકે તો નહિ, પણ રસિક અને જ્ઞાનદાયક ગ્રંથ તરીકે આ ગ્રંથે આપણા નીતિસાહિત્યમાં ઉંચુ સ્થાન લેવું જોઇએ. "ક્રાએટનો ઉપદેશ" મૂળ અંગ્રેજીમાં તો સૌને જાણીતો છે. તેનો આ સંક્ષિપ્ત ગુજરાતી અનુવાદ છે, અને તે આપણાં યુવક યુવતીઓને જ્ઞાનદાયક નીવડે તેવો છે. "નૈતિક જીવન અને નૈતિક ઉત્કર્ષ" નામનો ગ્રંથ સામાન્ય વાચકને અરસિક નીવડે છે. નૈતિક જીવન, સંયમ, પૌરૂષ-નિર્ભયતા, વિવેક, પરોપકારિતા વગેરે વિષયોનો વિચાર

આમાં કર્યો છે. "ઉદાસી પંથનાં નીતિવચનો" નામના પુસ્તકમાં એપીક્ટેટસના, માર્કસ ઓરેલિયસના અને સેનેકાના વિચારો સંગ્રહેલા છે. આ જાણીતા પાશ્ચાત્ય લેખકોના નીતિવિષયક વિચારો ઉદાસીપંથ (Stoicism) નાં નીતિવચનો તરીકે આમાં રજૂ થયાં છે. "**नितिविवेचन**" નામક હિન્દી ગ્રંથ એ જ નામના ગુજરાતી ગ્રંથનો અનુવાદ છે.

એકંદરે જોતાં આ ગુચ્છમાંનાં પુસ્તકોથી આપણા નીતિવિષયક સાહિત્યમાં કાંઇક અવનવો વધારો થયો છે.

## ૭. શિક્ષણગુચ્છ

આ ગુચ્છમાં ૪ પુસ્તકો બહાર પડ્યાં છે. "**बालोद्यान पद्धतीचें गृहशिक्षण**" નામના મરાઠી ગ્રંથમાં બાલોદ્યાન (Kindergarten) ની પદ્ધતિએ બાળકોને ઘેર કેવી રીતે શિક્ષણ આપવું, એ બતાવ્યું છે. "બાલોદ્યાન પદ્ધતિનું ગૃહશિક્ષણ" નામનો ગ્રંથ . ? પુસ્તકનું ભાષાંતર છે. વધારામાં આ ગ્રંથમાં 'ૐકાર અને મૂળાક્ષરજ્ઞાન'નો વિષય ઉમેરેલો છે. આ સચિત્ર પુસ્તક બાળકોને ઘરમાં બેસીને શીખવવા સારૂ દરેક માતાને ઘણું જ ઉપયોગી નીવડે તેવું છે. તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. પ્રાથમિક શાળામાં પણ આ પુસ્તક વંચાય તો સારૂં છે. "શાળા અને શિક્ષણપદ્ધતિ" નામના ગ્રંથમાં શિક્ષક તરીકેની યોગ્યતા, પોષાક, ઉચ્ચાર અને વાક્શૈલી, સમજુતી, ઉદાહરણ, પાઠની નોંધ, પુનરાવર્તન, પ્રશ્ન અને તેનો ઉત્તર, પાટીઓનો ઉપયોગ, લેખન, સારી રીતભાત, પાઠ, પરીક્ષા, શિક્ષા વગેરે વગેરે શાળોપયોગી અનેક વિષયો બહુ વ્યવહારરીતે ચર્ચેલા છે. દરેક શિક્ષક આ ગ્રંથ પોતાની કને રાખે, એ પ્રચ્છવાજોગ છે. "પ્રાચીન હિન્દમાંની કેળવણી" નામના પુસ્તકમાં સાત પ્રકરણો અને ચાર પરિશિષ્ટો છે. કેળવણીનાં અંગ, વિવિધ યુગો અને તેમનાં સામાન્ય લક્ષણ, વર્ણપદ્ધતિ અને તેનું શિક્ષણશાસ્ત્રવિષયક મહત્વ, વેદના ધર્મની ઉત્ક્રાંતિ, કેળવણીના જુદા જુદા પ્રકાર, હિન્દુ કેળવણી, પ્રાચીન અને મધ્ય યુગના હિન્દમાંની શારદાપીઠો, પ્રાચીન કેળવણીના વિષયો, બૌદ્ધકાળની કળાઓ અને પ્રવીણતા, ચોસઠ કળાઓ અને ગુરૂ પ્રત્યેની શિષ્યની વૃત્તિના નિયમો આ રસિક પુસ્તકમાં આપેલ છે. સૌ કોઇને આ ગ્રંથ રસિક અને જ્ઞાનદાયક નીવડે તેવો છે.

એકંદરે આ ગુચ્છમાંનાં ત્રણે ગૂજરાતી પુસ્તકો આપણા શિક્ષણશાસ્ત્રના સાહિત્યમાં કાંઇક ઉપયોગી જ્ઞાનનો ઉમેરો કરે છે.

## ૮. પ્રકીર્ણ ગુચ્છ

આ ગુચ્છમાં ૭ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. "**सुधारणा आणि प्रगति**" નામનો મરાઠી ગ્રંથ "Crozier's Civilization and Progress" નો અનુવાદ છે. મૂળ લેખકના વિચારોને આપણા દેશના વાતાવરણને અનુસરતા ઘટાવવામાં આવ્યા છે. "**शिस्त**" નામના મરાઠી ગ્રંથમાં આઠ પ્રકરણોમાં 'Discipline' નો ખ્યાલ આપવામાં આવ્યો છે. "**हिन्दुस्थानचा लश्करी इतिहास व दोस्त राष्ट्रांच्या फौजा**" નામના મરાઠી પુસ્તકમાં વેદકાળથી માંડીને અત્યાર સુધીનો આપણા દેશનો લશ્કરી ઇતિહાસ રજૂ થયો છે, અને દેશી સંસ્થાનો, અંગ્રેજ, ફ્રેંચ, રશિયન, ઇટાલીઅન, જર્મન વગેરેની ફોજોની વિગતવાર હકીકત પણ અપાઇ છે. આ ગ્રંથ મહત્વનો છે, અને તેનો ગૂજરાતી તરજુમો થવાની જરૂર છે. "સંસ્કૃતિ અને પ્રગતિ" નામનો ગ્રંથ મરાઠી ગ્રંથનું ભાષાંતર છે. આ પુસ્તકનો વિષય એટલો રસિક અને બોધક છે કે મુંબઇની શારદાપીઠમાં પણ આ પુસ્તકને પાઠ્યપુસ્તક તરીકે દાખલ કરાવવું જોઇએ છે. "**जबाबदार राज्यपद्धति**" નામના મરાઠી ગ્રંથમાં લોકશાહી અને મતદાર, ચુંટણી, પ્રતિનિધિ, પક્ષભેદ, પ્રતિનિધિ સભા, કાયદા સભા અને અમલબજાવણી, કાયદા અને ન્યાય, એકાવયવી રાજ્યઘટના અને સંયુક્ત રાજ્યઘટના તથા હિન્દુસ્તાનઃ એ નવ પ્રકરણોમાં 'Responsible Government' ની પૂર્ણ ચર્ચા કરેલી છે. આ ગ્રંથનો પણ ગુજરાતી અનુવાદ કરાવવો જોઇએ; કેમકે, આજના વખતમાં આ વિષય બહુ રસિક થઈ પડે તેવો છે. "**इंग्रजी शिष्टाचार**" નામના મરાઠી ગ્રંથમાં અંગ્રેજોના શિષ્ટાચાર (etiquette)ની સંપૂર્ણ માહિતી આપેલી છે. "**नाग**

रिकांची कर्तव्यें" નામનો ગ્રંથ ગુજરાતી 'નાગરિકના ધર્મ'નું ભાષાંતર છે, અને તેમાં દરેક શહેરીની ફરજો સમજાવી છે તથા વડોદરા રાજ્યના સંબંધમાં વિશેષ હકીકત આપેલી છે.

આ પ્રમાણે શ્રી સયાજી સાહિત્યમાળાનાં ૮૧ પુસ્તકોની ટુંકી હકીકત છે, એમાં ૬૦ ગુજરાતી, ૧૭ મરાઠી અને ૪ હિન્દી ગ્રંથો છે. તે પૈકી એક ગ્રંથની ત્રીજી આવૃત્તિ અને ત્રણ ગ્રંથની બીજી આવૃત્તિ થઈ છે. બીજા કેટલાક ગ્રંથોની નવી આવૃત્તિ હજી તૈયાર થાય છે. આપણા સાહિત્યમાં વિજ્ઞાનને લગતા ગ્રંથો નહિ જેવાજ છે તેથી આ માળામાં વિજ્ઞાનને મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. દરેક ગ્રંથને શુદ્ધ દેશી ભાષામાં ઉતારવાની વ્યવસ્થા રાખી છે. પારિભાષિક શબ્દો બધી ચોપડીઓમાં એક સરખા રહે તે હેતુથી 'શ્રી સયાજી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ" નામનો કોષ ભાષાંતરશાખાએ તૈયાર કરેલો છે તેનો ઉપયોગ થાય છે. આ ગ્રંથની નકલો છઠી ગુજરાતી સાહિત્ય પરિષદની અમદાવાદની બેઠકમાં અને મરાઠી સાહિત્ય સમ્મેલનની વડોદરાની દશમી બેઠકમાં છૂટથી મફત વહેંચવામાં આવી હતી, અને સર્વત્ર તેનાં મુક્તકંઠે વખાણ થયાં છે.

અગાઉ જણાવ્યા પ્રમાણે આ માળાના ગુજરાતી પ્રકાશક મેસર્સ એમ. સી. કોઠારી; કાપડીવોળ, વડોદરા એઓ છે; અને હિન્દી પ્રકાશકો મેસર્સ જયદેવ બ્રધર્સ, કારેલી બાગ, વડોદરા એઓ છે. આ ભાષાનાં કેટલાંક મરાઠી પુસ્તકો ગુજરાતી પ્રકાશકે પ્રસિદ્ધ કર્યાં છે, અને બાકીનાં પુસ્તકો તેના લેખકોએ પોતા તરફથી છપાવીને બહાર પાડયાં છે.

હવે આપણે શ્રી સયાજી બાળજ્ઞાનમાળાનાં ૩૮ પુસ્તકો અનુક્રમવાર તપાસી જઈશું.

•

શ્રી સયાજી બાળજ્ઞાનમાળા

" ગિરનારનું ગૌરવ " કાઠીઆવાડના પ્રાચીન પર્વતના ગૌરવનું રસિક બયાન કરે છે. આ વાર્તારૂપે લખાએલો નાનકડો સચિત્ર ગ્રંથ સાથે રાખીને કોઇપણ મુસાફર ગિરનારનાં સઘળાં દશ્યો જોઇ આવી શકે છે. " ઋતુના રંગ " આપણી છ ઋતુઓનું વર્ણન આપે છે આમાં શરૂઆતમાં ઋતુ કેમ ઉદ્ભવે છે તેનું શાસ્ત્રીય બયાન કરીને પછી દરેક ઋતુની ખાસીઅતો વિગતવાર વર્ણવી છે. આવું આ પુસ્તક પ્રથમ જ છે. નાના મોટા સૌ કોઇને આ પુસ્તક વાંચીને ગમ્મતની સાથે જ્ઞાન મળે એમ છે. " શરીરનો સંચો " આપણા શરીરરૂપી સંચાની બનાવટની ઝીણવટો તદન સાદી દેશી ભાષામાં રજૂ કરે છે. આ સચિત્ર પુસ્તક મોટી ઉમ્મરનાં બાળકો પણ રસપૂર્વક વાંચી શકે તેમ છે. "મહારાણા પ્રતાપ" પ્રતાપી પ્રતાપરાણાનું જીવનચરિત્ર આલેખે છે. વિષયને છાજતી વીર રસભરી ભાષામાં લખાએલો આ લઘુ ગ્રંથ હરકોઈ વાચક રસપૂર્વક વાંચીને આપણી પ્રાચીન જાહોજલાલીનો ખ્યાલ મેળવી શકે છે. 'કોપની કથા" શાસ્ત્રીય ગ્રંથ છે. આ સચિત્ર પુસ્તકમાં કોપની સંપૂર્ણ હકીકત આપી છે. કોપનો અર્થ, જુદા જુદા અનેક વિભાગની સમજુતી, કોપેશમંથનનાં દશ પગથીઆંનું વર્ણન વગેરે શુદ્ધ દેશી ભાષામાં અહીં આપેલાં છે. કોપનો અભ્યાસ કરવાની દરકાર રાખનાર હરકોઇ ઇસમ આ સહેલી ને સાદી ભાષામાં લખાએલો ગ્રંથ વાંચીને ઘણું નવું જાણવાનું જાણી શકે તેમ છે. " પાટણ સિદ્ધપુરનો પ્રવાસ " ગુજરાતના જૂના પાટનગર અણહીલવાડ પાટણનો અને પ્રાચીન નગર સિદ્ધપુરનો ઇતિહાસ આપે છે. શરૂઆતમાં ચાવડાવંશ, સોલંકીવંશ, વાઘેલાવંશ વગેરેનો પૂર્ણ ઇતિહાસ ટુંકામાં આપીને પછી આમાં પાટણ શહેરનું પ્રાચીન તથા અર્વાચીન વર્ણન રજૂ થયું છે, તેમ જ સિદ્ધપુરનું પણ તેવુંજ વર્ણન અપાયું છે. આટલા વિગતવાર વર્ણનવાળો આવો આ ગ્રંથ પ્રથમ જ છે. સૌ કોઈ આ ગ્રંથ સાથે રાખીને આ બન્ને પ્રાચીન શહેરો ફરીને પૂરાં જોઇ શકે છે. " પાવાગઢ " પણ આવો જ રસીલો ગ્રંથ છે. શરૂઆતમાં ઇતિહાસ આપીને પછી આ ગ્રંથના લેખક આપણને પ્રાચીન પાવાગઢની ઉપર ફરવા લઇ જાય છે અને એ પર્વતની ઉપરનાં સઘળાં જોવા લાયક સ્થળો, તેમને લગતા ઇતિહાસની સાથે, આપણને બતાવે છે. એ નાનકડી ચોપડી સાથે રાખીને

કોઇ પણ માણસ પાવાગઢની યાત્રા સુખેથી કરી આવી શકે છે. "ઔરંગઝેબ" બાદશાહના જીવનચરિત્રથી સાધારણ રીતે તો સૌ ઇતિહાસજ્ઞો જાણીતા છે. એ બાદશાહના જીવનના પ્રસંગો આ ગ્રંથમાં સંપૂર્ણ રીતે ચર્ચવામાં આવ્યા છે તેમજ ઇતિહાસિક દૃષ્ટિએ કેટલીક નવી છેલ્લામાં છેલ્લી હકીકત પણ ઉમેરવામાં આવી છે. કોઇ પણ વાચકને આ ગ્રંથના વાંચનથી કંઇક તો નવું જાણવાનું મળશે જ. "મધપુડો" શાસ્ત્રીય સચિત્ર ગ્રંથ છે. મધપુડો તો આપણા સૌના રોજના જીવનનો વિષય છે, પણ તેનો શાસ્ત્રીય અભ્યાસ ભાગ્યેજ કોઇએ કર્યો હશે. આ ગ્રંથમાં મધપુડાની રચના બતાવી છે, મધમાખીઓના જુદા જુદા પ્રકાર વર્ણવ્યા છે, કામગરી માખીઓનું જીવન વર્ણવ્યું છે અને મધના ગુણદોષ પણ બતાવ્યા છે. આમ આ નાનકડા અને સહેલી ઘરગથ્થુ ભાષામાં લખાએલા પુસ્તકથી મધનું ને મધમાખીનું સંપૂર્ણ શાસ્ત્રીય જ્ઞાન મળી શકે છે. "રણજીતસિંહ" તો પંજાબના સિંહ તરીકે સૌ ઇતિહાસજ્ઞોને જાણીતા છે. ઇતિહાસને લગતાં પુસ્તકોમાં વ્યક્તિવાર લાંબું જીવનચરિત્ર નથી આપી શકાતું તેથી આવું વિગતવાર સ્વતંત્ર જીવનચરિત્ર રજૂ થયું છે. આ સચિત્ર ચોપડી વાંચીને રણજીતસિંહનો પૂર્ણ ખ્યાલ આવી જાય છે. "સુખી શરીર" આરોગ્યને લગતો ગ્રંથ છે. નીરોગી શી રીતે રહેવાય તે આમાં બતાવ્યું છે. હવા, પાણી, ખોરાક, અજવાળું, પોશાક, કસરત, નિદ્રા,ઘર, સ્વચ્છતા, મંદવાડ વગેરે આપણા રોજના વ્યવહારની બાબતોને લગતી વ્યવહારૂ સૂચનાઓ આ ગ્રંથમાં આપી છે, તેથી આબાલવૃદ્ધ સૌને આ ગ્રંથ ઉપયોગી થઇ પડે તેમ છે. "શ્રી હર્ષ" ઇતિહાસની ચોપડી છે. ઇસવીસનના છઠ્ઠા સૈકામાં થઇ ગએલા આ કવિરાજની સંપૂર્ણ વિગતવાર નવી નવી હકીકત આમાં આપવામાં આવી છે. હર્ષનું વિગતવાર જીવનચરિત્ર, તેની રાજ્યવ્યવસ્થા, તેના વખતમાં રાજારાજ્યો, સાહિત્યકાર તરીકે શ્રી હર્ષ વગેરે વિષયો આમાં ચર્ચ્યા છે. છેવટે બે પરિશિષ્ટોમાં એ રાજાનાં બે જાણીતાં તામ્રપત્રોની નકલ આપી છે તેથી આ ગ્રંથની ઉપયોગિતામાં વધારો થયો છે. "સૂર્યકિરણ" શાસ્ત્રીય પુસ્તક છે. સૂર્યનું અંતર અને કદ, તેમાં પ્રકાશ અને તેની ગરમી, કિરણ એટલે શું, પ્રકાશના કિરણની ઘટના, કિરણની દિશા, કિરણનાં કાર્યો વગેરે રોજના વ્યવહારની બાબતો આ સચિત્ર ચોપડીમાં બતાવી છે. તેથી 'કિરણ' ને લગતો સંપૂર્ણ અભ્યાસ થઇ શકે છે. 'વાતાવરણ' પણ શાસ્ત્રીય ગ્રંથ છે. શરૂઆતમાં વાતાવરણનો અર્થ સમજાવીને પછી આ ગ્રંથના લેખક આપણને જ્વલન અને શ્વાસોશ્વાસ, હવાની ઘટના અને તેનું સ્વરૂપ, હવાનું દબાણ અને તેનું વજન સમજાવીને હવાની કેટલીક ખૂબીઓ બતાવે છે. આથી વાતાવરણને લગતો વિગતવાર અહેવાલ આવા નાના પુસ્તકમાં આપણને મળી જાય છે. "ગ્રહણ" નામના શાસ્ત્રીય સચિત્ર ગ્રંથમાં સાદી અને સહેલી ઘરગથ્થુ ભાષામાં સૂર્યગ્રહણના અને ચંદ્રગ્રહણના પ્રકારની સમજુતી આપેલી છે. આ ગ્રંથ વાંચવાથી ગ્રહણને લગતો સંપૂર્ણ વિગતવાર અભ્યાસ હરકોઇ માણસને થાય છે. સાધારણ વાચકને આમાંથી ઘણું જાણવાનું મળે છે. "બાળ નેપોલીઅન" બાળકોને માટેનું નેપોલીઅનનું ટુંકું જીવનચરિત્ર છે. એ વીર પુરુષના જીવનના પ્રસંગો આમાં આપવામાં આવ્યા છે, અને છેવટે બીજા ભાગમાં સેનાપતિ તથા પતિ તરીકે નેપોલીઅનનું વર્ણન આપેલું છે તથા તેના ત્રણ પ્રેમપત્રો પણ ઉતારવામાં આવ્યા છે.

"कोपकी कथा" ગૂજરાતી પુસ્તકનો હિન્દી અનુવાદ છે. હિન્દી વાચકોને પણ શાસ્ત્રીય વિષયોનું આવું સાદું વાંચન મળી શકે એ હેતુથી આ અનુવાદ કરાવેલો છે. "લોહીની લીલા" પણ શાસ્ત્રીય સચિત્ર ગ્રંથ છે. લોહીથી કોઇ જ અજાણ્યું હોતું નથી; પણ લોહીની લીલાથી બહુ જ થોડા લોકો જાણીતા હોય છે. આથી આ ગ્રંથમાં લોહીનો વિગતવાર સંપૂર્ણ અભ્યાસ કરાવ્યો છે. ગર્ભમાંથી થતી હૃદયની વૃદ્ધિ, હૃદયોની સરખામણી, હૃદયની રચના, ધમનીઓની રચના લોહીની રચના, લોહીનું ફરવું, હૃદયના ધબકારા, લોહીની ગરમી, અકસ્માતના ઉપાયો વગેરેનું વિગતવાર વર્ણન આ લઘુ પુસ્તકમાં સાદી, શુદ્ધ દેશી, ઘરગથ્થુ ભાષામાં રજૂ થયું છે. "श्रीहर्ष" એ જ નામના ગૂજરાતી ગ્રંથનો હિન્દી તરજુમો છે. હિન્દી વાચકોને પણ આ

પ્રતાપી રાજકવિનો પરિચય થાય, એ હેતુથી આ ભાષાંતર કરાવેલું છે. "સિકંદરની સ્વારી" નામના પુસ્તકમાં પ્રખ્યાત સિકંદર બાદશાહે ઈ. સ. પૂર્વે ચોથી સદીમાં આપણા દેશની ઉપર ચઢાઈ કરેલી તેનું વિગતવાર વર્ણન બે નકશાઓની સાથે આપેલું છે. "સુરત" નામની નાની ચોપડી સાથે રહીને ગમે તેવો અજાણ્યો મુસાફર સુરત શહેરની એકેએક જગ્યા જોઈ લઈ શકે છે. આ ચોપડી વાર્તાની ચોપડીની માફક રસપૂર્વક વાંચી જઈ શકાય તેવી છે. "એશિયાની ઓળખાણ, પહેલો ભાગ" નામના પુસ્તકમાં ભૂગોળનું લૂખું નહિ પણ રસાળું જ્ઞાન અપાયું છે. શરૂઆતમાં ગૌરવ બતાવ્યું છે, અને પછી જાપાન, ચીન, લ્હાસા, મૉંગોલીઆ, મંચુરીઆ, સૈબીરીઆ, બંગાળા અખાતની આસપાસના પ્રદેશ, લંકા, વગેરેનું વર્ણન આપ્યું છે. "ભુસ્તરની કથા" માં ઉથલપાથલ, ખડકો અને તેમની ગોઠવણી, રૂપાંતરી ખડકો, જીવશેષ અને તેમનું મહત્ત્વ, ભૂસ્તરવિદ્યાના યુગ અને ઉપસંહાર નામનાં પાંચ પ્રકરણોમાં પૃથ્વીનાં પડ ઉકેલી બતાવ્યાં છે. આ શાસ્ત્રીય ગ્રંથ છે તેમ છતાં પણ તે બહુ સહેલી અને રસિક ભાષામાં લખાએલો હોવાથી વાંચવો ગમે તેવો છે. તે વાંચવાથી દરેક વાચકને નવું નવું જાણવાનું મળે છે. "લૉર્ડ વિલિયમ બેન્ટિન્ક" જીવનચરિત્ર છે. સતી થવાનો રિવાજ બંધ કરાવનાર આ જૂનો હાકેમ આપણને જાણીતો છે. આ ગ્રંથમાં તેની કારકીર્દિ વર્ણવવામાં આવી છે. "નાના ફડનવીસ" પણ જીવનચરિત્ર છે. પેશ્વાઈના આ સુપ્રસિદ્ધ મુત્સદ્દીનું વિગતવાર જીવનચરિત્ર આ ગ્રંથમાં આલેખવામાં આવ્યું છે. વિષયને છાજતી વીરરસભરી ભાષામાં લખાએલો આ ગ્રંથ સૌ કોઈને વાંચવો ગમે તેવો છે. "ચંદ્ર" નામનો ગ્રંથ પણ બહુ રસિક રીતે લખાએલો છે. ઉપોદ્ઘાતમાં ચંદ્રની બાબતમાં માહિતી આપી છે, અને પછી દૂરબીનથી ચંદ્રનું અવલોકન કર્યું છે. ચંદ્રની ભૌતિક સ્થિતિની બાબતમાં જુદાં જુદાં મતો અને અનુમાનો બતાવ્યાં છે, ભરતીઓટની અને હવાના ફેરફારોની સાથેનો ચંદ્રનો સંબંધ બતાવ્યો છે, વનસ્પતિની તેમ જ સેન્દ્રિય જીવોની ઉપર થતી ચંદ્રની અસર બતાવી છે તથા મનુષ્યોની અને પ્રાણીઓની ઉપર થતી તેની અસર પણ દર્શાવી છે. આપણા રોજના પરિચયમાં આવતા ચંદ્રમાની વિગતવાર હકીકત આપનો આ ગ્રંથ ખરેખર વાંચવા જેવો છે. "વડોદરાનો વૈભવ" વર્ણનાત્મક ગ્રંથ છે. વડોદરા શહેરની બધી જોવાલાયક જગ્યાઓનું ઇતિહાસસહ વર્ણન આ નાનકડા ગ્રંથમાં આપેલું છે. વડોદરું જોવું હોય તો આ ચોપડી સાથે રાખીને જોઈ શકાય તેમ છે. "મહાદજી સિંધિયા" નામનું પુસ્તક સુપ્રસિદ્ધ વીર પુરુષ મહાદજીનું જીવનચરિત્ર છે. પેશ્વાકાળના આ જાણીતા મુત્સદ્દીની કારકીર્દિ આ ગ્રંથમાં વિગતવાર વર્ણવવામાં આવી છે. વિષયને છાજતી ભાષા વપરાએલી હોવાથી આ ગ્રંથ વાંચતાં રસ પડે છે. "ઘરધોણી" વ્યવહારૂ પુસ્તક છે. ખાસ કરીને ગરીબ લોકો પોતાના ઘરમાં કપડાં કેમ ધોઈ શકે તે આમાં બતાવ્યું છે. જુદી જુદી જાતનાં કપડાંની ઉપર જુદા જુદા પ્રકારના ડાઘા પડયા હોય તેમને સાફ કરવા કારૂ કયી કયી દવાઓ વગેરે વાપરવાં તે આમાં બહુ વ્યવહારૂ રીતે વર્ણવ્યું છે. આ ગ્રંથ તો ખસુસ કરીને દરેક ઘરમાં સંઘરાવો જોઈએ. તેની ઉપયોગિતાનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. "ચાંચડ" નામનો શાસ્ત્રીય ગ્રંથ પણ વાંચવા જેવો છે. ચાંચડ તો બધાને કરડે છે. પણ કોઈ ચાંચડનું ઊંડું જ્ઞાન ધરાવતું નથી. આથી આ ગ્રંથમાં જુદી જુદી જાતના ચાંચડોની માહિતી વિગતવાર આપી છે. આ ગ્રંથ ખરેખર વિચારવા જેવો છે. "પાચનક્રિયા અને દૂધ" નામનો ગ્રંથ પણ શાસ્ત્રીય છે. આપણે રોજ ખોરાક ખાઈને પચાવીએ છીએ; પણ તે કેવી રીતે પચે છે તે જાણવાની દરકાર રાખતા નથી. આથી આ ગ્રંથમાં અન્નનળી, ખોરાક અને પાચન, અન્નનળીને લગતા રોગો નામનાં ત્રણ લાંબાં પ્રકરણોમાં પાચનક્રિયા વિગતવાર ચર્ચી છે. વળી, આપણે દૂધ પણ પીએ છીએ તેથી તેની વિગત પણ આમાં આપી છે. દૂધમાંથી બનતી વાનીઓ વર્ણવી છે, દૂધ દેનારાં ઢોરો જણાવ્યાં છે અને તેમના સંરક્ષણની બાબતમાં દલીલો રજૂ કરી છે. આમ આ ગ્રંથ પણ ખાસ વાંચવા જેવો છે. "એશિયાની ઓળખાણ, બીજો ભાગ" નામના વર્ણનાત્મક ગ્રંથમાં ખાસ કરીને ઇસ્લામી એશિયાનું વર્ણન છે. યુરોપમાંથી એશિયાનું બારણું, રૂશિયાની

સત્તાની તળેનો એશિયા, બુખારા, તાશ્કંદ, કાબુલના અમીરનો પ્રદેશ, બલુચિસ્તાન, ઇરાન, મેસોપોટેમીઆ, એશિયા માઇનૉર અને આર્મીનિઆ, અરબસ્તાન અને મક્કાની યાત્રા, એ સૌનું વર્ણન આ ગ્રંથમાં રસીલી ભાષામાં કરેલું છે. ગમે તે વાચકને આ ગ્રંથ વાંચ્યાથી રસ પડયા વગર નહિ રહે. "ગર્ભની કથા" શાસ્ત્રીય ગ્રંથ છે. જીવવિદ્યાના પહેલા પગથીઆરૂપ 'દેહની કથા' લખાઈ, અને તેની પછીના બીજા પગથીઆરૂપ આ કથા લખાઈ છે. ગર્ભ કેમ રહે છે તેનું શાસ્ત્રીય બ્યાન આ ગ્રંથમાં કર્યું છે. દરેક મહિનાના ફેરફાર, જુદા જુદા અવયવોની ઉત્પત્તિ, ગર્ભના પોષણને માટે રાખેલી તજ-વીજ વગેરે ગર્ભને લગતા અનેક વિષયો આ રસીલા ગ્રંથમાં ચર્ચેલા છે, અને તેથી દરેક સ્ત્રીપુરુષે આ ગ્રંથ અવશ્ય વાંચવોવિચારવો જોઇએ. "બાલ બાબર" નામનો ગ્રંથ બાદશાહ બાબરનું જીવનચરિત્ર છે. ઇતિહાસનાં પુસ્તકોમાંથી આ બાદશાહની બાબતમાં આપણે જે કાંઇ જાણી શકીએ છીએ તેના કરતાં ઘણું વધારે નવું જાણવાનું આમાંથી મળે એમ છે. "નાડીતંત્ર" શાસ્ત્રીય ગ્રંથ છે. આપણા શરીરમાં જે બધી નાડીઓ કાર્ય કર્યે જાય છે તે બધી નાડીઓનું તંત્ર કેવી રીતે ચાલી રહ્યું છે તે આ ગ્રંથમાં વિગતવાર ચર્ચવામાં આવ્યું છે. સાધારણ વાચક પણ આ ગ્રંથ રસપૂર્વક વાંચી જશે.

"બૌદ્ધ ગુફાઓ" વર્ણનાત્મક પુસ્તક છે. વાર્તાનાં પુસ્તકોની માફક લખાએલા આ રસિક પુસ્તકની સૂચનાઓ આ ગ્રંથમાં આપ્યા કાનેરીની ગુફાઓ આબાલવૃદ્ધ સૌને આ ગ્રંથ ઉપયોગી થઇ પડે તેમ છે. "શ્રી હર્ષ" ઇતિહાસની ચોપડી છે. ઇસ્વીસનના છઠ્ઠા સૈકામાં થઇ ગએલા આ કવિરાજની સંપૂર્ણ વિગતવાર નવી નવી હકીકત આમાં આપવામાં આવી છે. હર્ષનું વિગતવાર જીવનચરિત્ર, તેની રાજ્યવ્યવસ્થા, તેના વખતમાં રાજ્યરાજ્યો, સાહિત્યકાર તરીકે શ્રી હર્ષ વગેરે વિષયો આમાં ચર્ચ્યા છે. છેવટે બે પરિશિષ્ટોમાં એ રાજાનાં બે જાણીતાં તામ્રપત્રોની નકલ આપી છે તેથી આ ગ્રંથની ઉપયોગિતામાં વધારો થયો છે. "સૂર્યકિરણ" શાસ્ત્રીય પુસ્તક છે. સૂર્યનું અંતર અને કદ, તેમાં પ્રકાશ

પાસે રાખીને મહાબળેશ્વરની યાત્રા હરકોઈ મુસાફર કરી શકે એમ છે. "હિન્દુસ્તાનનું વહાણવટું" નવી જાતનું પુસ્તક છે. પ્રાચીન કાળમાં આપણાં દેશમાં વહાણવટું કેવા પ્રકારનું હતું, તેનું વિગતવાર વર્ણન આ નાના પુસ્તકમાં આપેલું છે. આ ગ્રંથ વાંચતાં આપણા દેશની પ્રાચીન જાહોજલાલીનો ખ્યાલ વાચકને આવ્યા વગર રહેતો નથી.

એકંદરે જોતાં આ માળાનાં આ ૩૮ પુસ્તકોથી આપણા સાહિત્યમાં ખાસ નવીન ઉમેરણ થયું છે. ઇતિહાસના ગ્રંથમાં દરેક બાદશાહની પૂરતી વિગતો ન આવી શકે તેથી કરીને આ માળામાં જાણીતી ઇતિહાસ-પ્રસિદ્ધ અને અન્ય વ્યક્તિઓની વિગતવાર કારકીર્દિ વર્ણવવાનો વહીવટ રાખેલો છે. વિજ્ઞાનનું સાદું પ્રાથમિક જ્ઞાન સામાન્ય વાચકને આપવાના હેતુથી આ માળામાં વિજ્ઞાનની મુખ્ય વ્યવહારૂ શાખાઓ હાથ ધરવામાં આવી છે. દાખલા તરીકે શરીરનો વિષય લઇએ તો મગજ, હૃદય, નાડી, હોજરી, ફેફસાં, વગેરે બધા પેટાભાગોને લગતાં સ્વતંત્ર પુસ્તકો તૈયાર કરાવવામાં આવેલાં છે. આ પ્રમાણે આપણાં કવિરત્નો, ખડક, ઉષ્મા, છોડનો ફોડ, ઉદરમામા, અશોક, અકબર, શિવાજી, પાંચ પાણીપત, મંગળ, ચંદ્રગુપ્ત, કરકસર, વીજળી, લોહચુંબક, પૃથ્વી, સૂર્ય, હૈદરઅલી વગેરે વગેરે અનેકાનેક જુદા જુદા વિષયોને લગતાં વ્યવહાર અને જ્ઞાનદાયક લઘુપુસ્તકો આ માળામાં તૈયાર થયાં એવું કે થાય છે. એટલે એકંદરે આ માળા તો દરેક કરાવેલો છે. "લોહીનો લીલા" પણ પ્રથમ બાર સચિત્ર ગ્રંથ છે. લોહીથી કોઇ જ અજાણ્યું હોતું નથી છે પણ લોહીની લીલાથી બહુ જ થોડા લોકો જાણકાર હોય છે. આથી આ ગ્રંથમાં લોહીનો વિગતવાર સંબંધી અભ્યાસ કરાવ્યો છે. ગર્ભમાંથી થતી હૃદયની ક્રમે તે હૃદયોની સરખામણી, હૃદયની રચના, ધમનીઓની ર ખાસ લોહીની રચના, લોહીનું ફરવું, હૃદયના ધબકારા, લોહી ગરમી, અકસ્માતના ઉપાયો વગેરેનું વિગતવાર વા આ લઘુ પુસ્તકમાં સાદી, શુદ્ધ દેશી, ઘરગથુ બાળકોમાં રજૂ થયું છે. "શ્રીહર્ષ" એ જ નામના મૂળ પુસ્તક ગ્રંથનો હિન્દી તરજુમો છે. હિન્દી વાચકોને પણ જરૂર

છે, અને બીજાં આશરે ૨૧૦ પુસ્તકો લખાઇને તૈયાર છે અથવા લખાય છે. એટલે આખા ગૂજરાતમાં તો શું પણ અન્યત્ર પણ ૭ વર્ષમાં આટલું ભગીરથ કામ કરી બતાવનાર બીજી કોઇ સંસ્થા જડવી મુશ્કેલ પડે છે.

## શ્રી ગાયકવાડ ધર્મતત્ત્વજ્ઞાનમાળા

આ માળામાં અંગ્રેજી ભાષામાં ધર્મને અને તત્ત્વજ્ઞાનને લગતાં દશેક પુસ્તકો બહાર પડેલાં છે. પણ હવે આ કામ બંધ થયું છે. Gods and Bads, Heart of the Bhagvadgeeta વગેરે વગેરે પુસ્તકો આ માળા પૈકીનાં છે.

## શ્રી ગાયકવાડ પુરાતત્ત્વમાળા

આ માળાએ અનહદ સેવા બજાવી છે. એમાં અત્યાર સુધીમાં ૨૦ ગ્રંથો બહુ મહત્ત્વના છે. "પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ"માં ૧૨ મી થી ૧૮ મી સદી સુધીનાં જૂનાં ગૂજરાતી કાવ્યો વગેરેનો અચ્છો સંગ્રહ કરેલો છે. ભાષાના અભ્યાસીને આ પુસ્તક અતિ ઉપયોગી નીવડે તેવું છે. "કુમારપાલ પ્રતિબોધ" પણ એવું જ ઉપયોગી પુસ્તક છે. "લેખપદ્ધતિ" નામનું પુસ્તક છપાઇ રહ્યું છે. તેમાં ૮ મી થી ૧૫ મી સદી સુધીના અશુદ્ધ સંસ્કૃતમાં લખાએલા લેખો સંગ્રહેલા છે. ભાષાના અભ્યાસીને આ ચોપડી પણ બહુ ઉપયોગી નીવડશે. વળી, હમ્મીરમદમર્દન, કાવ્યમીમાંસા, તર્કસંગ્રહ, રાષ્ટ્રૌઢવંશ મહાકાવ્ય, લિંગાનુશાસન વગેરે પ્રાચીન અપ્રસિદ્ધ સંસ્કૃત લખાણો પણ આ માળામાં બહાર પડયાં છે. એટલે એકંદરે આ માળા આપણા જૂના અપ્રસિદ્ધ ગૂજરાતી અને સંસ્કૃત સાહિત્યને પ્રકાશમાં લાવવાનું કામ જોસભેર કરી રહી છે, અને તેના પરિણામમાં આપણને ઘણું નવું જાણવાનું મળી રહ્યું છે.

વડોદરા રાજ્યની સાહિત્યસેવાનાં મુખ્ય મુખ્ય અંગો આવાં છે. રાજ્યે સાહિત્યની કેવી ને કેટલી સેવા કરી છે, એનો ખ્યાલ આ લેખની ઉપરથી વાચકને આવી શકશે. સુજ્ઞેષુ કિં બહુના?

ભરતરામ ભાનુસુખરામ મહેતા

# રાષ્ટ્રીય કેળવણી

ઘણાં વર્ષોથી સ્થપાયેલી અને મુંબઇ સરકારની તિજોરીમાંથી સઘળો ખર્ચ મેળવનાર 'ગુજરાત કૉલેજ' ની સરખામણી ગુજરાત વિદ્યાપીઠના મહાવિદ્યાલય જોડે કરવામાં આવે છે અને પ્રશ્ન પુછવામાં આવે છે કે એ બેમાંથી કઇ સંસ્થા ચ્હડે ? પરંતુ જે સંસ્થા સ્થપાયાંને ત્રણ વર્ષ પણ થયાં નથી તેવા બાળકની સરખામણી પુખ્ત ઉમરની સંસ્થા જોડે શી રીતે કરી શકાય? સરકારી કૉલેજોમાં મહાન સંગીન બાંધવામાં આવે છે, સતિગૃહો પણ મોટાં અને સગવડભરેલાં હોય છે, મત ગમત માટે પુષ્કળ જમીનની સગવડ હોય છે, અધ્યાપકોને સારા પગાર અને તેમને રહેવા માટે સારા બંગલા બંધાય છે, કૉલેજમાં કીમતી બાગો તથા રની વ્યવસ્થા થઇ શકે છે પણ આ બધી બાબતો અતિ અગત્યની નથી.

લક્ષ અપાય છે તે પ્રથા ખોટી છે. ચારિત્ર્ય અને અનુભવ, એ બન્ને અત્યંત અગત્યનાં છે. અધ્યાપકો તથા વિદ્યાર્થીઓ વચ્ચે સારી સહાનુભૂતિ ન હોય તો તેનાં પરિણામ ઘણાં ખરાબ આવે છે. સરકારી કૉલેજોમાં ઘણા અધ્યાપકો અતડા હોય છે અને પોતાનું ભાષણ ભરડી નાંખ્યા પછી વિદ્યાર્થીવર્ગ સાથે સંબંધ રાખતા નથી. કૉલેજ સરકારી થઇ માટે દરેક અધ્યાપક અતડા હોય છે એવી ટીકાથી અનેક અધ્યાપકોને ભયંકર અન્યાય થાય; પણ સામાન્ય રીતે ખાનગી કૉલેજોમાં વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો મળી જાય છે, અને રાષ્ટ્રીય સંસ્થાઓમાં આવા પ્રકારનો સહચાર કંઇક વિશેષ અંશે જોવામાં આવે છે. છેલ્લાં ત્રણ વર્ષમાં રાજકીય ચળવળને અંગે કેળવણીના વિષયમાં મહાન ફેરફાર

માં પણ છે. હિંદના રાજકારણમાં અસહકારથી જેમ દૃષ્ટિ જ ફરી ગઇ છે, સ્વરાજ વગેરે વિચારો જે પ્રથમ માત્ર બુદ્ધિગમ્ય હતા તે હવે બીજરૂપે કાર્યભૂમિમાં રોપાયા છે તેમજ અસહકારથી કેળવણીમાં પણ પહેલાં જે કેટલાએક વિચારો, સિદ્ધાન્તો માત્ર ચર્ચાના જ વિષયો હતા તે હવે કાર્યભૂમિમાં જીવન્ત બીજનાં રૂપ પામ્યા છે. આ બાબતમાં આપણું માનસિક પરિવર્તન એટલું તો થયું છે કે એ વિષયની પ્રશ્નભૂત અવસ્થા પણ આપણે ભૂલી ગયા છીએ. દાખલા તરીકે, કેળવણી સ્વભાષા દ્વારા આપવી જોઇએ, તે થોડાં વર્ષો પહેલાં પ્રશ્ન હતો અને તેની ચર્ચા અશ્રદ્ધા, સાધનાભાવ, દેશાભિમાન વગેરેની દૃષ્ટિઓથી થતી હતી તે હવે સિદ્ધરૂપ થઇ ગયો છે. તેની કોઇ ચર્ચા કરતું નથી અને એક દિવસ તેની ચર્ચા થતી હતી તે પણ એટલે બધે અંશે ભૂલાઇ ગયું છે કે સર ચિમનલાલ સેતલવડનું એ વિષય પરનું વ્યાખ્યાન કોઇએ જાણે સાંભળ્યુંજ નથી અને જ્યાં સંભળાયું ત્યાં માત્ર સરકારની લૂલી દલીલ તરીકે હસી કઢાયું. આવોજ બીજો સિદ્ધાન્ત જે અસહકારના પ્રબળ પ્રવાહને યોગે સ્વીકારાઇ ગયો તે એ કે કેળવણી પ્રજાના કાબૂ નીચેજ પ્રજાના સંસ્કારોને અનુકૂળ જ, કોઇ પણ બાહ્ય સત્તાથી સ્વતંત્ર, પ્રજાના સ્વાતંત્ર્યને પોષે એવી રીતે જ, અપાવી જોઇએ. આવા સિદ્ધાન્તોની અસર સમસ્ત વાતાવરણને ફેરવી નાખે છે તેથી તેનું ગૌરવ તરત સમજવામાં આવતું નથી. પણ એટલા માટે જ એવા ફેરફાર વધારે વિશાળ, ચિરસ્થાયી અને અગત્યના છે. તેથી સમસ્ત જનસમાજ જુદીજ દિશામાં જુદીજ દૃષ્ટિથી વિચાર કરતાં અને કીંમત આંકતાં અને ડગલાં ભરતાં શીખે છે. કેળવણી તો સત્યોજ શીખવે છે એ ખરું; વસ્તુ એને એજ શીખવવાની છે એ પણ ખરું; પણ હાલની સવળી બાજુ અને અવળી બાજુ જોવામાં જેટલો ફરક છે તેટલો ફરક આવા દૃષ્ટિબિન્દુના ફરકથી થાય છે, અને જીવનમાં આવા ફેરક જ નિર્ણાયક બને છે.

આ મૂળભૂત સિદ્ધાન્તોની અસર રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓમાં જ થાય છે એમ નથી. સમગ્ર વિચારદૃષ્ટિ ઉપર તેની અસર છે. રાષ્ટ્રીય કેળવણી તરફ ઉદાસીન રહેલા ઉપર તેમજ રાષ્ટ્રીય કેળવણીની વિરૂદ્ધ મત ધરાવનારા ઉપર પણ તેમની અસર છે. રાષ્ટ્રીય શિક્ષણ શરૂ થયા પછી સ્વતંત્રતાનું વાતાવરણ દરેક સરકારી શાળામાં પણ કંઇક વધારે છે જ. સમગ્ર શિક્ષકસમાજ પર પણ તેની અસર થાય છે જ. જો કે તેના તરફના ભાનપૂર્વક વિરોધને લઇને અને એવાં કેટલાંક ગૌણ કારણોને લેઇને ક્યાંક ઉલટાં પરિણામો પણ દેખાય છે. આવી મુખ્ય અસરોમાં ગુજરાતી ભાષાને વધારે અગત્યનું મળતું જતું સ્થાન સૌથી વધારે ધ્યાન ખેંચે એવું છે. રાષ્ટ્રીય કેળવણી, શુદ્ધ કેળવણીના વિષયમાં જેટલી ત્વરાથી પ્રગતિ કરશે, અને તે સંબંધમાં જનસમાજ આગળ વ્યાવહારિક દાખલો પૂરો પાડશે તેટલે અંશે બીજી કેળવણીસંસ્થાઓને પણ તેની પાછળ પાછળ ઘસડાવું પડશે. રાષ્ટ્રીય શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓનું સ્વતંત્રતાનું વાતાવરણ, સ્વભાષાદ્વારાઅપાતી ઉચ્ચ કેળવણીનો મહાન દાખલો, વધતાં જતાં સ્વભાષાનાં પાઠ્યપુસ્તકો, નવીન દૃષ્ટિથી ઉકેલાતાં દર્શનશાસ્ત્રો અને ઇતિહાસો અને આ સર્વથી આગળ ધપતો લોકમત ગમે તેવી હઠીલી સરકારનું પગલું પણ આગળ ભરાવ્યા સિવાય નહિ રહે.

આટલી સામાન્ય ચર્ચા પછી હવે ગુજરાતની રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ જોઇશું. આ લેખનો ઉદ્દેશ કોઈ આદર્શો ઘડવાનો નથી પણ રાષ્ટ્રીય કેળવણીનું અત્યારે ખરું સ્વરૂપ કેવું છે તે અને તેને અંગે કઇ કઇ જાતની પ્રગતિ હાલ આપણે કરી શકીએ તે વિચારવાનો છે. ખરી રીતે અમારૂં એવું માનવું છે કે રાષ્ટ્રીયકેળવણીની ચર્ચા તો ઘણા વખતથી થતી આવે છે, તેના સિદ્ધાન્તો માત્ર વિવેચનથી જેટલા ચર્ચી શકાય તેટલા ચર્ચાઇ ગયા છે. હવે રાષ્ટ્રીયકેળવણીને કેવળ વિવેચનથી લાભ થાય તે કરતાં અનુભવથી શીખતાં જવાથી જ વધારે લાભ થવા સંભવ છે. દરેક કાર્ય કરવાના વિષયમાં એક એવી ભૂમિકા આવે છે જ્યારે તેની પ્રગતિ વિચારથી નહિ પણ માત્ર અનુભવથી જ થઇ શકે છે અને રાષ્ટ્રીય કેળવણીમાં હાલ એ સ્થિતિએ આપણે પહોંચ્યા છીએ. માટે હાલ રાષ્ટ્રીય કેળવણીનું વ્યાવહારિક સ્વરૂપ વિચારવાનો જ અત્રે ઉદ્દેશ છે.

ગુજરાતમાં રાષ્ટ્રીય કેળવણી ગુજરાત વિદ્યાપીઠમાં જ મૂર્તિમંત થાય છે. એટલે આપણે વિદ્યાપીઠની સ્થિતિ જોવી જોઇએ.

અત્યારે વિદ્યાપીઠની સાથે બે ત્રણ મહાવિદ્યાલયો, કેટલાંએક વિનયમંદિરો અને કેટલીએક પ્રાથમિક શાળાઓ જોડાએલાં છે. સામાન્ય રીતે પ્રાથમિક શાળાઓને તે મદદ આપતી નથી પણ વિનયમંદિરોને તે મદદ આપે છે. આ બાબતની પ્રવૃત્તિમાં કોઈ ખાસ નીતિ હજુ વિદ્યાપીઠે સ્વીકારી હોય એવું લાગતું નથી. પણ હવે તે સંબંધી વિચાર કરી નીતિ નક્કી કરવાનો સમય થયો છે.

વિદ્યાપીઠે કઈ જાતનું શિક્ષણ આપવું એ સંબંધી બે મતો અહીં વિચારવા જેવા છે. એક મત એવો છે કે કાવ્ય, ઇતિહાસ, ગણિત વગેરે વિષયો સરકારી વિદ્યાપીઠ શીખવે તેવા જ વિષયો ગુજરાત વિદ્યાપીઠ ણુ શીખવે; તેથી વિદ્યાર્થી પણ પરાવલંબી થઇ નોકરી ધે એ અનિષ્ટ છે. વિદ્યાપીઠે તો અત્યારે દેશને માટે ાત્મભોગ આપી તપોજીવન ગાળી ગામડામાં કામ રે એવા યુવાનો ઉત્પન્ન કરવા જોઇએ. આ મત િદ્યાપીઠના કાર્યકર્તાઓ ધરાવતા હોય એવું ખાસ ખાતું નથી, છતાં કેટલાએકમાં આ મત છે અને તેનો ઉવટનો નિર્ણય થવો આવશ્યક છે. કારણ કે આ પ્રશ્ન કાર્યની દિશાનો હોઇ તેનો પહેલો જ નિર્ણય થવો જોઇએ.

ઉપરની દલીલની હકીકત ખરી છે. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ પરાવલંબી ન થવા જોઇએ એ ખરૂં છે. હિંદુસ્તાનમાં તપોજીવન ગાળી ગામડામાં કામ કરનારા માણસોની જરૂર છે એ ખરૂં છે. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ આવા નીકળે એ વિદ્યાપીઠને શોભાસ્પદ છે. પણ વિદ્યાપીઠનો ઉદ્દેશ એથી પણ વિશાલ હોવો જોઇએ. અધિકારી વ્યક્તિઓ તો મહાત્મા ગાંધીજીના દાખલાથી અને અધ્યાપકોના પોતાના દાખલા જેટલે અંશે એવા હશે ટલે અંશે તેમના દાખલાથી એવા તપોજીવનને માટે યોગ્ય થશે જ પણ તેવું જીવન ન ગાળવા માગનાર સામાન્ય વર્ગ, અને કોઇ ઇતર પ્રકારના, કલાના કે વિદ્યાના જીવનને માટે અધિકારી વ્યક્તિઓને ખાસ કેળવવી એ પણ વિદ્યાપીઠનું કર્તવ્ય ગણાવું જ જોઇએ. વિદ્યાપીઠ કલા, ગણિત વગેરે વિષયો શીખવે છે તે મુંબઈ યુનિવર્સિટી જેવા જ છે એમ કહેવું વાસ્તવિક નથી, અને શિક્ષણમાં તો વસ્તુ કરતાં શિક્ષણની રીતિ, તેનું વાતાવરણ, જીવનના આદર્શોમાં અને ચારિત્ર્યઘડનમાં તેને અપાતું સ્થાન એ જ વધારે મહત્ત્વનાં છે. અને જીવનમાં સાધારણ પ્રકારનું જીવન ગાળનાર મોટો વર્ગ જે રીતે કેળવાશે એ ઉપર લોકજીવનની પ્રગતિનો આધાર રહેશે. અને વિદ્યાપીઠ એ વર્ગના માણસોને કેળવીને પણ તેના પર અસર કરી શકે. સૌથી મહત્ત્વનું તો એ છે કે આપણને સર્વને એજ વિદ્યાકલાઓની વિદેશીય કેળવણીથી સરકારે સ્વતંત્રતા માટે નાલાયક બનાવી દીધા છે તો એજ વિદ્યાકલાની સ્વદેશી કેળવણીથી આપણે લોકને ફરી સ્વતંત્રતા માટે લાયક બનાવી શકીશું એ આશા પણ વ્યર્થ નથી જ.

વળી એ પણ સમજવું જોઇએ કે પહેલાં હતું તેમ વિદ્યાપીઠનો કાર્યક્રમ એક વરસનો જ અને એક વરસમાં સ્વરાજ લેવાનો નથી. હવે તો વિદ્યાપીઠનો ઉદ્દેશ શુદ્ધ કેળવણીનો જ હોઇ શકે. તે કેળવણી લઇ બહાર પડતા યુવાનો સ્વરાજને માટે વધારે લાયક અને પ્રયત્નશીલ હોય. કેળવણી પોતે આપણા અસહકારના કાર્યક્રમનું એક સ્વતંત્ર અંગ છે અને તેમજ રહેવું જોઇએ.

પણ વિદ્યાર્થીઓ પરાવલંબી ન થાય તે તો સંભાળ રાખવાની છે જ. અસહકારી વિદ્યાર્થીઓને સરકારી નોકરી નથી મળવાની એ ખરૂં છે, પણ એટલા માટે તેઓએ માત્ર બીજાઓની નોકરીજ કરવી પડશે એવી લાચાર સ્થિતિ હોય તો તથી આપણે શરમાવું જોઇએ, અને 'સમસ્ત ગુજરાતે' એ

સ્થિતિ મટાડવા માટે જબરદસ્ત પ્રયત્ન કરવો જોઇએ. પણ એવી સ્થિતિ હોય જ એમ અમે માનતા નથી. ગુજરાત વેપારી દેશ છે, ગુજરાત સાહસિક છે, ગુજરાત ખેતીના ઉત્તમ સાધનોવાળો છે. તે ઉપરાંત ગુજરાતમાં હજુ ભણેલા વર્ગે હાથમાં લેવા જોઇએ એવા ધંધા પણ હાથમાં લીધા નથી. દાખલા તરીકે નાટક લખવાનો, હરિકીર્તન કરવાનો વગેરે ધંધા વાસ્તવિક રીતે કેળવાએલાના હાથમાં જ હોવા જોઇએ અને હજુ એ સ્થિતિ ગુજરાતમાં દૂર રહી છે. તે સિવાય પણ વ્યાપારમંદિર ચલાવી વિદ્યાપીઠ ધંધાનું શિક્ષણ આપે છે. પણ હજુ ખેતીવાડીની અને વિજ્ઞાનમાં વિશેષ નહિ તો રસાયનની શાખાઓ તો વિદ્યાપીઠે ખોલવી જ જોઇએ. જ્યારે આ સઘળા ધંધાઓના ધુરંધરો કેળવાએલા હશે ત્યારેજ ગુજરાત પોતાની ખરી શક્તિ બતાવી શકશે અને સર્વ પ્રકારની પ્રગતિ કરી શકશે.

ઉપર જેમ આપણે જોયું કે વિદ્યાપીઠે શુદ્ધ શિક્ષણ આપવું એજ તેનો ઉદ્દેશ હોવો જોઇએ એવી જ રીતે પ્રાથમિક શાળાઓ, વિનયમંદિરો વગેરે બાબત પણ વિદ્યાપીઠે પોતાની નીતિ ચોક્કસ કરી નાખવી જોઇએ. વ્યાવહારિક પ્રશ્ન એ છે કે વિદ્યાપીઠ ગુજરાતની સઘળી પ્રાથમિક શાળાઓને મદદ કરી શકે તેમ છે? આનો જવાબ નકારમાં જ આપવો પડશે. પણ તો બીજી તરફથી એવો પ્રશ્ન પૂછાશે કે ત્યારે ગુજરાત વિદ્યાપીઠ શું પ્રાથમિક શાળાઓને પોતાના કાર્યપ્રદેશમાંથી બાતલ કરશે? એમ કરશે તો તે ગુજરાત વિદ્યાપીઠ જ કેમ ગણી શકાશે? અમે ધારીએ છીએ કે આ બાબત વિદ્યાપીઠ માટે વ્યાવહારિક રસ્તો એટલો જ છે કે કાર્યકારિત્વ સચવાય એવી રીતે વિદ્યાપીઠે અમુક થોડાં જ આદર્શ કુમારમંદિરો ચલાવવાં જોઇએ, અને સંખ્યા કરતાં તેમાં શિક્ષણની ઉત્કૃષ્ટતા તરફ જ ધ્યાન આપવું જોઇએ. આમ કરવાથી શિક્ષણના અખતરા, શિક્ષણનું સાહિત્ય, વગેરે પ્રવૃત્તિઓ ચાલુ રહેશે. વિદ્યાપીઠનું ઉત્તમ કામ જોઇ સમય પ્રાથમિક શાળાઓને પણ વિદ્યાપીઠને ચીલે ચાલવાની જરૂર પડશે. વળી વિદ્યાપીઠે ગામડાંઓની શાળા માટે એવા જૂદા જૂદા વ્યવહારોપયોગી અભ્યાસક્રમો યોજવા જોઇએ કે જેથી પોતાના ગામમાં રાષ્ટ્રીય પ્રાથમિક શાળા ચલાવવાના સદાગ્રહવાળા લોકો પોતાના સાધનથી શાળા ચલાવી શકે.

ઉપરની જ વિચારશ્રેણી વિનયમંદિરોને લાગુ પડે છે. મહાવિદ્યાલયની પોષક સંસ્થાઓ તરીકે વિનયમંદિરો મહાવિદ્યાલયના વધારે સંસર્ગમાં આવવાં જોઇએ અને કેટલાંક વિનયમંદિરો આદર્શ પદ્ધતિપર વિદ્યાપીઠે બને તો ચલાવવાં જોઇએ.

બધી રીતે એકજ અનુમાન પર આવીએ છીએ કે વિદ્યાપીઠ પોતાનું કામ વધારે ઉત્કૃષ્ટ કરી બતાવીને જ વધારે ફતેહ અને યશ મેળવી શકશે. અને આ કાર્ય માટે તેની પાસે પૂરતાં સાધનો છે એમ પણ કહેવું જોઇએ. તેનો અધ્યાપકવર્ગ કોઈ રીતે ન્યૂનતાવાળો નથી. જે કાંઇ પણ ઇચ્છવાજોગ હોય તો તે માત્ર એટલું જ કે વિદ્યાપીઠ સંબંધી એક જ આદર્શથી સમસ્ત અધ્યાપકો પ્રેરાતા હોવા જોઇએ. જો એમ થશે તો બીજી કોઈ પણ સંસ્થા ગુજરાતી સાહિત્યની સેવા કરી શકે તે કરતાં સૌથી વધારે સેવા વિદ્યાપીઠ કરી શકશે. તેના કાર્યકર્તાઓમાં લગભગ દરેક પ્રાન્તના વિદ્વાનો છે અને તેથી તેઓ ગુજરાતને બીજા પ્રાન્તોનાં સાહિત્યનો પણ લાભ આપી શકે. અભ્યાસને માટે પાઠ્યપુસ્તકોની આવશ્યકતા અધ્યાપકોની આંખ આગળ જેટલી સતેજ રહે તેટલી ભાગ્યેજ બીજા કોઈની પાસે રહી શકે, અને તે કરવાનાં સાધનો અને સમય પણ તેમની પાસે અદ્વિતીય જ છે. પણ જો આ પ્રમાણે એક જ ધ્યેય સઘળા અધ્યાપકો નજર સામે નહિ રાખી શકે તો વિવિધ પ્રાન્તીય અધ્યાપકો એક થઇ નહિ શકે અને વિદ્યાપીઠ એક આત્માનું તંત્ર નહિ બની શકે. તો પણ આ બાબતમાં સારી આશાને પુષ્કળ અવકાશ છે કારણ કે વિદ્યાપીઠનું હિત અને તેના મૂળ સ્થાપક તરફનો ભક્તિભાવ દરેકમાં એક સરખો જ્વલન્ત છે.

વિદ્યાપીઠની સાહિત્યપ્રવૃત્તિમાં પુરાતત્વ મંદિર ખાસ ગણવું જોઇએ. ગુજરાતમાં પુરાતત્વની શોધ-

# નોંધ

## યુગધર્મનું બીજું વર્ષ

આ અંકથી "યુગધર્મ"નું બીજું વર્ષ શરૂ થાય છે. યુગ-ધર્મ, ઘણા જ મોટા નામ સાથે અમે ઉપાડ કર્યો. અમારા કદરદાન વાચકો અમને કહેવા દેશે કે અમે સાહસ કર્યું. માનવજાતિના વિચારો અને ફિલસુફીઓનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે મોટામાં મોટા તત્ત્વવેત્તા કે મહાકવિઓમાંથી પણ કોઇક જ પોતાના યુગના ધર્મને પૂરેપૂરો ઓળખનારા હોઈ પોતાના યુગધર્મના સાચા પ્રતિનિધિ અને સંપૂર્ણ વિશ્વસનીય માર્ગદર્શક બની શકે છે. તો અમે તો માત્ર એક માસિક! અમારૂં મોટામાં મોટું બળ અમારી નિષ્કામ સેવાબુદ્ધિ! તેમાં વળી અમારો સાતમો અંક નીકળતાં ..અમારા .મિત્ર ભાઇ ઇન્દુલાલની આગેવાનીનો ઉત્તમ પંક્તિના ખાન્ન પડ્યો. આવા સંજોગોમાં પાસેથી આશા રાખવી એ જાવી શકયા હોઇએ તો તત્ત્વ જેવા ખાતાના કર્તવ્યના ર. હિને વિવિધ વિષયો મુખ્ય અને નિર્ણયાત્મક ધોરણ કે જે જે વખતે જે જે વિષયના સૌ ગંભીર વિચાર-જોડાયા હોય, તે તે વખતે તેમની [?ર ગુજરાતના વધુ શોધખોળ આદિ પ્રયાસોને માટે જ એમાં જરા પણ અપાતું રહે.

આપો!

રાષ્ટ્રીય કેળવણીમાં વ્યાયામ, સ્કાઉટીંગ, એવી તાલીમ, તથા લાંબી પગ મુસાફરીને અગ્રસ્થાન

## આ કેળવણી અંક

ગયા અંકમાં જાહેર કર્યા પ્રમાણે આ "કેળવણી અંક"માં ઘણાખરા વિષયો કેળવણીનાં જુદાં જુદાં અંગોની વાકેફગાર સ્ત્રી-પુરુષોને હાથે માહિતી આપનારા અને ચર્ચાત્મક આપિયે છિયે, જે ઉપરથી અમારા વાચકોને ગુજરાત હાલ કેળવણીના મહા પ્રશ્નમાં શું શું કરે છે, શું શું કરવા ધારે છે, શા શા વિચારો ધરાવે છે અને કેવા કેવા સુધારા વધારા માગી રહ્યું છે, તે ધ્યાનમાં આવી જશે એમ આશા રાખિયે છિયે. પોતાની બીજી અનેક રોકાણો છતાં લેખક ભાઇઓ અને બ્હેનોએ અમારી વિનંતિને માન આપીને ટુંક મુદતમાં જ અમને પોતપોતાના નિબંધો મોકલી આપી પ્રજાની આ સેવા કરવાને અમને શક્તિવાન બનાવ્યા તે માટે વાચકવર્ગ તરફથી અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનિયે છિયે.

***

કેળવણીનો વિષય અનેક દૃષ્ટિબિંદુથી જોવાય એવો છે અને સૌ નિરીક્ષક પોતપોતાના અનુભવ અને ભાવનાજૂથ પ્રમાણે જુદા જુદા અંગોની અન્યોન્ય ઉપયોગિતા વિશે જુદા જુદા મત ધરાવે એ કુદરતી છે. એટલે આ બધા લેખકો અને લેખિકાઓના અભિપ્રાયોમાંથી એકવાક્યતા જેવું કંઇ ન જોવામાં આવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. હાલ કેળવણીનો વિષય ચોતરફ કેટલું બધું ધ્યાન ખેંચી રહ્યો છે અને કેળવાયલો લોકમત હાલની સંસ્થાઓ, પદ્ધતિ વગેરેમાંના કયા કયા દોષોને અને તેમાંની કઇ કઇ ઉણપોને સૌથી

વધારે ગંભીર ગણે છે તેમ એ દોષો દૂર કરવા માટે તથા એ ઉણપો પૂરવાને માટે કેળવાયલો લોકમત કેવાં કેવાં ડગલાં ભરાય એમ ઇચ્છે છે, તે જાણવાનું, તેમજ તે વિશે વધુ વિચાર ચલાવીને તથા વસ્તુસ્થિતિનું સમગ્ર અવલોકન કરીને પોતપોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધવામાં, અમારો આ અંક સાધનભૂત થાય તો અમે અને અમારા લેખકબન્ધુઓએ લીધેલો આ શ્રમ સફળ થયેલો માનીશું.

---

અમને પોતાને વૈદકની તેમ શારીરિક કેળવણી માટે ખાસ આગ્રહ છે તથા હુન્નરઉદ્યોગની સાથે સાથે કલામાં પણ ઉછરતા મિસ્તરી કારીગર ઇજનેર આદિ કેળવાતા આવે એવી યોજનાઓ રચાવાને માટે પણ ખાસ આગ્રહ છે. આ વિષયોમાંથી શારીરિક કેળવણીના ઉપર રા. ભાઇ અંબાલાલ બાલકૃષ્ણ પુરાણીના નિબંધ તરફ અમે વાંચનારાઓનું ખાસ ધ્યાન ખેંચવા રજા લઇયે છિયે. કૉલેજો અને હાઇસ્કૂલોમાં ક્રિકેટ, ફૂટબૉલ અને હૉકિ રમાય છે, અને ટેનિસ તથા બીજી રમતો પણ ચાલે છે. આમાંથી આપણાં હવાપાણી, આપણા રીતરિવાજ, અને આપણાં સાધનો ધ્યાનમાં લેતાં કઇ કઇ રમતો આપણને સૌથી વધારે ફાવે એવી છે અને તેના ઉત્તેજનને માટે શું શું કરવું શક્ય છે એ વિષય ઉપર નિબંધો આવ્યા નથી તેથી અમે દિલગીર છિયે; એવા વિષયો અમને જ્યારે મળશે ત્યારે, તે અનુભવી લેખકે સહાનુભૂતિથી લખેલા જણાશે તો અમે ખુશીથી પ્રગટ કરીશું.

---

આયુર્વેદપાઠશાળાઓની હાલની સ્થિતિ વિશેનો એક નિબંધ આવતા અંક ઉપર મુલતવી રાખવો પડ્યો છે.

---

શારીરિક ખીલવટ અને વૈદક કેળવણીની જેટલી જ અગત્યની બીજી બાબતો—સ્ત્રીકેળવણીની, ખેતીવાડીને લગતી કેળવણીની, ગામડાંઓમાં ઘેરેઘેર નવરાશના વખતમાં બેઠી શકાય એવા ઘરગથુ ઉદ્યોગધંધા અને કલા—કારીગીરીનાં જ્ઞાન અને તે માટેનાં સાધનો ઉત્પન્ન કરવા અને ફેલાવવાની, અને છેવટ દરેક જાતની કેળવણીને માટે લાયક શિક્ષકો અને શિક્ષિકાઓ પૂરતી સંખ્યામાં ઉત્પન્ન થયા કરે એવી સંસ્થાઓ ઉત્પન્ન કરવાની છે, એમ અમે માનિયે છિયે. આમાંથી સ્ત્રીકેળવણીમાં આપણે આદર્શો કયા રાખવા ઇષ્ટ છે તે વિશે તેમ એ આદર્શો સિદ્ધ કરવાને સારૂ કેવા ઉપાયો યોજવા ઇષ્ટ છે એ બંને અંગ પરત્વે મતભેદ પ્રવર્તે છે તે થોડા સમયમાં શમે એવો સંભવ જણાતો નથી. આ જો સત્ય હોય તો જુદા જુદા આદર્શોવાળા તેમ જુદા જુદા ઉપાયોમાં દૃઢ માનનારા આગ્રહી સ્ત્રીપુરુષોએ પોતપોતાના વિચાર પ્રમાણેની સંસ્થાઓ ઉભી કરવી ઘટે છે. વિવિધ સંસ્થાઓ અને પદ્ધતિઓ અને આદર્શોના સંઘટ્ટનમાં પ્રજાને સૌથી વધારે આકર્ષવાની શક્તિ જે ખીલવશે તે એક સર્વોપરિ થશે અને બીજી બધી આવી હરીફાઇમાં ઝાંખી પડી ધીમે ધીમે અસ્ત થશે. કેળવણીને લગતા મોટા મોટા સવાલોનું સ્વરૂપ જ એવું છે કે માત્ર વિચારપ્રદેશમાં જ રહ્યાથી તેનો નિર્ણય આણી શકાતો નથી. વિચારો આચારમાં મુકાતાં કેટલાક વધુ બલ પકડશે અને જીતશે, બીજા મુકાબલે નબળાઈ જણાઇ હારશે, અને આ પ્રમાણે જીવનસંગ્રામમાં જુદા જુદા આદર્શો, પદ્ધતિઓ વગેરે ઉતરશે તો જ તેમની વચ્ચે નિર્ણય આણી શકાશે.

---

શહેરમાં વસતા કારીગર અને મજૂર વર્ગો પોતાના છોકરાઓને પ્રાથમિક શાળાઓમાં મોકલે છે ખરા પણ તેઓને જેમ બને તેમ જલદી ઉઠાડી લે છે અને પોતાની સાથે પોતાના ઉપજીવિકાના સાધનભૂત ધંધામાં કે તેના મળતા બીજા કોઇ ધંધામાં દાખલ કરી દે છે. ઘરગથુ કે બીજા ધંધારોજગારના શિક્ષણનું અંગ આપણી હાલની કેળવણીવ્યવસ્થામાં કેટલું બધું નગણ્ય છે તેનો આ હકીકત અચૂક પૂરાવો પૂરો પાડે છે. આમાં ખરી રીતે દોષ એ માબાપોનો જેટલો છે?

તેના કરતાં આપણી હાલ ચાલતી કેળવણી સંસ્થાઓનો જ વિશેષ છે.*

ॐ

ખેતીવાડીની કેળવણી વિશે તો આપણી સ્થિતિ એથી પણ ખરાબ છે. ખેડુતવર્ગ પોતાનાં છોકરાંઓને હાલ ચાલતી શાળાઓમાં બેસાડવાને જ રાજી નથી; અને એટલું જ નહિ પણ વડોદરા રાજ્યમાં જ્યાં છોકરાંઓને ગામમાં કે પાસે નિશાળ હોય તો તેમાં દાખલ ન કરવાં તેને ગુનોહ ઠરાવીને ફરજિયાત કેળવણી ફેલાવવાના પ્રયત્નો થાય છે, ત્યાં ખેડુતવર્ગનો એ કાયદા સામે વાંધો વધારે ને વધારે જોશ પકડતો જાય છે. ગામડાંઓની પ્રાથમિક શાળાઓમાં પ્રથમથી જ ખેતીવાડીની કેળવણીનું તત્ત્વ વિશેષ પ્રમાણમાં દાખલ કરવામાં નહિ આવે ત્યાંસુધી ખેડુતવર્ગ આ પ્રમાણે આપણી કેળવણીપદ્ધતિ સામે અસહકાર કરે એમાં અમે કશું જ અઘટિત જોતા નથી. એ વર્ગની વર્તણુક એથી બીજા પ્રકારની થાય એવી આશા અમલદારવર્ગ રાખે તે જ અમને તો અઘટિત લાગે છે.

*The problem is, to develop a village educational curriculum in which practical lessons in the fields predominate and the pupils are taught by actual day today work in dairy farming, cattle-breeding, handloom-weaving, poultry-keeping, rope-making, brick-making and allied occupations, in addition to agriculture pure and simple.

### દર હજારે ભણતરવાન ( literate )

સેન્સસની ગણતરીને માટે " ભણતરવાન " ( literate ) એટલે " પોતાના ઉપર આવતો કાગળ વાંચી શકે એવો " પુરુષ કે એવી સ્ત્રી એ પ્રમાણેની વ્યાખ્યા બાંધીને તે પ્રમાણે દર હજારે આપણા શહેરોમાં અને ગામડાંઓમાં એવાં " ભણતરવાન " માણસ કેટલાં છે તેનો કોઠો સેન્સસ રિપોર્ટમાં નીચે પ્રમાણે જોવામાં આવે છેઃ—

દર હજારે ભણતરવાન ( literate )

| સ્થળ | માણસ | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|
| અમદાવાદ શહેર | ૨૪૨ | ૩૪૨ | ૧૧૦ |
| ( શહેર બાદ ) અમદાવાદ જિલ્લો | ૧૦૩ | ૧૭૧ | ૨૮ |
| સુરત શહેર | ૩૨૪ | ૪૬૯ | ૧૬૧ |
| ( શહેર બાદ ) સુરત જિલ્લો | ૧૭૫ | ૨૭૭ | ૩૬ |
| પૂના શહેર | ૨૬૪ | ૩૯૨ | ૧૨૪ |
| ( શહેર બાદ ) પૂના જિલ્લો | ૬૩ | ૧૦૫ | ૨૦ |
| શોલાપુર શહેર | ૧૨૫ | ૨૦૮ | ૩૬ |
| ( શહેર બાદ ) શોલાપુર જિલ્લો | ૪૦ | ૭૫ | ૫ |
| હુબળી શહેર | ૧૯૬ | ૩૧૬ | ૬૩ |
| ( શહેર બાદ ) ધારવાડ જિલ્લો | ૯૧ | ૧૬૫ | ૧૪ |
| કરાંચી શહેર | ૧૯૮ | ૨૬૮ | ૮૮ |
| ( શહેર બાદ ) કરાંચી જિલ્લો | ૩૦ | ૪૮ | ૮ |
| હૈદરાબાદ શહેર | ૨૫૦ | ૩૦૦ | ૧૮૫ |
| ( શહેર બાદ ) હૈદરાબાદ જિલ્લો | ૪૩ | ૭૩ | ૪ |

વડોદરા રાજ્યમાં સાતની વય ઉપરનાં ભણતરવાન

| | | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|
| શહેરો | | ૪૭૯ | ૧૩૨ |
| ગામડાં | | ૧૫૬ | ૨૭ |

એક વખત, એવો હતો કે ત્યારે કેળવણીની પ્રગતિ વધારે ઝડપથી કેમ વધારતા નથી એ સવાલના જવાબમાં સરકાર પોતાના બચાવમાં કહેતી કે કેળવણીનું સૌથી અગત્યનું સાધન કેળવાયેલા શિક્ષકો અને તેમની સંખ્યા વધારતાં તેમ જે સંસ્થાઓ વડે જ એ સંખ્યા નિયમિત રીતે વધી શકે એને ઉત્તરોત્તર વધારે વધારે સંતોષકારક શિક્ષકો પૂરા પાડી શકે તેમને વધારતાં, ઘણો ખર્ચ લાગે, ઘણો પરિશ્રમ લેવો પડે, અને ઘણો સમય વીતે. હવે જ્યારે કેળવણી વધારવાનું લોકો તરફથી દબાણ વધી જતાં સરકાર જ્યારે એક તરફથી ફરજિયાત કેળવણીના ઉત્તેજનાર્થે કાયદા ઘડે છે, ત્યારે બીજી તરફથી સુશિક્ષિત શિક્ષકો ઉત્પન્ન કરવાની સંસ્થાઓને તેજ સરકાર નિર્બળ કરી નાખવા તૈયાર થઇ છે એ ઓછું આશ્ચર્યકારક નથી. સરકારી કેળવણીખાતા તરફથી થોડા જ દિવસ ઉપર બહાર પાડવામાં આવેલી પ્રેસ નોટમાં મેલ ટ્રેનિંગ કોલેજોમાંથી પ્રથમ, દ્વિતીય અને તૃતીય વર્ષનું શિક્ષણ મેળવીને શિક્ષક તરીકે ખાતામાં જોડાયેલા માણસોમાંથી અત્યારે નોકરી કરતા માણસોનું પ્રમાણ પ્રાંતવાર બતાવ્યું છે, અને તૃતીય વર્ષનું શિક્ષણ મેળવેલા બહુ થોડા જ માણસો તેમ દ્વિતીય વર્ષનું શિક્ષણ મેળવેલા પણ ઓછા માણસો હવે પછી થોડાં વર્ષ સુધી જોઇશે એમ બતાવવાનો પ્રયત્ન કરીને છેવટે દરેક પ્રાંતની મેલ ટ્રેનિંગ કોલેજના હાલના કદમાં વત્તીઓછી કાપકૂપ કરવાના હુકમ બહાર પાડવામાં આવ્યા છે. ઉપરાંત હાઇસ્કૂલો અને એંગ્લોવર્નાક્યુલર સ્કૂલોને માટે ગ્રેજ્યુએટ શિક્ષકોને ટ્રેઇન કરનારી સેકન્ડરી કોલેજમાં પણ ટ્રેઇનિંગ મેળવતા માણસોની સંખ્યા એકદમ ઓછી કરી નાખવાના હુકમ થયા છે અથવા તો ઘડાવામાં છે. પ્રજા સરકારની આવી કાપકૂપની હીલચાલ બારીકીથી તપાસતી રહેશે અને એની સામે પોતાનો વાંધો દઢતાથી અને સત્વર બતાવશેજ એમ અમે આશા રાખીએ છીએ.

તેમ મુંબાઇમાં ઉચ્ચ કેળવણીનો લાભ વિદ્યાપીઠની કેળવણીથી બેનસીબ રહી ગયેલાં બીપુરુષોને કંઇક પ્રમાણમાં પણ મળે તેને માટે કંઇક પ્રયત્ન શરૂ થયો છે તેનું દિગ્દર્શન પ્રોફેસર પેસ્તનજી અરદેશર વાડિયાના આ અંકમાં આપેલા નિબંધથી થઇ શકશે. મુંબાઇમાં અને અમદાવાદ, શોલાપુર, ધુળિયા જેવાં બીજાં શહેરો જ્યાં મિલમજૂરો સારી સંખ્યામાં હોય છે ત્યાં આથી વિશેષ મહત્ત્વની જરૂરિયાત એ વર્ગને પોતાની કારીગીરીની આવડતની જોડે જોડે તેને લગતું સંગીન શાસ્ત્રીય અને સામાન્ય જ્ઞાન આપવાની સંસ્થાઓની છે. ઇંગ્લાંડમાં બર્કબેક ઇન્સ્ટિટ્યૂટ જેવી નામાંકી સંસ્થાએ પહેલ કહાડી હતી, તેના દાખલા ઉપરથી થોડા જ સમયમાં ત્યાં અનેક સંસ્થાઓ જન્મી હતી, અને આવા પ્રયાસોને પરિણામે ત્યાંના મજૂરોમાંથી હજારો મોટી ઉમરના થયા પછી પણ અને મિલમાંની પોતાની નોકરીને વળગી રહીને પણ આવી સંસ્થાઓ વડે સંગીન સામાન્ય અને શાસ્ત્રીય કેળવણીનો લાભ મેળવી મેળવીને બહુ ઉંચી સ્થિતિએ પહોંચી શકેલા અને સાથે સાથે આખા દેશને અવર્ણનીય લાભ મેળવી આપેલો એ સર્વ ઇતિહાસ જાણીતો છે. આપણે ત્યાં પણ આવા પ્રયત્ન પૂરતી હિમ્મતથી અને દૂરંદેશ વ્યવસ્થા સાથે આરંભવામાં આવે તો તે યશસ્વી નીવડ્યા વગર ન રહે એવી અમારી ખાતરી છે.

## લોર્ડ મોર્લી

બ્રિટિશ સામ્રાજ્ય દુનિયામાં એવી પદવી ધરાવે છે અને ઇંગ્લિશ સાહિત્યનું દુનિયાના સાહિત્યમાં એટલું માનનીય સ્થાન છે કે બ્રિટિશ આલમમાં રાજપુરુષ તરીકે વા સાહિત્યકાર લેખે જે માણસ મોટો ગણાય તે દુનિયામાં પણ એક મોટો માણસ મનાય જ. અમારો ગયો અંક બહાર પડવા પછી આવા એક મોટા માણસ—લોર્ડ મોર્લી—નો દેહ પડી ગયો છે, તેની નોંધ લેતાં અમને ખેદ થાય છે. લોર્ડ મોર્લી રાજપુરુષ તરીકે ઉંચામાં ઉંચી પદવીએ પહોંચ્યા,

લિબરલ પક્ષના એક પછી એક બે નેતાઓનો એનામાં સંપૂર્ણ વિશ્વાસ હોવાને લીધે. ગ્લેડસ્ટનની આયરીશ હોમરૂલ પોલિસીમાં મોર્લી એનો "જમણો હાથ" પ્રથમથી તે આખર સુધી ગણાયો હતો અને પ્રધાન અને કેબિનેટના સભ્યની પદવી સુધી મોર્લી ચ્હડી શકયો ગ્લેડસ્ટનને લીધે. લિબરલ પક્ષમાં અહિંસા મતને પરમ ધર્મ માનનાર એક ન્હાની સરખી પણ વગવાળી ચમૂ હમેશાં હોય છે, અને એ ચમૂના નેતા તરીકે પણ મોર્લી એની રાજપુરુષ તરીકેની લાંબી કારકીર્દિમાં આદિથી અંત સુધી હતો. લોર્ડ રોસબરી જેવા લિબરલને અને મોર્લીને આ કારણથી બારમા ચંદ્ર હોય એ કુદરતી છે અને શત્રુ વા હરીફનો શત્રુ તે મિત્ર એ ન્યાયે તે કેમ્પબેલ-બેનર્મેન જેવા નેતાનો પણ માનીતો થવા પામેલો. પરંતુ એકંદર જોતાં રાજપ્રકરણમાં મોર્લીની કીર્તિને ઇતિહાસ સ્વયંભૂ ગણવાને બદલે ગ્લેડસ્ટન અને કેમ્પબેલ બેનર્મેનના ઉપગ્રહના જેવો પ્રકાશ જ ગણશે એમ લાગે છે. મોર્લીની ચિરંજીવતાનો આધાર ખરી રીતે એણે રચેલા જીવનચરિતના ત્રણ મૌલિક ગ્રંથ, બર્ક અને ફ્રેન્ચ રેવોલ્યૂશનના નેતાઓની વિચારમાળા વિશે એણે લખેલા સૂક્ષ્મ અને વ્યુત્પન્ન વિવેચક ગ્રંથો, અને એના બીજા નિબંધો ઉપર જ રહેશે. એના લખાણમાં ઉત્તમ વિચારશીલ ગદ્યની ગંભીરતાની સાથે રાજદ્વારી અનુભવથી ઉત્પન્ન થયેલી પાકટ વિવેકબુદ્ધિ સંલગ્ન હોવાથી જે મરદાનગી અને સજીવન વ્યવહારનૈપુણ્ય સ્થળે સ્થળે વિલસે છે તે જ તેની સ્થાયી અને કીંમતી વિલક્ષણતા છે. લિબરલ પક્ષનો ચુંટણીમાં જ્યારે અસાધારણ વિજય થયો અને કેમ્પબેલ બેનર્મેન મુખ્ય મંત્રી થયો ત્યારે જોન મોર્લીને પરરાજ્યખાતાનો મંત્રી બનવાનો અભિલાષ હતો અને એ પદ પોતાને ન મળ્યું તેથી તેને ગ્લાનિ પણ થઇ હશે એમ માનવાને કારણ છે, અગર જો કે આ વિશેની ખરી અને પૂરી હકીકત હજી સુધી પ્રગટ થવા પામેલી જ નથી. આને બદલે એને હિંદના મંત્રીનું પદ જ મળ્યું તે પણ એણે સ્વીકાર્યું, એ એની પોતાના પક્ષ પ્રતિ વફાદારીની લાગણી કેટલીક દૃઢ હતી તેની અચૂક સાબીતી છે. સ્વ૦ ગોપાળકૃષ્ણ ગોખલે આદિ અહીંના લિબરલો મોર્લી હિંદી પ્રધાન થતાં અહીં આપણે માટે સોનાના સૂરજ ઉગવાના જ એમ માની બેઠા અને થોડા વખત સુધી આખા દેશે આ પોતાના અગ્રણીઓની માન્યતા કેટલી સાચી પડે છે તે આશાભર્યા હૃદયે જોયા કર્યું પણ પછી, જે મિન્ટો-મોર્લીનો કાયદો ઘડાયો તે જોતાં અને ખાસ કરીને ઓગણીશમી સદીના આરંભમાં યોજાયેલા જૂના કટાઈ ગયેલા કાયદાઓને પાછા પાણીદાર બનાવી નવ હિંદી આગેવાનોને દેશપાર કર્યા તે એના કૃત્યથી તેમ જ સિવિલ સર્વિસને રાજી રાખવા વગેરે હેતુથી એણે જે બે, ત્રણ ભાષણો કર્યા તે ઉપરથી એ આશા એની દિવાનગીરીનો અંત આવ્યો તે પહેલાંની જ ઉડી ગઇ હતી. એનું લિબરલપણું વર્તમાનપત્રો ઉપર આકરો અંકુશ મુકનાર રિસ્લી ઍકટ ઘડવામાં પણ એની આડે લગારે આવ્યું નહીં. અને સ્વ૦ ગોપાળકૃષ્ણ ગોખલે સાથે એ વર્તતો ગોખલેના મનમાં સંપૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થાય એ રીતે અને પીઠ પાછળ લોર્ડ મિન્ટોને ગોખલેના વિશે કાગળો લખતો જુદી ઢબના. તે કાગળો એણે પોતે જ એના છેલ્લા (પોતાનાં સંસ્મરણો વિશે) ગ્રંથમાં પ્રકટ કર્યા એટલે હિંદમાં જે થોડા ઘણા માણસોને એના ગ્રંથો ઉપરથી એના વિશે જે કંઇ મોહ ટકી રહ્યો હતો, તેમાં પણ ઘણો ફેર પડી ગયા વગર રહ્યો નહીં. "પ્રામાણિક જોન," ફિલસુફ જોન મોર્લી, પણ રાજ્યવહીવટના વ્યવહારમાં આ પ્રમાણે 'ચાવવાના દાંત એક અને દેખાડવાના જુદા' એ કહેતીનું નિદર્શન બન્યો હશે. રાજનીતિ સ્વભાવે જ કુટિલ છે તેમાં યુધિષ્ઠિર જેવાને પણ नरो वा कुञ्जरो वा જેવાં વેણ ઉચ્ચારી પોતાની જીભને એટલી કલંકિત કરવી પડી હતી તો મોર્લી બીચારો કોણ માત્ર? ઇશ્વર એના આત્માને શાંતિ આપો.

## દશેરા

આપણા દેશનો મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે અને પ્રજાની સમૃદ્ધિ તથા સુખનો આધાર અનાજના પાક ઉપર છે. આસો મહિનાના તાપથી અનાજ પાકે છે અને તેથી ઉત્પન્ન થતા આનન્દમાં આ ઉત્સવ ઘણા ઉમંગથી પાળવામાં આવે છે. આ ...

ખેતરમાંથી ઘરમાં આણ્યા પછી ખેતીનું કામ ઓછું થાય છે, જમીન સુકાયલી હોય છે; એટલે ચાર માસ ઘરમાં બેઠેલા કે ખેતરમાં કામ કરતા ક્ષત્રિયો લડવાની તૈયારી કરે છે. લડાઇના શસ્ત્રઅસ્ત્ર સાફ કરીને તેની પૂજા કરવામાં આવે છે તેમજ ઘોડાને શણગારી તેની પૂજા કરવાનો રિવાજ હજારો વર્ષથી ચાલતો આવ્યો છે. પ્રજાના સ્વરક્ષણ માટે જે બે ચીજની વિશેષ આવશ્યકતા છે, અન્ન તથા હથિયાર–તેની પૂજા કરવા માટે આ ઉત્સવ ઉજવાય છે એ હકીકતનું રહસ્ય દરેક હિંદીએ સંપૂર્ણ રીતે સમજવું જોઇએ. ફળદ્રૂપ દેશની જમીનમાં ગમે તેવો સારો પાક થાય પણ જો ત્યાંની પ્રજા શારીરિક નબળાઇને લીધે કે કુસંપને લીધે દેશની ધનસંપત્તિનું રક્ષણ ન કરી શકે, તો તેને ભૂખે મરવાનો જ વારો આવે; તેમનો પાક જબરી પ્રજા ઉઠાવી જાય અને તેમનું ધન લુંટાઇ જાય. તેથી ધાન્યની સમૃદ્ધિ ઉપરાંત સ્વરક્ષણ કરવાની શક્તિ પણ હોવી જ જોઇએ.

દરેક અગત્યના કામનો આરંભ વિજયાદશમીના શુભ દિવસે કરવામાં આવે છે. આપણે આ દિવસે દરેક પ્રકારનો કુસંપ, દ્વેષ તથા અસત્યનો ત્યાગ કરીને, સમગ્ર દેશનું સંઘટ્ટન કરીને, પ્રજાનું ધાન્ય લુંટવા ઇચ્છતી પ્રજા સામે એકાગ્ર ચિત્તે લડવાની તૈયારી રાખવી પડશે. વેદના વખતમાં અનાર્ય રાક્ષસો ખુલ્લી લુંટફાટ કરવાનો પ્રયત્ન કરતા હતા, પણ આજના જમાનામાં લુંટફાટ ખુલ્લી રીતે શારીરિક બળથી થતી નથી. કર, વેરા, વ્યાપારપદ્ધતિ તથા નાણાંની આપલે (exchange) થી કરોડો રૂપીઆ તો શું પણ અબજો રૂપીઆ લુંટી શકાય છે. હિંદીભાઇઓ! અને ખાસ કરીને વ્યાપાર-કુશળ ગુજરાતીભાઇઓ, સાવચેત રહો, ભારતમાતાને પગે પડો, અને તેનું રક્ષણ કરો.

સસ્ય શ્યામલામ્! માતરમ્!

વંદે માતરમ્!

## બ્રિટિશ પ્રજાની ન્યાય અને નીતિ?

ના૦ વાઇસરૉય લૉર્ડ રેડિંગે ચેમ્સફર્ડ ક્લબ આગળ ભાષણ આપતાં નીચેના ઉદ્દગારો કાઢ્યા છેઃ–

જેઓ વડી ધારાસભાને તોડી નાખવા એ ધારાસભામાં દાખલ થવા ચાહે છે તેમને હું ચેતવણી આપું છું કે એથી સુધારાનો અંત આવશે, સરકારનો નહિ. સરકારનું રાજ તો પહેલાંની માફક જ ચાલશે. માત્ર સુધારાનો નાશ થશે, અને દેશની પ્રગતિનો અવરોધ થશે.

હું મારા દેશબંધુઓને ઓળખું છું અને મને એમ કહેતાં જરા પણ આંચકો લાગતો નથી કે (બ્રિટિશ આલમના) બહિષ્કારવાદીઓ પોતાના ધારેલા હેતુમાં બિલકુલ નિષ્ફળ જશે. મારો માત્ર એક જ હેતુ છે. તે એ છે કે, જો મારાથી બને તો હિંદના લાભ અને પ્રગતિમાં વિરુદ્ધ અસર કરનાર કાર્ય થતું અટકાવવું. મારૂં માનવું છે કે ન્યાય અને નીતિનું જે ભાન બ્રિટિશ લોકોનો ખાસ ગુણ છે તે પર વિશ્વાસ રાખવો એ જ વધારે સારો રસ્તો છે."

ઉપરનાં વચનોમાં ના૦ વાઇસરૉયે સ્વરાજ્યપક્ષના ઉમેદવારોને જે ચેતવણી આપી છે તે અણધારી ન કહેવાય. ધારાસભાબહિષ્કારપક્ષે આ ચેતવણી અનેક-વાર આપી છે, અને સ્વરાજપક્ષ તે જાણે છે. બ્રિટિશ પાર્લામેન્ટ શું ધારશે? એ પ્રશ્ન લૉર્ડ રેડિંગ સિવાય કોઇને મુઝવતો નથી, અને બ્રિટિશ પાર્લામેન્ટ પ્રજાની લાયકાત અને કાર્યદક્ષતા જોઇ, તેની પરીક્ષા કરી બીજા સુધારા આપે એ સ્થિતિ હિંદુસ્તાને કદી સ્વીકારી નથી. હિંદુસ્તાને અત્યાર સુધીમાં જે કાંઇ મેળવ્યું છે તે બ્રિટિશ પાર્લામેન્ટે આપ્યું નથી પણ હિન્દુસ્તાને લીધું છે, અને એથી એમાં બ્રિટિશ પાર્લામેન્ટની ઉદારતાનો નહિ, એની ન્યાય કે નીતિનો નહિ પણ હિન્દુસ્તાનની શક્તિનો પરિચય થાય છે.

લૉર્ડ રેડિંગ બ્રિટિશ પ્રજાના "ન્યાય અને નીતના ખાસ ગુણો" પર વિશ્વાસ રાખવા જણાવે છે. વિશેષ-ણોની જેમ ગુણો પણ તુલનાત્મક (Comparative) છે, અને એથી એક પ્રજાના "ખાસ ગુણો" બીજી પ્રજાની દૃષ્ટિએ અન્યાય અને અનીતિ લાગતા હોય તે તે પ્રજાની દૃષ્ટિએ, પોતાના બીજા ગુણો સાથે સરખા-વતાં, ન્યાય અને નીતિ સમજાય તો નવાઇ નથી. પણ

પંજાબ અને ખિલાફત, કેનિયા અને અકાલીઓના અન્યાયો પછી હિંદી પ્રજા બ્રિટિશ પ્રજામાં "ન્યાય અને નીતિના ખાસ ગુણો" રહેલા છે એ માનવા તૈયાર નથી અને લૉર્ડ રેડિંગના દિલમાં એ વિશ્વાસ ભલે રહ્યો હોય પણ હિંદી પ્રજાએ તો બ્રિટિશ પ્રજા પરનો વિશ્વાસ સમૂળગો ખોયો છે, અને હિંદુસ્તાનમાં આજે એવી કોઈ વ્યક્તિ નથી કે જે બ્રિટિશ પ્રજાના આ "ન્યાય અને નીતિના ગુણો" થી અંજાઈ ગઈ ન હોય.*

## સતશ્રી અકાલ !

નાભાનરેશના ગાદીત્યાગ (?) નો અકાલીઓનો વિરોધ સરકારથી ન સંખાયો અને એથી અકાલીઓની શિરોમણિ ગુરૂદ્વારા પ્રબંધક કમિટીને સરકારે ગેરકાયદેસર જાહેર કરી છે અને એ કમિટીના આગેવાન સભાસદોને ગિરફતાર કરી, કમિટીનો બહારની દુનિયા સાથેનો સંબંધ તોડી નાખી એ કમિટીની હસ્તીને ળાવી નાખવાનો સરકારે નિશ્ચય કર્યો જણાય છે. ણુ અકાલીઓને આ અનુભવ કાંઈ નવો નથી. પકડાઈ ચેલા આગેવાનોની જગ્યા બીજા આગેવાનોએ લીધી , અને એ આગેવાનો પકડાતાં બીજા હજારો અકા-લીઓ એક પછી એક એ ખાલી જગ્યાઓ પૂરવા ોજૂદ છે. અકાલીઓની ગુરૂદ્વારા કમિટી, એમનો કાશન વિભાગ, એમનો જથ્થાઓનો વિભાગ, એમનો ંગરખાનાનો વિભાગ, એમના દિવાનો અને સરધસો, એમના ગુરૂદ્વારાઓ અને નિશાળો—એ સર્વે તેમની અજબ તાલીમ અને વ્યવસ્થાનાં સુચિન્હ છે અને સરકાર એથી ગભરાઈ છે. પોતાના સિવાય પોતાની સાથે મુકાબલો કરે એવું કોઈ પણ સુવ્યવસ્થિત અને સુગઠિત મંડળ હિન્દુસ્તાનમાં હસ્તી ધરાવે એ સરકાર નથી ચાહતી–પોતાના નિર્ણયોની સામે માથું ઉંચકે, પોતાના અમલદારોને પણ બે ઘડી હંફાવે અને પોતાના કરેલા નિર્ણયો ફેરવાવે એવી શક્તિ ધરાવે એવું મંડળ સરકારે નથી ઇચ્છતી અને એથી અકાલીઓના દળને સરકારે ગેરકાયદેસર જાહેર કરી વિખેરી નાખવાનો અને બને તો તોડી પાડવાનો દારૂણ નિશ્ચય કર્યો લાગે છે. અકાલીઓ જેટલા બળવાન છે તેટલા જ શૂરા છે, જેટલા સુવ્યવસ્થિત છે તેટલા જ નમ્ર છે અને તે ઉપરાંત મહાત્માજીના અહિંસાના સિદ્ધાંતના તેઓ અનન્ય ભક્ત છે. તેમણે તે સિદ્ધાંતને કાગળ પર નહિ પણ કાર્યમાં મૂકી બતાવી અહિંસા એ શૂરાઓનું શસ્ત્ર છે, નબળાઓનું નહિ, અને શસ્ત્રધારીઓના હાથમાં એ લોઢાના કે દારૂગોળાના કોઈ પણ શસ્ત્ર કરતાં વધારે રામબાણ છે એ સિદ્ધ કરી આપ્યું છે. આજે સરકાર ફરી એક વાર તેમને તાવી રહી છે. તેઓ સરકારની કેટલીએ કસોટીઓમાંથી પાર ઉતર્યા છે. અને અમને ખાત્રી છે કે તેમની અજબ વ્યવસ્થાશક્તિ, તેમનું અપ્રતિમ શૌર્ય, તેમનો અનુપમ આપભોગ, તેમની અપાર સહનશીલતા અને તેમની શાંત અહિંસા સરકારના આ દાવાનળમાંથી પણ તેમને ઉગારશે અને તેઓ ફરીથી અહિંસાની અને પોતાની શક્તિને ઉજ્જવળ કરી આ દ્વંદ્વયુદ્ધમાંથી બહાર નીકળશે. સતશ્રી અકાલ !

## બીજા લેખો

આ અંકમાં કેટલાક લેખો સ્થળસંકોચને લીધે અમે છાપી શક્યા નથી તે હવે પછીના અંકોમાં પ્રગટ કરવા વિચાર છે. અને એથી અમારા સર્વ લેખક મિત્રોને પોતાના તૈયાર થઈ ગયેલા લેખો વેળાસર મોકલી આપવા વિનંતિ છે.

## શુદ્ધિ

પાનું ૪૫, બીજા કોલમમાં, ચોથી લીટીમાં "તમે શરૂ કરેલી ચળવળને" બદલે "હાથમાં શરૂ કરેલી ચળવળને" એમ વાંચવું.

---

આ માસિક અમદાવાદ શામળાની પોળ પાસે આવેલા વસન્ત મુદ્રણાલયમાં ઘીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

પણ દેશનાં તમામ બાળકોનાં આત્મામાં, સદાને માટે ઘડાઇ જાય છે, અને તે વજ્રલેપની જેમ કદિયે ભૂંસાઇ શકાતા નથી. આવું ઉપર મુજબનું કેળવણીનું પ્રબળ યંત્ર ૧૮૭૩ માં યોજવામાં આવ્યું, અને એ જ સાલમાં ખ્રિસ્તી ધર્મ સામેની ભારે ઝુંબેશનો પણ અંત આવ્યો, એ જ્યારે આપણે યાદ કરીએ છીએ ત્યારે આ એક વારંવાર મનમાં આવતી શંકા રોકી શકાતી નથી, કે એ વખતે પશ્ચિમનાં બળવાન રાષ્ટ્રોની સહાનુભૂતિ ગમે તે ભોગે પણ જાપાનને પ્રાપ્ત કરવાની જરૂર હતી, તેથી તેમનું કર્કશ વલણ જોઇને ખ્રિસ્તી ધર્મનો પ્રકટપણે વિરોધ કરવાનો વિચાર રાખવો એ તો અસ્થાને અને અનિચ્છવા યોગ્ય તેને લાગ્યું; પણ એ ધર્મની જાપાનમાંથી જડ કાઢવાને માટે તેણે આ ફરજિયાત કેળવણીનું તંત્ર ભલેઉપજાવ્યું ન હોય પણ તેનો એ ધર્મ સામેના યુદ્ધના એક હથિયાર તરીકે જાપાને ઉપયોગ તો જરૂર કર્યો.

અત્યારે વસ્તુસ્થિતિ પણ એવી છે કે, છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન આ કેળવણીની નવી પદ્ધતિના અમલને પરિણામે ખ્રિસ્તી ધર્મનો અચૂક નિષેધ થયો છે, અને એથી ઉપલી શંકાને ટેકો મળે છે.

શાળાનાં પાઠ્યપુસ્તકો છાપવામાં પણ રાજ્યની સત્તા જ કુલ મુખત્યાર છે, એ પણ શંકાનું બીજું કારણ છે. ૧૯૦૩ ની સાલથી ધર્મનીતિ, જાપાની ભાષા, ઇતિહાસ અને ભૂગોળ, એ બધા વિષયો ઉપરનાં પ્રાથમિકશાળાને લગતાં પાઠ્યપુસ્તકો રાજ્ય તરફથી જ પ્રસિદ્ધ કરવામાં આવે છે. બીજાં પુસ્તકો રચવાની જો કે ગમે તેને છૂટ છે, પણ તેવાં પુસ્તકો, શાળાના અધિકારીઓની અનુમતિ વગર, કોઈ પણ શાળામાં વાપરવાની મનાઇ છે. શાળાઓમાં ધાર્મિક શિક્ષણ, ૧૮૯૧ માં પ્રસિદ્ધ થયેલા શાહી આજ્ઞાપત્રના ફરમાનના ધોરણ ઉપર અપાય છે, અને એ આજ્ઞાપત્રનું કદાચ વધારે નહિ તો ખ્રિસ્તી ધર્મમાંની દશ આજ્ઞાઓ જેટલું સન્માન તો જાપાનમાં જરૂર થાય છે.

ઉપર જણાવેલી શાળાઓ ઔદ્યોગિક શાળાની સાથે જુદાં જુદાં ખાતાંઓની દેખરેખ નીચે હોય છે. આવી બધી શાળાઓમાં શિક્ષકોની નીમણુક પણ સ્થાનિક ગવર્નરની સમ્મતિથી જ કરવામાં આવે છે. દરેક ખાતાના તાબામાં ઓછામાં ઓછી એક એક માધ્યામિક શાળા, છોકરા અને છોકરીઓ માટે જુદી જુદી હોય છે. પ્રાથમિક શાળાઓનો અભ્યાસ પૂરો કરીને, માધ્યામિકમાં દાખલ થવા માટે છોકરાઓ પ્રાવેશિક પરીક્ષા આપે છે, પણ માધ્યમિક શાળાઓનું પ્રમાણ કેવળ નિરાશાજનક હોય છે, તેથી પરીક્ષાના ઉમેદવારોમાંથી ચોથા ભાગના વિદ્યાર્થીઓ પણ દાખલ થવા પામતા નથી. અલબત્ત, સરકારી શાળાઓમાં હોશિયાર વિદ્યાર્થીઓ જ સાધારણ રીતે દાખલ થાય છે; તેમ છતાં પણ ખાનગી શાળાઓને એવા વિદ્યાર્થીઓની પસંદગી કરવાની પૂરતી તક રહે છે.

છેલ્લી ગણત્રી પ્રમાણે, જાપાનમાં અત્યારે છોકરાઓ માટે ૨૫૬ સરકારી માધ્યમિક શાળાઓ છે; તેમાં ૫,૨૯૪ શિક્ષકો અને ૧૨૧,૬૩૯ વિદ્યાર્થીઓ છે. ખાનગી માધ્યમિક શાળાઓ ૮૧ છે, અને તેમાં ૧,૬૮૭ શિક્ષકો અને ૩૭,૦૩૭ વિદ્યાર્થીઓ છે. છોકરીઓને માટે ઉચ્ચ શિક્ષણ સારૂ ૩૩૦ સરકારી શાળાઓ છે, જેમાં ૧,૩૭૦ શિક્ષકો છે અને ૨૬,૩૯૨ છોકરીઓ અભ્યાસ કરે છે. ખાનગી શાળાઓ કાઢવાનો ઉત્સાહ પ્રાથમિક શાળાઓના ક્ષેત્રમાં દાબી દેવામાં આવ્યો છે, પણ, માધ્યમિક શાળાઓની બાબતમાં એને ઠીક અવકાશ છે. પ્રમાણમાં માધ્યમિક શાળાઓ રાજ્ય તરફથી નીકળેલી નથી, તેથી અધિકારી વર્ગને પણ રૂચતું આવ્યું છે. ખાનગી શાળાઓનું ખર્ચ ધાર્મિક મંડળો, પરગજુ સજ્જનો, કે કેળવણી મંડળો પૂરૂં પાડે છે. સરકારી માધ્યામિક શાળાઓનું ખર્ચ ખાતાવાર આપવામાં આવતું નથી, પણ રાજ્ય તરફથી થોડી ઘણી મદદ માત્ર મળે છે. એ શાળાઓની ફી, માસિક ૪-૫ યેન જેટલી ભારે હોય છે, અને એ આવકમાંથી ચાલુ ખર્ચનો મોટો ભાગ મળી રહે છે. એનો અભ્યાસક્રમ પાંચ વર્ષનો છે. અને ઘણાખરા વિદ્યાર્થીઓ ૧૭ મે વર્ષે એમાં સ્નાતક થઈ શકે

છે. શિક્ષણના વિષયો અન્ય સ્થળોની હાઇસ્કુલો જેટલા હોય છે; ફેર માત્ર એટલો હોય છે કે લેટિન ને બદલે ત્યાં ચીનાઇ ભાષા શિખવી પડે છે. પરભાષાઓમાં અંગ્રેજી શિખવાય છે, અને એનાં પાઠ્યપુસ્તકો માટે પણ સરકારી મંજૂરી લેવી પડે છે.

સરકારી માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને જાપાનનો દરેક યુવક જેને માટે ખૂબ આકાંક્ષા રાખે છે એવા બે હક ભોગવવાનો લાભ મળે છેઃ (૧) અભ્યાસ પૂરો કરતાં સુધી લશ્કરમાં જોડાવાનું મુલ્તવી રાખી શકાય છે; અને (૨) સ્નાતક થયા પછી, આગળના ઉચ્ચ શિક્ષણ માટે પ્રાવેશિક પરીક્ષા આપીને તેવી સંસ્થાઓમાં જોડાવાનો તેને હક પ્રાપ્ત થાય છે. કોઈ પણ ખાનગી શાળાઓને આ લાભ નથી મળતા; પરંતુ, આખી દુનિયામાં કોઇક જ દેશમાં હશે એવો શાળાઓમાંથી ધાર્મિક શિક્ષણનો બહિષ્કાર કરવાનો ધારો જે ખાનગી શાળાઓ માન્ય રાખે તેને ઉપલા લાભ મળી શકે છે. ખરૂં જોતાં, આ ધર્મશિક્ષણનો નિષેધ, ખ્રિસ્તી ધર્મને જ લાગુ પડતો જણાય છે, કેમકે બૌદ્ધધર્મના સિદ્ધાંતો અને ઇતિહાસ તો પાઠ્યપુસ્તકોમાં ઠેકઠેકાણે નજરે પડે છે, અને શિન્ટો ધર્મની માન્યતાઓ તો વળી પ્રાથમિક શાળાઓમાં પણ શિખવાય છે.

છોકરીઓ માટેની ઉચ્ચ શિક્ષણની શાળાઓની વ્યવસ્થા છેક ૧૮૯૯ માં જ કરવામાં આવેલી, પણ ત્યારપછી, તેમની સંખ્યા ઘણી ઝડપથી વધતી આવી છે. અભ્યાસનો ક્રમ ચાર વર્ષનો છે, અને ત્યાર પછી એક કે વધારે વર્ષ સુધી પ્રત્યક્ષ કામકાજનો અનુભવ લેવાનું મરજિયાત રાખેલું છે. શિક્ષણના વિષયો છોકરાના અભ્યાસના જેવા જ છે; માત્ર ગણિતનું ઉચ્ચ શિક્ષણ કમી કરીને તેને બદલે સિવણ, પાકશાસ્ત્ર અને સંગીત કે એવા જ કોઇ બીજા સ્ત્રીોપયોગી વિષયો શિખવવામાં આવે છે.

ઔદ્યોગિક શાળાઓમાં, કળાકૌશલ્ય, ઉદ્યોગ અને વ્યાપારને લગતા ધંધાઓનું શિક્ષણ અપાય છે. એમાં, એક સામાન્ય અને બીજો વિશિષ્ટ, એવા બે જાતના અભ્યાસક્રમ હોય છે. સામાન્યક્રમ, માધ્યમિક શાળાના અભ્યાસ જેટલી કોટિનો હોય છે, પણ તેમાંનું શિક્ષણ વધારે પ્રત્યક્ષ અને વ્યાવહારિક હોય છે. આવી શાળાઓ તો આખાં દેશભરમાં અસંખ્ય છે, અને એ કેળવાયેલી પ્રજાના દરેક પ્રકારના વ્યવસાયને ઉપયોગી જરૂરિયાતો માટે પૂરતી છે. એ અભ્યાસનો સમય ત્રણથી પાંચ વર્ષ સુધીનો હોય છે.

માધ્યમિક અને ઔદ્યોગિક શાળાઓ ઉપર સરકારી અને ખાનગી, બન્ને જાતની વિદ્યાપીઠો છે. જે દેશમાં પ્રજાકીય ખર્ચનો સૌથી મોટો હિસ્સો લશ્કર અને નૌકા સૈન્ય પાછળ ખર્ચવામાં આવે છે, ત્યાં જાપાને, વિદ્યાપીઠો સ્થાપવા માટે જે યત્ન કર્યો છે તે પ્રમાણમાં સંતોષકારક ગણાવો જોઈએ.

આ વિષયમાં પણ, નીચલાં ધોરણની શાળાઓના કરતાં ખાનગી સાહસને ઓછી ડખલ થઇ છે. ટોકિયો અને કયારો જેવી કુલ ચાર સરકારી વિદ્યાપીઠો ઉપરાંત, બીજી કેટલીયે સંપૂર્ણ સાધનયુક્ત ખાનગી વિદ્યાપીઠો છે, જેમાં જાપાનના સુપ્રસિદ્ધ કેળવણીકાર ફુકુઝાવા અને ઓકુમાએ સ્થાપેલી ખાસ ધ્યાન ખેંચે તેવી કાયો વિદ્યાપીઠમાં ૬,૦૦૦ અને વાસેડામાં ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આ ઉંચી કેળવણીના વિષયમાં સરકારી તેમ જ ખાનગી સાહસ હોવા છતાં પણ બહુ થોડું જ કાર્ય થયેલું છે, અને હજીયે એ દિશામાં બહોળું ક્ષેત્ર ખેડવાનું બાકી પડયું છે.

આમ બાહ્ય દૃષ્ટિએ જોતાં, જાપાને છેલ્લાં પચાસ વર્ષોમાં ખૂબ પ્રગતિ કરી છે. આખા દેશમાં ઠેર ઠેર, નાનાં બાળકોને માટે છેક કિન્ડરગાર્ટનથી માંડીને દાઢીયાળા સ્નાતકો માટે વિદ્યાપીઠના અભ્યાસ સુધીની દરેક પ્રકારની અને જુદા જુદા ક્રમની અનેક શાળાઓ નજરે પડે છે. પશ્ચિમના દેશોના વિદ્યાર્થીઓ કરતાં જાપાનના વ્યવહારૂ જીંદગી માટે તત્પર થઇ રહેલા યુવાનો ત્રણ ચાર વર્ષ મોડા સ્નાતક થાય છે; અને આનું મુખ્ય કારણ તો એ જ છે કે, ચીનાઓના જન

સ્વભાવનો અને સાહિત્યનો અતિશય માથાફોડીઓ અભ્યાસ કરતાં, એમનો ઘણો સમય વહી જાય છે. આ સમય દરમ્યાન, બાદશાહ મૈજીની અંતકાળની ભવિષ્યવાણી પરિપૂર્ણ થઈ ચૂકી છે:

"જાપાનના કોઈ દૂર દૂર ગામડામાં એક અભણ કુટુંબ તેમ જ ગરીબમાં ગરીબ કુટુંબમાં એક અભણ માણસ ક્યાંયે નજરે પડશે નહિ."

આ બધું છતાં, આ વિશાળ પ્રવૃત્તિનાં પરિણામો જ્યારે નિહાળીએ છીએ ત્યારે એ બધાં શુભ અને શુદ્ધ જ નીવડયાં છે, એમ નહિ કહી શકાય. આખા દેશમાં ચોપાસ જડવાદનાં ઝેરી બીજ વવાઇ ચૂક્યાં છે, અને તેનાં કડવાં ફળ પણ બધે ઉગી નીકળ્યાં છે. જ્યારે ખાનદાન અને સુશિક્ષિત જાપાનીઓ એક બાજુ શાળાઓમાં નૈતિક શિક્ષણ આપવાનો ગર્વ ધરાવે છે, અને બીજી તરફ દેશની નૈતિક અધોગતિ ઉપર આંસુ ઢાળે છે, ત્યારે આપણને ખરેખર તેમની સ્થિતિ દયાજનક જ લાગે છે. ત્રણ સદીઓ સુધી જાપાન, બ્હારની દુનિયા સાથેના વ્યવહારથી તદ્દન વિમુખ રહ્યું, અને એ સમય દરમ્યાન છે, અને જે વિરોધી માનસિક વાતાવરણ ... એ બધી પરિસ્થિતિ આપણે

શાળાનાં પાઠ્યપુસ્તકો છાપવામાં પણ રાજ્યની સત્તા જ કુલ મુખત્યાર છે, એ પણ શંકાનું બીજું કારણ છે. ૧૯૦૩ ની સાલથી ધર્મનીતિ, જાપાની ભાષા, ઇતિહાસ અને ભૂગોળ, એ બધા વિષયો ઉપરનાં પ્રાથમિકશાળાને લગતાં પાઠ્યપુસ્તકો રાજ્ય તરફથી જ પ્રસિદ્ધ કરવામાં આવે છે. બીજાં પુસ્તકો રચવાની જો કે ગમે તેને છૂટ છે, પણ તેવાં પુસ્તકો, શાળાના અધિકારીઓની અનુમતિ વગર, કોઈ પણ શાળામાં વાપરવાની મનાઇ છે. શાળાઓમાં ધાર્મિક શિક્ષણ, ૧૮૯૧ માં પ્રસિદ્ધ થયેલા શાહી આજ્ઞાપત્રના ફરમાનના ધોરણ ઉપર અપાય છે, અને એ આજ્ઞાપત્રનું કદાચ વધારે નહિ તો ખ્રિસ્તી ધર્માંતી દશ આજ્ઞાઓ જેટલું સન્માન તો જાપાનમાં જરૂર થાય છે.

વખતે, પરીક્ષકોના ખોળામાં, અર્ધ પાચન થયેલું જ્ઞાન માત્ર ઓકી કાઢવામાં જ તેઓ કૃતાર્થ થાય છે. મારે હિસાબે તો આપણી તમામ વિદ્યાપીઠો, જાપાનનો કોઇ સાધારણ માણસ પણ જેથી સંતોષ ન પામે એટલા ટુંકા પગાર લઈને, પોતાની અણમોલી જીંદગી સરકારી કચેરીઓમાં ગુલામી કરવામાં બરબાદ કરે એવા કારકુનો પેદા કરવાનાં નકામાં યંત્રો કરતાં કંઇ વિશેષ નથી.

કોરિયામાં ત્યાંના પાટનગરના જાહેર રાજમાર્ગો ઉપરથી સ્ત્રીપુરુષ બન્ને જાતિના યુવાન બુદ્ધિમાન વિદ્યાર્થીઓ, આસપાસનાં સ્થળોમાં પ્રવાસ અર્થે બ્હાર નીકળે છે. ત્યાંની પોલિસ ઉપરના હુકમ અનુસાર થોડી મિનિટો માટે બધો માર્ગવ્યવહાર રોકીને ત્યાંના ભરચક બજારોમાંથી એમને માર્ગ કરી આપે છે. આવા પ્રવાસોનું ખર્ચ, રાજ્ય તરફથી પૂરૂં પાડવામાં આવે છે; માત્ર દરેક વિદ્યાર્થીને માસિક ૬૦ થી ૫૦ સેન જેટલો પ્રવાસફાળો ભરવો પડે છે. આ ફાળામાં સરકારી કેળવણીખાતા તરફથી કંઇ રકમ ભેટ મળે છે, અને તે ઉપરાંત રેલ્વે અને સ્ટીમર કંપનીઓ પણ ઘણી સારી રાહત અને સગવડ આપે છે. હાઇસ્કુલમાંથી જે વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરો કરીને બ્હાર નીકળે છે, તેઓ એટલી ઉમ્મરે દેશના ખૂણે ખૂણાના બરાબર ભોમીઆ થઇ ગયા હોય છે. જાપાનમાં લશ્કરી તાલીમ ફરજિયાત હોવાને લીધે, દેશની ભૂગોળનું આવું જ્ઞાન, બહુ ઉપયોગી નીવડે છે, અને પરરાજ્યનો કોઇ હુમલો થાય તો આવી તાલીમથી તેની સામે લડીને સ્વરક્ષણ કરવાનું પ્રજામાં બળ આવે છે. આ લશ્કરી તાલીમ આપવાની પદ્ધતિ, જર્મનોએ એ વિષયમાં પહેલ કરેલી, ધીનક પાસેથી જાપાને ગ્રહણ કરેલી છે. મારા મતને પૂરૂં પાડું છું: સરકારી મોન્ટેસરી કે બીજી પ્રજાખાતાવાર આપવામાં આવતું નથી, પણ રાજ્યસારફથી થોડી ઘણી મદદ માત્ર મળે છે. એ શાળાઓની ફી, માસિક ૪-૫ યેન જેટલી ભારે હોય છે, અને એ આવકમાંથી ચાલુ ખર્ચનો મોટો ભાગ મળી રહે છે. એનો અભ્યાસક્રમ પાંચ વર્ષનો છે. અને ઘણાખરા વિદ્યાર્થીઓ ૧૭ મે વર્ષે એમાં સ્નાતક થઈ શકે

# પ્રતિમા આલેખન અને ચિત્રકળા (Figure-drawing and Painting)

અમારા ધારવા પ્રમાણે, ઘણે ભાગે મુંબઇની "સર જે. જે. સ્કુલ ઑફ્ આર્ટ" બાદ કરતાં, મુંબઇ ઇલાકામાં યથાર્થ પદ્ધતિ ઉપર ચિત્રકળાનું શિક્ષણ આપનારી બીજી શાળા ભાગ્યેજ હશે. ચિત્રકળા સંબંધી થોડી અગત્યની સામાન્ય સૂચના એ કળાના અભ્યાસીઓને ઉપયોગી થશે એમ ધારીને અત્રે આપી છે. આ વિષય ઉપર કંઇક વિવેચન કરવાનું એટલા ઉપરથી ઉચિત ધાર્યું છે કે, લલિત કળાના બીજા વિભાગો કરતાં આ શાખા તરફ વિદ્યાર્થીનું વલણ વિશેષ હોય છે, એમ જણાય છે.

ચિત્રકળામાં સારૂં કામ કરવા માટે ચિત્રકારે, આકૃતિ, રંગ, રંગમિશ્રણ અને પ્રકાશછાયાની સુસંગતતા, એ ચાર મુખ્ય બાબતોનું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે. એ ચાર બાબતો પૈકી આકૃતિ, રંગ અને સુસંગતતા ( tone ) નું જ્ઞાન નિસર્ગના અભ્યાસથી મળે છે. મિશ્રણ એ કલ્પનાશક્તિનો વિષય છે, અને તેમાં બીજાં ત્રણેનો પણ પૃથક પૃથક કે સામુદાયિક રીતે સમાવેશ થાય છે. ઉદાહરણ તરીકે, મૂર્તિઓના સંઘના રેખાચિત્રમાં (outline drawing of a group of figures) માત્ર આકૃતિનું જ મિશ્રણ હોય છે. પ્રકાશ અને છાયાનું મિશ્રણ ફક્ત અસરનીજ દૃષ્ટિએ જોઇશું તો તેના સાદામાં સાદા દેખાવમાં પણ, ગમે તેવું બીજરૂપ ( rudimentary ) કે અસ્પષ્ટ, પણ કંઇક આકૃતિનું તત્વ જણાશેજ. અને તેજ પ્રમાણે રંગમિશ્રણમાં આકૃતિનો પણ સંબંધ હોય છે. એ સંબંધ, કદી રંગીન રેખાચિત્રની માફક મોઘમ હોય છે, અથવા તો દિવાલપરનાં ચિત્ર જેવાં સપાટ રંગીન ચિત્રોની પેઠે સ્પષ્ટ દેખાઇ આવે એવો હોય છે. કેટલાંક ચિત્રોમાં આકૃતિ, રંગ અને છાયાપ્રકાશની એકત્ર મિલાવટ એવી તો સુંદર જામેલી હોય છે કે તેથી તેને આપણે ચિત્રકળાનો શ્રેષ્ઠ નમૂનો કહી શકીએ. કારણ કે ઘણીખરી વાર જોકે માત્ર ગૃહશૃંગારનાજ ઉપયોગને માટે વપરાતાં મૂર્તિનાં ચિત્રોમાં પ્રકાશ અને છાયાનું તત્વ ઓછું હોય, અને સપાટ રંગ સાથે રૂપરેખાવાળું આકૃતિ અને રંગોનુંજ મિશ્રણ હોય તો તે ચાલી શકે, પરંતુ તેને ચિત્રકળાના ઉત્તમ નમૂના તરીકે ગણી શકાય નહિ. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે, કળાની સંપૂર્ણ મિલાવટ માટે ચિત્રકળાના અભ્યાસીનું લક્ષ પ્રથમ આકાર, રંગ, પ્રકાશછાયા ( light and shade ) અને એ સૌનો સુંદર મેળ જામે એવું જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ દોરાવાની જરૂર છે. અને એ હેતુથી તેનો અભ્યાસ એ દિશામાં હોવો જોઇએ. વળી એ પણ ચોખ્ખી વાત છે કે, જો કે પ્રકાશછાયા અને રંગ વગરનું માત્ર આકારનુંજ મિશ્રણ આપણે કરી શકીએ, તેમ છતાં પણ રંગના થોકની ( masses of colour ) કોઇ પણ રચનામાં આકારનું તત્વ તો ભળવુંજ જોઇએ. ત્યારે હવે આમ હોવાથી, ચિત્રકળાના અભ્યાસીએ આકારના અભ્યાસ તરફ પ્રથમ કાળજી રાખવી જોઇએ. એમાં તો શંકા નથી કે શરૂઆત કરવાનો સૌથી સરળ માર્ગ એ છે કે રેખાત્મક ચિત્રોનું અનુકરણ કરવું, અને સહેલી આકૃતિથી આરંભ કરી ક્રમે ક્રમે અઘરાં કામ તરફ વધવું. પણ આ રીતને કદાચ હદ ઉપરાંત મહત્વ આપવાનો સંભવ છે, અને અમારા અભિપ્રાય પ્રમાણે એ રીત માત્ર હાથ કેળવવા

પૂરતી, શરૂઆતની સ્થિતિમાંજ ઉપયોગની છે. ચિત્રશાળામાં અભ્યાસને માટે આવનાર યુવકને ચિત્રકામનો શોખ હોય, એ વિષયમાં પ્રાથમિક જ્ઞાન મેળવવા પૂરતું કામ એક અથવા બીજી રીતે તેણે કર્યું હોય એવું સહજ અનુમાન કરી શકાય. તેથી શાળામાં દાખલ થયા પછી તેને માટે સૌથી ઉત્તમ અને ખાત્રીભરેલો રસ્તો એ છે કે તેણે ઘન પદાર્થોના રુપરેખાના ચિત્રથી કામની શરૂઆત કરવી. આમ કરવાથી, યોગ્ય માર્ગદર્શકની મદદ વડે તેનામાં સપાટ કામ જેટલીજ હાથની સ્થિરતા આવશે. આ પ્રાથમિક અભ્યાસમાં તેની નેમ, નિશ્ચયપૂર્વક અને ચોક્કસપણે ચિત્ર કાઢવાનો પ્રયત્ન કરીને, પોતાની આંખ તેમજ હાથને એકસરખા પ્રમાણમાં કેળવવાની હોવી જોઇએ. આ કહેવાનો ભાવાર્થ એ છે કે, જે વસ્તુનું ચિત્ર તેને કાઢવું હોય તેનું પ્રમાણ પ્રથમ પોતાના ચિત્રપટ ઉપર વ્યવસ્થિત કરીને તેની સ્પષ્ટ અને ચોક્કસ રૂપરેખા દોરવી, અને ચોક્કસ રેખા દોરવાના વિષયમાં, શરૂઆતમાં જુવાન વિદ્યાર્થીને અવશ્ય નડનારી મુશ્કેલીઓ વચ્ચે પણ પોતાથી બની શકે તેટલા દૃઢ અને સ્થિર હાથથી ચિતરવી.

ત્યારે હવે ચિત્રકળાના અભ્યાસીનો આશય પ્રથમ પોતાની સામેની આકૃતિની સ્પષ્ટ નિશ્ચિત કલ્પના સાધ્ય કરવાનો હોવો જોઇએ; અને જ્યાં સુધી પોતાના ચિત્રપટ ઉપર તેની ચોક્કસ રૂપરેખા એ નહિ દર્શાવી શકે ત્યાં સુધી તેની એ ધારણા ફળીભૂત થવાનો સંભવ નથી. આ પછી તેણે બારીક અને ત્વરિત રીતે આકૃતિ કાઢવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ, અને આરંભથીજ રેખા દોરવામાં જો તે ભૂલ કરે તો, પાછળથી સુધારો કરીને આખરે સીધી અને ચોક્કસ રેખા આણી મૂકવાની ગમે એટલી ઇચ્છા છતાં પણ, એ શક્તિ મેળવવામાં તે નિષ્ફળ થશે. એ પછી વિદ્યાર્થીએ હાથની સ્થિરતા ( steadiness of hand ) પ્રાપ્ત કરવાની છે. આ કામ માટે તેણે, અટકયા વગર અથવા કલમ ઉપાડયા સિવાય, અમુક નિશ્ચિત સ્થળેથી માંડીને છેવટના બિંદુ સુધી રેખા દોરવાની ટેવ પાડવી. આને "રેખા ચિતરવી' કહે છે. ( Painting the line ) અને એ ટેવ પ્રતિમાચિત્ર તેમજ ornamental drawing બારીક ચિત્રકામ બેઉમાં અગત્યની છે. પોતાની આખી કારકીર્દિ દરમ્યાન ચિત્રકારનો હેતુ, જે આકૃતિનું તેને અનુકરણ કરવાનું હોય તેની સ્પષ્ટ અને ત્વરિત કલ્પના કરી તેને સપાટ પૃષ્ઠ પર ઉતારવાનો હોય છે. આટલી માહિતી મેળવ્યા પછી ચિત્રના અભ્યાસીએ હાથ, પગ, મસ્તક વિગેરે છુટાં અવયવોના સાંચામાં ઢાળી કાઢેલા ઘાટ ઉપરથી ચિત્ર કાઢવાનો મહાવરો પાડવો, અને ક્રમે ક્રમે આખી પુરાતન મૂર્તિઓ ( antique figures ) તરફ વધવું. દોરેલી રૂપરેખામાં, સામાન્ય વલણ અને પ્રમાણ ચોક્કસ રીતે આવે, અને અવયવો, ચહેરો અને શરીરના બીજા અગત્યના ભાગોને નિશ્ચિત રીતે બતાવે એટલે દરેક મૂર્તિ અથવા મસ્તકનું ચિત્ર કાઢવાને શક્તિમાન થયા પછી ચિત્રકારની ધારણા પોતાના ચિત્રને ઘન આકારમાં ( rounded form ) દૃષ્ટિ સમીપ ખડું કરવા જેટલી શક્તિ પ્રાપ્ત કરવાની હોવી જોઇએ. હવે આકૃતિનું ખરું સ્વરૂપ બતાવવામાં, ફક્ત રૂપરેખા ઘણું કામ કરતી નથી. અથવા જો કે, આકૃતિની બાહ્યરેખા પૂરી ચોક્કસ રીતે બતાવે, તો પણ આકૃતિની રચના દેખાડનારા આંતરિક ભાગો, જે વધતેઓછે અંશે, નિશ્ચિત કરેલા છાયાપ્રકાશ મારફતેજ સમજાય એવા હોય તેને વ્યક્ત કરવામાં બહુ ઓછું કામ કરે છે. આમ હકીકત હોવાથી માત્ર રેખાત્મક ચિત્રને હદ ઉપરાંત મહત્વ આપવું એ ઠીક નથી. કારણ કે ગમે એટલી પણ એ માત્ર ચિત્રદર્શનની એક રૂઢ રીતિ છે. તેથી વિદ્યાર્થીએ ચિત્રને તેના છાયાપ્રકાશવાળા ખરા સ્વરૂપમાં કલ્પવાનો પ્રયાસ બનતી ત્વરાએ કરવો જોઇએ.

પ્રકાશછાયાનો મહાવરો પાડયા પછી ચિત્રકળાના અભ્યાસીએ રંગના ફેલાવ અને વર્ણછટાના ( tone ) અભ્યાસમાં પ્રવેશ કરવો, કેમકે ચિત્રકળાનો આ વિભાગ સૌથી બારીક, ( subtle ) અટપટો અને વ્યાપક છે. ( complicated and comprehensive ). અમે એને સૌથી વધારે અગત્યનો ગણીએ છીએ, કારણ કે આકૃતિ અને રંગની સાથે એનો એવો નિકટ સંબંધ છે કે એ બેઉથી એને છૂટો પાડી શકાય એમ નથી, અને રંગ–આકૃતિ–છાયા આદિ ( tone ) ની વિપર્-

ગ્રહણુશક્તિ અથવા સમજ ( perception ) નો વિસ્તૃત અર્થ, નિસર્ગનાં દશ્યોમાં અવશ્ય વ્યાપી રહેલી સુસંગત ( harmonious ) એકતાનું ભાન થવું; અને એ સુસંગતતા ( harmony ) ના નૈસર્ગિક નિયમોનો આકાર અને રંગ સાથે મેળ બેસાડવો એવો થાય છે. અને તેથી, જો ચિત્રકળાના અભ્યાસીને, જ્યારથી તે છાયાપ્રકાશથી પોતાનું કામ શરૂ કરે ત્યારથીજ, ચિત્રમાં આ ગ્રહણુશક્તિનો ઉપયોગ કરી ચિત્રને નૈસર્ગિક સ્પષ્ટતા આપવા તરફ સતત લક્ષ રાખવાની સૂચના આપવામાં નહિ આવે, તો તે આગળ જતાં તેના ચિત્રકામને એ દેખાવ આપી શકે એ સંભવિત નથી. ચિત્રની ( effect ) અસરની પસંદગીનો આધાર ચિત્રકારની અભિરૂચિ અને રસજ્ઞતા ઉપર રહે છે. ગુણજ્ઞતા એ સુશિક્ષિતપણાનો વિષય છે, અને તેની અગત્ય અને કિંમત આપણામાં ભાગ્યેજ સમજાય છે. આ ખામીનું કારણ મોટે ભાગે એ છે કે કામની શરૂઆતના વખતથીજ, જેમાં બુદ્ધિસામર્થ્યનો ઉપયોગ કરી બરાબર નમૂના પ્રમાણે કામ નિપજાવી કાઢવાના પ્રાથમિક હેતુને શિલામુદ્રણ છાયાકૃતિની ( lithographic shading ) મહેનતવાળી પદ્ધતિનીચે નીચેના દરજ્જાએ ઉતારી પાડવામાં આવ્યો હોય એવા, પુરાતન પાષાણ મૂર્તિઓ અને એવી જાતનાં બીજાં નમૂના ઉપરથી કાઢવાના શ્રમસાધ્ય ચિત્રકામ પાછળ વખતનો વ્યર્થ વ્યય કરવામાં આવે છે. અમારા ધારવા પ્રમાણે, આકાર, રંગ અને છાયાની સુસંગતતા બરાબર નહિ સમજવાની જે ખામી આપણા ચિત્રકારોમાં દેખાય છે તેનું કારણ એ છે કે તેમને ચાકની અણીવડે ( chalk-point ) અઘરાં કામ કરવાની સાધારણ રીતે ટેવ હોય છે. આ ટેવને લીધે વખત નકામો જાય છે તેમજ આકૃતિ-છાયા-રંગાદિના મેળના અભ્યાસને માત્ર ઝટ ઝટ કામ તૈયાર કરી નાંખવાના કામમાં લીન કરી દેવામાં આવે છે; એટલુંજ નહિં પણ, ચિત્રકારનું ધ્યાન નાની નાની વિગતોમાં ( details ) એટલું એકાગ્ર થઇ જાય છે કે એકંદર સામાન્ય અસર ( general effect ) તરફ તેનું લક્ષ રહેતું નથી. આ કારણને લીધે વધારે સલાહભરેલી વાત એ છે કે સ્ટમ્પ ( stump ) નો ઉપયોગ માત્ર ચિત્રમાં છાયા આપવામાંજ ( shading ) કરવો. બારીક અણીથી છાયા કાઢવા કરતાં સ્ટમ્પથી છાયાનું કામ નવિન અભ્યાસીને વધારે સ્હેલું પણ લાગશે. સ્ટમ્પ વાપરવામાં નડનારી કેટલીક (mechanical) યાંત્રિક મુશ્કેલીઓ બેશક દૂર કરવી પડે છે. વળી અહીંઆ સપાટ છાયા તેમજ ચઢાવઉતાર છાયા કેવી રીતે કાઢવી તેનો ખ્યાલ આપવા સારૂ ચિત્રના નમૂનાનો ઉપયોગ કરવાનો છે. ( drawing-models ) માત્ર એટલી સંભાળ રાખવી કે ભવિષ્યમાં પોતાના કામમાં સવડતા મળવા માટે જરૂર જેટલા વખત કરતાં વધારે વખત એમાં ગુમાવવો નહિ.

આ પછી હવે, ચિત્રકાર પોતે જે વસ્તુનું ચિત્ર કાઢતો હોય તેની સામાન્ય અસર અથવા સુસંગતતા તરફ તેને ધ્યાન આપવાનું છે. ( general effect and tone ) આ કામમાં તેને મોટી મુશ્કેલી જણાશે અને એ મુશ્કેલી શરૂઆતમાં માત્ર નહિ પણ તેના અભ્યાસના સઘળા વખત દરમ્યાન નડશે. નાની વિગતો ( details ) જોવી એ સ્હેલું છે, અને એ વિગતોને સામાન્ય અસરનાથી નીચલે દરજ્જે મૂકવી ( to subordinate ) એ કામ અઘરૂં છે. વિદ્યાર્થીએ આ બાબત સદંતર હંમેશાં ધ્યાનમાં રાખવી, અને તેમ છતાં નાની વિગતોની યોગ્ય કિંમત પણ વિસારવી જોઇએ નહિ. આજકાલના આપણા ચિત્રકારોમાં જે ખામી માલમ પડે છે તે એ છે કે તેઓ ચિત્રપ્રતિમા જોઇએ તે કરતાં વધારે જાજવલ્ય ચિત્રે છે (Reflection too strong) અને તેથી તેનું કામ મેળની બહાર જતુ રહે છે. સત્યને ભોગે પોતાના ચિત્રને કૃત્રિમ ચમક આપવાની તેમને ઇચ્છા થાય છે. ઉદાહરણ તરીકે માથાના ચિત્રમાં દેખાવ અને પ્રમાણ રૂપરેખામાં બરાબર હોય, પણ પ્રકાશછાયામાં મેળ નહિ હોય તો તે કંઇ કામનું નથી. જોઇએ તે કરતાં સ્હેજ વધારે છાયા કે જરા વધારે પ્રકાશથી કામની સુસંગતતાનો નાશ થાય છે. અને પરિણામ એ થાય છે કે રૂપલક્ષણો ( features ) વ્યક્તિશઃ કદાચ બરાબર હોય, પણ

તેમનો એકત્ર જમાવ મસ્તકના કુદરતી ઘાટથી અસંબદ્ધ થઈ જશે. આમ બનવાનું કારણ એ છે જે, ચિત્રકાર જુદા જુદા છાયાપ્રકાશને એકબીજા સાથે બંધબેસતા કરવામા એટલું બધું ધ્યાન આપે છે કે બીજી આજુ-બાજુની પરિસ્થિતિ ભૂલી જવાય છે. દાખલા તરીકે, સાધારણ રીતે લગભગ તદ્દન કાળા નમૂના ઉપરથી લીધેલા ચિત્રમાં કાળામાં કાળી છાયા જોવાની પ્રથા હોય છે. હવે ચિત્રની બીજી છાયાઓ સાથે સંબંધ જોતાં તે બરોબર લાગશે, અને બીજા ઘણીજ ઓછી છાયાવાળા ભાગો તેથી પણ વધારે ઠીક લાગશે. પરંતુ, દાખલા તરીકે, કાળા ડગલાની બાંયની નીચેની છાયા સરખી એકાદી કાળી વસ્તુ જોતાં, જે ઓરડીમાં પોતે કામ કરતો હોય તેના છાયાપ્રકાશના પ્રમાણમાં જે છાયા તે દેખાડવા માગે છે તેની ખરી કિંમત તેને સમજાશે. ચિત્રોમાં વારંવાર જે કાળાશ જોવામાં આવે છે તેનું ખરૂં કારણ પરિસ્થિતિનો સંબંધ સમજવાની ખામીજ છે. કાળામાં કાળી છાયાને તેના ચઢાવઉતારના ખરા હિસાબમાં લાવ્યા પછી તેને પ્રમાણમાં લાવવા સારૂ બાકીના નાખા છાયાપ્રકાશને ધીમે ધીમે હલકો કરવા પડશે, અને ત્યારેજ ચિત્રમાં પ્રકાશછાયાનો બરાબર મેળ જામશે.

આકાર અને રંગછાયા વિગેરેની જમાવટનો

પીળી દિવાલ પરથી પ્રકાશનું પ્રતિબિંબ પડે તો તેનો રંગ લીલાશ પડતો દેખાશે. લાલ દિવાલપરથી પ્રતિબિંબ પડે તો જાંબુડા રંગનું જણાશે. હવે જોકે એ કાપડનો અસલ ખરો રંગ તો આસમાની છે તો પણ જુદાજુદા સંયોગોમાં જોનારને તેમાં ફેર દેખાય છે. સંયોગો પ્રમાણે રંગોમાં જે જુદી જુદી છાયા ( shades ) જણાય છે તે ઉપર આપેલા દૃષ્ટાન્તની પેઠે હંમેશાં ખુલી સ્પષ્ટ દેખાય જ એવો કંઇ નિયમ નથી. વસ્તુતઃ એતો અસંખ્ય હોય, પણ દરેક કામમાં આ દેખીતા રંગોની ચોક્કસ છાયા ચિત્રકારે જોઇ કાઢી પોતાના ચિત્રપટપર શુદ્ધ રંગોમાં એટલે પોતાની રંગપાટીપર ( palette ) મેળવ્યા હોય તે જુદી જુદી છટાવાળા ( tints ) રંગોમાં ઉતારવી જોઇએ.

જો કોઈ પણ ચિત્ર કાઢવામાં, ચિત્રકાર પોતે જેવું ચિત્ર કાઢવા માગતો હોય તેના રંગો અને પ્રકાશછાયા આદિની સુસંગતતા (tone) એવી રીતે ગોઠવી શકે કે જેથી બરાબર સાદૃશ્ય આવે, તો પછી કંઇ બાકી રહેતું નથી. જો એ કામ સાધ્ય થયું તો પછી વસ્તુ સંગીન ( solid ) અને છાયા સ્પષ્ટ ( transparent ) દેખાશે. કહેવાનો હેતુ એ છે જે, ચિત્રકારે પોતાની

પ્રથમના અભ્યાસની મદદથી આંખની સાથે હાથ પોતાની મેળેજ કેળવાશે.

આકાર, રંગ અને પ્રકાશછાયાનો મેળ એ ત્રણ મોટા ગુણો ધ્યાનમાં રાખવાની એક મોટી મુશ્કેલી ઑઇલ અથવા વૉટર કલરનાં ચિત્રો કાઢવાનો મહાવરો પાડવાથીજ માત્ર દૂર થાય છે. રંગને માટે આંખને કેળવવાની માત્ર એકજ રીત, નમૂનામાં રંગ, આકૃતિ, છાયાપ્રકાશના જમાવટને ચિત્રમાંની જમાવટ સાથે બંધ-બેસતી કરવી એ જ છે. ચિત્ર અને અસલ નમૂનો પાસે પાસે મૂકતાં બન્નેનું ચમત્કારિક સામ્ય હોવું જોઇએ. એ કરતાં આવડ્યું એટલે ચિત્રકાર પોતાની કલ્પના-શક્તિને પૂર્ણ સ્વાતંત્ર્ય અને અવકાશ આપી શકશે. નમૂનો પોતાના ભૌતિકનેત્ર ( bodily eye ) સામે હોય અને તે પરથી જેટલી સ્હેલાઇથી ચિત્ર કાઢી શકે તેટલીજ સ્હેલાઇથી તે મનઃકલ્પિત વસ્તુનું ચિત્ર કાઢી શકશે; પરંતુ નજર આગળની વસ્તુનું બરાબર ચિત્ર કાઢી નહિ જાણતો હોય તો તેનાથી બીજું કંઇ થઇ શકશે નહિ.

ચિત્રાલય, વડોદરા. | સુપ્રકાશ ગંગુલી

# આપણી ઉચ્ચ શિક્ષણપદ્ધતિની ખામીઓ

આપણામાં કહેવત છે કે 'નિવડે વખાણ.' કોઇ પણ સંસ્થાની સફળતા તેના પરિણામરૂપે બહાર પડેલા પુરુષો ઉપરથી પુરવાર થાય છે. જો આ સિદ્ધાન્તને શિક્ષણપદ્ધતિનું લક્ષણ ગણીએ તો નછૂટકે કહેવું પડશે કે આપણી હાલની પદ્ધતિ નિષ્ફળ ગઇ છે. જો કે આજ પદ્ધતિના ફળ રૂપે રાનડે, ગોખલે, તિલક અને સર ફિરોઝશાહ, જેમને માટે કોઇ પણ સંસ્થા અભિમાન ધરાવે, એવા મહાપુરુષો ઉત્પન્ન થયા છે તોપણ, આપણી સંસ્થાઓમાંથી કેળવણીના કોઇપણ વિભાગમાં કોઇ ઉત્પાદકશક્તિ-creative genius-હજુ સુધી પેદા થઈ નથી. આપણામાંથી અત્યારસુધીમાં સર્વદેશીય ખ્યાતિવાળો કોઇ પણ સમર્થ સાહિત્યકાર, વિદ્વાન ઈતહાનકાર કે અર્થશાસ્ત્રનો ચિન્તક નીકળ્યો નથી. આપણી વિદ્યાપીઠોને યુરોપ અને અમેરિકાની પ્રખ્યાત વિદ્યાપીઠો—આક્સફર્ડ, કેમ્બ્રિજ, પેરિસ સૌરબન, હાઇડલબર્ગ, બોન, બર્લિન, હાર્વર્ડ અને યેલ સાથે માત્ર સરખાવવાથીજ ફેર દેખાશે.

આ વિદ્યાપીઠોએ હાથમાં જ્ઞાનદીપક ધારણ કરેલા છે અને દીપકની જ્યોત પ્રજ્વલિત રાખી છે. તેમનું વાતાવરણજ વિદ્યામય છે. અને જ્ઞાનપરંપરા પણ (intellectual tradition) પોતપોતાની હોય છે. અનેક નવા વિચાર-સંપ્રદાયની ઉત્પત્તિનું એ સ્થાન બની છે. અને કેટલીએ નવી ચળવળો ત્યાંથીજ ઉદ્ભવી છે. એ સંસ્થાઓમાં ઘડાયલા મહાપુરુષો અને વિદ્વાનો ત્યાંનું વાતાવરણ મોહક બનાવે છે અને તેમના આત્મા ત્યાંના વિદ્યાર્થીઓને જાણે પ્રેરણા કરતા હોય એમ લાગે છે. અને જાણે આપણે સરસ્વતિના મંદિરમાં હોઇએ એવી ભાવના થાય છે.

માટે આપણી શિક્ષણપદ્ધતિમાં જડમૂળથીજ કોઇ ખામી હોવી જોઇએ. જો આપણે આપણી શિક્ષણપદ્ધતિ તપાસીશું તો જણાશેજ કે આ પદ્ધતિ સ્વાભાવિક (indigenous) નથી. તેને ઐતિહાસિક પાયો નથી. તેની ઉત્પત્તિ ઉત્તરોત્તર ઉત્કર્ષથી નથી થઇ. આપણા પરદેશી રાજ્યકર્તાઓએ પોતાના દેશમાંથી તેને લાવીને અહીંઆં સ્થાપી છે. હિન્દુસ્તાનમાંથી એક આંબાને ઉખેડી નોર્વેની ભૂમિમાં રોપવાના પ્રયત્ન જેવો આ પ્રયત્ન છે. પણ એ ભયંકર રીતે નિષ્ફળ જવાનો છે. આપણી શિક્ષણપદ્ધતિ ઇંગ્લંડની પદ્ધતિનું માત્ર અનુકરણજ છે. આપણે ભૂલી જઇએ છીએ કે ત્યાં તો આ પદ્ધતિ ક્રમેક્રમે ઉત્કર્ષ પામતી આવેલી છે. ત્યાંની પદ્ધતિ ત્યાંની ભૂમિને અનુકૂલ છે, કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલી નથી.

આપણી શિક્ષણપદ્ધતિ ખરું જોતાં ૧૮૩૫ પછી શરૂ થઈ કહેવાય. હિન્દુસ્તાનની કેળવણીના ઇતિહાસમાં સને ૧૮૩૫ ની સાલ ઘણી મહત્વની છે. ૧૮૩૩ માં મેકોલે ગવર્નર-જનરલની કાઉન્સિલમાં વધારાના અથવા કાયદાના સભ્ય તરીકે હિન્દુસ્તાનમાં આવ્યો. તેણે તરતજ શિક્ષણને લગતી બાબતના વિવાદોમાં આગળપડતો ભાગ લેવા માંડ્યો. સાર્વજનિક કેળવણી મંડળમાં મતભેદ હોવાથી શિક્ષણનો વિષય મેકોલે આવ્યો તે સમયમાં બહુજ ચર્ચાતો હતો. મુખ્ય સવાલ

કઇ ભાષા દ્વારા શિક્ષણ આપવું તે હતો. એક પક્ષ Orientalists તરીકે ઓળખાતો હતો અને તેનું એમ માનવું હતું કે અરેબિક અને સંસ્કૃત વિગેરે પૂર્વની ભાષાઓના પ્રચારને ઉત્તેજન આપવું. બીજો પક્ષ Anglicists તરીકે ઓળખાતો હતો અને તેનો મત એવો હતો કે અંગ્રેજી દ્વારા શિક્ષણ આપવું અને તેના અભ્યાસને ઉત્તેજન આપવું. સાર્વજનિક કેળવણી મંડળનો અધ્યક્ષ મૅકોલે Anglicist હતો. ૧૮૩૫ ના ફેબ્રુઆરીની બીજી તારીખે લખેલા તેના વિદ્વતાપૂર્ણ લેખથી તેણે Orientalists નો સખત પરાજય કર્યો અને અંગ્રેજી ભાષાના પક્ષનો હિન્દમાં વિજય થયો. આપણી શિક્ષણપદ્ધતિ ઉપર આની ઘણી ભારે અસર થઇ અને તેથીજ આ પ્રશ્ન વિગતવાર ચર્ચવાનું મને યોગ્ય લાગે છે.

મૅકોલે તદ્દન લેભાગુ, દંભી અને ગર્વિષ્ટ મનુષ્ય હતો. અંગ્રેજીભાષા ઉપરનો જેટલો તેનો અદ્ભુત કાબુ હતો, તેટલુંજ પૂર્વની વિદ્યા અને એકંદરે બધીજ પૌર્વાત્ય બાબતોનું તેને અજ્ઞાન હતું. બુદ્ધિચાતુર્ય, વિનોદ અને વિરોધભાવથી ભરપૂર થોડાંએક સમર્થ વાક્યોવડે તેણે Orientalists ને તદ્દન હાસ્યાસ્પદ સ્થિતિમાં મુકી દીધા. તેના પ્રખ્યાત લેખમાંથી થોડાક ભાગો અહીંઆં ઉતારીશું તો તે અસ્થાને નહે ગણાય.

"હિન્દુસ્તાનના આ ભાગના દેશીઓમાં સાધારણ રીતે જે પ્રાકૃત ભાષાઓ બોલાય છે તેનાથી સાહિત્યની કે વિજ્ઞાનની કાંઇ પણ સૂચના મળે એવું છે નહિ. અને તે એટલી તો અધુરી અને અસંસ્કારી છે કે જ્યાં લગી બીજી કોઇ ભાષાના ઉમેરાથી તેને પરિપૂર્ણ કરવામાં નહિ આવે ત્યાં લગી કોઈ પણ મૂલ્યવાન પુસ્તકનું ભાષાંતર તે પ્રાકૃત ભાષામાં કરવાનું સહેલું નહિ થાય. આ બાબતમાં તો દરેક પક્ષ સંમત છેજ. વળી, બધા પક્ષકારો એમ તો કબુલ કરેજ છે કે જે વર્ગના લોકો ઉચ્ચ અભ્યાસ કરવાને શક્તિમાન છે તેમની બુદ્ધિની ખીલવણી હાલમાં તો, તેઓ જે પ્રાકૃત ભાષા (Vernacular) ના હોય એનીજ ભાષામાં કરવી પડશે." આવી રીતે મૅકોલેએ પ્રાકૃત ભાષાદ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિને નાપસંદ કરી. સંસ્કૃત અને અરેબિક માટે તો તેનું કહેવું એમ હતું કે એક સારી યુરોપીયન પુસ્તકશાળાનું માત્ર એકજ ખાનું હિન્દુસ્તાન અને અરબસ્તાનના આખા સાહિત્યના સમૂહની સાથે બરોબરી કરી શકે. તે લખે છે કે:

"સવાલ એજ છે કે આપણા હાથમાં અંગ્રેજી ભાષા શિખવવાનું છે ત્યારે તે ના શિખવતાં બીજી એવી ભાષા શા માટે શિખવવી કે જેમાં આપણી સાથે સ્પર્ધા કરી શકે એવી એક પણ વિષયની એક પણ ચોપડી નથી? જ્યારે યુરોપીયન વિજ્ઞાન શિખવવાનું આપણા હાથમાં છે ત્યારે શા માટે એવી પદ્ધતિ શિખવવી કે જે યુરોપીયન કરતાં જુદી ને ઉતરતી હોય? સાચા તત્વજ્ઞાન અને ઈતિહાસનાં મૂળ પુસ્તકોનો ઉપયોગ કરી શકાતો હોય તો જુના વહેમ અને રોગને ઉત્તેજન આપે એવું જ્ઞાન મોટા ખરચે ફેલાવવામાં શા માટે મદદ કરવી? અને એવા ઇતિહાસગ્રંથો વંચાવવા કે જે ૩૦ હાથ ઉંચા અને ૩૦૦૦૦ વરસની કારકીર્દિવાળા રાજાઓનાં વર્ણનોથી ભરપૂર હોય; અને ભૂગોળવિદ્યા શીખાવવી જેમાં ગોળના અને માખણના સમુદ્રો વિષે ઉલ્લેખન હોય!"

આ પ્રમાણે અંગ્રેજી ભાષા હિન્દુસ્તાનની ઉચ્ચ શિક્ષણપદ્ધતિમાં medium of instruction બની. તે રાજભાષા અને સરકારી ભાષા બની. જેમને અંગ્રેજી ભાષા વાંચતાં કે લખતાં આવડતી ના હોય તેવાને માટે બધી સરકારી નોકરીઓનાં દ્વાર બંધ થયાં. ઉચ્ચ શિક્ષણની પદ્ધતિમાં અંગ્રેજીનો પ્રવેશ થવાથી હિન્દુસ્તાનના આચારવિચાર ઉપર ભારે અસર થઈ. જેવી રીતે ખમીરથી ઉભરો આવે તે પ્રમાણે હિન્દીઓનાં ઉદાસીન અને સંરક્ષકભાવનાવાળાં (Conservative) મન તેના વડે ઉશ્કેરાયાં. તેની દ્વારા હિન્દીઓના હાથમાં શેલી અને બાયરન, મિલ્ટન અને બર્ક જેવા પુરૂષોનાં લખાણોથી ભરપૂર, સ્વતંત્રતાનું સાહિત્ય આવ્યું. અંગ્રેજી ભાષા દ્વારાજ હિન્દુસ્તાન પાશ્ચાત્ય સંસ્કાર અને યુરોપીયન વિચારોના સંસર્ગમાં આવ્યું. હિન્દી વિદ્યાર્થીઓ લોકશાસનના

પ્રશ્નોમાં રસ લેવા લાગ્યા. હિન્દનો બુદ્ધિમાન વર્ગ રૂસો અને મેઝિનીનાં રાજકીય લખાણો, ઇંગ્લન્ડની સ્વતંત્રતાનો ઇતિહાસ, કોસ્યુથનું જીવન અને લખાણો, હંગેરીની સ્વતંત્રતા માટેની લડાઇ, જર્મનીની પ્રજાની એકતાનો વિકાસ વિગેરે વિષયોનાં લખાણો વાંચવા લાગ્યો. અંગ્રેજી ભાષાએ હિન્દને રાષ્ટ્રીય ચેતના અને એકતાની ભાવનાનો પાઠ શિખવ્યો. હિન્દુસ્તાનમાં અંગ્રેજી ભાષાના પ્રવેશ પહેલાં ભાષાની એકતા હતી નહિ. આ પરદેશી ભાષાએ ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમનું ઐક્ય સાધવાનું કામ કર્યું. વર્તમાનપત્રોમાં અને પરિષદો વખતે અંગ્રેજીમાં ચર્ચા થવા લાગી.

છતાં અંગ્રેજીના આગમનથી કેટલીક ઘણી હાનિકારક અસર પણ થઇ. હિન્દુસ્તાનની સ્વભાષાઓનો સંહાર થઇ ગયો. ઘણી કુમળી વયનાં બાળકો તેમની માતૃભાષાને પડતી મુકીને અંગ્રેજી બારાખડી અને અંગ્રેજી વ્યાકરણના નિયમો ગોખવા લાગ્યા. પોતાની માતૃભાષા ના આવડે અને અંગ્રેજી વધારે સારૂં આવડે તે બાબત જાણે અભિમાન લેવા લાયક હોય એમ ગણાવા લાગ્યું. અંગ્રેજી દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિ આપણા શિક્ષણના પાયારૂપ બની રહી. આનેજ લીધે આપણી કલ્પનાશક્તિ દબાઇ ગઇ. હિન્દની હાલની સ્થિતિ મધ્યકાલિન યુરોપ જેવી થઇ છે. તે વખતે ત્યાં સભ્યભાષા લેટિન હતી અને વિદ્વાનો એજ ભાષામાં લખતા જ્યાં સુધી વિદ્વાનો પોતાના વિચારો લેટિનમાં દર્શાવવાનો પ્રયત્ન કરતા હતા ત્યાં લગી ઉચ્ચ અને સ્વકલ્પિત યોજનાત્મક સાહિત્ય પેદા કરવું અશક્ય હતું. બેકન અને મિલ્ટન તેમનાં અંગ્રેજી લખાણો વડેજ ખ્યાતિ પામ્યા છે. તેમણે લૅટિનમાં જે ગ્રંથો રચ્યા છે તેની કોઇ દરકાર કરતું નથી. હિન્દીઓ ભલેને અંગ્રેજી ભાષા ઉપર ગમે તેટલો કાબુ મેળવે, પણ છેવટે તો તે પારકી ભાષાજ રહેવાની. આપણે કદી પણ પારકી ભાષામાં ઉત્તમોત્તમ કૃતિઓ રચી શકીએ નહિ. આપણે આપણી સ્વભાષા તજી છે. આપણે તેથી માનસિક આત્મઘાત કર્યો કહેવાય.

જે શિક્ષણપદ્ધતિમાં પરદેશી ભાષાદ્વારા શિક્ષણ અપાય તે દેખીતી રીતેજ ખોટી કહેવાય. જે છોકરાઓને ઈતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન અને બીજા વિષયો પરદેશી ભાષાદ્વારા શિખવાતાં હોય તેમની પાસે આ બધું બરોબર સમજી શકાય એવી શક્તિની આશાજ ના રાખી શકાય, કેમકે ઘણુંખરૂં તો જે શિખવવામાં આવ્યું હોય તે સમજ્યા વગર ગોખીજ નાખે. તેઓ જે વિષયો વાંચતા હોય તે બધાનું ભાષાંતર સ્વભાષામાં તેમને મનમાં ને મનમાં તો કરવુંજ પડે. આવી વસ્તુસ્થિતિમાં, હિન્દમાં બહુ ઉચ્ચ પ્રકારની કલ્પનાશક્તિ અને ઉંડી વિચારશક્તિની આશા રાખવીજ નિરર્થક. હિન્દીઓએ સ્વભાષાનો ઉદ્ધાર કરવોજ જોઇએ; અને પોતાને યોગ્ય લાગે તે માર્ગે પોતાના સંસ્કારો ઘડવાજ જોઇએ.

આપણા હાલના સંસ્કારો અંગ્રેજી પણ નથી અને હિન્દી પણ નથી. ત્રિશંકુ જેવી દયાજનક સ્થિતિ છે.

૧૮૫૩માં, જ્યારે ડેલહાઉસી ગવર્નર–જનરલ હતો ત્યારે સર ચાર્લ્સ વુડે એક ખત મોકલ્યું, જેનાથી આપણી શિક્ષણપદ્ધતિ વધારે મજબુત પાયા ઉપર આવી. ૧૮૫૮માં યુનિવર્સિટી કાયદાની રૂએ પહેલવહેલી ત્રણ વિદ્યાપીઠો હિન્દમાં સ્થપાઇ. આ વિદ્યાપીઠો નવી લંડન યુનિવર્સિટીના આદર્શ પ્રમાણે ચાલવા લાગી. પરિણામે, તે માત્ર પરીક્ષામંડળનું કામ કરવા લાગી. તેથી આપણી વિદ્યાપીઠો સંસ્કાર અને જ્ઞાનનાં કેન્દ્રસ્થાન બનવાને બદલે ફક્ત જે વિદ્યાર્થીઓએ અમુક વરસ પાઠશાળાઓમાં ગાળ્યાં હોય અને થોડીક વિગતો ગોખી ગોખીને પરીક્ષકોને ખુશ કર્યા હોય તેઓને ઉપાધિ બક્ષવા માટેની સંસ્થાઓ બની.

આપણી કેળવણી તેથી વાણીઆશાહી (utilitarian) બની કેળવણીના ખરા આદર્શની અવગણના થઇ. વિદ્યાર્થીઓની નજરમાં પણ વિદ્યાપીઠ તરફથી અપાતા શિક્ષણ કરતાં ઉપાધિઓની કિંમત વધારે જણાવા લાગી. સરકારી કચેરીઓમાં અને ખાનગી ધંધાઓમાં પણ વિદ્યાપીઠની ઉપાધિ વગરના મનુષ્યોને નોકરી મેળવવાનું

અઘરૂં થઇ પડ્યું. પોતાનામાં ઉચ્ચ શિક્ષણ માટે લાયકાત છે કે નહિ, કે વિદ્યાપીઠની કેળવણી લેવા જેવી આર્થિક સ્થિતિ છે કે નહિ તેના વિચાર કર્યા વગરજ વિદ્યાર્થીઓ પાઠશાળાઓમાં ટોળેબંધ દાખલ થવા લાગ્યા. હિન્દની વિદ્યાપીઠોમાં જેટલા વિદ્યાર્થીઓ હોય છે એટલા દુનીઆના કોઇ પણ બીજા દેશમાં નથી.

દેશ હુન્નરઉદ્યોગમાં પછાત હોવાથી અહીંઆના જુવાનવર્ગને માટે બીજો માર્ગ ખુલ્લો નથી. તેથી બધા જ યુવાનો, બને ત્યાં સુધી સરકારી નોકરીઓમાં જોડાવાનો પ્રયત્ન કરે છે, અને સરકારી નોકરી માટે તો વિદ્યાપીઠની ઉપાધિ જ આવશ્યક હોવાથી વિદ્યાપીઠોમાં જતા વિદ્યાર્થીઓની સંખ્યા આટલી મોટી હોય છે.

જો અહીંની વિદ્યાપીઠોને હિન્દી આદર્શોનું કેન્દ્રસ્થાન બનાવવા માગતા હોઇએ તો આ શિક્ષણપદ્ધતિમાં જડમૂળથી જ ફેરફાર કરવા જોઇએ. વિદ્યાપીઠોનું રૂપ પરીક્ષકમંડળ જેવું છે તે બદલીને વિદ્યામંદિરનું સ્વરૂપ બનાવવું જોઇએ. વિદ્યાર્થીઓની સંશોધન કરવાની વૃત્તિને કેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. વિદ્યાજ સર્વસ્વ છે એમ માનનાર અને વિદ્યાની પ્રગતિ કરવાને ઉત્સુક એવા વિદ્વાનો પેદા કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

હિન્દમાં વિદ્યાર્થીઓ માટે Corporate university life જેવું કાંઇ છેજ નહિ, જેથી વિદ્યાર્થીઓ એકબીજાના સમાગમમાં આવે અને વિચાર અને અભિપ્રાયોની આપલે કરે. શિક્ષક અને વિદ્યાર્થીઓના આ જાતના માનસિક સમાગમથી જે જાતના સારા સંસ્કારો પડે છે તેવા અનેક પરીક્ષાઓ પસાર કર્યાથી પણ નથી પડતા. સ્ટીવન લીકૉક 'Discovery of England' નામના એના પુસ્તકમાં લખે છે કે, "જો હું એક વિદ્યાપીઠ સ્થાપું તો સૌથી પહેલાં તો એક મોટો વાતચિત કરવાનો ખંડ બંધાવું, જેમાં વિદ્યાર્થીઓ એકબીજાના સંસર્ગમાં આવે, વિચારની આપલે કરે, અગત્યના પ્રશ્નો ચર્ચે, અને પોતાના અભિપ્રાયો બાંધતા શીખે. જો મારી પાસે વધારે પૈસા હોય તો હું એક મોટું પુસ્તકાલય બંધાવું અને એથી પણ વધારે પૈસા હોય તો છેક છેવટે જ શિક્ષકો અને અધ્યાપકો નીમું." અહીંઆં તો, આપણે વિદ્યાર્થીઓના અરસપરસ સંસર્ગ કરતાં શિક્ષકો અને અધ્યાપકોને વધારે મહત્વ આપીએ છીએ. ઇંગ્લંડની મહત્તા ત્યાંની વિદ્યાપીઠોના વિદ્યાર્થીસંઘો અને વ્યાખ્યાનમંડળોને લીધે છે. દુર્ભાગ્યે આપણી વિદ્યાપીઠોમાં જે અધ્યાપકો બહારથી આવે છે તે ઉત્તમ કોટિના હોતા નથી.. તેઓ તો પોતાનાં ગજવાં ભરવા ખાતર જ હિન્દમાં આવે છે. વળી સાધારણ રીતે જે હિન્દી અધ્યાપકો હોય છે તે પણ વિદ્યાના શોખને ખાતર નહિ પણ પેટ ભરવાને ખાતર જ આ કામ કરે છે. તેઓ પોતાના અલ્પ જ્ઞાનભંડારમાંથી થોડું થોડું પોતાના વિદ્યાર્થીઓને શિખવે છે. આ વિદ્યાર્થીઓ પાછા વિદ્યાપીઠની માન સાથે ઉપાધિ મેળવીને થોડાં વરસ પછી અધ્યાપકો થાય છે. આ પ્રમાણે એક જાતનું vicious circle બની ગયું છે.

તેથી જો આપણી વિદ્યાપીઠો વિદ્યાનું ધામ બને અને તેમાં ખરા આદર્શોને મહત્વ અપાય અને જ્યારે વિદ્યાપીઠો મારફતે વિદ્યાર્થીઓની સંશોધન શક્તિને ઉત્તેજન મળે અને ખરા વિદ્વાનો ઉત્પન્ન થાય ત્યારે જ આપણી શિક્ષણપદ્ધતિ સફળ થશે, નહિ તો તે જરૂર નિષ્ફળ થવાની. જ્યાં સુધી પરદેશી ભાષા દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિ જશે નહિ અને માતૃભાષા કેળવાશે નહિ ત્યાં સુધી આપણી વિદ્યાપીઠો હિન્દી આદર્શોનાં કેન્દ્રસ્થાન રૂપ બનશે નહિ.

જ્યોતીન્દ્ર મહેતા

# સ્ત્રીઓનું નાગરિકત્વ

માણસ એ સામાજિક પ્રાણી છે. જનસમૂહના માત્ર ટોળાંને આપણે સમાજ એ નામ આપતા નથી.

સામાન્ય બંધારણો, સામાન્ય ભાવના, નિયમો, રિવાજો, રૂઢિઓ તથા નીતિધર્મના માર્ગો જે જે વ્યક્તિઓ એકત્ર મળીને પાળવાને બંધાય છે, તે વ્યક્તિઓના સમૂહને આપણે તેમનો સમાજ કહીએ છીએ.

અંગ્રેજ લોકોના રીતરિવાજ, ભાવના તથા નીતિધર્મના માર્ગો આપણા હિન્દુલોકના કરતાં જુદા છે તેથી તેમનો સમાજ આપણા કરતાં જુદો છે, એમ આપણે તફાવત કરી શકીએ.

દરેક વ્યક્તિ સમાજમાં દાખલ થતાં પ્હેલાં તે સમાજના નિયમોને પાળવાને બંધાયલી છે. નાનું બાળક પોતાનાં માબાપ ભાઈબ્હેન વિગેરેને ન્હાનપણમાં પોતાનો સમાજ સ્હમજે છે. તેના રિવાજો નિયમો તે પાળતાં શીખે છે. ધીરે ધીરે તેની મર્યાદા વિશાળ થાય છે. પડપાડોશી, મિત્રમંડળ, પછી પોતાનું ગામ, પછી ધીરે ધીરે પોતાનો દેશ એમ તેના સમાજની દૃષ્ટિમર્યાદા વધતી જાય છે અને આ જ પ્રમાણે તેના સમાજને અનુસરતા રીતરિવાજો તથા નિયમોનો સંઘ પણ વધારે મ્હોટો થતો જાય છે.

સમાજ એ કંઈ ઘેટાનાં ટોળાં જેવો જનસમૂહ નથી. તેમાં રહેલી દરેક વ્યક્તિને માથે પોતાના વ્યક્તિત્વની જોખમદારી રહેલી છે. ગાડરીયા પ્રવાહની પેઠેં મ જો એક ઘેટું ઉભું રહે તો આખું ટોળું ઉભું રહે તેવું સમાજમાં નથી. તેમાં તો દરેક વ્યક્તિ પોતાના કામની જવાબદારી સ્હમજે છે. આ જવાબદારીનું જે ભાન, સમાજ પ્રત્યે પોતાની ફરજનું જે જ્ઞાન તે જ નાગરિકત્વ.

સમાજ સ્ત્રી પુરૂષ તથા બાળકોથી રચાયલો છે. દરેકને તેમાં વ્યક્તિત્વ ધરાવવાનો સરખો જ હક છે. એટલે દરેકને શિરે સમાજ પ્રત્યે જોખમદારી રહેલી છે. નાગરિક તરીકેના ધર્મો સ્ત્રી પુરૂષ તથા બાળકોને દરેકને પાળવાના છે. અલબત્ત, પોતાની જાત પ્રમાણે ધર્મમાં પણ થોડો થોડો ફેરફાર તો સ્વાભાવિક રીતે જ હોઇ શકે, તો પણ દરેકનો નાગરિક તરીકેની તેની શું ફરજ છે તે જાણવું સરખી જ રીતે અગત્યનું છે.

સદ્‌ભાગ્યે સ્ત્રીનું વ્યક્તિત્વ હવે આપણા પુરૂષોએ સ્વીકારવા માંડયું છે. એટલે બિચારી સ્ત્રીને પણ એક નાગરિક તરીકે પોતાની જોખમદારીની ધુંસરી માથે સ્હડાવ્યા વિના છૂટકો જ નથી! એક પુરૂષના જેટલી જ બલ્કે તેના કરતાં કંઇક વિશેષ નાગરિક તરીકે એક સ્ત્રી સમાજમાં છે. કારણ કે તેને શિર પોતાની સાથે પોતાના બાળકના વર્તનની પણ જોખમદારી રહેલી છે.

૯

આથી જ સ્ત્રીઓને સમાજજીવન અથવા નાગરિકત્વ વિષે જાણવાની વધારે જરૂર છે. એક વિદ્વાન કહે છે કે "અસંતોષ એ બહુ ઉપયોગી વસ્તુ છે. જ્યાં સુધી માણસ પોતાની ચાલુ સ્થિતિમાં રાજી રહે ત્યાં સુધી તેને તેમાંથી નીકળવાનું સમજાવવું એ મુશ્કે-

લીની વાત છે.' આ કેટલું સાચું છે. આપણી સ્ત્રીઓ બિચારી અજ્ઞાનના અંધકારમાં ડૂબેલી તેમને સમાજ તરફથી કેટલો અન્યાય થાય છે તેનું કેટલું થોડું ભાન હતું. કૂપમંડૂકની માફક પોતાની ન્હાની સૃષ્ટિમાં તેઓ પોતાનો આખો કાળ વ્યતિત કરતાં. સમાજ શું, દેશ શું, સમાજસેવા, દેશસેવા વિગેરે પ્રશ્નો તેમને ક્યાંથી થાય?

મનુષ્યજાતિમાં સર્વ સગવડો ભોગવવાનો, સબળ થવાનો અને સ્વામિત્વનો અધિકાર પુરૂષોનો, અને અગવડો વેઠવાનો, અબળા થવાનો અને દાસત્વનો અધિકાર સ્ત્રીઓનો—એવો રિવાજ લાંબા કાળથી અનુભવાવાથી સ્ત્રીઓને પણ એ જ સ્થિતિમાં ધર્મ માનવાની ટેવ પડી ગઇ છે. સ્ત્રીઓ પોતે જ પોતાની જાતને હલકી માને છે; છોકરાના જન્મથી આનંદ પામે છે, અને છોકરીના જન્મથી પથરો આવ્યો એમ માની દિલગીર બને છે.

સ્વાર્થી પુરૂષોએ પોતાનું કામ કાઢવા માટે અનેક ખોટા રીતરિવાજો તથા નિયમો ઉત્પન્ન કરી સ્ત્રીઓને અનેક બંધનોની બેડીએ બાંધી. પોતાના બાપની મિલકતના વારસ તરીકે કુદરતી રીતે જોઇએ તો છોકરી અને છોકરાનો સમાન હક છે. પણ આપણા સમાજમાં શું છે? જ્યારે પુત્ર લાખો પતિ બાપના અઢળક ધનનો સ્વામિ થાય છે અને અનેક વ્યસનો અને કુમાર્ગે તેનો ઉપયોગ કરે છે ત્યારે તેની પુત્રી બિચારી, ધનવાન પિતાના મરણ પછી કંગાલ બને છે અને પોતાના પિતાના દ્રવ્યનો સદુપયોગ થવાની તીવ્ર ઇચ્છા રાખવા છતાં અને પોતાનો ભાઇ તેને કુમાર્ગે ફેંકી દેતો હોવા છતાં તે બાપડી તેમાં પોતાનો મત દર્શાવવાનો કંઇ અધિકાર ધરાવતી નથી. આજ પ્રમાણે આપણી દુઃખી બાળવિધવાઓની પણ હકીકત છે. પુરૂષ ઘરડે ઘડપણ પણ પરણવા નીકળે જ્યારે બિચારી સ્ત્રી વિધવા થઇ કે તેનો આખો જન્મારો તે દુઃખી હાલતમાં તેણે ગુજારવો જ પડે. વિધવાવિવાહ સામે સમાજમાં જેટલો અણગમો છે તેટલો જો વિધુરવિવાહ સામે થાય તો સ્ત્રીઓની આટલી અવનતિ નહિ થાય. આપણને જે વસ્તુની આદત પડી જાય છે, તે આપણા હિતની હોય કે અહિતની હોય, સ્વતંત્ર રીતે પાડેલી હોય કે પરવશપણે પાડેલી હોય, તો પણ કેટલેક કાળે એ આદત આપણા જીવન સાથે એવી એકરસ થઈ જાય છે કે એને છોડવામાં દુઃખ લાગે છે અને કદાચિત પાપ પણ સમજાય છે. પણ અફસોસ! આ દુષ્ટ રૂઢિ અને નિયમોથીજ આપણા સમાજની ને આપણા દેશની અધોગતિ થઈ છે. સમાજે સ્ત્રીઓની માનવજાતિનાં પ્રાણીમાં ઓછી ગણના કરી છે. આથીજ આપણા દેશની ઉન્નતિ થવા પામી નથી, કારણ કે સ્ત્રીઓની ઉન્નતિ વા અવનતિ ઉપર રાષ્ટ્રની ઉન્નતિ વા અવનતિનો આધાર છે.

પણ સદ્‌ભાગ્યે સ્ત્રીઓના મનમાં અસંતોષ ઉત્પન્ન થયો છે, તેઓ જાગ્રત થઈ છે અને પોતાનું વ્યક્તિત્વ સાબીત કરી બતાવવાને તત્પર થઈ. પોતે પણ એક શહેરી છે અને પોતાના સમાજ તથા રાજ્ય અને દેશના વહીવટમાં પોતાને પણ મત આપવાનો સમાન અધિકાર છે એમ તેઓએ માગણી કરી છે. આ માગણીનો કોણ અનાદર કરી શકે?

જ્યારે એક નાગરિક તરીકે સ્ત્રી પોતાને ઓળખતી થઈ છે ત્યારે સમાજજીવનમાં શહેરી તરીકેની તેની ફરજ શું છે તે જાણવાની પણ તેને ખાસ જરૂર છે. માત્ર મતાધિકાર મેળવવા કરતાં તો પોતાની સમાજ પ્રત્યે જે ફરજો છે તે સારી રીતે અદા કરવાની વિશેષ જરૂર છે. નાગરિક તરીકે કાર્ય હાથ ધરતાં પહેલાં તેમણે પોતાનું મન કેળવવું જોઇએ. કામ કરવાનો ઉત્સાહ તથા સાધન તો હોય પણ જે કામ હાથ ધર્યું તેની આવડત ન હોય તો કામમાં નિષ્ફળતા મળે. આજ કારણસર નાગરિકના ધર્મ શુંશું છે તેનું જ્ઞાન થવાની ખાસ જરૂર છે.

આ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કેળવણીની ખાસ જરૂર છે. કેળવણી એટલે માત્ર ક,ક કરી જાણવું તે નહીં પણ સાધારણ રીતે દેશનો તથા જગતનો ઇતિહાસ જાણી તેમાં પોતાનું કેવા પ્રકારનું સ્થાન છે તેની માહિતી મેળવી, પોતે શી શી રાજ્ય તથા દેશ પ્રતિ

ફરજો અદા કરવાની છે તેનું સાધારણ જ્ઞાન મેળવવું તે છે. પુરૂષે સ્વાર્થ સાધવા સ્ત્રીના માર્ગ બાંધ્યા. તેમનું મન કેળવવામાં અનેક જાતના વિક્ષેપ નાંખ્યા. કન્યાને ભણાવી શું તેને મહેતીજી કરવી છે એમ માબાપ કહેતાં નીકળે! બિચારી દસબાર વર્ષની થઈ ન થઈ એટલામાં તેને પરણાવી, ચૌદપંદર વર્ષની થાય તેટલામાં તેના ઉપર માતા રૂપી જવાબદારી બળજોરીથી નંખાય. આટલા ટૂંક સમયમાં તેને સારી કેળવણી મેળવવાનો અવસર મળે એ અશક્ય છે. જ્યારે સ્ત્રી પોતે સ્ત્રીકેળવણીની કિંમત સ્હમજશે ત્યારે પોતાની બાળકીઓને સંગીન જ્ઞાન આપવાનો આગ્રહ ધરશે. સ્ત્રીકેળવણીથી અનેક અનિષ્ટ રૂઢિઓનો અંત આવશે, બાળલગ્ન થતાં અટકશે, બાળવિધવાઓ રૂપી સમાજના કપાળમાં જે કાળી ટીલી છે તે દૂર થશે, બાળમરણની સંખ્યા ઓછી થશે. અનેક દુરાચરણો થતાં અટકશે અને એકંદરે સમાજની ઉત્ક્રાંતિ થશે. સ્ત્રીની જેટલી જોઈએ તેટલી સહાનુભૂતિ અને સલાહને અભાવે દુનિયા ઘણી વાતોમાં ઠોકર ખાય છે, ને અંધારે આથડે છે. સદ્‌ભાગ્યે હવે સ્ત્રીની સલાહ સંસારરૂપી નાવ ચલાવવામાં કેટલી જરૂરની છે તે પુરૂષો સ્હમજવા લાગ્યા છે. સ્ત્રી પણ પોતાના સમાન નાગરિક તરીકે હવે ગણાવા લાગી છે.

નાગરિક તરીકે પોતાની ફરજ શું છે તે સ્ત્રીઓને ખાસ જાણવાની જરૂર છે. પોતાના ઘરથી માંડીને પોતાના સમાજ તથા દેશ પ્રતિ તેણે શું શું કાર્યો અદા કરવાનાં છે તે જેટલું પુરૂષને જાણવાનું અગત્યનું છે તેટલુંજ સ્ત્રીને પણ છે. સ્ત્રી પ્રજાની માતા છે. જ્યાં સ્ત્રી ગુલામ છે ત્યાં પ્રજા પણ ગુલામ છે. સ્ત્રીની પણ બુદ્ધિ, હૃદય અને આત્મા ખીલવવાની જરૂર છે. સ્ત્રીઓને કૌટુંબિક જીવન ગાળવાનું હોય છે એ વાત ખરી. પણ તેના ઉપર એટલો બધો ભાર ન દેવો જોઈએ કે જેથી તેને મનુષ્ય અને નાગરિકની પદવી માટે તૈયાર કરવાને સંગીન પ્રયત્નો કેરવામાં ન આવે.

શહેરની સમાજની સેવામાં સ્ત્રીને ભાગ લેવો પડશે. ખાસ કરીને બાળકોનું ને સ્ત્રીઓનું આરોગ્ય તથા કેળવણી, મજુર અને ગરીબવર્ગની સ્થિતિ, ઘર, પોળો અને રસ્તા, એની સફાઈ, મ્યુનિસિપાલિટીનો કારભાર, બાળલગ્ન, વિધવાઓની સ્થિતિ અને સ્ત્રીઓના હક્ક વિગેરે સવાલોના નિરાકરણમાં સ્ત્રીઓને વધારે ને વધારે હિસ્સો લેવો પડશે. આ વિષયનું જ્ઞાન આપવાની તથા એ વિષે વિચાર કરવાની શક્તિ ખીલે અને એવા સંસ્કાર તેમને મળે તે બાબત પગલાં ભરવાની જરૂર છે. નવા જમાનાના યુવક તથા યુવતિઓ પોતાના વિશાળ કુટુંબમાંથી વધારે ને વધારે સ્વતંત્ર થવા ઇચ્છે છે, તે વખતે સ્ત્રીઓ ઘર અને કુટુંબની સંભાળ બીજાની મદદ સિવાય બરાબર કરી શકે તે માટે તેમણે ખાસ તૈયાર થવું જોઈએ. ગૃહશાસ્ત્ર સાથે સમાજશાસ્ત્રનો અભ્યાસ કરવાની જરૂર છે. આ પ્રમાણે આદર્શ કેળવણી પ્રાપ્ત કરી પોતાની દૃષ્ટિમર્યાદા વિશાળ થયા પછીજ તે નાગરિક તરીકે લાયક બનશે.

આપણી ભાષામાં "શહેરી તરીકે સ્ત્રીનું જીવન" તે ઉપર ઘણું થોડું સાહિત્ય બહાર પડ્યું છે. આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં આ ઉપયોગી વિષય ઉપર વધારે લખાશે.

સૌ. જયશ્રી રાયજી

# સામાન્ય જનસમાજની કેળવણી

જે વખતે કોઈ પણ દેશ પોતાની સંસ્થાઓને સંપૂર્ણ કરવાનો પ્રયત્ન કરે અથવા એમની પુનઃરચના કરે તે વખતે સામાન્ય જનસમાજની કેળવણીનો આખો એ પ્રશ્ન એણે બરાબર વિચારી લેવો જોઇએ.

આપણો પ્રાચીન દેશ અત્યાર સુધી " વેળા વેળાની છાંયડી " લેતો, જો આજ દિન સુધી ટક્યો હોય તો એનું કારણ મ્હને લાગે છે કે એણે ફક્ત ઉપરના ૧/૧૦ લોકસમૂહની ઉન્નતિનો વિચાર નહિ કરતાં ૯/૧૦ નીચેના લોકસમૂહને પણ સંસ્કૃતિના એકેએક જમાનામાં ધ્યાનમાં રાખ્યા છે. એને પ્રતાપે, અત્યારે—અંધકાર અને પડતીના આવા દુઃખી સમયમાં પણ—આપણા આમવર્ગને બરાબર જોઇએ છીએ ત્યારે શું માલમ પડે છે ? નીતિ, ચારિત્ર્ય, ધર્મ અને જ્ઞાનમાં આપણા કહેવાતા અભણ લોકો બીજા દેશના લોકો કરતાં ચઢિયાતા માલમ પડે છે. " જીંદગી ભોગવવાની જુક્તિ " એમને હાથ સારી લાગી ગઈ છે અને દુર્વ્યસન અને પાપમાં બીજા દેશોના પ્રમાણમાં એ ઓછા ફસાયલા છે.

નાતો ઘણી છે ખરી, પરન્તુ સમાજની રક્ષા કરવામાં અને જાતીય આદર્શો ટકાવી રાખવામાં એણે ઘણી મદદ કરી છે.

વેદની ઋચાઓ પછી ઉપનિષદો રચાયાં, એ પંડિતભોગ્ય સાહિત્ય લોકભોગ્ય કરવાનો પ્રથમ પ્રયત્ન હતો. બીજો પ્રયત્ન મહાત્મા ગૌતમ બુદ્ધ અને મહાવીરે કર્યો. એ મહાપુરૂષોએ લોકોની ભાષામાં ઉત્તમ વિચારોને રજુ કરી ગામેગામ અને ઘેરેઘેર ફરી ૯/૧૦ વર્ગને જીવનનાં ગૂઢ રહસ્યો સમજાવ્યાં. મઠો, અપાસરા, દેવાલયો, સ્તૂપો, સંઘો અને યાત્રાઓનાં ધામ નિર્માણ થયાં તે બધાં આમવર્ગને સંસારનાં ક્ષણિક પ્રલોભનોમાંથી મુક્ત કરી શાશ્વત શાંતિ અને અનંત સુખના ભાગીદાર બનાવવા માટે.

અજંતા, ચિત્રવિદ્યાદ્વારા ૨૦૦૦ વર્ષોથી આમવર્ગના શિક્ષણનો પ્રબંધ કેવો હતો તે બતાવી રહ્યું છે. સાંચીના સ્તૂપો, યાત્રા અર્થે જતા હજારો યાત્રાળુઓ શિલ્પકળાની મદદથી ધર્મની કથાઓ અને ઉપદેશો કેવી રીતે સહજ સમજી શકતા હશે તે હજી બતાવે છે. મંદિરો તથા મૂર્તિઓની મદદથી આપણા ધર્મોપદેશકો ભક્તિ અને જ્ઞાન એકલા હિન્દમાં જ નહીં પરન્તુ જાવા, સુમાત્રા, ચીન અને જાપાન સુધી ફેલાવી શક્યા. ઉત્તર અને ઈશાન ખૂણામાં અફઘાનિસ્તાન, એશિયાઇ તુર્કસ્તાન અને તાર્તરી સુધી, મૂર્તિઓ, શિલ્પ, ચિત્રવિદ્યામંદિરો અને ગુફાઓ તથા મઠો લઇ જઇને આપણા પૂર્વજોએ, જે જ્ઞાન થોડાઓને જ મળી શકે એવું હતું તેને, એકેએક સ્ત્રીપુરૂષ, સમજી, જીવનમાં ઝટ ઉતારવા પ્રેરાય એવું કરી નાખ્યું.

વ્રતો, તહેવારો, ઉત્સવો, પૂજાવિધિ અને નાટ્યસમારંભો તથા સંગીત વગેરે ખીલવી જનસમાજને ઉચ્ચ અધિકારી કરવામાં આપણા દેશે કંઇ જ કચાશ રાખી નથી.

શ્રીમન્ શંકરાચાર્યે. મઠો ફરી રચ્યા. સન્યાસીઓને ચાતુર્માસમાં એક સ્થળે રહેવાથી અને બાકીનો સમય ચારે દિશાએ ફરતા રહેવા કહી, બુદ્ધભિખ્ખુઓની જેમ, પેલા ૯/૧૦ ની સંભાળ સોંપી.

રામાનુજ, વલ્લભાચાર્ય, ચૈતન્ય વગેરે મધ્ય કાલના આચાર્યોએ, જે જે સંપ્રદાયો રચ્યા તે બધાનો આશય આમવર્ગને કેળવી ઉન્નત કરવાનો હતો. સૌએ, સાધુ-બાવાઓ, સીસ્ટર નિવેદિતાના મત પ્રમાણે "ફરતી વિદ્યાપીઠો" જેવા, પરિભ્રમણ માટે યોજ્યા હતા.

શાક્ત, શૈવ અને વૈષ્ણવ સંપ્રદાય પહેલાં સંકુચિતમાંથી ધીમે ધીમે વિશાળ બની જાય છે. પરદેશીઓનાં ધાડાંઓ દેશપર ઉપરાઉપરી આક્રમણ કરે છે. મૂળ પ્રજામાં બીજી પ્રજાઓ આવી વસે છે એ બધાને પશુમાંથી દેવ બનાવવાના પ્રયત્નો હિન્દ વિશાળ હૃદયે કરી રહ્યું છે—અને તેથી જ મૂળ બુદ્ધ, મૂળ શૈવ, મૂળ શાક્ત અને મૂળ વૈષ્ણવ ધર્મ, મ્હોટાં, વિશાળ, સર્વને સમાવી શકે એવાં સ્વરૂપો ધારણ કરે છે: એમ, આપણાં એ વિશ્વ-વિદ્યાલયો કોઇ ચાર દિવાલોમાં સમાઇ નથી રહેતાં કે વિદ્યાર્થીઓની દાખલ કરવાની સંખ્યા અમુક હદથી વધવી ના જ જોઇએ એમ પણ એ મર્યાદા બાંધતા નથી.

શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં કહેલો હિન્દુધર્મ, દરેક યુગની જરૂરીઆતો જોતા જોતા જમાનાને લાયક ફેરફારો કરી જનસમાજ પર પોતાનું આધિપત્ય સાચવી રાખે છે. હિન્દ, કેવળ પુરાણપ્રિય નથી. રૂઢિચુસ્ત પણ કદિ નથી. એ સુધારક છે અને વખત વિચારી પોતાના જીવનવ્યવહારમાં એણે ઘટતા ફેરફારો હરહમેશ કર્યા છે. આદર્શો અને મૂળધર્મનાં તત્ત્વો જે સનાતન સત્યો છે એ એણે હજી સુધી ગુમાવ્યાં નથી એટલું જ નહિ, પરન્તુ સામાન્ય જનસમૂહની આગળ ને આગળ એ રાખ્યાં કર્યા છે. સંસ્કૃત પછી પાલી, માગધી, અર્ધમાગધી, હિન્દી, બંગાળી, ગુજરાતી, મરેઠી વગેરે ભાષાઓ બોલાય છે, તેમ તેમ તે તે ભાષાઓમાં, ધર્મસાહિત્ય ખીલતું જાય છે. તામિલ, તેલુગુ વગેરે દ્રાવિડ ભાષાઓમાં પણ સન્તો, કવિઓ વગેરે ઉત્પન્ન થાય છે અને ધર્મ જીવનની અસર પ્રજા સમસ્ત ઉપર લીલી ને લીલી રહ્યાં કરે છે. બંગાળા, પંજાબ, ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે દેશોમાં "સન્તવાણી" દ્વારા સનાતન હિન્દુધર્મ, નવનવાં પલ્લવ ધારણ કરી, એની બળવર્ધક અને શાન્તિદાયક અસરોમાંથી પ્રજાસમાજને ઘડીભર પણ ખસવા દેતો નથી.

ઉપર પ્રમાણે, ભાગાનુટયા વિચારોદ્વારા મ્હેં જનસમાજની કેળવણીનો આપણો કંઇક ઇતિહાસ કહ્યો. એમાંથી આ યુગમાં આપણે શું શું કરવું તેના માર્ગો ઝટ સુઝી આવશે. વળી યુરોપ અમેરિકાના પ્રયોગો પણ આ જમાનામાં આપણને આ કાર્યક્રમ ઘડવામાં ઘણા ઉપયોગી થઇ પડશે.

રચનાત્મક કાર્યમાં એકેએક ગામ આપણી અસર તળે આવી જવું જોઇએ. જેમને કાઉન્સિલોમાં જવાનો મોહ હોય તે ભલે જાય. ખરૂં કાર્ય ઉપર કહી તેવી જનસમાજની કેળવણી થી જ થવાનું છે.

શિક્ષકવર્ગ માત્ર બાળકોને કેળવીને જ બેસી ના રહે પરન્તુ શાળા એ ગામનું કેન્દ્રસ્થાન બનવી જોઇએ. ત્યાં સામાજિક, ધાર્મિક, રાજકીય અને ચાલુ બનાવોની ચર્ચા હરહમેશ થાય અને શિક્ષક એ ગામનું મગજ બને. હવેના જમાનામાં સાંજના લોકોએ ચોરે બેસી, ગામગપાટા કે લોકનિન્દા ના કરવાં જોઇએ પરન્તુ ગામની સુધારણા અને દેશની પરિસ્થિતિમાં પોતાનું સ્થાન સમજી શકાય એવા વિષયોની વાતો કરવી જોઇએ. ગામેગામે શાળા તો થઇ જ જાય. શાળાની વાતમાં કન્યાશાળા પણ સમજી લેવી અને ચર્ચાઓમાં સ્ત્રીઓ પણ પુરૂષોની માફક જ ભાગ લે એવી યોજનાઓનો સમાવેશ થાય છે. અનુભવથી માલમ પડયું છે કે આપણી સ્ત્રીઓ પણ, દેશોપયોગી કોઇ વિષયમાં રસ લેઇ ના શકે, એવી માલમ નથી પડી.

ગામેગામ, આ કાર્યની સરળતા અર્થે લાયબ્રેરી પણ હોવી જોઇએ, અને ત્યાં છાપાં તથા પુસ્તકો પહોંચી જાય. ભણેલાઓએ, એ જાતે વાંચવાં અને અભણ સ્ત્રીપુરૂષોમાં નિયમિતપણે વાંચી સંભળાવવાં.

શિક્ષિતવર્ગે પ્રસંગોપાત ભાષણો તથા જાદુઈ ફાનસો અને પુસ્તકો સાથે, ગામોમાં અને શહેરની પોળોમાં જતા રહેવું અને પોતાના જ્ઞાનનો લાભ લોકોને આપવો.

કથાકારો, પુરાણીઓની અને હરદાસોની લોકમાન્યે, જેમ પરિષદો ભરી હતી તેમ આપણે પણ ભરવી જોઇએ. એમને "આટલું તો જાણજો" તથા "હિન્દ કેમ પાયમાલ થયું?" અને "રાષ્ટ્રગીત" એટલાં પુસ્તકો વાંચી જવા ખાસ વિનંતિ કરવી. એમના સહવાસમાં વારંવાર રહેવું અને કથાવાર્ત્તાઓ સાથે, આ યુગના ધર્મ પણ એઓ લોકોને કહી શકે એટલી લાયકાત એમનામાં વધારવા પ્રયત્ન કરવા.

રામલીલાવાળા, ગામડે ફરતી નાટક કંપનીઓ અને શહેરોની નાટક મંડળીઓનું પણ (પરિષદ ભરી) એમનાં કર્ત્તવ્યો વિષે ધ્યાન ખેંચવાનો સમય આવી પહોંચ્યો છે. ઉપરની પરિષદો સાહિત્યસભા જેવી સંસ્થા મેળવી શકે.

સાધુઓ અને સન્યાસીઓની પણ સૌ સૌના સંપ્રદાયોદ્વારા અથવા સનાતન હિન્દુધર્મના નામથી પરિષદો ભરવી અને એ નકામું જતું બળ દેશોન્નતિમાં વાળવા એક જબરદસ્ત પ્રયત્ન કરી જોવો.

જૈન, સ્વામિનારાયણ, વલ્લભ, શૈવ, શાક્ત વગેરે પંથોના અનુયાયીઓને પણ એકઠા કરવા. એમનીદ્વારા પણ જનસમાજની કેળવણી તથા ધાર્મિક ઉન્નતિનાં કામ શુદ્ધ કરાવી શકાય.

મેળા અને ઉત્સવો પણ દેશભક્તોએ જમાનાને યોગ્ય કરી નાખવાં અને જ્યાં લાખો લોકો એકસામટા એકઠા થતા હોય છે એવાં સ્થળોએ, મદ્યનિષેધ, જુગાર, રાજકીય પરાધીનતા, ધર્મ તથા સંસારના સડા વિષે સાદી ભાષામાં અને ગીતો તથા ચિત્રો દ્વારા બને એટલું જ્ઞાન આપવું; અને સુવ્યવસ્થાના તો પદાર્થપાઠ બતાવવા. સુવ્યવસ્થિત કરીને મંદિરો અને યાત્રાનાં ધામો, સ્વચ્છ, ભક્તિપ્રેરક અને જ્ઞાનવર્ધક બનાવવાં જોઇએ.

સસ્તું અને સુંદર સાહિત્ય, નજીવી કિંમતે અને સહેલી ભાષામાં ખૂબ પ્રસારવું. આપણો(યુનિવર્સિટી એક્સટેન્શન) વિદ્યાપીઠનો કેળવણીપ્રચાર ખૂબ વધવો જોઇએ.

પરિષદો, સંમેલનો, પ્રદર્શનો વગેરે શહેરોને માટે વખતે ખૂબ થઇ ગયાં હશે પરન્તુ ગામેગામ અને શહેરોની ખૂણામાં પડેલી પોળોમાં હજી એવા તમાશાઓની પણ ઘણી જરૂર છે. સ્ત્રીઓના ગરબા પણ યુગધર્મને મદદરૂપ થઇ શકે.

પરન્તુ સાથે સાથે એટલું કહી દઉં કે ખરું જ્ઞાન કામથી જેવું પ્રસરે છે એવું બોલવાથી કે લખવાથી નથી પ્રસરતું. એક ગામ આરોગ્યદષ્ટિએ ચોખ્ખું કરવા કોઇ દેશભક્ત પ્રયત્ન કરશે અને એ ફતેહમંદ થશે તો એ ગામને અને આસપાસનાં ગામોને આરોગ્યનાં પ્રદર્શનો કે પુસ્તકોની જરૂર નથી રહેવાની.

એજ પ્રમાણે કોઇ ગામ કજીઆટંટામાંથી મુક્ત બને, કોઇ પહેરવાનાં લુગડાં પોતે બનાવી લે, કોઇ અનાજ પરદેશ ના મોકલે, કોઇ દૂધઘી ના વેચે, કોઇ ધાડો, લુંટોમાંથી સ્વરક્ષણ કરે, કોઇ દેવામાંથી મુક્ત થાય વગેરે વગેરે.

આ બધાં કામો એકાદ ગામ એકનું કરે અથવા છુટક છુટક ગામો એક એક સાધના કરે તો જનસમાજને ઘણી કેળવણી મળી જશે.

કૉલેજોથી કદાચ હજારો કેળવાશે, શાળાઓથી લાખો કેળવાશે પરન્તુ ઉપરની રીતોથી તો કરોડો કેળવાશે અને આખરે દેશોન્નતિ તો કરોડોને કેળવ્યાથી જ થવાની છે.

હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

# કળા અને ઉદ્યોગ હુન્નરના એક પુસ્તકાલયની

## અમદાવાદમાં ખાસ જરૂરીઆત

અમદાવાદ જેવા શહેરમાં કળા અને ઉદ્યોગહુન્નરનું એક પુસ્તકાલય સ્થાપવાની ખાસ જરૂર છે. તેની અંદર સામાન્ય રાજદ્વારી અને સામાજિક પુસ્તકો કે વર્તમાનપત્રો નહિ હોવાથી માત્ર હુન્નરધંધાના જીજ્ઞાસુઓ તેનો લાભ લેશે, તેથી તે અભ્યાસગૃહ જેવું થશે.

અમદાવાદમાં શહેરની એક દિશાએ, તે પણ ઘણે દૂર, શાળાની સરકારી પાઠશાળા છે; અને બીજે છેડે એટલે સ્ટેશન આગળ હુન્નરશાળા છે. તે સંસ્થાઓમાં વિદ્યાર્થી ન હોય તેવો કોઇ ઇસમ ચાહીને ત્યાં આગળ માહિતી મેળવવા ભાગ્યેજ કે ક્વચિત જ જઇ શકે અથવા જાય. અત્રે સૂચવેલું પુસ્તકાલય શહેરની ગીચ વસ્તીવાળા ભાગમાંજ હોવું જોઇએ, કે જેથી કરીને મિલો અને કારખાનામાં કામ કરી આવેલા પણ ભણેલા માણસો પોતાનું જ્ઞાન વધારવાને પ્રેરાય.

આ માટે મકાન બહુ સારૂં અને ખાસ બાંધેલું હોવું જોઇએ; પરંતુ, શરૂઆતના વર્ષોમાં તે ભાડાનું .. કોઇએ આપેલું હોય તો પણ ચાલી શકે. કદાચ મકાન બાંધવા પેટે થોડુંઘણું દાન મળે તો તેને દસ પંદર વર્ષ વ્યાજે રહેવા દેવાથી તેની રકમમાં વધારો થાય.

બીજી બાબત:—પુસ્તકોની શરૂઆતની ખરીદ માટે ઓછામાં ઓછા રૂપિયા અડધા લાખની જરૂર રહે. આ રકમ બહુજ કરકસરથી મુકી છે. કદાચ આપણું નસીબ પાધરૂં હોય અને અડધાને બદલે એક લાખ રૂપિયા મળ્યા તો તેથી આવી સંસ્થા બહુજ વધારે કાર્યસાધક નીવડશે. મળેલી રકમમાંથી ત્રીજા ભાગની રકમ ઉદ્યોગહુન્નરની સોસાયટીઓ, દાખલા તરીકે સોસાયટી ઑફ આર્ટસ, લંડન, તેમનાં સંપૂર્ણ ચોપાનીઆના સેટ ખરીદવામાં વાપરવી પડે. બાકી ત્રીસેક હજાર રૂપીઆ રહ્યા તેમાંથી ઉદ્યોગહુન્નરનાં તો માત્ર પાંચેક હજાર પુસ્તકો ખરીદી શકાય. પુસ્તકો તો નવાં જોઇએ પણ ચોપાનીઆના જુના સેટ વિલાયતમાં સેકન્ડ હેંન્ડ ઓછી કિમ્મતે મળી શકે.

વાર્ષિક ચાલુ ખરચનો આવા સાધારણ દરજ્જાના પુસ્તકાલય માટે આ પ્રમાણે અંદાજ થાયઃ-

(અ)રૂ.૫,૦૦૦ ચોપડીઓ ખરીદવા અને બાંધવા સારૂ. પહેલાં દસ વર્ષ પછી તો આ રકમમાંથી ત્રીજા ભાગ ઉપરાંતની રકમ ચોપડીઓ બંધાવવા ખાતે જશે.

(બ)વાર્ષિક રૂ.૩,૦૦૦ ચોપાનીઆં ખરીદવા અને બાંધવા સારૂ. ઉદ્યોગહુન્નરનાં અઠવાડિક અને માસિક ચોપાનીઆં યુરોપ અમેરિકામાં ઘણાં ઉત્તમ પ્રતિનાં નીકળે

છે. તે એટલી છુટથી પુરાં પાડવાં જોઇએ કે સામાન્ય પ્રેક્ષકને પણ તેવી ચીજો જોઇને તે વિષે વધારે જાણવાની ઉત્કંઠા થાય.

વળી શાસ્ત્ર અને ઉદ્યોગહુન્નરની અનેક ઉંચા પ્રકારની સોસાયટીઓ બધા આગળ વધેલા દેશોમાં છે તેના હેવાલો proceedings, transactions, minutes વગેરે ચોપાનીઆં રૂપે છપાય છે, તે બહુ જ છુટથી આવી લાયબ્રેરીમાં ખરીદાવાં જોઇએ. ચોપાનીઆના વિષયની ચર્ચા કરતાં આપણે ભૂલવું જોઇએ નહિ કે ત્રીજા ભાગથી અડધા ભાગ સુધીની આ કામ માટે રાખેલી રકમ ચોપાનીઆં બંધાવવામાં વપરાશે આવાં ચોપાનીઆં ઇન્ડેક્સ (વાર્ષિક અનુક્રમણિકા) સાથે બંધાય તો જ તે કિમ્મતી થઇ પડે; પરંતુ તેમ થયા પછી તો તેમની કિમ્મત ઘણી જ થઇ પડે. કેટલાક આવા હેવાલપત્રોના દસ વર્ષ અને વીસ વર્ષના સામટા અનુક્રમણિકાનાં પુસ્તકો પણ છપાય છે. તે માર્ગસૂચક હોવાથી જો મૂળ સેટ ખરીદ્યો હોય તો ગમે તે કિંમતે પણ એ મેળવવાં જોઇએ. સામાન્ય કહેણી છે કે નવી બાબતો અને નવા ખ્યાલો આવા હેવાલપત્રોમાં આવ્યા પછી દસ વર્ષે સાધારણ પુસ્તકોમાં ઉતરી આવે. માટે કહું કે તાજું જ્ઞાન મેળવવા માટે તો આવાં ચોપાનીઆંની આવશ્યકતા અચૂક બહુ મોટી છે.

(ક) લાયબ્રેરીઅન ઓછામાં ઓછા માસિક બસો અઢીસો રૂપીઆનો હોવો જોઇએ. શાસ્ત્રનો કે ઇજનેરી કે ટેકનિકલ વિષયનો ખાસ ચુંટી કાઢેલો ગ્રેજ્યુએટ હોય તેને ૭ માસ વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીમાં અને ૭ માસ બેંગલોર ટાટા ઇન્સ્ટીટયુટની લાયબ્રેરીમાં કેળવ્યા પછી જ આવો પ્રસમ ઉંચા પ્રકારની કામગીરી આપી શકે; તે અગાઉ મુદ્દલ નહિ. બીજા મદદનીશો મળીને વાર્ષિક રૂ. ૪,૦૦૦નું ખરચ આ પેટા વિભાગમાં થાય.

(ઠ) ઉપરાંત મકાનનું ભાડું, બત્તીખરચ વગેરે પરચુરણ બાબતો માટે વાર્ષિક ત્રણ હજાર રૂપીઆનો અંદાજ થઇ શકે.

આવી રીતે ઉદ્યોગહુન્નરનું પુસ્તકાલય કાર્યસાધક કે ફળદાયક પદ્ધતિ ઉપર વાર્ષિક રૂપીઆ પંદર હજારના ખરચથી ચાલે. પણ જો અમદાવાદ જેવા ઔદ્યોગિક નગરમાં મિલો અને કારખાનાંઓ વર્ષે સરાસરી દરેક રૂ. ૩૦૦) ત્રણસો નો ફાળો આપે તો આટલી રકમ થતાં શું વાર લાગે ? આસપાસનાં શહેરો જોતાં મુંબઇ કે વડોદરામાં મોટા પાયા ઉપર જેવી કળા કે હુન્નર-ઉદ્યોગની પાઠશાળા છે તેવી અમદાવાદમાં નથી; પણ તેવી પાઠશાળા સ્થપાતાં સુધી તેની ખોટ થોડે અંશે અને કમી ખરચે આવું પુસ્તકાલય પાડી શકે; અને તેથી ઉદ્યોગહુન્નરમાં ગોથાં ખાતા પણ હુશિયાર માણસો માટે માર્ગ ખુલ્લો થાય. તેવા પુસ્તકાલયમાંથી પ્રેરણા મેળવીને બુદ્ધિમાન અને મહેનતુ યુવક આવી ઉંચી પાઠશાળાઓ અને તેથી પણ ઉંચી કેળવણીની સંસ્થાઓમાં પરદેશ જવા દોરાય.

આ લેખ યુગધર્મના તંત્રી ડૉકટર સુમંતભાઇની આજ્ઞાથી લખાયો છે: પણ તે ટુંકો અને લેખ કરતાં પત્રના જેવો વધારે છે. આવા પુસ્તકાલયની જરૂર સાબીત કરવા જેટલી હજી આપણે નીચી સપાટીએ છીએ તેમ મને માનતાં આંચકો આવે છે, અને હું તે માનવાને ના પાડું છું. હું તો માત્ર એવું જ ધારી શકું કે રાજકીય અને સામાજિક બાબતોના ખળભળાટમાં આ જરૂરી બાબત આપણી સમજશક્તિના કોઇક ખુણામાં સંતાઇ બેઠેલી હશે; અથવા તો તેના મોટા ખરચની બ્હીકે તેનો વિચાર નહિ થયો હોય. લંડન જેવા શહેરમાં સાઉથ કેન્સિંગ્ટનની સાયન્સ લાયબ્રેરી કે પેટન્ટ ઑફીસની પબ્લિક લાયબ્રેરી અને બીજાં અનેક સાર્વજનિક પુસ્તકાલયોના પણ ઉદ્યોગહુન્નરના વિભાગ જેમણે જોયા હશે તેમને આવી બાબી વધારે સ્પષ્ટ તરી આવશે.

આ જાતની લાયબ્રેરી રાતના દસ વાગ્યા સુધી ખુલ્લી રહેવી જોઇએ એટલું જ નહિ, પણ સાંજના ૭ થી રાતના દસ વાગ્યા સુધી તો તેનો સહુથી અગત્યનો ભાગ ગણાવો જોઇએ: તે તેમના કાર્યનું પ્રથમ સૂત્ર

છે. હુન્નરઉદ્યોગમાં દિવસભર રોકાયલા, અને તેમાં નીચી પાયરીએ હોઇને વધારે ઉંચે ચઢવાનો લોભ રાખતા માણસોને રસ્તો કરી આપવાનો તો આવા પુસ્તકાલયનો મુખ્ય ઉદ્દેશ છે. ચોપડીઓ ઘેર લઇ જવા આપવાનું ખાતું, બીજું ચોપાનીઆનું વાંચનાલય, ત્રીજું રેફરન્સ લાયબ્રેરી; તે ઉપરાંત એક ભાષણ આપવાની સગવડવાળો મોટો ઓરડો, સિનેમા અને મૅજીક લેન્ટર્ન-ની સગવડ સાથે આવી સંસ્થામાં હોવાની ખાસ જરૂર છે. ઇંગ્લંડમાં એકસો વર્ષ ઉપર ડૉક્ટર બર્કબેક Birkbeck વગેરે સુધારકોએ સ્થાપેલા "મિકેનીક્સ ઇન્સ્ટીટ્યુટ્સ" ના ધોરણ ઉપર ખીલવાશ કરવા જેટલે દરજ્જે તો હવે આપણે પહોંચી ગયેલા હોવાનો ગર્વ રાખી શકીએ. જો આ પુસ્તકાલય આવા ધોરણ ઉપર દાસ સ્થપાય તો તેમાંથી પચીસ કે પચાસ વર્ષે લંડનનાં પ્રખ્યાત પૉલીટેકનિક્સ (વિવિધ કળા ઉદ્યોગમંદિરો) ના ધોરણની સંસ્થા ખીલી નીકળશે. ,માત્ર મુંબઈમાં સાસુન મિકેનીક્સ ઇન્સ્ટીટ્યુટ, જે એલ્ફિન્સ્ટન કૉલેજ-ની જોડેના મકાનમાં છે તેના ઇતિહાસમાં થયેલી ભૂલો સમજીને તેવી ભૂલો આ સંસ્થાના ઇતિહાસમાં પણ નહિ થાય તો તેનું ભવિષ્ય ઝળકતું છે. આવા પુસ્તકા-લયની આવશ્યકતાની સાબીતીનો લેખ જોઇએ તો મને લાગે છે કે અધિપતિસાહેબ પ્રોફેસર સાંકળચંદ જેઠાલાલ શાહ અથવા એવા કોઈ બીજા નિષ્ણાતને વિનવશો તો તેમનાથી ના પાડી શકાશે નહિ.

"અભ્યાસી"

# અમેરિકામાં સ્વપોષણ કરતાં વિદ્યાર્થીઓ

હાલમાં કેટલોક સમય થયાં અને ખાસ કરીને છેલ્લા દસકાની અંદર કેળવણી અન્ય પાશ્ચિમાત્ય દેશોની માફક હિંદમાં પણ ઘણી ખર્ચાળ અને કઠણ થઈ ગઈ છે. પાશ્ચિમાત્ય દેશો ઘણા ધનાઢ્ય અને આગળપડતા છે તેમજ ત્યાં પ્રાથમિક કેળવણી તો મફત અને ફરજિયાત છે. આ સુધરેલા દેશોમાંથી કેટલાક વધારે આગળ ચડેલા છે, અને અન્ય પછાત છે.

આગળ પડેલા દેશોની અંદર અમેરિકાનો સમાવેશ થાય છે. અમેરિકાની અંદર પ્રાથમિકજ નહીં પરંતુ માધ્યમિક કેળવણી પણ મફત કરવામાં આવેલી છે. કમનસીબે હજી તે ફરજિયાત કરી શકાઇ નથી પણ થોડાં વર્ષની અંદર તેમ થશે તે વિષે શંકા રાખવાનું કારણ નથી. ઉચ્ચ કેળવણી હજુ મફત થઇ નથી. અને અમેરિકા જેવા અને ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટસ જેવા ખર્ચાળ દેશની અંદર ઉચ્ચ કેળવણી લેવી એ નાનીસુની વાત નથી. સામાન્ય કુટુંબનાં માણસો માટે કોલેજોમાં જવું અને અભ્યાસ કરવો એતો દેખીતી રીતે અશક્ય જ છે., પરંતુ શરૂઆતથી મુશ્કેલીઓને નસાડનાર અને નવા નવા પ્રબંધ રચી પોતાનું કાર્ય કરનાર પ્રજાને, અને તેમાં વળી ભવિષ્યની પ્રજાને–એટલે કે ત્યાંના નવજુવાનોને આવી મુશ્કેલીઓ ક્યાંથી ગભરાવી શકે ? નવજુવાનો જે સરસ્વતીને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા હોય છે તે તો મજુરી કરીને પણ તેને પ્રસન્ન કરવા પ્રયત્ન કરે છે, બીજા દેશોમાં જેવા કે કેનેડા, સ્કોટલેન્ડ અને ( પ્રજાસત્તાક ) જર્મનીમાં પણ વિદ્યાર્થીઓ સ્વપોષણ કરતાં થયા છે, અને તેમણે પોતાનાં માબાપ ઉપરનો બોજો ઘણે ભાગે કમી કર્યો છે. હિંદની અંદર આ નિયમ દાખલ કરવો હોય તો થઇ શકે તેમ છે. કારણ કે મુંબાઇ, અમદાવાદ અને બીજાં એવાં મોટાં શહેરોમાં વિદ્યાર્થીઓને કામ મેળવવું મુશ્કેલ ના હોઈ શકે. વાંધો ફક્ત એકજ હોય છે અને તે એ કે કામ કરવાની શરમ અને જ્ઞાતિ ભેદભાવ દૂર મુકી જે મળે તે કરવા તૈયાર રહેવું જોઇએ.

અમેરિકાના સ્વાવલંબી વિદ્યાર્થીઓ વિષે ઉલ્લેખ કરતાં પહેલાં તેમની સામાજિક સ્થિતિ વિષે થોડુંઘણું જાણવું જરૂરનું છે. હિંદની માફક અત્યારે યુનાઇટેડ સ્ટેટસ પણ જુદી જુદી પ્રજાઓનું બનેલું છે. તે ઉપરાંત ત્યાં હાલમાં જુદી ( races ) જાતિઓનાં માણસો પણ વસેલાં છે. યુરોપના જુદા જુદા દેશોમાંથી જેવા કે ઇટલી, ફ્રાન્સ, જર્મની, રશીઆ, ઇંગ્લાંડ વિગેરેમાંથી ત્યાં જનારા ઘણા હોય છે. જર્મની, ઇંગ્લાંડ અને ફ્રાન્સમાંથી જનારાઓ સ્હેલાઇથી ત્યાંના વાતાવરણમાં ભળી શકે છે અને કેળવણીને માટે પ્રયાસ કરી તે પ્રાપ્ત કરી શકે છે. પરંતુ ઇટલી, આયરલેન્ડ અને બીજા પછાત દેશોના પુરૂષો તેમ કરી શકતા નથી. નિશાળ ૧૪–૧૫ વર્ષે છોડી જનારાઓમાંથી મોટી સંખ્યા આ લોકોની જ હોય છે. યાહુદી લોકો કેળવણીનો લાભ લેવા ચુકતા નથી. અને કેટલીક યુનિવર્સિટીઓ છેલ્લાં બે ત્રણ વર્ષોથી ઘણીજ sectarian જાતિભેદપ્રધાન થવા લાગી છે અને આથી યાહુદીઓને માટે કનડગત ઉભી થવા લાગી છે.આ ઉપરાંત ત્યાંના વતનીઓ (the early settlers) માં એક ખાસ ગુણ જોવામાં આવે છે અને તે કામ કરવાની દાનત. ગમે તે

કામ કરી પૈસા પ્રાપ્ત કરવા-વિદ્યા માટે અગર પોતાની આજીવિકા માટે અમેરિકાની અંદર અન્ય દેશોની માફક (rich અને poor) તવંગર અને ગરીબનો તફાવત બહુ જોવામાં આવતો નથી. આવડત, અક્કલ અને ઉદ્યમની ખાસ કિંમત અંકાય છે. મહેનતુ માણસ ત્યાં તવંગર લેખાય છે એમ કહીએ તો ચાલે.

સ્વાવલંબી વિદ્યાર્થી થવાની ઈચ્છા લગભગ દરેક દેશમાં જોવામાં આવે છે. પરંતુ સામાજિક સ્થિતિને અને દેશના પછાતપણાને લઇને રોજી અથવા કામ મેળવવું મુશ્કેલ થઇ પડે છે. અમેરિકા જેવા દેશમાં ત્યાંના વતનીઓ માટે અને નવા પરદેશી વિદ્યાર્થીઓ માટે કામ મેળવવાનું બહુ મુશ્કેલ નથી હોતું. સાધારણ રીતે ત્યાંના દરેકે દરેક ( વિશ્વવિદ્યાલયમાં Universities inemployment bureous એટલેકે કામ મેળવી આપનારી સંસ્થા હોય છે. આ સંસ્થા અગર વિદ્યાર્થી પોતે, કામ શોધી કહાડી પૈસા મેળવે છે. દરેક કોલેજોમાં restaurants પણ રાખવામાં આવેલા હોય છે, તેનો વહીવટ ઘણુંખરૂં વિદ્યાર્થીઓજ કરી લે છે ત્યાં રસોઇ સિવાય બીજા બધાં કામ માટે કોલેજોમાં ભણુતા વિદ્યાર્થીઓજ હોય છે. વાસણુ સાફ કરવાનું, ખાવાનું આપવાનું, ટેબલ સાફસુફ રાખવાનું અને પૈસા લેવાનું, ટુંકાણમાં દરેક કામ ત્યાં વિદ્યાર્થીજ કરે છે. દરેક વિદ્યાર્થી લગભગ બે એક કલાક કામ કરે છે અને તે બદલ દરરોજ તેને ૧ાા થી ૨ ડોલર સુધીનું ખાવાનું મળે છે. વધારે વખત કામ કરનારને પૈસા પણ આપવામાં આવે છે. અન્ય રીસ્ટોરાંમાં પણ વિદ્યાર્થીઓ કામ કરે છે. અને કેટલાક તેમાંથી અઠવાડીઆના ૩૫ થી ૪૦ ડોલર પાડે છે. આ ઉપરાંત કોલેજની ઓફિસમાં પણ જો કામ હોય તો તે વિદ્યાર્થીઓનેજ આપવામાં આવે છે અને તેમને કલાકના ૪૦ થી ૫૦ સેન્ટસ એટલે ાા ડોલર લગભગ મળે છે. આવા કામ હોવા છતાં વિદ્યાર્થીઓ અન્ય કામો વધારે પસંદ કરે છે. કેટલાક પૈસાદાર છોકરાઓના ટ્યુટર તરીકે, કેટલીક [illegible] રિનીઓ નર્સીંગ તરીકે, કેટલાક મોટાં ઘરોમાં Switchboard operator તરીકે, ત્યારે કેટલાક એલીવેટર ચલાવવાનું કામ કરે છે. આ બધા ધંધામાંથી મળતર બહુ હોતું નથી પરંતુ આ કામ પોતાના ફાજલ વખતમાં થઇ શકે તેવાં હોવાથી વિદ્યાર્થીવર્ગ તે વધારે પસંદ કરે છે. કેટલાક વિદ્યાર્થીઓ offices ની અંદર translators તરીકે પણ કામ કરે છે. ત્રણ ચાર યુરોપીય ભાષા આવડતી હોય તેને આ કામ મેળવતાં મુશ્કેલી નડતી નથી. Salesman તરીકે કામ કરવું હોય તો તે લોકો Commission agents નું કામ ઉપાડી લે છે. આનાં કરતાંયે વધારે મજુરી કરનારા વિદ્યાર્થીઓની સંખ્યા પણ ત્યાં પુષ્કળ જોવામાં આવે છે. તાર લઈ જવાલાવવાનું, છાપાં વહેંચવાનું અને વેચવાનું કામ ઘણુંખરૂં નિશાળોમાં અને કોલેજોમાં ભણુતા વિદ્યાર્થીઓજ કરે છે. આ સિવાય બીજી આવડત હોય તો અન્ય ઉદ્યોગો પણ મળી શકે છે. છબી પાડનારાઓને ત્યાં તેમજ આર્ટીસ્ટની સાથે કોઇ કામ કરે છે. આવા બધા ઉદ્યમો ખાસ કરીને કોલેજો ચાલુ હોય તે અરસામાંજ વિદ્યાર્થીઓ કરે છે. પરંતુ રજાના દિવસોમાં અન્ય કામો લે છે. અહીંઆ એક વિદ્યાર્થીબંધુનો તાર વહેંચવાનો અનુભવ જણાવ્યો હોય તો તે અસ્થાને નહીં ગણાય.

દરરોજના લગભગ ૮ થી ૯ કલાક એમને તારની વહેંચણી કરવાની હતી. તે કામ પોતાના ફાજલ વખતમાં તેઓ કરતા હતા. તે બદલ અઠવાડીઆની તેમને ૧૮ થી ૨૨ ડોલરની કમાણી થતી. સાંજના ચાર વાગતાં એ પોતાનું કામ શરૂ કરતા અને મધ્ય રાત્રે અથવા તેથી પણ એકાદ કલાક મોડા પોતાનું કામ પરવારી ઘેર આવતા. ઠંડા દેશના શિયાળામાં, બરફ પડતો હોય અથવા જામેલો હોય, નળનાં પાણી પણ જામી જતાં હોય તે વખતે રાતના સમયમાં તાર વહેંચવા નીકળવું એ કેટલું મુશ્કેલ હશે .તે તો વીતી હોય તે જ જાણે. કેટલીક વખત તો તારવાળાઓના પગ પણ સુઝી જાય છે અને બીચારા બુમો પાડે છે, પરંતુ કામથી ગભરાયા વગર ભણવાને માટે કમાવું તો પડશેજ તે ઉમેદથી નાસીપાસ થયા સિવાય પોતાનું કામ સંભાળે છે. છાપા વહેંચનારાઓની પણ સ્થિતિ તેવીજ હોય છે.

ઉપર જણાવેલાં કામો તો કોલેજ ચાલુ હોય તે દરમ્યાન વિદ્યાર્થીઓ કરે છે. રજાઓના દિવસોમાં આ કરતાં વધુ સારાં અને વધારે કમાણીવાળાં કામ મળે છે. સારાં કુટુંબો સાથે કેટલાક વિદ્યાર્થીઓ હવા ખાવાનાં સ્થળોની મુલાકાત લે છે. કેટલાક મોટર હાંકનાર તરીકે કોઇને ત્યાં રહે છે. આની અંદર ચાર પાંચ મહિનામાં ચારસોથી પાંચસો ડૉલર ફાજલ પાડી રજા ઉઘડતાં પોતાનો અભ્યાસ સંભાળે છે. અન્ય કેટલાક ખેતરોમાં કામ કરવા જાય છે, અને એમની કમાણી સામાન્ય રીતે વધારે હોય છે એમ કહેવામાં આવે છે. વિદ્યાર્થિનીઓ ટોપીઓનાં કારખાનામાં કામ કરે છે અને જો તેમને સારી ડીઝાઇનો અથવા નવાં મૉડેલો કહાડતાં આવડતાં હોય છે તો તેમને અઠવાડીઆમાં ૫૦ થી ૬૦ ડૉલર મળે છે. અક્કલ અને મહેનતનાં કામ ઘણાં સારાં મળે છે. વૈદક અને રસાયણનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ત્યાંના દવાવાળાને ત્યાં અથવા કોઈ સર્જ્યનને ત્યાં કામ કરે છે અને તેમાંથી સારી કમાણી કરી પોતાના ધંધાને લગતો સારો અનુભવ પણ પ્રાપ્ત કરી શકે છે. યુનાઇટેડ સ્ટેટસમાં તેમ જ ઈંગ્લાંડની અંદર કેટલીક મોટી પુસ્તકો વેચનારી કંપનીઓ હોય છે. હિંદમાં Book of Knowledge ની જાહેર ખબર તો ઘણાએ વાંચી હશે. આવી કુમાર અને વિનયમંદિરના વિદ્યાર્થીઓને ખપમાં આવે તેવી ચોપડીઓ છાપનારી અને વેચનારી ત્યાં ઘણી કંપનીઓ થઇ ગઈ છે. તે કંપનીઓ તરફથી જેમને એ પુસ્તકો વેચવા જવાનો વિચાર હોય તેમને એક અઠવાડીઆ સુધી ધંધાનું શિક્ષણ આપવામાં આવે છે, અને ત્યાર પછી તેમને તે કામ સોંપવામાં આવે છે. આ પછી દરેક વેચાણ પર ૩૦ ટકા કમિશન આપવામાં આવે છે, અને કેટલીક કંપનીઓ તરફથી પગાર એકલો આપવામાં આવે છે. આવાં પુસ્તકો માટે ઓર્ડર્સ મેળવવાનું કામ પણ ઘણા વિદ્યાર્થીઓ તેમ જ વિદ્યાર્થિનીઓ કરે છે. આમાંથી સાધારણ વિદ્યાર્થી પણ દરરોજ કમિશન પેટે ૫ થી ૭ ડૉલર થોડા અનુભવ પછી પાડી શકે છે. આવાં અને બીજાં અન્ય ઘણાં કામો ત્યાંના પૂર્વના સ્ટેટ્સોમાં મળી આવે છે.

પશ્ચિમના અને મધ્ય પશ્ચિમના સ્ટેટ્સોમાં આ ઉપરાંત બીજાં ઘણાં કામો મળી આવે છે. ઉનાળાની ઋતુઓના ફળનો પાક જ્યારે ઉતારવાનો હોય છે ત્યારે કલાકનો ડૉલર અને તેથી પણ વધારે આપવામાં આવે છે.

આમ દિવસમાં ૭ સાત કલાક ફળો એકઠાં કરવાથી સાત આઠ ડૉલર સ્હેજે મળે છે. ત્યાં ખેતરોમાં કામ કરવાથી લાભ સારો છે અને રહેવાખાવાના ખર્ચ ઉપરાંત અઠવાડીએ થોડા ડૉલર્સ ઉપરથી મળે છે. આમ ત્યાંનો વિદ્યાર્થીવર્ગ પોતાની આજીવિકા માટે મહેનત કરી, ધન પ્રાપ્ત કરી, સરસ્વતીદેવીની વિકટ આરાધના કરે છે, અને તેને પ્રસન્ન કરવામાંજ તે ખર્ચે છે.

બાબુરાવ દિવાન

# ગુરૂ દત્તાત્રેય

બ્રહ્મજ્ઞાનનો ડંકો નિરંતર વગડતો રાખનારા સંસ્કૃત ગ્રન્થોમાં અવધૂત ગીતાનું સ્થાન અગ્રપદે છે. એ ગીતામાં અવધૂત શ્રીદત્તાત્રેયની બ્રહ્માવસ્થાનો-મસ્તાવસ્થાનો અખંડ ગીતપ્રવાહ વહી રહ્યો છે. અવધૂત ગીતાના ગાયક ગુરૂ દત્તાત્રેયનું સંપૂર્ણ જીવનચરિત્ર ક્યાંય લભ્ય ન હોઇ, જે કંઇ બીના શ્રીમદ્ ભાગવતમાંથી મળી આવે છે તે પરથી જ તેમના જીવનનો વિચાર કરવા સિવાય બીજો કંઇ ઉપાય નથી.

જન્મમરણરૂપી બંધનોથી છૂટવા માટે અને મોક્ષપ્રાપ્તિ માટે જે જે સાધનો છે તેમાં વૈરાગ્ય એ મુખ્ય સાધન છે. જ્યાં સુધી મનુષ્યને વૈરાગ્ય પ્રાપ્ત થતું નથી ત્યાં સુધી તેનું મન વિષયભોગોમાં જ લિપ્ત રહે છે. જગતમાં જેટલા જીવનમુક્ત મહાત્માઓ થઇ ગયા તેઓનાં જીવનચરિત્રો તપાસીશું તો આપણને સારૂ જણાઇ આવશે કે તેઓ વૈરાગ્યદ્વારા જ મુક્તિ મેળવી શકયા હતા. એ વૈરાગ્ય ત્રણ પ્રકારનું છેઃ (૧) મન્દ વૈરાગ્ય, (૨) તીવ્ર વૈરાગ્ય અને (૩) તીવ્રતર વૈરાગ્ય.

કુટુંબીજનોમાંથી એકાદનું મૃત્યુ નીપજે,—કંઇ માલમિલકત ચોરાઇ જાય અથવા કોઇ કાર્યમાં ભારે અફળતા પ્રાપ્ત થાય એવે વખતે મનુષ્યને સંસાર પર જે અલ્પજીવી વૈરાગ્ય ઉપજે છે, તેને મન્દ વૈરાગ્ય કહે છે. થોડા સમય પછી પાછું જ્યારે તેનું મન સંસારની બીજી વસ્તુઓમાં પરોવાય છે ત્યારે તેનું વૈરાગ્ય કયાંઇ ગૂમ થઇ જાય છે. પરંતુ કંઇ પણ દુઃખ આવી પડયા વગર મનુષ્યને વિષયભોગોનો ત્યાગ કરવાની ઇચ્છા પ્રાપ્ત થાય, તે ઇચ્છાને તીવ્ર વૈરાગ્ય કહે છે.

પોતાના આ વૈરાગ્યને અનુસરીને તે મનુષ્ય વિષયભોગોના ત્યાગની અભિલાષાનો અમલ કરવા સારૂ, સમસ્ત વૈભવાદિક સાંસારિક બંધનો અને સ્ત્રીપુત્રાદિને પણ છોડી ચાલ્યો જાય ત્યારે તેને તીવ્રતર વૈરાગ્ય પ્રાપ્ત થયું કહેવાય.

આવા પ્રખર વૈરાગ્યવાન્ અથવા જ્ઞાનવૈરાગ્યમૂર્તિ બહુ વિરલ હોય છે અને એવી એ વિરલ વિભૂતિઓમાં ગુરૂ દત્તાત્રેયની ગણના થાય છે. અવધૂત દત્તાત્રેય પ્રખર જ્ઞાની, વિરાગી તેમ જ બ્રહ્માનંદ મૂર્તિ હતા.

અતિ પુરાતન સમયમાં સત્યયુગ પ્રવર્તિત હતો તે વખતે આપણા પુરાણપવિત્ર ભારતવર્ષમાં અત્રિ નામના એક ભારે તપસ્વી અને ધર્મિષ્ટ રાજા થઇ ગયા. તેમની પત્ની અનસૂયા પણ એક મહાન સતી હતી. પરંતુ પોતાને કંઇ સંતતિ ન હોવાથી અનસૂયા ઘણી ખિન્ન રહેતી. તેણે સંતાનપ્રાપ્તિની ઇચ્છાથી બ્રહ્માવિષ્ણુમહેશની આકરી તપસ્યા આદરી. લાંબા વખતની કઠિન તપશ્ચર્યા પછી ત્રણે દેવો સતી પર પ્રસન્ન થયા અને ત્રણેએ સતીને સાક્ષાત્ દર્શન આપી ઇચ્છિત વર માગવાનું કહ્યું. સતી અનસૂયાએ કહ્યું, 'જો તમે ત્રણે મારા પર ખરેખરા પ્રસન્ન થયા હો તો તમે ત્રણે મારે પેટે એક પછી એક પુત્રરૂપે જન્મ લ્યો.' અનસૂયાના આ શબ્દો સાંભળીને ત્રણે દેવો 'તથાસ્તુ' કહી અંતર્ધાન થયા.

કેટલોક સમય વીત્યા પછી અનસૂયાને ગર્ભ રહ્યો, અને નવ માસ પૂરા થયા પછી તેણે એક પુત્રરત્નને જન્મ આપ્યો. એ પુત્રનું નામ દત્તાત્રેય રાખવામાં આવ્યું. દત્તાત્રેય વિષ્ણુનો અવતાર ગણાય છે. ત્યારપછી અનુક્રમે મહાદેવ અને બ્રહ્માએ અનસૂયાને પેટે જન્મ લીધો. મહાદેવના અંશવાળા પુત્રનું નામ દુર્વાસા રાખવામાં આવ્યું અને બ્રહ્માના અંશવાળા પુત્રનું નામ ચન્દ્રમા રાખ્યું.

સૌથી મોટા પુત્ર દત્તાત્રેય બાલ્યાવસ્થાથી જ જ્ઞાન અને વૈરાગ્યમાં મસ્ત રહેતા. એ ઉંમરમાં આવ્યા તે અરસામાં તેના પિતાનો દેહાંત થયો અને તે યુવરાજ હોય, પ્રજાએ સર્વાનુમતે તેને રાજ્યગાદી સોંપી. થોડોક સમય તો દત્તાત્રેયે રાજ્યતન્ત્ર ચલાવ્યું પણ પછી તે બાબત પરથી તેનું દિલ ઉઠી ગયું. વૈરાગ્યશીલ આત્મા ક્યાંસુધી પ્રપંચમાં પડ્યો રહે? તેનો આત્મા ખળભળી ઉઠ્યો અને સંસારના પ્રપંચમાંથી મુક્ત થવાને તત્પર થયો. તેણે કશાની પણ પરવા કર્યા વગર રાજપાટનો ત્યાગ કર્યો અને અહાલેક જગાવી નીકળી પડ્યા. જેવી રીતે શ્રી રામચંદ્રજી વનવાસ માટે સીધાવ્યા અને પ્રજા પણ તેમની પાછળ ચાલી તેવી જ રીતે દત્તાત્રેયને નગર છોડી ચાલ્યા જતા જોઈને ઘણા જ્ઞાની મુનિકુમારો તેની પાછળ નીકળી પડ્યા. મસ્ત અવધૂતને આ જંજાળ પણ શાની ગમે? તેણે તેઓને પાછા જવાનું કહ્યું પરંતુ મુનિકુમારો તેને એટલા બધા ચાહતા હતા કે તેઓએ તેનું કહ્યું માન્યું નહિ. આથી દત્તાત્રેયે તેઓને પાછા વાળવાની કોઇ યુક્તિ કરવાનો વિચાર કર્યો. ફરતાં ફરતાં તેઓ વનમાંના એક તળાવ પાસે જઇ પહોંચ્યા. તળાવ પાસે જઇ દત્તાત્રેય પાણીમાં ઉતર્યા અને સમાધિ લગાવી ત્રણ દિવસ સુધી પાણીમાં જ રહેવાનો નિશ્ચય કર્યો. આમ કરવામાં તેનો હેતુ એવો હતો કે ત્રણ દિવસમાં તો પેલા મુનિકુમારો કંટાળીને પાછા નગર ભણી ચાલ્યા જશે. દત્તાત્રેય જેવા પાણીમાં અન્તર્ધાન થયા કે બીજી બાજુથી મુનિકુમારોએ તળાવને કિનારે જ અડીંગા લગાવ્યા! ત્રણ દિવસે દત્તાત્રેય બહાર આવીને જૂએ છે તો મુનિકુમારો હજી બેઠેલા જ હતા! આથી તેણે બીજી કોઇ યુક્તિ રચવાનો વિચાર કર્યો. તરત જ તેણે પાછી પાણીમાં ડુબકી મારી અને પોતાની માયાના બળે તેણે એક જુવાન સ્ત્રી અને મદિરાભરેલું પાત્ર પેદા કર્યાં!

એક હાથમાં મદિરાનું પાત્ર પકડીને અને બીજે હાથ સ્ત્રીની આસપાસ વીંટાળીને તે બહાર આવ્યા. આવો દેખાવ જોઈ મુનિકુમારો એકદમ ભડકી ઉઠ્યા. તેઓએ ધાર્યું કે 'દત્તાત્રેય જરૂર અવળે પન્થે વિચર્યા છે. હવે તેના જેવાનો સંગ આપણે માટે ઉચિત નથી.' એમ કહી તેઓ બધા ત્યાંથી ચાલ્યા ગયા. તેઓના ગયા પછી દત્તાત્રેયે પેલાં માયાની સ્ત્રી તથા મદિરાપાત્રને પાછાં ખેંચી લીધાં અને અન્તે પોતાને શાન્તિ મળી અને જંજાળમાંથી મુક્ત થયા એ જાણી તેને ખૂબ હર્ષ થયો.

પછી દત્તાત્રેયે તળાવની બહાર આવી પોતાનાં કપડાંનો ત્યાગ કર્યો અને નગ્ન અવધૂત બની ફાવે તેમ વિચરવા લાગ્યા. કોઇવાર નગરમાં, કોઇવાર ગામમાં તો કોઇવાર જંગલમાં એમ તે યથેચ્છ વિહાર કરવા લાગ્યા. પર્વતની ગુફાઓમાં ધ્યાનમગ્ન થઇ દિવસોના દિવસો તે પસાર કરતા અને આસપાસના પ્રદેશને अहं ब्रह्मास्मिના અવિરત નાદથી ગજાવી મૂકતા. તે ન કરતા ખાવાપીવાની પરવા, ન કરતા લોકપ્રશંસા કે નિંદાની પરવા, ન કરતા દેહ કે કપડાંની પરવા; તેને માત્ર એક જ રટણ હતું અને તે આત્માનું રટણ. પોતાના આ અખંડ રટણમાં તે એટલા મસ્ત રહેતા કે તેને કશાનું ભાન રહેતું નહિ. નગર કે વન્ય પ્રદેશમાંથી પસાર થતા ત્યારે તે એક મદમસ્ત હાથીની માફક ચાલતા!

એક વખત દત્તાત્રેય મસ્ત હાથીની જેમ ડોલતા ડોલતા ચાલ્યા જતા હતા એવામાં એક રાજાએ તેને જોયા. તે રાજાએ તેને નમસ્કાર કર્યા અને પૂછ્યું, "સ્વામીજી! તમને આવો આ નિરંતર આનંદ ક્યા ગુરૂ પાસેથી મળ્યો? તમે બિલકુલ ચિંતામુક્ત થઇ આમ મસ્ત બની વિચરી રહ્યા છો તે ક્યા ગુરૂના જ્ઞાનના પ્રતાપે?"

રાજાને ઉત્તર આપતાં શ્રી દત્તાત્રેયે કહ્યું:-

आत्मनो गुरुरात्मैव पुरुषस्य विशेषत:।
यत्प्रत्यक्षानुमानाभ्यां श्रेयोऽसावनुविंदते ॥

અર્થ: "–પુરૂષનો ગુરૂ વિશેષતઃ તેનો આત્મા જ છે. કારણ કે પ્રત્યક્ષ અથવા અનુમાનથી પોતાના આત્માના જ્ઞાન વડે જ પુરૂષ પોતાનું શ્રેય સાધી શકે છે.' "હે રાજન્! મેં કોઈ એક મનુષ્યને ગુરૂ બનાવ્યો નથી. મને તો જેનામાંથી કંઇ કંઇ શીખવા મળ્યું છે તે બધાને મેં ગુરૂ માન્યા છે. અત્યાર સુધીમાં મેં એવા ચોવીસ ગુરૂ માન્યા છે, કારણ કે ચોવીસમાંના દરેક પાસેથી મને એકેક ગુણ પ્રાપ્ત થયો છે."

રાજાએ નમ્રતાપૂર્વક કહ્યું, "મહારાજ! ત્યારે એ ચોવીસે ગુરૂનાં નામો તથા આપ તેમાંના દરેક પાસેથી શું શું શીખ્યા તે કહી સંભળાવશો તો મારા પર ભારે ઉપકાર થશે અને મને એ અનુપમ જ્ઞાનનો લાભ પણ મળશે."

દત્તાત્રેયજીએ રાજાને જીજ્ઞાસ જાણીને કહ્યું, "હે રાજન્! પ્રથમ તો હું મારા ચોવીસ ગુરૂઓનાં નામો કહી જઇશ અને પછી મેં તેઓની પાસેથી શું શું પ્રાપ્ત કર્યું તે જણાવીશ. મારા ચોવીસ ગુરૂઓનાં નામો આ પ્રમાણે છેઃ–

૧ પૃથ્વી ૨ જળ ૩ અગ્નિ ૪ વાયુ ૫ આકાશ ૬ ચન્દ્રમા ૭ સૂર્ય ૮ કપોત ૯ અજગર ૧૦ સમુદ્ર ૧૧ પતંગ ૧૨ ભ્રમર ૧૩ મધમાખી ૧૪ હાથી ૧૫ મૃગ ૧૬ માછલી ૧૭ વેશ્યા ૧૮ કુરર પક્ષી ૧૯ બાળક ૨૦ છોકરી ૨૧ સાપ ૨૨ બાણ બનાવનાર ૨૩ કરોળિયો અને ૨૪ ભૃંગી.

૧ પૃથ્વી પાસેથી હું ક્ષમા અને પરોપકાર કરતાં ો છું. પૃથ્વી કંઇ પણ બદલાની આશા વગર ાના સમસ્ત પ્રાણીઓ માટે અનેક પ્રકારની વસ્તુઓ પેદા કરે છે અને લોકો તેને ખોદે કે ગમે તેવા જુલમ ગુજારે તોયે તે તો તેઓના તરફ ક્ષમાશીલ જ રહે છે. આમ બધા પર પરોપકાર કરવો અને ક્ષમા બતાવવી એ ગુણ મને પૃથ્વી પાસેથી પ્રાપ્ત થયેલા હોવાથી હું તેને ગુરૂ માનું છું.

૨. હે રાજન્! જળ પાસેથી મને સ્વચ્છતા અને માધુર્યના ગુણો પ્રાપ્ત થયા છે. જળની જેમ મનને નિર્મળ રાખવાનો તથ વાણીને માધુર્યભરી બનાવવાનો, એમ બે ગુણ જળ પાસેથી મળેલા હોવાથી જળને પણ મેં ગુરૂ બનાવ્યા છે.

૩. જેવી રીતે અગ્નિમાં જે કંઇ ફેંકવામાં આવે તે બધું તેમાં સમાઇ જાય છે, તેવી રીતે હું પણ જે કંઇ ભોજન મળે તે પેટમાં નાંખી તેમાં સમાવી દેવાનો અને ભવિષ્ય માટે સંગ્રહ નહિ કરવાનો ગુણ અગ્નિ પાસેથી શીખ્યો છું અને અગ્નિને પણ મેં ગુરૂ માન્યા છે.

૪. હે રાજન્! જેવી રીતે વાયુ સદાસર્વદા ફુંકાયા કરે છે છતાંયે તે કોઇપણ પદાર્થ પર આસક્ત થતો નથી તેવી જ રીતે, કોઇપણ વસ્તુ પર આસક્ત નહિ થતાં જ્યારે પણ જે કંઇ ભોજન મળી જાય તે આરોગીને હું સંતોષ માનું છું અને અધિક ભોગની ઇચ્છા રાખતો નથી. આ ગુણ મને વાયુ પાસેથી પ્રાપ્ત થયેલો હોવાથી વાયુ પણ મારો ગુરૂ છે.

૫. આકાશમાં તારાઓ, વાયુ તથા વાદળાંઓ હોય છે છતાં આકાશની સાથે તેઓનો જરાયે સંબંધ હોતો નથી. આકાશ વ્યાપક તેમ જ અસંગ છે. આ પ્રમાણે આત્માયે વ્યાપક અને અસંગ હોઇ દેહનો તેની સાથે કશો સંબંધ નથી અને સંસારમાં રહેવા છતાં આત્મા કોઇની સાથે લિપ્ત થતો નથી. આત્માની અસંગતાનો આ ગુણ મને આકાશ પાસેથી મળ્યો છે એટલે આકાશ પણ મારો ગુરૂ છે.

૬. ચન્દ્ર સદાસર્વદા એકરસ જ રહે છે. તે ઘટતો નથી કે વધતો નથી. પણ પૃથ્વીનો પડછાયો જેટલા પ્રમાણમાં તેને ઢાંકે છે તેટલા પ્રમાણમાં તેને આપણે ઘટેલો જોઇએ છીએ પરંતુ, ખરૂં જોતાં તે સંપૂર્ણ અને

એકરસ જ રહે છે. તેના સ્વરૂપમાં કશી ન્યૂનતા નથી આવતી. આ પ્રમાણે આત્મા કદાપિ ઘટતો નથી કે વધતોયે નથી. તે સર્વદા સંપૂર્ણ રહે છે. આત્માની સંપૂર્ણતાનું જ્ઞાન મને ચન્દ્ર પાસેથી પ્રાપ્ત થયું છે. આથી હું તેને મારો ગુરૂ માનું છું.

૭. સૂર્ય પોતાનાં પ્રખર કિરણો વડે પૃથ્વી પરના જળને લે છે અને પછી મેઘરૂપે પાછું આપે છે. આ પ્રમાણે વિદ્વાન્ પુરૂષ પણ ઇન્દ્રિયાપેક્ષિત વસ્તુઓને ગ્રહણ કરીને આખરે તેનો ત્યાગ જ કરી દે છે. આ ગુણ મને સૂર્ય પાસેથી મળ્યો એટલે સૂર્ય પણ મારો ગુરૂ છે.

૮. હે રાજન્! સ્નેહનો ત્યાગ કરવો એ અનુપમ ગુણ મને કપોતયુગલ પાસેથી શીખવા મળ્યો છે. આથી હું તેને મારા ગુરૂ માનું છું.

એક કપોત અને કપોતિની વનમાં એક ઝાડ પર રહેતાં હતાં. તે કપોતિનીને બચ્ચાં આવ્યાં ત્યારે તેઓ દાણા ચણી લાવી તેમને ખવડાવવા લાગ્યાં. દિવસે દિવસે બચ્ચાં મોટાં થયાં અને તે ઝાડની નીચે હરવાફરવા લાગ્યાં. એક વખત પારધિ એ ઝાડની નીચે આવ્યો અને જાળ બિછાવીને પેલાં બચ્ચાંને તેની અંદર સપડાવ્યાં. એટલામાં પેલું કપોતયુગલ ત્યાં આવી લાગ્યું. પોતાનાં બચ્ચાંની આવી દુર્દશા થતી જોઇ કપોતિની બોલી, 'પોતાની સંતતિને આમ મરતી ભાળવા કરતાં મરી જવું વધારે સારૂં.' અને તે પેલા પારધિએ બિછાવેલી જાળમાં પડી એટલે તે પણ તેમાં ફસાઈ પડી. આવો દેખાવ જોઈ કપોત બોલ્યો, 'આખું કુટુંબ નાશ પામે ત્યારે જીવતર શા કામનું!' અને તેણે પણ જાળમાં ઝંપલાવ્યું અને પારધિનો ભોગ બન્યો. આમ કપોતયુગલ અને પેલાં બચ્ચાંઓને લઇને પારધિ ખૂશ થતો સ્વગૃહ ભણી સીધાવ્યો.

હે રાજન્! સ્નેહને વશ થઇ એ કપોત તથા કપોતિની પારધિની જાળમાં સપડાયાં અને પ્રાણ પણ ખોયા. એટલે કે સમસ્ત જીવોના જન્મ અને મરણનું કારણ સ્નેહ જ છે અને સ્નેહનો ત્યાગ એ જ મોક્ષનું પરમ સાધન છે. આમ સ્નેહત્યાગનો ગુણ મને કપોતયુગલ પાસેથી શીખવા મળ્યો.

૯. જેવી રીતે અજગર એક જ જગાએ પડ્યો રહે છે અને ખાવાપીવાની પણ પરવા ન કરતાં દૈવયોગે જે કંઇ મળી આવ્યું તેથી સંતુષ્ટ રહે છે તેવી જ રીતે શરીરના યોગક્ષેમની દરકાર ન રાખવાનો ગુણ હું તેની પાસેથી શીખ્યો છું. આથી અજગરને હું મારો ગુરૂ માનું છું.

૧૦. હજારો નદીઓ સમુદ્રમાં પડે છે છતાં સમુદ્ર પોતાની મર્યાદાથી ચલાયમાન થતો નથી. આ પ્રમાણે અનેક પ્રકારના વિષયભોગો પ્રાપ્ત થવા છતાં મનને ચલાયમાન ન કરવાનો ગુણ મને સમુદ્ર પાસેથી પ્રાપ્ત થયો છે એટલે સમુદ્રને મેં મારો ગુરૂ બનાવ્યો છે.

૧૧. હે રાજન્! પતંગિયું દિવાની રોશની જોઈ તેમાં હોમાઇ જઈ ભસ્મ થઇ જાય છે. તેના શરીરનો કકડોયે બાકી રહેતો નથી; તે અગ્નિની સાથે એકતાન થઈ જાય છે. આ પ્રમાણે મનને આત્મામાં એકતાન કરવું એ જીવનમુક્તિનું સાધન છે એ ગુણ મને પતંગિયાએ શીખવ્યો. આથી તે પણ મારો ગુરૂ છે.

૧૨. ભમરો એક પુષ્પ પરથી થોડો રસ ચૂસી બીજા પુષ્પ પર જાય છે. તેના પરથી રસ ચૂસી લઇ ત્રીજા, ચોથા એમ દરેક પુષ્પ પરથી તે થોડો થોડો રસ લે છે. આ પ્રમાણે હું પણ દરેક ઘેરથી એક એક રોટલી માગી, મારૂં પેટ ભરૂં છું. આ ગુણ મને ભમરાએ શીખવેલો હોવાથી તેને હું મારો ગુરૂ માનું છું.

૧૩. મધમાખીઓ જ્યારે મધપૂડો મધથી ભરચક કરી મૂકે છે ત્યારે શિકારી તેઓને મારી તેઓએ ભેગું કરેલું મધ ઉઠાવી જાય છે. જેવી રીતે મધમાખીઓ ભારે કષ્ટથી મધ ભેગું કરે છે તેવી જ રીતે મનુષ્ય અનેક કષ્ટો ઉઠાવી દ્રવ્યસંચય કરે છે. જોતજોતામાં યમરાજનું આમંત્રણ આવે છે અને મનુષ્ય ધન, વાડી,

વસ્ત્રો વિગેરે મૂકીને ખાલી હાથે પરલોક સીધાવે છે અને તેણે એકત્ર કરેલા ધનનો બીજાઓ ઉપભોગ કરે છે. આ પરથી સ્પષ્ટ થાય છે કે સંગ્રહ કરવામાં જ દુઃખ સમાયેલું છે. આમ સંગ્રહ નહિ કરવાનો ગુણ મને મધમાખીઓ પાસેથી પ્રાપ્ત થયેલો હોઇ હું તેઓને મારા ગુરૂ માનું છું.

૧૪. હાથી જ્યારે વિષયવશ થયો હોય છે ત્યારે કાગળની બનાવેલી હાથણને જોઈ તે તેના તરફ ધસે છે અને શિકારીઓએ બનાવી મૂકેલા ખાડામાં જઈ પડે છે. આવી જ રીતે મનુષ્ય કામવશ થઈ સંસાર-રૂપી ખાડામાં ગબડી પડે છે. આથી સ્ત્રીનો ત્યાગ કરવાનો ગુણ મને હાથી પાસેથી શીખવા મળ્યો એટલે હાથીયે મારો ગુરૂ છે.

૧૫. હરણને સંગીતનો બહુ શોખ હોય છે. આ શોખને લીધે તે શિકારીના સંગીતને સાંભળવા જતાં શિકારીનો ભોગ થઇ પડે છે. આ પ્રમાણે કામી પુરૂષો સ્ત્રીઓનું સુંદર સંગીત સાંભળી અને નયનોના હાવ-ભાવથી સ્ત્રીઓ પર મુગ્ધ બની જાય છે. આમ આ. ... સંગીતથી શ્રવણેન્દ્રિય બંધનમાં પડે છે. શ્રવણે-ન્દ્રી જાદેશ ... રાખવાનો ગુણ મને હરણ પાસેથી પ્રાપ્ત કર્યું તે જાણ. આથી તે મારો ગુરૂ છે.
આ પ્રમાણે છેઃ—

૧ પૃથ્વી ૨ જળ ૩ અગ્નિ ... લોભે માછીમારની ફાંસમાં
૬ ચન્દ્રમા ૭ સૂર્ય ૮ કપોત ૯ અજગર ... આહારને લોભે
૧૧ પતંગ ૧૨ ભ્રમર ૧૩ મધમાખી ૧૪ હાથી ... આમ
મૃગ ૧૬ માછલી ૧૭ વેશ્યા ૧૮ કુરર પક્ષી ૧૯ બાળક
૨૦ છોકરી ૨૧ સાપ ૨૨ બાણ બનાવનાર ૨૩ કરો-ળિયો અને ૨૪ ભૃંગી.

૧ પૃથ્વી પાસેથી હું ક્ષમા અને પરોપકાર કરતાં [શી]ખ્યો છું. પૃથ્વી કંઇ પણ બદલાની આશા વગર દુનિયાના સમસ્ત પ્રાણીઓ માટે અનેક પ્રકારની વસ્તુઓ પેદા કરે છે અને લોકો તેને ખોદે કે ગમે તેવા જુલમ ગુજારે તોયે તે તો તેઓના તરફ ક્ષમાશીલ જ રહે છે.

રાહ જોતી બેઠી. બહુ વાર સુધી રાહ જોઇ પણ કોઇ ગ્રાહક મળ્યો નહિ. તે અંદર જાય અને બહાર આવે; આમ અડધીરાત વીતી ગઇ પરંતુ કોઇ ગ્રાહક મળે જ નહિ. આથી તે નિરાશ થઇ અને છેવટે ગ્રાહક મેળવવાની આશા છોડી દઈ તે ઘરમાં જઇને સૂઈ ગઈ. આમ આશાત્યાગનો ગુણ હું વેશ્યા પાસેથી શીખ્યો એટલે હું તેને પણ મારો ગુરૂ માનું છું. આશા-ત્યાગના સંબંધમાં યોગવાસિષ્ઠમાં પણ કહેલું છે કેઃ—
**आशाया ये दासास्ते दासाः सन्ति सर्वलोकस्य ।**
**आशा येषां दासी तेषां दासायते विश्वम् ॥**

અર્થઃ—આ સંસારમાં જેઓ આશાના દાસ બની રહ્યા છે તેઓને બધા લોકોના દાસ બનવું પડે છે. પણ જેઓએ આશાને પોતાની દાસી બનાવી છે તેઓનું આખું વિશ્વ દાસત્વ કરે છે. એટલે કે તેઓએ જ ખરૂં શ્રેય પ્રાપ્ત કર્યું છે.

૧૮. હે રાજન્! મારો અઢારમો ગુરૂ કુરર નામનું પક્ષી છે. એક દિવસ એક કુરરને માંસનો એક ટૂકડો મળી ગયો. તેને પોતાની ચાંચમાં લઇ તે આકાશમાર્ગે ઉડી રહ્યું હતું એવામાં કેટલાંક માંસાહારી પક્ષીઓ તેની પૂંઠે લાગ્યાં. આથી પેલા કુરરે વિચાર કર્યો કે 'આ માંસના ટૂકડા માટે આ પક્ષીઓ મારી પૂંઠે લાગ્યાં છે માટે માંસનો ટૂકડો જ છોડી દેવો એ જ ઠીક છે.' અને તેણે માંસનો ટૂકડો ચાંચમાંથી છોડી દીધો. તરતજ પેલાં પક્ષીઓ કુરરને છોડીને માંસના ટૂકડાની પછવાડે દોડયાં. આ જ પ્રમાણે જ્યાં સુધી માણસ ભોગેચ્છાઓને વળગી રહે છે ત્યાં સુધી ચોરલૂંટારાઓ તેની પૂંઠે લાગે છે પણ જ્યારે સા ભોગવલાસનાં સાધનોને ત્યજી દે છે ત્યારે તે એ આ[પ] હાડમારીથી મુક્ત થાય છે. આમ ભોગોનો ત્યાગ અર્થ[...]નો ગુણ મને કુરર પક્ષી પાસેથી શીખવા મળ્યો. એટલે

૧૯. ધાવણું બાળક માતાને ધાવીને આનંદમાં રહે છે અને તેને કશી ચિંતા હોતી નથી. તેવી [રીતે] હું આનંદમાં મગ્ન રહી, ભિક્ષાન્નનું ભક્ષણ કરી નથી કે ચિંતારહિત બની યથેચ્છ વિચર્યા કરૂં છું. આ પ્રમાણુમ[...]ને પ્રાપ્ત કરાવનાર બાળક હોઇ મેં તેને મારો ઘટેલો [મા]ન્યો છે.

૨૦. હે રાજન્! એક વખત હું એક ગામમાં ભિક્ષા માગવા ગયો ત્યાં એક બ્રાહ્મણને ઘેર કોઈ ભિક્ષુક ભીખ માગવા આવ્યો. ઘરમાં કોઈ મોટું ન હતું. માત્ર એક છોકરી હતી. તેણે પેલા ભિક્ષુકને કહ્યું, "મહારાજ! ઉભા રહો. હું ડાંગર ખાંડીને હમણાં જ તમારા માટે ચોખા લઈ આવું છું." તે છોકરી અંદર ગઈ અને ડાંગર ખાંડવા લાગી પણ તેના હાથમાં ઘણી ચુડીઓ હોવાથી તેનો બહુ અવાજ થવા લાગ્યો. આથી તે શરમાઈ અને પોતાના હાથમાંની ચુડીઓ એક પછી એક કાઢવા લાગી. જેમ જેમ તે ચુડીઓ ઓછી કરે તેમ તેમ ઓછો અવાજ થવા લાગ્યો પણ અવાજ તો બંધ થયો નહિ. છેવટે બે જ ચુડીઓ રહી છતાં યે થોડોક અવાજ થતો હતો. પછી તેણે એક ચુડી જ રહેવા દીધી અને પછી અવાજ બંધ થયો. આ પરથી મને એમ લાગ્યું:—

वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि ।
एकाकी विचरेद्विद्वान् कुमार्या इव कङ्कणः ॥

અર્થઃ—ઘણા માણસોના ભેગા રહેવાથી નિસ કલહ પેદા થાય છે એટલું જ નહિ, પણ બે જ માણસો સાથે રહે તોપણ બોલાચાલી થયા વિના તો નથી રહેતી. માટે જ્ઞાની પુરુષ આ છોકરીની ચુડીની જેમ એકલો જ વિચરે છે.

હે રાજન્! એકલા વિચરવાનો ગુણ મને આ છોકરી પાસેથી પ્રાપ્ત થયેલો હોઈ હું તેને મારો ગુરૂ માનું છું.

૨૧. જેવી રીતે સાપ પોતાના માટે દર નથી બનાવતો પરંતુ ઉંદર વિગેરેએ બનાવેલાં દરોમાં જ તે રહે છે તેવી જ રીતે હું પણ મારા માટે ઘર ન બનાવતાં તૈયાર મંદિરો અને ગુફાઓમાં જ રહું છું. આમ ઘરની ચિંતા નહિ રાખવાનો ગુણ મને પ્રાપ્ત કરાવનાર સાપ હોઈ, હું તેને મારો ગુરૂ માનું છું.

૨૨. એક નગરના મુખ્ય રસ્તા પર આવેલી પોતાની દુકાનમાં એક બાણ બનાવનાર કાંઈ મથેલા બાણને સીધું બનાવી રહ્યો હતો. એ દરમિયાન તે રસ્તેથી રાજાની સ્વારી પસાર થઈ. સ્વારી પસાર થઈ ગયા પછી એક સિપાઈ ત્યાંથી નીકળ્યો અને તેણે પેલા બાણ બનાવનારને પૂછ્યું "કેમ ભાઈ! રાજાની સ્વારી અહીંથી પસાર થઈ ગઈ કે?" કારીગરે જવાબ આપ્યો, "મને ખબર નથી કારણ કે હું તો મારા કામમાં એટલો મશગૂલ હતો કે મને રસ્તા પરનું કશું ભાન રહ્યું નથી." આમ મનની એકાગ્રતાનો ગુણ હું એ કારીગર પાસેથી શીખ્યો છું. આથી તે પણ મારો ગુરૂ છે.

૨૩. જેવી રીતે કરોળિયો પોતાના મોમાંથી લાંબા લાંબા તાર કાઢીને તેની જાળ બનાવે છે અને પછી પોતે જ તેમાં ફસાઈ પડે છે તેવી જ રીતે માણસો પોતાના મનથી અનેક ઉપાધિઓ પેદા કરે છે અને પછી તેમાં જ ફસાઈ પડે છે. આમ માનસિક સંયમનો ગુણ હું કરોળિયા પાસેથી શીખ્યો છું. આથી તે પણ મારો ગુરૂ છે.

૨૪. ભૃંગી નામનો ભમરો કોઈ એક કીડાને પકડી પોતાના ઘરમાં લાવે છે અને પછી તેની આસપાસ ફરતો ફરતો તે પોતાનો વિચિત્ર અવાજ કર્યા કરે છે. ભૃંગીના આ ચાલૂ અવાજને સાંભળી પેલો કીડો ભૃંગીરૂપ થઈ જાય છે. પછી તે મૂળ ભૃંગીના મોહનો ત્યાગ કરી પોતાને ફાવે ત્યાં વિચરવા લાગે છે. આ પ્રમાણે જ મેં મારા દેહને આત્માના ચિંતનમાં તદ્રૂપ કરી મૂક્યો છે. અને મેં દેહનો મોહ છોડ્યો છે. આમ દેહમોહત્યાગનો ગુણ ભૃંગી પાસેથી શીખ્યો હોઈ, હું તેને પણ મારો ગુરૂ માનું છું.

હે રાજન્! આમ બધા મળી મને ચોવીસ ગુરૂઓ પાસેથી પરમાર્થનો બોધ પ્રાપ્ત થયો છે અને તેને પ્રતાપે તમે મને અત્યારે આ મસ્ત અવસ્થામાં વિચરી રહેલો જુઓ છો. મેં આત્માનંદ પ્રાપ્ત કર્યો છે અને જીવન્મુક્ત થઈ હું અત્યારે ફરી રહ્યો છું, તે આ ગુરૂઓના પુણ્યપ્રતાપને જ."

આવું અનુપમ જ્ઞાન સાંભળી રાજાના દિલ પર ભારે અસર થઇ અને તે હાથ જોડીને બોલ્યો, "તમારા આ વૃત્તાંતથી મારો મોહ નષ્ટ થયો છે. આજે મને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થઇ છે."

આમ કહી રાજા ત્યાંથી વિદાય થયો અને અવધૂત આવા પાછા મત્ત હાથીની જેમ ડોલતા ડોલતા પોતાને માર્ગે પડ્યા.

ગુરૂ દત્તાત્રેય કોઈ વખત એક સ્થળે લાંબો સમય રહેતા નહિ. શિયાળા અને ઉન્હાળાના આઠ માસ તો તે ફરતા જ રહેતા અને ચોમાસાના ચારે માસ એક સ્થળે જ ગાળતા. ચાતુર્માસમાં તેણે જ્યાં જ્યાં નિવાસ કરેલો તે સ્થાનો આજે પણ તેને નામે પ્રસિદ્ધ છે, અને તે યાત્રાનાં ધામરૂપ થઇ પડ્યાં છે. દત્તાત્રેયજીનું એક સ્થાનક નાશિકથી થોડેક દૂર ગોદાવરી તીરે આવેલું છે. બીજું, જૂનાગઢના ગીરનાર પર્વત પર પાંચમી ટૂંકે છે. ત્રીજું, કાશ્મીરના શ્રીનગર શહેરથી બે માઇલ દૂર આવેલા એક પર્વત ઉપર છે. ચોથું આબુના પર્વત ઉપર છે. આ સિવાય પણ ઘણાં સ્થાનો તેને નામે પ્રસિદ્ધ છે પણ તે બધાંનો ઉલ્લેખ કરવાનું આ સ્થાન નથી.

દત્તાત્રેયજીના જીવનચરિત્ર પરથી આપણને એવો બોધ મળે છે કે આપણને જેની પાસેથી જે કંઇ શીખવાનું મળે તે શીખી લેવું. તેમાં સામો માણસ નીચ છે કે ઉંમરમાં નાનો છે કે હલકી કોટિનો છે એ વિચાર પણ આવવો જોઇએ નહિ. જ્ઞાન તો ઉકરડેથી મળે તો પણ તે ગ્રહણ કરી લેવું એ દરેક ડાહ્યા માણસનો નિયમ હોવો જોઇએ. આ પરથી મુમુક્ષુએ ગુરૂ દત્તાત્રેયજીની માફક ગુણગ્રાહી બનવું જોઇએ અને પોતાના પરિચયમાં આવતા દરેક મહાત્માના સત્સંગનો લાભ લઈ તેમના ગુણો ગ્રહણ કરીને, આ પ્રપંચરૂપી સંસારમાં રાજા જનકની જેમ અથવા દત્તાત્રેયજીની જેમ જીવનમુક્ત બનવાની કોશિશ કરવી જોઇએ, કારણ કે એમાં જ મનુષ્યજન્મનું સાર્થક્ય છે. હરિ ૐ.

છગનલાલ યોગી

# આભૂષણ

૧

આભૂષણોની નિંદા કરવાનો અમારો ઉદ્દેશ નથી. અમે અસહ્કારની પીડા સહન કરી શકીએ પણ લલના-ઓનાં નિર્દય, કારી વચનબાણો અમારાથી નથી સહેવાતાં. આભૂષણોની તૃષ્ણાની તૃપ્તિ માટે જેટલો ત્યાગ થાય છે તેટલો ત્યાગ જો સદ્‌માર્ગે થાય તો મહાન પદ મેળવી શકાય.

જો કે હજી સુધી આપણે કોઇપણ રૂપહીણ સ્ત્રીને આભૂષણો પહેરીને રૂપવાન થયેલી દીઠી નથી કે સાંભળી નથી છતાં આપણે માની બેઠા છીએ કે પ્રકાશ માટે ઘરમાં જેમ દીવો જોઇએ તેમ રૂપ માટે સ્ત્રીને આભૂષણ જોઇએ. પરંતુ, શરીરની શોભાને ખાતર આપણે આપણા મનને કેટલું મલિન બનાવીએ છીએ, ચિત્તને કેટલું અશાંત અને આત્માને કેટલો કલુષિત કરીએ છીએ એનું આપણને કદી ભાન જ થયું નથી. એ દીવાની જ્યોતમાં આપણી આંખો અંજાઈ જાય છે. એની ચમક કેટલા ઇર્ષ્યા, કેટલો દ્વેષ, કેટલી ચિંતા અને કેટલા ઉદ્વેગનું કારણ હોય છે એની કલ્પના કરતાં જ રૂવાંડાં ખડાં થાય છે. અને એથી એને ભૂષણ નહિ પણ દૂષણ કહેવું જ વધારે યોગ્ય છે. નહિ તો વળી કોઇ નવવધુ સાસરે આવી ત્રીજે જ દિવસે પતિને એમ સંભળાવે કે: "તમારે પાલવ બાંધી મારા બાપે અને કુવામાં હડસેલી ?"

શીતળા આજે પોતાના ગામના તાલુકદાર કુંવર સુરેશસિંહની નવી આવેલી વહુને જોવા ગઇ હતી. એની સામે જતાં એની આંખે અંધારાં આવ્યાં. તે મંત્રમુગ્ધ જેવી ઉભી થઇ રહી. વહુના ઝળહળતા આભૂષણોથી એની આંખો અંજાઇ ગઈ. એનાથી એક ડગલું પણ આગળ ન દેવાયું. ઘેર પાછા ફર્યા પછી એના હૃદયમાં ઇર્ષ્યાનો સર્પ ફણા માંડી બેઠો. એનો પતિ ઘેર આવ્યો કે તુરત જ તે તેના ઉપર તૂટી પડી, અને ઉપર જણાવેલા શબ્દોમાં હૃદયમાં એકઠું થયેલું ઝેર ખાલી કર્યું.

શીતળાના પતિનું નામ વિમલસિંહ હતું. એના બાપદાદા અસલના વારામાં જમીનદાર હતા. શીતળા રહેતી હતી એ ગામ પર સોળે આના એમનો જ આધકાર હતો. પણ અત્યારે વિમલસિંહની માઠી દશા હતી. સુરેશસિંહના પિતા જમીનદારીના કામમાં ખુબ હોશિયાર હતા. વિમલસિંહની બધી જમીન કોઇને કોઇ રીતે એમના નામ પર ચઢી ગઈ હતી, અને આજે વિમલની પાસે બીજે ગામ જવા ચઢવાને ટટુ પણ નહોતું. બીચારાને દિવસમાં બે ટંક ખાવાનું પણ પરાણે મળતું. ત્યારે સુરેશની પાસે હાથી, મોટર અને કેટલાયે ઘોડા હતા; દશપંદર પહેરાવાળા એના દરવાજા પર પહેરો ભરતા. છતાં એ બન્ને વચ્ચે અસલના વહેવાર ચાલ્યા કરતો. સારેનરમે અવસર તેઓ એકબીજાને ત્યાં જતા અન મળતાભેટતા. સુરેશ વિદ્યાપ્રેમી હતો. આ દેશમાં રહી તેણે ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી હતી, અને તે પછી તે યુરોપ જઇ ત્યાંની વિદ્યા શીખ્યો હતો, અને બધાના શંકાઓને ખોટી પાડી, આર્ય સંસ્કૃતિનો પરમભક્ત બનીને તે પાછો ફર્યો હતો લોકોના વિસ્મયનો પાર રહ્યો

ન હતો. યૂરોપના જડવાદે, કૃત્રિમ ભોગવિલાસે અને અમાનુષિક મદાંધતાએ સુરેશની આંખો ઉઘાડી દીધી હતી. યૂરોપ ગયા પહેલાં તે પોતાના ઘરમાં સૌનો આગ્રહ હોવા છતાં પરણવા રાજી નહોતો, કન્યાને પ્રથમ નિરખ્યા વિના પ્રેમ થવો તેને અશક્ય લાગતો, પણ યૂરોપથી પાછા ફર્યા પછી તેના આ લગ્ન સંબંધીના વિચારોમાં મોટો ફેર પડી ગયો. એણે પહેલાંની જ કન્યા સાથે, એના આચારવિચાર કાંઇ જાણ્યા વિના, લગ્ન કર્યું; કારણ કે તેને મન હવે લગ્ન એ પ્રેમનું બંધન રહ્યું નહોતું, તેને એ ધર્મનું બંધન લાગતું. એ જ સૌભાગ્યવંતી વહુને જોવા સારૂ પોતાની સાસુની સાથે શીતળા આજે સુરેશને ઘેર આવી હતી, અને એ જ વહુનાં આભૂષણોની છટા જોઈને એ સ્થંભિત થઇ ગઇ હતી.

વિમલે દુઃખી થઈને કહ્યું:–"તો માબાપને કહેવું'તું ને, સુરેશની સાથે પરણાવત ? એ ત્હને ઘરેણાંથી મઢી કાઢત."

શીતળાઃ–"પણ તેમાં ગાળો શાને દો છો ?"

વિમલઃ–"ગાળો નથી દેતો, હું તો સીધી વાત કરૂં છું. ત્હારા જેવી સુંદરીને એમણે નાહક મ્હારી સાથે પરણાવી."

શીતળાઃ–"ઉલટા શરમાતા નથી અને મેણાં મારો છો ?"

વિમલઃ–"મારૂં નસીબ જ એવું છે. એટલું ભણ્યો પણ નથી કે મોટી નોકરી મેળવી પૈસા કમાઉં."

શીતળાઃ–"એમ કેમ નથી કહેતા કે "ત્હારે માટે મ્હને પ્રેમ જ નથી !" પ્રેમ હોય તો કંચન વરસે."

વિમલઃ–"ત્હને ઘરેણાં બહુ વહાલાં છે, નહિ ?"

શીતળાઃ–"ઓહોહો... બધાંને છે અને મનેયે છે."

વિમલઃ–"તું ત્હારી જાતને અભાગી સમજે છે ?"

શીતળાઃ–"હું જ. સમજવાનું શું ? નહિ તો વળી બીજાનું જોઇને બળવું પડે !"

વિમલઃ–"ઘરેણાં ઘડાવી આપું તો ત્હારી જાતને ભાગ્યશાળી સમજીશ ?"

શીતળાઃ–"ત્હમે તો એવી રીતે પૂછો છો જાણે સોની ઘાટ ઘડવા બેઠા છે."

વિમલઃ–"નહિ, સાચું કહું છું. ઘડાવી આપીશ. પણ થોડા દિવસ ધીરજ ખમવી પડશે."

૨

શક્તિમાન પુરુષોના હૃદયમાં કોઇ વાત ખુંચી જાય છે તો તેઓ તેનો જાન લેઇ લે છે. અશક્તિમાન પુરુષો પોતાનો જાન લે છે. વિમલસિંહે ઘર છોડી નીકળી જવાનું ધાર્યું. એણે નિશ્ચય કર્યો કે કાંતો એને ઘરેણેથી લાદીશ, કાંતો રંડાપાથી. કાંતો એ આભૂષણ પહેરશે, કાંતો કંકુના ચાંલ્લા માટે પણ તલસશે.

આખો દિવસ એ ચિંતામાં જ ડૂબી ગયો. શીતળાને એ પ્રેમથી સંતોષવા ચાહતો હતો. પણ આજે અનુભવ થયો કે સ્ત્રીનું હૃદય પ્રેમના પાશથી નહિ, કંચનના પાશથી બંધાય છે.

પહોર રાત ગઇ ન ગઇ ને એ પથારીમાંથી બેઠો થયો. ઉભા થઇ એણે ચાલવા માંડ્યું. પાછળ પલક પણ ન વાળી. જ્ઞાનથી જાગેલા વૈરાગ્યમાં મોહનો અંશ કમાંક છૂપાતો હશે પણ નિરાશાથી જાગેલો વૈરાગ્ય તો અવિચળ છે. પ્રકાશમાં આમતેમની વસ્તુઓ જોઇને મન ચળે, પણ અંધકારમાં માર્ગથી એક તસુભાર પણ હઠવાનું કોણ સાહસ કરે ?

વિમલની પાસે વિદ્યા નહોતી. કળા કે કારીગીરી નહોતી. એને કેવળ પોતાના બળવાન બાહુનો અને શુદ્ધ આત્મત્યાગનો જ આધાર હતો. એ પહેલવહેલા તો કલકત્તે ગયો અને ત્યાં કેટલાક દિવસ સુધી કોઈ શેઠને

ત્યાં દરવાન તરીકે રહ્યો. ત્યાં એને કાને વાત આવી કે રંગુનમાં મજૂરી સારી મળે છે એટલે તે પાધરો રંગુન ઉપડ્યો, અને રંગુનના બંદર પર ચોખાની ગુણો ચઢાવવાઉતારવાનું કામ કરવા લાગ્યો.

બહુ દિવસના કઠણ પરિશ્રમને લીધે, ખાવાપીવાની અનિયમિતતાને લીધે અને હવાપાણીના ફેરફારને લીધે એ માંદો પડી ગયો. એનું શરીર દુર્બળ થઇ ગયું. એના મુખ પરની કાંતિ ફીકી પડી ગઈ. તો પણ એનાથી મહેનતુ મજૂર બંદર પર બીજો નહોતો. મજૂર મજૂર હતા, આ મજૂર તપસ્વી હતો. મનમાં જે નિશ્ચય કર્યો હતો તેને પૂરો કરવો એ જ એના જીવનનો એક માત્ર ઉદ્દેશ હતો.

એણે ઘેર પોતાના કાંઇ સમાચાર ન મોકલ્યા. મનમાં વિચાર કર્યો કે: "ઘરમાં કોને મારી ચિંતા છે ? ઘરેણાંની આગળ મારી કોને પડી છે ?" ઘરેણાંની લાલસા હોવા છતાં પણ પ્રેમનું પાલન થઈ શકે છે એ રહસ્ય સમજવા જેટલી એની બુદ્ધિમાં શક્તિ નહોતી. બીજા મજૂરો સવારમાં ઉઠી બશેર ત્રણશેર મીઠાઈ આરોગી પાણી પીતા, ઘડીએ ને પલકે ગાંજા, ચરસ અને તમાકુની ચલમો ભરતા અને વારાફરતી ચલમ પર ભીનું કપડું વીંટાળી દમ લગાવતા અને એમાંથી જે વખત મળતો તો બજારમાં ફરવા નીકળી પડતા. કેટલાકને તો વળી શરાબનોયે શોખ લાગ્યો હતો. તેઓ પૈસાની જગ્યાએ રૂપીઆ કમાતા તો પૈસાની જગ્યાએ રૂપીઆ ખર્ચતા પણ. કોઇના શરીર પર આખું કપડું નહોતું. એમની કમાણી એમના શોખમાં જ ખર્ચાઇ જતી. પણ વિમલ કોઇ જૂદી જ જાતનો મજૂર હતો. એના જેવા ત્યાં બીજા બે ચાર જ મજૂર હતા. ખાવુંપીવું અને એશઆરામ કરવો એ એમના જીવનનો ઉદ્દેશ નહોતો. તેઓ ઘણા જ સંયમથી રહેતા. મહેનતમજૂરી તન તોડીને કરતા અને મજૂરીના પૈસામાંથી બચાવી ગાંઠ કરતા. વિમલની પાસે આવી રીતે થોડી ઘણી પૂંજી એકઠી થઇ હતી. આને લીધે એનો બીજા મજૂરો પર પ્રભાવ પડતો. તેઓ સર્વે જાણતા હતા, કે વિમલ કોઈ ઉંચ કુળનો ઠાકોર છે. આથી તેઓ એને ઠાકોર ! ઠાકોર ! કહીને જ પોકારતા. પહેલાં કદાચ તેઓ ભૂલ કરી નાખતા હશે, પણ વિમલ પાસે પૂંજી એકઠી થયાની વાત જાણ્યા પછી તેઓ કદાપિ ભૂલ કરતા નહિ. એને 'ઠાકોર'ના નામથી જ સંબોધતા. સંયમ અને આચાર સન્માનસિદ્ધિના મંત્ર છે. વિમલ મજૂરોનો નેતા બન્યો, શેઠ બન્યો.

રંગુનમાં કામ કરતાં કરતાં વિમલને ત્રણ વર્ષ થઇ ગયાં છે. સૂર્યનારાયણ સમુદ્રનાં અગાધ જળમાં ડૂબી ગયા છે, સંધ્યા થવા આવી છે. કેટલાક મજૂરો સાથે સમુદ્રના કિનારા પર બેસી વિમલ વાતો કરી રહ્યો છે. એક મજૂર કહે છે:—

"અહીંઆની બધી સ્ત્રીઓ નિર્દય હોય છે. બીચારો ઝિંગુર દશ વરસથી પેલી બરમીજ સ્ત્રીની સાથે રહેતો હતો. કોઇ પોતાની પરણેત બૈરી સાથે પણ એટલું વ્હાલ નહિ કરતો હોય. અને એ બીચારાનો તો એના પર એટલો ભરોસો કે જેટલું કમાતો એટલું બધુંયે એના હાથમાં મૂકી દેતો. પાસે એક પાઇ પણ રાખતો નહિ. બીચારાને પરમેશ્વરના આપેલાં ત્રણ છોકરાં છે. કાલ રાતે જ તેઓ બધાં ખાઈપીને સૂતાં છે. નથી કાંઇ વાત, નથી કાંઇ ચીત, નથી કાંઇ લડાઇ, નથી ઝગડો, અને કોણ જાણે રાતે ક્યારે ઓરત ઉઠી અને ક્યારે ચાલી ગઈ એની કાંઈ સમજ જ પડતી નથી. એણે છોકરાંને મૂકીને નાસી ગઇ ! બીચારો ઝિંગુર પોક મૂકીને રડે છે. સૌથી મોટી પંચાત તો ન્હાના છોકરાની છે. હમણાં જ છ મહિનાનો થયો. હજુ તો ધાવણો છે. દાંતે નથી ફુટ્યા. હે ભગવાન ! એ કેવી રીતે જીવશે ?"

વિમલસિંહે ગંભીર ભાવથી પૂછ્યું: "ઘરેણાં ઘડાવતો હતો કે નહિ ?"

મજૂર:—"રૂપીઆ પૈસા બધું એને જ હાથ હતું. ઘરેણાં ઘડાવીને પહેરત તો એણે કોઈ એનો હાથ પકડ્યો'તો ?"

બીજો મજૂર:—"અરે, ઘરેણાંથી તો ભરેલી હતી. જ્યાંથી નીકળતી ત્યાંથી છમછમના અવાજથી દાંતે ભરાઇ જતા."

વિમલઃ—"પરેણાં પડાવ્યાં હતાં તોયે નાસી ગઇ તો તો પછી એ જાતિ જ બેવફા છે."

એટલામાં એક માણસે આવી વિમલસિંહને સાદ કર્યોઃ-"ઠાકોર, હમણાં મ્હને એક સિપાઇ મળ્યો. એ કહે કેઃ 'પેલા ઠાકોરનું નામ શું?' કોઇ સુરેશસિંહ કરીને છે કે?"

વિમલે શંકાશીલ થઇ જવાબ આપ્યોઃ—"હા, છે. મારી ન્યાતનો છે. મારા ગામનો જમીનદાર છે."

પેલો માણસઃ "અરે, એણે જ થાણામાં છાપું ચોંટાડ્યું છે કે 'જે કોઇ અમારા ગામના વિમલસિંહનો પત્તો મેળવી આપશે એને ૧૦૦૦) રૂપીઆ ઇનામ આપીશું.'"

વિમલઃ-"તો ત્હેં સિપાઇને બધું બતાવી દીધું'ને?"

પેલો માણસઃ—"અરે સાહેબ, હું તો કાંઇ મૂરખ છું? બંદા તરત સમજી ગયા કે દાળમાં કાંઇ કાળું છે. નહિ તો વળી કોઇ આટલા બધા રૂપીઆ ખરચે અરે.કે? મ્હેં કહી દીધું કેઃ 'અરે ભાઈ, અમારા ઠાકોરનું નામ તો જસોદા પરિ છે, વિમલસિંહ નહીં.' બાપનું નામ સુકપૂ ઉડાવી દીધું અને ઘરબાર ઝાંસીમાં બતાવ્યાં. બીચારો ઢિંગ થઇ ગયો. પૂછવા લાગ્યોઃ 'અહીંઆ કેટલા વખતથી રહે છે?' 'દશ વરસથી.' એ તો વિચારમાં જ પડી ગયો અને ચાલવા માંડ્યું. સુરેશબાબુને અને ત્હમારે કાંઇ અદાવત છે, ઠાકોર?"

વિમલઃ—"અદાવત તો નથી. પણ કોણ જાણે, એની દાનત બગડી હોય અને મ્હારા પર કાંઇ આળ ચઢાવી જમીન રહી છે તે પણ લેઈ લેવા ધારી હોય! સિપાઇને રોકડો માર્યો એ ત્હેં બહુ જ સરસ કર્યું."

પેલો માણસઃ-"મ્હને કહેતો'તો કે 'બરોબર બતાવી તો ત્હને પણ પચાસ રૂપીઆ અપાવીશ.' મ્હેં વિચાર્યું કેઃ પોતે તો ૧૦૦૦) ની બેખડ પાડશે, અને આપણને પચાસ આપવાની વાત કરે છે. જુઓ તો ખરા? મ્હેં તો એના પચાસ પર લાત લગાવી.

એક મજૂરઃ—"પણ અલ્યા, પચાસને બદલે બસો આપવાના કહેત તો બધું બતાવી દેત, કેમ? હત તારી, લાલચુની!"

પેલો આદમી.(શરમાઇને):—"૨૦૦) શું, ૨૦૦૦) આપત તો પણ ન બતાવત. મને એવો વિશ્વાસઘાતી ન સમજો. જ્યારે ઇચ્છા થાય ત્યારે પરખી જોજો."

મજૂરોમાં આ વાદવિવાદ ચાલતો જ રહ્યો અને વિમલ ઉઠીને પોતાની કોટડીમાં આવી આડો થયો. એ ઉંડા વિચારમાં પડ્યોઃ "હવે શું કરૂં? જ્યારે સુરેશ જેવા સારા માણસની પણ દાનત ફરી ગઈ ત્યારે હવે કોનો ભરોસો? નહિ, હવે ઘેર ગયા વિના છૂટકો નથી. થોડા દિવસ આમતેમ આમ જવા દઉં તો પછી ક્યાંનોયે ન રહું. બે વરસ રહી જાત તો ૫૦૦૦) પૂરા થાત અને શીતળાની ઇચ્છા પણ કાંઇક સંતોષાત. હમણાં તો બધા મળીને ૩૦૦૦) હશે. એટલામાં એના કોડ પૂરા ન જ થાય. પણ હશે, હમણાં તો જઉં જ. છ મહિના પછી વળી પાછા આવીશું. નાહક જમીન તો ગેરવલ્લે ન જાય. અરે પણ, છ મહિનાયે રહેવાની શી જરૂર છે? ઘરમાં પંદર દિવસથી વધારે રહીશ જ નહિ. ત્યાં કોને પડી છે? આવું કે જઉં, જીવું કે મરૂં. ત્યાં તો ઘરેણાંની પ્રીતિ છે."

આવી રીતે મનમાં નિશ્ચય કરી એ બીજે જ દિવસે રંગુનથી નીકળી પડ્યો.

૩

દુનિયા કહે છે કે ગુણની સામે રૂપ કાંઇ વિસાતમાં નથી. આપણા નીતિશાસ્ત્રના આચાર્યોનું પણ એ જ કથન છે. પણ દરરોજના વહેવારમાં એ કેટલું ભ્રમજનક છે! કુંવર સુરેશસિંહની નવવધુ મંગળાગૌરી ઘરકામમાં નિપુણ, પતિના ઇશારા પર પ્રાણ પાથરનારી, અત્યંત વિચારશીલ, મધુરભાષિણી અને ધર્મભીરૂ હતી પણ રૂપવિહીણ હોવાથી પતિની આંખમાં કાંટાની માફક ખુંચતી. સુરેશસિંહ વાત વાતમાં એના પર ચીડીઆં કરતો અને પાછો પશ્ચાત્તાપ કરી એની ક્ષમા માગતો. છતાં

બીજે દિવસે પાછો એનો એ કુત્સિત વહેવાર શરૂ થતો, અને આગલા દિવસના બધા મનસુબા ભૂલાઇ જતા. દુઃખની વાત તો એ હતી કે સુરેશસિંહનું ચારિત્ર્ય બીજા જમીનદારોના જેવું ભ્રષ્ટ નહોતું. એ દંપતી-જીવનમાં આનંદ, સુખ, શાન્તિ, શ્રદ્ધા, લગભગ તમામ ઐહિક અને પારમાર્થિક ઉદ્દેશો પૂર્ણ કરવા ચાહતો પણ પોતે એ દંપતીસુખથી વંચિત હતો. એનું જીવન નીરસ, નિસ્વાદ અને નિઃસાર થઇ ગયું હતું. પરિણામ એ આવ્યું કે મંગળાને પોતાની જાત પર અવિશ્વાસ આવ્યો એ દરેક કામ કરતાં મનમાં ને મનમાં ડર્યા કરતી, કે રખેને એ નારાજ થશે ? પતિને ખુશી રાખવા માટે એ પોતાની ભૂલો છુપાવતી, બ્હાનાં કાઢતી, જૂઠું બોલતી, નોકરોને માથે દોષ ઢોળી પોતાનો બચાવ શોધતી. પતિને ખુશી રાખવા માટે એણે પોતાના ગુણોનો, પોતાના આત્માનો અનાદર કર્યો, પણ પતિની નજરમાં ઉંચે ચઢવાને બદલે એ એથી નીચે ઢળી. એ રોજ નવા શૃંગાર સજતી પણ લક્ષ્યને વીંધવાને બદલે એ લક્ષ્યથી દૂર ને દૂર ખસતી ગઇ. પતિના એક મધુરા હાસ્યને માટે, એના એક મીઠડા બોલને માટે એનું પ્યાસું હૃદય તલસતું, પણ તલસીને જ રહી જતું એનો એ તલસાટ કદી સંતોષાતો નહિ. રૂપહીણુ સ્ત્રી બજારની ભિખારણ નથી કે મુઠ્ઠીભર અનાજથી એનું પેટ ભરાઇ જાય. એ પણ પતિનો સંપૂર્ણ, અખંડ પ્રેમ ચાહે છે, અને કદાચ સુંદરીઓથી વિશેષ કારણ એ પ્રેમને માટે એની આરાધના અને અનુષ્ઠાન સુંદરીઓ કરતાં વિશેષ હોય છે. મંગળા આ આરાધનામાં નિષ્ફળ થવાથી વધારે સંતાપ પામતી, અને એ દિશામાં વધારે પ્રયત્નશીલ થતી.

ધીરે ધીરે પતિ પરની એની શ્રદ્ધા ડગમગવા લાગી. એણે વિચાર કર્યો કે, "આવા ક્રૂર, હૃદયશૂન્ય, કલ્પનાવિહીણ મનુષ્ય સાથે એના જેવો જ વહેવાર કાં ન કરૂં ? એ તો રૂપનેજ લાલસુ છે. એ પ્રેમને, ભક્તિને લાયક ક્યાં છે ?" આ પ્રત્યાઘાતથી કોકડું વધારે ગુંચવાયું. પરંતુ મંગળાને પોતાની રૂપહીણતા પર જ રોવાનું નહોતું. શીતળાનું અનુપમ રૂપલાલિત્ય એની ઇચ્છાઓની આડે આવતું. એની આશાલતાને કરમાવી નાંખનાર તુષારની ગરજ એ સારતું. મંગળા સુંદરી ન હોતી, પણ પતિના પર જાન ઓવારી નાંખતી. પ્રેમની શક્તિ પારાવાર છે. જે આપણને ચાહે તેનાથી આપણે વિમુખ નથી થઇ શકતા, પણ સુરેશના હૃદયદ્વાર પર બેઠેલી રમણીય મૂર્તિ મંગળાની મૂર્તિને તે ગમે તેટલા વેશ બદલીને આવે તો પણ અંદર જ જવા દેતી નહિ. સુરેશ એ મૂર્તિને દૂર કરવા ખૂબ મહેનત કરતો, એને જબરદસ્તીથી હાંકી કાઢવા ચાહતો પણ ધન કરતાં રૂપનું જોર ઓછું પ્રબળ નથી. જે દિવસે શીતળા મંગળાનું મુખ જોવા આવી હતી તે દિવસે સુરેશની આંખોએ એ મનોહર છબિની એક ઝલક દીઠી હતી. એ ઝલક નહોતી પણ એક ક્રાન્તિ હતી જેણે એક જ ઘડીમાં સુરેશનું હૃદયરાજ્ય જીતી, એના પર પોતાની સત્તા જમાવી દીધી હતી.

એકાંતમાં બેસી સુરેશ શીતળાની છબિ લેઇ મંગળાની સાથે એ સરખાવતો અને વિચાર કરતો કે એમાં શો અંતર છે ? એક કેમ મનને આકર્ષે છે ? બીજીથી કેમ મન પાછું હઠે છે ? પણ એના મનનું આ આકર્ષણ એકાદ કવિ કે ચિત્રકારના રસાસ્વાદન જેવું હતું. એ પવિત્ર અને વાસનાથી રહિત હતું. એ છબિ માત્ર એના મનોરંજનની જ સામગ્રી હતી. એ પોતાના મનને ખૂબ સમજાવતો, સંકલ્પ કરતો કેઃ "હવે તો મંગળાને ખુશી જ રાખીશ. એ સુંદરી નથી એમાં એ બીચારીનો શો દોષ !" પણ એના આ બધા પ્રયત્ન મંગળાની સન્મુખ જતાં વિફલ થઇ જતા. એની સૂક્ષ્મ દૃષ્ટિ મંગળાના હૃદયમાં થતા ફેરફારો જોઇ શકતી, પારખી શકતી પણ એક પક્ષાઘાતથી પીડાતા દર્દીની માફક ઘીનો ગાડવો ઉંધો વળે છે એ દેખતો છતાંએ તેને અટકાવવાનો કોઇ ઇલાજ કરી શકતો નહિ. બીચારો સુરેશ ! પરિણામ શું આવશે ? તેનો વિચાર કરવાનું પણ તેનામાં સાહસ નહોતું. આખરે જ્યારે વાત વાતમાં મંગળાએ મ્હેણાંટોણાં સંભળાવવાં માંડ્યાં અને લગામ છોડી નિરંકુશ, ઉદ્ધતાઇભર્યો વહેવાર શરૂ કર્યો ત્યારે તેના હૃદયમાં રહેલી થોડીઘણી સહાનુભૂતિ પણ કમી થઇ અને એણે ઘરમાં આવવુંજવું છોડી દીધું.

ઉન્હાળાની સંધ્યા હતી. તાપ સખત પડતો હતો. પંખો નાંખવાથી તાપની આગ વધારે સળગતી અને આખા દેહને ઝાળતી. કોઈને હવા ખાવા બગીચામાં જવાનું પણ સૂઝતું નહિ. આખું શરીર પરસેવાથી રેબઝેબ થઈ જતું, અને શરીરની સારી સ્ફૂર્તિએ પરસેવા વાટે જાણે વહી જતી હોય એમ લાગતું. માણસો જ્યાંના ત્યાં અચેત પડ્યા હતા. આગથી તપાવેલા મૃદંગની માફક તેમના સ્વર કર્કશ થઈ ગયા હતા. સાધારણ સંઘર્ષણથી જંગલનાં ઝાડ સળગી ઉઠે તેમ તેઓ સાધારણ વાતચીતમાં જ ઉશ્કેરાઈ જતા. સુરેશસિંહ ચાર ડગલાં ચાલતો અને હારીને બેસી જતો. નોકરો પર ખીજવાતો કે "જલદી જલદી પાણી કેમ છાંટતા નથી ?" અચાનક તેના કાન પર ગાવાનો અવાજ આવ્યો. એ ચોંક્યો. મધુરગાન કાનને અપ્રિય લાગ્યું. એને ક્રોધ ચઢ્યો: "આ કવખતનું કોણ વગાડે છે ? અહીંઆ ગરમીને લીધે જાન નીકળી જાય છે અને આમને ગાવાનું સૂઝ્યું છે ! મંગળાએ બોલાવ્યાં હશે, બીજું શું ? લોક નાહક કહી મરે છે કે સ્ત્રીઓના જીવનનો આધાર પ્રેમ છે. એમના જીવનનો આધાર તો આહારભોજન, નિદ્રા, રાગરંગ અને આમોદપ્રમોદ છે જે પશુઓનો આધાર છે,....અરે, કલાક સુધી તો સાંભળ્યું. હવે આ બંધ થશે કે નહિ ? બધી એ નાહક ગળું ફાડી ફાડીને બૂમો મારવા બેઠી છે!"

આખરે ન રહેવાયું એટલે તે અંદર જઈ બોલી ઉઠ્યો:—"અરે, આ શો કાગારોળ મચાવ્યો છે ? આ ગાવા-બજાવવાનો સમય છે શું ? બહાર બેસવું મુશ્કેલ થઈ ગયું !"

સમસામ. ધૂમધામ મચાવતાં છોકરાંઓ માસ્તરને જોઈ સ્થંભી જાય તેમ સૌએ શરમના માર્યાં માથાં નીચે નમાવ્યાં, અને આનંદોચ્છ્વાસ પણ બંધ પડી ગયો.

મંગળા તુરત ઉઠીને સામેના ઓરડામાં ચાલી ગઈ. પતિને બોલાવી ધીરે સાદે બોલી:—"કેમ, આટલા બધા ગુસ્સે થઈ ગયા ?"

"હું આ વખતે ગાવું-બજાવવું નથી સાંભળવા ચાહતો."

"તમને કોણ સંભળાવે છે ? શું મારા કાન પર પણ તમારું રાજ છે ?"

"નકામી ઝમણાઝીક......"

"એમાં તમારે શું ?"

"હું મારા ઘરમાં આ કોલાહલ નહિ મચવા દઉં."

"તો મારું ઘર કાંઈ બીજે છે ?"

સુરેશસિંહ આ સવાલનો જવાબ ગળી જઈને બોલ્યો:—"આ લોકોને કહી દે કે કોઈ બીજે વખતે આવે."

મંગળા:—"કારણ કે એમનું આવવું તમને ગમતું નથી, એથી ?"

સુરેશ:—"હા, એથી."

"તો મને ગમે છે તે જ તમે કરો છો, કેમ ? તમારા દોસ્તો વગેરે આવે છે અને તમે બહાર ઘણીએ ઠઠ્ઠામશ્કરી કરો છો. એ બધું અંદર સંભળાય છે, પણ હું તમને કહું છું કે આ લોકોનું આવવું બંધ કરી દો ? તમે મારી બ્હેનપણીઓને કેમ રોકો છો ?"

સુરેશે ગરમ થઈ કહ્યું:—"એ માટે કે હું ઘરનો ધણી છું."

મંગળા:—"તમે બહારના ધણી. અહીંઆ તો હું ધણી છું."

સુરેશ:—"કેમ ફોગટ લવલવ કરે છે ? મને ચીડવીને શું લ્હાણુ કાઢીશ ?"

મંગળા થોડીવાર ચુપચાપ ઉભી થઈ રહી. એ પતિના મનોગત ભાવોને પામી જઈ, બોલી:—"ઠીક ત્યારે, હવે આ ઘરમાં મારો કોઈ અધિકાર નથી તો હું નહિ રહું. અત્યાર સુધી ભ્રમણામાં હતી, આજે તમે

એ ભમણ્ણ ભાંગી. મારો આ ઘર પર કદી અધિકાર નહોતો. જે સ્ત્રીનો પતિના હૃદય પર અધિકાર નથી એનો એની સંપત્તિ પર પણ અધિકાર નથી."

સુરેશે જરા લજ્જિત થઇ કહ્યું:—"વાતનું વતેસર કેમ કરે છે? મારી એ મતલબ હતી જ નહિ. તું તો કાંઇનું કાંઇ સમજે."

મંગળાઃ—"મનની વાત માણસના મ્હોંમાંથી અનાયાસે જ નીકળી પડે છે. સાવધાન હોઇએ ત્યારે તો બધાએ મનના ભાવ છુપાવી લે."

સુરેશને પોતાની આ અસજ્જનતાપર દુઃખ તો થયું જ, પણ "રખેને હું વધારે મનાવીશ તેમ એ વધારે ખાટી-તીખી સુણાવશે" એ ડરથી એ મંગળાને ત્યાં જ મૂકી ઘર છોડી ચાલ્યો ગયો.

પ્રાતઃકાળનો ઠંડો પવન વાઇ રહ્યો હતો. સુરેશ પ્રાતઃકાળની મીઠી, ગુલાબી નિંદમાં સ્વપ્ન જોઇ રહ્યો હતો કે મંગળા સામેથી ક્યાંક ચાલી જાય છે. એ ચોંકી ઉઠ્યો. ઉભા થઇ જોયું તો ખરેખર મંગળા જ ઉભી છે. ઘરની નોકરડીઓ પાલવથી આંસુ લુછે છે. કેટલાક નોકર આસપાસ ઉભેલા છે. સૌની આંખો અશ્રુથી સજળ અને મ્હોં ગમગીન છે. જાણે વહુ સાસરિયાંની વિદાય લે છે.

સુરેશ સમજી ગયો કે મંગળાને કાલની વાત ખુંપી ગઇ. છતાં એણે ઉઠીને એને એક શબ્દ પણ પૂછ્યા નહિ. એને મનાવવાનો કે સમજાવવાનો પ્રયત્ન સરખો કર્યો નહિ. એને લાગ્યું કે એ એનું અપમાન કરી રહી છે, એને દુનિયામાં હલકો પાડી રહી છે "એને જવું હોય ત્યાં જાય. મારે શું? મને પૂછ્યાગાછ્યા વિના એ જવાને તૈયાર થઇ છે, એનો અર્થ જ એ કે હું એને કાંઇ નથી. હવે હું એને રોકું શા માટે?"

એ એમને એમ જડની માફક પડ્યો રહ્યો, અને મંગળા એની તરફ મ્હોં ફેરવીને નજર સરખી પણ કર્યા વિના ઘરની બ્હાર ચાલી ગઇ.

૪

મંગળા પગે ચાલીને જતી હતી. એક મોટા તાલુકદારની સ્ત્રી આવી રીતે પગે ચાલતી જાય એ નાનીસુની વાત નહોતી. પણ સુરેશને કહેવાની કોઇની હિંમત નહોતી. પુરુષો બાજુએ ઉભા થઇ રહી મંગળાને માર્ગ કરી આપતા. સ્ત્રીઓ ઘરનાં બારણે ઉભી રહી કુતૂહલભેર દૃષ્ટિથી મંગળાને નિરખતી અને એમની દયા વર્ષાવતી આંખો કહેતીઃ "અરે, નિર્દય પુરુષ! આને બેસાડવા એક ડોળી પણ ન મળી!"

આ ગામમાંથી નીકળી મંગળા શીતળા રહેતી હતી એ ગામ જઇ પહોંચી. શીતળા મંગળાના આવવાની વાત સાંભળતાં ઘરનાં બારણાં પર આવી ઉભી થઇ રહી, અને મંગળાને જોઇ બોલીઃ—"બ્હેન, જરા અંદર આવીને શ્વાસ તો ખાઓ."

મંગળા અંદર ગઇ અને જોયું તો મકાન કેટલીએ જગ્યાએ પડી ગયું છે. પરસાળમાં એક ડોશી ખાટલા પર સુતી છે. ચોતરફ દરિદ્રતાનાં ચિન્હ દેખા દે છે.

શીતળાએ પૂછ્યું:—"શું થયું?"

મંગળાઃ—"કરમમાં લખ્યું હતું તે."

શીતળાઃ—"કુંવરજીએ કાંઇ કહ્યુંકર્યું શું?"

મંગળાઃ—"મ્હોંએ ન કહે પણ મનની વાત કાંઇ ઓછી છૂપી રહે છે?"

શીતળાઃ—"તો શું આટલે સુધી વાત આવી ગઇ?"

દુઃખની છેવટની દશા સંકોચહીન હોય છે. મંગળાએ જવાબ આપ્યોઃ—"મરજી હોત તો આજે પણ પડી રહી હોત અને એ જ ઘરમાં જીંદગી પૂરી કરત. પણ જ્યાં ભાવ નહિ, આદર નહિ, ત્યાં હું ન રહી શકી."

શીતળાઃ—"ત્હમારૂં પિયેર ક્યાં છે?"

મંગળાઃ—" પિયેર શું મ્હોં લેઇને જઉં ?"

શીતળાઃ—" ત્યારે ક્યાં જશો ?"

મંગળાઃ—" પ્રભુના દરબારમાં. પૂછીશ કે, 'તમે મ્હને સૌંદર્ય કેમ નહિ આપ્યું ? મ્હને બદસુરત કેમ બનાવી ?' બ્હેન, કદરૂપી હોવા કરતાં વધારે દુઃખની વાત સ્ત્રીને માટે બીજી કઈ ? કદાચ પૂર્વ જન્મની ડાકેણો જ બદસુરત સ્ત્રીઓ થઈ જન્મ લેતી હશે. રૂપવડે પ્રેમ મળે છે અને પ્રેમવડે કોઈ વસ્તુ દુર્લભ નથી."

મંગળા આટલું બોલી ઉભી થઇ. શીતળાએ એને ન રોકી. મનમાં વિચાર કર્યો: "એમને બેસાડીને ખવરાવું શું ? આજે ચુલ્હો સળગવાની જરાયે આશા નથી."

મંગળાના જવા પછી એ ઘણી વાર સુધી વિચાર કરતી બેસી રહીઃ—" હું કેવી અભાગી છું ! જે પ્રેમ નહિ મળવાથી આ બીચારાં જીવ કાઢવા તૈયાર થયાં છે તે પ્રેમને મેં ઠોકરે માર્યો ! એમને ત્યા ઘરેણાંની શી કમી હતી ? પણ એ જડાઉ ઘરેણાં એમને સુખ ન આપી શક્યાં. એ બધાંને તો એમણે લાત મારી. અને મેં અભાગણીએ એ ઘરેણાંને સારૂ મારૂં સર્વસ્વ ખોયું. હાય ! કોણ જાણે એ કયા હશે ? શું કરતા હશે ?"

વિમલસિંહને ઘર તજ્યે બે વરસ થઇ ગયા હતા. શીતળાના મનમાં એના વિષે જાતજાતની શંકાઓ થવા લાગી. આઠે પહોર અને ચોવીસે કલાક એના હૃદયમા એની એ ચિંતાની આગ સળગી રહી.

આગરાંના ન્હાનામ્હોટા જમીનદારોનું કામ દમદાટીથી જ થાય છે. વિમલસિંહની ખેતી વેઠમાં થતી. પણ એના ગયા પછી એનાં બધાં ખેતર પડતર જ પડી રહ્યાં. કોઈ સાંથે ખેડનાર ન મળ્યો, કે રખેને વિમલસિંહ અધવચ આવી પહોંચે અને સાંથને બદલે અંગુઠો બતાવે. ભેડાએ લાગો પણ ન ભર્યો. શીતળાએ એક વાણીઆના રૂપીઆ દેવા કરી ઘર ચલાવ્યું. બીજી સાલ પણ એજ દશા થઇ. વાણીઆએ ધીરવાની ના પાડી. શીતળાએ ઘરેણાં ગીરો મૂક્યાં. અને બીજી સાલ ખલાસ થતાં સુધીમાં તો ઘરની બધી પૂંજી પણ કરી ગઇ. પછી તો ફાકા થવા લાગ્યા. વૃદ્ધ સાસુ, ન્હાનો દિયેર, નણંદ અને પોતે, એ ચાર જણ ખાનારાં, અને તે ઉપરાંત કોઇ સગુંવ્હાલું આવી ચઢે એ જુદું. જાણે આટલું દુઃખ અધૂરૂં હોય તેમ શીતળાના બાપ અને મ્હોટા ભાઇ ઉપર ફોજદારી થઈ. બન્નેને સજાઓ થઇ. આથી શીતળાની મા, બ્હેન અને બે ન્હાના ભાઇ શીતળાના ઘેર આવી રહેવા લાગ્યા. ગાડું પહેલેથી જ મહા પરાણે ચાલતું હતું, હવે તો જમીનમાં પેસી ગયું.

સવારથી જ કંકાસ શરૂ થઈ જતો. વેવાણ વેવાણની સાથે અને સાળાસાળીઓ બ્હેનબનેવી સાથે લડી પડતા. કોઇવાર હાંડીમાં દાણા ખૂટી પડવાથી ચુલ્હોજ નહિ સળગતો અને કોઇવાર રસોઈ તૈયાર થતી તો અંદર અંદરના કંકાસને લીધે ખાવાવારો આવતો નહિ. છોકરાંઓ બીજાઓનાં ખેતરમાં પેસી જઇ અનાજના દાણા અને મટર ફોલી ખાતાં. ડોસીઓ પાડોશીઓને ઘેર જઇ પોતાનાં દુઃખડાં રોતી અને ફેરફાંટા કરતી. પુરુષની ગેરહાજરીમાં સ્ત્રીના પિયેરિયાંનું જોર વધારે ચાલે છે અને એથી આવી જાતના સંગ્રામમાં વિજયપતાકા ઘણુંખરૂં એમના જ હાથમાં રહે છે. કોઇ રીતે જો ઘરમાં દાણા આવી પડતા તો એને દળે કોણ ? શીતળાની મા કહેતીઃ 'ચાર દિવસને માટે આવી છું, બા. શું ઘંટી ચલાઉં ?" શીતળાની સાસુ કહેતીઃ "ખાતી વખતે તો કૂતરીની માફક લબકે છે. દળતાં શું થાય છે ?" આખરે હારથાકી શીતળાને એકલીને જ દળવું પડતું. ખાતી વખતે એવું મહાભારત મંડાતું કે પાડોશીઓને પણ ત્રાસ વછૂટતો. શીતળા કોઇવાર માના પગ પકડતી તો કોઇવાર સાસુનાં ચરણે પડતી. પણ બન્ને એને તરછોડી નાંખતાં. મા કહેતીઃ "તેં અમને અહીં બોલાવી સોનાની જાળ પાણીમાં નંખાવી." સાસુ કહેતીઃ "તેં મારી છાતીપર શોક્ય લાવીને બેસાડી. હવે શાની ડાહી થાય છે ?" આ ઘોર સંગ્રામમાં શીતળાનું

વિરહદુઃખ તો ક્યાંયે વિસરાઇ ગયું. બધી અમંગળ શંકાઓ આ હુતાશનીમાં ભસ્મીભૂત થઈ ગઇ. હવે તો માત્ર એટલી જ ચિંતા રહી કે આ દશામાંથી ક્યારે છૂટકારો થાય ? મા અને સાસુ બેને યમરાજના ઘર સિવાય બીજે ક્યાંય ઠેકાણું નહોતું પણ યમરાજ એમનું સ્વાગત કરવા ઉત્સુક દેખાતા નહિ. બીચારી શીતળા સેંકડો ઉપાયોનો વિચાર કરતી પણ આખો દિવસ ચાલીને ઘરનાજ બારણે પાછા ફરેલા મુસાફરના જેવી એની વિચારશક્તિની દશા હતી. એને કાંઇ સૂજતું નહિ. એ ચોતરફ નજર ફેરવતી કે કાંઇ શરણ મળે તેમ છે ? પણ કાંઇ નજર જ ચોંટતી નહિ.

એક દિવસ એ આવી જ નિરાશાની દશામાં ઘરનાં બારણે ખભા અઢેલી ઉભી હતી, એટલામાં અચાનક એણે બાબુ સુરેશસિંહને સામેથી ઘોડા પર બેસીને આવતા જોયા. એમની આંખો એની તરફ ફરી. ચારે આંખો ભેગી થઇ, એ શરમાઇને અંદર પેસી ગઇ. ઘરનાં કમાડ બંધ કર્યાં અને કુંવરસાહેબ આગળ ચાલ્યા ગયા. શીતળાને મનમાં ખેદ થયો કે, " અરેરે, મેં મૂઇએ ચોતરફ થીંગડાવાળો, ફાટેલો, સાલ્લો પહેરેલો. અને એમણે મને જોઇ લીધી. કોણ જાણે મનમાં શુંયે કહેતા હશે ? "

કુંવરસાહેબને ગામના લોકો તરફથી વિમલસિંહના કુટુમ્બપરિવારની દુઃખી હાલતની ખબર મળી ચૂકી હતી. તેઓ ગુપ્ત રીતે એમને કાંઇ મદદ કરવા ચાહતા હતા. પણ શીતળાને જોતાં તેમને એટલો બધો સંકોચ થયો કે તેઓ ઘર પાસે એક પળ પણ ઉભા રહી શક્યા નહિ. મંગળાના ગૃહત્યાગ પછી ત્રણ મહિને તેઓ આજે પહેલવહેલાજ બહાર નીકળ્યા હતા. શરમના માર્યા તેમણે બહાર બેસવાઉઠવાનું પણ છોડી દીધું હતું.

એટલું તો નિસ્સંદેહ છે કે કુંવરસાહેબ મનમાં તો શીતળાના રૂપરસનું જ આસ્વાદન કરતા. મંગળાના જવા પછી એમના હૃદયમાં એક દુષ્ટ કામના જાગી: " શું કોઈ પણ ઉપાયથી એ સુંદરી મારી ન થઇ શકે ? વિમલનો તો પત્તો પણ નથી. ઘણું જ સંભવિત છે, કે એ હવે આ સંસારમાં પણ ન હોય. " પણ સદ્‌વિચારના બળથી એ આ પાપી વિચારનું દમન કરતા. શીતળાના દુઃખની કહાણી સાંભળીને પણ એને મદદ કરતાં એમનું હૃદય ભય પામતું, કે " રખેને વાસના આવો વેશ ધારણ કરી મારી વિવેકબુદ્ધિને ભ્રષ્ટ કરવા ચાહતી હોય. " પણ આખરે તો મનની લાલસાએ પોતાની કપટલીલા વિસ્તારી એને ભુલાવ્યો. એને છક્કડ ખવરાવી. એ ઘરની હકીકત પૂછવાને બહાને શીતળાને ઘેર ગયો. મનમાં વિચાર કર્યો:— " એક અબળા આવી આફતમાં હોય અને હું એની ખબર પણ ન પૂછું એ કેવો ઘોર અન્યાય કહેવાય ?" શીતળાને ઘેરથી એ પાછો ફર્યો ત્યારે એની બુદ્ધિ અને વિવેકની દોરીઓ તૂટી ગઇ હતી અને એની જીવનનૌકા મોહ અને વાસનાના અગાધ સાગરમાં ડૂબકાં ખાતી હતી. " અહા ! કેવી મનોહર છબિ ! કેવું અનુપમ સૌંદર્ય ! "

એક ક્ષણમાં એને ગાંડાની માફક બકવાદ શરૂ થયો:—" આ જાન અને આ શરીર ત્હને ભેટ છે. ' દુનિયા હસશે. ' ભલે હસે. ' આ મહા પાપ છે. ' કાંઇ ફિકર નહિ. આ સ્વર્ગીય આનંદથી હું મ્હારી જાતને વંચિત નહિ જ રાખું. એ ક્યાંય નથી જવાની. આ હૃદયને છાતીમાંથી બ્હાર કાઢી એનાં ચરણે ધરીશ. વિમલ ? મરી ગયો. નહિ મર્યો હોય તો હવે મરશે. એમાં પાપ શું છે ? જો પર સ્ત્રી સાથે પ્રેમ કરવો એ પાપ હોય તો એ પાપ દેવતાઓએ પણ કર્યું છે. વિષ્ણુ અને ઇંદ્રની કોટિમાં સ્થાન મેળવવું એ કાંઈ નજીવી બાબત નથી. કમળ કેટલું કોમળ, કેટલું પ્રફુલ્લ, કેટલું લલિત છે! શું એના અધરો..."

જાણે કોઈ ભૂલાઇ ગયેલી વાત યાદ આવી હોય તેમ તે એકાએક અટકી ગયો. મનુષ્યની બુદ્ધિના અંતરાળમાં એક અજ્ઞાત બુદ્ધિ રહેલી છે. રણક્ષેત્રમાંથી નાસી આવેલા સૈનિકને કોઇ ગુપ્ત સ્થાનમાંથી મળેલી મદદ જેમ બચાવી લે છે તેમ આ અજ્ઞાત બુદ્ધિ મનુષ્યને ઉગારી લે છે. સુરેશને આ અજ્ઞાત બુદ્ધિએ ચેતવ્યો, સચેત કર્યો, એ એકદમ

ન્હોંવાળા, અર્ધઢાંક્યા, અર્ધઉઘાડ્યા પુરૂષનો એને તિરસ્કાર આવ્યો. એ ઘરનો જમીનદાર પહેલાંનો વિમલ નહોતો. એ તો મજૂર થઈ ગયો હતો. મજૂરીનું કામ મુખાકૃતિ પર અસર પાડ્યા વિના નથી રહેતું. મજૂર સુંદર વસ્ત્રો પહેરે પણ મજૂર જ લાગે છે.

એકાએક વિમલની મા ચોંકી. એ શીતળાના ખંડમાં આવી અને વિમલને જોઇને માતૃપ્રેમથી વિહ્વળ થઇ એને છાતી સરસો ચાંપ્યો. વિમલે માતાનાં ચરણો પર માથું નમાવ્યું. એની આંખોમાંથી માતૃચરણ પખાળતાં ગરમ ગરમ આંસુ વહી જતાં હતાં. મા પુલકિત થઇ રહી હતી. મ્હોંમાંથી શબ્દ નીકળતો નહોતો.

એક ક્ષણમાં વિમલ બોલી ઉઠયો:–" બા !" ગળાના રૂંધાયલા અવાજે એનો આશય વ્યક્ત કર્યો. મા પ્રશ્ન સમજી અને બોલી:—" નહિ બેટા, એમ નથી."

વિમલ:–" આ શું જોઉં છું ?"

મા:–" સ્વભાવ એવો છે. કોઇ શું કરે ?"

વિમલ:–" સુરેશે મારે માટે ઇનામ કેમ કાઢ્યું હતું ?"

મા:–" ત્હારો પત્તો મેળવવા, બેટા. એમણે દયા ન કરી હોત તો આજે ઘરમાં તું કોઇને જીવતાં ન દેખત."

વિમલ:–" ઘણું જ સારું થાત."

શીતળાએ ટોણો મારતાં કહ્યું:–" ત્હમારી તરફથી તો બધાને મારીને જ નીકળ્યા હતા. ફુલોની સેજ નહોતા બિછાવી ગયા."

વિમલ:–" હવે તો ફુલોની જ સેજ બિછાવેલી જોઉં છું."

શીતળા:–" ત્હમને કોઇએ ભાગ્ય લખી આપ્યું છે ?"

વિમલસિંહ ક્રોધથી કાંપતો ઉભો થયો અને બોલ્યો:–" બા, મ્હને અહીંથી લેઇ ચાલ. હું આ રાંખણીનું મ્હોં જોવા નથી માગતો. મ્હારી આંખોમાંથી લોહી ઝરે છે. મ્હેં આને માટે ત્રણ વરસ કઠણ તપશ્ચર્યા કરી. એ તપશ્ચર્યાથી હું પ્રભુને પામત પણ એને ન પામ્યો."

આટલું કહી એ એ ખંડમાંથી બહાર નીકળી ગયો અને પોતાની માના ખંડમાં જઇ સૂઇ રહ્યો. માએ તુરત એના મ્હોં અને હાથપગ ધોવરાવ્યા, અને ચૂલો સળગાવી પૂરીઓ તળવા માંડી. પૂરીઓ તળતાં તળતાં ઘરની વીતક વાર્તા પણ કહેવા માંડી. આથી વિમલના હૃદયમાં સુરેશના પ્રતિ જે વિરોધાગ્નિ ભડભડતો હતો એ શાંત થઈ ગયો, પણ હૃદયની આગે લોહીમાં પ્રવેશ કર્યો અને વિમલને જોરથી તાવ ચઢી આવ્યો. લાંબી મુસાફરીનો થાક તો લાગેલો જ હતો. એટલે વરસો સુધીની આ કઠી મહેનત અને શ્રમ પછી માનસિક સંતાપ વેઠવો પહેલાંથીયે દુઃસહ થઇ ગયો.

આખી રાત એ અચેત પડયો રહ્યો. મા બેઠી બેઠી પંખો નાંખતી હતી અને આંસુ પાડતી હતી. બીજે દિવસે પણ એ બેહોશ પડયો રહ્યો. શીતળા એની પાસે ફરકી પણ નહિ. " એમણે મ્હને કયા સોનાના કોળીઆ ખવરાવ્યા છે કે એમનો તોર સહું ? આ તો સૌ ઘેર રહે તેમ આ રહ્યા પરદેશ રહ્યા ! કોઇની કાણી કોડી તો દીઠી નથી. મજી પર તાવ તો બહુયે રેતા'તા, શું બાંધી આવ્યા !"

સંધ્યા સમયે સુરેશને ખબર પડી. એ તુરત જ દોડતો આવ્યો. આજે બે મહિના પછી એણે એ ઘરમાં પગ મૂકયો. વિમલે આંખો ઉઘાડી, સુરેશને ઓળખ્યો. આંખોમાંથી આંસુ વહી નીકળ્યાં. સુરેશના મુખારવિંદ પર દયાની જ્યોતિ ઝળકી રહી. વિમલે એના વિષે જે અનુચિત શંકા કરી હતી તેને માટે વિમલ પોતાના જાતને ધિક્કાર દેઈ રહ્યો હતો.

શીતળાએ જ્યાં સાંભળ્યું કે સુરેશસિંહ આવ્યા છે કે તુરત તે દર્પણ સામે ગઇ, ચોટલો છોડી નાંખ્યો

અને વિષાદની મૂર્તિ બની વિમલના ખંડમાં દાખલ થઈ. વિમલની આંખો બંધ હતી. એ મૂર્છિત જેવી દશામાં પડ્યો હતો પણ શીતળાના આવતાંની સાથે અચાનક એની આંખો ઉઘડી ગઇ. અગ્નિ વર્ષાવતી આંખોએ એણે એના સામે જોયું અને કહ્યુંઃ—"હમણાં શું કામ આવી ? આજથી ત્રીજે દિવસે આવજે. કુંવરસાહેબની સાથે એ દિવસે ફરીથી મુલાકાત થશે."

શીતળા પાછાં પગલે બહાર નીકળી ગઇ. સુરેશ પર જાણે ઠંડા પાણીનો ઘડો ઢોળાયોઃ "કેટલું રૂપ-કેટલું લાવણ્ય છતાં કેટલી વિષયાસક્તિ ! હૃદયને બદલે કેવળ શૃંગારલાલસા !"

તાવ વધતો જ ગયો. સુરેશે ડૉકટરને બોલાવ્યો. પણ મૃત્યુદેવે કોઇનું ન માન્યું. એનું હૃદય પાષાણનું છે. એ કોઇ રીતે નથી પસીજતું. કોઇ પોતાનું કાળજું ચીરીને આપે, આંસુની નદીઓ વહેવડાવે પણ એને દયા નથી આવતી. વસેલા ઘરને ઉજ્જડ કરવું, લહેરો ખાતાં ખેડવાંઓને સૂકવવાં એ એનું કામ છે. અને એની નિર્દયતાયે કેટલી વિનોદથી ભરેલી છે. એ નિત્ય જુજવાં રૂપ ધારણ કરે છે. કોઈવાર વિજળી બને છે તો કોઇવાર પુષ્પમાળા. કોઇવાર સિંહ બને છે તો કોઈવાર શિયાળ. કોઇવાર અગ્નિ સ્વરૂપમાં દેખા દે છે તો કોઈવાર જલ સ્વરૂપમાં.

ત્રીજે દિવસે, પાછલી રાતે વિમલની માનસિક પીડા અને હૃદયસંતાપનો અંત આવ્યો. ચોર દિવસે ચોરી કદી નથી કરતો. યમદૂત ઘણુંખરું રાતે જ સૌની નજર ચૂકાવી ઘરમાં પ્રવેશ કરે છે અને જીવન-રત્નને ચોરી લેઇ જાય છે. આકાશનાં ફૂલ કરમાઇ ગયાં હતાં. વૃક્ષરાજીઓ સ્થિર હતી—શોકમાં મગ્ન, શિર નમાવેલી. રાત શોકનું બાહ્ય સ્વરૂપ છે. રાત મૃત્યુનું ક્રીડાક્ષેત્ર છે. એજ વખતે વિમલના ઘરમાંથી આર્તનાદ સંભળાયો, જે સાંભળવાને મૃત્યુદેવ સદાયે ઉત્સુક રહે છે.

શીતળા ચોંકી ઉઠી અને ગભરાયેલી મરણશય્યાની નિકટ ગઇ. એણે મૃત દેહ પર એક દૃષ્ટિ નાંખી પણ ભયભીત થઇ એક ડગલું પાછળ હઠી ગઈ. એને લાગ્યું કે વિમલસિંહ એની તરફ અતિ કાતર નેત્રે જોઈ રહ્યો છે. એ બુઝાઇ ગયેલા દીપકમાં એને ભયંકર જ્યોતિ દેખાઇ. એ ભયની મારી ત્યાં ઉભી રહી ન શકી. એ બારણામાંથી બહાર નીકળી અને સુરેશસિંહ સામે મળ્યા. ગભરાયલા સ્વરમાં બોલીઃ—"મને બીક લાગે છે." એને મનમાં થઇ આવ્યું કે રોતી રોતી એમના પગમાં ઢળી પડું, પણ એ દૂર ખસી ગયા.

જ્યારે કોઈ વટેમાર્ગુને માલમ પડે છે કે એ રસ્તો ભૂલ્યો છે ત્યારે એ સીધા રસ્તાપર આવવાને જલદીથી પગ ઉપાડે છે અને મનમાં ને મનમાં ખીજાય છે કે તે એટલો અસાવધ કેમ થઇ ગયો ! સુરેશ પણ હવે એ સીધા, શાંત માર્ગપર આવવાને વિકળ થયો. મંગળાની સ્નેહપૂર્ણ સેવાઓ એને યાદ આવવા લાગી. હૃદયમાં સાચી સૌંદર્યોપાસનાના ભાવનો ઉદય થયો. એનામાં કેટલો પ્રેમ, કેટલો ત્યાગ, કેટલી ક્ષમા હતી ! એની અનુપમ પતિભક્તિને યાદ કરી કરી એનો જીવ કોઇ કોઇવાર તડફડતોઃ "અરેરે ! મ્હેં ઘોર અત્યાચાર કર્યો. આવા ઉજ્જ્વળ રત્નનો મ્હેં અનાદર કર્યો. હું અહીંઆ જડ જેવો પડ્યો રહ્યો અને મારી સામે જ લક્ષ્મી ઘરમાંથી ચાલી નીકળી !" મંગળાએ જતાં જતાં શીતળાને જે વાતો કહી હતી તે એને શીતળાએ કહી હતી. પણ એ વાતોપર એને વિશ્વાસ નહોતો આવતો. મંગળા શાંત પ્રકૃતિવાળી હતી. એ એવી ધૃષ્ટતા કરે તેમ એનું મન કબૂલ કરતું નહોતું. એનામાં ક્ષમાનો ગુણ હતો. તે એનું વેર કદાપિ ન વાળે. એનું મન સાક્ષી પૂરતું હતું કે એ જીવતી છે અને કુશળ છે. એને પિયેર કોઇ પત્ર લખે તો. પણ ત્યાંથી કારી અને કટુ વચનો સિવાય બીજા શાની આશા ? છેવટે એણે પત્ર લખ્યોઃ—"હવે એ રત્નની શોધમાં હું પોતે જાઉં છું. કાં તો એ લઇને આવીશ અથવા તો આ મ્હોં કાળું કરી ડૂબી મરીશ."

એ પત્રનો જવાબ આવ્યોઃ—"સારી વાત છે, જાઓ. પણ અહીંઆ થઇને જજો. અહીંઆથી કોઇ આપની સાથે જ ચાલી નીકળશે." ...

સુરેશસિંહને આ શબ્દોમાં આશાની ઝલક દેખાઇ. એણે એજ દિવસે પ્રયાણ કર્યું. કોઇને સાથે નહિ લીધું.

સાસરે કોઇએ એનું પ્રેમથી સ્વાગત કર્યું નહિ. સૌ કોઇનાં મ્હોં ચઢેલાં હતાં. સસરાએ એને પતિધર્મ ઉપર લાંબું ભાષણ સુણાવ્યું.

રાત્રે એ જમવા બેઠો ત્યારે ન્હાની સાળી આવીને એની પાસે બેઠી અને ધીમેથી હસીને બોલી:–"જિજાજી,* કોઇ સુંદરી પોતાના રૂપહીણ પતિને ત્યજી દે, એનું અપમાન કરે તો આપ એને શું કહેશો?"

સુરેશ (ગંભીર સ્વરથી):—"દુષ્ટા!"

સાળી:—"અને જે પુરુષ પોતાની રૂપહીણ સ્ત્રીને ત્યજી દે તેને શું કહેશો!"

સુરેશ:—"પશુ."

સાળી:—"અને એ પુરુષ વિદ્વાન-ભણેલોગણેલો હોય તો!"

સુરેશ:—"પિશાચ."

સાળી (હસીને):—"તો હું નાસું છું. મ્હને ત્હમારો ડર લાગે છે."

સુરેશ:—"પિશાચોનું પ્રાયશ્ચિત પણ પ્રભુ સ્વીકારે છે."

સાળી:—"પણ એ અંતરનું–સાચું હોય તો."

સુરેશ:—"એ તો એકલા અંતર્યામી જ જાણી શકે."

સાળી:—"સાચું હશે તો એનું ફળ તુરત જ મળશે. હાં, પણ ત્હમે તો મ્હેોટીબ્હેનને લેઇને જ જાના ને."

સુરેશની આશાજ્યોત ફરીથી ટમટમી. એ ચરમર કરે બોલી ઉઠ્યો:—"પ્રભા, પ્રભુને ખાતર મારાપર દયા કર. હું બહુજ દુઃખીઓ છું. ઇશ્વર સાક્ષી છે. સાલમાં એક દિવસ એવો નથી ગયો જ્યારે હું કોઇને રૂનો નહિ હોઉં."

પ્રભા ઉભી થઇને બોલી:—"એ તો 'કરશે તેની પાર ઉતરશે.' હું જાઉં છું. તમે સૂઇ જાઓ."

તુરત જ મંગળાની મા આવીને બેઠી અને બોલી: "ત્હમે તો ખૂબ ભણ્યા છો. દેશ-દેશાંતર જઇ આવ્યા છો. સુંદર બનવાની દવા ક્યાંઇ ન દેખી?"

સુરેશે અદબથી કહ્યું:—"હવે પ્રભુને ખાતર વધારે ન શરમાવો."

માતા:—"ત્હમે તો મ્હારી વ્હાલી દીકરીના પ્રાણ લીધા! તો શું હું ત્હમને શરમાવવાગાથી યે ગઇ! મનમાં તો હતું કે ત્હમને એવી એવી સંભળાવું કે ત્હમે પણ યાદ કરો; પણ શું કરું? મ્હારા મહેમાન ઠર્યા. કેવી રીતે કહું? જાઓ, સૂઇ જાઓ."

સુરેશ આશા અને ભયની દશામાં પાસાં બદલતો હતો ત્યાં એકાએક બારણાં આગળ કોઇનો ધીરો સાદ સંભળાયો:–"જતી કેમ નથી? જાગે તો છે." જવાબમાં કોઈએ કહ્યું:–"બહુ, શરમ આવે છે."

સુરેશે અવાજ પારખ્યો, તરસ્યા ચાતકને જલબિન્દુ મળી ગયું. એક ક્ષણમાં મંગળા એની સન્મુખ આવી, અને માથું નમાવી ઉભી થઇ ગઈ. સુરેશને એના મુખપર કોઇ અનેરી છબિ દેખાઇ, જાણે કોઇ રોગી તંદુરસ્તી મેળવી નિરોગી થઇ આવ્યો હોય.

રૂપ એનું એજ હતું પણ આંખો જુદી હતી.*

પ્રેમચંદ

* હિન્દુસ્તાનમાં બનેવીને 'જિજાજી' કહીને બોલાવે છે.

* હિંદી પરથી અનુવાદ

# રાષ્ટ્રીય પ્રવૃત્તિ ને ગુજરાતી સાહિત્ય

( થોડા વખત પર એક મિત્ર પર લખેલ પત્રમાંથી ગુજરાતી સાહિત્યને લગતો ભાગ યુગધર્મના વાચકોને વાંચવો ગમશે એમ માની સહેજ ફેરફાર સાથે પ્રકટ કરવા મોકલવાની હિમ્મત કરૂં છું. ના. દ. પ. )

......ફક્ત ઉપલક ઉપલક જગતનો ઈતિહાસ ઉકેલનારજ રાજાઓની ફેરબદલી, ખૂનખાર લડાઈઓ, વેપારનાં પરિવર્તનો, રાજબંધારણના ફેરફારો, વિજયી સેનાપતિઓ વગેરે જોઇ માની લે છે કે, પ્રજાજીવનનાં પરિવર્તનમાં આ ચીજો જ મુખ્ય આવશ્યક છે. મારે મન આ ચીજો ઉપલકીઆ જ છે—પ્રજાજીવનસાગરનાં ઉંડાણમાં વહેતાં પ્રબળ વહેણોથી સપાટી પર પડતી રેખાઓ.

ફ્રાંસનો વિપ્લવ તપાસો. લોહીની નદીઓ, ફાંસીનાં લાકડાંઓ, તીક્ષ્ણ તલવારો, જુલમ, ઝેર, ને પાશવતા—જ્યાં ને ત્યાં. પણ એ સૌ ઉપર ઉપર તરતી રેખાઓ માત્ર છે. તે સૈકાની ફ્રેંચ પ્રજાનું આત્મમંથન જોવા આપણે તેમનાં સાહિત્ય કળા સંગીત શિલ્પ ચિત્ર તરફ વળવું પડશે. ને ત્યાં આપણને પ્રજાજીવનની અગાધ પ્રગતિ, પ્રવૃત્તિ દેખાશે. વૉલ્ટેર, રૂસો, ડિડેરો ન હોત તો ફ્રેંચ વિપ્લવ ન હોત.

રશિયાનો વર્તમાન વિપ્લવ જુઓ. એ વિપ્લવમાં લેનીન, ટ્રોટ્સ્કી ને બોલ્શેવિકો આપણી નજર સામે તરી આવે છે. પણ, જો તેમની આગળ રશિયાના લેખકોએ પ્રજાને તૈયાર કરી ન હોત તો એ બે વ્યક્તિઓ કશું ન કરી શકત. વિપ્લવ પહેલાંનું પ્રજાજીવન સમજવા આપણને રશિયાનું સાહિત્ય ઉકેલવું પડશે. ને એ સાહિત્ય ઉકેલતાં આપણી શંકા સાચી પડે છે. છેલ્લાં કંઈ પોણોસોથી પચાસ વરસનું રશિયન સાહિત્ય યુરોપીય સાહિત્યમાં પ્રથમ સ્થાન લે તેવું છે. ગોગોલ, ડોસ્ટોવસ્કી, તુરગેનેવ્, ચેહોવ્, ટોલ્સ્ટૉય, ગોરકી, એંડ્રીયેવ્, બ્લોક—આ સર્વ લેખકો દુનિયાના મહાનલેખકોની પ્રથમ પંક્તિમાં બેસી શકે તેવા છે. એ લેખકોમાં તમે રશિયન આત્માનું હૃબહૃ દર્શન કરી શકશો. રશિયાના જાગૃતિકાળમાં તેનો આત્મા કેટલો ડહોળાયો હશે તેની કલ્પના આ લેખકો વાંચતાં આપણે કરી શકીએ છીએ.

આયર્લેંડ. અહીં પણ વર્તમાન રાષ્ટ્રીય વિપ્લવ પહેલાં સાહિત્યમાં વિપ્લવ થતો આપણે જોઇએ છીએ. આયર્લેંડના લોકો શુદ્ધ અંગ્રેજી લખતા. સ્ટીલ સ્વીફ્ટ ગોલ્ડસ્મીથથી તે બર્નાર્ડ શૉ સુધી આયરિશ લેખકો અંગ્રેજી સાહિત્ય દીપાવતા આવ્યા છે...પણ તેમણે પોતાની ભૂલ જોઇ. જો આયર્લેંડે સ્વતંત્ર રાષ્ટ્ર થવું હોય તો સ્વતંત્ર સાહિત્ય ખીલવવું જોઇએ. સાહિત્ય એ પ્રજાનો આત્મા. આત્મા વિના પ્રજાજીવન ક્યાંથી ? ...ને આયર્લેંડમાં રાષ્ટ્રીય સાહિત્યની પ્રવૃત્તિ જન્મી. પરિણામમાં, જ્યોર્જ મૂર, જ્યોર્જવિલિયમ રસલ-(એ ઇ.), સીંજ, વિલિયમ બટલર, યેટ્સ, લેડી ગ્રેગરી, સેંટ જોન અરવીન, વગેરે લેખકો પ્રકટયા. એમનાં લખાણોમાં રહેલી સ્વતંત્ર આયરિશ સંસ્કૃતિ હજાર ઇંગ્લાંડો પણ ગાંઠીવાન કરી શકે એમ નથી. ભવિષ્યમાં જ્યારે રાજકીય પરતંત્રતા ભૂલાઈ જશે ત્યારે રાષ્ટ્રીય નવજીવનનો આ કાળ ચિરંજીવ હશે.

યુરોપના નાના નાના સ્વતંત્ર થતા દેશો એક પછી એક લઇ તેમના નવજીવનનાં મૂળ તેમના સાહિત્યમાં

હું બતાવી શકું; પણ લંબાણના ભયે આટલા જ દાખલા અહીં બસ થશે.

x x x x

તમે લખો છો: "ગુર્જરીમાં યુગધર્મનાં અહિલનો પ્રસરવા લાગ્યાં છે, નવજીવન ફેલાઇ રહ્યું છે ને ગુજરાતનો આત્મા જાગૃત થઈ ગયો છે, વગેરે વગેરે. પણ એ કથનોમાં કેટલું સત્ય રહેલું છે ? નક્કી કરવું મુશ્કેલ છે. મારા નમ્ર મત પ્રમાણે એ નવજીવનનું માપ ગુજરાતી સાહિત્ય, સંગીત, ચિત્ર, શિલ્પ, બાંધકામ ને સૌન્દર્યભાવનામાં પ્રસરેલા નવજીવન પરથી કંઇક અંશે કાઢી શકાય...ને એ દૃષ્ટિએ તોલ કરતાં બહુ ફુલાવા જેવું મને કંઈ નથી દેખાતું."

ખુસૂસ. ચિત્રકળા, સંગીત ઇ.માં જાગૃતિ રેડવા પ્રયત્નો [illegible] આરંભાયા છે. ગુજરાતી ભાષામાં નવું જોમ આવ્યું [illegible] ગુજરાતી લેખનપદ્ધતિ 'સાક્ષરો'ની સાંકળો તોડી બહાર નિ[illegible] નિકળવા લાગી છે. ગાંધીજીની સાદી, સીધી, જોમદાર [illegible] એ 'નાગર-સાક્ષરો'ની આડંબાર, વાંચતાય ન સમજાય [illegible]ની ભાષાને સદા માટે દેશપાર દીધી હોય એવું લાગે છે. પણ તેથી હજી ગુજરાતમાં રાષ્ટ્રીય સાહિત્યનો—જે સાહિત્યમાં ગુજરાતના આત્માનું હૂબહૂ દર્શન કરી શકાય, જે સાહિત્યમાં ગુજરાતીઓના ગુણદોષ, ભાવનાઓ, આદર્શો, સ્વપ્નાંઓ, વગેરેનું તાદૃશ ચિત્ર હોય, જે સાહિત્યમાં ગુજરાતી સંસ્કૃતિનું તારતમ્ય હોય તેવા સાહિત્યનો જન્મ થયો છે એમ ન કહી શકાય.

ભેદો, આપણી અર્થહીણ ધર્માંધતા, આપણી ઝેરી જ્ઞાતિવ્યવસ્થા, આપણી આત્મઘાતક લગ્નપ્રણાલી, આપણી કહેવતરૂપ ગરીબાઇ,—ને બીજાં અનેક કારણો આપણો પુનરુદ્ધાર અટકાવે છે. મનુષ્ય અનુભવથી શીખે છે. આપણે એવાં પ્રાણીઓ છીએ કે આપણે કદિ પાછળ જોતાં જ નથી, ભૂતકાળની ભૂલોથી કશુંય બણતા નથી ને અનુભવથી કશું શીખતા નથી.

ગુજરાતી સાહિત્યમાં નવજીવન રેડવા આપણે આપણા ભૂતકાળનાં સાહિત્યનો આધુનિક દૃષ્ટિએ અભ્યાસ શરૂ કરવો પડશે. ને એ ભૂતકાળનાં સાહિત્યમાં એકલું ગુજરાતી સાહિત્ય જ નહીં પણ સંસ્કૃત અને હિન્દી સાહિત્યનાં ઉંડાણ પણ શાસ્ત્રીય દૃષ્ટિએ વામવાં પડશે...દાખલા તરીકે, સંસ્કૃત સાહિત્યમાંનો નાટક-કાળ લ્યો. સાહિત્યમાં નાટક કેવી રીતે જન્મ્યું; રાસ, સંગીત, લીલા વગેરેનો વિકાસ કેમ થયો; શૂદ્રક (ડંડી—મૃચ્છકટીક), કાલિદાસ ( શાકુંતલ, માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય ), હર્ષદેવ (નાગાનંદ), ભવભૂતિ (મહાવીરચરિત, ઉત્તરરામચરિત, માલતીમાધવ), રાજશેખર (કર્પૂરમંજરી), વિશાખદત્ત (મુદ્રારાક્ષસ), ને નારાયણભટ (વેણીસંહાર)—ને પછી, અગીઆરમી સદીની શરૂઆતથી સંસ્કૃત નાટકની પડતી કેમ શરૂ થઇ (હનુમાનનાટક રત્નાવલી, પ્રબોધ ચંદ્રોદય) ને સંસ્કૃત નાટકનો નાશ કેમ થયો, આ સર્વ આપણાં સાહિત્યનો પુનરુદ્ધાર કરવા જાણવાની જરૂર છે.

પણ ગુજરાતી સાહિત્યમાં નવજીવન પ્રકટાવવા આપણો ભુલાઇ ગયેલો સૌન્દર્યપ્રેમ જાગ્રત કરવાની

જોગ છે. ગુજરાત વિદ્યાપીઠનાં ને મુંબઇ સુરતની કૉલેજોનાં યુવકયુવતીઓ એવા નાટકગૃહદ્વારા સામાજિક નાટકો પ્રજાને આપે. વખતોવખત ઇબ્સન, શૉ, સ્ટ્રીંડબર્ગ, ચેહોવ, હોપ્ટમેન, ટૉલ્સ્ટોય, ગોરકી, પીનેરો, બાર્કર વગેરે પરદેશીઓનાં નાટકો પણ એ દ્વારા ગુજરાત સમક્ષ મુકી શકાય. સામાજિક નાટકની સ્થાપના ને વિકાસ આપણે જેટલો જલ્દી કરીશું તેટલો આપણો ઉદ્ધાર જલ્દી થશે એમ મને તો લાગે છે. ગુજરાતના કળારસિક ધનિકો ખચિત આવું એક થીએટર નભાવી શકે.

સંગીત ચિત્ર શિલ્પ બાંધકામ–સર્વમાં સૌન્દર્યનું આરોપણ કરવાની જરૂર છે. આપણા કારીગરો કુંભારો, સુથારો, વણકરો, રંગરેજો–સર્વને સૌન્દર્યનો સંદેશો પહોંચવો જોઇએ. સારી પ્રજાના જીવનમાં સૌંદર્યનો સંચાર ન થાય ત્યાં સુધી પ્રજાની પ્રગતિ બંધાઆર–ગોંધાયલી જ રહેશે.

તે આપણે કદિ પણ ભૂલવું ન જોઇએ કે આચાર, વિચાર ને વાણીમાં, સૌન્દર્ય ને સ્વતંત્રતાને કચડી નાંખવાના કોઇ પણ 'પ્યુરિટન' પ્રયાસથી પ્રજાનો આત્મવિકાસ રૂંધાયા વિના ને પ્રજા દિનપ્રતિદિન નીચી પડયા વિના ન રહે.

× × × ને આપણો પ્રમાદ આપણે એકદમ તજવો જોઇએ. તાપ ને તાવ આપણી કામ કરવાની શક્તિ લૂંટી લે છે એ લૂલો બચાવ આપણે તજવો જોઇએ. સતત કામ કરનાર મજૂરો ને બારથી પંદર કલાક કામ કરનાર ગાંધીજી આપણી આંખ સમક્ષ આપણે રાખવા જોઇએ. ગુજરાતના કોઈ પ્રકાશકે સંસ્કૃત નાટકો (ને સંસ્કૃતમાં કઈ પાંચસો નાટકો લખાયલાં છે; દ્રાવિડિયન ભાષામાં કંઈ સોએક) માંથી દશ કે પંદર ચૂંટીને એક ગ્રંથમાળામાં બહાર નથી પાડયાં; હિન્દુસ્થાનના ફિલસુફીના ગ્રંથો મુખ્ય ૧૪ ઉપનિષદો કોઈ પ્રકાશકે એક ગ્રંથમાળામાં ગુજરાતીમાં બહાર નથી પાડયા–ને આ જ સ્થિતિ દરેક બાજુએ છે. આ સ્થિતિ બદલવા આપણે જબરો પ્રયત્ન આદરવો જોઇએ. આવો પ્રયત્ન આપણે આપણું આળસ ન તજીએ તો સફળ ન થાય......ગુજરાતમાં કેટલીક પ્રકાશક મંડળીઓ છેલ્લા પંદર માસથી કેટલીક ચોપડીઓ બહાર પાડવા વિષે જાહેરખબરો છાપતી જ જાય પણ ચોપડીઓ ? એ પાંચ વરસ પછી કદાચ......

સસ્તું સાહિત્ય કાર્યાલયની પદ્ધતિએ ઘડીઆળ-નિયમિતતાએ આપણે 'સંસ્કૃત નાટકમાળા' 'ફીલસુફી ગ્રંથમાળા' 'પશ્ચિમની નવલકથાઓ' 'વિવિધ દેશના ઇતિહાસો' 'જીવનચરિતો' 'સ્વતંત્ર્ય ગ્રંથમાળા' 'રાજકીય વિચાર ગ્રંથમાળા' 'વિજ્ઞાનની શોધો' વગેરે વગેરે માળાઓ પ્રકટ કરવા મંડી જવું જોઇએ. યોગ્ય જાહેરખબરો વગેરેથી ખરીદનાર તો હવે ગુજરાતમાં સ્હેજે મળી શકશે. પુસ્તકો લખે જ કંઈ પાંચસોથી સાતસો નકલો લેશે......

ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપકો ને સરકારી કૉલેજોમાં કામ કરતા ગુજરાતી અધ્યાપકો આવી જાતનાં પુસ્તકો લખવામાં ઘણું ઉપયોગી કામ કરી શકે, જો તેમના કામની કદર કરનાર પ્રકાશક ને વાચક હોય તો.

લીબરાલીઝમ (હોબહાઉસ), થીઅરી ઑફ સ્ટેટ (બોસાંકવે) લીબરટી (મીલ), લીબરટી ને જસ્ટીસ (ડીકીન્સન), એથીક્સ ને પોલીટીક્સ (એરિસ્ટોટલ) રીપબ્લીક ને લૉઝ (પ્લેટો), રાઇટસ ઑફ મેન (પેઇન), આઉટલાઇન ઑફ હિસ્ટરી (વેલ્સ), પાર્લામેન્ટ (ઇલ્બર્ટ), જીવન, લખાણો, નિબંધો, પત્રો, (મેઝિની), ગોડ ઍન્ડ પીપલ (મેઝિની), સેરીઆલ્ટી, સબ્જ્યુગેશન ઑફ વિમન (મીલ), રીલીજ્યન (સ્પેન્સર), લેકીકૃત રેશનાલિઝમ ઇન યુરોપ, ગ્રીક થીંકર્સ (ગોમ્પર્ઝ), વૉલ્ટેર, ડીડેરો, ને રૂસો (મોરલી) જેવી ચોપડીઓ 'સ્વાતંત્ર્ય ગ્રંથમાળા' દ્વારા સસ્તી કિમ્મતે બ્હાર પાડવાની જરૂર છે. તમે એ તરફ કંઈ કરો એવી ઇચ્છાથી આટલો લાંબો કાગળ કરવાની હિમ્મત કીધી છે તે માટે માફી માગીશ. પણ હું આશાપૂર્વક માનું છું કે આપણાં રાષ્ટ્રીય સાહિત્ય પ્રકાશનમંદિરો પદ્ધતિસર કામ કરવા મંડી જાય ને ઉપર આપેલ નામો જેવી ચોપડીઓ, શો, ગાંધીજીના નવજીવનના ગુજરાતીમાં ટુંક સમયમાં પ્રકટ કરે તો આપણા સાહિત્યની સ્થિતિ જલ્દી બદલવા લાગી જાય......

નાથુભાઈ દયાળજી

# મહાત્મા ગાંધી+

'એડવોકેટ જનરલ સર ટી. જે. સ્ટ્રેન્ગમેને આ ત્રણે લેખોને 'છૂટાછવાયા નહિ પણ છેલ્લા બે વર્ષમાં મહાત્મા ગાંધીએ જે સરકાર સામે બેદિલી ફેલાવવાની ઝુંબેશ ઉપાડી હતી તેના અંગે એકબીજાના સંબંધમાં ચાલુ ગણવા જણાવ્યું હતું; અને તેથી સરકાર સામે તિરસ્કાર અને ઉશ્કેરણી થઈ હતી એમ ભાર દઇને જાહેર કર્યું હતું. મહાત્મા ગાંધીના ઉચ્ચ ગુણો તેણે સ્વીકાર્યા હતા અને તેથીજ આવા ચારિત્ર્યવાન પુરુષ તરફથી થયેલા વખાણની અસર ઘણીજ ગંભીર થાય એમ સાથે સાથે સૂચવ્યું હતું. મહાત્મા ગાંધીએ અહિંસાનો બોધ હમેશાં આપ્યો હતો પણ તેનીજ સાથે બેદિલી ફેલાવી હતી તેથી તોફાનીઓના અત્યાચારો માટે તે જોખમદાર ઠરતા હતા.

મહાત્મા ગાંધીએ પોતાના આત્મા પર સંપૂર્ણ વિજય મેળવેલો હતો તેથી તેમણે તુરતજ કહ્યું કે, 'હા, મ્હેં બેદિલી ફેલાવી છે. જે કાંઇ મદ્રાસ, ચૌરીચોરા અને મુંબઇમાં બન્યું છે તે બધા માટે હું સંપૂર્ણ જોખમદારી કબૂલી લઉં છું કારણ આ સરકારસામે બેદિલી ફેલાવવી એ હું મ્હારૂં કર્તવ્ય સમજું છું. અને જોકે તેના પરિણામને માટે મ્હારા જેટલો દિલગીર બીજો કોઈ નહિ હોય તેમ છતાં દેશને માટે મ્હને જે આવશ્યક લાગે છે તે મારે કરવું જ જોઇએ. એડવોકેટ જનરલ કહે છે તેમ ફક્ત બે વર્ષથીજનહિ, તેના કરતાં પણ ઘણા લાંબા સમયથી સરકાર સામે બેદિલી અને અપ્રીતિ ફેલાવવાનું કામ હું કરૂં છું.'

હાત્મા ગાંધીના પોતાનાજ શબ્દો હું નીચે આપું છું:—

એડવોકેટ જનરલ સાહેબ તદ્દન ખરૂં કહે છે કે મ્હારા જેવો જવાબદાર માણસ જેણે સારી કેળવણી લીધી છે, અને આ દુનિયાનો પણ ઠીક અનુભવ મેળવ્યો છે તેણે પોતાના દરેક કાર્યનું પરિણામ સારી રીતે સમજવું જોઇએ. હું જાણતોજ હતો કે હું આગ સાથે રમત કરતો હતો.

મ્હેં તે જોખમ ખેડયું અને મ્હને જો મુક્ત કરવામ આવે તો ફરીથી હું તેમજ કરૂં. અહિંસા એ મ્હારા ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે. મ્હારે માટે ફક્ત બેજ રસ્તા આ પરિસ્થિતિમાં રહે છે: એક તો એ કે જે શાસનપદ્ધતિએ મ્હારી માતૃભૂમિને બેહદ નુકસાન કર્યું છે તેને મ્હારે તાબે થવું, અગર તો સાચી વાત લોકોને કહેવાથી તેમનામાં જે ઝનૂન પેદા થાય તેના પરિણામોનું જોખમ મ્હારે ખેડી લેવું. હું જાણું છું કે મ્હારા દેશબંધુઓ કેટલીકવાર ઝનૂનથી ગાંડા થયા છે. હું તેટલા માટે ઘણોજ દિલગીર છું અને તેથીજ હું કહું છું કે મ્હને વધારેમાં વધારે સજા કરો. હું દયાની યાચના નથી કરતો. મ્હારા કાર્યને ક્ષંતવ્ય ગણવાનાં અમુક કારણો હતાં એવી જાતની કોઈ પણ દલીલ હું નથી કરતો. કાયદામાં જે કાર્યને સ્વેચ્છાપૂર્વક કરેલો ગુન્હો ગણવામાં આવે છે, તેનેજ હું એક શહેરીની મહાન ફરજ સમજું છું. જજ સાહેબ ! તમારે માટે બેજ રસ્તા રહે છે: કાંતો તમારે તમારા હોદ્દાનું રાજીનામું આપી છૂટા થઈ જવું અગર તો મને ભારેમાં ભારે સજા ફરમાવવી.

એક ધર્માત્માના અંતઃકરણના સંકલ્પવિકલ્પો અને એક વીર પુરુષને છાજતી દૃઢતાનું દર્શન કરાવનાર ખુલાસો જડજ પાસે કર્યા બાદ તેમણે પોતાનો લેખી એકરાર રજુ કર્યો હતો. આ એકરારમાં મહાત્મા ગાંધીએ ૧૮૯૩

---

+ રોમેઈન રોલેન્ડના એક ફ્રેન્ચ લેખ પરથી, ભાદરવા માસના અંકથી ચાલુ, પૃ૦ ૫૫૫

ની સાલથી પોતાના જાહેર જીવનનું વૃત્તાંત આપ્યું હતું. એક હિંદી તરીકે તે મુદત દરમ્યાન તેમણે બ્રિટિશ શાસનપદ્ધતિથી સહન કરેલાં દુઃખોની યાદ આપી હતી. વળી હિંદુસ્તાનને શહેનશાહતમાંજ રાખીને તેનાં દુઃખોનું નિવારણ કરવા કેવી રાજ્યપદ્ધતિ અંગીકાર કરવી જોઇએ તેનો ઉહાપોહ સરકાર સાથે સહકાર કરીનેજ કરવામાં તેમને પૂર્ણ શ્રદ્ધા હતી. આ પ્રકારના સહકારનો બચાવ તેમણે છેક ૧૯૧૯ સુધી કર્યો હતો; પરંતુ ત્યાર પછી હિંદવાસીઓ ઉપર સરકારે કરેલા અત્યાચારો અને માનભંગની સીમા રહી નહિ. ગુન્હેગાર અફસરોને સજા કરવાને બદલે પેન્શન, ખિતાબ, ઇત્યાદિથી તેમના ગુન્હાનો બદલો આપવામાં આવ્યો. વળી મહાત્મા ગાંધીને એ ખાત્રી થઇ ગઇ કે ઇંગ્લેંડ જે જાતનો રાજકીય સુધારો હિંદુસ્તાનને આપવા પ્રવૃત્ત થયું હતું તે સુધારો હિંદીઓ માટે જીવલેણ નીવડશે. લોકો સાથેના સંબંધનો સરકાર પૂરેપૂરો લાભ પોતાનાજ સ્વાર્થ પૂરતો લઇ લે છે; કાયદો અને કાયદાનો વહીવટ પણ લોકો પાસેથી પોતાનો સ્વાર્થ સાધવા પૂરતોજ હોય છે. હિંદુસ્તાનની આ પ્રમાણે ખાનાખરાબી થઇ છે, તે સંપૂર્ણ રીતે દરિદ્ર બન્યું છે, અને તેની ઘણીજ અધોગતિ થઇ છે. ભૂતકાળમાં હિંદુસ્તાન ઉપર થયેલા બીજા કોઇ પણ રાજ્યે આ રાજ્ય જેટલું નુકસાન કર્યું નથી. કોઇ પણ પ્રકારના દૂષણ સાથે અસહકાર કરવો એ ધાર્મિક ફરજ છે. દૂષણનો પ્રતિકાર આજ પર્યંત હિંસારૂપ હથિયારથીજ કરવામાં આવ્યો છે. પરંતુ મહાત્મા ગાંધીએ દૂષણનો પ્રતિકાર અહિંસાથીજ કરવાનો બોધ દૃઢ રીતે હિંદવાસીઓને આપ્યો છે.

ત્યાર પછી જડજ મિ. બ્રુમફીલ્ડે પોતાનો ચુકાદો આપતાં નીચે પ્રમાણે કહ્યું હતું:—

મિ. ગાંધી ! તમેં તમારો ગુન્હો કબુલ કરીને મારૂં કામ એક રીતે સહેલું કર્યું છે તો પણ ગુન્હાની શિક્ષા ન્યાયપૂર્વક કરવાનું કામ કોઇ પણ ન્યાયાધીશ માટે આ સંજોગોમાં મુશ્કેલ થાય તેમ છે. મારે એ પણ કબૂલ કરવું જોઇએ, કે બીજા સામાન્ય પ્રતિના ગુન્હેગાર જેવા તમે નથી. રાજકીય વિચારોમાં તમારાથી જુદો મત ધરાવનારા પણ તમને એક મહાન આદર્શનીય પુરૂષ અને સાધુ જીવન ગાળનાર મહાન વ્યક્તિ તરીકે કબૂલ કરે છે. પરંતુ મારી તો એ ફરજ છે કે દરેક માણસને કાયદાની દૃષ્ટિએજ ન્યાય આપવો. તમને કેદ રાખવાનું કામ સરકાર માટે અસંભવિત થઈ પડ્યું છે તે વાતથી હિંદુસ્તાનમાં થોડાજ માણસો એવા હશે કે જે દિલગીર ન થાય.

પછી લોકમાન્ય તિલકને કરી હતી તેટલીજ ૭ વર્ષની સાદી કેદની સજા ફરમાવતાં જડજે ટીકા કરી હતી, કે રાજકીય સંજોગોને લીધે જો ભવિષ્યમાં આ સજાની મુદતમાં ઘટાડો કરી તમને વહેલા છોડી દેવામાં આવે તો મારા જેટલો આનંદ બીજા કોઇને ભાગ્યેજ થશે.

મહાત્મા ગાંધીએ આ સજા સહર્ષ સ્વીકારી લીધી, અને કહ્યું કે લોકમાન્ય તિલક સાથે પોતાનું નામ જોડવામાં આવ્યું તેને માટે તેમને અભિમાન થાય છે.

આ મહાન મુકદમાનો આ પ્રમાણે અંત આવ્યો. ગાંધીજીના અનુયાયીઓ શોકથી ડુસકાં ભરતાં તેમને પગે પડ્યા. મહાત્મા ગાંધીએ હસતે ચહેરે તેમની વિદાય લીધી.

તેજ પળથી આ મહાન ફિરસ્તાનો અવાજ કારાગૃહની શાંતિમાં લુપ્ત થઈ ગયો. આ મહાન પુરૂષનું સ્થૂળ શરીર કારાગૃહરૂપી ઘોરમાં પુરાઇ રહ્યું છે પરંતુ તેના વિચારોને આ સ્થૂળ ઘોરનાં બંધનો કેદ કરી શક્યા નથી, અને તેનો અદૃશ્ય આત્મા આખા હિંદની જનતાને નવજીવનનું સિંચન કરી રહ્યો છે. કારાગૃહમાંથી પણ આ ઉદાત્ત આત્મા શાંતિ, અહિંસા અને સહનશીલતાનો સંદેશ આપી રહ્યો છે, અને આ ધર્મ સંદેશ દેશના એક ખૂણેથી બીજે ખૂણે પ્રસરી રહ્યો છે. ત્રણ વર્ષ પહેલાં ગાંધીજીને પકડેલ કર્યાથી હિંદુસ્તાનમાં ખૂનરેજી વ્યાપી રહી હતી, પણ ત્રણ વર્ષ પછી અમદાવાદમાં ગાંધીજીને ૭ વરસની સજા ફરમાવામાં આવી તે પ્રસંગને પ્રજાએ શાંતિ, ધૈર્ય અને સંપૂર્ણ અહિંસાથી વધાવી લીધો. હજારો હિંદીઓ ગાંધીજીને પગલે ચાલી આત્મભોગ આપવા શાંતિથી અને આનં-

દથી કારાગૃહમાં દાખલ થયા. આ દૈવી સંદેશ હિંદનાં આત્મા સાથે કેવો ઓતપ્રોત થઇ ગયો છે તે સત્યાગ્રહી વીર અકાલીઓના દૃષ્ટાંતથી સાબિત થાય છે. અકાલી-દળ પંજાબની લડાયક શિખ જાતિનું બનેલું છે. આખી શિખજાતિએ છેલ્લી લડાઇ વખતે અંગ્રેજોને વફાદારીથી મદદ કરી હતી. આવી વીરજાતિ ઉપર ગુરૂ–કા–બાગ આગળ અમાનુષી અત્યાચારો થયા, અને તે દરેક અકાલીએ સંપૂર્ણ શાંતિથી સહન કરી પૂરે-પૂરો સત્યાગ્રહ બતાવ્યો. દીનબંધુ સી. એફ. એન્ડ્રુસ જેવી હિંદના જીવનને પૂરેપૂરી રીતે પિછાણનાર વ્યક્તિએ એ બનાવને શાંતિ અને અહિંસાના યુગના આગમનને સૂચવનારો ગણ્યો, અને તેમના મ્હોંમાંથી એવો ઉદ્‌ગાર નીકળી ગયો કે, ઇસુખ્રિસ્તને વધસ્તંભ ઉપર ઉભેલો આ બનાવોમાં હું જોઉં છું.

મહાત્માજીના વિચારોને લોકનેતાઓ કરતાં લોકો વધારે સફળતાથી અને સાચી રીતે સમજી શક્યા છે. નેતાઓમાં બે પક્ષ પડયા: એક પક્ષે અહિંસાત્મક અસહકારમાં પોતાની અચળ શ્રદ્ધા બતાવી; કાયદાનો સવિનય ભંગ કરવાની તત્પરતા બતાવી, ત્યારે બીજા પક્ષે અહિંસાત્મક અસહકારને નિષ્ફળ જણાવી કાઉ-ન્સિલોમાં જઇ પાર્લામેન્ટની ઢબનું હોમરૂલ મેળવવા પ્રયત્ન કરવાનું કહ્યું. મહાત્મા અને અલીબિરાદરો જેવા તેમના વીર મદદગારોની ગેરહાજરીમાં પણ એ દેશની પ્રજાએ એક વર્ષ પર્યંત અનેક વિટંબણાઓને શાંતિથી સહન કરી છે, અને લડતને ચાલુ રાખી છે. આ લડત માટે ગયાજીની મહાસભામાં પ્રજાએ બતા-વેલા અડગ નિશ્ચયથી અંગ્રેજી છાપાંઓને પોતાની ધારણાઓ ભૂલભરેલી સ્પષ્ટ રીતે જણાઇ છે અને અસહકારનો તેટલે દરજ્જે વિજય પ્રત્યક્ષ થયો છે.

પ્રજાઓનો સામાન્ય રીતે એવો સ્વભાવ હોય છે કે વિપ્લવો અને તેમને પ્રેરનારાં બળો તથા સિદ્ધાંતોને અમુક વખત પછી તે ભૂલી જાય છે. મહાત્મા જે અહિંસાનો બોધ આપે છે તે જો હિંદુસ્તાનની પ્રજા-ના હૃદયમાં તેના પૂર્વકાળની સંસ્કૃતિને લીધે ઉંડા કોતરાઇ રહેલો ન હોત તો આ પ્રજા પણ તેને સર-ળતાથી ભૂલી જાત. મહાવીર, બુદ્ધ અને વૈષ્ણવ ધર્મ-ના સિદ્ધાંતોએ બે હજાર વર્ષ પહેલાં અહિંસાનો બોધ આ જાતિમાં ઉંડો કોતરી મૂકેલો છે. પોતાના ભૂતકાળની મહત્તા ભૂલેલી એવી આ હિંદુસ્તાનની પ્રજાને મહાત્મા ગાંધીએ તેના ધર્મનું સ્મરણ કરા-વ્યું છે, અને પોતાના જીવનના દૃષ્ટાંતથી તેનામાં નવજીવન પ્રેર્યું છે. આવા પ્રકારની પુનર્જાગૃતિ અને પુનર્જીવન અકસ્માત રૂપે થતાં નથી. વિશ્વના હિત માટે, ઇશ્વરી સંકેતથી જ મંદિરો અને જંગલોમાંથી, ભારતવર્ષની સંસ્કૃતિનું પુનર્જીવન થયું છે.

આ દૈવી સંદેશને ઝીલવાની હિંદુસ્તાન સિવાય અન્ય દેશ યોગ્યતા ધરાવતું નથી અને ધાર્યા કરતાં પણ વધારે સારી રીતે આ સંદેશનો એણે જવાબ આપ્યો છે. દરેક રાષ્ટ્રને પોતાના પુનર્જીવન માટે આત્મભોગ આપવો જ પડે છે. યહુદીઓએ તેમની મુક્તિ માટે ભવિષ્યમાં આવનાર ફિરસ્તાની સૈકાંઓ સુધી ધીરજથી વાટ જોઇ અને જ્યારે તે ફિરસ્તો તેમની સન્મુખ આવી ઉભો રહ્યો ત્યારે તેઓ તેને ઓળખી શક્યા નહિ. પરંતુ, સદ્‌ભાગ્યે હિંદુસ્તાન પોતાના ફિરસ્તાને પિછાણી શક્યું છે; અને પોતાની મુક્તિ માટે આનંદથી આત્મસમર્પણ કરવા તત્પર થયું છે. હિંદુસ્તાનની સમસ્ત પ્રજા આ મુક્તિનો સંપૂર્ણ અર્થ સમજતી નથી. લોકોનો મોટો ભાગ હિંદુસ્તાન માટે સ્વરાજ્યપ્રાપ્તિના આદર્શ કરતાં આગળ જોતો નથી. અને મને જણાય છે કે આ રાજકીય આદર્શની પ્રાપ્તિ જલ્દી થશે. યુરોપની સ્થિતિ બહુજ શોચનીય થઇ પડી છે. લડાઇઓ, વિપ્લવો અને ખૂનરેજીથી તે દારિદ્રતા અને દુર્બળતામાં સબડી રહ્યું છે, અને એશિયા ઉપર જુલમ ગુજારવાથી તેની સહાનુભૂતિ અને માન તે ગુમાવી બેઠું છે. યુરોપ હવે ચીન, જાપાન, હિંદુસ્તાન અને ઇસ્લામની જાગૃત થયેલી પ્રજાઓ સામે માથું ઉંચકી શકે તેમ નથી. પરંતુ, જો એશિયા સમસ્ત માનવજાતિ માટે જ જીવન, મૃત્યુ અને કર્મની પ્રણાલી ન સ્વીકારે અને દુર્બળ-તાથી દરિદ્ર યુરોપને નવજીવન ન આપી શકે તો તેની આ જાગૃતિ નિરર્થક જ નીવડશે.

દુનિયામાં ખૂનરેજીનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. આ તોફાનથી આપણી સંસ્કૃતિના અમૂલ્ય પાકનો વિનાશ થયો છે. આ પરિણામનું ભવિષ્ય આગળથી જ જાણવામાં આવી ગયું હતું. યૂરોપમાં સૈકાઓથી અમાનુષી રાષ્ટ્રભાવનાને પોષણ મળતું આવ્યું છે અને તેની ગર્વથી પૂજા કરવામાં આવે છે. છેલ્લા સૈકાના હુન્નરઉદ્યોગની ધમાલમાં રહેલી અમાનુષી વર્તણૂક, મૂડીવાદથી પ્રવર્તી રહેલો લક્ષ્મીનો લોભ, અને આત્માને ગુંગળાવી નાંખનાર જડવાદી અર્થશાસ્ત્ર–આ ત્રણેના પરિણામથી એવી ગુંચવાડાભરેલી આફતો પ્રજા ઉપર આવી પડી છે કે યૂરોપ આખાની સંપત્તિનો વિનાશ થઇ ગયો છે. દરેક પ્રજા બીજી પ્રજાને ખાઇ જવા તત્પર થાય છે, અને જાણે તેમ કરવાનો તેને અધિકાર પ્રાપ્ત થયો હોય તેવો દેખાવ કરે છે. અર્ધા સૈકા પહેલાં પશુબળથી બીજાના હક્કોને દબાવી દેવામાં આવતા હતા. આજે તેના કરતાં પણ વધારે ખરાબ સ્થિતિ આવી છે. હાલમાં તો પશુબળ એ જ હક ભોગવવાની યોગ્યતા થઇ પડી છે, એટલે કે પશુબળ હકની વાતને ઘોળીને પી ગયું છે.

દુનિયામાં ચાલી રહેલી આ વિનાશકારક પ્રવૃત્તિમાંથી બચવાની આશા પણ નજરે પડતી નથી. નથી ક્યાંઇ આરામનું સ્થાન કે નથી ક્યાંઇ જ્ઞાનનો પ્રકાશ. ધર્મસંસ્થાઓનો બોધ જાણે ગરીબ પ્રજા માટે જ હોય તેમ જણાય છે. સમૃદ્ધિ અને મત્તાવાન માટે તો બોધ અપાતો જ નથી. આવી સ્થિતિમાંથી બચવાનો એક જ દૈવી સંદેશ છે, અને તે મહાત્મા ગાંધીએ હિંદુસ્તાનમાંથી બ્હાર પાડ્યો છેઃ "આત્મબલિદાન આપો."

મહાત્મા ગાંધીએ જાહેર કર્યું છે કે એમની ચળવળ સમસ્ત દુનિયા સાથે મિત્રતા અને બંધુભાવ સ્થાપવા માટે છે. અહિંસાનો સિદ્ધાંત મનુષ્યજાતિમાં સદાને માટે હવે સ્થિર થઇને રહેશે, અને એથી જ દુનિયામાં સર્વત્ર શાંતિ પ્રસરશે.

આખી દુનિયાની શાંતિનો હજી દરજ છે. મને તે સંબંધી જરા પણ શક નથી. છેલ્લાં પચાસ વર્ષમાં મનુષ્યજાતિની ભીરુતા, નિર્દયતા અને અસત્ય આચરણનું આપણે બરાબર અવલોકન કરેલું છે. વીસમી સદીના યૂરોપ ઉપર ઝઝૂમી રહેલા જડવાદની આફતો, તેની ભયંકર આર્થિક સ્થિતિ, અનેક સૈકાઓની ભૂલો અને પાપમાર્ગથી પ્રાપ્ત કરેલા તેના સંસ્કારો, એનાથી આપણી જાતિના આત્મા ઉપર એક એવું અભેદ્ય આવરણ રચાયું છે કે જ્ઞાનના પ્રકાશનું કિરણ પણ ત્યાં દાખલ ન થઇ શકે. આ બધી સ્થિતિથી આપણે સારી રીતે વાકેફ છીએ. પરંતુ આત્મબળના ચમત્કારો પણ આપણને તેટલાજ સુજ્ઞાત છે. આપણે આ બળના દિવ્ય પ્રકાશને આપણા કરતાં પણ વધારે ગાઢ, તિમિરાચ્છાદિત આકાશને ભેદતાં જોયો છે. હિંસાને માનનારાઓ આ આત્મબળની વાતને હસી કાઢે છે, અને તેથી વિશ્વના ઉ… ગહન સત્યની વાસ્તવિકતા સંબંધી પોતાનું અજ્ઞા… બતાવે છે. જેને હસવું હોય તે ભલે હસે, મને પોતાં… તો આત્મબળમાં અચળ શ્રદ્ધા છે. મારા પોતાના દેશ (ફ્રાન્સ) માં આ માન્યતાવાળા મુઠ્ઠીભરજ છે તેમને બહુ કનડગત પણ છે. પણ કદાચ હું એકલો જ એ પંથમાં હોઉં તોપણ શી હરકત છે? આત્મશ્રદ્ધા એ એક પ્રકારની ઉત્તમ લડત જ છે, અને અહિંસા એ પણ એક જબરી લડત છે. નબળાઇ અને નામર્દાઇથી શાંતિ પ્રાપ્ત થાય નહિ. અમે નામર્દાઇના દુશ્મન છીએ, તેના કરતાં અહિંસાના ઓછા દુશ્મન છીએ. બળ વિના કોઈ પણ વસ્તુ–સારી યા ખરાબ–કિંમત વગરની છે. અશક્તિવાનની શાંતિ કરતાં શક્તિવાનનો ક્ષોભ પણ પસંદ કરવા યોગ્ય છે. જેઓને અહિંસા અને આત્મબળના સિદ્ધાંતમાં શ્રદ્ધા ન હોય તેમણે બેલાશક ચુપચુપ બેસી રહેવું. શાંતિનો સત્યમાર્ગ આત્મબલિદાન જ છે.

મહાત્મા ગાંધીની આ શિખામણ છે. મહાત્મા ગાંધીને ઇસુખ્રિસ્તની માફક વધસ્તંભ પ્રાપ્ત નથી થયો એટલું જ બાકી છે, ઇસુખ્રિસ્તને પોતાના દેશબંધુઓ યહુદીઓને લીધે જ વધસ્તંભ ઉપર જવું પડ્યું હતું. એકલી રોમન પ્રજા તો ખચિત તેનો વધ ન જ કરી શકત, અને બ્રિટિશ હકુમત એ રોમન સત્તાનું પ્રતિ-

સ્વરૂપ છે. પરંતુ આ નવીન સિદ્ધાંતની શરૂઆત થઇ ચૂકી છે. પૌર્વાત્ય પ્રજાઓનો આત્મા ખળભળી ઉઠયો છે, અને તેનાં અહિંસાનો આખી પૃથ્વી ઉપર ફરી વળ્યાં છે.

પૂર્વના મહાન ધર્મોનાં જીવન તાલબદ્ધ સંગીત સમાન છે. ચળવળનાં બે પરિણામો સંભવી શકેઃ યા તો ગાંધીજીની ફતેહ થાય, અગર સૈકાંઓ પહેલાં બન્યું હતું તેમ મેસીહા અને બુદ્ધની માફક ફરીથી આજ સિદ્ધાંતોનું પુનર્જીવન થાય. અને આ પ્રમાણે છેવટે નવીન માનવ પ્રજાને નવીન ઉચ્ચ ભૂમિ પ્રતિ લઈ જનારૂં દૈવી તત્ત્વ ફિરસ્તારૂપે અવતરે ત્યાં સુધી સત્યની ખાતર, આ લડત એક કે બીજા સ્વરૂપમાં ચાલુજ રહેવાની.

પટવા.

---

# ચર્ચા

મે. શ્રીયુત્ તંત્રીસાહેબ,

આપના ગયા માસના યુગધર્મમાં પાન ૫૧ ૫૨ પ્રસિદ્ધ થયેલા સમાનાંક ગુણાકારના જેવા બીજા સમાનાંક ગુણાકાર મોકલું છું. મારી મહેનત પ્રમાણે માત્ર ૭ [૮] લગી જ શોધી (પછી આગળ મોટી રકમ આવી જવાથી તે રકમ પોતેજ અવિભાજ્ય હોય એવું લાગવાથી) હું મોકલી શક્યો છું. આથી મેં કોઇ નવીન તત્વ શોધી કાઢયું તો નથી. પણ પેલા અંકોની સાથે તેવા રસમય બીજા મળે અને રસમાં વૃદ્ધિ થાય તેથી જ મોકલ્યા છે. તે અંકો નીચે પ્રમાણે છે.

૧ ૧×૫=૫+૨=૭
૨ ૩×૫×૫=૭૫+૨=૭૭

(દરેક અંકોમાં બે (૨) ઉમેરવાથી=૭ આવે છે જેથી વિશેષ આનંદ પડે છે.)

૩ ૩૧×૫×૫=૭૭૫+૨=૭૭૭
૪ ૩૧૧×૫×૫=૭૭૭૫+૨=૭૭૭૭
૫ ૩૧૧૧×૫×૫
(૬૧×૧૭×૩×૫×૫)=૭૭૭૭૫+૨=૭૭૭૭૭
૬ ૩૧૧૧૧×૫×૫ (૫૩×૫૮૭×૫×૫)
=૭૭૭૭૭૫+૨=૭૭૭૭૭૭
૭ ૩૧૧૧૧૧×૫×૫=૭૭૭૭૭૭૫+૨=૭૭૭૭૭૭૭
અવિભાજ્ય લાગે છે.
૮ ૩૧૧૧૧૧૧×૫×૫ (૩૪૫૬૭૯×૩×૩×૫×૫)
=૭૭૭૭૭૭૭૫+૨=૭૭૭૭૭૭૭૭

આગળ પ્રયત્ન કર્યો છે પણ રકમ બહુજ મોટી આવી જવાથી તે ભાજ્ય કે અવિભાજ્ય છે તે કાઢવું બહુજ મુશ્કેલ થઇ પડે છે જેથી માત્ર ૭ [૮] લગી જ કાઢવામાં આવ્યું છે.

આમાં વિશેષ એ છે કે દરેક સંખ્યાને પાંચના વર્ગે ગુણવાથી અને છેવટે ૨ ઉમેરવાથી સાત આવે છે. વળી દરેક રકમોમાં માત્ર અનુક્રમે ૧ એકજ વધતો જાય છે, તે વધુ આકર્ષક છે. મારી પાસે બીજી એવી જ નવડાની રચના છે, તે કોઇ વખત મોકલીશ.

મગનલાલ લક્ષ્મીશંકર ભટ્ટ

# જ્ઞાનગોચરી

## વીર રજપૂતાણી

દીપાવલીને દિવસે બ્હાર પડેલા સુવર્ણમાલાના પ્રથમ અંકમાં પ્રસિદ્ધ થયેલી રાજસ્થાનની "વીર રજપૂતાણી" ની એક ચિત્તવેધક કથા અમે શબ્દશઃ નીચે ઉતારીએ છીએઃ-

સત્તરમી સદીની શરૂઆતમાં રજપુતાનામાંના મેવાડ પ્રદેશમાં શારીરિક તથા માનસિક ગુણસંપન્ન એક વીર હાડા ઠાકોર થઈ ગયો. આ હાડાને એક અતિ ગુણવતી અને ચારિત્ર્યવાન કુંવરી હતી, જેને માટે ઘણા વીર રજપૂતો તરફથી માગાં આવ્યાં હતાં; પરંતુ કુંવરીને તે કોઇ પસંદ આવ્યાં નહોતાં. કુંવરીના અલૌકિક સૌંદર્યનાં વખાણ દશે દિશાઓમાં ગવાતાં હતાં. તેણીનો કપોલ-પ્રદેશ ચંદ્રમાને લજ્જા પમાડતો હતો; ધનુષ્ય જેવી ભ્રમરોમાંથી કામદેવનાં બાણો છુટી હૃદયને ભેદી નાંખતાં હતાં; તેણીના શ્વાસોચ્છ્વાસથી પ્રભાત વાયુ સુગંધિત બની રહેતો હતો; તેણીની દંતપંક્તિ દાડમનાં બીજ સરખી મનોહર હતી; તેણીના મધુર હાસ્યમાં વિજળીના ચમકારા ચમકતા. મંદમંદ વાયુથી ડોલતાં સરોવરનાં કમળ જેવા તેણીના પગ હતા; તરંગો પર શ્વેત પીંછાં ખેરવતા હંસ જેવી તેણીની મનોહર ચાલ હતી.

એક દિવસે કુંવરી પોતાના પિતા સાથે શિકાર ખેલતી હતી તેવામાં એક વાઘ એકાએક તેણીના અશ્વ પર કુદ્યો. પરંતુ જરા પણ ભય પામ્યા સિવાય તે વીર રજપૂતાણીએ, પોતાની કટાર વાઘના શરીરમાં મુઠ સુધી હુલાવી દીધી. ઉશ્કેરાયેલો વાઘ એ કુંવરી પર ધસ્યો, પરંતુ ડર્યા સિવાય હથીઆર વગરની વીર રજપૂતાણી નિશ્ચળ ઉભી રહી. એકાએક પાસેની ઝાડીમાંથી એક સ્વાર વિજળીની ઝડપે આવ્યો, અને તલવારના એક જ ઘાથી વાઘનું મસ્તક કાપી તેણીને બચાવી. પોતાના બચાવનાર તરફ હજુ તો કુંવરી વળે છે એટલામાં તો તે સ્વાર ઘોડો દોડાવી ગયો. પરંતુ તેણી એટલું જોઇ શકી કે તે એક રાઠોડ વીર હતો, જેના કુટુંબ સાથે તેણીના પિતાને વંશપરંપરાનું વેર હતું.

હાડા ઠાકોરે દૂરથી આ સઘળો બનાવ જોયો અને તેનો ચહેરો સખ્ત થયો. તે પોતાની કુંવરી નજીક ગયો અને એક પણ શબ્દ બોલ્યા સિવાય બાપદીકરી ઘેર ગયાં; પરંતુ કુંવરી તે સ્વારના મર્દાનગીભર્યા દેખાવ, શૌર્ય અને હિંમતથી તેના પર મોહિત થઇ હતી અને ઉંઘમાં અને જાગૃતાવસ્થામાં તેનું જ રટણ કર્યાં કરતી હતી. તેણીએ તે રાઠોડનો પત્તો મેળવવા યત્ન કર્યો, પરંતુ હાડાના સખ્ત જાપ્તાને લઇ બધા યત્નો નિષ્ફળ થયા.

આખરે એક દહાડો પિતા સાથે શિકાર ખેલતાં, તે કુંવરીએ થોડે દૂર એક સ્વારને લૂંટારાઓથી ઘેરાયલો જોયો. જરા નજીક જતાં તે જ રાઠોડ વીર છે એમ માલુમ પડયું. તુરત તેણીએ એક તીર છોડી લૂંટારૂને પાડયો. મદદ આવેલી જોઇ લૂંટારૂઓ નાઠા. નજીક જતાં રાઠોડ વીર ઘાયલ થયેલો, લોહીમાં તરબોળ, અને બેભાન થઈ જમીન પર પડયો હતો. તુરત જ તેણીએ જખમ પર મજબૂત પાટો બાંધી લોહી વહી જતું અટકાવ્યું, અને તેને પોતાના મ્યાનામાં સુવાડી તે સ્વાર-

ને ઘેર લઇ આવવા માણસોને હુકમ કર્યો. ઘેર લાવતાં હાડાને ખબર પડી કે આ સ્વાર પોતાના વેરી રાઠોડોનો ઠાકોર હતો. પરંતુ તેણે તેની બરાબર પરોણાચાકરી કરવા તથા દવાદારૂ કરવા પોતાનાં માણસોને તાકીદ આપી. કુંવરી જાતે તેના ઘાને પાટાપિંડી કરતી, અને એક દિવસે તક જોઇ તે રાઠોડ વીરે તેણીને પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો. કુંવરી ઘણીજ આનંદિત થઇ અને બન્નેએ અરસપરસ વફાદાર રહેવાના શપથ લીધા.

સાજો થયા પછી રાઠોડ પોતાને ઘેર ગયો, અને ત્યાં જઇ તેણે હાડાને તેની કુંવરી માટે માગું મોકલ્યું. હાડાને પોતાના વેરીની આ માગણી અપમાનકારક લાગી અને ઘણાજ કડક શબ્દોમાં તેણે તેનો તિરસ્કાર કર્યો એટલું જ નહિ, પણ પોતે ઘાયલ થઇ જેની મહેમાનગીરી ભોગવતો હતો તેની જ પુત્રીને ફોસલાવવાનું ભયંકર આળ રાઠોડપર મૂક્યું; અને તેના વિષેનો પ્રેમ મનમાંથી કાઢી નાંખવા પોતાની પુત્રીને સખ્ત શબ્દોમાં હુકમ કર્યો. કુંવરીનો પ્રેમ ઉલટો વધુ દૃઢ થયો. તેણીએ રાઠોડ વીરને વિશ્વાસુ દૂત મારફત વાઘના પંજામાંથી એક હરણના બચ્ચાને છોડાવતા શિકારીનું ચિત્ર મોકલ્યું. રાઠોડ તેનું તાત્પર્ય સમજી ગયો, અને જવાબમાં પોતે જલદી તેણીને છોડાવવા આવનાર છે એવું આશ્વાસન મોકલાવ્યું. વધુ સંદેશાઓ ચાલ્યા અને આખરે એક યુક્તિ બન્નેએ યોજી.

રોજની માફક પિતાપુત્રી એક દિવસ શિકારે નીકળ્યાં અને રસ્તામાં જુદાં પડી ગયાં. એક જંગલી ડુક્કરે તેણી પર હલ્લો કર્યો પણ કુંવરીના ભાલાએ તુરત જ તેને વીંધી નાંખ્યું; એટલામાં પાસેની ઝાડીમાંથી એક સ્વાર એકદમ નીકળ્યો, તેણીના પાસે આવ્યો, ઘોડાપરથી ઉતર્યો, કુંવરીને પોતાના ઘોડા પર બેસાડી, પાછળ પોતે સ્વાર થઇ, ઘોડો પૂરપાટ દોડાવી ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો. હાડો અને તેનાં માણસો તો જોતા જ રહ્યા ! પૂંઠ પકડવી નકામી હતી એથી ક્રોધથી હાથ પગ પછાડતો હાડાર ઘેર પાછો ફર્યો. તુરત જ તેણે પોતાના ન્હાનકડા સૈન્યને તૈયાર થવા હુકમ આપ્યો અને બીજે દહાડે સવારે ત્રણસો રજપૂતો લઇ તે રાઠોડ પર વેર લેવા નીકળ્યો.

દરમ્યાન રાઠોડને ઘેર આનંદમંગળ થઇ રહ્યાં હતાં. રાઠોડ વીર અને કુંવરીનાં લગ્ન થઇ ગયાં હતાં અને પરોણાઓ જમવા બેઠા હતા. વરકન્યા આનંદમાં નિમગ્ન હતાં એટલામાં સમાચાર આવ્યા કે હાડો ઠાકોર સૈન્ય લઇ વેર લેવા ચડી આવ્યો છે. તુરત જ રાઠોડ ઉઠયો અને પોતાના રજપૂત સાથીઓને ભેગા કર્યા. તેમની સંખ્યા દોઢસોથી વધારે ન હતી; પણ તેઓ વીર નરો હતા અને તેમનો સરદાર પોતાનાં માણસોની સંખ્યા થોડી જોઇ જરાપણ નાહિંમત થયો નહિ. રજા લેતી વખતે, તેની વીર પત્નીએ તેની કૃતેહ ઇચ્છી વિદાય આપી, અને ખાત્રી આપી કે દુર્દૈવથી તેની હાર થશે તો તેણી તેની પાછળ સતી થશે.

હાડાઓ અને રાઠોડોનો ભેટો થયો. તુમુલ યુદ્ધ જામ્યું અને થોડી સંખ્યાને લીધે રાઠોડો બધા કપાઇ ગયા. માત્ર તેમનો સરદાર જ, આપણો રાઠોડ વીર જીવતો રહ્યો, અને અંધારામાં ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો. તે ધડકતે હૃદયે ઘેર પાછો ફર્યો. ઘરનાં દ્વાર બંધ હતાં; તેણે જોરથી તે ખખડાવ્યાં.

"કોણ ?" અંદરથી શાંત મક્કમ અવાજ આવ્યો. "તારો પતિ. બારણું ઉઘાડ અને મને અંદર આવવા દે." રાઠોડે પ્રેમથી ધ્રુજતા સ્વરે જવાબ આપ્યો.

"એમ ? યુદ્ધનું શું પરિણામ આવ્યું ?" રજપૂતાણીએ પૂર્વ પ્રમાણે શાંત મક્કમ સ્વરે પૂછ્યું.

"આપણી વિરૂદ્ધમાં. આપણી હારના ખબર કહેવાને માત્ર હું જ જીવતો રહ્યો છું. દરેકે દરેક રાઠોડ વીર રણભૂમિમાં પોઢયો છે, અને હું, સર્વનાશ થયેલો જોઇ, તારે ખાતર પાછો આવ્યો છું. વ્હાલી, બારણું ઉઘાડ ! !"

"કોને માટે ?"

"તારા પતિને."

"મારા સ્વામી તો જે રણભૂમિમાંથી તું નાસી આવ્યો છે તેમાં પોઢેલા છે. વિજય મેળવ્યા સિવાય તે કદી પાછા ફરે નહિ !"

"વ્હાલી, શું તું તારા ગર્ભ કાલે જ પરિણિત પતિને; ત્હારા હમેશના રક્ષકને નથી ઓળખી શકતી ?"

"મને વ્હાલી કહેનાર તો સ્વર્ગે સિધાવ્યા છે. પોતાના દરેકે દરેક સાથીને મૃત્યુશય્યામાં પોઢવા દઇ રણભૂમિમાંથી નાસી આવે એવા બાયલા મારા સ્વામી નહોતા. મારા પ્રાણનાથ તો વીર પુરૂષ હતા; કાપુરૂષ નહોતા. તું મને અભડાવ્યો છે. મૃત પતિ તરફ પોતાનો ધર્મ શું છે તે જાણનારી પતિવ્રતા સતીના દ્વાર આગળથી હઠ; દૂર થા."

રાઠોડ આ નિર્ભર્ત્સનાથી સ્તબ્ધ જ થઇ ગયો; પોતા પર વિજળી પડી હોય એમ તેને લાગ્યું. બીજી જ પળે તેણીના શબ્દો સાંભર્યા. તે ગાંડા જેવો થયો. દરવાજાને પોતાના સઘળા જોરથી ધક્કો માર્યો. દ્વાર ઉઘડી ગયાં. તે અંદર ધસ્યો. બધે સુમસામ હતું. બીજા ખંડમાં અશ્રુ સારતી દાસીઓ બેઠી હતી. બાઇ ક્યાં છે એ પૂછતાં, તેઓએ ઘર પાછળ આવેલા વાડા તરફ આંગળી કરી. હતાશ થતો તે વાડા તરફ દોડ્યો, અને ત્યાં પહોંચતાં જ પોતાની બધી બીક ખરી પડેલી જોઇ.

પતિ રણે ચઢ્યો કે તુરત જ દુઃખી સતીએ ચિતા ખડકવાની આજ્ઞા કરી હતી. બન્ને સૈન્યો વચ્ચે સંખ્યાનો તફાવત તે જાણતી હતી. વિજયની આશા થોડી જ હતી, અને સતી થવાની સંપૂર્ણ તૈયારી તેણીએ કરી રાખી હતી. રાઠોડ વાડામાં આવ્યો તો તેણે જોયું કે તેણીએ ચિતામાં પ્રવેશ કર્યો હતો અને અગ્નિના ભડકાઓ તેણીને વિંટાઇ વળ્યા હતા. તેણી ટટ્ટાર ઉભી હતી અને આંખમાંથી તિરસ્કાર વરસી રહ્યો હતો. રાઠોડ આગળ ધસ્યો, પરંતુ તેણીએ હાથ ઉંચો કરી મના કરી. રાઠોડ ત્યાં જઇ જકડાઇ ગયો. સતીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા હિંમત ચાલી નહિ.

સતી બળી રહી ત્યાં સુધી તે દુઃખી રાઠોડ ત્યાં જ ઉભો રહ્યો. પછી કેસરી વસ્ત્ર પરિધાન કર્યાં અને દાઢા પર વેર લેવા તે બહાર નીકળ્યો. અંધારામાં તે દુશ્મનના તંબુ આગળ પહોંચ્યો; ચોકીદારો ગાફેલ હતા. રાઠોડ અંદર ધસ્યો. ઝાંખો દીપક બળતો હતો અને હાડો ભરનિદ્રામાં સૂતેલો હતો. રાઠોડે તલવાર ખેંચી, હાડાના મુખ પરથી ઓઢેલું વસ્ત્ર ખેંચી દૂર ફેંક્યું. હાડો સફાળો ઉઠ્યો, તલવાર પકડી, પણ તે ઉંચી કરે તે પહેલાં તેનું મસ્તક ધડથી જૂદું થયું. આ અવાજથી ચોકીદારો જાગી ઉઠ્યા, અને અંદર ધસ્યા. તેઓએ કેસરીઆં વસ્ત્ર પહેરેલો રજપૂત વીર જોયો અને તેણે કરેલું કૃત્ય તેઓ સમજ્યા. પોતાના સરદારનું વેર લેવા સૈનિકો ધસ્યા. ગાંડા બનેલા રાઠોડે ત્રણના પ્રાણ લીધા અને ચોથાને મારવા તેની તલવાર પડે છે ત્યાં ફરસીના એક ઘાથી તે નીચે પડ્યો.

## રેલ્વેનો સામાન

સન ૧૯૨૨–૨૩ થી સન ૧૯૨૬–૨૭ સુધીમાં એંજીન ડબ્બા વગેરે રેલ્વેના સામાન માટે ૧૫૦ કરોડ રૂપીઆ મંજૂર થયા છે, અને તે બધો સામાન વિલાયતમાંથી જ ખરીદવાનું નક્કી થયું છે, કારણ કે ત્યાંનો માલ ઘણોજ સસ્તો છે ! એમ કહેવાય છે કે રેલ્વે બોર્ડે જૂદા જૂદા દેશોના કારખાનાવાળાઓ પાસેથી ૩,૧૩૨ ડબ્બાઓ માટે ટેન્ડરો માગ્યાં હતા અને તેમાં વિલાયતના ભાવ સૌથી ઓછા છે. હિન્દુસ્તાનના કારખાનાવાળાઓએ એથી દોઢા ભાવ આપ્યા હતા અને એથી અંગ્રેજ કારખાનાવાળાઓના ટેન્ડર મંજૂર કરી તેમને જ ઓર્ડર આપવામાં આવ્યા છે.

આ માલની ડીલીવરી વિલાયતમાં જ અપાવાની છે કે હિન્દુસ્તાનમાં, તે વિષે કાંઇ ઉલ્લેખ નથી. આવા ઉલ્લેખના અભાવે આ બધો માલ વિલાયતમાં જ સોંપાશે એમ અનુમાન કરવું રહે છે. આ અનુમાન જો સાચું હોય તો આગબોટભાડું વગેરે મારફત અંગ્રેજ કંપનીઓને કેટલી રકમ મળશે તે વિચારી લેવું જોઇએ. ગમે તેમ હોય, ચાર વરસ સુધી અંગ્રેજ કારખાનાવાળાઓને કામ મળ્યું છે અને ગરીબ હિન્દુસ્તાનને પ્રતાપે ત્યાંની બેકારી એટલી ઓછી થઇ છે.

## જાપાનીસ કારખાનાઓમાં સ્ત્રીમજૂરો

મૂડીવાદના હાલના પ્રચલિત ધોરણ પ્રમાણે પુરુષ કરતાં સ્ત્રીની મજૂરી સસ્તી પડે છે અને એથી જે દેશમાં સ્ત્રીઓની દશા નિરાધાર હોય છે તે દેશમાં મૂડીદારો સ્ત્રીમજૂરોને વિશેષ પ્રમાણમાં રોકે છે. જાપાનીસ કારખાનાઓમાં સ્ત્રીમજૂરોની સંખ્યા ઘણીજ મોટી છે અને એને લીધે જાપાનીસ મજૂરોનો પ્રશ્ન એ જાપાનીસ સ્ત્રીમજૂરોનો જ પ્રશ્ન બન્યો છે. ન્હાની ઉમ્મરથી જ છોકરીઓને કારખાનાઓમાં અને મિલોમાં ભરતી કરવામાં આવે છે અને ભરતી થયા પછી મિલના કોમ્પાઉન્ડમાંથી બ્હાર નીકળવાની તેમને કવચિત જ રજા મળે છે. મિલના માલેકો અને કારખાનાવાળાઓ સિનેમાની ફિલમો આપી પોતાનાં માણસોને ગામડાંઓમાં મોકલે છે અને એ માણસો એ ફિલમોમાં શહેરી જીવનના મોજશોખ અને વિલાસવૈભવ બતાવી ગરીબ ગામડીઆઓને ભોળવે છે અને મિલોમાં અને કારખાનાઓમાં ભરતી કરે છે. ભરતી કરતાં વેંત જ નવા રંગરૂટને શેઠ તરફથી એક સારી રકમ ખરચવા સારૂ મળે છે અને એ રકમ ખરચાઈ રહે એટલે તુરત જ એને મિલના કોમ્પાઉન્ડની અંદર પૂરી દેવામાં આવે છે; અને એ રકમ અદા ન થાય ત્યાં સુધી એને ત્યાં જ પૂરાઈ રહેવું પડે છે. આ જાળમાં કાચી વયની જુવાન છોકરીઓ જમાદે ફસાય છે. શેઠની ઉદારતાને લીધે તેમના દેવાની રકમ કદિ ખૂટતી નથી અને એથી કારખાનાના કોમ્પાઉન્ડની બહાર કોઇકજ નીકળવા પામે છે. ઘણી ખરી છોકરીઓ ક્ષયરોગનો ભોગ થઇ પડે છે અને ૬૦ ટકા દેવામાં ને દેવામાંજ મરણ પામે છે. આ માટે દર સાલ નવેસર ૩,૦૦,૦૦૦ છોકરીઓની ભરતી થાય છે અને એ બધીય કારખાનાવાળા શેઠની દેવાદાર બની તેની જીંદગીભરની ગુલામ બને છે.

" કારખાનાઓમાં બીજી દુર્દશા એ છે કે સ્ત્રીમજૂરોને કામ કરવા માટે અલગ વિભાગો નથી. આથી તેઓ 'ફોરમેનો' અને લેબરોને રાજી રાખવા માટે તેમની અયોગ્ય ખુશીઓને વશ થાય છે, અને એને લીધે કારખાનાનું વાતાવરણ એવું અનીતિમય બને છે કે ભાગ્યેજ કોઇ છોકરી પોતાનું શિયળ અખંડિત રાખીને કારખાનામાંથી બહાર નીકળતી હશે. કારખાનાઓની આસપાસ છોકરીઓને નાસી જતી અટકાવવા સારૂ ચોતરફ ઉંચી દિવાલો ચણી લીધી હોય છે છતાંયે કેટલીક છોકરીઓ આ પશુજીવનથી કંટાળી નાસી છૂટે છે અને બહાર નીકળી આપઘાત કરે છે અથવા તો હલકા પ્રકારની ન્હાની હોટેલોમાં પીરસનાર છોકરી તરીકે દાખલ થાય છે. ધીરે ધીરે હોટેલોનું ગંદુ વાતાવરણ તેમના મન પર અસર કરે છે અને તેઓ પરવાનો લેઈ વેશ્યાબજારમાં બેસે છે અને બાકીનું જીવન ત્યાંજ પૂરૂં કરે છે. "

પણ આ કારખાનાવાળી છોકરીઓના કરતાંયે કોલસાની ખાણોમાં કામ કરતી છોકરીઓની દશા બૂરી છે. કેટલાક કારખાનાવાળાઓ હૃદયનો ડંખ ઓછો કરવા આ મજૂરણોની દશા સુધારવાનો પ્રયત્ન કરે છે અને ખ્રિસ્તી મિશનરીઓ આ કામમાં તેમને સહાય આપે છે. પણ જ્યાં સુધી મૂડીવાદનું અમાનુષી ધોરણ ચાલુ છે, જ્યાં સુધી ગરીબ, નિરાધાર લોકોના જીવનને ધૂળધાણી કરીને મોટાં કારખાનાંઓ ઉભાં કરવાનું અને વાડીબંગલા બાંધવાનું કામ ચાલુ છે, જ્યાં સુધી દુનિયાના રાજતંત્રની લગામ આમ પ્રજાના હાથમાં નહિ પણ અર્થપિપાસુ અને ગરીબોના રક્તપિપાસુ મુઠ્ઠીભર મૂડીદારોના હાથમાં છે ત્યાં સુધી આવા બાહ્ય ઇલાજોથી રોગની જડ કદી જવાની નથી, માત્ર બાહ્ય ચિન્હો જ બદલાશે.

## સ્વ. લોકમાન્ય અને કવિવર ટાગોર

બંગાળી અઠવાડિક પત્ર " બિજલી " ના ૨૦ આશ્વિનના અંકમાં અગ્રસ્થાન કવિવર રવિન્દ્રનાથ ટાગોરના " કૈફીયત " નામના લેખને આપવામાં આવ્યું છે. તેમાં તેમણે પોતાની સ્થિતિનું નિવેદન કર્યું છે. સ્વધર્મે નિધનં શ્રેયઃ એ ગીતાનું વાક્ય કહી કવિ કહે છે કે, પોતાનું કર્તવ્ય બજાવતાં અનેક સમર્થ માણસો જગતમાં નિષ્ફળ ગણાય તેવું જીવન ગાળી ગયા છે, ત્યારે પરધર્મ બજાવવામાં અનેક સામાન્ય મનુષ્યો ઝળકી ઉઠયા છે. પરંતુ સ્વધર્મ બજાવવામાં થતું મૃત્યુ ફક્ત બાહ્ય છે. ખરૂં જોતાં તેઓ જ જીવી ગયા છે, જીવી

ગયા છે અને પરધર્મમાં ફાવી ગયેલા માણસો મદિરાથી ભરેલા છે. આ વિષે પોતાને લોકમાન્યનો થયેલો અનુભવ કવિ આ પ્રમાણે વર્ણવે છે:

આ સંબંધમાં મને એક વાત સાંભરી આવે છે. લોકમાન્ય તિલકે એક સમયે કોઇ માણસ સાથે પચાસ હજાર રૂપિયા મોકલાવી મને કહેવડાવ્યું હતું કે "તમારે યૂરોપ જવું." તે સમયે અસહકારની પ્રવૃત્તિ શરૂ થઇ નહોતી, પણ રાજકીય હિલચાલ જોસભેર ચાલી રહી હતી. મેં કહ્યું કે "રાજકીય આંદોલન કરવાના હેતુથી હું જઇ શકતો નથી." તેમણે કહેવડાવ્યું કે "તમે રાજકીય આંદોલન કરો એવી મારી જરાયે ઈચ્છા નથી. જે રીતે તમે ભારતવર્ષની સેવા કરો છો તે રીતે જ કરતા રહો એ તમારે માટે બરાબર છે. તેથી જ તમે દેશનું હિત સાધી શકશો." પણ હું જાણતો હતો કે લોકોએ તિલકને રાજકીય નેતા તરીકે સ્વીકાર્યા હતા અને તેથી રાજકીય કામ માટે જ તેમને પૈસા મળ્યા હશે. તેથી તે પચાસ હજાર રૂપિયા મેં લીધા નહિ. ત્યાર પછી મુંબાઈમાં મારે તેમની મુલાકાત થઇ ત્યારે તેમણે મને કહ્યું: "તમે રાજકીય હિલચાલથી દૂર રહેશો તો જ તમારું તથા દેશનું ભલું કરી શકશો અને હું આથી કાંઇ વધારે આશા તમારી પાસેથી રાખતોયે ન હતો." મને લાગ્યું કે તિલકે "ગીતા રહસ્ય" લખ્યું છે તે લખવાના તે સંપૂર્ણ અધિકારી છે. અને આ કાંઇ જેવો તેવો અધિકાર નથી.

## તુર્કીની પ્રગતિ

કૉન્સ્ટેન્ટીનોપલથી મળેલા ૮ મી સપ્ટેંબરના એક તારમાં તુર્કીની પ્રગતિ વિષે આ પ્રમાણેના સમાચાર મળ્યા છેઃ-

અંગોરા સરકારના વડા પ્રધાન, ફથી બેએ ત્યાંની ધારાસભા આગળ, તુર્કીના ભવિષ્યના કાર્યક્રમનો જે ખરડો રજુ કર્યો છે, તેમાં સ્ત્રીકેળવણીનો વિષય ખાસ ધ્યાન ખેંચે છે. વડા પ્રધાન જાહેર કરી ચૂક્યા છે, કે હવેથી છોકરા તથા છોકરીઓ, બન્નેના શિક્ષણ ઉપર સરકારનું સરખું જ લક્ષ રહેશે. રાજ્યના જુદા જુદા મથકોમાં છોકરીઓને માટે માધ્યમિક શાળાઓ, વગર વિલંબે જ ખોલવામાં આવનાર છે.

સાદી અને સરળ ભાષામાં, સરકાર પુસ્તકો રચાવીને પ્રસિદ્ધ કરશે; અને તે આખા દેશમાં ચોમેર ફેલાવવામાં આવશે. વિજ્ઞાનવિષયક પ્રયોગશાળાનાં સાધનો ખરીદવા માટે, એક સમિતિ યૂરોપ મોકલવાનો પ્રબંધ પણ થઈ ચૂક્યો છે.

રાજ્યનાં જે ખાતાઓમાં વિશિષ્ટ જ્ઞાનની જરૂર પડે, તેને માટે, તે વિષયના નિષ્ણાત પુરુષોને, પરદેશથી બોલાવવાનો પણ સરકારનો ઈરાદો છે.

આમ દેશની સામાજિક પ્રગતિ માટે, તુર્કી, પોતાના રાજકીય પ્રશ્નો અર્વાચીન સમયનાં તમામ સાધનોની મદદથી હલ કરી રહ્યું છે. પણ આ ૧૯ મી ઓક્ટોબરનો કૉન્સ્ટેન્ટીનોપલનો બીજો તાર જુઓઃ

એ શહેરના લશ્કરી અધિકારીઓએ, કોઇ ધર્માદા કાર્ય માટે જાહેર નાચ ગોઠવ્યો હતો, તેમાં પરદેશીઓની સાથે તુર્કી સ્ત્રીઓ પણ સામેલ થઈ છે. તુર્કીના ઇતિહાસમાં આવી બીના આ પહેલી જ વારની બને છે.

નાટકોના તખ્તા ઉપર પણ હવે તુર્કી સ્ત્રીઓને આવવાની છૂટ મળશે.

નવા જમાનાની સુધરેલી રીતોનું અનુકરણ આવી બાબતોમાં તો અલબત, ન જ થવું જોઇએ એમ અમે ઇચ્છીએ છીએ

## ઇમ્પિરીઅલ બેંક ઓફ ઇન્ડિયામાં વર્ણભેદ

ઇમ્પિરીઅલ બેંક ઓફ ઇન્ડિયા પણ, કાળાગોરાના વર્ણભેદથી મુક્ત નથી. એ વિષયમાં "કલકત્તા કૉમર્શિયલ ગેઝીટ" પોતાના ૨૭ મી સપ્ટેંબરના અંકમાં આ પ્રમાણે લખે છે:—

આ સંસ્થામાં તો, હિંદીઓને ક્રમે ક્રમે દાખલ કરવાની નીતિનો પણ અમલ થયેલો નથી. ૧૯૨૦ માં બેંકોને લગતો ધારો પસાર થયો, તે વેળાએ વળી આ નીતિનો જરાતરા દેખાવ કરવામાં આવેલો, અને એ કાયદાના કરાર પ્રમાણે, બેંક પોતાની નવી શાખાઓ ખોલતી જાય તેને માટે જોઇતા અનુભવી માણસો તૈયાર કરવાના ઇરાદાથી કેટલાક હિંદી યુવકોને ઉમેદવાર તરીકે રોક્યા હતા. તેઓ બધા હિંદુસ્તાનની વિદ્યાપીઠોના બુદ્ધિશાળી સ્નાતકો હતા, અને અમારી જાણમાં છે ત્યાં સુધી, તેમના કુટુંબનો મોભો અને પરિસ્થિતિ વગેરેની પૂરતી તપાસ કરીને જ તેમને પસંદ

કરવામાં આવ્યા હતા. અમે જાણીએ છીએ તે પ્રમાણે તેમની માસિક રૂ. ૧૫૦) ના પગારથી શરૂઆત થઈ હતી. તો પછી, વિલાયતના નાની વયના મૂછનો દોરો પણ ન ફુટ્યો હોય તેવા યુવાનોને રૂા. ૫૦૦) થી શરૂઆત કરી આપીને લાવવાની પ્રથા હજી શા માટે ચાલુ છે? આ થોડું અથવા નહિં જેવું શિક્ષણ પામેલા તદ્દન બિનઅનુભવી છોકરાઓને તેમના ગોરા વર્ણને મળતા હકોનો લાભ લેવા દેવામાં આવે છે; અને તેમના હાથ નીચે કામ કરતા હિંદીઓ, જો તેમને તક આપવામાં આવે, તો બધું કામ વધારે સારી રીતે સંભાળી શકે એવા હોય છે, છતાં કેમ જાણે દૈવી હક્ક પ્રમાણે, ગોરાઓ તેમના ઉપર હકુમત ચલાવી રહ્યા છે. અમારી એવી કંઇ ઈચ્છા નથી કે, હિંદીઓને આ આયાત કરેલા નમૂનાઓ જેટલા ઉંચા પગાર આપીને તેમની કોટિએ તેમને લઇ જવા; અમારૂં કહેવાનું તો એટલું જ છે કે, કાબેલિયત એ કંઈ યૂરોપીયનોનો એકલાનો ઇજારો નથી; હિંદીઓ વધારે નહિ તો તેમના જેટલા કાર્યદક્ષ તો જરૂર છે જ; અને વળી તેમનું ખર્ચ પણ ઓછું છે. હિંદુસ્તાનમાં આજે ઇમ્પિરીઅલ બેંકની બરાબરી કરી શકે એવી કોઇ બેંક નથી એ ખરૂં; પણ હમણાં જ ટાટા ઇન્ડસ્ટ્રીઅલ બેંકને પોતાનામાં ભેળવી લઇને સેંટ્રલ બેંક ઓફ ઇન્ડિયા ભવિષ્યમાં જબર હરીફ નીવડવા જેટલી પગભર થઈ છે, એમ લોકોનું માનવું છે, અને હિંદીઓ, સંપૂર્ણ કુશળતાથી સેંટ્રલ બેંકમાં જે કામ કરી રહ્યા છે, તે કોઈ રીતે ઇમ્પિરીઅલ બેંકથી ઉતરતું નથી. આમ સેંટ્રલ બેંક એક રીતે વધારે સારી સ્થિતિમાં છે કે, એને મોંઘા યૂરોપિયનોનો નકામો કાફલો રોકવો પડતો નથી. ગેરવ્યવસ્થા અને નાણાંની ઉચાપતના ગોટાળા ઇમ્પિરીઅલ બેંકમાં થયા, સેંટ્રલમાં કદિયે એવું થયેલું નથી. આમ લખવામાં, આવા ગોટાળાઓ માટે યૂરોપિયન નોકરોનું મોટું પ્રમાણ રાખવાની પ્રથા જવાબદાર છે, એવું સૂચવવાનો અમારો આશય નથી. અમારૂં કહેવું તો એ જ છે કે, ગોરાઓ વધારે રાખવાથી ગેરવ્યવસ્થા થતી અટકવાની કંઇ ખાત્રી નથી તેમ જ હિંદીઓ વધારે રાખવાથી સુવ્યવસ્થા રહે જ એવું પણ નથી. હિંદીઓના હકો તરફ ઇમ્પિરીઅલ બેંકની બેદરકારી ખરેખર નામોશીભરેલી છે.

બીજી ઘણીએ નાની બાબતો એવી છે કે તે ઉઘાડી ન પાડીએ એ જ સારૂં છે. છતાં, એક બાબત તો કહેવી જ પડશે. મોટાં હોદ્દેદારો બાદ કરતાં, બીજે ઘણે ઠેકાણે, યૂરોપિયન નોકરોને, ઇમ્પિરિઅલ બેંક રહેવાને માટે મકાન વગેરેની મફત સગવડ આપે છે, જ્યારે એવી જગ્યાઓના સાવ અજાણ્યા હિંદીઓને પોતાની જાતે જ બધી ગોઠવણ કરી લેવી પડે છે. કરકસર ઉપર દૃષ્ટિ રાખતાં છતાં પણ, ન્યાયને ખાતર એટલું તો જરૂર કહેવું પડશે, કે હિંદીઓના હકની વધારે અને યોગ્ય દરકાર લેવાવી જોઈએ. હિંદીઓને કંઇ વિશિષ્ટ હક્ક મળે એવી કંઈ અમારી માગણી નથી, પણ વધારે નસીબદાર ગોરાઓને મળતા ગેરવાજબી લાભો અટકે એટલું જ અમે તો ઈચ્છીએ છીએ. અમને જરૂર માત્ર ન્યાયની જ છે; મહેરબાનીની નહિ.

## સામ્રાજ્યમાં વર્ણભેદ અને તેનો ઉપાય

બ્રિટિશ સામ્રાજ્યનાં, સ્વતંત્ર સંસ્થાનો તેમજ વસાહતોમાં, હિંદીઓ પ્રત્યે જે નિર્લજ્જ વર્તણૂક ચલાવવામાં આવે છે, તેનો ઉપાય સૂચવતાં "ધી ઇન્ડિયન મેસેન્જર" નીચે પ્રમાણે લખે છેઃ-

સંસ્થાનોમાં, વર્ણભેદની નીતિને અનુસરીને, હિંદીઓને અલગ રાખવાની પ્રથા પડેલી છે, તેને લીધે સામ્રાજ્યમાં હિંદીઓની સ્થિતિ વધારે ને વધારે કફોડી થતી જશે. આ વિરોધનો ઇલાજ વહેલોમોડો તો કરવો જ પડશે, તો પછી, સામ્રાજ્યના રક્ષણનો પ્રશ્ન ઉભો કરીને આ માતેલા સાંઢને અત્યારથી જ શા માટે ઠેકાણે ન લાવવો?

......ઘણાયે પ્રસંગોમાં, સંસ્થાનોના રક્ષણ માટે, હિંદીઓ અને હિંદને પૈસે પોષાતા લશ્કરનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આવું હવે ન બને એટલું જ બસ છે. આ બાબતમાં હિંદીઓનું કંઈ વળે એમ નથી એમ તેઓ માનતા હોય, તો એમનો ભ્રમ ભાંગવો જોઈએ, અને જરૂર પડે તો આ બાબતમાં શાહી સરકાર સાથે બાથ ભીડવાને પણ આપણે તૈયાર થવું જોઇએ. છેલ્લા યુદ્ધ પછી, રાજ્યોના શસ્ત્રબળની પરસ્પર સમાનતામાં તૂટ પડી છે, અને એ ફરીવાર કેમ સંધાશે, એની કંઈ કલ્પના આવી શકતી નથી. પણ એટલું ચોક્કસ જણાય છે, કે સામ્રાજ્યના રક્ષણના ગુરૂત્વાકર્ષણનું મધ્યબિંદુ હવે ફરી ગયું છે; અને સિંગાપોરને નૌકાબળનું મથક બનાવવાનો નિર્ણય એનો પૂરાવો છે. નૌકાબળ પછી, લશ્કરીબળનું સંગઠન પણ થવાનું જ, અને સામ્રાજ્યના પૂર્વના પ્રદેશોના રક્ષણની યોજનામાં, હિંદી લશ્કર જ અગત્યનો ભાગ ભજવશે એમ આપણે માનીશું. આ અનુમાન જો સાચું પડે, તો આપણા લશ્કરી બળનો સંસ્થાનોને લાભ આપતા પહેલાં, તેમની સાથે ચોકખો શરતો કરી લેવાની જરૂર છે. પણ સંસ્થાનવાસીઓ—અને અમે ખાસ તો આફ્રિકાનોજ વિચાર કરીએ છીએ—પોતાના બળ ઉપર જ નભી શકશે

એમ માનતા હોય, અને પોતાનું રક્ષણ પોતેજ કરી લેવા તૈયાર હોય, તો આપણે આપણું ઘર સંભાળવા બિલકુલ તૈયાર છીએ, અને પાછી સામ્રાજ્યના રક્ષણની જરૂરિયાતોની ચિંતા કર્યા સિવાય, આપણા ખપપૂરતુંજ લશ્કરી ખર્ચ રાખીશું એતો સૌની જાણમાં છે કે સંસ્થાનો પોતાના રક્ષણની જરૂરિયાતના પ્રમાણમાં, સામ્રાજ્યના લશ્કરીખર્ચમાં નજીવોજ ફાળો આપે છે, જ્યારે આપણા ઉપર જરૂર કરતાં ઘણો વધારે બોજો લાદવામાં આવ્યો છે. સંસ્થાનોએ પોતાના રક્ષણ માટે અત્યાર લગી શાહી સરકાર ઉપરજ આધાર રાખ્યો છે; પણ શાહી સરકારને હવે એ બધો બોજો અસહ્ય લાગવા માંડયો છે. મોડું વહેલું પણ એ બધું લશ્કરી ખર્ચ યોગ્ય પ્રમાણમાં દરેક સંસ્થાન ઉપર ફાળવી નાંખવામાં આવશે અને સામ્રાજ્યના રક્ષણનો આધાર સૌના સહકાર ઉપરજ રહેશે. આ સહકાર કરતી વખતે આપણા રાષ્ટ્રીય સ્વમાન અને હિતને આડે ન આવે એવી શરતો આપણે કરી લેવી જોઇએ, એવી અમારી માગણી છે.

## હિંદીઓને માટે વસવાટનાં નવાં ક્ષેત્રો

હિંદુસ્તાનમાં વસ્તી વધી પડેલી છે તેથી હિંદીઓને ધંધારોજગાર અર્થે પરદેશમાં જઇને વસવું પડે છે, બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનો તથા વસાહતોના દરવાજા તો આપણે માટે હવે બંધ જ થયા છે, તેથી હિંદીઓએ હવે અન્ય ક્ષેત્રો શોધવાં જોઈએ, એવી સૂચના કરતાં, ઉપર જણાવેલું, "ધી ઇન્ડિયન મેસેન્જર" લખે છે કેઃ—

એંગ્લો-સેક્શન લોકોની, ચામડીના રંગની સૂગ એટલી હદ સુધી પહોંચી છે, કે હવે આ પ્રશ્નનો શાંતિપૂર્વક નિકાલ લાવવાની આશા ઘણી દૂર છે. આ સંજોગોમાં, હિંદીઓના વસવાટ સામે કંઇ પ્રતિબંધ ન હોય, એવાં સ્થાનો શોધવાની આપણા નેતાઓની ફરજ છે. ફ્રાન્સની વસાહતો, હિંદીઓને માટે ઘણી અનુકૂળ છે, એમ અમે માનીએ છીએ. એ વસાહતોમાં વર્ણભેદની જરાયે સૂગ નથી. ફ્રેન્ચોના કાયદા અને તેની સરકારની દૃષ્ટિમાં કાળા-ગોરા વચ્ચે કંઇ પણ ભેદ રાખવામાં આવતો નથી. ફ્રાન્સને પોતાના દેશમાં બહાર મોકલી શકાય એવી વધી પડેલી કંઇ વસ્તી પણ નથી, માત્ર તેના તાબાના પૂર્વના પ્રદેશોમાં કેટલીક બિનકેળવાયેલી પ્રજા વસે છે, જે હજી ઘણી પછાત છે, અને તરતમાં સુધરી શકે તેમ નથી. આ બધું જોતાં અમને લાગે છે કે ફ્રાન્સ પોતાની વસાહતોમાં—અને ખાસ કરીને આફ્રિકાના પોતાના મુલકમાં હિંદીઓ જેવા કેળવાયેલા લોકોને રહેવાની ના નહિ પાડે. ફ્રાન્સની આફ્રિકાની વસાહતો, અત્યારે જે અણખેડાયલી પડી છે, તે બધી હિંદીઓની મદદ વડે ખૂબ ખીલવી શકાય, અને થોડા સમયમાં તે ત્યાંના બ્રિટિશ સંસ્થાનોની બરાબરી કરે એટલુંજ નહિ, પણ તેમને ટપી પણ જાય. આવી વ્યવસ્થા ફ્રાન્સ તેમજ હિંદુસ્તાન બન્નેને અરસપરસ લાભદાયી છે. હિંદુસ્તાનને પોતાની વધારાની વસ્તીને માટે નિકાસનું સ્થાન મળી રહે, અને ફ્રાન્સને, આવા કેળવાયેલા શહેરીઓ મળવાથી, તેની પ્રતિષ્ઠા, બળ અને ઉન્નતિમાં વધારો થાય. ફ્રાન્સનો આ બાબતમાં કેવો મત છે તે આપણે ચોક્કસ જાણતા નથી, પણ હિંદીઓના વસવાટ સામે તેને કંઈ વાંધો નહિ હોય એવો ઘણો સંભવ હોવાથી, તેનું વલણ જાણી લેવાને જરૂરી પગલાં લેવાં જોઇએ. હિંદી મહાસભા, પરદેશોને લગતા કામકાજ માટે એક મંડળ નીમે અને તેને ફ્રાન્સના વસાહતખાતા સાથે પત્રવ્યવહાર કરવાનું કામ સોંપે તો ઘટતું થઇ જાય. મહાસભાથી રાજકીય વિષયમાં જુદા મતવાળાઓ પણ આ કામ હાથમાં લઈ શકે અને કેટલાક આગેવાનો, પોતાની અંગત જવાબદારી ઉપર પણ આ સબંધી તપાસ કરે એ ઇચ્છવાજોગ છે. આ નવા કાર્યની પ્રગતિ જરૂર રસમય નીવડશે.

ફ્રાન્સની સરકાર સાથે, હિંદી સરકાર પણ આ વિષયમા સીધો પત્રવ્યવહાર કરે, એવી દરખાસ્ત વડી ધારાસભા પણ રજુ કરે એમાં કંઇ ખોટું નથી હિંદી સરકાર આ વિષયમાં જે કાંઈ દરખાસ્ત ફ્રાન્સની સરકાર સંમક્ષ રજુ કરે એ દૃશ્ય જરા વિચિત્ર અને રમૂજી તો લાગેજ, પણ સંસ્થાનોમ સામ્રાજ્યના હિતનો જે અર્થ કરવામાં આવે છે, તેની આડે તો એ નહિજ આવે. ઉલટું, હિંદીઓ, ફ્રાન્સની વસાહતોમાં રહેવા જાય, અથવા ખરે જોતાં બ્રિટિશ સામ્રાજ્ય સિવાય બીજે ગમે ત્યાં જાય, એ વિચાર આપણા "સામ્રાજ્યના ભાગીદારો" ને અત્યંત હર્ષદાયક થઇ પડશે, એમ અમે માનીએ છીએ

જે હિંદીઓ, અત્યારે ફ્રેન્ચ શહેરીઓ તરીકે વસી રહેલા છે, તેઓએ પણ આ વિષયને લગતી માહિતી પૂરી પાડવી જોઇએ.

## સુધરેલા સામ્રાજ્યમાં કાળાઓનું સ્થાન

ઇંગ્લંડ, હિંદુસ્તાન અને સંસ્થાનોમાં જે લશ્કરી શિક્ષણ અપાય છે, તે કાળાઓની સામે ગોરાઓના દિલમાં કેવું ઝેર રેડે છે એ બાબત દીનબંધુ એન્ડ્રુસે, નવેંબર માસના "મોડર્ન રીવ્યુ" માં એક નોંધ લખીને પ્રકાશમાં આણી છે. લશ્કરના ઉમેદવારોને માટે નક્કી થયેલું "શાહી લશ્કરી પાઠ્યપુસ્તક"+ના એ નામનું એક પુસ્તક એસ. ફીટ્જ જેરાલ્ડે ઇંગ્લંડમાં લખેલું છે, તેની નવી આવૃત્તિ હમણાં બ્હાર પડી છે. તેની પ્રસ્તાવનામાં એક સૂચના એ મતલબની છે, કે આ પુસ્તકની હિંદી લશ્કરી શિક્ષણના અધિકારીએ ખાસ ભલામણ કરેલી છે. ઇંગ્લંડની તેમજ આફ્રિકાની લશ્કરી તાલીમ આપનારી શાળાઓમાં આ પુસ્તકનો છૂટથી ઉપયોગ થાય છે. આ પુસ્તકમાંથી દીનબંધુ એન્ડ્રુસ નીચેનો ફકરો ટાંકે છેઃ—

અમેરિકામાં કાળાઓનો પ્રશ્ન જે હદ સુધી પહોંચ્યો છે તેવો ગંભીર હજી દક્ષિણ આફ્રિકામાં થયો નથી. પણ જો દક્ષિણ આફ્રિકામાં ગોરાઓએ કાળાઓને કેળવવા માટે શાળા કૉલેજ તેમજ વિદ્યાપીઠો સ્થાપવાની મહેનત કરી હોત તો, હાલના કરતાં પરિસ્થિતિ કેટલીયે બગડી ગઇ હોત. કાળાઓને તેમની યોગ્ય જગ્યાએજ રાખવામાં બોર લોકોએ ખરેખર ડહાપણ વાપર્યું છે. હાય કોઇક વેળાએ એમણે જરા હદ ઓળંગીને, કાળાઓને ગુલામ તરીકે રાખ્યા હશે, પણ આ બાબતમાં તો જૂના જમાનામાં ૧૫૦ વર્ષ સુધી ઇંગ્લંડે ગુલામોનો વેપાર કરવાનો ઇજારો રાખેલો. અને એ કાયમ રહેશે એ શરતેજ ૧૭૧૩ માં યુટ્રેંની સંધિ ઉપર તેણે સહી કરી હતી, તે પદ્ધતિનું તેઓ તો માત્ર અનુકરણજ કરતા હતા..........

આના ઉપર ટીકા કરતા શ્રી એન્ડ્રુસ લખે છે કેઃ—"ગોરાઓને માટે જ સામ્રાજ્ય છે, એ મત ચોમેર ઘણી ઝડપથી પ્રસરી રહ્યો છે. ઓસ્ટ્રેલીઆ તેમજ ન્યુઝીલેંડમાં, પાસિફિક મહાસાગરના પ્રદેશ તેમજ કૅનેડાના પશ્ચિમના પ્રાંતોમાં, અને દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોમાં યે આ વાતાવરણ મારા જોવામાં આવ્યું છે. ઇંગ્લાંડમાં તો છડેચોક "આઉટલુક" જેવાં પત્રો એજ ઉપદેશ આપી રહ્યાં છે, અને "મોર્નિંગ પોસ્ટ"નું વલણ જરાયે ઓછું કુટિલ નથી, પણ મારે કહેવું જોઇએ, કે આ અતિશય ભયંકર મતે, ઇંગ્લંડના લોકોમાં એટલે સુધી ઘર ઘાલ્યું હશે કે, લશ્કરી શિક્ષણના પાઠ્યપુસ્તક સુધી પણ એ પહોંચી જાય, એની તો મને કલ્પનાયે નહોતી. બ્રિટિશ લશ્કરના મોટી વય અધિકારીઓ, સત્તાવાર રીતે આવા વિચારો, લશ્કરી ઉમેદવારોના દિલમાં શિક્ષણ આપતી વેળા ઠસાવે અને એ લોકો કાળા લોકોના સંબંધમાં આવા વિચારો લઇને દુનિયાભરમાં જાય ત્યારે તેનાં પરિણામ ઘણાં ભયંકર જ આવે.

પણ આપણે હવે હિંદુસ્તાનની વાત ઉપર આવીએ. હિંદુસ્તાનના લશ્કરી શિક્ષણનો વડો હિંદુસ્તાનને પૈસે રહેતો હોવાથી પ્રજાને સંપૂર્ણ અધીન રહેવો જોઇએ, પણ તેણેજ આ પુસ્તકની હિંદના લશ્કરના ઉમેદવારોને માટે ભલામણ કરેલી છે, એ અતિશય દુષ્ટ બીના છે. મને લાગે છે કે, જો આ વાત સાચી હોય તો એનો એકજ રસ્તો હોઇ શકે. આવા અધિકારીને તરત જ રજા આપવી જોઇએ અને એ પુસ્તક પ્રચારમાંથી પાછું ખેંચી લેવું જોઈએ."

+ "Imperial Military Text-Book" by S. Fitggerald.

## સ્વ. મિ. પિયર્સન

મિ. પિયર્સન, ઇટાલીમાં મુસાફરી કરતાં, રેલ્વેના અકસ્માતથી સ્વર્ગસ્થ થયા, તે સંબંધીનો જે વિસ્તૃત હેવાલ, તેમના ભાઇબ્હેનોએ, ઇંગ્લંડમાં તેમના મિત્રોને આપ્યો છે, તે પ્રસિદ્ધ થયો છે. હેવાલ અત્યંત હૃદયસ્પર્શી છે, એથી અમે તે નીચે ઉતારીએ છીએઃ—

૧૮ મી સપ્ટેમ્બર ને મંગળવારે, અમારા ભાઇ વિલી, પોતાના કેમ્બ્રિજના દિવસોના જુના મિત્ર મિ. બેઇટમેન સાથે મિલાનથી ફ્લોરેન્સ જતા હતા. એમના ખાનામાં તેઓ બેજ જણ હતા. એવામાં પીસ્ટોઆ (ફ્લોરેન્સથી ૨૧ માઇલ ઉત્તરે) થી આગલા સ્ટેશને રેલ્વેવાળાઓએ ડબ્બાનાં બારણાં બંધ કર્યાં. ત્યાર પછી એક મુસાફર અંદર કુદી આવ્યો અને ડબ્બાની બ્હારના, રેસ્ટોરાંમાં પહોંચવાના ખીચોખીચ ભરેલા માર્ગ ઉપરથી ચાલી જવાની ઉતાવળમાં, તે બારણાની ની-

થકી આંકડી વાસવી ચૂકી ગયો. આ પળે, ગાડી ઘણા જ રમ્ય પ્રદેશમાંથી પસાર થતી હતી. વિલી અને મિ. બેઇટમૅન બન્ને વાતો કરતા હતા, એવામાં મિ. બેઇટમૅન, બહારના જવાઆવવાના માર્ગના દરવાજા તરફ, સૃષ્ટિસૌંદર્ય નિરખવા ગયા, અને વિલીએ ડબ્બાના બારણામાંથી ડોકું બહાર કાઢીને જોવા માંડયું. પળવારમાં મિ. બેઇટમેને પાછું વળીને જોયું તો બારણું ઉઘાડું અને, વિલી ક્યાંક અદૃશ્ય! ગાડી પૂર જોસમાં ચાલી જતી હતી, એટલે તેને થોભાવતાંયે મિ. બેઇટમૅનને કેટલોક વખત લાગ્યો. આખરે ગાડી થોભી, ત્યારે મુશ્કેલી એ આવી કે. પોતે ઈટાલિયન ભાષા જાણતા ન હોવાથી તેઓ કોઈને કંઇ સમજાવી ન શક્યા, અને ગાડીમાં અંગ્રેજી તો કોઇ જાણતું જ નહોતું; દરમ્યાન, કેટલાક રેલ્વે ઉપર કામ કરતા મજૂરોએ, વિલીને બેભાન હાલતમાં પડેલા જોયા અને તેઓ તેમને પાસે આવેલા એક બંગલામાં લઈ ગયા. એ બંગલાના માલિક, કાઉન્ટ કોરસિનીએ, તાત્કાળિક બની તેટલી સારવાર કરીને વિલીને શુદ્ધિમાં આણ્યા, અને માંદાને લઇ જવાની મોટાર એમ્બ્યુલન્સ મંગાવીને, વિલીને પીસ્ટીઆની હૉસ્પિતાલમાં મોકલી આપ્યા. ત્યાં તેમને એક સ્વતંત્ર ઓરડામાં રાખવામાં આવ્યા, અને એક ઈટાલિયન ડૉક્ટરની સ્ત્રી એક અંગ્રેજબાઈ હતી, તેણે તેમની માવજત કરવાનું કામ માથે લીધું. તે બાઈએ, ત્યાંના સરજનોને ઇટાલિયન ભાષામાં બધું સમજાવ્યું અને પોતે, વિલીની પાસેથી, રાત્રે કે દિવસે, એક ઘડીભર પણ ન ખસવાનો નિશ્ચય કરી લીધો. પોતે, પીસ્ટીઆના આરોગ્યખાતાના ડાક્ટરની સ્ત્રી હોવાથી આમ કરવું તેને માટે સહેલું થઇ પડયું અને હૉસ્પિતાલમાં સામાન્ય રીતે મળી શકે તે સિવાય વધારાની પણ બીજી જાતની સગવડો તેણે વિલીને માટે મેળવી લીધી. આમ એ દયાળુ અને આત્મત્યાગી બાઈની દેખરેખ નીચે એમને સારવારમાં કે સગવડોમાં કંઇ પણ ઉણપ આવી નહિ. તેઓ અતિશય બીમાર હોવાથી, ચોક્કસ વૈદકીય તપાસ કરીને, તેમને થયેલા જખમના અંદાજ નક્કી કરવું મુશ્કેલ હતું; પણ તેમની કરોડ ભાંગી ગઇ હતી અને આંતરિક ઇજાઓ પણ થઈ હતી. કેટલાક દિવસો સુધી તો તેમનો જીવ જાણે હમણાં ચાલ્યો જશે એમ પળે પળે લાગ્યાં કરતું હતું.

દરમ્યાન થોડાજ વખતમાં આ ખબર ઈંગ્લાંડ પહોંચી ગયા, અને ત્યાંથી તેમના એક ભાઈ અને બ્હેન શનિવારે સવારે પીસ્ટીઆ આવી પહોંચ્યાં. આટલા વખતમાં તો એમને જરા આરામ પણ થઇ ગયો હતો અને દૈવવશાત્ તેમના બચી જવાની આશા પણ રખાતી હતી. પણ રવિવારે તેમની તબિયતે વળી પાછો ઉથલો ખાધો, અને ત્યારથી એ વધારે ને વધારે અશક્ત થતા ગયા. આ બધા સમય દરમ્યાન તેમનું ચિત્ત સાવ શુદ્ધિમાં હતું, અને જીવવાને માટે, જોકે તેઓ પૂરેપૂરા આતુર હતા, છતાં અંતકાળ વખતે તેમના ચહેરા ઉપર દિલગીરી જરાયે દેખાતી નહોતી. મંગળવારે સવારથી તેમને મોરફીઆ આપવા માંડેલો અને એની ઘેનથી તેમને ઉંઘ આવી ગયેલી. આખરે તેજ બપોરે તેમણે દેહ છોડયો. તેમને થયેલો જખમ એવો કારી હતો કે ગમે તેના પ્રવીણ સરજનનું પણ કંઈ વળે તેમ નહોતું. આ સ્થિતિમાં કેવળ માવજત ઉપરજ બધો આધાર રાખવાનો હતો. કરોડ ભાંગી જવાથી તેમની સ્પર્શેન્દ્રિયો બહેર મારી ગઇ હતી. વારંવાર તેમને માંદગીનો ત્રાસ વેઠવો પડતો પણ માત્ર તેમને જ્યારે ખસેડવા પડતા તે સિવાય તીવ્ર વેદના કદિ થતી નહોતી.

જે કોઈ તેમના સમાગમમાં આવતા તેઓ તેમના પ્રભાવશાળી વ્યક્તિત્વથી આકર્ષાયા વગર રહેતા નહિ. તેમને રેલ્વે ઉપરથી ઉપાડી લેનાર માણસો, અને પ્રથમ સારવાર કરનાર કાઉન્ટ વગેરે ઘણા માણસો એમને મળવા અને તબિયતના સમાચાર પૂછવા આવ્યા કરતા. વિલી આ બધાનો આભાર માનવામાં પોતાના ઇટાલીયન ભાષાના નજીવા જ્ઞાનનો સંપૂર્ણ ઉપયોગ કરતા. તેમનો સ્વભાવ છેક અંત સુધી પણ એવોને એવોજ પ્રસન્ન અને હસમુખો રહ્યો હતો, અને હરઘડી પોતે બીજાઓનો જ વિચાર કર્યા કરતા. એમના સરજને પણ કબૂલ કર્યું કે આવી બહાદુરી તેમણે જીંદગીમાં કદિયે જોઇ નહોતી. લોકોનો અનાયાસેજ પ્રેમ જીતી લેવાની તેમની શક્તિ અદ્ભુત હતી, અને એ છેલ્લા અઠવાડીઆમાં, સાવ અજાણ્યા લોકોએ એમના ઉપર નિઃસ્વાર્થ અને અથાગ માયાનો વરસાદ વરસાવ્યો, એ એનું સચોટ ઉદાહરણ છે.

૨૬ મી સપ્ટેંબર ને બુધવારે, તેમના દેહને પીસ્ટીઆમાં અગ્નિદાહ દેવાયો, અને એમના કુટુંબીઓ, કાયમનું સ્થાન નક્કી ન કરે ત્યાં લગી તેમની રાખ ત્યાંજ રાખવામાં આવી છે.

# પુસ્તકપરિચય

મહિલામિત્ર ( વાર્ષિક ) પુસ્તક ૨ જું. સને ૧૯૨૨ (૨૩ ?). સંપાદક સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ, બી. એ. સૌ. શારદા મહેતા, બી. એ. મૂલ્ય બાર આના. પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

મહિલામિત્રના બીજા પુસ્તકને અમે આનંદભેર આવકાર આપીએ છીએ. સંપાદકો જણાવે છે તે પ્રમાણે જો કે આ લેખોમાં વિવિધતા નથી તો પણ અમારે જણાવવું જોઈએ કે લેખોમાં વિવિધતા સચવાઈ છે. લેખો સરળ ભાષામાં લખાએલા હોઈ મહિલામિત્રની ગરજ સારી રીતે સારે છે. લેખોની ઉપયોગિતા નીચે આપેલા વિષયો ઉપરથી* સમજી શકાશે.

(૧) સ્ત્રીઓની સામાજિક સુધારણા (૨) શિખધર્મ અને શિખ સ્ત્રીઓ (૩) માલિની ( એક અંકી નાટક ) (૪) એક-પુષ્પ (૫) સ્ત્રી-આત્મા (૬) બાળલગ્ન (૭) સિદ્ધાર્થનો ગૃહત્યાગ (૮) શ્રીમતી અબલા બોઝ (૯) મહાત્મા બુદ્ધ (૧૦) ઇસુખ્રિસ્તનું જીવન (૧૧) પેગંબર મહમદ (૧૨) પેગમ્બર જરથોસ્ત (૧૩) અંગ્રેજી ન જાણનાર સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણની યોજના, ઇત્યાદિ ઇત્યાદિ.

સંપાદકો તેમના નિવેદનમાં લેખકોના સહકારની ઉણપ સૂચવે છે; અને પ્રોત્સાહન ન મળવામાં પોતાનો દોષ લુએ છે. પણ અમને લાગે છે કે તેમાં એમનો દોષ નથી. જો કોઇનો દોષ હોય તો આ વાર્ષિકની વાર્ષિકતાનો છે. પોતાનો લેખ વર્ષ પછી છપાય એ સ્થિતિ ભાગ્યેજ કોઇપણ લેખકને પ્રોત્સાહિત કરી શકે; એટલી ધીરજ સર્વસાધારણ નથી. અમને એમ લાગે છે કે જો 'મહિલામિત્ર'ને માસિક નહિ તો દ્વિમાસિક કે ત્રિમાસિક કરવામાં આવે તો લેખોની ઉણપ નહિ રહે; કારણ કે વર્તમાન યુગના કોઇપણ પ્રશ્ન કરતાં સ્ત્રીનો પ્રશ્ન વધારે મહત્વનો અને વિવિધ પ્રકારની ચર્ચાનો અવકાશવાળો છે. કેવળ આ દૃષ્ટિએ પણ તે માસિક થવાને યોગ્ય છે. અમને ખાત્રી છે કે ગુજરાતના આ બે વિદુષીરત્નોના પ્રકાશથી ઝળહળતું માસિક અવશ્ય સફળ થાય. અમે આશા રાખીએ છીએ કે મહિલામિત્રના સંચાલકો અને સંપાદકો આ સૂચના ધ્યાનમાં લેશે. ૨.

* આ વાર્ષિકના પ્રારંભ કે અંતમાં કાંઈ ઠેકાણે લેખોનો દેખાતો નથી.

## ત્રણ વાર્તાઓ

શ્રી. મહાદેવભાઈએ શરતબાબુની ત્રણ વાર્તાઓનું ગુજરાતી ભાષાંતર કરી નવજીવન પ્રકાશનમંદિર તરફથી તે પ્રસિદ્ધ કરાવ્યું છે. ભાષાંતરકારે ત્રણે વાર્તાઓ એવી પસંદ કરી છે કે જેની અંદર એકજ ભાવ આવી જાય. સ્ત્રીઓના ઉચ્ચતમ ગુણોમાં માતૃપ્રેમને પહેલું સ્થાન મળે છે. મરીને જીવવાની કળા માતા સ્વભાવતઃ જ જાણે છે. અત્યંત મંગલ, અત્યંત ઉજ્જવલ, અત્યંત પ્રેમમય એવી કોઇ પણ વસ્તુને કે વૃત્તિને હંમેશા માતાની ઉપમા અપાય છે. કવિઓની પણ ગતિ જ્યાં થોભી જાય એવું એકજ ક્ષેત્ર છે, અને તે માતાનું વાત્સલ્ય. એક સમર્થ મરાઠી કવિએ

> जें आनंदेंही रडतें
> दुःखांत कसें तें होइ?

એ રીતે માતૃવૃત્તિનું વર્ણન કર્યું છે. " જે આનંદથી પણ રડે છે તેની દુઃખમાં શી અવસ્થા થશે ! " એનો જવાબ કવિ આપી નથી શકતો. એનો જવાબ તો માતાનો બાળક જ આપી શકે એમ કહી કવિ સ્તબ્ધ થઇ જાય છે.

એકજ સૂત્રમાં ગુંથેલ ફૂલોની માળા બને, તેમ શરતબાબુની આ ત્રણે વાર્તાઓથી એકજ ભાવ પ્રકટ થા

છે. ત્રણેની પરિસ્થિતિ ભિન્ન છે; ત્રણેમાંનાં સ્વભાવચિત્રો પણ ભિન્ન છે, છતાં ત્રણેમાં ભાવ એકજ છે. ફુલોની ઉપમાજ આગળ ચલાવીએ તો એક મોગરાનું ફુલ છે, એક ગુલાબનું ફુલ છે અને એક ચમેલીનું ફુલ છે; અને ત્રણેની એકત્ર સુગંધ માતૃભાવને પ્રકટ કરે છે.

બધી વાર્તાઓમાં વિશેષતા એ છે કે દરેક સ્ત્રીનો માતૃભાવ પારકાના છોકરા પર ઢળતો બતાવ્યો છે. વિશુદ્ધ માતૃભાવમાં સગાઈસંબંધના ખ્યાલ ન આવે, સ્વાર્થની ગંધ પણ ન હોઇ શકે, એ ભાવ વિશદ કરવા ખાતરજ લેખકે આવાં ચિત્ર આલેખ્યાં છે એમાં શંકા નથી. અને સાથે સાથે જ પ્રત્યક્ષ માતાનો સંબંધ હોવા છતાં સ્વાર્થ અને અસૂયા આ બે વૃત્તિથી સ્ત્રીસહજ વાત્સલ્યનો પણ નાશ કેમ થાય છે તેનું સુંદર દૃશ્ય કવિએ આપેલું છે. કાળા કાગળ ઉપર ધોળું ચિત્ર સુંદર દેખાય છે; પ્રત્યક્ષ માતામાં વાત્સલ્યનો અભાવ બતાવી લેખકે એજ કાર્ય સાધ્યું છે.

આવો વિશ્વવ્યાપી ભાવ પ્રકટ કર્યા છતાં લેખકને ઘરના બારણાની બહાર નથી જવું પડતું. આ વાર્તાઓમાં નથી કાવ્યમય નિસર્ગ વર્ણન; નથી કોઇ ભયંકર પ્રસંગ; કે નથી કોઇ અમૂર્ત બનાવ. વાર્તામાંનો દરેક બનાવ આપણા હંમેશના અનુભવો છે. હરઘડી આપણે એવા પ્રસંગો જોઇએ છીએ, અનુભવીએ છીએ છતાં જાણી નથી શકતા. અતિ પરિચયને લીધે અવજ્ઞા થાય છે, શરત્બાબુએ બેદરકારીનો પડદો ખેંચી લઇ દરરોજની વસ્તુસ્થિતિનું ચિત્ર આપણી આગળ મુકયું છે; અને એમાંજ એમની કળા રહેલ છે.

પુસ્તક વાંચીને પહેલીજ અસર થાય છે તે એ કે ગ્રંથકાર નૈસર્ગિક સ્ત્રીસ્વભાવનો કુશળ ચિત્રકાર છે. પહેલી વાર્તાનું નામ બિંદુનો કીકો છે. એની અંદર વૈભવમા જન્મેલી, વૈભવમાં ઉછરેલી અને વૈભવ લઇને જ જાદવના ઘરમાં આવેલી બિંદુનું ચિત્ર છે. વૈભવની સ્વાભાવિક અસર એનાં ઉપર પૂરેપૂરી દેખાય છે. તે અભિમાની છે; બેદરકાર છે; છતાં તેનું અંતર તો કોમળજ છે. અન્નપૂર્ણા—તેની જેઠાણી—નો સ્વભાવ પણ થોડોક સ્વાભિમાની છતાં અત્યંત પ્રેમળ બતાવ્યો છે. મોટાભાઈ જાદવ સદૈવ અરીલના ધ્યાનમાં હોવા છતાં અત્યંત શાંત અને નિર્મળ હૃદયને ચાહનારા છે. નાની વહુને તે 'મા' કહીને બોલાવે છે. બિંદુના પતિને એક વિદ્વાન, ઉદ્યોગી, ઘરની ભાંજગડમાં વધારે લક્ષ ન આપનાર, શાંત અને નિશ્ચયી એવો તરૂણ બતાવ્યો છે. અન્નપૂર્ણાએ પોતાનો પુત્ર અમૂલ્ય બિંદુને સોંપી દીધો ત્યારથી વાર્તાની શરૂઆત થાય છે. પછી જાદવની બેન એલોકશી પોતાના પુત્ર સહિત ત્યાં આવીને રહે છે. નરેન્દ્રની સંગતિથી અમૂલ્ય બગડતો જાય છે. તેને લઇને ઘરમાં ટંટો જાગે છે અને દેરાણી જેઠાણી સોગન લઈ જુદા પડે છે. પણ છેવટે પુત્રપ્રેમનો—માતૃવાત્સલ્યનો વિજય થઇ બધા એક થઇ જાય છે.

બીજી વાર્તા 'રામની સુમતિ'. એમાં રામલાલ એક માતૃવિહીન છોકરો છે. મરતી વખતે તેની માએ તેને પોતાના સાવકા પુત્રની વહુ નારાયણીને સોંપી દીધો છે. નારાયણી પુત્રવત્ તેનું પાલન કરે છે. રામલાલ અસંત તોફાની અને દુષ્ટ પ્રવૃત્તિવાળો છતાં નિર્મળ છોકરો છે. ગામના બધા ખેડુતો, ડૉક્તર, દારોગા સૌ કોઇ એનાથી ડરે છે. પોતાની ભાભી વગર તે કોઇને ગણકારતો નથી. નારાયણીની મા દિગમ્બરી ઘરમાં આવે છે ત્યાં સુધી બધું ઠીક ચાલે છે. પણ તેના આવવા પછી તેની અસૂયાને લીધે કલહ ઉત્પન્ન થાય છે. પરિણામે રામલાલને ઘરમાંથી જુદો કાઢવામાં આવે છે. તેના દુઃખનો પાર નથી રહેતો. તે ઘરમાંથી નીકળી મામાને ઘેર જવા તૈયાર થાય છે, પણ છેવટે માતૃપ્રેમના પ્રભાવથી બધું શાંત થઈ વાર્તાનો અંત આનંદમાં અને પ્રેમમાંજ આવે છે.

ત્રીજી વાર્તા—બાબહેન—માં કૃષ્ણો એક માતૃવિહીન, ગરીબ છોકરો પોતાની સાવકી બ્હેન કાદમ્બિનીને ત્યાં આશ્રય લેવા આવી રહે છે. કાદમ્બિની તેને અત્યંત દુભવે છે; પેટભર ખાવાનું પણ આપતી નથી; મારઝુડ પુષ્કળ કરી વખતે પડતું કામ કરાવે છે. તેની દુઃખી હાલત જોઇ કાદમ્બિનીની દેરાણી હેમાંગિનીને દયા આવે છે, એના અંતરમાં તેના વિષે માતૃભાવ ઉત્પન્ન થાય છે. અને પોતાના પતિની સામે સત્યાગ્રહ કરી તે કૃષ્ણાને તે દુઃખમાંથી છોડવી પોતાના પુત્ર તરીકે સ્વીકાર કરે છે.

ત્રણે વાર્તાઓમાં નૈસર્ગિક માતૃભાવ કેમ પ્રકટ થાય છે અને તેની કેવી અસર થાય છે તે બતાવ્યું છે. બિ-

-દુનો પ્રેમ તો એક ક્ષુલ્લક બનાવમાંથીજ ઉત્પન્ન થાય છે. જેઠાણી પોતાના પુત્રને તેના ખોળામાં મૂકી જાય છે. આટલા પ્રસંગમાંજ તેના ભાવનો ઉદ્ભવ છે. બીજીમાંનો પ્રેમભાવ દહાડે દહાડે વૃદ્ધ પામેલો અને અત્યંત ઉત્કટ એવો છે, ત્રીજી વાર્તામાંનો માતૃભાવ, છોકરાનું દુઃખ જોઇ ઉત્પન્ન થયેલો છે. ત્રણેનો ઉદ્ભવ ગમે તેવો હોય છતાં ત્રણે ભાવ સરખા જ ઉત્કટ અને ઉજ્જવળ છે.

નિષ્કામ, નિઃસ્વાર્થી પ્રેમ શું ન કરી શકે ? પુત્ર-પ્રેમના બળતા અંગારમાં બિન્દુનું અભિમાન ગળી જાય છે-તે ગરીબ ગાય જેવી બને છે.

નારાયણીના વાત્સલ્યના પ્રભાવે પવન જેવો તોફાની રામલાલ આકાશ જેવો શાંત થઇ જાય છે. અને હેમાંગિનીના વાત્સલ્યથી તેનો પતિ વિપીન પણ સુધરી જાય છે.

વાર્તા ચિતરવામાં લેખકે પોતાનું અત્યંત કૌશલ્ય બતાવ્યું છે. પુસ્તકનો ગુજરાતી તરજુમો પણ ચોપડીના વિષયને છાજે એવો છે. વાર્તાના પ્રસંગ જેમ બારણાની બહાર જતા નથી, તેમ ભાષાંતરની ભાષા પણ બારણાની બહાર નથી જતી. વાર્તાનો ભાવ પ્રકટ કરે એવી પ્રેમળ છતાં ઓજસ્વી ભાષા મહાદેવભાઇએ વાપરી છે. સોનાના થાળમાં રત્નનો હાર મૂકીએ તેવી શોભા શરત્બાબુની વાર્તાઓ મહાદેવભાઇની ભાષામાં મૂકાવાથી આવી છે.

નવજીવન પ્રકાશનમંદિરે પહેલીજ વાર નવલકથાને પોતાના ક્ષેત્રમાં દાખલ કરી છે. છતાં પોતાની ઉચ્ચ પદવીને છાજે એવીજ કૃતિ મંદિરે બહાર પાડી છે. ગુજરાતના નવરા લોકો દુર્બલ પ્રેમકથાઓ વાંચે અને પોતાનું વીરત્વ ગુમાવે, તેના કરતાં આવી નિર્દોષ વાર્તાઓ વાંચી કંઇક વધારે મેળવશે એમાં શંકા નથી. અને તે દૃષ્ટિએ પ્રકાશનમંદિરને આ ક્ષેત્રમાં વધારે અખતરા કરવા ઘટે છે એમ લાગે છે. એમ કરવાથી પ્રત્યક્ષ ઘટનાનું પુણ્ય નહીં તો પણ જુવાનોના વહેતા મગજને અટકાવવાનું પુણ્ય તો પ્રકાશનમંદિરને મળશેજ. અંતે આ ઉત્કૃષ્ટ ચોપડી વિદ્યાપીઠમાં પાઠ્યપુસ્તક તરીકે નીમાવા પણ સર્વથા યોગ્ય છે એવી એક સૂચના કરી, તેનો આકંઠ આસ્વાદ લેવાનો આગ્રહ ગુજરાતના વાચકોને કરીએ તો તેમાં વધારે પડતું કાંઇજ નથી.

ગો. રા. કુ.

ગિરિધર ગીતાવલિ-લેખક ગિરિધરલાલ રેવાશંકર પંડ્યા, પ્રકાશક જમાલ હીરજી દેવાણી, પૃષ્ટ આશરે ૨૦૦, પાકા પૂંઠાની કિંમત રૂા. ૧-૦-૦, કાચા પૂંઠાના રૂા. ૦-૧૨-૦.

લેખક જુનાગઢ બહાઉદ્દીન કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે વખતે લખેલાં ૨૩ કાવ્યોનો આ સંગ્રહ છે. ૨૨ વરસની ભરજુવાન વયે લેખકનું મૃત્યુ થયું છે અને તેઓ તેમની પાછળ ઘરડાં માબાપ અને એક ૧૦ વરસની બાલવિધવા મૂકી ગયા છે. આ નિરાધાર કુટુમ્બના પોષણ અર્થે આ પુસ્તકની આવક વપરાવાની છે એટલે આ પરમાર્થના કાર્યમાં પુસ્તકના ગુણદોષ તરફ ન જોતાં કેવળ પરમાર્થ દૃષ્ટિથીજ વિચાર કરવા સૌ કોઇને વનંતિ છે. આ પુસ્તક યુગધર્મ કાર્યાલયમાંથી પણ મળી શકશે.

જુનાગઢ સાર્વજનિક વિદ્યાર્થીઆશ્રમ—આ આશ્રમનાં છેલ્લાં ત્રણ વર્ષનો રીપોર્ટ અમને અવલોકનાર્થે મળ્યો છે. આશ્રમનો ૨૮ ગરીબ વિદ્યાર્થીઓ આશ્રય લે છે અને જૂદી જૂદી શાળાઓ તથા કોલેજમાં અભ્યાસ કરે છે. આ આશ્રમને વ્યવસ્થાપક કમિટી નથી; આશ્રમનો બધો વહિવટ તેના વ્યવસ્થાપક ભાઇ જમાલ હીરજી દેવાણી જ સંભાળે છે. તેઓ જ તેના આત્મા છે. આશ્રમમાં હિંદુ તેમજ ખોજા વિદ્યાર્થીઓ સાથે સાથે જ રહે છે અને અભ્યાસ કરે છે. આશ્રમનું વાર્ષિક ખર્ચ રૂા. ૫૦૦૦) છે. આશ્રમને ફંડ ખૂટી જવાથી રૂા. ૧૫૦૦) નું દેવું થયું છે અને તે માટે આશ્રમને તાત્કાળિક મદદની જરૂર છે. મદદ કરવા ઇચ્છનાર ભાઇઓએ પોતાનાં નાણાં આશ્રમના વ્યવસ્થાપકને મોકલી આપવાં.

રાણા પ્રતાપસિંહ-અનુવાદકઃ ઝવેરચંદ મેઘાણી, સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર કિં. ૦-૧૨-૦.

૧૮૫૭ ના બળવા સુધી ભારતમાં એક ચક્રે કોઇ પણ પરદેશી સત્તા રાજ્ય સ્થાપન કરી શકી ન હતી. રજપુતો, મરાઠા, શિખ, એમ એક પછી એક જાતિઓ ભારતના સ્વાતંત્ર્યનો અગ્નિ પ્રજ્વલિત રાખતી ગઇ, પરંતુ બળવા પછી ભારતમાં એક ચક્રે અમલ સ્થપાયો અને તે સામે પડકાર કરનાર એક પણ માઇનો પૂત સારા ભારતમાંથી ન નીકળ્યો. હાલમાં મહાત્માજીએ પાછો એ અગ્નિ પ્રકટાવ્યો છે. તે સમયે ભારતસમ્રાટ્ અકબરની સામે એકલા હાથે ઝૂઝનાર હિંદુ જાતિના મુકુટમણિ મહારાણા પ્રતાપસિંહનું અદ્ભુત ચરિત્ર આલેખતું આ નાટક પ્રસિદ્ધ થયું તે યોગ્ય છે. અત્યાર અગાઉ ગુજરાતી ભાષામાં પ્રતાપ વિષે બે સ્વતંત્ર નાટકો લખાયાં છે, પરંતુ તે બન્નેના કરતાં

આ નાટક જૂદાજ પ્રકારનું છે. મૂળ લેખક બાબુ દ્વિજેન્દ્રલાલ રૉયની ઉજ્જવલ દેશભક્તિની ગાઢ છાપ ભાઇ મેઘાણીએ એમની સચોટ, સરળ, લાક્ષણિક શૈલીમાં દરેક આ અનુવાદમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. ગુજરાતમાં તે ઘેર ઘેર સ્વાતંત્ર્યનો પ્રદીપ પ્રકટાવો, એજ પ્રાર્થના.

મિરકાસમ—અનુવાદકઃ મહાશંકર ઇન્દ્રજી દવે, પ્રકાશકઃ લાભશંકર જીવરાજ જોશી, ખાડીઆ, દેસાઇની પોળ, અમદાવાદ. કિં. રૂ. ૧.

ગુજરાતમાં બંગાળી ભાષા જાણનાર વધતા જાય છે. પરંતુ તેમાંના મોટા ભાગનું બંગાળી સાહિત્ય વિષેનું જ્ઞાન મર્યાદિત હોવાથી અને લખવામાં કોઇ ઉચ્ચ ઉદ્દેશ ન હોવાથી જે કોઈ નવલકથાનું પુસ્તક હાથમાં ચડી આવે તેનું ભાષાંતર તેઓ કરી નાંખે છે. આ પ્રમાણે આપણી ભાષામાં કચરો વધ્યે જાય છે. આમ હોવાથી રા. મહાશંકરે બંગાળી ઐતિહાસિક ગ્રંથોના અનુવાદો કરવાનું કામ ઉપાડી લીધું છે, તે બહુ ખુશી થવા જેવું છે. થોડા સમય પહેલાંજ તેમણે બાબુ અક્ષયકુમાર મૈત્રેયકૃત "સિરાજઉદ્દૌલા"નો અનુવાદ કર્યો હતો. પ્રસ્તુત અનુવાદગ્રંથનો મૂળ લેખક પણ તેજ વિદ્વાન ઇતિહાસકાર છે.

બંગાળામાં જે રાષ્ટ્રીય અસ્મિતા દેખાય છે તેનું મુખ્ય કારણ તેનું સાહિત્ય—ખાસ કરીને ઐતિહાસિક સાહિત્ય છે. અક્ષયકુમાર મૈત્રેય, નિખીલનાથ રૉય, ચંડીચરણ સેન વગેરે ઇતિહાસકારોએ પુષ્કળ પરિશ્રમ કરી બંગાળાનો સાચો ઇતિહાસ પ્રજા સમક્ષ રજુ કર્યો છે. ગુજરાતનો ઇતિહાસ હજુ કેમ લખાયો નથી એમ જ્યારે આપણા વિદ્વાનોને પૂછવામાં આવે છે ત્યારે તેમના તરફથી એવો જવાબ મળે છે કે ગુજરાતના ઇતિહાસનાં સાધનો ક્યાં છે? ખરી વાત છે કે ગુજરાતના પ્રાચીન ઇતિહાસ માટેનાં જોઇએ તેટલાં અને તેવાં સાધનો આપણી પાસે નથી. પરંતુ બંગાળી વિદ્વાનોએ કર્યું છે તે પ્રમાણે શા માટે આપણે પણ જે સમયનાં આપણી પાસે પુષ્કળ સાધનો છે એવા સમયથી શરૂઆત ન કરીએ? .

"મિરકાસમ" માં કાસિમઅલીખાં બંગાળાની ગાદીએ આવ્યો ત્યારથી માંડીને કંપનીનું રમકડું મટી ખરો નવાબ બનવાના પ્રયત્નમાં તે નિષ્ફળ નીવડ્યો અને તેનું પતન થયું ત્યાં સુધીના બનાવો વર્ણવવામાં આવ્યા છે. તેમાં મિરકાસમની દેશભક્તિ અને કંપનીના નોકરોની સ્વાર્થાન્ધતાનો પૂરેપૂરો ચિતાર અનેક પ્રમાણોથી લેખકે આપ્યો છે. હિંદુસ્તાનના ઇતિહાસના દરેક અભ્યાસીએ અને શિક્ષકે આ પુસ્તક અવશ્ય વાંચવું જોઈએ.

સંવાદમાલા—(જ્ઞાનવર્ધક પુસ્તકમાલા પુ. ૩૬) સંપાદકઃ જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કિં. રૂા. ૨–૮–૦

દલપત, કાન્ત, રા. ન્હાનાલાલ, રા. નરસિંહરાવ, રા. બ. ક. ઠાકોર, સૌ. વિદ્યાગૌરી વગેરે પ્રતિષ્ઠિત લેખકોના ૩૬ સંવાદોનો આ સંગ્રહ ગુજરાતી સાહિત્યમાં અગત્યની ખોટ પૂરી પાડે છે. અત્યાર અગાઉ સંવાદોનાં પાંચેક પુસ્તકો પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે, તેમાંથી બે તો શાળાઓના મેળાવડામાં ભજવી શકાય તેવા સંવાદોના સંગ્રહો છે અને એક ભાષાંતર છે. પ્રસ્તુત પુસ્તક આ સર્વના કરતાં જૂદાજ પ્રકારનું છે. તેમાં સામયિક પત્રોમાં છૂટા છૂટા વેરાયલા અને દુષ્પ્રાપ્ય થઇ પડેલા સંવાદો એકત્ર કરવામાં આવ્યા છે, જે હાલના વાંચનારાઓને નવાજ લાગે તેમ છે. લેખકોની છબીઓ, સારી બાંધણી તથા છપાઇ વગેરે બાહ્યાકર્ષણોથી પુસ્તકને બને તેટલું સુંદર કરવાનો પ્રસિદ્ધકર્તાએ સારો પ્રયત્ન કર્યો છે.

સીતા—અનુવાદકઃ ચુનીલાલ મૂળજીભાઇ ત્રિપાઠી, પ્રકાશકઃ જીવનલાલ અમરશી મહેતા. કિં. ૦–૧૨–૦

આ નાટક પણ "પ્રતાપસિંહ"ની માફક દ્વિજેન્દ્રલાલ રૉયના બંગાળી નાટકનો અનુવાદ છે. ભાઈ ચુનીલાલે અગાઉ "મેવાડપતન" નામે દ્વિજેન્દ્રબાબુના એક નાટકનો અનુવાદ કર્યો હતો તેને ગુજરાતે ઠીક સત્કાર આપ્યો છે. આ અનુવાદ પણ તેના જેવોજ સરળ છે.

સતી સીતાનું ચરિત્ર વાલ્મીકિથી માંડીને અનેક પ્રતિભાશાળી લેખકોએ આલેખ્યું છે. તેમાં દ્વિજેન્દ્રબાબુએ આ નાટકમાં આલેખેલ ચરિત્ર અતિ ઉન્નત સ્થાન લે તેવું છે. વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિ વગેરેના ગ્રંથોમાં રામચંદ્રજી લક્ષ્મણ પાસે તપોવન દેખાડવાના બહાને સીતાજીને વનમાં મોકલાવી આપે છે. આમાં જે છલનો અંશ રહેલ છે, તે દ્વિજેન્દ્રબાબુના નાટકમાં દૂર કરવામાં આવ્યો છે. તેથી રામચંદ્રજીના ચરિત્રમાંનું એક માત્ર કલંક દૂર થાય છે એટલુંજ નહિ, પણ તેથી સીતાજી પ્રત્યેની આપણી ભક્તિ પણ અત્યંત

વધી જાય છે. રામચંદ્રજીને અચકાતા જોઇ સીતાજી કહે છે:—"પ્રભુ ! તમે પિતાના સત્યની રક્ષા કરી હતી, હું પણ પતિના સત્યનું રક્ષણ કરીશ....હું આ અયોધ્યા છોડી વનમાં જઇશ !" સીતારામના ચરિત્ર-લેખન માટે લેખકનાં વખાણ કરવા જેવું છે, પણ તેમણે મહર્ષિ વશિષ્ઠને જરાથી બુદ્ધિભ્રંશ થયેલા જેવા ચિતર્યા છે તે અમને અરૂચિકર લાગે છે.

મેઝીનીના લેખો—અનુવાદક: સાકરલાલ તુલજાશંકર યાજ્ઞિક, પ્રકાશક: જીવનલાલ મહેતા. કિ. રૂા. ૧.

પ્રખ્યાત ઇટાલિયન દેશભક્ત, તત્ત્વજ્ઞ અને દ્રષ્ટા મૅઝીનીના Duties of Man નું આ ભાષાંતર અંગ્રેજી ઉપરથી નહિ પરંતુ તેના એક મરાઠી અનુવાદ પરથી કરવામાં આવ્યું છે. આ પ્રમાણે અંગ્રેજી જેવી હિન્દુસ્તાનમાં સર્વસાધારણ થઈ પડેલ ભાષામાં લખાયેલ પુસ્તકનો સીધો અનુવાદ ન કરતાં એકાદ હિંદી ભાષામાં તેના થયેલ ભાષાંતરનો સહેલાઇને માટે આશ્રય લેવાય એ રીત બિલકુલ પસંદ કરવા જેવી નથી. આ દોષ બાજુએ મૂકતાં આ અનુવાદને અમે અંતઃકરણપૂર્વક આવકાર આપીએ છીએ. તેમાં દર્શાવેલા વિચારો અત્યારની આપણી પરિસ્થિતિમાં અતિ ઉપયોગી છે, અને અનુવાદકે તે જેમ બને તેમ સાદી ભાષામાં લખી મૂકનાથી આવી છે." " [illegible]ખું પુસ્તક મનન કરવા નવજીવન પ્રકાશનમંદિરે કર્તવ્યો " નું પ્રકરણ જોઈએ. સ્વતંત્ર રાષ્ટ્ર પોતાના ક્ષેત્રમાં દાખલ કરી પદવીને છાજે એવીજ કૃતિ પ્રજા મેળવે નહિ ત્યાં ગુજરાતના નવરા લોકો દુર્બલ નથી તે વાત તેમાં પોતાનું વીરત્વ ગુમાવે, તેના કરતાં વાંચી કંઇક વધારે મેળવશે એમાં શક કૃત બંગાળી દૃષ્ટિએ પ્રકાશનમંદિરને આ ક્ષેત્રમાં વ કલકત્તામાં કરવા ઘટે છે એમ લાગે છે. એમ કરવાથી અવસંતનાનું પુણ્ય નહીં તો પણ જુવાનોના વહેતા મને અટકાવવાનું પુણ્ય તો પ્રકાશનમંદિરને મળશેજ. આ ઉત્કૃષ્ટ ચોપડી વિદ્યાપીઠમાં પાઠ્યપુસ્તક તરીકે નીમાવા પણ સર્વથા યોગ્ય છે એવી એક સૂચના કરી, તેનો આકંઠ આસ્વાદ લેવાનો આગ્રહ ગુજરાતના વાચકોને કરીએ તો તેમાં વધારે પડતું કાંઈજ નથી.

ગો. ર. કુ.

ગિરિધર ગીતાવાલા-લેખક ગિરિધરલાલ રેવાશંકર પંડ્યા, પ્રકાશક જમાલ હીરજી દેરાણી, પૃષ્ટ આશરે ૨૦૦, પાકા પૂંઠાની કિંમત રૂા. ૧-૦-૦, કાચા પૂંઠાના રૂા. ૦-૧૨-૦.

શિક્ષક અને શિક્ષણ—લેખક: શ્રી દક્ષિણામૂર્તિભવનનું અધ્યાપકમંડળ. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. પૃ. ૪૮૦, મૂલ્ય ૨-૮-૦.

આ પુસ્તક જૂદે જૂદે પ્રસંગે લખેલા છુટાછવાયા લેખોનો સંગ્રહ છે. લેખો કેવળ તત્ત્વમીમાંસા ( theories ) નથી પણ શિક્ષણને જ જીવનનું મુખ્ય ધ્યેય કરનારા શિક્ષકોના અનુભવમાંથી ઉદ્ભવેલા છે. દરેક લેખમાં શિક્ષણના કાર્યને જ પ્રાધાન્ય આપેલું છે. અને શિક્ષણમાં ઉપયોગી થાય તેવા નિયમો-સિદ્ધાન્તો તેમાં ઠેકઠેકાણે વેરાયેલા છે. આ કોઇ સળંગસૂત્ર પુસ્તક ન હોવાથી આખા પુસ્તકનો પરિચય એક સાથે આપવો મુશ્કેલ છે પણ થોડાએક લેખોના પરિચય ઉપરથી આખા પુસ્તકનો ખ્યાલ આવી શકશે. 'વર્ગવ્યવસ્થા'ના લેખમાં શિક્ષકે કેમ બેસવું, અવાજ કેવો રાખવો, બાળકોને કામમાં રસ લેતા કેવી રીતે કરવા અને કામમાં ઝડપ તેમજ ઝીણવટ કેવી રીતે લાવવી એ સર્વ વ્યવહારૂ દાખલા આપી ચર્ચેલું છે. અને એ ચર્ચા હેતુપુરઃસર કરેલી છે. "ઘણા શિક્ષકો ફરિયાદ કરતા સંભળાય છે કે અમુક વિદ્યાર્થી વર્ગમાં બહુ જ તોફાન કરે છે અને તે અવ્યવસ્થા ઉભી કરે છે. પણ એ તોફાનનું કારણ તપાસીએ તો ચોકસ માલુમ પડશે કે જ્યારે જ્યારે તે નવરો પડે છે ત્યારે ત્યારે જ તે આવી જાતનાં અડપલાં કરે છે......પરંતુ એ શિક્ષકભાઇએ જાણવું જોઇએ કે જેનાં શરીર અને મન સ્ફૂર્તિથી-ચેતનથી ભરેલાં છે તે વિદ્યાર્થી નવરો પડતાં બીજું કરે પણ શું ?" તેવી જ રીતે 'શ્રુતલેખન'માં પણ અનેક વ્યવહારૂ સૂચનાઓ છે જેમકે વાક્ય એકજ વાર બોલવું, પહેલાં વાક્ય કે વાક્યાંગ આખું સાંભળીને પછી વિદ્યાર્થીઓએ લખવું, વિરામચિહ્નો બોલી બતાવવાં નહિ, વગેરે. 'ગૃહપતિ કેવો જોઇએ' એ લેખમાં પણ અનેક વ્યવહારૂ સૂચના પૂરી છે. તે ઉપરાંત સંસ્કૃત શીખવવાની નવી એ કવિતા કેમ શીખવવી, શ્રુતલેખન વગેરેમાં સં જાતની શિક્ષણપદ્ધતિની ચર્ચાઓ છે.

પણ આખા પુસ્તકમાં અમને સર્વથી ઉત્તમ લાગ્યું તે દરેક લેખકની પોતાના વિષય તરફની ભક્તિ

અને વિદ્યાર્થી તરફની તેની અખૂટ શ્રદ્ધા છે. કવિને પ્રતિભા જેટલી આવશ્યક છે તેટલીજ તે શિક્ષકને આવશ્યક છે. એનાથી જ શિક્ષક ખરો શિક્ષક બને છે. મનની તે ઘણી જ વ્યાપક વૃત્તિ છે અને આ આખા પુસ્તકમાં અમને તે ઊજળે રૂપે દેખાય છે.

પુસ્તકમાં નાના નાના નિબંધો જ છે અને એથી સામાન્ય માણસોને તે વધારે ઉપયોગી અને સુવાચ્ય બને છે. વિષયોની ચર્ચા તત્ત્વદૃષ્ટિએ અને હેતુપુરઃસર કરી છે છતાં સામાન્ય માણસ પણ સમજી શકે તેવી છે અને તેમાં બાળકનાં માબાપોને લગતા અનેક લેખો હોવાથી તે શિક્ષણનું પાઠ્યપુસ્તક થવાને જેટલું યોગ્ય છે તેટલું જ દરેક ઘરમાં રાખવા યોગ્ય પણ છે. શિક્ષણના પુસ્તકની ખોટ અને સ્વતંત્ર અખતરાની ખોટને પહોંચી વળવા જે પ્રયત્નો આ નાનું અધ્યાપક-મંડળ દેશના એક ખૂણામાં ધૈર્યથી કરે છે તેને અભિનન્દન ઘટે છે.

**કેટલાંએક સ્તોત્રો**—પ્રકાશકઃ નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. સત્તર સંસ્કૃત સ્તોત્રોનો આ સંગ્રહ છે. સંસ્કૃતમાં સ્તોત્રોના ઘણા સંગ્રહો છે પણ આ સંગ્રહ તેમાં કર્તાની યોજના અને રસવૃત્તિથી વિશિષ્ટ સ્થાન ભોગવે છે. સ્તોત્રો ઠેઠ વેદકાળથી શરૂ કરેલાં છે. વેદ, ઉપનિષદ્, ગીતા, ભાગવતમાંથી લેવા ઉપરાંત તેમાં ગણેશ, હરિહર, દેવી, રામ વગેરે દેવોની પણ સ્તુતિઓ છે. બીજું ખાસ ધ્યાન ખેંચે એવું એ છે કે આમાં બે જૈન સ્તોત્રોનો પણ સમાવેશ કરેલો છે.

હિન્દુઓના અનેક પંથો જૈનો વગેરેનું જે ઐક્ય આપણે સાધવા પ્રયત્ન કરીએ છીએ તેની સાચી દિશાનો આ ખાતે અગત્યનો પ્રયત્ન છે. આખું પુસ્તક સંગ્રાહકની ઊંચી કાવ્યચિકિત્સક દૃષ્ટિની સાક્ષી પૂરે છે.

**વાર્તા કહેનારને**—લેખકઃ ગિજુભાઈ. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર.

બાળશિક્ષણના આ અતિ રસમય અને અગત્યના વિષય ઉપરનો નિબંધ છે.

**विनयमंदिरके लिये गणितकी परिभाषा**—યોજકઃ હરિહર પ્રાણશંકર ભટ્ટ. રાષ્ટ્રીય વિદ્યામંદિર, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી.

રાષ્ટ્રીય શિક્ષણમાં ગણિતનો વિષય સ્વભાષા દ્વારા શીખવી શકાય એટલા માટે આ નાની ચોપડી અતિશ્રમથી કર્તાએ પ્રકટ કરી છે. આ વિષયમાં રસ લેનારાઓએ તેની ચર્ચાથી તે પ્રયત્ન સફલ કરવો જોઇએ.

**હિન્દી સુભાષિતો પ્રથમ વર્ષ**—સંગ્રહ કરનાર મણિલાલ દવે. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. ૦-૧-૬.

**ચાલણગાડી નાની**—લેખકઃ ગિજુભાઈ અને જુગતરામ. આનો પરિચય તેની પ્રથમાવૃત્તિ વખતે અમે કરાવી ગયેલ છે. માત્ર તેને સચિત્ર જોવાની બતાવેલી ઇચ્છા આ આવૃત્તિમાં સફળ થયેલી જોઈ તેને સવિશેષ આવકાર આપીએ છીએ.

**મોટી બ્હેન**—લખનારઃ ગિજુભાઈ અને જુગતરામ. નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ. ૦-૮-૦. નાની મોટી ચાલણગાડીની શ્રેણીનું જ આ પુસ્તક છે. બાળકોને તેમાં રસ પડશે.

**સુંદર બોર**—સંગ્રહ કરનારઃ ગિરિજાશંકર ભગવાનજી બધેકા. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. ૦-૧૦-૦. બાળકોને ઉપયોગનાં જૂનાં લોકગીતો તથા કેટલાંએક આધુનિક ગીતોનો સંગ્રહ છે. લેખકની બાલસાહિત્યની પ્રવૃત્તિ સત્કારયોગ્ય છે.

મહાત્મા ગાંધીને પુષ્પાંજલિ—લેખક લતીફ, પ્રકાશક અબ્દુલ લતીફ ઇબ્રાહિમ. અંજાર (કચ્છ).

**પ્રાચીન કાવ્યસુધા ભાગ ૧ લો તથા ર જો.** સંશોધનકર્તાઃ છગનલાલ વિદ્યારામ રાવળ. પ્રકાશકઃ રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી. એમ. આર. એ. એસ. મૂલ્ય દરેકનો રૂ ૧ા.

શ્રી છગનલાલ વિદ્યારામ રાવળે પોતાના બચત વખતમાં પ્રાચીન કાવ્યોનો સંગ્રહ કરેલો તેમાંથી ચુંટણી કરી સારાં સારાં કાવ્યો સાત ભાગમાં પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું છે. મુંબઇના શેઠ શ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ આ પ્રકાશનના કામને ઉદાર મદદ આપી પોતાની સાહિત્ય-રસિકતાનો એક વિશેષ દાખલો આપ્યો છે.

**હિન્દી રાષ્ટ્રીય ખર્ચ**—(ગૂજરાત મહાવિદ્યાલયમાં અપાયેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ) વ્યાખ્યાતા શ્રી ખુશાલ તલકસી શાહ. પ્રકાશકઃ કિશોરલાલ ઘ. મશરૂવાળા, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ. કિંમત આઠ આના. વ્યાખ્યાતાએ આ અટપટા વિષયની ચર્ચામાં જેટલી વિષયની પ્રભુતા બતાવી છે તેટલી જ તેને સુગમ કરવાની કુશલતા બતાવી છે. તેમનું દૃષ્ટિબિન્દુ શુદ્ધરૂપે રાષ્ટ્રીય રહેલું છે અને તે સાથે વિષયની ચર્ચા શાસ્ત્રીય સિદ્ધાન્તોને આધારે કરેલી છે. આ વિષય સમજવા પ્રયત્ન કરવો એ દરેક હિન્દીએ પોતાની ફરજ માનવી જોઇએ. અને એ સુલભ કરી આપવા માટે શ્રી ખુશાલ શાહે અતિ સ્તુત્ય પ્રયત્ન આદર્યો છે. આશા રાખીએ, કે એ લેખક આટલી જ સ્ફુટતાથી બીજા પણ વહીવટી પ્રશ્નો લોકોને સુગમ કરી આપશે. આ સહકાર માટે વિદ્યાપીઠને અને પ્રો. શાહને બન્નેને ધન્યવાદ ઘટે છે.

**સંયુક્તા**—લેખક તથા પ્રકાશકઃ રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ. આ નાટક સાહિત્યરસિકોની રુચિને અનુકૂળ પડે અને ભજવી શકાય એ ધ્યેયથી રચેલું છે. નાટકનું વસ્તુ ઐતિહાસિક પણ કલ્પનામિશ્રિત છે. નાટક એકવાર ભજવાયું પણ હતું. નાટ્યસાહિત્ય સંસ્કારી કરવાને આવા અનેક પ્રયત્નો જૂદી જૂદી કલમેથી થવા માંડયા છે એ સારૂં ચિહ્ન છે.

**હિન્દનો અસહ્ય લશ્કરી ખર્ચ**—સર પુરુષોત્તમદાસની નોંધ ઉપરથી પ્રકાશક અમૃતલાલ વિ. ઠક્કર. મૂલ્ય બે આના. પ્રજાના દરેક માણસે વાંચી તે વિચારવા યોગ્ય છે.

**વિદ્યાર્થીગણિત ભાગ ૧ લો**—(શિક્ષક માટે) રચનાર ચુનીલાલ બ્રહ્મેશ્વરલાલ ભટ્ટ. પ્રકાશક ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ. કિંમત નવ આના.

**ગામડાંઓમાં જઇને શું કરીશું?**—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ૦–૨–૦. આ મથાળા નીચે નવજીવનમાં પ્રકટ થયેલ શ્રી કાલેલકરની મનનીય લેખમાળા.

**કૈલાસ માનસ સરોવર દર્શન**—સ્વામી હંસના મૂળ મરાઠી ગ્રંથ ઉપરથી અનુવાદક ગિરિજાશંકર ભગવાનજી બધેકા. પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. ૦–૧૦–૦. હિમાલય અને માનસસરનું સુંદર વર્ણન.

**વીરપસલી**—સંગ્રાહક ચંદુલાલ કાશીરામ દવે. મુખ્ય શિક્ષક, વનિતાવિશ્રામ, ખાડિયા, અમદાવાદ. મૂલ્ય ૭ આના. શ્રી ગિરિજાશંકર બધેકાની નોંધ અને સંગીતશાસ્ત્રી ગોવિંદપ્રસાદના નોટેશન સાથે.

**સંક્ષિપ્ત કરણઘેલો**—પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. કિંમત બાર આના. આ પુસ્તક સત્યાગ્રહાશ્રમના રાષ્ટ્રીય વિદ્યામંદિરે પોતાને માટે તૈયાર કરાવેલું તે વિદ્યાપીઠે પ્રસિદ્ધ કર્યું છે. આવાં જ બીજાં શાળોપયોગી પુસ્તકોની સંક્ષિપ્ત આવૃત્તિઓ કાઢવાની ઘણી જરૂર છે. વિદ્યાપીઠનો પ્રયત્ન આદરણીય છે. લેખકના જીવનનો સંક્ષેપકારે સુંદર પરિચય આપેલો છે.

**સુભદ્રા**—જ્ઞાનવર્ધક પુસ્તકમાળા પુ. ૩૪ મું. શ્રી વરદાકાન્ત મઝુમદારના બંગાળીનો અનુવાદ. અનુવાદક જગજીવન દયાળજી મોદી, વડોદરા. પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કિંમત બાર આના.

રાષ્ટ્રીય સુબોધ સંગીતામૃત-પ્રકાશક શ્રી તિલક ભક્તમંડળ, રંગુન.

હિન્દુસ્થાન દીપોત્સવી અંક—દર વખત માફક અનેક રસિક વિષયોથી ભરપૂર છે.

અસહકાર—દીપોત્સવી અંક. મૂલ્ય ૦-૮-૦

પાટીદાર—તંત્રી નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ. વાર્ષિક લવાજમ, દેશમાં રૂા. ૨-૦-૦, પરદેશમાં રૂા. ૨-૮-૦. છૂટક નકલ ૦-૩-૦

બંસરી—સાઇક્લો સ્ટાઇલથી નીકળતું ત્રૈમાસિક. તંત્રી બાપુભાઇ વિઠ્ઠલદાસ ગામી અને આપાભાઇ મોતીભાઇ પટેલ. મુદ્રક અને પ્રકાશક ભૂલાભાઇ પૂંજાભાઇ પટેલ, ઓડ, આણંદ થઇને. વાર્ષિક લવાજમ રૂ. ૧. છૂટક નકલના પાંચ આના. પ્રયત્ન સારો છે.

સ્વાતંત્ર્ય શિક્ષાવલી-હસ્તલિખિત માસિક. તંત્રી પ્રકાશક-ચુડગર સાંકળચંદ ભુલાભાઇ. નડીઆદ.

શ્રી દયા પ્રચારિણી મહાસભાનો ત્રીજા વર્ષનો હેવાલ સ્થાપના સને ૧૯૨૦ તૈયાર કરી પ્રસિદ્ધ કરનાર ઝવેરી મોહનલાલ ભગનભાઇ. મણીલાલ ન. દોશી બી. એ. ઓનરરી સેક્રેટરી. દોશીવાડાની પોળ, અમદાવાદ.

પુષ્પમાળા-તંત્રી અને પ્રકાશક, વિઠ્ઠલદાસ દલસુખભાઇ અરિઠીઆ.

ગુજરાતી દીવાળીનો અંક—દર વખત જેવો આ અંક પણ અનેક વિષયો ઉપરના મનનીય લેખોથી ભરપૂર, અને સુંદર ચિત્રોથી વિભૂષિત છે.

Suvarna Mala, Depavali, Price Rs 1-4-0. Annual subscription Rs 4-8-0.

તંત્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજી. દશવર્ષે સુવર્ણમાળા ફરી પ્રકટ થાય છે તે આનંદદાયી છે. પણ એ દશવર્ષ દરમિયાન લોકોના વિચારો અને રસવૃત્તિમાં ઘણો ફેર પડી ગયો છે તે તેના કલારસિક તંત્રી વિચારમાં લેશે એવી આશા રાખીએ છીએ. હવે હિન્દુસ્તાન સમસ્તની ભાષા અંગ્રેજી નથી પણ હિન્દી સ્વીકારાઇ છે માટે આ માસિકમાં અમે અંગ્રેજી-ગૂજરાતી લેખોને બદલે હિંદી-ગૂજરાતી કે એકલા ગૂજરાતી લેખોની અપેક્ષા રાખીએ છીએ. અને આ માલા ગૂજરાતના જીવનની કલા વિશિષ્ટ રીતે પ્રકટ કરે એમ અમે ઇચ્છીએ છીએ.

# નોંધ

## ધારાસભાની ચુંટણી

દિલ્હી મહાસભાના ઠરાવને લીધે ચુસ્ત અસહકારીઓનાં મ્હોં બંધ થયાં અને મહાસભાના એક અંગ તરીકે સ્વરાજ પક્ષે ચુંટણીની ઝુંબેશ ચલાવી. આ ઝુંબેશને પરિણામે સ્વરાજ પક્ષને અણુધાર્યો ફતેહ મળી છે અને એને લીધે પ્રજાની નાડ કોના હાથમાં છે એની અચૂક સાબિતી મળી છે. આ ચુંટણીમાં વિનીત પક્ષની જબરજસ્ત શિકસ્ત થઇ છે અને રાવસાહેબો અને રાવબહાદુરો, ખાનસાહેબો અને ખાનબહાદુરો પોતાના અથાગ પ્રયાસ છતાં ચુંટાયા વિનાજ રહી ગયા છે. ચુંટણીના મતપત્રકો જોતાં સ્વરાજ પક્ષના ઉમેદવારોને પુષ્કળ મત મળ્યા છે અને ઘણી વાર તો સ્વરાજ પક્ષના ઉમેદવારોના મત વિનીત પક્ષના તમામ ઉમેદવારોના કરતાંયે વધી જાય છે. નોંધાયેલા તમામ મતોમાંથી આઠમા ભાગના પણ મત ન મળે તેવા ઉમેદવારોની ૨૫૦ રૂપીઆની જામીનગીરી જપ્ત કરવાનો સરકારે આ વખતે નવો નિયમ દાખલ કર્યો હતો અને તેથી, સ્વરાજ પક્ષના ઉમેદવારો મહાસભાના એક પ્રબળ પક્ષનો વિરોધ જોતાં ગભરાઇ જશે એવી મુરાદ બાંધવામાં આવી હતી. પણ તે નિયમનાં તો ઉલટાં જ પરિણામ આવ્યાં છે અને સ્વરાજ પક્ષના ઉમેદવારોની જામીનગીરીઓને બદલે વિનીત પક્ષના ઉમેદવારોની અને સરકારના ખેરખ્વાહ રાવસાહેબો અને રાવબહાદુરોની જામીનગીરીઓ જપ્ત થવાનો પ્રસંગ આવ્યો છે, જે સાવ અણુધાર્યું છે. ગઇ ચુંટણીમાં પ્રજામતનો વિરોધ કરી જે હિંદીઓ ધારાસભાઓમાં દાખલ થયા હતા તેમાંના ઘણાખરા આ વખતે પણ ઉમેદવાર હતા અને તેમાંથી થોડાક જ ફરીથી ચુંટાવા પામ્યાં છે એમ ચુંટણીનાં પરિણામો જોતાં માલમ પડે છે. ગુજરાતમાં નડીઆદવાળા રાવસાહેબ દાદુભાઇ જ ફરીથી ચુંટાયા છે અને તેનું કારણ પ્રજાનો તેમના પર વિશ્વાસ છે તે નથી પણ તેમની સામેના સ્વરાજ પક્ષના ઉમેદવારો તેમના જેટલા બુદ્ધિશાળી અને શક્તિસંપન્ન નહોતા તે છે. સ્વરાજ પક્ષના ઘણાખરા ઉમેદવારો બીજી અને ત્રીજી કોટિના છે, છતાંયે પ્રજાએ તેમને ખૂબ મત આપી પુષ્કળ બહુમતિએ ચુંટી કાઢ્યા છે એ પ્રજાનો મહાસભા પરનો વિશ્વાસ અને વિનીતદળ પરની ઇતરાજી બતાવે છે. પ્રજા સરકાર સાથેના સહકારથી કંટાળી ગઇ છે. તે કોઇ સીધો અને ટૂંકો રસ્તો શોધે છે અને જેમ બને તેમ જલ્દી લડતનો અંત લાવવા અધીરી બની છે. આ અધીરાઇમાં સરકારને માટે જે સૂચન રહેલું છે તે સમજવા જેટલી સરકાર ચતુર છે, પણ દેશની સાચી પ્રગતિ માટે આ અધીરાઇ અમને તો અશ્રેયસ્કર જ લાગે છે. પ્રજાઓના સ્વાતંત્ર્યના ઇતિહાસ ઘણા લાંબા છે અને એક હલ્લામાં સ્વાતંત્ર્યનાં યુદ્ધ કદિયે પૂરાં નથી થયાં. એ યુદ્ધો તો સદીઓ સુધી લંબાયાં છે અને પિતાપુત્રના વારસા તરીકે પેઢી દર પેઢી ચાલુ રહ્યાં છે. પરાધીન પ્રજાઓએ એક હલ્લાથી થાકી જરા વિસામો લીધો છે, ઊંડી આત્મદષ્ટિ કરી છે અને પાછું બળ મેળવી ફરીથી હલ્લાઓ કર્યાં છે. આ રીતે જ ધીમે ધીમે પ્રગતિ કરી પ્રજાઓ સ્વતંત્ર થઇ છે. પ્રતિપક્ષી સરકાર સાથે કેવળ અધીરાઇથી મહકુરતી કરીને નહિ, પણ પોતાની અંદર રહેલા દોષો દૂર કરીને, પોતાનું આંતરિક સંગઠ્ઠન કરીને, ધીરે ધીરે, કદમ બ કદમ પરાધીન પ્રજાઓએ જાલિમ

સરકારોને હઠાવી છે અને પોતાનું ગુમાવેલું સ્વાતંત્ર્ય રત્ન પાછું મેળવ્યું છે.

આજે હિન્દુસ્તાનનું સંગઠન થયું નથી, હિન્દુસ્તાનના હિન્દુમુસલમાનશિખપારસીયાહુદીખ્રિસ્તીમાં એકબીજાનો વિશ્વાસ બંધાયો નથી, સર્વે કોમોમાં રાષ્ટ્રીય અસ્મિતા પૂરી રીતે પ્રગટી નથી તે વખતે જબરદસ્ત સરકાર સામે ફતેહમંદીથી બાથ ભીડવી એ અમને તો અશક્ય લાગે છે. આ સરકારને હંફાવવા માટે હિન્દુસ્તાનમાં વસતી સર્વે કોમોની એકતા અનિવાર્ય રીતે આવશ્યક છે અને તે જ્યાં સુધી સંપૂર્ણ સધાઈ નથી ત્યાં સુધી સર્વે પ્રયત્નો ફાંફાં છે.

દાખલા તરીકે, મુંબાઈ ધારાસભાની ચુંટણીના અત્યાર સુધીમાં બહાર પડેલાં પરિણામ પ્રમાણે બિનમુસલમાન મતદારમંડળની ૪૩ બેઠકોમાંથી સ્વરાજ પક્ષે ૨૭ બેઠક કબજે કરી છે, પણ મુસલમાન મતદારમંડળની ૨૬ બેઠકોમાંથી માત્ર ૨ જ કબજે થઈ છે. એટલે કે ૬૯ બેઠકોમાંથી સ્વરાજપક્ષ ૨૯ બેઠક કબજે કરી શક્યું છે. મુંબાઈ ધારાસભાની કુલ બેઠક ૧૧૧ છે, તેમાંથી ૨૫ સભાસદો સરકાર નીમે છે અને બાકીના ૮૬ પ્રજા તરફથી ચુંટાય છે. આ ચુંટાયેલા સભાસદોમાંથી ૨ સભાસદો યૂરોપીઅન અને ખ્રિસ્તી મતદારમંડળો તરફથી અને ૩ સભાસદો જમીનદાર મતદારમંડળો તરફથી ચુંટાય છે. આ ૫ સભાસદો સાધારણ રીતે સરકારપક્ષ તરફ જ રહે એ દેખીતું છે, એટલે સ્વરાજ પક્ષના ૨૯ સભાસદો સામે સરકારની પાસે ૩૦ સભાસદો મોજૂદ છે અને એ રીતે મુંબાઈ ધારાસભામાં કયા પક્ષની બહુમતિ થશે એ નક્કી કરવું ચુંટાયેલા મુસલમાન સભાસદોના હાથમાં છે.

મુસલમાન મતદારમંડળો તરફથી સ્વરાજ પક્ષ માંડ મુજ ૮ ઉમેદવારો ઉભા કરી શક્યું અને તેમાંથી માત્ર ૨ જ જગ્યાઓ મેળવી શક્યું એ બતાવે છે કે મુંબાઈ ઇલાકાની મુસલમાન કોમ પર સ્વરાજ પક્ષનો અને તેટલે દરજ્જે મહાસભાનો કાબૂ બહુ ઓછો છે અને એને લીધે ધારાસભામાં બહુમતિ મેળવવી મુશ્કેલ થઈ ગઈ છે.

જો આજે હિન્દુમુસલમાનો વચ્ચે પહેલાંના જેટલી એકસંપી હોત, અસહકાર પક્ષ અને સ્વરાજ પક્ષ વચ્ચે સંપૂર્ણ મેળ હોત અને સમસ્ત પ્રજામાં સાધનો અને આદર્શો વિષે એકતા હોત તો ઘણીખરી ધારાસભાઓમાં પ્રજા બહુમતિ કરી શકી હોત અને ધારાસભાઓ મારફત જે કાંઈ પ્રગતિ સાધ્ય હોત તે સાધી શકી હોત. પણ આ મેળના અભાવે ઘણીખરી ધારાસભાઓ સ્વરાજ પક્ષના સભાસદો વિનાની જ રહી ગઈ છે. માત્ર દિલ્હીની વડી ધારાસભા, મધ્યપ્રાંતની અને કદાચ સંયુક્તપ્રાંતની ધારાસભાઓમાં જ સ્વરાજ પક્ષની બહુમતિ થવાનાં ચિહ્ન દેખાય છે અને મુંબાઈ, મદ્રાસ અને બંગાળની ધારાસભાઓમાં સ્વરાજ પક્ષની અમુક સંખ્યા જ પ્રવેશ કરવા પામી છે. રાજસભા, બિહાર, આસામ અને પંજાબની ધારાસભાઓ રડયાખડયા સ્વરાજ પક્ષના ઉમેદવારોને બાદ કરીએ તો પહેલાંના જેવી જ રજશીઆ છે અને એમાં સ્વરાજ પક્ષનું કાંઈ નીપજે તેમ નથી. આ રીતે જોતાં એકંદર સ્વરાજ પક્ષ અને સરકાર વચ્ચે સમતોલપણું છે અને ત્રાજવું કયી બાજુ નમશે એ ભાખવું મુશ્કેલ છે. સ્વરાજ પક્ષ પોતાની માગણીઓ નક્કી કરી હિંદી સરકાર મારફત તે વિલાયતની સરકારને રવાના કરવા ધારે છે અને એ માગણીઓ જો ન સ્વીકારાય તો સરકારની સામે ડગલે ને પગલે અવરોધ ઉભો કરવા ચાહે છે. આ અવરોધને લીધે જે ધારાસભાઓમાં સ્વરાજ પક્ષની બહુમતિ છે તે ધારાસભાઓ કામ કરતી અટકી જાય અને તેને લીધે સરકારને કાંતો ફરીથી ચુંટણી કરવી પડે અગર તો ધારાસભાઓ બંધ કરી ઓગણીસમી સદીની માફક રાજતંત્ર ચલાવવું પડે. આજે વિલાયતમાં પણ ફરીથી ચુંટણી થવાની ધમાલ ચાલી રહી છે અને કયો પક્ષ ફાવશે તે કહેવું મુશ્કેલ છે. પણ જે પક્ષ ફાવશે તે પક્ષના ઉપર જ સ્વરાજ પક્ષની માગણીઓ રવાના કરવામાં આવશે એ નિશ્ચિત છે એટલે ખરી રીતે વિલાયતની ચુંટણી પર જ સ્વરાજ પક્ષની ફતેહ યા હારનો આધાર રહેલો છે.

આવી રીતે પ્રજા કદાચ દેખીતું, ઉપલક સ્વરાજ મેળવી શકે, સરકારની પાસેથી કાંઇક વધારે ચીજો

કાંઈક વધારે સત્તા પડાવી શકે પણ એ સર્વ સત્તાઓનું મૂળ નક્કર સ્વતંત્રતા મેળવવાને માટે તો પ્રજાએ આત્મમંથન જ કરવું જોઇશે, એકતા સાધવી જોઇશે, લડાયક બળ કેળવવું જોઇશે, આત્મબલિદાન અર્પવું જોઇશે, અને ધનદોલત અને જરૂર પડે તો જાનનો પણ ભોગ આપવા તત્પર થવું જોઇશે. સ્વતંત્રતાનો એજ સિદ્ધિમાર્ગ છે, એજ રાજમાર્ગ છે.

## અકાલી દળ

આ માટે અકાલી શિખોનો દાખલો આપણી આગળ મોજૂદ છે. તેમનાં પવિત્ર ગુરદ્વારાઓનો કબજો લેવા માટે તેમણે કાઉન્સિલોમાં પ્રવેશ ન કર્યો, તેમણે કાઉન્સિલોમાં તેની અર્ચા પણ ન કરી. તેઓ તો કાઉન્સિલો છોડીને બ્હાર નીકળી ગયા અને શિરોમણિ ગુરદ્વારા પ્રબંધક કમિટી સ્થાપી તેની મારફત એક પછી એક ગુરદ્વારાઓનો કબજો લેવો શરૂ કર્યો, અને દુરાચારી મહંતોના અપવિત્ર હાથોમાંથી એ પવિત્ર સ્થાનોને છોડાવ્યાં. ગુરૂ-કા-બાગની મિલ્કત પર શિખ કોમનો હક્ક પ્રતિપાદન કરવા માટે તેમણે કોર્ટમાં ફરિયાદ ન નોંધાવી, કાઉન્સિલમાં સવાલો પણ ન પૂછાવ્યા, માત્ર એક પછી એક અકાલીએ વાહ ગુરૂ! વાહ ગુરૂ! નું નામ લેતાં પોતાનો દેહ ગુરખાઓની લાકડીઓની સામે ધર્યો અને લોહીચૂતાં માથાં અને તૂટેલા હાથપગોથી પોતાના પક્ષનો ઇન્સાફ પ્રભુની આગળ અને દુનિયાની આગળ જાહેર કર્યો. આખરે નિર્દય સરકારને પણ નમવું પડયું અને અકાલીઓનું દેવસ્થાન અકાલીઓને સ્વાધીન થયું.

આજે અકાલીઓને સહાય કરનાર અકાલીઓના મદદગાર નાભાનરેશને સરકારે રાજગાદી પરથી ઉઠાડી મૂક્યા છે. અકાલીઓને દાળમાં કાંઇ કાળું લાગે છે. સરકારનો તેમને વિશ્વાસ નથી રહ્યો. અને એથી સ્વતંત્ર રીતે તપાસ કરવાની તેમણે માગણી કરી છે. સરકારે તે માગણી તુચ્છકારી છે. અકાલીઓએ તેની સામે ઝુંબેશ ઉઠાવી છે. સરકારે અકાલીઓને નાભારાજ્યમાં દાખલ થતાં રોક્યા છે, અકાલીઓને ગેરકાયદેસર જાહેર કર્યા છે, સેંકડો અકાલીઓને પરહેજ કર્યા છે પણ અકાલીઓ એથી રજમાત્ર પણ ગભરાયા વિના હજારોના જથ્થામાં નાભારાજમાં પ્રવેશ કરવા મથે છે; સરકારી અફસરોની લાઠીના પ્રયોગોના નિશાન બને છે, લાતો ખાય છે, ધૂળમાં રગદોળાય છે પણ જે રાજાએ તેમને અણીના વખતે મદદ કરી તે રાજાને તેની અણીના વખતે ભૂલી જાય એવા તેઓ નગુણા નથી. તેઓ બહાદુર છે, દિલેર છે, કરેલા ઉપકારનો બદલો સો વરસે પણ વાળી આપે તેવા વફાદાર છે. આખી કોમ, સ્ત્રીપુરૂષબાળકો સર્વે, કરેલા ઉપકારનું ઋણ અદા કરવા માટે ફના થઇ જવા તૈયાર છે. ગુરૂ-કા-બાગમાં શિખોએ અહિંસાત્મક યુદ્ધનો અનુપમ દાખલો જગતને આપ્યો. નાભાના યુદ્ધમાં ઉપકારનો બદલો કેવી રીતે વાળવો ? તેનો અનુપમ દાખલો જગતને તેઓ આપી રહ્યા છે. મહારાજા રણજિતસિંહની કીર્તિ તેઓ તાજી કરી રહ્યા છે, શિખોના ચિરંજીવ ઇતિહાસમાં તેઓ સોનેરી પાનાં ઉમેરી રહ્યા છે અને જગતના યુદ્ધોના ઇતિહાસની શ્યામ કારકીર્દિ પર અનેરા અહિંસાત્મક, શાંતિમય યુદ્ધનો ઉજ્જ્વળ, રૂપેરી પાસ બેસાડી રહ્યા છે. મારામારી અને કાપાકાપીના ઘોર અંધારા આકાશના એક ખૂણામાં શાંતિમય યુદ્ધની રૂપેરી કિનાર લાગી છે અને ખૂનખાર યુદ્ધોથી કંટાળેલું જગત શાંતિતરસ્યું એ ખૂણા તરફ જુએ છે અને એ અનુપમ શસ્ત્રની કાર્યસાધકતા પર મુગ્ધ થાય છે. જગતની કચડાયલી પ્રજાઓને દિવ્ય શસ્ત્ર હાથ લાગ્યું છે, અને એ શસ્ત્ર સૌથી પ્રથમ શૂરવીર શિખ કોમના હાથમાં ઝળકે છે. પ્રતિપક્ષીની સામે તે પ્રત્યાઘાત કરતા નથી, પોતાના પક્ષના ન્યાય અને હક્ક પર વિશ્વાસ રાખી પ્રતિપક્ષીના પ્રહારો તે ફુલની માફક ઝીલે છે, તેના બાહુને થકવે છે, એની પશુવૃત્તિને સ્તંભિત કરે છે. પ્રભુ કરે ને એમનો વિજય સંપૂર્ણ થાય, આ શાંતિમય શસ્ત્રની કાર્યસાધકતા પૂરવાર થાય અને થાકેલા જગતને ખૂનખાર યુદ્ધોમાંથી વિરામ મળે, શાંતિ મળે!

## મહાસભા અને અકાલીઓ

અમૃતસરથી તા. ૧૫ મી નવેમ્બરના રોજ મહાસમિતિના પ્રમુખે નેતાઓના સંમેલનના કાર્ય વિષે નીચેનું નિવેદન બહાર પાડ્યું છે:–

૧ આ સંમેલન જાહેર કરે છે કે શિખ ગુરુદ્વારા પ્રબંધક કમિટી અને અકાલીદળ ઉપર સરકારે કરેલો હુમલો એ અહિંસાત્મક પ્રવૃત્તિ માટે તમામ હિંદીઓના છૂટથી મળવાના હક્ક ઉપર સીધો પ્રહાર છે અને સંમેલનની ખાત્રી થઈ છે કે એ પ્રહાર સ્વાતંત્ર્ય માટેની તમામ પ્રવૃત્તિઓની સામે સરકારે તાક્યો છે. આથી આ સંમેલન ઠરાવ કરે છે કે હિંદુમુસ્લિમપારસી ખ્રિસ્તી અને હિંદની તમામ કોમોએ આ લડતમાં શિખોના પડખે ઉભા રહેવું અને તેમને બને તેટલી તમામ સહાય કરવી.

અ આ સંમેલન અકાલી પરિસ્થિતિ સંબંધમાં દેશભરમાં પ્રચારકાર્ય કરવા અને નાણાંની તેમજ બીજી જરૂરી મદદ કરવા ૨૫ સભ્યોની એક અકાલી સહાયક કમિટી નીમે છે.

બ કમિટીના ૨ સભ્યોએ અમૃતસરમાંજ રહેવું અને કારોબારી સમિતિ તેમજ દેશને તેમણે પંજાબની પરિસ્થિતિથી જાણીતા રાખવા—આ ઉપરાંત મહાસભા તરફથી પ્રકાશનખાતું તથા ખબરખાતું ખોલવું.

૨ ઉપરના ઠરાવોના સ્વીકાર માટે મહાસભાની કારોબારી સમિતિને ભલામણ કરવી.

અમૃતસરમાં રહેનાર ૨ સભ્યો તરીકે ડૉ. કીચલુ અને પંડિત જવાહરલાલ નેહરુને પસંદ કરવામાં આવ્યા છે, અને પ્રકાશનખાતું આચાર્ય ગીદવાણીજીને સોંપ્યું છે. આ ઠરાવોની સામે કેટલાક નેતાઓનો સખત વિરોધ હતો એમ સંભળાય છે. આ સ્થિતિમાં મહાસભાની કારોબારી સમિતિ શાં પગલાં લે છે તે જોવાનું છે. આ ઠરાવો સિવાય દિલ્હી મહાસભાએ નીમેલી સવિનયભંગ સમિતિએ નીચેની ભલામણો કરી છે:—

૧ મહાસભાએ નીમેલા બે નેતાઓને સરકાર કામ કરવા ન દે અને પકડે તો તે જગ્યાએ બીજાઓને ગોઠવવાનાં પગલાં લેવાં, અને ૨. સરકારે અકાલીદળ ગેરકાયદેસર જાહેર કર્યું છે તે સામે વિરોધ તરીકે મહાસભાના સભ્યોએ એ દળની સાથે સંબંધ રાખનાર સભ્યો ( Associates ) તરીકે જોડાવું અને સરકાર તે વિરુદ્ધ ગમે તે પગલાં લે તોપણ સભ્યો બનવાનું ચાલુ રાખવું.

## શું મહાત્માજીને જીવતા દફનાવ્યા ?

સપ્ટેમ્બર માસમાં એક અમેરિકન પત્રકાર ડ્રયુ પિયર્સનને મુંબાઈના નામદાર ગવર્નર સાથે મુલાકાત થઈ હતી તેનું રોમાંચ ખડાં કરે એવું વર્ણન એ પત્રકારે એડીલેઈડના એડવરટાઇઝર પત્રમાં પ્રગટ કર્યું છે. મુંબાઈના ક્રોનીકલ પત્રે એ આખું વર્ણન તા. ૨૦મી ના અંકમાં પ્રસિદ્ધ કર્યું છે. એમાં વિદાય થતા નામદારની મનોદશાનો તથા મહાત્માજીની ગિરફતારીના રહસ્યનો સ્ફોટ થતો હોવાથી દરેક હિંદીએ તે મનન કરવા જેવું છે, અને મહાત્માજીનો " દુનિયાની તવારિખમાં સૌથી જબરદસ્ત અખતરો સફળ થતાં થતાં હાથવેંતમાંજ કેમ રહી ગયો ?" તેનો દરેકે પોતાની જાતને પ્રશ્ન પૂછવાનો છે.

મહાત્માજીના જેલનિવાસ પછી બરોબર દોઢ વરસે, ગાંધીદિવસે, મેં આ પુના શહેરની જેલની મુલાકાત લીધી, અને એમની ગિરફતારી માટે જેનો સૌથી વધારે હાથ હતો તે માણસને હું મળ્યો. આ માણસ હિન્દુસ્તાનના અફસરોમાં ઘણા ઉંચા હોદ્દા પરનો અફસર છે અને તેથી તેમનું નામ હું નથી આપી શકતો. મહાત્માજીની ગિરફતારી કેવા સંજોગોમાં અને કેવી રીતે થઇ એ વિષેની એની મહાત્માજી સાથેની મુલાકાતોનું એણે એવું આબેહૂબ વર્ણન કર્યું કે એની સામે બેઠેલી ગાંધીની નાજુક દેહનું હું લગભગ દર્શન કરી શક્યો. એણે જે વાત કરી તે બહુ થોડા જ માણસોએ સાંભળી હશે.

જ્યારે અસહકારની ચળવળ પૂર જોસમાં ચાલતી હતી તે વખતે મારી સાથે વાત કરનાર અફસરે ગાંધીને ચોવાની ઓફિસમાં બોલાવ્યા હતા. ગાંધીએ વિલાયતી કાપડની જંગી હોળીઓ પ્રગટાવી હતી, સરકારી શાળાઓ અને અદાલતોનો ફતેહમંદીથી બહિષ્કાર કરાવ્યો હતો અને નામદાર પાટવીકુમારની સામે એવી જબરજસ્ત ચળવળ ચલાવી હતી કે જે રસ્તે થઈને એમનું સરઘસ પસાર થયું તે

રસ્તા સાવ નિર્જન થઇ રહ્યા. " તે વખતે, " મારી સાથે વાત કરનાર અફસરે કહ્યું, " ગાંધી એના નાનકડા ઉઘાડા પગ લેઇ અહીંઆ દાખલ થયો અને હાલ તમે બેઠા છો ત્યાંજ બેઠો. મેં તેને ચેતવણી આપીઃ "ગાંધી, તું શું કરે છે એનું તને ભાન નથી. જો તું આ તારો શેતાની પ્રોગ્રામ ચાલુ રાખીશ તો હું તને એકેએક સ્ત્રી પુરૂષ અને બાળકના ખૂન માટે જવાબદાર ગણીશ. "

" નામદાર, તેમ નહિ થાય, " તેણે જવાબ આપ્યો.

" તેમ થવાનું જ. તું અહિંસાની વાત કરે છે પણ એતો બધા પોથીમાંના રીંગણા છે. લોકો તે નથી માનનાના. તું જે ચળવળ ચલાવી રહ્યો છે તેમાં અહિંસા જેવી ચીજ નથી. ટોળાના તમસને તું કબજે નહિ રાખી શકે. યાદ રાખ, હું તનેજ જવાબદાર ગણું છું. "

આમ કહી એ નામદારે મારી સામે આંગળી હલાવી, જાણે તેમની સામે હુંજ ગાંધી બેઠો હોઉં.

"બધું થઇ રહ્યા પછી—ચૌરીચૌરાનાં તોફાનો અને ખૂનરેજી પછી–ગાંધી ફરીથી અહીંઆ આવ્યો અને મેં કહ્યું:

" મેં તો તને પહેલેથી કહ્યું હતું શું બનશે તે. હવે તું જવાબદાર છું. " એણે એનું મ્હોં બન્ને હાથથી ઢાંકી લીધું અને કહ્યું, " હું જાણું છું. "

"જાણે છે ! તારા હિંદી ટોળાંઓએ જે સ્ત્રીપુરૂષોના માથાં પગ તળે કચરી નાંખ્યાં એમના જીવ શું હવે તારા જાણવાથી પાછા આવશે ? "

" મને જેલમાં નાંખો, નામદાર, " એણે નિસાસો મૂક્યો.

" અલબત્ત, હું તને જેલમાં જ નાંખવાનો છું. પણ હું તૈયાર ન થઈ જાઉં ત્યાં સુધી થોભીને. શું તું એમ સમજે છે કે હું તને આકાશમાં ચઢાવવા માગું છું ? "

એણે કહ્યું કે એ એક અઠવાડીઆના ઉપવાસ કરવાનો છે.

અહીંઆ નામદાર ધીરા પડ્યા અને જરા ખુરસીને અઢેલી અવાજ નરમ કરી બોલ્યાઃ

"નાનકડો, સોટા જેવો માણસ, ૩૨ કરોડના હૃદયનો માલિક હતો. એની આંગળીએ તેઓ નાચતા. એને આ દુનિયાની ચીજોની દરકાર નહોતી, હિન્દુસ્તાનના આદર્શો અને સદ્‌ગુણોનો જ એ ઉપદેશ આપતો, પણ આદર્શોથી કાંઇ રાજ ઓછાં ચાલે ? છતાં આદર્શોથીજ એનો લોકો પર કાબૂ હતો. એ એમનો દેવ હતો. હિન્દુસ્તાનને એક દેવ જોઇએજ. પહેલાં તિલક હતો, પછી ગાંધી થયો, કાલે વળી બીજો કોઈ. એણે તો બાપડીઆ અમને ગભરાવી નાખ્યા. એની ચળવળથી અમારી જેલો ભરાઇ ગઇ. તમે કાંઇ લોકોને પકડ પકડ ક્યાં સુધી કરી શકો. જ્યાં ત્રીસ કરોડ પટવા હોય ત્યાં પાર ક્યાંથી આવે ? અને જો લોકોએ તેણે બતાવેલું બીજું પગલું ભર્યું હોત અને કર આપવાની ના પાડી હોત તો તો ઇશ્વર જાણે, અમારી શી વલે થાત ! દુનિયાની તવારિખમાં ગાંધીનો અખતરો સૌથી જબરદસ્ત હતો અને તે સફળ થતાં થતાં હાથવેંતમાંજ રહી ગયો. એ લોકોના તમસ પર કાબૂ રાખી શક્યો નહિ. લોકો તોફાને ચઢ્યા અને એણે એનો પ્રોગ્રામ પાછો ખેંચી લીધો. પછી શું બન્યું એ તો તમે જાણો છો. અમે એને જેલમાં નાંખ્યો. હું ત્રણ દિવસ પર જ એને મળ્યો. જેલમાં મળ્યો. જીવન જરા એને રસહીણું લાગતું હતું. મને લાગે છે કે એને બહાર નીકળવું પસંદ છે. હું એને કોઇ છાપાં આપવા દેતો નહિ. એણે ફરિયાદ કરી કે હું એને છાપાં આપતો નથી. " અરે, આજે પ્રાઇમ મિનિસ્ટર (વડો પ્રધાન ) કોણ છે એની પણ મને ખબર નથી." મેં જવાબ આપ્યોઃ "દુનિયાના ખબર જાણવા હોય તો જેલની બહાર રહેવું એજ સરસ રસ્તો છે. હું થોડા મહિનામાં અહીંથી જવાનો છું એ જાણીને તું ખુશી થઇશ. મારે અને તારે દોસ્તી નથી પણ આપણે એકબીજા સાથે પૂરા નિખાલસ રહ્યા છીએ.

અહીંઆ જે સવાલ હું પૂછવા આવ્યો હતો એ સવાલ મેં પૂછ્યો અને ગાંધીને જેલમાં મળવાની રજા માગી.

પણ નામદારે મને ત્યાં જ અટકાવ્યોઃ " બિલકુલ અશક્ય. ગાંધીને જેલમાં નાંખવાનો રસ્તો તેને જીવતો દફનાવવાનો છે. જો અમે લોકોને અહીંઆ આવવા દઈએ અને મળવા દઈએ તો તો એ પાછો મહાત્મા થઈ બેસે અને યરોડા જેલ દુનિયાનું મક્કા બની જાય. ગાંધીને મહાત્મા બનાવવા અમે જેલમાં નથી નાંખ્યો."

છ વરસ પૂરાં થતા પહેલાં ગાંધીના છૂટવાની કોઇ આશા છે, એ મારા સવાલના જવાબમાં નામદારે જણાવ્યું:

"હું ત્યાં સુધી તો નહીંજ. અલબત, મારી મુદત ડીસેમ્બરમાં પૂરી થાય છે. હું વિલાયત જઈ તે પછી મારી જગ્યા પાછળ તેઓ ગમે તે કરે."

## વડોદરાનરેશને આવકાર

વડોદરાના મહારાજા આશરે દોઢ વર્ષ સુધી યૂરોપમાં રહીને પાછા સ્વદેશ પધારે છે તેમને વડોદરાની પ્રજા જરૂર આવકાર આપશે. એમના એક જુવાન પુત્રનું અવસાન થયું તેને લીધે વયોવૃદ્ધ મહારાજાને જબરો આઘાત થયો છે. મહારાજાના દુઃખને લીધે આખું ગુજરાત દુઃખી થયું છે. તેમની ગેરહાજરીમાં રાજ્યકારભાર તથા રાજ્યતંત્રમાં કાંઈ પણ સુધારો થયો નથી. આખા ગુજરાતનું વાતાવરણ બદલાઇ ગયું છે અને પ્રજાકીય જોર વધ્યું છે ત્યારે વડોદરા રાજ્યની પ્રજાની સ્થિતિ બિલકુલ વિચિત્ર છે. એ પ્રજાની ઉન્નતિ થવાને બદલે અધોગતિ થતી જાય છે. પ્રજાને સત્તા મળવાને બદલે નોકરશાહીનું જોર દેખીતી રીતે વધતું જાય છે. ખર્ચની કાપકુપમાં "પ્રગતિ ખાતા"ને નુકશાન પહોંચ્યું છે, ખાસ કરીને કેળવણી ખાતાને. રાજ્યકારભારીઓના દારૂનિષેધની બાબતના જીર્ણ વિચારોથી પ્રજાને ભારે અસંતોષ થયો છે. કાળાપરજના વિષયમાં વડોદરા રાજ્યે ખોટી ધાંધલ મચાવી ને હજારો અજ્ઞાન ભાઇઓને દુઃખ દીધું છે. જો વડોદરા રાજ્ય આપણું પોતાનું એટલે હિંદીઓનું ન હોત તો બ્રિટિશ સરકારમાં અસંતોષ અને ચળવળ ચાલી રહી છે તેનાથી પણ વધારે સખત ધુમરાણ અને કકળાટ પેદા થાત તથા રાજ્ય સામે પ્રજાએ ઝુંબેશ ઉઠાવી હોત. પણ વડોદરાના સ્વરાજ્યવાદીઓ તથા નવયુવાનો હિંદી મહારાજા તથા કારભારીઓ સામે થતાં અચકાય છે. ઇશ્વર કરે ને તેમની ધીરજ ખપી ન જાય. ઠેકઠેકાણે ભારે અસંતોષ ફેલાઇ રહ્યો છે અને લોકો લડતને માટે કમર કસીને તૈયાર થાય છે પણ સમજુ આગેવાનો તેમને શાન્ત પાડી દે છે. ઇશ્વર મહારાજાને સદ્બુદ્ધિ આપો!

## સાહસવૃત્તિ

૭ પારસી યુવકો બાઇસીકલ ઉપર બેસીને આખી દુનિયાની આસપાસ મુસાફરી કરવા નીકળી પડ્યા છે અને ઇરાન તરફ જતાં રસ્તામાં દિલ્હીમાં પહોંચતા એમને સારો આવકાર આપવામાં આવ્યો છે એમ છાપાંઓ વાચતાં માલમ પડે છે. આ સાહસિક યુવકોને અમે ધન્યવાદ આપીએ છીએ. જ્યાં સુધી આપણા યુવકો હિંમતવાન, ખડતલ અને સાહસિક થાય નહિ ત્યાં સુધી જીવનમાં તેઓ કાંઇ ઉકાળે એવું અમે માનતા નથી. હિંદુસ્તાનની ઉત્તર પૂર્વ અને પશ્ચિમ સરહદની પાર જે મુલકો આવેલા છે ત્યાં આપણા યુવકોએ ઘૂમવું જોઇએ. આજકાલ તો યુરોપીય લોકો ગૌરિશંકર પર્વત (માઉન્ટ એવરેસ્ટ)ની ટોચ પર ચડવાને મથી રહ્યા છે. આપણે તો માત્ર કવિતામાં ગાઇએ છીએ કે "વો સંતરી હમારા, વો પાસબાન હમારા," પણ પાસે જતાં તો હિંમત ચાલતી નથી. ડાક્ટર મૅકગવર્ન તીબેટમાં જઈ આવ્યા તેનું વર્ણન વાંચીને ખુશ થઇએ છીએ. આપણા હિંદીઓ તીબેટમાં ગયા છે તે છતાં ત્યાંના લોકો વિષે જોઇએ તેવું વર્ણન આપ્યું નથી. ડા. સ્ટાઇન મધ્ય એશિયાનાં ખંડીએર શહેરોમાં શોધખોળ કરી રહ્યા છે.

દરેક જીવંત પ્રજામાં સાહસ હોય છે. હિંદી પ્રજા દુનિયાના ચારે ખુણામાં વ્યાપાર કે ધર્મના પ્રચાર માટે ફરતી તેના હજારો દૃષ્ટાંત મોજુદ છે. આજે પણ આપણા ગુજરાતીઓ વેપાર અર્થે સાત દરિયા ઓળંગે છે, પણ તે કોના જોર પર? પોતાના નહિ, બ્રિટિશ સરકારના. પોતાના સ્વાર્થ માટે જઇને દેશ માટે તેઓ શું કરે છે? યુરોપીઅન અમેરિકન જાપાનીઝ તો દરેક પ્રકારની વિગતવાર દેશોપયોગી હકીકત મોકલી આપે છે; વ્યાપાર વધારે છે, શોધખોળ કરે છે, છૂપી બાતમી મોકલે છે. આપણા યુવકો ક્યારે સંખ્યાબંધ દેશપાર નીકળી પડશે!

રસ્તા સાવ નિર્જન થઇ રહ્યા." તે વખતે," મારી સાથે વાત કરનાર અફસરે કહ્યું, " ગાંધી એના નાનકડા ઉઘાડા પગ લેઇ અહીંઆ દાખલ થયો અને હાલ તમે બેઠા છો ત્યાંજ બેઠો. મેં તેને ચેતવણી આપી: "ગાંધી, હું શું કરે છે એનું તને ભાન નથી. જો તું આ તારો રોતાની પ્રોગ્રામ ચાલુ રાખીશ, તો હું તને એકેએક સ્ત્રી પુરૂષ અને બાળકના ખૂન માટે જવાબદાર ગણીશ."

"નામદાર, તેમ નહિ થાય," તેણે જવાબ આપ્યો.

"તેમ થવાનું જ. તું અહિંસાની વાત કરે છે પણ એતો બધા પોથીમાંના રીંગણા છે. લોકો તે નથી માનવાના. તું જે ચળવળ ચલાવી રહ્યો છે તેમાં અહિંસા જેવી ચીજ નથી. લોકોના તમસને તું કબજે નહિ રાખી શકે. યાદ રાખ, હું તનેજ જવાબદાર ગણું છું."

આમ કહી એ નામદારે મારી સામે આંગળી હલાવી, જાણે તેમની સામે હુંજ ગાંધી બેઠો હોઉં.

"બધું થઇ રહ્યા પછી—ચોરીચોરાનાં તોફાનો અને જુલ્મો પછી—ગાંધી ફરીથી અહીંઆ આવ્યો અને મેં કહ્યું:

"મેં તો તને પહેલેથી કહ્યું હતું શું બનશે તે. હવે તું જવાબદાર છું." એણે એનું મ્હોં બન્ને હાથથી ઢાંકી લીધું અને કહ્યું, "હું જાણું છું."

"જાણે છે! તારા હિંદી રાળાંઓએ જે સ્ત્રીપુરૂષોનાં માથાં ધડ તળે કચરી નાંખ્યાં એમના જીવ શું હવે તારા જાણવાથી પાછા આવશે?"

"મને જેલમાં નાંખો, નામદાર," એણે નિસાસો મુક્યો.

"અલબત્ત, હું તને જેલમાં જ નાંખવાનો છું. પણ હું તૈયાર ન થઈ જાઉં ત્યાં સુધી ધીરજને. શું તું એમ સમજે છે કે હું તને આકાશમાં ચઢાવવા માગું છું?"

એણે કહ્યું કે એ એક અઠવાડીઆના ઉપવાસ કરવાનો છે.

અહીંઆ નામદાર ધીરા પડયા અને જરા ખુરસીને અઢેલી અવાજ નરમ કરી બોલ્યા:

"નાનકડો, રોગી જેવો માણસ, ૩૨ કરોડના હૃદયનો માલિક હતો. એની આંગળીએ તેઓ નાચતા. એને આ દુનિયાની બીજી કોઇની દરકાર નહોતી, હિન્દુસ્તાનના આદર્શો અને સદ્ગુણોનો જ એ ઉપદેશ આપતો, પણ આદર્શોથી કાંઇ રાજ ઓછાં ચાલે? છતાં આદર્શોથીજ એનો લોકો પર કાબૂ હતો. એ એમનો દેવ હતો. હિન્દુસ્તાનને એક દેવ જોઇએજ. પહેલાં તિલક હતો, પછી ગાંધી થયો, કાલે વળી બીજો કોઈ. એણે તો બાપલીઆ અમને ગભરાવી નાખ્યા. એની ચળવળથી અમારી જેલો ભરાઇ ગઈ. તમે કાંઇ લોકોને પકડ પકડ કયાં સુધી કરી શકો. જ્યાં ત્રીસ કરોડ પડયા હોય ત્યાં પાર ક્યાંથી આવે? અને જો લોકોએ તેણે બતાવેલું બીજું પગલું ભર્યું હોત અને કર આપવાની ના પાડી હોત તો. તો ઇશ્વર જાણે, અમારી શી વલે થાત! દુનિયાની તવારિખમાં ગાંધીનો અખતરો સૌથી જબરદસ્ત હતો અને તે સફળ થતાં થતાં હાથવેંતમાંજ રહી ગયો. એ લોકોના તમસ પર કાબૂ રાખી શકયો નહિ. લોકો તોફાને ચઢયા અને એણે એનો પ્રોગ્રામ પાછો ખેંચી લીધો. પછી શું બન્યું એ તો તમે જાણો છો. અમે એને જેલમાં નાંખ્યો હું ત્રણ દિવસ પર જ એને મળ્યો. જેલમાં મળ્યો. જીવન જરા એને રસહીણું લાગતું હતું. મને લાગે છે કે એને બહાર નીકળવું પસંદ છે. હું એને કોઇ છાપાં આપવા દેતો નહિ. એણે ફરિયાદ કરી કે હું એને છાપાં આપતો નથી. "અરે, આજે પ્રાઇમ મિનિસ્ટર (વડો પ્રધાન) કોણ છે એની પણ મને ખબર નથી." મેં જવાબ આપ્યો: "દુનિયાના ખબર જાણવા હોય તો જેલની બહાર રહેવું એજ સરસ રસ્તો છે. હું થોડા મહિનામાં અહીંથી જવાનો છું એ જાણીને તું ખુશી થઇશ. મારે અને તારે દોસ્તી નથી પણ આપણે એકબીજા સાથે પૂરા નિખાલસ રહ્યા છીએ.

અહીંઆ જે સવાલ હું પૂછવા આવ્યો હતો એ સવાલ મેં પૂછયો અને ગાંધીને જેલમાં મળવાની રજા માગી.

પણ નામદારે મને ત્યાં જ અટકાવ્યો: "બિલકુલ અશકય. ગાંધીને જેલમાં નાંખવાનો રસ્તો તેને જીવતો દફનાવવાનો છે. જો અમે લોકોને અહીંઆ આવવા દઈએ અને મળવા દઈએ તો તો એ પાછો મહાત્મા થઈ બેસે અને થોડા જ દુનિયાનું મક્કા બની જાય. ગાંધીને મહાત્મા બનાવવા અમે જેલમાં નથી નાંખ્યો."

છ વરસ પૂરાં થતા પહેલાં ગાંધીના છૂટવાની કોઇ આશા છે, એ મારા સવાલના જવાબમાં નામદારે જણાવ્યું:

ભરેલું છે. બિનજરૂરીઆત ખોટો ખર્ચ કરવાને લીધે આવી સંસ્થાઓ ઠેકઠેકાણે થતી અટકશે. આજે તો આપણે, દરેક ગામડામાં આવી સંસ્થાઓ સ્થાપવા ઇચ્છીએ.

જે સગવડો ગામડાંની અંદરથી જ મળી શકે તેનો ઉપયોગ કરીને આગળ પગલાં ભરવાં જોઇએ. અંગ્રેજી રાજ્યકારભારમાં ઘણો પૈસો ગામડાંમાંથી શહેરોમાં ઘસડાઈ ગયો છે એટલે શહેરોમાંથી તે ફરીને ગામડાંમાં પાછો આવે તેની વિરુદ્ધ અમે નથી. પણ એથી મહાસભાની કેટલીક સંસ્થાઓ તથા ખિલાફતની સમિતિઓમાં છૂટથી પૈસા વાપરવાની જે ટેવ પડેલી છે તેની નકલ ગામડાંમાં ન થવી જોઇએ.

ભૂવાલડી આશ્રમના કાર્યવાહકોને શાબાશી ઘટે છે, અને તેમનું કામ દિનપ્રતિદિન વિકાસ પામે એવું અમે ઇચ્છીએ છીએ.

## મેડીકલ કોલેજ

મુંબઇની દાકતરી કોલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા એટલી બધી વધી ગયેલી કહેવાય છે કે પ્રવેશક પરીક્ષા પસાર કરેલા દરેક વિદ્યાર્થીને દાખલ કરી શકાશે નહીં એવી ચેતવણી આપવામાં આવી છે. જો દાકતરી અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓની સંખ્યા વધી પડશે તો પુનામાં બીજી કોલેજ કાઢવામાં આવશે એમ સંભળાય છે. આજથી ચાર પાંચ વર્ષ ઉપર અમદાવાદમાં મેડીકલ સ્કુલ છે તેને બદલે કોલેજ કરવાની યોજના થઇ હતી અને કોલેજના મકાન માટે જગ્યા પણ જોવાઇ હતી, કોલેજના નિભાવને માટે ઘણી મોટી રકમ જોઇએ એ વાત ખરી છે, પણ દરેક પ્રકારની કોલેજ પુનામાંજ કાઢવા માટે તજવીજ ચાલે તે સાંખી શકાય તેમ નથી. મુંબાઇ સરકારની બેઠક દરેક વર્ષે થોડા મહિના માટે પુના જાય છે તે વખતે ખટપટ કરીને દરેક યોજનાનો લાભ દક્ષિણમાં ખેંચી લેવાનો પ્રયત્ન થાય તો ગુજરાતસિંધને ભારે અન્યાય થાય. અંત્યજવર્ગ માટે વસતિગૃહની યોજના થઇ તેનો લાભ ગુજરાતને કેટલો મળ્યો ? જો મુંબઈ સરકારને ખર્ચે મેડીકલ કોલેજ નીકળવાની હોય તો તે અવશ્ય અમદાવાદમાંજ નીકળવી જોઇએ.

## હુન્નરઉદ્યોગશાળા ( ટેકનીકલ કોલેજ )

અમદાવાદ શહેરમાં આશરે સાઠ મીલો ચાલે છે અને તેમાં અનેક પ્રકારના હુન્નરઉદ્યોગોનો પ્રચાર થઇ રહ્યો છે. આપણે ત્યાં શિક્ષિતવર્ગને મહેનતનું કામ નાપસંદ છે એવો આક્ષેપ સંભળાય છે. બીજી તરફથી જે લોકો રાતદિવસ કામ કરે છે તેમનો હાથ હુન્નર ચડી જાય છે પણ તેમને જોઇતા પ્રમાણમાં સામાન્ય તથા હુન્નરને લગતા વિજ્ઞાનનું જ્ઞાન નહીં હોવાને લીધે પોતાના વિષયમાં શોધખોળ કે વિકાસ થઇ શકતો નથી. એવી મુશ્કેલી ટાળવાને માટે ઇંગ્લંડમાં જે પ્રયત્નો થયા તે વિષે કાંઇક ખબર " અભ્યાસી " એ જુદે સ્થળે આપ્યા છે.

મુંબાઇ ઇલાકામાં શિક્ષણને માટે કાંઇ પણ સંસ્થા સરકાર તરફથી કાઢવાનો વિચાર થાય છે ત્યારે તેને માટે કયું સ્થાન યોગ્ય છે તેનો વિચાર સર્વ દૃષ્ટિએ થતો જ નથી. પુનાનાં હવાપાણી સારાં ગણાય છે અને યૂરોપીઅન અધ્યાપકોને જીમખાનામાં સ્વદેશી લોકોનો સંગાથ થઇ શકે માટે નવી સંસ્થાઓ પુનામાં કાઢવામાં આવે છે. ગુજરાતની આબોહવા એથી વધારે સારી છે અને અખતરા પણ વધારે સારા થઈ શકે તેમ છે. સ્થળે સ્થળે અખતરાઓ કરવામાં પ્રજાની સહાનુભૂતિ સારી અને વિશેષ પ્રમાણમાં મળી શકે તે બાબતનો વિચાર નહીં કરતાં ખેતીવાડીની કોલેજ પુનામાં કાઢી છે. એન્જીનિયરીંગ કોલેજ પણ મુંબાઇ કે અમદાવાદમાં નહીં પણ પુનામાં સ્થાપી તેનું બીજું કારણ શું હોય ? મેન્ચેસ્ટરની ઝેરી હવામાં ગોરા લોકો જીવી શકે છે અને ત્યાંની કોલેજોમાં કામ કરે છે. પણ મુંબાઇ, અમદાવાદ શી રીતે જીવાય ? હુન્નરઉદ્યોગની કોલેજને માટે યોગ્ય અનુકૂળતાવાળું સ્થળ મુંબાઇ કે અમદાવાદ જ હોઇ શકે, કારણ કે ત્યાં સંચાથી ચાલતા મોટા હુન્નરો આવી રહ્યા છે અને પુનામાં કાગળની મિલ સિવાય બિલકુલ હુનર નથી એમ કહીએ તો ચાલે.

જો મુંબાઈ ઇલાકામાં હુન્નરઉદ્યોગની કૉલેજ કાઢવાનું કરે તો તે જરૂર અમદાવાદમાંજ કાઢવી જોઇએ; અને તેમ ન થાય તો ગુજરાતીઓએ લડવાને કમર કસવી જોઇએ.

## આયુર્વેદીય પાઠશાળાઓ

મદ્રાસની સરકારે એક સમિતિ નીમીને આખા હિંદુસ્તાનમાં આયુર્વેદના શિક્ષણ માટે કેટલો અને કેવો પ્રચાર થઈ રહ્યો છે તેની શોધ કરાવી છે. એ સમિતિનો રીપોર્ટ બહાર પડી ચૂકયો છે, અને જે લોકો આ વિષયમાં રસ લેતા હશે તેમને માટે ઘણોજ ઉપયોગી છે.

આપણા ગુજરાતમાં બે સંસ્થા સારા પાયા પર યોજાઇ હતી. બન્નેમાં આયુર્વેદનું ઉચ્ચ શિક્ષણ અને તેની સાથે વિજ્ઞાન તથા પાશ્ચાત્ય પદ્ધતિનું જરૂરપુરતું જ્ઞાન આપવાની યોજના થયેલી. એમાંથી એક સંસ્થા પાટણમાં વડોદરા રાજની મદદથી ચાલે છે અને બીજી સંસ્થા પ્રો. દુર્ગાશંકર રાવળે અમદાવાદમાં કાઢેલી. બન્ને પાઠશાળાઓમાં રસાયણશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, ફીઝીઓલોજી, બેકટીરીઓલોજી શિખવવા માટે પ્રબંધ થઇ ગયો હતો. ભાઇ દુર્ગાશંકર રાવળના અવસાનથી અમદાવાદની પાઠશાળા બંધ કરવામાં આવી છે તેથી આયુર્વેદના પ્રચારને સખત ફટકો પડયો છે. પાટણની પાઠશાળામાં બે વૈદ, એક દાક્તર તથા એક વિજ્ઞાનશાસ્ત્રી હાલ કામ કરે છે. તેને અંગે દવાખાનું ચાલે છે અને આવતા વર્ષથી દર્દીઓને ઔષધાલયમાં રાખવાની સગવડ કરવી પડશે, એમ લાગે છે. શરીરના જ્ઞાન માટે શાસ્ત્રોક્ત વિધિથી શબને ચીરી બતાવવામાં આવે છે. પ્રયોગશાળાઓ, સંગ્રહસ્થાન પુસ્તકાલય સ્થપાયાં છે અને વનસ્પતિજ્ઞાનને માટે વિદ્યાર્થીઓને પહાડી જગ્યા ઉપર લઈ જવાની ગોઠવણ થઇ છે. પણ જ્યારે સુધરાઇઓ તથા ડીસ્ટ્રીક્ટ બોર્ડો ખરેખરાં પ્રજાકીય થશે ત્યારે જ આયુર્વેદને ઉત્તેજન મળશે. ઔષધાલયો યોગ્ય અભ્યાસ વૈદ્યોને સોંપાશે ત્યારે લાંબો અભ્યાસ કરવાનું પાલવશે. આજે યોગ્ય વૈદ્યને આર્થિક ફાયદો શો છે?--

## કન્યાઓ માટે હાઇસ્કુલ

મુંબાઇમાં ગુજરાતી હિંદુ કન્યાઓને માટે ત્રણ શાળાઓ છે: એલેકઝાંડ્રા હાઇસ્કુલ, ચંદા રામજી કન્યાશાળા તથા તિલક રાષ્ટ્રીયશાળા, જ્યાં કન્યાઓને ઉચ્ચ એટલે માધ્યમિક કેળવણી મળી શકે. ચંદા રામજી નામના લુહાણા ગૃહસ્થે પોતાનું સર્વ ધન શ્રી ઠાકુરજીને અર્પણ કર્યું, અને તેમના ટ્રસ્ટીઓએ અનેક પ્રકારે દાન કર્યા બાદ ત્રણ લાખ રૂપીઆની રકમ હાઇકોર્ટની રજાથી કન્યાશાળા સ્થાપવા માટે કાઢી. આ સંસ્થાની પ્રાથમિક વ્યવસ્થા રા. નાનુ કોઠારે, પ્રો. ગજ્જર, રા. કીર્તિકર, રા. વિશ્વનાથ વૈદ્ય તથા રા. જયકર જેવા વિદ્વાન ગૃહસ્થોના હાથમાં હતી, અને એ ગૃહસ્થોએ આપણા હિંદુ સંસારને અનુકૂળ શિક્ષણની યોજના કરેલી, તે છતાં અંતે મુંબાઈ યુનિવર્સિટીના અભ્યાસક્રમ તરફ આ સંસ્થા તણાઇ ગઈ. તેનું પરિણામ આજે ચોકખી રીતે જોઇ શકાય છે. પ્રતિકૂળ અભ્યાસક્રમને લીધે કન્યાઓની સંખ્યા જોઇએ તે પ્રમાણમાં વધી નથી અને હવે વધે એવી આશા રાખવી ફોગટ છે. આપણી કન્યાઓ વહેલી ઉમરે પરણે છે. ગુજરાતી છોકરીઓ દક્ષિણી કરતાં પણ વહેલી પરણે છે એ વાત ખરી; પણ આજે કન્યાશાળાઓમાં જે શિક્ષણ અપાય છે અને જે શિક્ષણપદ્ધતિનો ઉપયોગ થાય છે તે પ્રતિકૂળ હોઇ માબાપોને કન્યાઓને લાંબા વખત સુધી શિક્ષણ આપવાનો ઉમંગ થતો નથી એ વાત શિક્ષણપ્રચારકોએ ભૂલવી ન જોઇએ.

જો નીચલા વર્ગોમાં ઉત્તમ શિક્ષકો રાખીને શિક્ષણનો પાયો સંગીન નખાય, અને સર્વ અભ્યાસ ૧૪-૧૫-૧૬ વર્ષ સુધી ચાલુ રાખે, અભ્યાસક્રમમાંથી કેટલાક વિષયો ઓછા કરીને વધારે ઉપયોગી વિષયો દાખલ કર્યા હોય, પરીક્ષા લેવાનું ધોરણ પણ બદલ્યું હોય તો જાપાનની માફક આપણે ત્યાં પણ હજારો કન્યાઓ શિક્ષણ લેતી થાય.

પુનામાં પ્રો. કર્વેએ યુનિવર્સિટી સ્થાપી ત્યારે ગુજરાત તથા મુંબાઈમાં એવી આશા ઉત્પન્ન થયેલી કે આ પ્રજાકીય વિદ્યાપીઠનો અભ્યાસક્રમ વધારે અનુકૂળ યોજાશે. પણ છેલ્લા ચાર વર્ષના અનુભવપરથી એમ ચોક્કસ કહેવું પડે છે કે એ આશા ફળીભૂત થઇ નથી, અને કોઇ દિવસ થશે કે કેમ એ વિષે શંકા રહે છે. પુનાના મહિલા વિદ્યાપીઠને હજી આઠ વર્ષજ થયાં છે એટલે તેનો વિકાસ થઇ શકે. તેની સેનેટમાં ઘણા વિદ્વાન અીપુરૂષો સભ્ય તરીકે ચુંટાયા છે. પણ આજના અતિ પ્રવૃત્તિમય જમાનામાં આ કમનસીબ વિષયમાં બધા સભ્યો એકસરખો રસ લેતા નથી અને સભાની અંદર આવીને તે દિવસોની ચર્ચાઓપરથીજ પોતાનો મત બાંધે છે. સર વિઠ્ઠલદાસની ઉદાર મદદને લીધે વિદ્યાપીઠને બહુ સારૂં ફંડ મળી ગયું છે, પણ જો અભ્યાસક્રમમાંજ મૂળ સડો હોય તો તે પૈસાથી નીકળી શકવાનો નથી. આ બાબત ઘણીજ ગંભીર છે અને કોઈ પણ મોટી સંસ્થાએ કન્યા કેળવણીના મૂળ ઉદ્દેશ તથા શિક્ષણની પદ્ધતિ વિષે બહુ ઉંડો વિચાર કર્યા સિવાય સંસ્થાનો અભ્યાસક્રમ કાયમ રાખવો કે બદલવો એ બન્ને અત્યંત દુર્ઘટ છે.

ચંદા રામજી કન્યાશાળાની વ્યવસ્થા સારા હાથમાં છે. તેનાં મુખ્ય શિક્ષક મિસ કૉન્ટ્રેક્ટરની કાર્યદક્ષતાનાં વખાણ સંભળાય છે, પણ એ કન્યાશાળામાં માત્ર મુંબાઇ યુનિવર્સિટીના મેટ્રીક થવાને માટે કન્યાઓને શિક્ષણ અપાય છે તેના કરતાં કન્યાઓને યોગ્ય, શિક્ષણ આપવાની સારી યોજના થશે તેના ઉપર એ સંસ્થાની કિંમત વધારે અંકાશે. એ શાળાના કાર્યવાહકોને અમે સૂચવીશું કે આર્થિક સગવડ તથા ઉત્તમ શિક્ષકો કરતાં હજાર ગણી વધારે અગત્યની ચીજ શિક્ષણનાં આદર્શ, અભ્યાસના વિષયો તથા શિક્ષણપદ્ધતિ—એના ઉપર તેઓ વિશેષ લક્ષ આપે.

## શુદ્ધિ

૧ યુગધર્મના ગયા વૈશાખના અંકમાં ૯૫ મે પાને મેં લખ્યું છે કે આપણા પરમ માનનીય સાક્ષર શ્રી "આનંદશંકરભાઇએ સદ્‌ગત પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી પછી ગુજરાતમાં કોઈ પુરાતત્વનો સ્વતંત્ર શોધક થયો નથી એવા આક્ષેપના જવાબમાં ઘણું કરી વસંતમાં લખ્યું હતું કે હવે એ જાતના કામની જરૂર નથી." આ વાક્ય મેં યાદદાસ્ત ઉપરથી લખ્યું હતું. પણ રા. રા. આનંદશંકરભાઈ એવું વસંતના કયા અંકમાં લખ્યું છે તે પત્રથી પૂછાવે છે. મારી પાસે અત્યારે વસંતની બધી ફાઇલો નથી, એટલે મારો સ્મૃતિદોષ હશે એમ માની લઇને ઉપરનું વાક્ય પાછું ખેંચી લઉં છું.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

૨ છેલ્લા 'યુગધર્મ'માં 'સમાનાંક ગુણાકાર' વાળા લેખમાં નીચેની પાદટીકા (ફુટનોટ) લેખકની ગફલતચૂકથી રહી ગઇ હતી;

પાદટીકા ગતાંક પૃષ્ટ ૫૪ મે.

" ૧ [૧૮]=૩×૩×૭×૧૧×૧૩×૧૯×૩૭
×૫૨૫૭૭૯×૩૩૩૬૬૭ " છે

તેને લગતી હતી અને તે આ પ્રમાણે હતી:—

" અહિ બધા અવયવો અવિભાજ્ય છે, કેમકે છેલ્લો અવયવ અવિભાજ્ય છે એમ આપણે ઉપર જોયું અને છેલ્લાની પહેલાનો અવયવ બહુ મોટો નહિ હોવાથી તપાસ કરતાં અવિભાજ્ય માલમ પડયો છે."

૩ પૃ. ૪૮ કોલમ ૨, લીટી ૩૫, time છે તે line જોઇએ.

૪ પૃ. ૪૯, કોલમ ૧, લીટી ૩૦, '૮૦ સભાસદોની નીમણુક યુનિવર્સિટીના રજિસ્ટર થયેલા ગ્રેજ્યુએટો કરે' તેને બદલે ૮૦ સભાસદોની નીમણુક સરકાર કરે, દશ સભાસદોની નીમણુક યુનિવર્સિટીના રજીસ્ટર થયેલા ગ્રેજ્યુએટો કરે' એમ વાંચવું.

# યુગધર્મના નવા થનાર ગ્રાહકોને

સંવત ૧૯૮૦ ની સ્વરાજ્ય ડાયરી ભેટ તરીકે આપવામાં આવશે.

યુગધર્મના જે જુના ગ્રાહકોને સ્વરાજ ડાયરી હજી સુધી ન મળી હોય તેમણે રૂ. ૦–૨–૬ ની ટિકીટો બીડી ડાયરી મંગાવી લેવી

કારતક માસથી થયેલા ગ્રાહકોને પોષ્ટની ટીકીટો મળતા ડાયરી રવાના કરવામાં આવશે.

| | |
|---|---|
| રાયખડરોડ, | વ્યવસ્થાપક, |
| અમદાવાદ. | યુગધર્મ કાર્યાલય. |

# યુગધર્મની ફાઇલો

યુગધર્મના આસો, કારતક અને માગસર માસના અંકો હવે બિલકુલ સિલિક નથી એટલે તે માટે ગ્રાહકોને નહિ લખવા વિનંતિ છે.

પોષ અંકથી ભાદરવા અંક સુધીના ૯ અંકની અને ચૈત્ર અંકથી ભાદરવા અંક સુધીના ૬ અંકની એવી બે જાતની કેટલીક ફાઇલો અનુક્રમણિકા સાથે બંધાવીને અમે તૈયાર કરાવી છે. પહેલી ફાઇલની કિંમત રૂ. ૫) છે. બીજી ફાઇલની કિંમત રૂ. ૩) છે

જે ગ્રાહકોને ફાઇલો બાંધવા માટે યુગધર્મનું પૂઠું અને અનુક્રમણિકા જોઇતી હોય તેમણે બે પૈસાની ટિકીટો બીડી મોકલી મંગાવી લેવા વિનંતિ છે.

| | |
|---|---|
| રાયખડરોડ, | વ્યવસ્થાપક, |
| અમદાવાદ. | યુગધર્મ કાર્યાલય. |

આ માસિક અમદાવાદ શામળાની પોળ પાસે આવેલા વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને [illegible] મણિલાલ શાહે—યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું

# યુગધર્મ

પુસ્તક ૩ માગસર, ૧૯૮૦ અંક ૩

## ધર્મયુગ

પ્રજાજનની ઉન્નતિ અર્થે અને જનસમાજના સર્વસામાન્ય અને સર્વને હિતકર બંધનો ટકાવી રાખવા માટે પ્રત્યેક યુગના નેતાઓએ જનસમાજને માટે અમુક ધર્મો નિયત કરેલા હોય છે. પ્રત્યેક યુગની ખાસ જરૂરીઆતો પ્રમાણે તે તે ધર્મોમાં ફેરફાર કરવાની જરૂર પડે છે. અમુક પ્રવૃત્તિઓ અમુક યુગમાં નકામી અગર નુકસાનકારક થઇ પડે છે અને બીજી કેટલીક વિશેષ અગત્યની થાય છે. આવા પ્રકારની પ્રવૃત્તિઓ તે યુગધર્મ કહી શકાય.

આવા પ્રત્યેક યુગમાં બદલાતા જતા ધર્મો ઉપરાંત કેટલાક સનાતન શાશ્વત્ નીતિનિયમો છે જે સર્વ કાળમાં અને સર્વ દેશ માટે એકજ રૂપમાં પ્રવર્તે છે. જગતનું નિયંત્રણ કરનાર મહાન્ નિયંતાએ પ્રવર્તાવેલા તે ધર્મો છે. એવા ધર્મો તે યુગધર્મ માત્ર નથી, પરંતુ સર્વકાળના પરમધર્મો છે. જનસમાજના ઇતિહાસમાં જુદા જુદા યુગમાં જુદા જુદા આદર્શો પ્રજાઓએ સેવેલા જણાય છે. અને તે તે આદર્શો પ્રાપ્ત કરવા માટેનાં સાધનો દર્શાવનારાં પુસ્તકો અને શાસ્ત્રો તે તે યુગમાં રચાયાં છે. કોઇ કાળે અન્ય પ્રજાઓ પર અમલ, કોઇ કાળે વેપારનો વિસ્તાર, કોઇ કાળે જ્ઞાનનો પ્રચાર, એમ જુદી જુદી પ્રજાઓએ જુદે જુદે કાળે જુદા જુદા આદર્શો તરફ પ્રવૃત્તિ કરી છે. સનાતન શાશ્વત્ ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરી પ્રજાની આધ્યાત્મિક ઉન્નતિનો માર્ગ દર્શાવવાના પ્રયત્નો પણ કોઈ કોઇ કાળમાં થયા છે. જે યુગમાં પ્રજાજનની ધાર્મિક જાગૃતિ વિશેષ થાય, આધ્યાત્મિક ઉન્નતિ તરફ પ્રજાજનના મોટા ભાગના પ્રયાસ દોરાએલા હોય તે ધર્મયુગ કહી શકાય. "યુગધર્મ" માસિકમાં "ધર્મયુગ" વિષે કંઇક વિચાર કરવાનો આજ પ્રયત્ન કર્યો છે.

આપણા દેશમાં અનેક વાર ધર્મજાગૃતિના પ્રસંગ બન્યા છે. પ્રજાજનનું ધર્મ તરફ દુર્લક્ષ અગર જનસમાજનાં નીતિબંધનો શિથિલ થતાં જતાં હોવાને લીધે કેટલાક મહાપુરુષોએ ધર્મ સમજાવવાના પ્રયત્ન કરી પ્રજાઓને ઇતિહાસપટ પરથી લુપ્ત થતી બચાવી છે. બીજે કેટલેક પ્રસંગે પાર્થિવ વૈભવોથી અતિતૃપ્ત થવાને લીધે, ધન વૈભવ ઇત્યાદિની નશ્વરતાનું ભાન થવાને લીધે જીવનની ગંભીરતા અને જવાબદારી તરફ મનુષ્યોનું લક્ષ ગયું છે અને તેને પરિણામે વૈરાગ્ય અને ઉદાસી વૃત્તિનું પ્રાબલ્ય દેશમાં જોવામાં આવ્યું છે. આવી સ્થિતિ તે ખરી રીતે જોતાં ધર્મયુગ નથી, આ માત્ર કર્તવ્યભાવનાની જાગૃતિ છે. જનસમાજનાં બંધનો મનુષ્ય માત્રને વિશેષ સુખકર અને ઉન્નતિકર રચવાનો પ્રયાસ માત્ર છે. જનસમાજ ટકાવી રાખવા માટે અને મનુષ્યના સર્વ વ્યવહારનું ધોરણ ઉંચું રાખવા માટે આવા પ્રયત્નોની જરૂર અવશ્ય છે જ. પરંતુ આજે જે ધર્મયુગની આપણે વાત કરીએ છીએ, તે આવી જાતનો યુગ નથી. તે ધર્મયુગ ઉપનિષદ્કાળના જેવો છે. ધાર્મિક વિષયોનું તત્ત્વચિંતન, આધ્યાત્મિક પ્રશ્નોના ભેદ ઉકેલવાનો પ્રયત્ન અને તેને પરિણામે પાર્થિવ વ્યવહારને આધ્યાત્મિક દૃષ્ટિથી અવલોકવાની વૃત્તિ, એ આ ધર્મયુગનાં લક્ષણ છે. ધર્મયુગોમાં થએલી એવી પ્રવૃત્તિઓને પરિણામે સમસ્ત દેશની ધર્મભાવના જાગૃત અને જીવંત રહે છે.

આપણા દેશમાં ધર્મયુગોની પ્રવૃત્તિને પરિણામે પ્રજાજનની ધાર્મિક જાગૃતિ બીજા દેશો કરતાં કંઇક વિશેષ પ્રમાણમાં ટકી રહી હતી. પરંતુ યુરોપ સાથેના આપણા સમાગમ પછી જનસમાજના સુખનો આપણો ખ્યાલ બદલાયો, અને સુખ એટલે ઇંદ્રિયજન્ય સુખ-વૈભવ-સગવડ- એવો ખ્યાલ વિશેષ પ્રવર્તવા માંડ્યો. આને પરિણામે પ્રજાજન કેવળ એશઆરામમાં જ સુખ માનનાર કે નીતિના યોગ્ય બંધારણો તોડી નાખી, સ્વચ્છંદે પ્રવર્તનાર ન થઇ જાય તે માટે ધર્મશીલ સજ્જનોએ અને ધાર્મિક મંડળોએ પ્રયત્નો આરંભ્યા. પશ્ચિમનાં સુખસગવડનાં સાધનોનું આકર્ષણ બહુ બળવાન હતું. રાજ્યકર્તા કોમ પશ્ચિમની સંસ્કૃતિવાળી અને પશ્ચિમના વેપારઉદ્યોગની વૃદ્ધિના દૃષ્ટિબિંદુથી આપણા દેશનું રાજ્યશાસન કરતી હોવાથી એવાં સુખ-સગવડનાં સાધનો સુલભ કરવાના અનેક પ્રકારે પ્રયત્નો થવા લાગ્યા. આપણા દેશની કેળવણીનું ધોરણ પણ પશ્ચિમના દેશોના દૃષ્ટિબિંદુથી રચાયું, અને પરિણામે આપણે સૌ પશ્ચિમના એ મોહસાગરમાં ડુબવા લાગ્યા. ધાર્મિક જનોના અને ધર્મ સંસ્થાઓના, અનેક પ્રયત્નો છતાં, આપણા પૂર્વના ધર્મસંસ્કારો અને ધર્મયુગના વારસાના કંઇક અવશેષ રહ્યા છતાં, પશ્ચિમના આ પ્રચંડ મોહઝંઝાવાતના સપાટામાં સર્વ કોઇ ઘસડાવા લાગ્યું. એ મોહના સપાટામાંથી ફરીથી યોગ્ય માર્ગનું સૂચન કરવાનો પ્રયત્ન શ્રી ગાંધીજીની હીલચાલે કરવાનો આરંભ કર્યો, પરંતુ એ હીલચાલમાં જેને આપણે ધર્મયુગ કહ્યો છે તેવી સ્થિતિ પ્રવર્તાવવા માટે જોઈતાં ખાસ તત્ત્વો નથી. એ હીલચાલમાં પ્રજાની બીજી અનેક રીતની ઉન્નતિનાં બીજ રોપવાનો પ્રયત્ન છે, પ્રજાજનને સ્વમાન અને કર્તવ્યનું ભાન કરાવવાનો પ્રયત્ન છે, પશ્ચિમના મોહજનક વ્યવહારથી દૂર રહેવાનો ઉપદેશ છે, અને આર્ય સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન પણ સાથે સાથે પ્રવર્તે છે. છતાં તે ધર્મયુગની તૈયારી નથી; કારણ કે ધર્મયુગ માટે જ્ઞાનની જે ખાસ સામગ્રી જોઇએ તે એમાં નથી. આધ્યાત્મિક ચિંતન માટે જ્ઞાનસમૃદ્ધિની આવશ્યકતા એ પ્રવૃત્તિમાં સ્વીકારેલી નથી. પવિત્ર અને સાદું જીવન, પ્રેમભાવના, સંતોષ, બંધુભાવ, વગેરે ઉન્નત ગુણોનો પ્રચાર પ્રજામાં કરવાનું એ પ્રવૃત્તિનું ધ્યેય હોવા છતાં જ્ઞાનસમૃદ્ધિ તરફની તેની બેદરકારીને લીધે એ સર્વ ઉત્તમ ગુણોની ખીલવટ કરવાનો ઉદ્દેશ સફળ થવાનો સંભવ થોડો રહે છે.

આપણે જે ધર્મયુગની વાત કરીએ છીએ તેમાં જગતના સર્વ ધર્મો, અને સર્વ પ્રજાઓના તત્ત્વચિંતનનાં પુસ્તકોનો, જુદી જુદી સંસ્કૃતિઓનો, અને જગતના ઇતિહાસનો વિશાળ અને ઉદાર વૃત્તિથી અભ્યાસ, લલિત કલાઓનો સૂક્ષ્મ અભ્યાસ, અને હૃદયની ઊંડી ધર્મભાવના, ભક્તિભાવ અને પૂજ્યવૃત્તિ ખીલવવાનો ખાસ પ્રયત્ન થવો જોઇએ. આવા પ્રકારના પ્રયત્નની કંઇક શરૂઆત શાંતિનિકેતનની સંસ્થામાં જે-

વામાં આવે છે. પરંતુ એ સંસ્થાની પ્રવૃત્તિથી, આપણા લેખો કરતાં, યુરોપ અમેરિકાથી અત્રે એ સંસ્થામાં આવનાર વિદ્વાનોને વિશેષ ફાયદો થતો જણાય છે. ધર્મયુગ માટેની જ્ઞાનસમૃદ્ધિ આપણા દેશ કરતાં યુરોપમાં હાલતો વિશેષ પ્રમાણમાં એકઠી કરાતી જણાય છે. એ દેશમાં સંખ્યાબંધ સ્ત્રીપુરુષો પાર્થિવ સુખોપભોગનાં સાધનો પ્રાપ્ત કરવાની ધમાલમાં ન પડતાં જગતના મહાન ધર્મો અને સંસ્કૃતિનો અભ્યાસ કરવામાં અને તત્ત્વચિંતનના અભ્યાસનાં પરિણામો જનસમાજ આગળ રજુ કરવાની પ્રવૃત્તિમાં પડેલાં છે. જડવાદ, વૈરભાવ, સામ્રાજ્યતૃષ્ણા, ગૌરવર્ણનું વિનાશકારી વૃથાભિમાન વગેરે અનેક દૂષણો હોવા છતાં, યુરોપ અમેરિકાની પ્રજામાં પદાર્થવિજ્ઞાન, રસાયનવિદ્યા અને અનેક પ્રકારના કલાહુન્નરની તેમ જ ધર્મયુગ માટે જરૂરની બીજી જ્ઞાનસમૃદ્ધિના સંચયને પરિણામે ધર્મયુગ પ્રવર્તાવવાની તૈયારી એ દેશમાં વિશેષ પ્રમાણમાં થતી જોવામાં આવે છે. બર્ટ્રાન્ડ રસલ, રોમેન રોલેન્ડ, એચ. જી. વેલ્સ અને બર્ગસન જેવા પ્રજ્ઞાના જ્ઞાનના તપસ્વીઓ આપણા દેશમાં હાલના જમાનામાં ઉત્પન્ન થયા નથી, અને જ્ઞાનની કિંમત ઓછી આંકનારા આ જમાનાના આપણા દેશમાં ઉત્પન્ન થવાનો સંભવ પણ જણાતો નથી.

આ દષ્ટિબિંદુથી જોતાં ભવિષ્યનો ધર્મયુગ પ્રવર્તાવનાર મહાન્ આત્મા આપણા દેશમાં નહિ પણ પશ્ચિમના કોઇ દેશમાં ઉત્પન્ન થશે એમ માનવાને સબળ કારણો જણાય છે. ઉપર જણાવેલાં કારણ ઉપરાંત "ધર્મની ગ્લાનિ", "અધર્મના અભ્યુત્થાન"નો અવસર અને "દુષ્કૃતનો વિનાશ" કરી "સાધુનું પરિત્રાણ" કરવાની અગત્ય એ દેશમાં આપણા દેશ કરતાં વિશેષ છે. તેથી "ધર્મસંસ્થાપના" કરનાર મહાત્માનો "સંભવ" આ યુગમાં એ દેશમાં થશે એમ લાગે છે.

એ ધર્મયુગમાં ઉપનિષદો જેવાં ધર્મપુસ્તકો રચાશે. વ્યવહારના સર્વ કાર્યોનું દષ્ટિબિંદુ આધ્યાત્મિક બનશે. તત્ત્વચિંતન અને આધ્યાત્મિક પ્રશ્નોના ઉકેલનો પ્રયત્ન સર્વસામાન્ય થશે. જગતના પ્રજાજનનો મોટો ભાગ પરસ્પરનાં ક્લેશ, વૈર અને દ્વેષ ભૂલી જશે, અને પરસ્પર સહિષ્ણુતાની વૃત્તિ વિશેષ પ્રવર્તશે. એ ધર્મયુગમાં રાજકીય કે સામાજિક "હક" જેવું કંઇ રહેશે નહિ. પ્રત્યેક દેશજનની પોતાના જનસમાજ પ્રત્યેની, અને જનસમાજની પ્રત્યેક વ્યક્તિ પરત્વે, "ફરજ" માત્ર રહેશે. મનુષ્ય પોતે પોતાની વૃત્તિઓનું શાસન યોગ્ય રીતે કરતાં શીખશે, એટલે તેને કોઇ પણ શાસક કે નિયામક કાયદા, વ્યક્તિ કે સંસ્થાની જરૂર રહેશે નહિ. આવો ધર્મયુગ પ્રવર્તાવાનું પ્રથમ ક્ષેત્ર આપણો દેશ બનશે, પરંતુ તેનો પ્રવર્તક મહાત્મા કોઇ યુરોપમાં ઉત્પન્ન થશે.

"સ્વપ્નાવસ્થ"

# પિતૃનિષ્ઠ નચિકેતા

દુનિયાભરમાં સાંપ્રદાયિકતા વગરના જો કોઇ ધર્મ-ગ્રંથો હોય તો તે એકલાં ઉપનિષદો જ છે. તેમાં ગૂઢ બ્રહ્મતત્ત્વનું જે જ્ઞાન વ્યક્ત કરવામાં આવેલું છે તે જગતમાં અદ્વિતીય જ છે. બધાં મળી ઉપનિષદો તો લગભગ ૧૦૮ કરતાં વધારે છે પરંતુ તેમાંનાં ૧૧* મુખ્ય છે. એ અગીઆરમાં કઠોપનિષદ્ સર્વોત્તમ ગણી શકાય. તેમાં છે એવા ઉચ્ચ વિચારો, ગંભીર વાણી, દૃઢ સંકલ્પબળ અને શુદ્ધ ભાવના ભાગ્યેજ બીજા કોઇ ઉપનિષદ્‌માં મળી આવે! નચિકેતાની પિતૃનિષ્ઠા, બાળક હોવા છતાં તેની વાણીની ગંભીરતા, યમરાજે અનેક લાલચો બતાવવા છતાં તેણે બતાવેલો અડગ સંયમ તથા છેવટ લગી પોતાના નિશ્ચયને વળગી રહેવાનું તેનું દૃઢ સંકલ્પબળ—આ બધા પ્રસંગો વાચકના મન પર ભારે અસર કરે તેવા છે.

કઠોપનિષદ્ બે અધ્યાયોમાં વહેંચાયેલું છે. દરેક અધ્યાયમાં ત્રણ ત્રણ વલ્લીઓ છે. પ્રથમ અધ્યાયની પહેલી વલ્લીમાં નચિકેતાને લગતો ઐતિહાસિક ભાગ છે. બીજી વલ્લીથી આત્મજ્ઞાનના ઉપદેશની શરૂઆત થાય છે. ત્રીજી વલ્લીમાં અને ત્યાર પછીના આખા અધ્યાયમાં આત્મજ્ઞાનનો સાગરજ ઉછળી રહ્યો છે.

પ્રથમ તો નચિકેતાને યમરાજ પાસે જવાનું શું કારણ મળ્યું, ત્યાં તેનો કેવો સત્કાર થયો અને ત્યાં જઇ તેણે શું કર્યું એ આપણે વાંચીશું.

\+ + + +

પ્રાચીન સમયમાં વાજશ્રવસ અથવા ઉદ્દાલક નામના મુનિએ વિશ્વજિત્ નામનો યજ્ઞ આરંભ્યો અને સ્વર્ગ-પ્રાપ્તિની ઇચ્છાથી તેમણે પોતાની બધી સંપત્તિ દાનમાં આપવા માંડી. પણ દાન આપતી વખતે તેમણે એક યુક્તિ કરી. સારી સારી ગાયો પોતાના પુત્ર માટે રાખી બાકીની ગાયો તેમણે બ્રાહ્મણોને આપી. ઉદ્દાલકના પુત્ર નચિકેતાએ જ્યારે આ પ્રકાર જોયો ત્યારે તે બાળક હોવા છતાં તેને 'પોતાના પિતાનું હિત શામાં?' એ પ્રશ્ન મુંઝવવા લાગ્યો. તે વિચાર કરવા લાગ્યોઃ 'જે ગાયો ખાઇપી ઉતરેલી છે, દૂધ આપે તેમ નથી કે ગર્ભ ધારણ કરી શકે તેમ નથી તે ગાયોનું દાન કરનારાઓ દુઃખી થાય છે એવી શાસ્ત્રાજ્ઞા છે છતાં મારા પિતાને આ શું સુઝયું?' પોતાના પિતાનું અનિષ્ટ થાય એ નચિકેતાને કેમ ગમે? 'મને પોતાને જ જો દક્ષિણામાં આપી દેવામાં આવે તો પિતાશ્રીને પૂરેપૂરૂં યજ્ઞફલ મળે' એમ ધારીને એ પિતૃનિષ્ઠ બાળક વાજશ્રવસ પાસે ગયો અને અતિ નમ્રતાપૂર્વક બોલ્યોઃ—

"પિતાશ્રી! આ શુભ પ્રસંગે 'મારૂં દાન કોને કરવા ઇચ્છો છો?'"

વાજશ્રવસને આવા પ્રશ્નમાં કશી સમજ પડી નહિ, અને તેણે કશો ઉત્તર આપ્યો નહિ. આથી નચિકેતાએ પુનઃ એ જ પ્રશ્ન પૂછ્યો અને બીજી વાર પણ જવાબ ન મળવાથી ત્રીજી વાર તેણે એનો એ પ્રશ્ન પૂછ્યો. આથી તેના પિતાને ખૂબ ક્રોધ ચડયો અને તે આવેશ-પૂર્વક બોલી ઉઠયાઃ

---

* એ ૧૧ ઉપનિષદોનાં નામ નીચે મુજબ છેઃ-

ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, ઐતરેય, તૈત્તિરીય, છાંદોગ્ય, શ્વેતાશ્વેતર, બૃહદારણ્યક અને માંડક્ય.

"તારું દાન યમને કરીશ, જા!"

આ શબ્દો સાંભળી નચિકેતા સજ્જડ થઈ ગયો. તે તો વધારે મુંઝાયો. તે વિચારવા લાગ્યો: "ઘણાં બાળકોમાં મારું અગ્ર સ્થાન છે. ઘણાંમાં મારું મધ્ય સ્થાન છે એટલે કે હું દુષ્ટ તો નથી જ. યમને મારું દાન કરીને મારા પિતાનું શું હિત સધાવાનું છે એ મને નથી સમજાતું." આવો વિચાર કરી તે ફરી બોલ્યો:

"ઓ પિતાશ્રી ! તમે વિચાર કરી જુઓ. આપણા પૂર્વજો કેવી રીતે વર્તતા તે યાદ કરો અને બીજા મહાન્ પુરુષો કેમ વર્તે છે તે પણ તપાસો. તમે જે બોલી ગયા તે કદી મિથ્યા ન થવું જોઇએ. માણસ તો અન્નની માફક ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને ફરી પેદા થાય છે પરંતુ બોલેલા શબ્દો કદી મિથ્યા થવા જોઇએ નહિ. હવે તમારે મને યમની પાસે મોકલ્યે જ છૂટકો."

વાજશ્રવસથી બોલતાંશુ બોલાઇ ગયું પણ હવે શું થાય? વળી નચિકેતા એ કોઇ સાધારણ બાળક ન હતો કે તેને સમજાવી દેવાય. તે તો પૂર્વ જન્મનો કોઈ મહાન્ તપસ્વી હતો. પોતાના પિતાના શબ્દો સત્ય કરવાની ખાતર એ બાલતપસ્વી પૂર્વ જન્મના તપોબળ વડે સ્થૂલ દેહે યમપુરી ગયો. ત્યાં યમરાજ બહાર ગયેલા હોવાથી તે ત્રણ દિવસ સુધી યમની રાહ જોતો જ અન્નજળ વગર બેસી રહ્યો! ત્રણ દિવસ પછી જ્યારે યમરાજ સ્વગૃહે આવ્યા ત્યારે બ્રાહ્મણ અતિથિને ત્રણ દિવસથી પોતાના ઘર આગળ ઉપવાસી પડેલો જોઇને તે ખૂબ ગભરાયા! અતિથિની અવગણના થાય એના જેવું મોટું પાપ કયું હોઇ શકે? યમના મંત્રી આ પ્રકાર જોઇને બોલી ઉઠયા:

"હે સ્વામિન્! ત્રણ દિવસથી એક બ્રાહ્મણનો બાળક અહીંઆ ભૂખ્યોતરસ્યો પડેલો છે. માટે હવે તેનો સત્કાર કરી તેની શાંતિ કરો. અતિથિની અવગણના કરવાથી તમને મહા પાપ લાગશે."

આથી યમરાજ તરત જ નચિકેતા પાસે દોડી ગયા અને તેની પાસે હાથ જોડીને ઉભા રહ્યા. નચિકેતાનો ખાનપાનાદિથી સત્કાર કર્યા પછી યમ બોલ્યા:

"હે બ્રહ્મન્! ત્રણ દિવસ અને રાત્રિથી તમે અહીં ભૂખ્યાતરસ્યા ટળવળો છો તેથી મારો ભારે દોષ થયેલો છે. એ દોષની નિવૃત્તિ અર્થે તમે મારી પાસે ત્રણ વર માગી લ્યો."

નચિકેતા હજી પોતાના પિતાનો ક્રોધ ભૂલ્યો ન હતો. તેમનો ક્રોધ જોઇને તેને ભારે દુઃખ થતું હતું. યમની પાસે તેણે પ્રથમ વર આ માગ્યો:

"હું અહીંથી મારા પિતા પાસે પાછો જઉં ત્યારે મારા પિતાનો ક્રોધ ઉતરી જાય અને તેઓ મારા પર અગાઉની જેમ પ્રસન્નચિત્ત રહે એવી મારી વિનંતિ છે."

યમરાજ બોલ્યા: "તથાસ્તુ."

બીજો વર માગતાં નચિકેતાએ કહ્યું: "હે યમરાજ! મેં સાંભળ્યું છે કે સ્વર્ગમાં રોગો કે દુઃખો હોતાં નથી. વળી ત્યાં મૃત્યુનો ભય પણ નથી હોતો; ભૂખતરસ તો લાગે જ નહિ! આવા સ્વર્ગલોકની પ્રાપ્તિના સાધનરૂપ અગ્નિ વિષે આપ જ્ઞાન ધરાવો છો તો એ જ્ઞાન મને આપ શીખવો એવી મારી બીજી વિનંતિ છે."

યમરાજે 'તથાસ્તુ'કહી તેને સ્વર્ગપ્રાપ્તિ માટેનો અગ્નિ કેવી રીતે કરવામાં આવે છે એ અને એને લગતી સઘળી માહિતી તેને આપી. નચિકેતા એટલો બુદ્ધિમાન હતો કે યમે જે જે કહ્યું તે બધું તે તરતજ બોલી ગયો. તેની આવી બુદ્ધિ જોઇને યમ તેના પર ખૂબ પ્રસન્ન થઈ ગયા અને એક ચોથો વર આપતાં તે બોલ્યા:

"જે અગ્નિનું જ્ઞાન મેં તને હમણાં આપ્યું છે તે હવેથી તારા નામે ઓળખાશે. તે નચિકેતાગ્નિ તરીકે પ્રસિદ્ધ થશે. વળી આ સુંદર મણિઓની માળા લે અને તે તું ધારણ કર."

નચિકેતાએ એ માળા લીધી અને પોતાની ડોકમાં નાંખી. પછી યમે નચિકેતાગ્નિનું મહત્ત્વ સમજાવ્યા પછી નચિકેતાને ત્રીજો વર માગી લેવાનું કહ્યું. નચિકેતા બોલ્યો:

"મારી એક શંકાનું નિવારણ કરો. કેટલાક કહે છે કે મરણ થયા પછી આત્માનું અસ્તિત્વ હોતું નથી અને

કેટલાક કહે છે કે હોય છે. આમાં સાચું શું તે મને સમજાવો."

યમ તેની કસોટી કરતાં બોલ્યા: "આવો જ પ્રશ્ન દેવોએ મને અગાઉ પૂછ્યો હતો. આત્મા અત્યંત:સૂક્ષ્મ છે. સાધારણ માણસ માટે તેનું જ્ઞાન કઠિન છે. માટે તું બીજો કોઇ વર માગી લે અને આ વાત છોડી દે."

પણ નચિકેતા એમ કંઇ માને તેવો ઓછો હતો. તે વધારે દઢતાપૂર્વક બોલ્યો: "હે મૃત્યો! તમે કહો છો કે દેવો પણ આ વિષય સમજી શકતા નથી અને મોટા મોટા પંડિતોને પણ આ જ્ઞાન અગોચર છે તો હું મારું મહદ્ ભાગ્ય સમજું છું કે મને તમારા જેવા ધર્મતત્ત્વજ્ઞ પ્રાપ્ત થયા. આવું પરમજ્ઞાન મેળવવા માટે તમારા જેવા બીજા ગુરુ ફરી મળવા અશક્ય છે માટે મોક્ષપ્રાપ્તિના ઉપાયનો જે વર મેં માગ્યો છે તે જ હું જાણવા માગું છું."

યમે પણ નચિકેતાની બરાબર પરીક્ષા લેવા માંડી. તેણે નચિકેતાને લલચાવવાને જાતજાતનાં પ્રલોભનો બતાવ્યાં પણ એ વીર બાળક ન ડગ્યો તે ન ડગ્યો! યમે કહ્યું: "નચિકેતા! તું તો હજી બાળક છે. અત્યારથી તને આ શી ઘેલછા લાગી છે? સો વર્ષનું આયુષ્ય ભોગવનારા પુત્રપૌત્રો માગ. પશુઓ, હાથીઓ અને અશ્વો માગ. સુવર્ણ માગ. જોઇએ તેટલી જમીન માગ. તારી ઇચ્છા થાય તેટલાં વર્ષનું આયુષ્ય માગ. આવો કોઇ વર માગ. ધન, દીર્ઘાયુષ્ય એવું એવું જે કંઇ જોઇએ તે માગી લે. નચિકેતા! જા, તું મોટો રાજા થઇશ; તું કોઇ પણ સાંસારિક તેમ જ સ્વર્ગીય સુખ ભોગવી શકીશ. આથી વધુ શું જોઇએ?

"મનુષ્યોને જે જે વસ્તુ દુર્લભ હોય તે તે તારી ઇચ્છાનુસાર માગી લે. મનુષ્યોને કદી પ્રાપ્ત ન થાય તેવી, રથ તથા વિવિધ વાજીંત્રોવાળી રૂપાળી અપ્સરાઓ માગ તો તે હું તને આપું જેથી તેઓની પાસે તું તારી સેવાશુશ્રૂષા કરાવી શકે. પણ મરણને લગતા પ્રશ્નની વાત જવા દે."

નચિકેતા પાકો શિષ્ય હતો. તે જીજ્ઞાસુ તેમ જ મુમુક્ષુ હતો. ક્ષણિક સુખો તેને લલચાવી શકે તેમ ન હતાં. આથી તે નિર્લોભ ભાવે બોલ્યો:

"આપે જે જે સુખોની મને લાલચો બતાવી તે બધાં ક્ષણભંગુર છે. વળી એવા ભોગોની કશી જરૂર નથી. દીર્ઘાયુષ્ય પણ મારે શા માટે જોઇએ? જો બ્રહ્મા પોતે ચીરસ્થાયી નથી તો હું દીર્ઘજીવી થઇને શું કરું? તમે કહો છો તે ઐશ્વર્ય, દિવ્ય અપ્સરાગણ, નૃત્યગીત, રથ, વિગેરે તમારી પાસે જ રાખો. મારે એવા અસ્થિર પદાર્થોની જરાયે જરૂર નથી.

"હે અન્તક! તમે વિચાર તો કરો કે કોઈ મનુષ્ય ગમે તેટલું ધન મળવા છતાં ધરાયેલો સાંભળ્યો છે! તમારાં દર્શન માત્રથી મને જોઇએ તેટલું ધન અને આયુષ્ય મળી રહેશે; મને તેની પરવા નથી. મારે તો આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી છે.

"હે મૃત્યો! મનુષ્યો જરાગ્રસ્ત અને મરણશીલ છે અને દેવો અજર તથા અમર છે, એટલે સામાન્ય રીતે દેવો જેવી સ્થિતિ પ્રાપ્ત કરવાનું જ માણસને મન થાય. તો પછી તમારા જેવા મહાત્મા પાસે હું તમે કહી તેવી અનિત્ય વસ્તુઓ માગી લઉં તો મારા જેવો મૂર્ખ કોઇ નહિ! મારે એ અનિત્ય પદાર્થો ન જોઇએ. કયો વિવેકશીલ માણસ શરીરશોભા, ક્રીડાકૌતુક તથા અપ્સરાઓનાં નૃત્યગીતને અનિત્ય જાણવા છતાં દીર્ઘજીવી બનીને આનંદ મેળવી શકે? દીર્ઘકાળ સુધી જીવવું એ પણ દુઃખકર જ છે, કારણ કે વૃદ્ધાવસ્થામાં અશક્તિ આવે છે અને માણસ હેરાન થઈ જાય છે. માટે હે યમરાજા! મૃત્યુ પછી આત્મા પરલોકવાસી થાય છે કે નહિ એ મને કહો. તમે જે જ્ઞાન મારાથી છુપાવવા માગો છો તે જ જ્ઞાનની પ્રાપ્તિ માટે આ નચિકેતા તમારી સમક્ષ હાથ જોડીને ઉભો છે."

નચિકેતાના આવા દઢ સંકલ્પબળ આગળ યમનું કાંઇ ચાલ્યું નહિ. તેમણે એને ખૂબ કસી જોયો અને નચિકેતા પણ એ કસોટીમાં બરાબર ઉત્તીર્ણ થયો. યમે કેવાં કેવાં પ્રલોભનો બતાવ્યાં; કેવી કેવી લાલચો

આપી. છતાં એ તપસ્વી બાળકનું મન જરાપે ડગ્યું નહિ! આવા અદ્‌ભુત સંકલ્પબળવાળા અને અધિકારી આત્માઓ જ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. નચિકેતાનો અટળ નિશ્ચય જોઇને છેવટે યમે નમતું આપ્યું અને પોતાના ત્રીજા વરદાન તરીકે તેમણે તેને આત્મજ્ઞાન શીખવ્યું, જે કઠોપનિષદ્‌ના પહેલા અધ્યાયની બીજી વલ્લીથી શરૂ થાય છે.

નચિકેતાના આ અનુપમ દૃષ્ટાંત પરથી આપણને ઘણું શીખવાનું મળે છે. પ્રત્યેક બાળકે નચિકેતા જેવા પિતૃનિષ્ઠ બનવાની કોશિશ કરવી જોઇએ. પ્રત્યેક અતિથિએ નચિકેતાના જેવી તિતિક્ષા પ્રાપ્ત કરવી જોઇએ. પ્રત્યેક યજમાને યમરાજના જેવી નમ્રતા રાખવી જોઇએ. પ્રત્યેક મુમુક્ષુએ નચિકેતાના જેટલું દૃઢ મનોબળ ધરાવવું જોઇએ. બધા મનુષ્યો નચિકેતા જેટલા સંયમી અને દૃઢ નિશ્ચયી કદાચ ન થઈ શકે પરંતુ એનો આદર્શ દ્રષ્ટિ સમક્ષ રાખવાથી આપણને ઘણો લાભ થવાનો સંભવ છે.

× × × × ×

યમે નચિકેતાને જે જ્ઞાન આપ્યું તેનો સાર નીચે મુજબ છે:—

પહેલાં તો યમરાજ શ્રેયોમાર્ગ અને પ્રેયોમાર્ગનો પ્રશ્ન ઉભો કરી બુભુક્ષુ (સંસારી) અને મુમુક્ષુ વચ્ચેનો ભેદ બતાવે છે. જીવ પોતાનો પુરુષાર્થ સિદ્ધ કરવાના કામમાં હમેશાં સ્વતંત્ર જ છે. જીવની જેટલી પ્રવૃત્તિ અજ્ઞાનને લીધે ભોગ્ય વિષયો પ્રત્યે થાય છે તેટલા પ્રમાણમાં તે પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવે છે.......બ્રહ્મજ્ઞાન વેદનિષ્ઠ બ્રહ્મજ્ઞ પાસેથી જ પ્રાપ્ત કરી શકાય. તે માનવબુદ્ધિ અને તર્કને સર્વથા અગોચર છે. વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ષટ્‌વસ્તુ, મુમુક્ષા અને ગુરુપ્રસાદ— આટલા વડે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ શકે છે.........'એક, નિત્ય, બુદ્ધ, શુદ્ધ અને મુક્ત એવા માત્ર બ્રહ્મ છે અને હું તે જ બ્રહ્મ છું' આવો જેનો નિશ્ચય વિચારમાં ઉચ્ચારમાં અને આચારમાં હોય છે અને પ્રકટ થાય છે તેના સિવાયના બાકીના લોકો વત્તાઓછા પ્રમાણમાં મૃત્યુને વશ થાય છે......ૐકાર બ્રહ્મપ્રાપ્તિનું એક મુખ્ય સાધન છે.......જીવાત્મા અને પરમાત્મા એક જ છે......આપણે પોતે જ સુખરૂપ છીએ, જ્ઞાનરૂપ છીએ અને સત્તારૂપ છીએ એવો જ્યારે આપણો શ્રદ્ધાપૂર્વક નિશ્ચય થઇ જાય ત્યારે જ આપણને બ્રહ્માત્મૈક્ય-જ્ઞાન થયું કહેવાય.

ત્રીજી વલ્લીમાં બ્રહ્માત્મૈક્યનું વર્ણન કરી તેની સાધનાના ઉપાયો બતાવ્યા છે. જીવ અજ્ઞાની હોઈ તેને છાયાની, તથા આત્માને જ્ઞાની ગણી પ્રકાશની ઉપમા આપવામાં આવી છે. જેવી રીતે છાયા અને પ્રકાશનું અધિષ્ઠાન એક સૂર્ય જ છે તેવી રીતે જીવ અને વિશ્વાત્માનું અધિષ્ઠાન એક પરમાત્મા જ છે. ઉપાધિથી જ જીવત્વ પ્રાપ્ત થાય છે. ઉપાધિ મટે એટલે પરમાત્મસ્વરૂપ પ્રકટ થાય છે.......બુદ્ધિ જ્યારે વિષય-નિશ્ચય કરવાનું છોડી દઈ આત્મ-નિશ્ચય કરવા માંડે છે અને વિષય-શ્રદ્ધાને તિલાંજલિ 'આપી' આત્મ-શ્રદ્ધા રાખવા માંડે છે, મન પોતાનું ચંચલત્વ છોડી દઈ એકાગ્રતાનો સ્વીકાર કરે છે અને સંકલ્પવિકલ્પનો ત્યાગ કરી બ્રહ્મપદમાં લીન થાય છે તથા ઇંદ્રિયો વિષયોમાં યથેચ્છ વિહાર કરવાનું છોડી દઇ અંતર્મુખ બને છે ત્યારે જીવ પોતાના નિજરૂપને ઓળખી મુક્ત થાય છે.........આત્મા સર્વવ્યાપી અને સર્વનિયામક છે. આત્માથી જ બધી વસ્તુઓનું અસ્તિત્વ છે. આત્મા સ્વતંત્ર છે. બીજી બધી વસ્તુઓ પરતંત્ર હોઇ આત્માને વશ છે.........ઇંદ્રિયજન્ય જ્ઞાન કરતાં મનોજન્ય જ્ઞાન ચડે, તેનાથી બુદ્ધિજન્ય જ્ઞાન ચડે. બુદ્ધિને એકદેશી ન થવા દેતાં સમસ્ત વિશ્વનું પારમાર્થિક કલ્યાણ થાય તેવું જ્ઞાન મેળવવું અને તેવું વર્તન રાખવું એનું નામ યોગ છે. જીવની ઉત્ક્રાંતિ આ યોગમાર્ગે જ થાય છે. આ માર્ગ કઠિન હોઇ તેની સાધનામાં ગુરુસાહાય્યની ખાસ આવશ્યકતા છે.

## બીજો અધ્યાય

પહેલી વલ્લીમાં યમ કહે છે કે આપણી ઇંદ્રિયો સ્વાભાવિક રીતે જ બહિર્મુખ છે. ઇંદ્રિયસંયમન કરી જેઓ આત્મસ્વરૂપને ઓળખવાનો નિશ્ચય કરે છે અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે તેઓ આત્માનું અમરત્વ બરાબર સમજે છે.......જેવી રીતે શુદ્ધ જળમાં શુદ્ધ જળ

ભેળવવાથી બધું જળ શુદ્ધ જ બને છે તેવી રીતે શુદ્ધ અંતઃકરણમાં શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જીવનું અંતઃકરણ બ્રહ્મસ્વરૂપ બની જાય છે. જો અંતઃકરણ શુદ્ધ ન હોય તો ભેદબુદ્ધિ પેદા થાયછે. આમચિત્તશુદ્ધિ કરી અખંડ બ્રહ્મધ્યાન કરનારા મુનિનો આત્મા બ્રહ્મરૂપ બને છે.

બીજી વલ્લીમાં આત્મા કિંવા પરમાત્માનું વસતિસ્થાન શરીર કિંવા વિશ્વ છે એમ કહી આત્મા અજ અને શુદ્ધ સ્વરૂપવાળો છે એવો યમરાજ નચિકેતાને બોધ આપે છે.......જીવ અને બ્રહ્મ એક છે. ઉપાધિને લીધે તેઓ જૂદાં સ્વરૂપોધારણ કરતાં દેખાય છે......... આત્મા સર્વ પ્રકાશક છે પણ તેને પ્રકાશ આપનારૂં અન્ય કોઇ તત્ત્વ ન હોઇ તે સ્વયંપ્રકાશ છે.

ત્રીજી વલ્લીમાં અન્તક નચિકેતાને પરમાત્માના સામર્થ્યનો પરિચય કરાવે છે. પરમાત્મા સર્વકારણ હોઇ પ્રપંચ તેનું ઉપાધિજન્ય દશ્ય સ્વરૂપ છે.......આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે જો કોઇ લોક યોગ્ય હોય તો તે એકલો મૃત્યુલોક જ છે...........બ્રહ્મરંધ્રના દ્વારથી-સુષુમ્ના નાડીદ્વારા જો પ્રાણ-જીવ જાય તો બ્રહ્મજ્ઞ પુરૂષ સ્વયંબ્રહ્મ બને છે...ચૈતન્ય સર્વવ્યાપી છે અને એકદેશી ચૈતન્યને (જીવને)પૂર્ણ જ્ઞાન થાય ત્યાંસુધી તેને જન્મમરણ-ની યાતના ભોગવવી પડે છે. આત્મસ્વરૂપ સમજાય એટલે જન્મમરણ મટે છે, સુખદુઃખનો નાશ થાય છે અને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે તથા આપણું જ સુખસ્વરૂપ આપણને પાછું પ્રતીત થાય છે.......ચિત્તશુદ્ધિ વિના એકાગ્રતા નથી અને એકાગ્રતા વિના બ્રહ્મજ્ઞાન દુષ્પ્રાપ્ય છે.......દુઃખનિવૃત્તિનાં મુખ્ય સાધન કર્તવ્યદક્ષતા તથા જ્ઞાનસંપાદન છે. દુઃખનિવૃત્તિ માટે કયો મનુષ્ય પ્રયત્ન નથી કરતો! ખરૂં સુખ આત્મામાં છે એમ કહી શ્રુતિ આપણને પોકારી પોકારીને કહે છે:

उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान् निबोधत। *

છગનલાલ યોગી

—

# લોકમાન્ય અને રાષ્ટ્રીય શિક્ષણ

લોકમાન્ય તિલક એ જન્મથી જ રાજ્યકારણી પુરુષ કહેવાય છે પણ એ સત્ય નથી. એમના ચરિત્રનું જેમણે સૂક્ષ્મ અવલોકન કર્યું છે અને એમના નિકટ સહવાસમાં જેઓ આવેલા છે તે જાણે છે કે તેઓ જન્મથી શિક્ષણશાસ્ત્રી હતા.

ડેક્કન કોલેજમાં જ્યારે લો. તિલક અને તેમના સહાધ્યાયીઓ - આગરકર, સારંગપાણિ વગેરે ભણતા હતા ત્યારથી જ જીવનમાં આપણું શું ધ્યેય હોવું જોઈએ એના વિષે આ તરુણ જુવાનોના જોસભેર વિવાદો થતા. દેશોન્નતિના ઉપાયોની બાબતમાં જો કે આ બધા જુવાનોનો એકમત ન હતો તોપણ એક બાબતમાં આ બધા એકમત હતા. અને તે બાબત શિક્ષણ-આપણા દેશની અધોગતિમાંથી તેને ઉગારવાનો એજ એક શ્રેષ્ટ ઉપાય છે એમ બધા માનતા.

લો. તિલકે બી. એ. થયા પછી એલ. એલ. બીનો અભ્યાસ શરૂ કર્યો પણ તે આગળ ઉપર વકીલ અથવા મુનસફ થવાની ઈચ્છાથી નહિ, માત્ર દેશસેવાના બધા માર્ગો બંધ થાય તો આખરે સરકારી નોકરી ન કરતાં, વધારે સ્વતંત્રતા આપનારી વકીલાત કરીને જ ગુજારો કરવો એવો વિચાર કરીને, એલ. એલ. બી.નો 'રીઝર્વ ફોર્સ' તરીકે એમણે સંગ્રહ કર્યો હતો, પણ તેમના અને દેશના સદ્‌ભાગ્યે લોકશિક્ષણ આપવાના તેમના મનોરથને સફળ કરવાની એક વ્યક્તિએ તેમને સુંદર તક આપી.

એ વ્યક્તિ તે, ઉંઘી ગએલા આખા મહારાષ્ટ્રને પોતાની પ્રભાવશાળી વાણીથી જગાડનાર અને મહારાષ્ટ્રના નવયુગના જનક વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર. લો. તિલક જ્યારે એલ. એલ. બી.નો અભ્યાસ કરતા ત્યારે શાસ્ત્રીબાવા રત્નાગિરિથી સરકારી નોકરી છોડીને, અથવા તેમની પોતાની ભાષામાં કહીએ તો સરકારે તેમના પગે જકડેલી રૌપ્યશૃંખલા તોડીને, પુને આવ્યા હતા, અને ત્યાં નિબંધમાલા કરીને એક અતિશય ઓજસ્વી અને મહારાષ્ટ્રમાં સ્વદેશ, સ્વભાષા અને સ્વરાજના વિચારો ફેલાવનારૂં માસિક કાઢતા હતા. યોગાયોગ એવો વિચિત્ર આવ્યો કે શાસ્ત્રીબુવાએ શાલાપત્રક નામક માસિકમાં "શિક્ષકનું કાર્ય" આ વિષે એક જોરદાર લેખ લખ્યો, અને બીજી તરફ તિલક અને તેમના સહાધ્યાયીઓએ કોલેજમાંથી બહાર નીકળી રાષ્ટ્રીય શિક્ષણનું કામ કરવાનું નક્કી કર્યું. શાસ્ત્રીબુવાનો આ લેખ વિચારોને ખળભળાવે એવો હતો, અને તેથી નવજીવનવાળા આ નવજુવાનો ઉપર તેની ઊંડી અસર થઈ એમાં નવાઈ નથી. લેખમાં શાસ્ત્રીબુવા લખે છેઃ—"હાલ વિદ્યાનો ફેલાવો પણો થયો છે, લોકોની અભિરૂચિ વધી છે એમ કહેવાય છે પણ એ તદ્દન ભ્રાંતિ છે. કેવળ સરકારી નોકરીના લોભથી જ અમારા તરૂણો ભણે છે. તેમને વિદ્યાનું વ્યસન તો શું, પણ સામાન્ય રૂચિ પણ હોતી નથી. યુનિવર્સિટીના ઝભ્ભાઓ શરીરમાંથી બહાર કાઢતી વખતે જ સાથે સાથે સ્વદેશાભિમાન, વિદ્યાભિરૂચિ, દુર્જનતિરસ્કાર વગેરે તહેવારને દિવસે ધારણ કરવાનાં ભૂષણો તેઓ કાયમને માટે કાઢી નાખે છે. શિક્ષકને જ પોતાના કામનું મોટાપણું લાગતું નથી તો બીજાને શી રીતે લાગે ? ઉપાય નથી તેથી શિક્ષકનું કામ કરવું એ તેમની સમજણ તેમ જ લોકોની પણ. પહેલાં ગુરૂ વિષે

શિષ્યના મનમાં કેટલી પૂજ્યબુદ્ધિ હતી, પણ હાલ તે ક્યાં છે?

બંને તરફનો સંબંધ કેવળ સ્વાર્થનો–ભણવાના વિષયો પણ નક્કી થએલા–ધર્મ નીતિ વગેરેનો પવન પણ શિક્ષણને અડે નહિ, એવી સરકારની વ્યવસ્થા. પણ આ સ્થિતિ બદલાઇને શિક્ષણ આપતી વખતે જ જો શિક્ષકો વિદ્યાર્થીઓના મનમાં વિદ્યાની ખરી મોટાઈ ઠસાવે અને તેના અભ્યાસથી મળનારી અનિર્વાચ્ય સુખની રૂચિ તેમનામાં પેદા કરે તો શિક્ષણ હાલની માફક નમાલું ન રહેતાં તલવારના પોલાદની માફક નક્કર અને તેજસ્વી થાય, અને ઘણા દિવસથી આપણામાં ઘર કરી બેઠેલી જે અવનતિરૂપી રાક્ષસી દેશને જર્જર કરી રહી છે તેનું નિર્દલન થાય. અને એ રીતે સુશિક્ષિત લોકો અને તેમને બનાવનારા શિક્ષકોનો દિવ્ય યશ ભૂમંડળ ઉપર ફેલાય. પેરિક્લીસ, સિકંદર, શિવાજી વગેરેને દેશકાર્યક્ષમ કરનારા તેમના ગુરૂ જ હતા એ વાત ભૂલી જવાય નહિ."

પોતાના ધ્યેયને ઉત્તેજિત કરીને સફળ કરે એવો એ મહાન પુરુષ છે એવી ખાત્રી થવાથી તિલક વગેરે શાસ્ત્રીબાવાની પાસે ગયા, અને સરકારી નિશાળ કરતાં જુદી અને સ્વતંત્ર વિચારવાળી શિક્ષણસંસ્થા ખોલવાનો તિલક સંસ્થામાંથી પોતાના માટે માત્ર ત્રીસ રૂપીઆ લેતા. તે વખતે વકીલોનું જીવન બહુ જ આબાદીનું હતું, તથાપિ તેવું સુખી જીવન છોડીને શિક્ષકનું ઐચ્છિક દારિદ્રય વહોરી લેનારા તિલકને વાસ્તે ડૉ. ભાંડારકર જેવા લોકોને પણ અતિશય કૌતુક લાગતું. ફરગ્યુસન કોલેજ સ્થપાઇ ગયા પછી છ એક વરસની અંદર આજીવન સભ્યોમાં સંસ્થાના ધ્યેય વિષે તીવ્ર મતભેદ ન થાત તો લો. તિલક પોતાનું એકાંતવાસી પવિત્ર શિક્ષકનું જીવન કદી પણ છોડત નહિ એમ માનવાને સબળ કારણો છે. સોસાયટીમાંથી જ્યારે એમણે રાજીનામું આપ્યું ત્યારે તેમણે સંસ્થા ઉપર એક મોટો કાગળ લખેલો તેમાં પોતાનું આજન્મ શિક્ષક થવાનું ધ્યેય હતું એમ તેઓ સ્પષ્ટ જણાવે છે. તેઓ કહે છે કે: "અગિયાર વરસ પહેલાં આપણાંમાંથી કેટલાક અને હું અહીં એકત્ર થયા. એટલા દિવસ પછી આજ આ બધાને છોડીને જતાં મને કેટલું દુ:ખ થતું હશે તેની કલ્પના આપ કરી શકશો. આપણે આજ સુધી આંખ આગળ એક જ ધ્યેય રાખીને કામ કરતા. નિદાન મારા આયુષ્યની મહત્વાકાંક્ષા તો આ સોસાયટીનું એટલે શિક્ષણવિષયક કામ કરવું એ જ હતી. તેમ છતાં નિરૂપાય થઇને મારે આજે આ સંસ્થા છોડવી પડે છે. ડેક્કન કોલેજમાં અમે અભ્યાસ કરતા હતા

ઉત્તેજન આપતી; એટલું જ નહિ, પણ નિશાળની આંતર્વ્યવસ્થામાં પણ ભાગ્યે જ દખલ કરતી. તેથી અત્યારની સ્વતંત્ર, રાષ્ટ્રીય નિશાળો જેટલી સ્વતંત્રતા ભોગવે છે તેટલી જ લગભગ તે વખતની શાળાઓ ભોગવતી. ખાનગી નિશાળના સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલા વિદ્યાર્થીઓની જમાત દેશમાં અસંતોષી અને ક્રાંતિકારક નામથી પંકાશે એવો ખ્યાલ સરકારને તે વખતે સ્વપ્નમાંયે ન હતો. તેથી સ્વાભાવિક જ તે સંસ્થા પ્રત્યે સરકારની કરડી નજર ન હતી, પણ તે ઉપરથી સંસ્થાના ચાલકો સરકારને માટે છછુંદરો પેદા કરવામાં ભૂષણ માનતા એમ તો ન જ કહી શકાય. ઉલટું આપણે એમ ખાત્રીથી કહી શકીએ કે તે વખતની ખાનગી, સૌમ્ય દેખાતી શાળાઓ એ જરૂર, ક્રાંતિકારક સંસ્થાઓ હતી. તિલક, ન્યુ ઇંગ્લીશ સ્કૂલના આદ્ય સંસ્થાપક શાસ્ત્રીબુવાને વિષે હંમેશ કહેતા કે "સાચા રાષ્ટ્રીય શિક્ષણના વિચારો તે વખતે શાસ્ત્રીબુવાના મગજને થકવી નાંખતા. અંગ્રેજી શિક્ષણથી વિદ્યાર્થી સ્વાભિમાનશૂન્ય થાય છે અને પારકું તેટલું સારૂં અને પોતાનું તેટલું નકામું, એવી તેની માન્યતા થાય છે, આ વાત શાસ્ત્રીબુવાના અંતઃકરણમાં શલ્યની જેમ સાલતી. અને સ્વદેશાભિમાની અને સ્વાર્થત્યાગી હિંદી લોકોના હાથમાં શિક્ષણ રહે તો જ આ દુષ્ટ વૃત્તિ અને સંસ્કારનો પ્રતિકાર થશે એમ શાસ્ત્રીબુવા કહેતા, તથા એ પ્રતિકાર કરવા સારૂં જ તેમણે ન્યુ ઇંગ્લીશ સ્કૂલ ખોલી. તેમનો રાષ્ટ્રીય શિક્ષણનો અર્થ સ્વસંસ્કૃતિનો પુનરુદ્ધાર એ હતો." આ વાત જ્યારે આપણે ધ્યાનમાં લઇએ છીએ ત્યારે સાચા રાષ્ટ્રીય શિક્ષણની શરૂઆત ૧૮૮૦ માં એટલે કે બંગભંગ પહેલાં પચીસ વર્ષ પર મહારાષ્ટ્રમાં થઇ હતી એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. શાસ્ત્રીબુવાના સમોવડીઆમાં પણ આવા જ સ્વતંત્ર વિચારો આવતા. એ સંસ્થાના પ્રથમ વર્ષના રિપોર્ટમાં પ્રિન્સિપાલ આપ્ટે સંસ્થાના ધ્યેય માટે નીચે પ્રમાણે લખે છેઃ—

"વૈભવહીન થએલા દેશને વૈભવસંપન્ન પ્રાગતિક રાષ્ટ્રના મુકાબલામાં મુકવાને વાસ્તે જે શાંતિમૂલક ક્રાંતિ દેશમાં થવી જોઇએ તે ક્રાંતિ કરવાનું સામર્થ્ય માત્ર શિક્ષણમાં જ હોય છે. શિક્ષણવડે જ દેશની નૈતિક, આર્થિક અને ધાર્મિક ઉન્નતિ થાય છે આવી ખાત્રી હોવાથી જ અમે લોકશિક્ષણનું પવિત્ર કામ માથે વહોરી લીધું છે." શાસ્ત્રીબુવા તો એટલી હદ સુધી ગયા હતા કે એમણે તો પ્રતિજ્ઞા કરી હતી કેઃ "I shall see no white face in my School," ( હું મારી શાળામાં એક પણ ગોરૂં મુખ જોઇશ નહિ. ) એ ઉપરથી એટલું તો સ્પષ્ટ થશે કે અંતર્ગત વ્યવસ્થામાં કોઇને પણ દખલ કરવા ન દેતાં વિદ્યાર્થીઓમાં દેશપ્રેમ પેદા કરે એવું શિક્ષણ આપવું એ તે વખતના આગેવાનોનું ધ્યેય હતું. એજ્યુકેશન કમિશનની આગળ પ્રિ. આપ્ટેએ જે સાક્ષી આપી તેના ઉપરથી તે વખતના આગેવાનોનું શિક્ષણવિષયક ધ્યેય જણાઇ આવે છે. સાક્ષીમાં આપ્ટેએ નીચેના મુદ્દા ઉપર ખાસ ભાર મૂકયો હતો.

૧. શિક્ષણની સગવડ વધારવી; ૨. શિક્ષણને વધારે સસ્તું કરવું; ૩. સરકારી પદ્ધતિ પ્રમાણે અપાતા શિક્ષણને સુધારવું; ૪. ખાનગી શાળાઓને બને તેટલી સ્વતંત્ર રાખવી; ૫. સરકારના પૈસાની મદદ લેતાં છતાં પણ અંદરની વ્યવસ્થા દખલ વિનાની રાખવી; ૬. શિક્ષણ અંગ્રેજી ભાષા કરતાં સ્વદેશી ભાષાદ્વારા આપવું; ૭. શિક્ષણના આદર્શો ઇંગ્લંડથી આયાત ન કરતાં અહીં જ ઉપજાવવા; ૮. શિક્ષણવિષયક પાઠ્યપુસ્તકો અહીં જ તૈયાર કરીને શિખવવા અને ૯. ઉચ્ચ શિક્ષણ પણ હિંદી લોકોના જ હાથમાં રાખવું.

આ બધા મુદ્દાઓ ભેગા કરીને એને 'રાષ્ટ્રીય શિક્ષણ' એવું તેમણે નામ આપ્યું હતું. ઉલટ તપાસમાં તો આપ્ટેએ સ્પષ્ટ જણાવ્યું હતું કે શિક્ષણથી પારકી સંસ્કૃતિના પદવીધરો પેદા ન કરતાં દેશાભિમાની, ઉદ્યોગી પુરૂષો નિર્માણ કરવા એ જ અમારા રાષ્ટ્રીય શિક્ષણનું ધ્યેય છે, અને આવા સુશિક્ષિતો વડે જ અમારા દેશનો સામાજિક અને રાજકીય દરજ્જો વધશે; અને આખરે શાંતિમય પણ ચોક્કસ રાજ્યક્રાંતિ થઇ જશે. આ તેમના વિચારોની સરખામણી કરતાં, આપણે આજે ભાગ્યે જ

આગળ વધ્યા છીએ એમ માલુમ પડશે. સરકારના કાબૂમાંથી તદ્દન અલગ રહીને શિક્ષણ આપતી સંસ્થા રાષ્ટ્રીય છે એટલો જ બહિરંગમાં ફરક થયો છે, પણ એટલો ઉમેરો થવાનું કારણ પણ સરકારનો દૃષ્ટિબિંદુ બદલાયો છે એ જ છે.

ડેક્કન એજ્યુકેશન સોસાયટીએ લગભગ વીસેક વરસ પોતાનું શિક્ષણકાર્ય ઉત્સાહથી ચલાવ્યું. સંસ્થામાંથી હજારો તરુણો બહાર પડયા અને દેશસેવાનો નવો સંપ્રદાય ઉભો થયો. સોસાયટી આ સંપ્રદાયની જનની મનાતી. સંસ્થાની સ્થાપનાની વખતે જ સરકારે ખૂબ મદદ અને ઉત્તેજન આપેલું, પણ તેની દૃષ્ટિથી સંસ્થાનું ફળ જ્યારે વિપરીત આવવા લાગ્યું ત્યારે ધીમે ધીમે તેણે મદદ ઓછી કરવા માંડી એટલું જ નહિ, પણ સંસ્થામાંથી દેશાભિમાની તરુણોનો અનિષ્ટ પાક થતો જોઇને સંસ્થા ધીમે ધીમે પોતાના કબજામાં આવે એવા ઉપાયો તે યોજવા લાગી.

એ જ અરસામાં હિંદુસ્થાનમાં બંગભંગની ચળવળનો સમુદ્ર ગરજી રહ્યો હતો. માતૃભક્તિના અને દેશસેવાના વિચારો નવજુવાનોના મનમાં હિલોળા મારી રહ્યા હતા. આ દુષ્ટ વિચારો નાબુદ કરવા સારૂ સરકાર કમર કસીને તૈયાર થઇ, અને ઉછરતી પ્રજાને દેશાભિમાનનો ચેપ લાગીને તેઓ દૂષિત થાય નહિ તેટલા સારૂ તેણે 'રીસલે સરક્યુલર' બહાર પાડયો. આ સરક્યુલરથી નિશાળની ચાર દિવાલની અંદર દેશવિષયક વિચારોની ચર્ચા થાય તો તે શિક્ષાપાત્ર મનાશે એમ ઠર્યું એટલું જ નહિ, પણ વિદ્યાર્થીઓના ખાનગી જીવનમાં પણ આવા વિચારોથી તેમને દૂર રાખવા જાહેર સભાઓમાં જવાની તેમને મના થઇ. સરકારી નિશાળોમાં આ રોગવિનાશક ઉપાયોનો અમલ સહેલાઇથી થયો, પણ ખાનગી નિશાળોની બાબતમાં એ જરા કઠણ નીવડયું. તેથી સરકારી ગ્રાન્ટ આપવાના નિયમો જે પ્રથમ શિથિલ હતા તે સખત કરવામાં આવ્યા, અને ગ્રાન્ટ આપનારી સરકાર નિશાળની અંદર દખલ કરી શકે એવી સ્થિતિ આવી. આથી ખાનગી નિશાળોની આગળ એ મહા મુશ્કેલ પ્રશ્ન ખડો થયો કે સંસ્થાનું સ્વાતંત્ર્ય મહત્વનું કે સંસ્થાનું અસ્તિત્વ મહત્વનું. મહારાષ્ટ્રના દુર્ભાગ્યે તે વખતના ડેક્કન એજ્યુકેશન સોસાયટીના (શાસ્ત્રીબુવાની દેશાભિમાની ટુકડી આ વખતે હાજર ન હતી) ચાલકોને સંસ્થાનું અસ્તિત્વ—પછી તે સ્વતંત્ર હો કે પરતંત્ર હો—વધારે વહાલું લાગ્યું અને તેઓએ ગ્રાન્ટ આપનારી સરકારને આંતર્વ્યવસ્થામાં દખલ કરવા દેવાની હા પાડી. તે વખતે તિલક કેસરીના અધિપતિ હતા. તેમણે આ ખેદકારક બીના ઉપર એક સચોટ, દર્દભર્યો લેખ લખ્યો. આ લેખનું નામ "ભાખરીના ચોથીઆ માટે ગુલામગીરી" એવું હતું. આમાં સંસ્થાનું સ્વાતંત્ર્ય ન જળવાય તો સંસ્થા મરી જાય એ બહેતર પણ રાષ્ટ્રીય શિક્ષણનો આદર્શ વેચી નાંખીને બદલામાં ગ્રાન્ટ લેવી એતો નજ બને એમ તેમણે જણાવ્યું.

આ લેખની ચાલકો ઉપર કંઈ અસર થઇ નહિ, અને આખરે સોસાયટીનો રાષ્ટ્રીય શિક્ષણનો ઉચ્ચ આદર્શ તૂટી પડયો.

આવી સરસ ખાનગી નિશાળની આવી વિકટ પરિસ્થિતિ જોઇને તેમણે સરકારની ગ્રાન્ટ ન લેનારી ખાનગી નિશાળો ખોલવાનો વિચાર કર્યો અને દેશના સુભાગ્યે મહારાષ્ટ્રના પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી રા. વિજાપુરકર તેમને આવી મળ્યા. તેઓએ સમર્થ વિદ્યાલય નામની સંસ્થા તળેગાંવમાં સ્થાપી. તેમાં બીજા અતિશય સ્વાર્થત્યાગી અને મોટા મોટા વિદ્વાનો આવીને મળ્યા. તે વખતે રાજકીય ચળવળની પ્રવૃત્તિ મહારાષ્ટ્રમાં જોસભેર ચાલતી હતી અને પોતાના રાજ્યકારણી કાર્યમાં લો. તિલક મશગુલ હતા તેમ છતાં પોતાને વહાલું જે રાષ્ટ્રીય શિક્ષણ તેના પ્રસારને વાસ્તે પોતાના અમૂલ્ય વખતમાંથી પણ થોડો વખત કાઢીને તેમણે સમર્થ વિદ્યાલયનાં ફંડ માટે એક વ્યાખ્યાનમાળાનો કાર્યક્રમ ગોઠવ્યો ને આખા મહારાષ્ટ્રમાં પ્રવાસ કર્યો અને સાથે સાથે કેસરીમાં રાષ્ટ્રીય શિક્ષણવિષયક બહુ જ અભ્યાસપૂર્વક લેખો લખવા માંડયા. રાષ્ટ્રીય શિક્ષણનો દેશમાં કેવી રીતે જન્મ થયો, તેનો કેવી રીતે વિકાસ થયો અને આગળ તે કેવો થશે જોઇએ તેનું એ લેખોમાં વિદ્વત્તાભર્યું પ્રતિપાદન આજે પણ મળી આવે છે. તેનો ટુંકમાં સારસંગ્રહ અમે અત્રે યુગધર્મના વાચકો વાસ્તે નીચે આપીએ છીએ.

૧૯૦૫ના નવેમ્બર ૭ ના કેસરીમાં તેઓ લખે છે:

"પચીસ વર્ષ પહેલાં એટલે લૉર્ડ રિપનની કારકીર્દિમાં એજ્યુકેશન કમિશન બેઠું અને ખાનગી શાળાઓને ઉત્તેજન મળ્યું. તે વખતે સરકારની એવી સમજ હતી કે હિંદુસ્થાનમાં શિક્ષણનો પ્રસાર પોતે ધાર્યો છે તેટલો ખાનગી શાળાઓની મદદ વગર થવાનો નથી. ખાનગી શાળાઓ એટલે સરકારી શાળાઓનું દરેક બાબતમાં અનુકરણ કરનારી શાળાઓ નહિ, પણ સરકારી શાળાઓમાં જે કંઈ ઉણપ છે અથવા જે વાત સરકારી શાળાઓમાં ભણાવવામાં આવતી નથી અથવા આવી શકે નહિ તે વાત વિદ્યાર્થીઓને શિખવવા સારુ, દેશમાં સુશિક્ષિત લોકોએ સ્વાર્થત્યાગપૂર્વક ખોલેલી નિશાળો. આ વાત પણ સરકાર તે વખતે સારી પેઠે જાણતી હતી, તેમ છતાં તેણે જાણી જોઈને ખાનગી શાળાઓને ઉત્તેજન આપવાનો ક્રમ જારી રાખ્યો એટલું જ નહિ, પણ ખાનગી શાળાના શિક્ષણક્રમમાં સરકારી શિક્ષણક્રમ કરતાં વધારે સ્વાતંત્ર્ય હોવું જોઈએ એ તત્ત્વ પણ તે વખતે સરકારે કબૂલ રાખ્યું. એનું પરિણામ એ આવ્યું કે મદ્રાસ, મુંબઈ, બંગાળ, પંજાબ વગેરે ઇલાકાઓમાં નવી નવી ખાનગી હાઈસ્કૂલો તથા કૉલેજો સંખ્યાબંધ નીકળવા લાગી. આ દરેક સંસ્થાને સરકારી નિશાળ કરતાં કંઈ પણ વિશિષ્ટ સ્વરૂપ આપવાને વાસ્તે સદર સંસ્થાના પ્રવર્તકોએ ખૂબ મહેનત કરી. સરકારી કૉલેજમાં જે શિક્ષણ મળે છે તેટલું જ આપીને બેસી રહેવું આવો ઉદ્દેશ આ સંસ્થાઓનો હતો જ નહિ. એટલા જ વાસ્તે તેમણે સ્વાર્થત્યાગ કર્યો ન હતો. સરકારી સંસ્થામાં રાજકીય, ધાર્મિક અને સામાજિક બાબતમાં જે શિક્ષણ આપવામાં આવે છે તેના કરતાં તદ્દન જુદું અને જુદી રીતે શિક્ષણ વિદ્યાર્થીઓને આપવું જોઈએ-આ તત્ત્વ ધ્યાનમાં લઈને અને આ દૃષ્ટિથી જ આ નવીન સંસ્થાઓ નીકળેલી હતી અને સરકારને પણ તે દૃષ્ટિ માન્ય થઈ. સારાંશ, રાજકીય હીલચાલ સારી છે કે નહિ, ધર્મ કયો નરસો, કયો સારો અને કયી સામાજિક હીલચાલમાં વિદ્યાર્થીઓ ભાગ લે એ ઠરાવવાનો અધિકાર પોતાના હાથમાં લેવાને સરકાર તૈયાર ન હતી, અને એથી પોતાને એ માન્ય હતું કે લોકોને સાચું રાષ્ટ્રીય શિક્ષણ આપવાનું હોય તો તે સ્વતંત્ર લોકોએ સ્વતંત્ર ખાનગી નિશાળોમાં આપવું જોઈએ અને આપવું શક્ય છે.

"૧૮૯૭-૯૮ માં રાજદ્રોહનો ખાખા દેશમાં ભયંકર વંટોળિયો શરૂ થયો અને તરત જ લૉર્ડ કર્ઝને અમારા દેશનું નિકંદન કાઢવા સારુ હિંદુસ્થાનના કિનારા ઉપર પગ મૂકયા ત્યારથી જ સરકારનાં ધોરણ અને રંગ બદલાવા લાગ્યાં, અને રીસ્લે સરક્યુલરે અધૂરું હતું તે પૂરું કરીને સ્વદેશી હીલચાલમાં ભાગ લેનાર વિદ્યાર્થીઓ અને ખાનગી નિશાળો તીવ્ર શાસનને પાત્ર થશે એમ જાહેર કર્યું. વાસ્તવિક રીતે જોતાં ખાનગી નિશાળો જાહેર કામમાં જેટલું સ્વાતંત્ર્ય ભોગવે તેટલું ઓછું. આ વાત સંસ્થાના ચાલકોએ પણ ધ્યાનમાં રાખવી જોઈએ. ખાનગી સંસ્થાને લોકો પૈસા આપે છે તે સરકારી સંસ્થાની એ નકલ ન બને તેટલા માટે જ, નહિ કે તેની નકલ બને તે માટે. સરકારની શિક્ષણસંસ્થામાં અમારા વિદ્યાર્થીઓને કોઈ પણ રાષ્ટ્રીય હિતની બાબતમાં સાચું શિક્ષણ મળવું અશક્ય છે, અને ખાનગી શિક્ષણસંસ્થાઓની જરૂર ફક્ત એટલા જ માટે છે કે તેઓ વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય હિતના કાર્યમાં ઉદ્યુક્ત કરે. એવું જો તે ન કરે તો સંસ્થાએ કરેલો સ્વાર્થત્યાગ નકામો છે અને તેનું જીવતર ફોગટ છે. હાલ હિંદુસ્થાનમાં ગોરા સનદી નોકરોએ જે જુલમી રાજ્યપદ્ધતિ અખ્તિયાર કરી છે તે નાબૂદ કરવાનો યત્ન કરવા સારુ આવતી પેઢી અમારી પાસેથી તૈયાર થવી જોઈએ. એ તૈયાર કરવાનું કામ ખાનગી નિશાળો ન કરે તો એ નિશાળો બંધ થાય એ સારું."

બીજા અઠવાડીઆમાં સ્વતંત્ર રાષ્ટ્રીય વિદ્યાપીઠની દેશમાં કેટલી જરૂર છે તે વિષે તેઓ લખે છે: (કેસરી, તા. ૧૪-૧૧-૦૫)

"નિશાળે જનારા વિદ્યાર્થીઓને સાચું રાષ્ટ્રીય શિક્ષણ મળવાનો બીજો માર્ગ રાષ્ટ્રીય વિદ્યાપીઠની સ્થાપના એ છે.

સરકારે અમારા દેશમાં શાંતિ જાળવી છે એ સાચું, પણ ઉદ્યોગધંધા કે બીજી બાબતમાં અમારા દેશનું હિત થાય એવા શિક્ષણથી તેણે અમને જાણી જોઇને વંચિત રાખ્યા છે. સરકારી નિશાળમાં જે શિક્ષણ મળે છે તે હોશિયાર પણ નમાલા નોકરો તૈયાર કરવા વાસ્તે છે–રાષ્ટ્રીયત્વ, ઉત્સાહ કે ઉદ્યોગ વધારવા ખાતર નહિ, એ અમે ઘણી વખત કહ્યું છે. વાસ્તવિક એ કામ ખાનગી નિશાળોએ કરવું જોઇએ. પણ સરકારે તેમને કબજામાં લીધી છે, તેથી હવે તદ્દન સ્વતંત્ર અને સરકારના કબજામાં કોઈ પણ વખત ન જનારી એવી યુનિવર્સિટી કાઢ્યા વગર બીજો ઉપાય નથી."

આદર્શ રાષ્ટ્રીય વિદ્યાપીઠ વિષે એમના વિચારો મહાન શિક્ષણશાસ્ત્રીને છાજે એવા હતા. વિચારપ્રેરક આ મહત્ત્વના લેખનો સાર અમે નીચે આપીએ છીએ: (કેસરી, તા. ૨૩–૧–૦૬.)

"હાલની યુનિવર્સિટી જોઇએ તો તેમાં ઇલાકાનાં મુખ્ય સ્થળોના અંગ્રેજ બૅરિસ્ટરો, જજો અને સરકારી અમલદારોનું જ મહાત્મ્ય જણાય છે. આ બધા અમલદારો અથવા બૅરિસ્ટરો પોતે જ ત્રીજા અથવા ચોથા દરજ્જાના શિક્ષણશાસ્ત્રીઓ હોય છે. તેમાંના ભાગ્યે જ કોઈ સાહિત્યરસિક અથવા વિદ્વાન હશે, પણ સામાન્ય રીતે જોતાં તેઓ અહીં પૈસા કમાવા સારૂ આવ્યા હોય છે અને તેમનામાં વિદ્યાભિરૂચિ એટલી તીવ્ર હોય છે કે તેની તેમના દેશમાં પણ કદર થતી નથી. યુનિવર્સિટીનાં સૂત્રો જેમના હાથમાં તેમની આ હાલત, અને તેમાં વળી તેના ઉપર સરકારી રાજ્યનીતિનું દબાણ. તો પછી યુનિવર્સિટીઓ કેવળ સરકારી નોકરખાનાં બને તેમાં શી નવાઈ? વિશ્વવિદ્યાલય અથવા સાચી યુનિવર્સિટી એટલે શું, એની કલ્પના સરખી પણ અમારી આ દિમાઇ ગયેલી યુનિવર્સિટી ઉપરથી આવી શકે તેમ નથી. જુદા જુદા શાસ્ત્રોમાં અને કળામાં પારંગત થએલા સેંકડો વિદ્વાનો જે ઠેકાણે પોતપોતાના મનગમતા વિષયોપર વિદ્યાર્થીઓની જોડે ચર્ચા કરે છે અને સ્વતંત્રપણે અનેક વિષયોમાં નવી શોધખોળ કરીને જગતના જ્ઞાનમાં ઉમેરો કરે છે અથવા વ્યાખ્યાનો વડે પોતાના દેશબાંધવોને પોતાના જ્ઞાનનો લાભ આપે છે એવાં સરસ્વતીમંદિરો, અથવા શારદાપીઠો ક્યાં, અને પરિમિત જ્ઞાનનું અને કંજળી ગએલી બુદ્ધિનું પરીક્ષણ કરીને તેના ઉપર મર્યાદાની છાપ મારવા મથતી અમારી નામધારી આ યુનિવર્સિટીઓ ક્યાં? સ્વતંત્ર દેશની યુનિવર્સિટીઓ અમારી યુનિવર્સિટીઓ કરતાં તદ્દન ભિન્ન હોય છે એ જર્મની; ફ્રાન્સ વગેરે દેશોની યુનિવર્સિટીઓની હકીકતો ઉપરથી જાણી શકાય તેમ છે. અમારી સાચી યુનિવર્સિટીઓ હોત તો ગયાં પચાસ વરસમાં પાશ્ચાત્ય વિદ્વાનો અમારામાં પેદા ન થાત? પણ કુવામાં જ પાણી ન હોય ત્યાં હવાડામાં ક્યાંથી આવે? એમ જણાય છે કે બ્રુકલીનના શાસ્ત્રકળાભવનમાં હિંદુસ્થાન સંબંધી હમણાં જ ઘણાં વ્યાખ્યાનો થયાં, અને હજુ પણ સાડા પાંચસો વ્યાખ્યાનો ત્યાંની વ્યાખ્યાનમાળામાં થવાનાં છે. વ્યાખ્યાનોના વિષયો એટલા ભિન્ન અને વ્યાપક છે કે આ શારદાભવનને વિદ્યોપચય સ્થાન એવું સાચું અન્વર્થક નામ આપી શકાય. ત્યાંના પદાર્થસંગ્રહાલયો અને પુસ્તકાલયો કરોડો રૂપીઆ ખર્ચીને તૈયાર કર્યા છે. વિદ્યાની અને જ્ઞાનપ્રસારની આસ્થા એટલે શું, એ આના ઉપરથી વાચકો જાણી શકે. અંગ્રેજ સરકારના મનમાં અમને સાચું શિક્ષણ આપવાની દાનત હોત, તો તેણે એવી એકપણ શિક્ષણસંસ્થા હિંદુસ્તાનમાં કેમ ન સ્થાપી!"

સારસંગ્રહ પણ વિસ્તારવાળો થયો, પણ તે ઉપરથી લો. તિલકનો સાચા રાષ્ટ્રીય શિક્ષણનો શો આદર્શ છે, તેનો ચોકખો ખ્યાલ વાચકોને આવશે એવી આશા છે. પણ લોકમાન્ય કેવળ શાબ્દિક શિક્ષણશાસ્ત્રી ન હતા. સમર્થ વિદ્યાલયને વાસ્તે લગભગ ત્રણ ચાર વર્ષ તેમણે જાતે મહેનત લીધી હતી. એ હકીકત ઉપર આવી જ છે. દેશના દુર્ભાગ્યે સમર્થ વિદ્યાલય જેવી ઉત્કૃષ્ટ સંસ્થા ઉપર સીડનહૅમી જુલમનો સ્ટીમરોલર ફર્યો અને તે સંસ્થા અકાળે ચગદાઈ ગઇ. તે વખતે બીજી પણ રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા તિલક ખોલત પણ તેટલામાં જ તેમને ૭ વરસની સજા થઇ અને ૧૯૦૮ માં તેઓ "રાજકીય આશ્રમમાં" એકાંત

વાસ માટે ગયા. ૧૯૧૪ માં તેઓ પાછા આવ્યા ત્યાર પછી એક બે વરસ થયા બાદ બેઝંટબાઈએ પોતાના રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલયમાં અધિકૃત સભાસદ થવાની વિનંતિ કરવા સારૂ તિલકની પાસે એક માણસને મોકલ્યો. તે વખતે તેઓએ તે માણસની પાસે પોતાના રાષ્ટ્રીય શિક્ષણવિષયક વિચારો ટૂંકામાં પ્રકટ કર્યા. તેમણે કહ્યું કે, "શિક્ષણ જેવા સર્વવ્યાપી બૌદ્ધિક ક્ષેત્ર ઉપર લોકો કાબૂ ન રાખે તો તે રાષ્ટ્રીય શિક્ષણ જ ન થઈ શકે. હવે કોઈ પણ પારકી સરકાર એ ક્ષેત્ર પોતાના હાથમાંથી જવા ન દે, કારણ કે પોતાને પ્રતિકૂળ એવી ભાવનાઓથી તરૂણોનાં મન ભરાઈ જાય એ કયી સરકારને ઇષ્ટ લાગે? તેથી ગમે તેમ કરીને સરકાર શિક્ષણ પોતાના જ હાથમાં રાખે. આવા કટોકટીના સમયમાં સાચું રાષ્ટ્રીય શિક્ષણ પૂર્ણપણે આપી શકાય એમ મને લાગતું નથી. લોકોના હાથમાં સંપૂર્ણ રાજકીય સત્તા આવ્યા વગર સાચું રાષ્ટ્રીય શિક્ષણ ન જ આપી શકાય. તેથી આખરે લોકોને રાજકીય સ્વાતંત્ર્ય મેળવી આપવા સારૂ યત્ન કરવાનો હવે પછી મારો વિચાર છે." આમ સર્વ વિપત્તિનું મૂળ જે રાજકીય પરતંત્રતા તે દૂર કરવા સારૂ તેઓ મથ્યા ખરા પણ **સ્વભાવો દુરતિ ક્રમઃ** એ ન્યાયથી ફરી પણ તેઓ રાષ્ટ્રીય શિક્ષણ તરફ ઝૂકવા મંડયા હતા.

૧૯૧૫ માં મદનમોહન માલવિયજી તેમને મળ્યા, અને સાચા શિક્ષણના અભાવે અત્યારે વિશ્વવિદ્યાલય પ્રગતિ કરતું નથી એમ કહેવા લાગ્યા. તે વખતે તેમની જોડે રા. વિજાપુરકર પણ હતા. પંડિતજીની દલીલ સાંભળીને લોકમાન્યે એવો વિચાર કર્યો કે રાષ્ટ્રીય શિક્ષણ ખાતર રાજકીય ક્ષેત્રમાંથી નિવૃત્ત થઈને ત્રણ વરસ સુધી કાશી વિશ્વવિદ્યાલયમાં જઈને રહેવું. પણ દેશના વિચિત્ર સંજોગોને લીધે તિલકનો તે વખતનો વિચાર સફળ ન થયો. પણ તે વિચાર ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે શ્રી રવીન્દ્રનાથ ઠાકુર અથવા સ્વામી શ્રદ્ધાનંદ અથવા મહાત્માજીની પેઠે તેઓ પણ એક મહાન શિક્ષણશાસ્ત્રી હતા, અને શિક્ષણનું સાચું સ્વરૂપ તે સમજી ગયા હતા, અને તે અમલમાં લાવવા વાસ્તે તેઓ ઇંતેજાર હતા.

રાષ્ટ્રીય શિક્ષણને અંગેજ ધાર્મિક શિક્ષણને રાષ્ટ્રીય શિક્ષણક્રમમાં કેવું સ્થાન આપવું જોઇએ તેમ જ વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓનો કેવો જીવનક્રમ હોવો જોઇએ આ બાબતમાં પણ તેમના વિચારો અતિશય મહત્વના છે, પણ અહીં રાજકીય દૃષ્ટિથી રાષ્ટ્રીય શિક્ષણ તરફ જોવાની તેમની દૃષ્ટિનો જ અમે વિચાર કરવાનું ધાર્યું હતું, તેથી તે વિષય ઉપર બીજી વખતે સ્વતંત્ર લેખ લખવાનો વિચાર કરીને અત્રે વાચકોની રજા લઇએ છીએ.

રામચંદ્ર બળવંત આઠવળે

# મહારાજ નંદકુમાર

न भीतो मरणा दस्मि केवलं दूषितं यशः।
विशुद्धस्य हिमे मृत्युःपुत्रजन्म समःकिल ॥

મહારાજ નંદકુમારનો જન્મ લગભગ સંવત ૧૭૬૧ માં બદ્રિહાટ ગામમાં થયો હતો. બંગાળાના નવાબ અલીવર્દીખાનના સમયમાં તેણે હિજલી અને મહીશાદલ પરગણામાં અમીન અને તહસીલદારનું કામ કર્યું હતું. પછી તે ક્લાઈવની સાથે વકીલ તરીકે પટણા આવ્યો. ક્લાઇવના પર તેનો એટલો બધો પ્રભાવ હતો કે લોકો તેને "કાળો કર્નલ" [1] કહેતા સં. ૧૮૧૨ માં તે હુગલીના ફોજદારનું કામ કરતો હતો. લગભગ સં. ૧૮૨૦ માં દિલ્હીના બાદશાહે તેને "મહારાજ" ની પદવી આપી; અને ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ તેને હાલના નદીઆ તથા હુગલીના કલેકટરની જગા આપી. આ જગાનો ચાર્જ તેણે વેરન હેસ્ટીંગ્સ પાસેથી લીધો. સં. ૧૮૨૧ માં તેને મીરકાસમની પછી નામના નવાબ તરીકે કંપની તરફથી બંગાળાની ગાદીએ બેસાડવામાં આવેલ તે પછી નવાબ નજમઉદ્દૌલાની નીચે તેને બંગાળાના નાયક સુબાની જગા મળી. [2]નંદકુમારની આ નીમણુક નવાબની ખાસ વિનંતિ પરથી કરવામાં આવી હતી. [3] પણ પાછળથી નંદકુમારનું કામ કંપનીને રૂચતું આવ્યું નહિ તેથી તેને કાઢી નાંખી તેની જગાએ મહમદ રેજાખાંને નીમવામાં આવ્યો. ત્યાર પછી તે શું કરતો હતો, તે બરાબર જણાયું નથી. પણ સં. ૧૮૨૮ માં હેસ્ટીંગ્સે કંપનીના ડીરેકટરોને એક લાંબો પત્ર લખ્યો હતો તેમાં તેણે દર્શાવ્યું હતું: "૧૭૫૯[4] થી મેં ૧૭૬૪[4] માં બંગાળા છોડયું ત્યાં સુધી મારે તે માણસની સાથે સતત લડત ચલાવવી પડી છે. કારણ મને લાગ્યુ કે તે મારા માલેકોના સ્વાર્થમાં આડખીલીરૂપ હતો. આ લડત દરમ્યાન મને તેના વિરોધનો એવો અનુભવ થયો કે જો મેં કંપની તરફની મારી ફરજનો ખ્યાલ મગજમાં સતત રાખ્યો ન હોત તો હું તેનો કટ્ટો દુશ્મન બની જાત[5]."

સં. ૧૮૨૮ માં જ્યારે હેસ્ટીંગ્સને બંગાળાનો ગવર્નર બનાવવામાં આવ્યો ત્યારે કંપનીએ નાયબ સુબાના હાથમાંની સર્વ સત્તા પોતાના જ હાથમાં લઈ પોતે જ "દિવાન" તરીકે આવી જવા સંકલ્પ કર્યો. આથી ડીરેકટરોએ મહમદ રેજાખાંને પકડી તેની આગલી કારકીર્દિમાં તેણે કરેલ ગોટાળાની તપાસ કરવાં હુકમ કાઢયો. આ કામમાં ડીરેકટરોએ હેસ્ટીંગ્સને નંદકુમારની મદદ લેવા ભલામણ કરી. તેમણે લખ્યું હતું કે: "નાયબના કારભારની તપાસમાં નંદકુમાર જે માહિતી આપે તેનો ઉપયોગ કરી લેવાની ભલામણ કર્યાં વિના અમે રહી શકતા નથી. નાયબ તરફની નંદકુમારની ઇર્ષાને લીધે તે આવી માહિતી આપવા તત્પર થશે; અને આ ઇર્ષાળુ પ્રતિસ્પર્ધીની તીક્ષ્ણ દૃષ્ટિમાંથી ઝીણામાં ઝીણી વિગત પણ બચવા પામશે નહિ. તેથી અમને

---

૧. Black Colonle.

૨. Gleig i 62–69 માં નંદકુમારની નીમણૂક વિષે ક્લાઈવ તથા હેસ્ટીંગ્સ વચ્ચેનો પત્રવ્યવહાર આપ્યો છે.

૩. Mill iii 194 જુઓ.

૪. ઇ. સ.

૫. Gleig i 252.

શંકા નથી કે નંદકુમારની શક્તિ અને વલણનો ઉપયોગ મહમદ રેઝાખાંની તપાસમાં થઇ શકશે. અને તેથી એક પછી એક સુબાઓના સમયમાં કરેલ નાયબ સુબાગિરી દરમ્યાન તેણે કાંઇ દગાફટકા કર્યા હશે તે સર્વ બહાર આવશે, અને નંદકુમારનો ઉપયોગ કરતી વખતે જે સત્તા માટે તે ટાંપી રહ્યો છે તે સત્તા ભોગવનારનાં છિદ્રો બહાર પાડવામાં તેનો જે કાંઈ ગુપ્ત હેતુ અથવા મુરાદ હોય તેનાથી સંભાળી જેવા જેટલી કાબેલીઅત તમારામાં છે એ વિષે અમને ખાત્રી છે; કારણ અમને વિચાર કરતાં સંતોષ ઉપજે છે કે નંદકુમારની શક્તિ અને તેના વલણ વિષે તમને પૂરી ખાત્રી થઇ હોવાથી તમે તેને એવી કોઈ સત્તાવાળી જગા નહિ આપો કે જેનો ઉપયોગ તે પોતાને લાભ થાય અને કંપનીને ગેરલાભ થાય એ રીતે કરી શકે. આ પ્રમાણે અમે નંદકુમારને કાંઇ સત્તા અથવા વગવસીલો મળે તે માટેની અમારી નાપસંદગી દર્શાવીએ છીએ, તો પણ જો તેની મદદ મહમદ રેઝાખાંની તપાસમાં ઉપયોગી થાય તો તેને તેની મહેનતના પ્રમાણમાં કાંઇક બદલો આપવો કે જેથી તેને ઉત્તેજન મળે૬."

પોતાની જગા પાછી મેળવવાની આશાથી નંદકુમારે હેસ્ટીંગ્સને મહમદ રેઝાખાંની તપાસ દરમ્યાન સંપૂર્ણ મદદ કરી, પણ તેમાં તે નિરાશ થયો. કારણ મહમદ રેઝાખાં નિર્દોષ ઠરી છૂટી ગયો, અને તેની જગા કમી કરવામાં આવી. નંદકુમારની મદદના બદલા તરીકે હેસ્ટીંગ્સે તેના પુત્ર રાજા ગુરૂદાસને બાલક નવાબ મુબારકદૌલાના ખાનગી કારભારીનું કામ સોંપ્યું. આ કામ નાયબસુબાના તાબાના અનેક વિભાગોમાંનું એક હતું. તેથી નાયબસુબાગિરીને બદલે મળેલ આવી જગાથી નંદકુમારને ખૂબ અસંતોષ થયો, અને તે હેસ્ટીંગ્સ પર વેર વાળવાનો લાગ શોધવા લાગ્યો. અને એવો અવસર પણ થોડા સમયમાં મળી ગયો.

સં. ૧૮૧૯ માં પસાર થયેલ "રેગ્યુલેટીંગ એક્ટ" પ્રમાણે હેસ્ટીંગ્સ હિન્દુસ્તાનનો પહેલો ગવર્નર-જનરલ નીમાયો, અને રાજ્ય ચલાવવા માટે તેની મદદમાં ચાર સભ્યોવાળી એક કાઉન્સીલ નીમાઇ. તેમનાં નામ—કર્નલ મોન્સન, જનરલ ક્લેવરીંગ, સર ફીલીપ ફ્રાન્સીસ અને રીચર્ડ બાર્વેલ. છેલ્લા સિવાયના ત્રણે જણ ઇંગ્લાંડથી આવ્યા હતા, અને તે હેસ્ટીંગ્સની વિરૂદ્ધ હોઇ તેને તથા બાર્વેલને સંખ્યાબળથી હમેશાં દરેક વાતમાં મ્હાત કરતા. કાઉન્સીલની માંહોમાંહેની ખટપટની આ વાતની ધીમે ધીમે બહાર ખબર પડવા લાગી. કાઉન્સીલનો બહુમતિવાળો ભાગ પ્રજાજનોની હેસ્ટીંગ્સ વિરૂદ્ધની ફરિયાદો સાંભળી ન્યાય આપવા તત્પર છે એવું જણાતાં જ તેની સામેની ફરિયાદો ઉભરાવા લાગી. હેસ્ટીંગ્સે આ સાંભળવાની ઘસીને ના પાડી. તેણે કહ્યું કે તેમ કરવાથી દેશીઓની નજરમાં સરકાર હલકી પડે છે. જ્યારે જ્યારે બહુમતિ તરફથી તપાસ ચલાવવાનો પ્રયત્ન થતો ત્યારે ત્યારે હેસ્ટીંગ્સ ઉઠીને ચાલતો થતો. છતાં તેમણે હેસ્ટીંગ્સના વિનાજ બાલક નવાબની વાલી મણિબેગમ, બર્દવાનની રાણી, રાધાશરણ, સસમલ અને ત્રણ અંગ્રેજો—મુર્શિદાબાદનો હિસાબી ચાંટ અને બે કેક નામના અફસરો—ની ફરિયાદો નોંધી. આ દરેકે દાખલાઓ સાથે હેસ્ટીંગ્સનાપર પૈસા ઠગાવાનો આરોપ મૂકયો. આ સર્વ ફરિયાદીઓના મોખરે નંદકુમાર હતો. તેણે કાઉન્સીલ સમક્ષ હેસ્ટીંગ્સ વિરૂદ્ધ એવી ફરિયાદ રજૂ કરી કે હેસ્ટીંગ્સે કંપનીના નિયમ વિરૂદ્ધ પુષ્કળ લાંચ ખાઈ તેના પુત્ર ગુરૂદાસ તથા મણિબેગમને પદ્વાઓ આપી હતી, અને લાંચ લઈ અનેક અપરાધીઓને જતા કર્યા હતા. મહમદ રેઝાખાંને ઘણી મોટી લાંચ લઇ છોડી મૂકવામાં આવ્યો હતો. ગવર્નર-જનરલે તિરસ્કારપૂર્વક મુકદમા સમયે હાજર રહેવાની ના કહી, અને તે તથા બાર્વેલ સભાગૃહ છોડી ચાલ્યા ગયા. પછી નંદકુમારને બોલાવવામાં આવ્યો. તેણે મૂકેલ આરોપોને કંપનીના એકેક કરતાં વધારે અંગ્રેજ નોકરોએ આવી ટેકો આપ્યો. હેસ્ટીંગ્સે કાંઇ પણ જવાબ આપવાની ના પાડવાથી તેની ગેરહાજરીમાં કાઉન્સીલે તે દોષિત હોવાની પોતાની માન્યતાની નોંધ કરી. તેમણે લખ્યું કે નંદકુમારે બહાર પાડેલ વિગતોએ "ગવર્નર-જનરલના વર્તનપર અને તેણે જે અઢળક દ્રવ્ય—૪૦ લાખ રૂપીઆ કરતાં વધારે—ત્રણવર્ષમાં એકઠું કર્યું કહેવાતું હતું તે

૬. Gleig i pp 222–223.

મેળવવા માટે ગ્રહણ કરેલ માર્ગો પર દીવા જેવો પ્રકાશ પાડયો હતો."[૭]

આ સમયે મોહનપ્રસાદ નામના માણસે નંદકુમાર પર ૭ વર્ષ પહેલાં ખોટો દસ્તાવેજ બનાવ્યાનું તહોમત મૂકી અદાલતમાં ફરિયાદ નોંધાવી. તેમાં હેસ્ટીંગ્સનો હાથ હોવાનું અનેક અંગ્રેજ ઇતિહાસકારોનું માનવું છે. તેની વિગત આ પ્રમાણે છેઃ બુલાખીદાસ નામે મુર્શિદાબાદના એક શેઠે નન્દકુમાર પાસેથી ખાતું પાડી આપી ૧૦૦૦૦ રૂપીઆ વ્યાજે લીધા હતા. બુલાખીદાસના મૃત્યુ પછી તેના વારસોએ આ દેવું ભરી આપ્યું હતું, અને તેથી પૈસા મળ્યાની કબૂલાત તરીકે નંદકુમારે ખાતાનો કાગળ ફાડી નાંખ્યો હતો. ફરિયાદીનું કહેવું એવું હતું કે નંદકુમારે આ રકમ ફરીથી મેળવવાના ઇરાદાથી ખાતાની એક નકલ કરી રાખી હતી અને તેમાં બુલાખીદાસની સહી કરી હતી. આ મુકદ્દમો લેમરટર અને હાઇડ નામના ન્યાયાધીશો પાસે સં. ૧૮૩૧ માં રજૂ કરવામાં આવ્યો. તેમણે તે સુપ્રીમ કોર્ટના વડા ન્યાયાધીશ સર એલીજા ઇમ્પી પાસે મોકલ્યો. ઇમ્પીએ ઉપર કહેલ બન્ને ન્યાયાધીશો તથા ન્યાયાધીશ ચેમ્બર્સની સાથે આ મુકદ્દમો ચલાવવો શરૂ કર્યો. નન્દકુમાર તરફથી ફેરર સાહેબને રોકવામાં આવ્યા. કોર્ટ તરફથી પૂછવામાં આવતાં નંદકુમારે કહ્યુંઃ "હું નિર્દોષ છું. મને ખાત્રી છે કે ઇશ્વર અને મારા દેશબંધુઓ આમ જ માનશે, અને મારે એટલું જ જોઇએ છીએ." મુકદ્દમો આઠ દિવસ સુધી ચાલ્યો. બાર અંગ્રેજોની જ્યુરી નીમવામાં આવી. આ આઠ દિવસ સુધી ન્યાયાધીશો કે જ્યુરીના માણસોમાંથી કોઇ અદાલતની બહાર નીકળ્યું નહિ. અંતે અદાલતે નંદકુમારને દોષિત ઠરાવ્યો અને તે સમયે ઈંગ્લાંડમાં પ્રચલિત કાયદા પ્રમાણે તેને દેહાન્ત દંડનો હુકમ કરવામાં આવ્યો. ફાંસી માટે લગભગ દોઢ માસ પછીનો દિવસ મુકરર કરવામાં આવ્યો. આ સમયે ઇંગ્લાંડના રાજા પાસે અપીલ કરવામાં આવે ત્યાં સુધી ફાંસીની મુદ્દત લંબાવવાની અરજી અદાલતને કરવામાં આવી, અને તેમાં નંદકુમાર તથા નવાબ નાજીમે સહી કરી. પણ ન્યાયાધીશોએ તે સ્વીકારવાની ના પાડી. આ વિષે ટીકા કરતાં એક અંગ્રેજ લેખક કહે છેઃ "વેસ્ટમીન્સ્ટરમાં અપીલ કરવામાં આવી હોત તો આ ચુકાદો ઘડીભર પણ ટકી શકત નહિ. સને ૧૭૭૩ નો કાયદો જેથી આ મુકદ્દમો ચલાવવાની સત્તા મળતી હતી તે ભૂતકાળમાં બનેલા બનાવને લાગુ પડી શકે જ નહિ. જ્યારે આ ગુન્હો થયો કહેવામાં આવ્યું હતું તે સમયે આ કાયદો પસાર થયો ન હતો–ઘડવામાં પણ આવ્યો ન હતો. ઇંગ્લાંડમાં આ ગુન્હા માટે દેહાંત દંડની શિક્ષા આધુનિક કાયદાથી જ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. નંદકુમારે ગુન્હો કર્યો હોય યા નહિ પણ આ શિક્ષાને તે લાયક ન હતો. એશિયાના કોઇ પણ ભાગમાં આવો કાયદો ક્યારેય હોવાનું જાણવામાં નથી[૮]."

જીવનના બાકીના દિવસો નંદકુમારે કેવળ ઇશ્વરચિંતનમાં ગાળ્યા. તેને સામાન્ય જેલમાં રાખવામાં આવ્યો હતો. ત્યાં રહી જ્ઞાતિરક્ષા થઇ શકે તેમ ન હતું તેથી નંદકુમારે જામીન પર છૂટવા પ્રયત્ન કર્યો, પણ તેને છોડવામાં આવ્યો નહિ. ઇમ્પીએ કેટલાક પંડિતોને બોલાવી તેના મનનું સમાધાન કરવા પ્રયત્ન કર્યો. પંડિતોએ નિર્ણય આપ્યો કે પ્રાયશ્ચિત આપ્યાથી ચાલશે પણ નંદકુમારે પંડિતોને નિર્ણય કરવા અયોગ્ય ઠરાવ્યા, અને કોઇ રીતે આહાર લેવા કબૂલ કર્યું નહિ. છેવટ જેલમાં તેને માટે એક અલાયદો તંબુ ઉભો કરવામાં આવ્યો. તેમાં બેસી તે માત્ર ફરાળ કરી રહેતો. જેલમાં રહેતી વખતે તેનું ચિત્ત એક ક્ષણ પણ વિચલિત થયું નહિ. ફાંસીનું લાકડું જોઇ તેને બિલકુલ ભય લાગ્યો નહિ, પણ ફાંસીએ ચઢવાનો વખત તેણે જાતે જ નક્કી કરી આપ્યો.

તે વખતના કલકત્તાના શેરીફ મેકેબીએ લખેલું કહેવાતું નંદકુમારની ફાંસીનું વર્ણન સંવત ૧૮૩૪ માં એક અંગ્રેજી[૯] પત્રમાં પ્રસિદ્ધ થયું હતું. તે જ સાલમાં

૭. "Minute of Council 11th April 1775" as quoted in "Empire in Asia" by W. M. Torrens.

૮. Empire in Asia by W. M. Torrens M. P. p. 124.

૯. Annual Register, 1778.

સર ગીલ્બર્ટ ઇલિયટે ન્યાયાધીશ ઇમ્પીની તપાસ વખતે પાર્લામેંટના સભ્યો રૂબરૂ આ લેખ વાંચ્યો હતો, તેથી પાર્લામેંટના ઇતિહાસમાં પણ તે છપાયો છે.૧૦ તે વર્ણન એવું તો આબેહૂબ છે કે અહીં લગભગ તે આખું જ આપી દઇશ.

"મહારાજ નંદકુમાર ફાંસીએ ચડતાં પહેલાં લોકો સમક્ષ ભાષણ કરવાના છે એવું સાંભળવાથી તે સમયે જે બન્યું તે તથા તે પહેલાંની સાંજે હું તેમને જેલમાં મળ્યો. તે સમયે જે વાતો થઇ તેનું વર્ણન, તે બાબતો મારા મગજમાં તાજી છે તે સમયે હું લખવા તત્પર થયો છું. તેના જેલના ખંડમાં હું દાખલ થયો કે તરત જ તેની હમેશની ટેવ પ્રમાણે તેણે મને આવકાર આપ્યો. ત્યાર પછી તેણે મારી સાથે એવી શાન્તિથી વાતો કરવા માંડી કે તેની નજીક આવતી ભાવી આફતનો તેના મગજમાં બરાબર ખ્યાલ છે કે નહિ તે વિષે મને શંકા થઇ. તેથી મેં દુભાષિયાતે તેને કહેવા જણાવ્યું કે હું તેના તરફની મારી સન્માનની છેવટની લાગણી દર્શાવવા આવ્યો હતો અને તેને ખાત્રી આપવા માગતો હતો કે બીજા દિવસની સવારે જે દુઃખદ બનાવ બનવાનો છે તે સમયે તેને આશ્વાસન મળે એવા દરેક ઉપાયો હું લઇશ. મારી નોકરીને લીધે આ કામમાં મારે ભાગ લેવો પડશે તેથી હું ઘણો જ દિલગીર છું, પણ હું કાળજીપૂર્વક મૃત્યુ પહેલાંની તેની દરેક ઇચ્છા પરિપૂર્ણ કરવા પ્રયત્ન કરીશ. "તમારી પાલખી અને નોકરોને તમારી સાથે લાવવા દેવામાં આવશે." તેણે જવાબ આપ્યોઃ "તમારી મુલાકાત માટે ઘણો આભાર માનું છું. તમારી કૃપા મારા તરફ છે તે પ્રમાણે જ મારા કુટુંબ તરફ રાખશો. નસીબમાં લખ્યું હોય તે મિથ્યા થઇ શકે જ નહિ." આમ કહી તેણે કપાળે હાથ અડકાડ્યો. આગળ ચાલતાં તેણે કહ્યુંઃ " પરમાત્માની મરજી પ્રમાણે સર્વ કાંઇ થાય છે. જનરલ, કર્નલ મોન્સન અને મિ. ફ્રાન્સીસને મારા પ્રણામ કહેશો, અને તેમને મારા પુત્ર રાજા ગુરુદાસની સંભાળ લેવાનું તથા તેને મારા પછી બ્રાહ્મણોમાં મુખ્ય ગણવાનું જણાવશો." મને ખબર પડી કે થોડા જ સમય પહેલાં તેણે તેના જમાઇ રાય રાધાચરણની ગંભીર અને ગમગિનીભરી મુલાકાત લીધી હતી, તો પણ મારી સમક્ષ તો તેણે સંપૂર્ણ સ્વસ્થતા જ જાળવી. તેણે એક નિશ્વાસ સરખો પણ મૂક્યો નહિ. તેના અવાજમાં કે ચહેરામાં જરા પણ વિકૃતિ થઇ નહિ. તેની દૃઢતા જ્યારે આટલી બધી હતી ત્યારે હું તો એવો મુંઝાઇ ગયો હતો કે તેની પાસે વધારે સમય રોકાઇ શક્યો નહિ. નીચે ઉતરતાં મને ખબર પડી કે તે તો પોતાના નિયમ પ્રમાણે મિત્રો મળી જાય તે પછી શાન્તિથી હિસાબકિતાબમાં જ ધ્યાન આપતો હતો. હવે મને લાગ્યું કે તેણે છેવટનો નિશ્ચય કરી દીધો છે. અને બીજે દિવસે તેનું મુડદું જ જેલમાં જોવામાં આવશે. પરંતુ સવારે સાત વાગે મને ખબર મળી કે જેલમાં ફાંસીની સર્વ ગોઠવણ થઇ ગઇ છે. હું લગભગ ૭ાા વાગે ત્યાં ગયો. આસપાસ એકઠા થયેલા માણસો જે મહારાજા નંદકુમારને છેલ્લી વખતના મળી લેતા હતા તેમના વિલાપનું વર્ણન થઇ શકે તેમ નથી. હું આ ત્રણ કલાક પછી લખું છું, તો પણ હજુ સંપૂર્ણ સ્વસ્થ નથી થયો. મારા આવવાની ખબર પડતાં જ તે બહાર આવ્યો અને જેલરના ખંડમાં મને મળ્યો. તેણે વખત ગુમાવવાની કે મોડું કરવાની જરા પણ ઇચ્છા બતાવી નહિ. તે હસતે ચહેરે ખંડમાં દાખલ થયો. મને સલામ કરી અને હું ખુરશી પર બેઠો ત્યાર પછી જ પોતે આસન લીધું. કોઇએ ઘડીઆળ કાઢીને જોયું એટલે તેણે કહ્યુંઃ " હું તૈયાર જ છું. " આમ કહી ત્રણ બ્રાહ્મણો જે મૃત્યુ પછી તેની ક્રિયા કરવાના હતા તેને તે ખૂબ જોરથી ભેટ્યો, પણ ઉશ્કેરણીનું જરાયે ચિન્હ દર્શાવ્યું નહિ. આ સમયે બિચારા બ્રાહ્મણો તો શોકસાગરમાં ડૂબી ગયા હતા. પછી મેં ઘડીઆળ જોઇને કહ્યુંઃ " હજુ સમય થયો નથી. ૮ાા નો સમય સાચવવાની ખાસ જરૂર નથી. તમે કહો ત્યાં સુધી ખોટી થવામાં મારે કાંઇ વાંધો નથી." ગળામાં ફાંસી નાખતાં પહેલાં તેણે નિશાની કરવી એમ મેં કહ્યું. ત્યારે તેણે કહ્યું " હું કરીશ." પછી અમે લગભગ એક કલાક

૧૦. Parliamentary History XXVII 438–442.

બેઠા અને તેણે રાજા ગુરૂદાસ, કર્નલ મોન્સન અને મિ. ફ્રાન્સીસને યાદ કર્યા, પણ કાંઈ ચિંતા દર્શાવી નહિ. આ બધો સમય તે પ્રાર્થના કરતો હતો એમ મને લાગ્યું, કારણ તેના હોઠ અને જીભ હાલતા હતા અને તેણે માથું નમાવી દીધું હતું. પછી તેણે ઉભા થઈ મને તથા જેલના નોકરોને કહ્યું: "કાંઇ બાકી રહી જતું હશે તો રાજા ગુરૂદાસ સંભારશે." પછી તે શાન્તિથી પાલખીમાં જઇ બેઠો અને સંપૂર્ણ બેદરકારીથી આસપાસ જોવા લાગ્યો. પછી ડેપ્યુટી શેરીફ અને હું ચુપચુપ ફાંસીની જગાએ આવ્યા. ત્યાં ઘણું મોટું લોકોનું ટોળું એકઠું થયું હતું પણ તોફાનનાં કંઇ ચિન્હો જણાતાં નહતાં. તેણે પાલખીમાં બેઠા બેઠા આસપાસ નજર ફેરવી લીધી. ફાંસીનું લાકડું જોઇ તેનું ચિત્ત જરાપણ વિચલિત થયું નહિ. આવેલા બ્રાહ્મણો વિષે તેણે પૂછપરછ કરી અને તે માટે ચિંતા જણાવી. મને લાગ્યું કે બ્રાહ્મણોના આવતાં પહેલાં કદાચ ફાંસીનું કાર્ય થઇ જાય એવી તેને ધાસ્તી લાગી. તે પરથી મેં કહ્યું: "તમે કહેશો ત્યાં સુધી હું રાહ જોઇશ. હજુ વહેલું છે. ઉતાવળની જરૂર નથી." એટલામાં બ્રાહ્મણો આવી પહોંચ્યા. તેને ખાનગી વાતચિત કરવી હશે એમ માની હું તથા અમલદારો ખસી જવા જતા હતા, એવામાં તેણે કહ્યું: "એમ કરવાની જરૂર નથી. ગુરૂદાસ અને મેરાંછોકરાંની સંભાળ લેવાનું તમને યાદ આપું છું." પછી તેણે તેના મુડદાને, જોનાર લોકોમાંથી કોઇ અડકે નહિ તેની ખબરદારી રાખવાનું મને કહ્યું. આસપાસના ટોળાનો તેને બીજો કંઇ ભય લાગતો હોય એમ જણાતું નહતું. તૈયારી કરવામાં લોકોના એકઠા થયેલા ટોળાને લીધે જરા વાર થઈ. તેને આ પ્રમાણે વાર લાગે તે પસંદ પડયું નહિ, તેથી તેણે મને વારંવાર કહ્યું: "હું તૈયાર છું." "કોઇ મિત્રને મળવાનું રહી જાય છે?" એમ મેં પૂછ્યું, ત્યારે તેણે કહ્યું "ઘણાયે છે. પણ આ સમય અથવા સ્થળ તેમને મળવાને નથી." પછી મેં તેને કહ્યું: "બોલ્યું ગોમળાય તેમ નથી માટે તમે કયી નિશાની કરશો?" તેણે કહ્યું "હાથથી જણાવીશ." હાથ બાંધવા પડશે એમ કહ્યું ત્યારે તેણે પગથી નિશાની કરવાનું કબૂલ કર્યું. હવે છેવટના દુઃખકાર્ય સિવાય કંઇ બાકી ન રહ્યું. મેં તેની પાલખી ફાંસીના માંચડા પાસે લાવવાનું કહ્યું પણ તે ઉતરીને પગે ચાલીને આવ્યો. અને અગાઉ કદીયે નહિ જોયેલ તેવી રીતે છાતી કાઢીને તે આવ્યો. બેદરકારીથી આસપાસ જોતાં જોતાં તેણે તેના હાથ બાંધવા માટે પાછળ ધર્યા. મોઢા પર લુગડું બાંધવા માટે મેં બ્રાહ્મણ સિપાઇને જવા કહ્યું ત્યારે તેણે પોતાનો એક નોકર જે તેના પગ આગળ પડયો હતો તેને તે પ્રમાણે કરવા જણાવ્યું. તેના પગમાં કંઇક ખોડ હતી અને હાથ બાંધેલા હતા તેથી તેને ચડતાં કંઇક મુશ્કેલી પડી. પણ તેણે જરાયે ગલ્લાંતલ્લાં કર્યાં નહિ. ચડવામાં તેણે સર્વ જોર વાપર્યું. પછી તે માંચડા પર ઉભો થયો અને તેના મોં પર લુગડું બાંધી લેવામાં આવ્યું તે પહેલાં તેમાં કંઇ ફેરફાર થાય છે કે નહિ તે જોવા માટે મેં તેના તરફ બારીકીથી નજર કરી. તેના ચહેરા પર ભય કે દુઃખનું કંઈ ચિન્હ દેખાયું નહિ. મારૂં હૈયું હવે હાથ રહ્યું નહિ. હું મારી પાલખીમાં ઢળી પડયો પરંતુ એવામાં જ તેણે નિશાની કરી અને પાટીઉં ખસેડવામાં આવ્યું. જરા સ્વસ્થ થઇ મેં જોયું તો તેના હાથ પ્રથમ પ્રમાણે જ પાછળ બાંધેલા હતા અને તેનો ચહેરો જે દેખી શકાય તેમ હતો તેમાં કંઈ વિકૃતિ જણાઈ નહિ. ટુંકામાં તેની દૃઢતા, શાન્તિ અને નિશ્ચય જે મેં આ બનાવ દરમ્યાન સતત જોયાં તે મેં વાંચેલ કે સાંભળેલ હિમ્મતના કોઇ પણ દૃષ્ટાંતથી ઉતરે તેવાં નહતાં. નિયત સમય સુધી લટકાવી રાખ્યા પછી તેનું મૃત શરીર બ્રાહ્મણોને અગ્નિદાહ કરવા માટે સોંપવામાં આવ્યું."

એ સમયમાં કોઇ માની શકતું નહતું કે એક મહારાજ, અને વળી બ્રાહ્મણને ફાંસીએ ચડાવવામાં આવશે. તેથી શું થાય છે તે જોવા માટે ત્યાં આશરે દશ હજાર માણસો ભેગા થયા હતા. નંદકુમારને ફાંસીએ લટકાવ્યો કે તરત જ સર્વ માણસો "ઓ બાપરે" કરતા નાસવા લાગ્યા, અને થોડી ક્ષણમાં ફાંસીના માંચડા પાસે થોડાક યુરોપિયન પ્રેક્ષકો, શેરીફ અને તેના નોકરો સિવાય કોઇજ રહ્યું નહિ. બ્રહ્મહત્યા જોવાનું પાપ ધોવા સર્વ લોકો ધબોધબ ગંગામાં પડવા લાગ્યા. ફાંસીના દિવસે કલકત્તામાં કોઈ હિંદુએ રાંધ્યું નહિ કે ખાધું નહિ. બ્રહ્મ-

હત્યાના પાપથી કલકત્તા કલુષિત થયું એમ માની અનેક બ્રાહ્મણ કુટુંબો શહેરનો ત્યાગ કરી ગંગાના કાંઠે વાલી, ઉત્તરપાડા વગેરે ઠેકાણે રહેવા ચાલ્યા ગયા.

આ બનાવની અસર ફક્ત દેશીઓના જ મનપર થઈ નહતી. અંગ્રેજોના મન પર પણ તેની બહુ અસર થઈ. તે સમયે કલકત્તામાં એક થિયેટર હતું. તેમાં અંગ્રેજ નટો જ પાઠ લેતા હતા. તેમણે ઇમ્પી અને હેસ્ટીંગ્સના આ અત્યાચારનો આધાર લઈને એક નાટક ભજવ્યું હતું.

નંદકુમારની મિલ્કત નોંધવામાં આવી હતી તે તેના પુત્ર રાજા ગુરૂદાસને સોંપવામાં આવી. તેમાં પર લાખ રૂપીઆ રોકડા હતા અને તેટલી જ કિમ્મતની બીજી મિલ્કત હતી.

નંદકુમારનાં સ્મરણચિન્હો હજુ પણ છે. તેણે ભદ્રપુરના મકાનમાં એક લાખ બ્રાહ્મણોને એકઠા કરી તેમની પદરજ સંઘરી રાખી હતી. તે પદરજમાંથી થોડીક આજે પણ કુંજઘટાના રાજગૃહમાં છે. લાખ બ્રાહ્મણોને બેસવા માટે લાખ પાટલા બનાવરાવવામાં આવ્યા હતા તેમાંના બેચાર પાટલાઓ હજુ તે મકાનમાં છે. લાખ બ્રાહ્મણોને જે દરવાજામાં થઈને ગામમાં પ્રવેશ કરાવ્યો હતો તે ઉભો કરેલો દરવાજો પણ હજુ મોજુદ છે. તેણે સ્થાપેલ ભદ્રકાલીનું મંદિર હજુ ત્યાં સારી સ્થિતિમાં જોવામાં આવે છે અને નંદકુમારની પવિત્રતાની અને કંપની સરકારની કાલિમાની શાખ પૂરે છે. અને ત્યાં જોવા જનારને કાન હોય તેને ગેબી અવાજ હજુ સંભળાય છેઃ આવા માલેકોથી ચેતતા રહેજો.

નવલરામ જગન્નાથ ત્રિવેદી

# સમાધા

જે કોઇ દેશની સમસ્યા તરફ લક્ષ ખેંચવાનો પ્રયત્ન કરે છે, તેને માણસો સમાધાન કરવાનો આગ્રહ કરે છે. તેઓ કહે છે કે અમે તો કોઇ પણ તરેહની સમાધાની કરવા મંડી રહ્યા છીએ. તમે પણ એવી કંઈ સમાધાનીનો નવો માર્ગ બતાવતા હો તો બતાવો, એટલે તમારી યોગ્યતાની અમે કિંમત આંકી શકીએ.

કોઇ એક દવાશાળામાં એક દાક્તર રહેતો હતો. તેની પાસે એક વૃદ્ધ આવ્યો. દયામણે ચહેરે દાક્તર સામું જોઇ કહ્યું: "તાવ......" આ શબ્દ બહાર પડયો ન પડયો કે તરત જ પેલા દાક્તરે ગભરાટમાં તાવ ઉતારવાની કડવામાં કડવી દવા પેલા ડોસાને પાઇ દીધી. ડોસો બિચારો હાંફવા લાગ્યો, પરંતુ દાક્તરે એટલી બધી ચપળતા વાપરી કે તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. આ વખતે જો મેં એ દાક્તરને એમ કહ્યું હોત કે, "દાક્તરસાહેબ, તાવ આ ડોસાને આવતો નથી, પણ તેની દીકરીને આવે છે," તો શું એ દાક્તર મારા પર ગુસ્સે થઇ એમ કહી શકત કે " ત્યારે તમે જ ચિકિત્સા કરો; મેં તો તાવની દવા ગમે તેને પીવરાવી તો છે જ. તમે તો નકામી ચર્ચા કરો છો." આ વખતે મારે તેને એટલો જ જવાબ આપવો જોઇએ કે: " દાક્તર સાહેબ, મુદ્દાની વાત એ છે કે તાવ બાપને નથી આવતો પણ તેની દીકરીને આવે છે, માટે બાપને દવા પીવરાવવાથી આ સમસ્યાનું સમાધાન થવાનું નથી. "

પરંતુ ચાલુ ચર્ચામાં સરળતા એ છે કે મેં જેને સમસ્યા માની લીધી છે, તે પોતાનું સમાધાન પોતાની મેળે પ્રગટ કરી રહી છે. અબુદ્ધિના પ્રભાવથી આપણું મન દુર્બળ છે, આપણે પરસ્પર વિચ્છિન્ન છીએ; કેવળ વિચ્છિન્ન નહિ પણ પરસ્પર વિરુદ્ધ છીએ; વાસ્તવિક જગતને વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરી શકતા નથી તેથી આપણે જીવનયાત્રામાં દરરોજ હારી જઈએ છીએ; અબુદ્ધિના પ્રભાવે, સ્વબુદ્ધિ તરફ અશ્રદ્ધા રાખી, આંતરિક સ્વાધીનતાના ઉછળતા ઝરાના મુખ પર આખા દેશ જેવડો પરવશતાનો પત્થર ઢાંકી રાખ્યો છે. આ સમસ્યાનું સમાધાન કેળવણી સિવાય બીજું કંઈ હોઇ શકે નહિ.

આજકાલ આપણે એવો બડબડાટ માંડયો છે કે ઘરમાં જ્યારે આગ લાગી હોય ત્યારે કેળવણી વગેરે સર્વ છોડી દઇ કેવળ આગ બુઝાવવાને માટે જ કમર કસવી જોઇએ; માટે દરેકે રેંટીઆ લેઈ સુતર કાંતવા બેસી જવું જોઈએ. આગ બુઝાવવી જોઇએ એ વાત તો મારા જેવો માણસેય જાણે છે. પણ આગ તે કયી એ નક્કી કરવાનું કામ મુશ્કેલ છે; જો આગનું સ્વરૂપ સમજાય તો તેને બુઝાવવા માટે કયું પાણી વાપરવું એ નક્કી કરી શકાય. જો આપણે ભસ્મને જ આગ માની લેતા હોઇશું તો ત્રીશ કરોડ ભાગેલાં સૂપડાં વડે પણ એ આગ બુઝાવી શકીશું નહિ. આપણે હાથનું કાંતેલું સુતર કે હાથનું વણેલું કાપડ વાપરી શકતા નથી એ કંઇ આગ નથી. એ તો ભસ્મનો એક અંશ છે અર્થાત્ આગનું છેવટનું ફળ છે. આપણે જાતે કાપડ વણીશું તોપણ એ આગ તો સળગ્યાં જ કરશે. આપણા પર પરદેશી પ્રજા રાજ્ય કરે છે એ પણ કંઇ આગ નથી પણ ભસ્મ છે; પરદેશી પ્રજાને વિદાય કરીશું

તોપણ આગ સળગતી રહેવાની એટલું જ નહિ, પણ સ્વદેશી રાજ્યમાં પણ આ દુઃખદહન દૂર થવાનું નથી. એમ પણ માનવાનું નથી કે આગ અકસ્માત લાગી છે, તેથી જેમ બને તેમ જલદી બુઝાવી શકીશું. હજાર કરતાં વધારે વર્ષ થયાં જે અગ્નિ દેશનાં હાડમાંસને સળગાવી રહ્યો છે, તે અગ્નિ આજે સ્વહસ્તે સુતર કાંતી, કાપડ વણી પહેરવાથી તરત શાંત થઇ જશે, એ વાત માની શકવાને હું અશક્ત છું. આજથી બસો વર્ષ અગાઉ રેંટીઆ અને સાળો દેશમાં પોતાનું સર્વોપરિપણું સિદ્ધ કરી રહ્યાં હતાં છતાં તે વખતે પણ આગના ગગનભેદી ભડકા દિગન્ત ઉજાળતા હતા. આ આગનાં લાકડાં તે ધર્મકર્મને વિષે અબુદ્ધિની અંધતા છે.

જંગલી અવસ્થામાં મનુષ્યો છૂટાંછવાયાં વસે છે, તે વખતે તેઓ જંગલનાં ફળફુલો ખાઈ ભરણપોષણ કરે છે. પરંતુ સેંકડો લોકોનું એકીકરણ થઇ સંસ્કૃતિનો વિચિત્ર ઉદ્યમ પ્રગટ થવા ઇચ્છે, તે વખતે વિશાળ ખેતરોમાં સુધરેલી ઢબથી ખેતી કરવાનું કામ અતિ આવશ્યક થઈ પડે છે. બધી મહાન સંસ્કૃતિઓનાં અન્નરૂપનો આધાર કૃષિક્ષેત્રો હોય છે. પરંતુ સંસ્કૃતિનું એક બીજું રૂપ હોય છે, તે રૂપ અન્નના કરતાં ઉતરતું તો નથી જ પણ કેટલેક અંશે ચઢીઆતું છે. એ રૂપ તે બુદ્ધિ છે. બધી પ્રજાનાં મનરૂપી ક્ષેત્ર વ્યાપક ભાવે ખેડી, વિચિત્ર અને વિસ્તીર્ણ પ્રમાણમાં બુદ્ધિને ફળદ્રૂપ બનાવી શકે તો જ એ સંસ્કૃતિ મનસ્વી રૂપ ધારણ કરી શકે છે. પરંતુ જ્યાં ઘણા ખરા લોકો મૂઢતાથી છવાએલા હોઇ અંધ સંસ્કારના નાના પ્રકારના બંધોથી હંમેશાં ધ્રુજતા ધ્રુજતા ગુરૂ, પુરોહિત કે જોશીઓને બારણે ભટકતા હોય ત્યાં કોઈ પણ જાતનું સાર્વજનિક, સ્વાધીનતામૂલક રાષ્ટ્રીય અથવા સામાજિક વ્યવસ્થાતંત્ર ઉભું થઇ, શકે નહિ કે જેની સહાયતાથી ઘણાખરાં મનુષ્યો પોતાના ઘણાખરા અધિકારો મેળવી શકે. જે રાષ્ટ્રનીતિની અંદર પ્રજાની સ્વાધીન બુદ્ધિ અને સ્વાધીન શક્તિ વિકાસ કરી શકે તે રાષ્ટ્રનીતિને આધુનિક જમાનામાં આપણે સર્વશ્રેષ્ઠ ગણીએ છીએ. આજ સુધીમાં એવી રાષ્ટ્રનીતિનો સંપૂર્ણ આદર્શ કોઇ પણ દેશમાં જોવામાં આવ્યો નથી. પરંતુ આધુનિક યુરોપ, અમેરિકામાં આ આદર્શ તરફ ગતિ થતી જોવામાં આવે છે. જ્યારથી જ્ઞાન અને શક્તિની સાધનામાં વૈજ્ઞાનિક દૃષ્ટિ બહુ વિશાળ પ્રમાણમાં પ્રજાની અંદર વ્યાપ્ત થઇ ત્યારથી યુરોપ, અમેરિકામાં આ પ્રયાસ બલવત્તર થયો છે. જ્યારથી સંસારયાત્રાના ક્ષેત્રમાં મનુષ્યોએ પોતાની બુદ્ધિને સર્વોપરિ ગણવાનું સાહસ કર્યું છે ત્યારથી જનસાધારણ રાજા, ગુરૂ, જડપ્રથા, અને અંધસંસ્કારગત શાસ્ત્રવિધિના ભયંકર ભારમાંથી મુક્ત થઇ મુક્તિને નડતી બધી અડચણો પોતાની બુદ્ધિદ્વારા દૂર કરવાનો પ્રયત્ન કરે છે. અંધવિશ્વાસદ્વારા દોરાવાની ટેવ રાખનાર કોઈ પણ જાતિ કદી મુક્તિની વિશાળ જવાબદારી બરાબર રીતે સમજી શકતી નથી, તો પછી એ જવાબદારી વહન કરવાની વાત તો દૂરજ રહી. અંધવિશ્વાસુ જાતિ અલૌકિક શક્તિસંપન્ન મનુષ્યના વાણીને દેવવાણી માની ક્ષણકાળને માટે એક અસાધ્ય કાર્ય સિદ્ધ કરી શકે, અર્થાત્ જે આત્મશક્તિ માણસમાં હોવી જોઇએ તે શક્તિનું સ્થાન પોતાની બહાર કોઇ પણ સ્થળે કલ્પી કોઇ વખતે કોઈ એક દુઃસાધ્ય કાર્ય અપાર સાહસ દર્શાવી પાર પાડી શકે. પણ હંમેશના ઉપયોગ માટે દેવતા સળગાવવાનું કાર્ય પોતાની બુદ્ધિના હાથમાં હોવું જોઇએ જોકે કોઇ વખતે એ કાર્ય કોઇ જ્વાળામુખીના આકસ્મિક ઉચ્છ્વાસની મદદથી સાધી શકાય ખરૂં. પરંતુ જેના ઘરમાં દીવા પ્રગટાવવાનો આધાર કોઇ વખતે ભભૂકીઉઠતા જ્વાળામુખી પર હોય, પોતાની બુદ્ધિશક્તિ પર ન હોય, તેના ઘરના દીવા મુક્તિના નિત્યોત્સવમાં પ્રગટવાના નથી એમાં લગાર માત્ર સંદેહ શાનો હોય? માટે જે કેળવણીથી તેઓ પોતાની મેળે અગ્નિ પ્રગટાવી શકે, પોતાની મેળે અગ્નિ પ્રગટાવવાનું કાર્ય અશક્ય નથી એવો વિશ્વાસ મેળવી શકે, તે કેળવણી મેળવવી એ જ ઘરનો અંધકાર દૂર કરવાનો એક જ ઉપાય છે.

એવા લોકો પણ હોય છે કે જેઓ આળસુના સરદાર થવાને લાયક હોય છે, કામ કરવું તેઓને જરા પણ ગમતું નથી. તેઓના હાડમાંસમાં જે આળસ પેસી ગઇ હોય છે, તે તેમને કામ કરવા દેતી નથી. વકીલો-

પાર્જિત મિલ્કત તેઓને માટે મહાન આફતરૂપ છે, છતાં તે પણ પરિપૂર્ણ થઇ જવા આવી. હવે શું કરવું? પૈસા વગર તો ચાલે તેમ નથી, પરંતુ પૈસા કમાવાનો માર્ગ એટલો બધો લાંબો છે, એટલો બધો સાંકડો છે કે તેઓ રસ્તા પાસે બેસી માર્ગ ટુંકા કરવાનો દૈવી ઉપાય શોધવાની ચિંતામાં આંખો મીંચી બેઠા છે, પરંતુ એમ કરવાથી કંઈ રસ્તો ટુંકો થતો નથી, આવશ્યક ચિંતા વિસ્તૃત થતી જાય છે ખરી. આવે વખતે કોઇ સંન્યાસી આવી કહે છે કે: "હું ત્રણ માસમાં તમને લાખોપતિ બનાવી દઉં." સંન્યાસીનાં આ વચનો સાંભળતાં જ તેની જડતા છૂટી જાય છે. ત્રણ માસ સુધી સંન્યાસીના કહેવા મુજબ અસાધ્ય વસ્તુને સાધ્ય કરવાની તેઓ તનતોડ મહેનત કરે છે. આ જડ પદાર્થમાં એકાએક આટલી બધી શક્તિ આવેલી જોઇ બધા સંન્યાસીની અલૌકિક શક્તિથી વિસ્મય પામે છે. કોઈ સમજતું નથી કે આ સંન્યાસીની શક્તિનું લક્ષણ નથી, પણ પેલા આળસુની અશક્તિનું લક્ષણ છે. આત્મશક્તિના રસ્તાપર ચાલવામાં જે બુદ્ધિ તથા અનુભવની જરૂર છે, તે બુદ્ધિ તથા અનુભવ જે માણસમાં નથી, તેને અલૌકિક શક્તિનો માર્ગ બતાવતાં જ તે પોતાની જડશય્યા પરથી છલાંગ મારી ઉઠે છે. વસ્તુસ્થિતિ આવી ન હોય તો આપણા દેશમાં આટલા બધા તાવીજો કેમ વેચાય છે? જેઓ રોગ, તાવ, વિપદ, આપદ, વગેરેમાંથી બચવા માટે બુદ્ધિસંગત ઉપાયપર માનસિક જડતાને લીધે આસ્થા રાખતા નથી, તેઓ દોરાધાગા કે તાવીજ, અગર શાંતિપુષ્ટિના મંત્રો માનવામાં પુષ્કળ ત્યાગ, સમય અને પ્રયત્નોનો વ્યય કરતાં અચકાતા નથી. તેઓ ભૂલી જાય છે કે આ દોરાધાગાથી પ્રસાએલાનો રોગ કંઇ દેવતા કે ઉપદેવતાની કૃપાથી દૂર થતો નથી. આવા લોકોના ઘરમાં અકલ્યાણનું ઝરણ હંમેશાં શતમુખે વહેતું જ રહે છે.

જે દેશમાં શીતળાનાં રોગનું કારણ લોકોએ પોતાની બુદ્ધિદ્વારા શોધી કાઢ્યું છે અને એ કારણનું . . નિવારણ કર્યું છે, તે દેશમાં શીતળાએ . . . નેતું રૂપ તજી દીધું છે, અને જે દેશના માણસો શીતળામાતાને શીતળાના રોગનું કારણ માની આંખો મીંચી બેઠા રહ્યા છે, તે દેશમાં શીતળામાતા પણ અડ્ડો જમાવી બેઠાં છે, અને શીતળાનો રોગ જવાનું નામ પણ લેતો નથી. અહીં શીતળામાતા માનસિક પરવશતાનું પ્રતિબિંબ અને બુદ્ધિની સ્વરાજ્યચ્યુતિનું લક્ષણ છે.

આ જગાએ એવો પ્રશ્ન ઉઠી શકે કે દેશનાં કેટલાંક માણસો તો કેળવાએલાં છે. તેઓ તો પરીક્ષા પસાર કરતી વેળા જગતના નિયમોની નિત્યતા વિષે વ્યાકરણવિશુદ્ધ અંગ્રેજી ભાષામાં સાક્ષી આપી ડિગ્રી લઈ આવ્યા છે. પરંતુ આ ડિગ્રીધારીઓના જીવનવ્યવહારમાં શું આત્મબુદ્ધિ કે વિશ્વવિધિ ઉપરનો વિશ્વાસ સાબીત થાય છે ખરો? તેઓ પણ શું બુદ્ધિની અંધતાવડે સંસારમાં દરેક તરેહની દીનતા ફેલાવતા નથી?

કબુલ કરવું પડે છે કે તેઓમાંના અનેકમાં બુદ્ધિની મુક્તિનું જોર બહુ જણાતું નથી; તેઓ પણ ઉચ્છૃંખલ ભાવે ગમે તે માની લેવા તૈયાર થાય છે; અંધભક્તિના અદ્દભુત માર્ગમાં અકસ્માત મુસાફરી કરવા તેઓ તૈયાર થઇ રહ્યા હોય છે, આધિભૌતિક વ્યાપારની આધિદૈવિક વ્યાખ્યા કરતાં તેઓને જરા પણ સંકોચ થતો નથી; તેઓ પણ પોતાની બુદ્ધિના વિચારની જવાબદારી બીજાના હાથમાં સોંપતાં લજાતા નથી, પણ ઉલટા આનંદ પામે છે.

તેનું મુખ્ય કારણ એ છે કે મૂઢતાના વિપુલ ભારનું આકર્ષણ બહુ પ્રબળ છે. પોતાની સતર્ક બુદ્ધિને હંમેશાં જાગ્રત રાખવાને પ્રયત્નશીલ શક્તિની જરૂર પડે છે. જે સમાજ દેવ, ગુરૂ કે ચમત્કારના પ્રભાવપર વિશ્વાસ રાખતો નથી, બુદ્ધિપર વિશ્વાસ રાખવાનું શીખ્યો હોય છે, તે સમાજમાં પરસ્પરના ઉત્સાહથી અને સહાયથી મનુષ્યના મનની શક્તિ સહેલાઇથી સતેજ રહે છે. આપણા દેશની શિક્ષણપ્રણાલિના દોષથી એક તો કેળવણીના સંસ્કાર બહુ ઉંડા પડતા નથી, તે ઉપરાંત તે કેળવણીની વ્યાપ્તિ અતિશય સંકુચિત હોય છે. એટલે સર્વજનની સમ્મિલિત મનશક્તિ આપણા મનને અગ્રસરતા કે આત્મશક્તિ તરફ આગળ વધારી શકતી નથી. તે સહજમાં શિથિલ બની જાય છે અને પ્રચલિત

વિશ્વાસ-તથા ચિરાગત પ્રથાના હાથમાં શરીર સોંપી રજા લે છે. કેવળ અણકેળવાએલા અને કેળવાએલા વચ્ચે એ ભેદ રહે છે કે તેઓ પોતપોતાના અંધ-વિશ્વાસમાં વધુસ કોચે મજેથી ઉંઘે છે, ત્યારે આપણે આપણી જાતને ભૂલી અફીણના નિશામાં ઝોકાં ખાઇએ છીએ; આપણે નઠારા તર્કો કરી લજ્જાનું નિવારણ કરવાના પ્રયત્નો કરીએ છીએ, જડતા અથવા ભીરૂપણાને લીધે જે કાર્ય કરીએ તેની એક સુનિપુણ અગર અનિપુણ વ્યાખ્યા ખડી કરી તેને મગરૂરીના વિષય તરીકે રજૂ કરીએ છીએ. પરંતુ વહીલાતના જોરથી દુર્ગંધ દબાવી શકાતી નથી.

દેશને મુક્ત કરવો હોય તો દરેકને કેળવણી આપવી જોઇએ એ વિચાર એટલો સાદો જણાય છે કે તેને આપણી સમસ્યાના સમાધાન તરીકે માનતાં મન અચકાય છે. આ સ્થળે આપણે ગીતાનો ઉપદેશ યાદ કરવો જોઇએ કે આપણો અધિકાર કામ કરવાનો છે, ફળ ભોગવવાનો નથી. તાત્કાલિક ફળ મેળવવાના લોભથી આપણે જાદુગરને શરણ જઇએ છીએ; ફળને બદલે ફળનું મૃગજળ જોઇ નાચીએ છીએ. તેથી સમય નષ્ટ થાય છે, બુદ્ધિ નષ્ટ થાય છે, ફળ પણ નષ્ટ થાય છે. વર્તમાનકાળ વિસરવા જતાં ભવિષ્યકાળ નષ્ટ થાય છે.

દેશની મુક્તિ એ એક મહાન કાર્ય છે છતાં તેનો ઉપાય બહુ જ સહેલો હશે એવી આશા રાખવામાં એક બીજી મોટી ભૂલ થાય છે. આવી આશાથી વાસ્તવિકતા પર નહિ, પોતાની શક્તિ પર નહિ પણ છેતરપિંડી પર વિશ્વાસ રહી જાય છે.

દૈવયોગે લાંબા સમય પછી એક સુંદર દૃષ્ટાંત આપણા હાથમાં આવ્યું છે. તે દૃષ્ટાંત વિષે આલોચના કરવાથી આપણી દશા સ્પષ્ટ થશે. બંગાળા મલેરીઆથી મરે છે, તે માર કેવળ દેહનો માર નથી; એ રોગથી આખા દેશનાં મન મરી જાય છે. આપણામાં જે માનસિક વિષાદ, ચારિત્ર્યની દીનતા, અનુભવનો અભાવ છે તે આ રોગજર્જતાનાં ફળ છે. મલેરીઆથી જો આપણે મુક્ત થઇએ તો આપણે સંખ્યાના હિસાબે તો વધશું જ, પણ તે ઉપરાંત શક્તિના હિસાબે પણ મહાન બનીશું. એ વેળા બે જણનું કાર્ય એક જણ કરી શકશે એમ માનવાનું નથી પણ કોઇ પણ જાતનું કાર્ય આપણે એવી રીતે કરી શકીશું કે તેવું કાર્ય અત્યારે થઇ શકવું અશક્ય છે. અર્થાત્ કેવળ કામનું પરિણામ જ નહિ પણ ઉત્કર્ષ પણ વધશે. તેથી આખો દેશ ઉન્નત થશે. આ વાત આપણે બધા જાણીએ છીએ, માનીએ છીએ, પરંતુ એ સાથે અત્યાર સુધી એ વાત પણ માનતા આવ્યા છીએ કે બંગાળામાંથી મલેરીઆ કદી પણ દૂર થવાનો નથી. બંગાળા દિવસેદિવસ નિર્બળ બનતો જશે પણ નિર્મશક (મચ્છર રહિત) બનવાનો નથી. માટે અદૃષ્ટમાં જે હશે તે થશે જ.

આ વખતે એકાદ સાહસિક મનુષ્ય બોલી ઉઠે કે દેશમાંથી મચ્છર હાંકી કાઢવાનું હું માથે લઉં છું. આવી વાત કરવાનું સાહસ કરવું એ મને તો યથેષ્ટ લાગે છે. આ ગુરૂ માનનારા, અવતાર માનનારા દેશમાં આટલું સાહસ પણ થોડામાં જ હોય છે. તે માણસ એકેક ગામમાં પોતાના પ્રયોગો શરૂ કરે. જો તે એક ગામમાં સફળ થયો તો આખા દેશના વ્યાધિ પર કુહાડાનો ઘા પડશે.

આટલું કાર્ય એ દેશને માટે પુરતું છે, મહાન છે. કોઇ એક જગાએ જો તે પ્રત્યક્ષ બતાવી શકે કે અમુક ઉપાયોથી રોગનું વાહન દૂર કરી શકાય છે તો એટલું બસ છે.

તે આખા દેશને પોતાના પ્રયત્નથી રોગમુક્ત કરે એ કલ્યાણકર નથી. પ્રયોગદ્વારા તે સાબીત કરે અને તે મુજબ દેશ પોતાનું કાર્ય પોતે માથે ઉપાડી લે તો જ ઉપસ્થિત વિપત્તિમાંથી બચી શકાય, અને ભાવી વિપત્તિ સામે ટક્કર ઝીલવાની ટેવ પડે. નહિ તો દર વખતે નવા નવા દાક્તરો માટે આકાશ તરફ આંખો ફાડી તાકતા બેસી રહેવું પડશે, અને તે દરમ્યાન આપણે આપણી બરોબરની સાંઘાતિક ઉન્નતિ કરવામાં પૃથ્વીના બધા દેશોને પાછળ પાડી દઇશું.

મલેરીઆ જેમ શરીરનો વ્યાધિ છે, તેમ અબુદ્ધિ મનનો વ્યાધિ છે. એથી મનુષ્યનું મૂલ્ય ઓછું થઇ જાય છે. અર્થાત્ ગણતરીમાં સંખ્યા વધે છે છતાં ગુણમાં ઘટે છે. સ્વરાજ કહો, સંસ્કૃતિ કહો કે મનુષ્યનું જે કંઇ મૂલ્યવાન ઐશ્વર્ય છે તે કહો, પણ એ બધાનો આધાર આ ગુણના હિસાબ પર છે. રેતીના કણની સંખ્યા ગમે તેટલી હોય પણ તેમાં માટીનો ગુણ ન હોવાથી તેમાં અનાજ ઉત્પન્ન થઇ શકતું નથી. હિંદના ત્રીસ કરોડ મનુષ્યના મનનું પરિણામ સંખ્યામાં ઘણું છે, પરંતુ યોગ્યતાના હિસાબે બહુ થોડું છે. આ અયોગ્યતા કે અબુદ્ધિના નાશકારક પત્થરને હિંદના મન પરથી ઉથલાવી નહિ પાડીએ તો વિધાતા આપણને કંઇ વરદાન આપશે તો તે પણ સફળ થશે નહિ. આ જો સત્ય હોય તો આપણે કમર કસી કહેવું પડશે કે "આ રહ્યું અમારૂં કામ!" આ કામ દરેક કામ કરનારને પોતાના હાથ આગળથી શરૂ કરવું પડશે. કોઇ પણ સ્થળે જરા જેટલી સફળતા મળશે તો પણ તે સફળતા દેશનું ભલું કરશે. પરિમાણદ્વારા જેઓ સફળતાનો વિચાર કરે છે તેઓ ખચિત દિલગીર થશે, પરંતુ સત્યદ્વારા જેઓ વિચાર કરે છે તેઓ જાણે છે કે સત્ય વામનરૂપે આવી, બલિની પાસેથી ત્રિભુવન તાબે કરી શકે છે.

આજે જર્મનીની કેવી દુર્ગતિ થઇ છે, બધી બાજુએથી તે કેટલું બધું દુર્બળ બની ગયું છે, તે બધા જાણે છે. અત્યારે જર્મનીના ઘરમાં ખરેખર આગ લાગી છે, તે આગ હોલવવા માટે જર્મની શા ઉપાયો લઇ રહ્યું છે તે જાણવાની જરૂર છે. ઉમરલાયક માણસોને કેળવણી આપવા માટે આજકાલ ત્યાં જે પ્રયત્નો થઇ રહ્યા છે, તે બાબતની ચર્ચા કરતું એક નાનું ચોપાનીઉં બહાર પડ્યું છે.§ તેમાંથી નીચેની લીટીઓ ઉતારી લઉં છું.

There are two forms of ruin—the sudden calamity of an earthquake and the slow, certain, steady advance of general decay that nothing seems able to impede. This latter is now the fate of Germany. A small percentage of the population may still make a display of wealth; but the structure of the country, its general welfare, its healthiness and growth are irretrievably stunted. The people face this They know that for them there is no hope left, unless they have sufficient courage and vitality to build up with their own hands. The youth of Germany knows that it has no future unless it can build up one, and it is certain that this building will be of far-reaching influence in the entire structure of European civilisation. Adult education is going to be one of the pillars of this structure.*

§ એ પુસ્તકનું નામ Newer Adult Education in Germany છે.

* વિનાશ બે પ્રકારનો થાય છે. એક ધરતીકંપની જેમ એકાએક થતો, અને બીજો ધીમો ધીમો પણ ન ખાળી શકાય તેવો અને મક્કમ રીતે થતો. અત્યારે જર્મની આ બીજા પ્રકારના વિનાશના મુખમાં છે. વસ્તીના થોડાક માણસો સમૃદ્ધિનો ડોળ હજી ભલે દેખાડી શકે પણ દેશનું બંધારણ, તેનું સામાન્ય હિત, તેની સુસ્થિતિ અને વૃદ્ધિ સર્વ એટલાં બધાં ઘટી ગયાં છે કે તેમાં સુધારો થવાની આશા નથી. પણ લોકો આની સામે થાય છે. તેઓ જાણે છે કે જો પોતે કંઈ કરી શકશે નહિ તો તેમના માટે ભાવિમાં કંઈ જ આશા નથી. જર્મનીના જુવાનો જાણે છે કે તેમના બાહુ સિવાય બીજી સહાયતાથી તેમનું ભાવિ ઘડાવાનું નથી. પણ જર્મની જો ભાવિ ઘડશે તો તેની અસર આખા યુરોપ પર થયા વિના રહેશે નહિ. તેમના નવીન રાષ્ટ્રઘટનાના કાર્યક્રમમાં મોટીવયના માણસોની કેળવણી એ એક અતિ અગત્યનો મુદ્દો છે

આ પરિચ્છેદમાં કેટલીક વિચારવા જેવી વાતો છે. પહેલી વાત એ છે કે જર્મનીની સ્થિતિ તદ્દન નિરાશાજનક છે. છતાં ત્યાંના લોકો તેને કાયમી માની ભાગ્યની નિંદા કરતા નથી, કારણ કે તેઓ સત્યનું વરદાન મેળવવા વાસ્તવિક રસ્તે ચાલવાને દોરાએલા છે. તેઓ બુદ્ધિ પર આધાર રાખે છે, તેથી પોતાના પર તેઓને અસીમ વિશ્વાસ છે. બીજી વાત એ છે કે તેઓ આ વાત નિઃસંદેહપણે સમજી ગયા છે કે ભવિષ્યને માટે ઉન્નતિનો નવો પાયો નાંખવાની વેળા કેવળ કેળવણી જ કામ આવવાની છે. આ ઉન્નતિદ્વારા તેઓ કેવળ પોતાની ભૌગોલિક સીમામાં જ મહાન ગણાવાના નથી, પણ સમગ્ર યુરોપની સંસ્કૃતિ સાથે પોતાના પ્રભાવદ્વારા સમ્મિલિત થવાના છે. ત્રીજી વાત એ છે કે સ્થિતિ ગમે તેવી શોચનીય હોય, રસ્તો ગમે તેવો કઠણ હોય છતાં આટલું તો કરવું જ જોઇએ.

મનુષ્યો કેળવણીદ્વારા તૈયાર થાય છે, એ વાત વારંવાર કહેવાની જરૂર નથી. 'મનુષ્ય બનાવો' એ વચનમાં એ જ અર્થનો સમાવેશ થાય છે. પ્રકૃતિની ક્રિયા જંતુને જંતુ બનાવે છે, મનુષ્યની કેળવણી મનુષ્યને મનુષ્ય બનાવે છે. આધુનિક કાળમાં આપણે જે સ્થિતિમાં આવી પડયા છીએ, તે સ્થિતિ સારી હો કે ખરાબ હો પણ એ વાત નિશ્ચિત છે કે આવી સ્થિતિ માટે આપણી પૂર્વકાલીન કેળવણી જવાબદાર છે. આ સ્થિતિ કાયમ રાખવા માટે શાસ્ત્રોએ વિધિનિષેધની દિવાલો ઉભી કરવાનું બાકી રાખ્યું નથી. આપણી વર્તમાન સ્થિતિ માનસિક ગુલામીને આભારી છે. આવી અવસ્થા કદી પણ સ્વરાજને અનુકૂળ હોઇ શકે નહિ. માટે જો સ્વરાજ મેળવવું હોય તો જૂની કેળવણીને બદલે એવી કોઇ જાતની કેળવણી શરૂ કરવી જોઇએ કે જેથી લોકોનાં મન બુદ્ધિના સ્વરાજ તરફ આસ્થા રાખતાં થાય. જે કેળવણીએ આપણો વર્તમાનકાળ રચ્યો છે, તે જ કેળવણી ભવિષ્યકાળ રચશે તો આપણને વર્તમાનકાળની પુનરાવૃત્તિ કર્યા સિવાય છૂટકો નથી.

આજે જર્મની વિચાર કરે છે કે અમારી જૂની કેળવણીમાં એક દોષ હતો.

"Germans feel that the well-oiled and smoothly running machine-like system of pre-war days was a system that was losing its substance, producing a mechanical form of culture —a culture that was lacking in essentials, a culture that seemed to turn out human beings with most extraordinarily cultivated brains but somehow out of touch with the human heart—science as apart from life, art, craft, learning, recreation, all in separate compartments, and disharmony as a summary of all."[1]

સાર્વભૌમ કેળવણીની સમગ્રતાદ્વારા જર્મનીના અધિવાસીઓ મનુષ્યત્વની સંપૂર્ણતા મેળવી શકશે એ વિચાર એ દેશમાં આગ લાગવાના રૂપક આગળ ઉપેક્ષા પામ્યો નથી, જો કે ત્યાં અન્ન અને વસ્ત્રના અભાવનું દુઃખ આપણા કરતાં વધારે પ્રમાણમાં છે. પહેલાં સુતર કાંતીશું, કાપડ વણીશું, ખાઇશું, પીશું, અને તે દ્વારા સ્વરાજ મેળવીશું. ત્યાર બાદ અવકાશ મળ્યે મનુષ્યત્વ મેળવીશું એ વચનો મનુષ્યનાં ન હોય. પ્રાણની સમગ્રતાની પેઠે મનુષ્યત્વની સમગ્રતા પણ ટુકડે ટુકડે ઘડાએલી નથી. દેહ વસ્ત્ર પહેરે અને મન નગ્ન રહે એ સ્થિતિ સહન થઇ શકે એવી નથી. કોઇ પ્રયોજનને બહાને મનની પૂર્ણતાને થોડા વખત માટે ખંડિત કરવામાં આવે તો એ નુકસાન કોઈ કાળે વળી રહેતું નથી. સ્વરાજ મળે ત્યાં સુધી

૧ જર્મનોને લાગે છે કે લડાઇ પહેલાંની તેમની કેળવણી પ્રથા જે સારી રીતે ઉંજેલા યંત્રના જેવી સડસડાટ ચાલતી હતી તેમાંથી પ્રાણ જવા લાગ્યો હતો, અને તેથી જે સંસ્કૃતિ મળતી હતી તેમાં ખરી વાતની ખામી હતી. તે સંસ્કૃતિમાં ઉછરતા પ્રાણીઓનાં મગજ ભારે કેળવાયેલાં હતાં, પરંતુ ગમે તેમ પણ તે વેદીયાં ઢોર જેવા હોઈ સંસાર માટે નકામા જેવા હતા. તેમની વિદ્યા, કલા, કારીગરી, ગમ્મત– સર્વ બાબતો બેમેળ હતી અને જીવન સાથે તે કોઈને સંબંધ ન હતો.

દેશમાં શિલ્પકાર્યને ઉત્તેજન નહિ આપીએ, કારણ કે શિલ્પકાર્ય અવશ્યનું નથી, એ તો શોખીનો માટે છે: એવી પ્રતિજ્ઞા કરીએ તો સ્વરાજ તો કોણ જાણે ક્યારે મળે પણ જે શિલ્પકળા સેંકડો વર્ષની મહેનતે સજીવન થઇ છે, તે થોડા અનાદરથી હંમેશને માટે લુપ્ત થઇ જાય તેનું શું ! દેશમાં એવા માણસો પણ પડયા છે કે જેઓ આવું બને તો યે દિલગીર થાય તેમ નથી. મનુષ્યને એક તરફથી અપૂર્ણ રાખી બીજી બાજુએથી સ્વતંત્ર કરવાં એ તો લોટાની એક બાજુએ છિદ્ર પાડી બીજી બાજુએથી તેમાં પાણી ભરવા જેવું થાય. મનુષ્યને પોતાની સંપૂર્ણતા પ્રગટ કરવાનો અવસર મળે એ સ્વાધીનતાનો ઉદ્દેશ છે. સ્પાર્ટાએ પોતાના પૂર્ણ મનુષ્યત્વને પંગુ બનાવી બાહુબળની સાધના સાધી હતી, તેથી તેણે કંઇ ફળ મેળવ્યું નહોતું; એથેન્સે પોતાની કોઇ પણ ખાસ શક્તિને સંકીર્ણ કરવાનું ઇચ્છયું નહોતું, પણ મનુષ્યત્વની સંપૂર્ણતાની સાધના સાધી હતી, તેથી એ એકત્ર શક્તિના યોગે બાહુબળ મેળવ્યું હતું. એનું કારણ એ છે કે મનુષ્યત્વની સજીવ અખંડતા મનુષ્યનું પરમ સત્ય છે, કોઇ તાત્કાલિક પ્રયોજનને ખાતર તે સત્યનું ખંડન કરવાથી સંપૂર્ણતા નબળી પડી જાય છે.

હવે પેલા નાના ચોપાનીઆમાંથી બે પરિચ્છેદ ઉતારી મારૂં લખાણ સંપૂર્ણ કરૂં છું.

"Everywhere, certainly, there is goodwill and courage in the face of insuperable difficulty. Those who have not experienced it, cannot realise what it means to be under-fed, underpaid, over-worked, and yet to go on unswervingly with the work of the educatian of the people. Through the straining of every nerve many thousand marks may be collected for this purpose, while the sum dwindles as it is held in the hand to mere nothingness through the uncontrollable depreciation of currency.

"This material side of the question cannot be overlooked, as the instability of conditions ruins all effort. A thousand marks to-day are a hundred in a couple of days time, and the educator of the people of one week may be working in a factory the next in order to provide for his wife and his child as well as for his own livelihood. If the State were to appoint adult teachers as it does school teachers, salaries would rise to meet the depreciation, but the State stringently refuses to swell the budget by financing any new educational movement to struggle on almost unaided. It is extraordinary enough that ways and means can be found to continue at all, and this obviously is due solely to the keenness and selfsacrificing devotion of those working in the cause of bringing edtucation within reach of the people. It will take many years before Germany sees clearly where the moulding of her efforts in adult education has led to, but what can be more absorbing and instructive than to study its growth ?"*

* આ બે પરિચ્છેદમાંથી આપણે એ શીખવાનું છે કે કાર્ય અતિ કઠણ હોય, ફળ નજીક ન હોય, છતાં કાર્ય પાર પાડવાનો અવિરામ ઉત્સાહ દુર્દમનીય હોવો જોઇએ.

# સમસ્યા

વિશ્વવિદ્યાલયની પ્રાવેશિક પરીક્ષામાં બેસનારા વિદ્યાર્થીઓની સંખ્યા તો દશવીસ હજારની હોય છે, પરંતુ તેઓને એક જ જાતની શાહીથી એક જ જાતના અક્ષરે છાપેલા એકજ પ્રશ્નો આપવામાં આવે છે. તે એકજ જાતના પ્રશ્નોના ખરા જવાબ આપતાં વિદ્યાર્થીઓ પરીક્ષા પસાર કરે છે, અને પદવી મેળવે છે. આમ હોવાથી પાસે બેઠેલા વિદ્યાર્થીના જવાબો ચોરીછુપીથી જોઇ પાસ થવાનું કાર્ય સહેલું થઇ પડે છે. પરંતુ વિધાતાની પરીક્ષાના વિષયો એટલા બધા સહજ નથી. દરેક જાતિને તેણે જુદી જુદી સમસ્યા–પ્રશ્નો આપેલા છે. એ સમસ્યાનો બાજબી ઉકેલ દરેક જાતિએ પોતાની મેળે કરવાનો છે. જે જાતિ વિધાતાની પરીક્ષાના પ્રશ્નોના ખરા જવાબ આપે છે તે તેના વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ કરે છે અને માન મેળવે છે. હિંદને પણ વિધાતાએ કેટલાક ખાસ પ્રશ્નો આપેલા છે; જ્યાં સુધી એ પ્રશ્નોનો ખરો જવાબ નહિ મળે ત્યાં સુધી હિંદનાં દુઃખો કોઈ રીતે દૂર થવાનાં નથી. આપણે ચાલાકી કરી યુરોપના પ્રશ્નપત્રમાંથી જવાબ ચોરી લઇએ છીએ. એક દિવસ બેવકૂફની માફક માખી મારવા જેવી નકલ કરતા હતા, આજે બુદ્ધિમાનની માફક થોડી બાપા બદલી યુરોપના પ્રશ્નપત્રોના જવાબ ઉતારી વિધાતાના દરબારમાં પરીક્ષામાં ઉત્તીર્ણ થવાની આશા રાખી બેઠા છીએ. પરીક્ષક વારંવાર એ ચોરેલા જવાબની પાસે વાદળી પેન્સિલનાં જે ગોળ ગોળ ચિહ્નો કરે છે, તે બધાંને એકત્ર કરી સરવાળો કરવા જતાં જવાબ બાદબાકી આવે છે.

વાતાવરણમાં ઉત્પન્ન થતાં વાવાઝોડાંને આપણે ખરાબ માનીએ છીએ. તે જાણે ક્રોધી આકાશની લાતોના રૂપમાં દુનિયા પર આવતાં હોય એવું જણાય છે. એ પ્રકાર તો એક જાતનું લક્ષણ થયું. શાનું લક્ષણ ? મૂળ વાત એ છે, કે વાયુના થરો પાસે પાસે આવેલા છે. જે પાડોશીમાં એકસંપી હોવી જોઇએ, તેઓમાં કુસંપ થયો છે. એક ઘરનું ગૌરવ બહુજ વધી ગયું છે, બીજા ઘરનું ગૌરવ ઘટી ગયું છે. એ તો સહન થઈ શકે નહિ, તેથી ઈંદ્રદેવનું વજ્ર ગડગડી ઉઠે છે, પવનદેવ રુદ્ર સ્વરે હુંકાર કરી ઉઠે છે. જ્યાં સુધી પાડોશીઓમાં એકસંપી ન થાય, દરેક ઘરમાં પંક્તિભેદ નષ્ટ ન થાય, ત્યાં સુધી શાંતિ ન થાય, ત્યાં સુધી દેવતાનો ગુસ્સો શાંત ન થાય. જેની વચ્ચે પરસ્પર મેળ રહેવો જોઇએ, તેઓમાં વિચ્છેદ થાય, કે તરત તુમુલકાંડ મચી રહે છે. ત્યારે શાંત અરણ્યની ગંભીરતા નષ્ટ થઈ જાય છે, વિશાળ સમુદ્ર ગાંડોતૂર બની જાય છે, આ ક્રિયામાં તોફાનનો વાંક કાઢી બધો દોષ તેના પર નાંખવાથી અગર તેની આગળ શાંતિજનક ભજનાથી કંઇ વળતું નથી. કાન માંડી સાંભળી લો, સ્વર્ગમાં મર્ત્યમાં એ જ અવાજ ઘૂમી રહ્યો છે, કે "ભેદ પડયો છે, ભેદ પડયો છે."

વાતાવરણમાં જે પ્રકાર મચી રહે છે, તેવો જ પ્રકાર મનુષ્યોમાં પણ મચે છે. બહારથી જેઓ પાસે પાસે જણાય છે, તેઓમાં આંતરિક ભેદ ઉત્પન્ન થાય છે, એટલે એ ભેદ વિપત્તિનું મૂળ થઈ પડે છે. જ્યાં સુધી ભેદની અસર રહે છે, ત્યાંસુધી ઈંદ્રદેવનાં વજ્રને, ઓગણપચાસ પવનના ફુંફાડાને કાયદેસર કે ગેરકાયદેસર ચળવળદ્વારા દમન કરવાનો પ્રયત્ન કરવાથી એ વાવાઝોડાંની ચળવળ કદી શાંત પડવાની નથી.

જ્યારે આપણે બોલીએ છીએ, કે 'અમારે સ્વતંત્રતા જોઈએ છે,' ત્યારે આપણે શું માગીએ છીએ, તે વિચારી જોવાની જરૂર છે. જ્યાં મનુષ્ય તદ્દન એકલો વસતો હોય ત્યાં જ સંપૂર્ણ સ્વતંત્રતા સંભવે. ત્યાં તેને કોઇના સાથે કોઇ જાતનો સંબંધ રહેતો નથી, કોઇના પ્રત્યે કોઇ પણ જાતની જવાબદારી રહેતી નથી, કોઇના પર કોઇ પણ જાતનો આધાર રાખવો પડતો નથી, ત્યાં તેની સ્વતંત્રતામાં હસ્તક્ષેપ કરનાર કોઇપણ માણસની હયાતી હોતી નથી. પરંતુ માણસ આવી સ્વતંત્રતા માગતો નથી; મળે તો બહુ દુઃખી થાય. રૉબિન્સન ક્રુઝો તેના જનહીન બેટમાં જ્યાં સુધી એકલો હતો ત્યાં સુધી તે તદ્દન સ્વતંત્ર હતો. જ્યારે ફ્રાઇડેની સાથે તે સમાગમમાં આવ્યો ત્યારે તેની સ્વાધીનતા જતી રહી. ફ્રાઇડેની સાથે તેને એક જાતનો પરસ્પર સંબંધ બંધાઇ ગયો, પરંતુ સંબંધ માત્ર અધીનતા છે. વધારે તે શું કહીએ, શેઠચાકરના સંબંધમાં શેઠ પણ ચાકરને અધીન હોય છે. પરંતુ રૉબિન્સન ક્રુઝો ફ્રાઇડેની સાથે પરસ્પરની જવાબદારીમાં જકડાયો છતાં પોતાની સ્વાધીનતા ઓછી થઇ એ ખાતર શા માટે દુઃખી ન થયો? કારણ કે તેના સંબંધમાં ભેદની અડચણ નહોતી. સંબંધમાં ભેદ ક્યાંથી આવે છે? જ્યાં અવિશ્વાસ હોય, ભય હોય, એકબીજા એકબીજાને ઠગી છતી જવા માગે ત્યાં બંનેના વ્યવહારમાં સહજભાવ રહેતો નથી. ફ્રાઇડે જો હિંસક, જંગલી, અવિશ્વાસી હોત, તો તેની સાથેના સંબંધથી રૉબિન્સન ક્રુઝોની સ્વાધીનતા નષ્ટ થાત. જેની સાથે આપણો સંબંધ પરિપૂર્ણ નથી, અર્થાત્ જેના તરફ આપણે ઉદાસીન છીએ, તે આપણને આકર્ષી શકતો નથી. પરંતુ એ પરથી એમ માનવાનું નથી કે એની સાથેના સંબંધથી જ આપણે સ્વાધીનતાનો યથાર્થ આનંદ ભોગવીશું. જેની સાથે આપણો સંબંધ પરિપૂર્ણ હોય, જે આપણો પરમ બંધુ હોય, તે જ આપણને સંપૂર્ણ રીતે આકર્ષે છે. આપણું ચિત્ત તેના સંબંધથી જ સ્વાધીનતા મેળવે છે, કોઇ પણ જાતની અધીનતા નથી. સંબંધહીનતામાં જે સ્વાધીનતા છે, તે નેતિસૂચક છે, તે શૂન્યતામૂલક સ્વાધીનતા મનુષ્યને દુઃખદાયક નીવડે છે. એનું કારણ એ છે કે સંબંધ વિનાનો મનુષ્ય એ સત્ય નથી. બીજાની સાથેના સંબંધને લીધેજ મનુષ્ય પોતાની સત્યતાનો અનુભવ કરે છે. એ સત્યતાના અનુભવમાં વિઘ્ન થવાથી અર્થાત્ સંબંધના ભેદથી, અસંપૂર્ણતાથી, અગર વિકૃતિથી તેની સ્વાધીનતા જોખમાય છે. કેમકે ઇતિસૂચક સ્વાધીનતા જ મનુષ્યની ખરી સ્વાધીનતા છે. મનુષ્યના ખરા સંસારમાં અથવા રાજ્યમાં વિપ્લવ ક્યારે થાય છે? જ્યારે પરસ્પરના સ્વાભાવિક સંબંધમાં વિપર્યય થાય છે ત્યારે, જ્યારે ભાઇઓમાં સંદેહ, ઇર્ષ્યા, કે લોભ પ્રવેશ કરી તેઓના સંબંધને અસ્તવ્યસ્ત કરી નાંખે, ત્યારે તેઓને એકબીજા તરફથી અડચણો થાય, ઠોકરો લાગે, અને તેઓની જીવનયાત્રાનો પ્રવાહ ડગલે ડગલે પાછો વળી ક્ષુબ્ધ થઇ જાય, એટલે કુટુંબમાં વિપ્લવ મચે. રાષ્ટ્રવિપ્લવ પણ સંબંધભેદનો વિપ્લવ છે. કારણ કે સંબંધમાં ભેદ પડવાથી જ અશાન્તિ ઉત્પન્ન થાય છે, અને એ અશાન્તિથી જ સ્વાધીનતાને નુકસાન થાય છે, આપણી ધર્મસાધનામાં પણ જે મુક્તિ અહંકાર દૂર કરી વિશ્વની સાથે ચિત્તનો પૂરેપૂરો યોગ સાધી આપે તે મુક્તિને આપણે ખરી મુક્તિ માની છે. તેનું કારણ એ છે કે વિશ્વની સાથે યોગ થવાથીજ મનુષ્ય સત્ય ગણાય છે, માટે એ સત્યમાંજ મનુષ્ય યથાર્થ સ્વાધીનતા મેળવે છે. આપણે તદ્દન સ્વાધીનતાની શૂન્યતાને માગતા નથી. આપણે ભેદ તજી સંબંધની પરિપૂર્ણતાને ઇચ્છીએ છીએ. તેનેજ મુક્તિ કહીએ છીએ. જ્યારે દેશની સ્વાધીનતા માગીએ છીએ, ત્યારે નેતિસૂચક સ્વાધીનતા માગતા નથી. પણ દેશના બધા લોકો સાથેના સંબંધને યથાસંભવ સત્ય અને બાધામુક્ત કરવા ચાહીએ છીએ. એ કાર્ય આપણે ભેદનાં કારણ દૂર કરી કરી શકીએ, પરંતુ તે કારણો અંદર હોઇ શકે, તેમ બહાર પણ હોઇ શકે. આપણે પશ્ચિમના ઇતિહાસમાં વાંચ્યું છે કે ત્યાંના લોકો સ્વાધીનતા માટે વખતોવખત કોલાહલ કરે છે. આપણે પણ એ કોલાહલનું અનુકરણ કરીએ છીએ, આપણે પણ કહીએ છીએ કે અમારે સ્વાધીનતા જોઇએ છે. આપણે એ વાત સ્પષ્ટ રીતે સમજી લેવી જોઇએ કે યુરોપ જ્યારે સ્વાધીનતા માગે છે ત્યારે તે

સમાજદેહમાં કોઇ ખાસ કારણને લીધે જુદાઇનું દુઃખ પેઠું છે. સમાજમાંના લોકોમાં કોઇ બાબતનો, કોઇ આકારનો વિચ્છેદ અથવા વિકૃતિ થઈ છે, તે જુદાઇ, તે વિકૃતિ દૂર કરવાથી તેની મુક્તિ થાય છે, તે સ્વાધીન થાય છે. આપણે પણ જ્યારે સ્વાધીનતા માગવા તૈયાર થઇએ ત્યારે સમજવું જોઇએ આપણા દુઃખનું કારણ કયો ભેદ છે. એ વિચાર ન કરતાં સ્વાધીનતા શબ્દને કેવળ ઇતિહાસના બોલ રૂપે વાપરતાં કંઇ ફળ મળવાનું નથી. જેઓ ભેદને પોતાનામાં ઇરાદાપૂર્વક પોષે, અને સ્વાધીનતા પ્રાપ્ત કરવા ઇચ્છે, એવાઓનો કંઈ અર્થ નથી. એ તો એવું થાય કે નાની વહુ પોતાના સ્વામીનું મુખ જોવા ઇચ્છે નહિ, સંતાનોને હંમેશાં દૂર રાખવા માગે, પાડોશીઓ સાથે હળીમળી રહેવા ઇચ્છે નહિ છતાં મોટીવહુના હાથમાંથી બધો ઘરવ્યવહાર પોતાના હાથમાં લેવા ઇચ્છે.

યુરોપના કોઇ કોઇ દેશમાં રાષ્ટ્રવિપ્લવમાંથી રાષ્ટ્રવ્યવસ્થા પેદા થતી જોવામાં આવે છે. મુદ્દાની વાત એ છે કે ત્યાં પ્રજા અને શાસનકર્તાઓ વચ્ચે ભેદ પેદા થયો હોય છે. તે ભેદ જાતિગત હોતો નથી, પણ શ્રેણીગત હોય છે. ત્યાં એક તરફ રાજા ને રાજપુરુષો, તથા બીજી બાજુએ પ્રજા. જો કે એક જાતના મનુષ્યો છતાં તેઓમાં અધિકારભેદની માત્રા અત્યંત વધતી જાય છે. એ ખાતર તેઓના વિપ્લવનું લક્ષ્ય એ શ્રેણીગત ભેદને રાષ્ટ્રનૈતિક સીવણના સંચા વડે મજબુતાઇથી સીવી મટાડી દેવાનું હોય છે. આજે વળી ત્યાં એક બીજી જાતના વિપ્લવની હવા વહેતી જણાય છે. તપાસ કરતાં જણાય છે, કે ત્યાં વાણિજ્યના ક્ષેત્રમાં જેઓએ મૂડી રોકી છે તેઓના અને મજુરોના અધિકાર વચ્ચે અસમાન અંતર પડી ગયું છે. એ અંતર જે વિપત્તિ ઉત્પન્ન કરે છે, તે વિપત્તિ ત્યાં વિપ્લવનું સ્વરૂપ ધારણ કરી રહી છે. ધનવાનો ભયના માર્યા મજુરો માટે મકાનો બંધાવી આપે છે, તેમનાં છૈયાંછોકરાંને ભણાવવાનો બંદોબસ્ત કરી આપે છે, તથા મજુરો પોતાના દિવસો સુખમાં ગુજારે તેવા પ્રયત્નો વખતો વખત કરે છે; પરંતુ અંતર તો ઘટતું નથી જ. ધનવાનોના અનુગ્રહનાં એકાદ બે ટીપાંથી એ અંતર ઘટતું નથી, તેથી વિપત્તિ પણ જેમની તેમ રહે છે.

લાંબા સમય પહેલાં ઇંગ્લાંડથી અંગ્રેજોનું એક ટોળું અમેરિકા જઇ વસ્યું હતું. ઇંગ્લાંડના અંગ્રેજો સમુદ્રપારથી અમેરિકાના અંગ્રેજો પર શાસન ચલાવતા હતા; એ શાસનદ્વારા સમુદ્રના બે કિનારાનું અંતર ઘટયું નહિ. આ સ્થળે નાડીના ખેંચાણ કરતાં દોરીનું ખેંચાણ પ્રબળ થવાથી બંધન બળજોરીથી તોડી નાંખવું પડયું. જો કે આ બનાવમાં બંને પક્ષ સહોદર ભાઇ હતા છતાં.

એક દિવસ ઇટાલિમાં ઓસ્ટ્રિયન લોકો રાષ્ટ્રના મસ્તકે હતા, અને ઇટાલિયન લોકો રાષ્ટ્રની પૂંછડીએ હતા. છતાં મસ્તક તથા પૂછડીને દિલોજાન મેળ નહોતો. એ પ્રેમહીન બંધને ભેદને પ્રબળ સ્વરૂપમાં જાહેર કર્યો હતો. ઇટાલિએ એ બંધનમાંથી મુક્તિ મેળવી સમસ્યાનું સમાધાન કર્યું છે.

આ ઉપરથી જણાય છે કે ભેદના દુઃખમાંથી, ભેદના અકલ્યાણમાંથી મુક્ત થવું તેનું નામ મુક્તિ છે એટલુંજ નહિ, પણ આપણા દેશની ધર્મસાધનાની મૂળ વાત એ જ છે કે ભેદ બુદ્ધિમાંજ અસત્ય વસે છે, એ ભેદબુદ્ધિ ટાળતાં સત્યદ્વારા આપણું પરિત્રાણ થાય છે.

પરંતુ અગાઉ જણાવ્યું છે તેમ વિધાતાની પરીક્ષાશાળામાં બધા વિદ્યાર્થીઓને એક જ પ્રશ્નો પૂછવામાં આવતા નથી. ભેદ એક જાતનો નથી. એક પગમાં ચામડી અને બીજા પગમાં બૂટ પહેરવો એ એક તરેહનો ભેદ છે; એક પગ મોટો અને બીજો પગ ટુંકો એ બીજી જાતનો ભેદ છે; પગનું હાડકું ભાગી જતાં પગના એક ભાગ સાથે બીજા ભાગનો વિચ્છેદ થવો એ વળી ત્રીજી જાતનો ભેદ છે; આ દરેક ભેદ સ્વાધીન શક્તિવડે ચલનહલન કરવામાં અડચણ કરે છે. પરંતુ જુદા જુદા ભેદના પ્રતિકાર જુદી જુદી રીતે કરી શકાય છે. ચામડીવાળા પગની પાસેથી તેની સમસ્યાનો ઉત્તર ચોરી લઇ ભાગેલા પગને એ ઉત્તર મુજબ જોડવા જતાં મુશ્કેલીનો પાર રહે નહિ.

અગાઉ જણાવ્યું છે કે એક અંગ્રેજ જાતિમાં જે ભેદરૂપી ફાટ પડી હતી તે એક પ્રકારની રાષ્ટ્રનૈતિક સિલાઇથી જોડી દેવામાં આવી, એ જોડાણ બહુ મજબુત

બની ગયું છે. પરંતુ જ્યાં કાપડ જ તૈયાર થયું ન હોય, સતર ગુંચવાઇ દૂર પડ્યું હોય, ત્યાં રાષ્ટ્રનૈતિક સિલાઇના સંચાની વાત વિચાર્યે કંઇ વળે તેમ નથી. ત્યાં વધારે ઊંડા ઉતરવાની જરૂર પડે છે. પ્રથમ સમાજનૈતિક સાળ ચલાવી એ ગુંચવાઈ ગએલા સતરનું એક અખંડ વસ્ત્ર તૈયાર કરવું પડે છે. અલબત તેથી વાર તો લાગે, પરંતુ સીંગરના સંચા વડે સીવી લીધાથી એ વિલંબ ઓછો કરી શકાય તેમ નથી.

શિવઠાકૂરની ત્રણ વહુઓ સંબંધીની ગ્રામ્ય કવિતામાં કહ્યું છે કેઃ—

એક વહુ રાંધેસીંધે, બીજી વહુ ખાય;
ત્રીજી વહુ ભૂખી દુઃખી, બાપને ઘેર જાય.

ત્રણે વહુઓને ખોરાકની સરખે સરખી જરૂર હતી, પરંતુ બીજી વહુ જે સહેલાઈથી અન્ન મેળવતી હતી, તેવી સહેલાઇ ખાસ કારણોને લીધે ત્રીજી વહુને નહોતી; તેથી ઉદર અને આહાર સમસ્યાનો નિવેડો આણવા માટે તેને જરા વધારે વિલંબ થાય એવો ઉપાય શોધવાની ફરજ પડી હતી, અર્થાત્ પિયેરનો આશ્રય લેવાની ફરજ પડી હતી. પહેલી વહુ શી રીતે ક્ષુધા શાંત કરતી તે સંબંધમાં એ કવિતા સ્પષ્ટ રીતે જણાવતી નથી. મને ખાત્રી છે, કે તે બિચારી માત્ર તૈયારી કરતી હશે અને બીજી તે તૈયારીનું ફ્લ ભોગવી તૃપ્ત થતી હશે. ઇતિહાસમાં આવાં દૃષ્ટાંતોનો તોટો નથી.

આપણી આ જન્મભૂમિ શિવઠાકુરની બીજી પ્રિયા તો નથી, એ વાત કબૂલ કરવામાં વાંધો નથી. ઘણાં સૈકાં થયાં વારંવાર તેની સાબીતીઓ મળી આવે છે. માટે લક્ષ્યસિદ્ધિ ખાતર બીજી વહુએ લીધેલો રસ્તો એ તેનો રસ્તો નથી. કદાચ તેણે રાંધ્યા સિવાય ભોજન માગ્યું હશે, એટલે શિવઠાકુરની ધમકી સાંભળી સનાતન બાપના ઘર તરફ ચાલતાં ચાલતાં આટલી ઉંમર વિતાડી છે અગર રાંધી–સીંધી જમવા બેસવાનો વિચાર કરતી હશે, ત્યાં જોયું હશે કે કોઇ એક માણસે પતરાળું સાફ કરી મૂકયું છે. આમ હોવાથી તેને માટે એ પ્રશ્ન થઈ પડયો છે કે જે કારણથી આમ બને છે, શિવઠાકુર વાતવાતમાં ગુસ્સે થાય છે, તે કારણ સર્વાંગે દૂર કરવું. એ કાર્ય કંઇ એવાં લાડ કર્યે બને તેમ નથી કે બીજી વહુ કામ કર્યા વિના ખાય છેપીએ છે, તો હું પણ તેની પેઠે બેઠી બેઠી ખાઇશ.

આપણે હંમેશાં કહીએ છીએ કે આપણા પર વદેશી પ્રજા રાજ્ય કરે છે, એ દૂર થાય તો આપણાં બધાં દુઃખ જતાં રહે. વિદેશી રાજ્ય આપણે પસંદ કરતા નથી, આપણને તો પેટમાંની બરોળ પણ કયાં પસંદ છે? પરંતુ લાંબા કાળથી જોતા આવ્યા છીએ કે બરોળ આપણી રજા વગર પોતાની મેળે આખું પેટ કબજે કરી બેઠી છે. બહુ સંભાળથી પેટના એકાદ ખુણામાં તેનું પાલન કરીએ તો પણ પીડા, અને રોગના માથાપર લાત મારી તેને તોડી પાડીએ તો પણ પીડા. જેઓ અનુભવી છે, તેઓ કહે છે, કે તમારી આજુબાજુ જે અસંખ્ય મલેરીઆનાં વાહનરૂપી ખાબોચિયાં છે, તે પૂરી નાંખશો નહિ, ત્યાં સુધી તમારી બરોળ પણ નાની થશે નહિ. મુશ્કેલી એ છે કે આપણો બધો ગુસ્સો ગરીબ બિચારી બરોળ પર છે, ખાબોચિયાં પર નથી. આપણે કહીએ છીએ કે અમારાં સનાતન ખાબોચિયાં પૂરી નાંખીએ તો ભૂતકાળનાં પવિત્ર પદચિહ્નની ગંભીરતા નાશ પામે. એ ગંભીરતા વર્તમાનકાળની અવિરલ અશ્રુધારાથી પરિપૂર્ણ થાય, તો પણ અમારાં ગામડાં હંમેશાં આ ખાબોચિયાંથી ભરપૂર રહે છે.

વાંચકો અધીરા થઈ બોલી ઉઠશે કે હવે ભૂમિકાની જરૂર નથી, હવે આપણી ખાસ સમસ્યા શી છે એ. કહી દો. એ સમસ્યા એટલી જાણીતી છે કે મને કહેતાં બહુ સંકોચ થાય છે. સાંભળ્યા પછી બધા અશ્રદ્ધાપૂર્વક કહેશે કે એતો બધા જાણે છે! એ માટે જ રોગની ઓળખાણ આપતાં દાક્તર અનિદ્રા ન કહેતાં ન્સોમ્નિ કહે તો આપણે ધારીએ છીએ કે તેને આપેલી ફી પૂરેપૂરી વસૂલ થઈ છે. મૂળ વાત એ છે કે આપણે એક નથી, આપણામાં ભેદનો પાર નથી.

એમ જ કહ્યું છે કે ભેદ જ દુઃખ છે, ભેદ જ પાપ છે. એ ભેદ પછી સ્વદેશીની સાથે હો કે વિદેશીની સાથે. સમાજને એક ભેદવિહીન બૃહત્ દેહની માફક ક્યારે વાપરી શકીએ કે જ્યારે તેનાં દરેક અંગપ્રત્યંગ વચ્ચે બોધશક્તિ અને કર્મશક્તિનો આંતરિક સંબંધ હોય; જ્યારે તેના પગ કામ કરે તેનું ફળ હાથ મેળવે અને હાથ કામ કરે તેનું ફળ પગ મેળવે. કલ્પના કરો કે સરજનહારની ભૂલથી દેહની આકૃતિ ધારણ કરનારો એક એવો પદાર્થ ઉત્પન્ન થયો છે કે તેના દરેક વિભાગની ચોતરફ નિષેધની દિવાલ ચણાઈ રહી છે; જેની ડાબીજમણી આંખ અને ડાબાજમણા હાથ વચ્ચે નણંદભોજાઈનો સંબંધ છે, જેના પગની નસોનું લોહી છાતી તરફ ચઢવા જતાં ધમકી ખાઈ પાછું વળે છે, જેની તર્જની વચલી આંગળી સાથે એકી સાથે કામ કરે તો પ્રાયશ્ચિત કરવું પડે છે, જેના પગે તેલ ચોળવાની જરૂર પડે તો ડાબો હાથ હડતાલ પાડી બેસે છે. આવો દેહ કદી પણ સગવડ ભોગવી શકે નહિ એ દેખીતું છે. તે દેહ જુએ છે કે બીજાં શરીરો લુગડાં પહેરે છે, જોડા પહેરે છે, હાથમાં છત્રી લઇ છાતી કહાડી હરેફરે છે. ત્યારે તે વિચાર કરે છે કે આ શરીરોની માફક મને પણ લુગડાં, જોડા, છત્રી, વગેરે મળશે એટલે મારૂં દુઃખ દૂર થશે. પરંતુ સરજનહારની ભૂલમાં પોતાની ભૂલનો ઉમેરો કરવાથી સંશોધન થઇ શકતું નથી. જોડા મળે તો પણ તે ખસી પડશે, છત્રી મળશે તો તે હવામાં ઉડી જશે, અને દૈવયોગે મનપસંદ લાકડી મળી તો એ લાકડી બીજી પોળના લોકો છીનવી લઇ તેની શિથિલ જીવનલીલાના પ્રહસનને કદાચ દુઃખાંતમાં સમાપ્ત કરશે. અહીં જોડા, વસ્ત્રો, છત્રી કે લાકડીનો અભાવ એ કંઈ સમસ્યા નથી, પ્રાણગત ઐક્યનો અભાવ એ જ મુદ્દાનો પ્રશ્ન છે. પરંતુ વિધાતાનો એ દેહરૂપી વિદૂપ કદાચ બોલી ઉઠે કે અંગપ્રત્યંગની જુદાઇની વાત અત્યારે રહેવા દો, હમણાં તો કોઈ પણ રીતે એકાદ જામો મળી જાય તો તે વડે આખું શરીર ઢાંકી દઇશ, અને એ જામાના ઐક્યથી અંગપ્રત્યંગનું ઐક્ય પોતાની મેળે થઇ જશે. પોતાની મેળે બનશે એમ કહેવું એ પોતાની જાતને છેતરવાનો ધંધો છે. એ છેતરપિંડી સત્યાનાશ વાળે છે; કેમકે પોતે કરેલી છેતરપિંડીને મનુષ્ય ખૂબ ચાહે છે; તે છેતરપિંડીનું પૃથક્કરણ કરવાનું તેને ગમતું નથી.

જ્યારે મારી ઉમર નાની હતી ત્યારે દેશમાં બે વિરોધી પક્ષ વચ્ચે એક વાદવિવાદ હંમેશાં થતો કે આપણે રાષ્ટ્ર છીએ કે નહિ. તે વખતે હું એ વાદવિવાદ પૂરેપૂરો સમજી શકતો કે નહિ તે તો કહી શકતો નથી, પણ આપણે રાષ્ટ્ર નથી એમ કહેનારને જો હું તે વખતે રાજા હોત તો જેલમાં નાંખત અને સમાજપતિ હોત તો તેનાં હોકાપાણી બંધ કરત, એ તો નક્કી. એમ કહેનાર પ્રત્યે અહિંસક વૃત્તિ રાખવાનું કાર્ય મારે માટે અશક્ય થઇ પડત. તે વખતે આ સંબંધમાં મુખ્ય દલીલો એ હતી કે સ્વિટ્ઝર્લૅંડમાં ત્રણ જુદી જુદી જાતો જોડાજોડ રહી છે, છતાં તે એક રાષ્ટ્ર કહેવાય છે તો પછી હિંદ રાષ્ટ્ર કેમ ન કહેવાય? આ દલીલ સાંભળી હું વિચારતો કે હા...શ, ત્યારે તો કંઈ ભય નથી. પરંતુ મ્હોંએ ભય નથી એમ કહેવાથી કંઈ ભય જતો રહેતો નથી. ફાંસીએ લટકવા જતાં અસીલને તેના વકીલે જ્યારે કહ્યું હતું કે "ભય શું છે? દુર્ગાનું નામ લઇ લટકી પડ," ત્યારે તેને સાન્ત્વના મળી નહોતી; કેમકે દુર્ગાનું નામ લેવાને તો તે ખુશી હતો, પણ લટકી પડવાને તૈયાર નહોતો. સ્વિટ્ઝર્લૅંડના લોકો એક રાષ્ટ્ર છે, આપણે પણ રાષ્ટ્ર છીએ, એ બાબત કેવળ દલીલોથી સાબીત કરવાથી શું વળે? પરિણામે જોઇએ છીએ કે આપણે ફાંસીને લાકડે લટકી પડ્યા છીએ અને તેઓ ધરણી પર ટટાર ઉભા છે. રાધાજીએ ચાળણીમાં પાણી ભરી લાવી પોતાનું કલંક ભૂંસી નાખ્યું હતું. જે અભાગણી સ્ત્રી રાધા નથી તેની પાસે પણ ચાળણી તો છે, પરંતુ તેનું કલંક ભૂંસાતું નથી; ઉલટું કલંક વધારે ગાઢ થતું જાય છે. મુદ્દાની વાત એ કે જે ભેદમાંથી પરિણામો જુદાં જુદાં આવે છે, તે બાબત વિચારવા જેવી છે. સ્વિટ્ઝર્લૅંડમાં ભેદ ગમે તેટલા હોય પણ ભેદબુદ્ધિ તો નથી જ. ત્યાં પરસ્પરના લોહીનું મિશ્રણ થવામાં ધર્મ, આચાર કે સંસ્કારજન્ય કોઇપણ જાતની અડચણ નડતી નથી. અહિં તો એ અડચણ એટલી બધી પ્રચંડ છે કે

વર્ણાંતર વિવાહમાં નડતું કાયદાનું વિઘ્ન દૂર કરવાની માગણી થતાં જ હિંદુ સમાજપતિ ચિંતાતુર બની, પરસેવાથી રેબઝેબ બની, હડતાલ પડાવવાની ધમકી આપે છે. બધા કરતાં ઊંડી આત્મીયતાનું ઝરણું નાડીમાં વહે છે, મોઢાની વાતોમાં નહિ. જેઓ પોતાને એક મહાનજાતિ માને છે, તેઓમાં એ નાડીના મિલનનો માર્ગ ધર્મનાં શાસનથી જો હંમેશને માટે બંધ રહે, તો તેઓનું મિલન આંતરિક મિલન થશે નહિ; બધાએ એકત્ર થઇ બલિદાન આપવાનું કાર્ય તેઓ માટે સહજ થઇ શકશે નહિ, કારણ કે તેઓનાં અંતર જુદાં જુદાં છે. મારો કોઇ મિત્ર હિંદની વાયવ્ય સરહદના પ્રદેશ પર રહેતો હતો. ત્યાંના પઠાણ લૂંટારૂઓ વખતોવખત હિંદુઓના વસવાટ પર હલ્લો કરી પરસ્ત્રીહરણ કરી જાય છે. એક વખત એવા બનાવ વખતે મારા મિત્રે ત્યાંના કોઇ હિંદુને પૂછ્યું કે "સમાજ પર આવો જુલમ થાય છે તે તમે સહન કેમ કરો છો?" તે તદ્દન બેપરવાઈથી બોલ્યો, "વો તો બેનિયાકી લડકી." "બેનિયાકી લડકી" પણ હિંદુ હતી, અને જે માણસ તેના અપહરણના બનાવ તરફ ઉદાસીનતા બતાવે છે, તે પણ હિંદુ હતો. બંને વચ્ચે શાસ્ત્રગત યોગ હોઇ શકે પરંતુ પ્રાણગત યોગ નહોતો. તેથી એકને પડતો માર બીજાના મર્મસ્થળને વીંધી શકતો નહોતો. જાતીય ઐક્યનો આદિ તેમજ છેવટનો અર્થ જન્મગત ઐક્ય છે.

જે અવાસ્તવિક છે, તેના પર કોઇ પણ પ્રકારની મહાન સિદ્ધિનો પાયો નાંખી શકાય નહિ. માણસ જ્યારે મુંઝાય છે ત્યારે પોતાની જાતને છેતરી પોતા પાસેથી પોતાનું કાર્ય સિદ્ધ કરાવી લેવાનો પ્રયત્ન કરે છે. તે પાગલ બની વિચારે છે કે પોતાને ડાબે હાથે છેતરી જમણે હાથે લાભ મેળવી પણ શકાય. આપણી રાષ્ટ્રીય ઐક્યસાધનાના મૂળમાં એક જબરી જાતીય અવાસ્તવિકતા છે એ વાત આપણે મનમાં સમજીએ છીએ, માટે તે બાજુને અગોચર રાખી તેના પર સ્વાજાત્યનો જે જયસ્તંભ રચવા ઇચ્છીએ છીએ તેની સામગ્રીને બહુ જ મોટા આડંબરથી જાહેર કરવા ચાહીએ છીએ. કાચી દિવાલને ચુનાના લેપડાથી ઢાંકી દેતાં તે કંઈ પાકી થઇ જતી નથી. ઉલટી તેજ દિવાલ પોતાનો ભાર વહન ન કરી શકવાથી એક દિવસ પોતાની દુર્બળતા ભયંકર સ્વરૂપમાં પ્રગટ કરી દે છે. ખિલાફતને ટેકો આપી સ્વીકારેલા સંધિબંધન બાદ આજકાલ હિંદુમુસલમાન વચ્ચે જે વિરોધ પ્રગટી નીકળ્યો છે, એ તેનું એક ઉજ્જ્વલ દૃષ્ટાંત છે. મૂળમાં ગલદ હોય તો કોઈ પણ ઉપાયે સ્થૂળનું સંશોધન થઈ શકતું નથી. આ બધી વાતો સાંભળી કોઇ અધીરાઇથી બોલી ઉઠશે કેઃ "આપણી ચોતરફ જે વિદેશી તૃતીય પક્ષ શત્રુરૂપે આવી રહ્યો છે, તે જ અમારામાં વિરોધ કરાવે છે, માટે દોષ અમારો નથી, તેનો છે. અગાઉ અમે હિન્દુમુસલમાનો એકી સાથે કંઇ પણ વિરોધ વિના રહેતા હતા, પરંતુ ઇત્યાદિ ઇત્યાદિ." શાસ્ત્ર કહે છે કે કલિ, શનિ અને વ્યાધિ મનુષ્યનાં છિદ્રો શોધે છે. પાપરૂપી છિદ્ર જોતાં જ તેઓ અંદર પ્રવેશ કરી સત્યાનાશની પાટી શરૂ કરી દે છે. વિપત્તિ આપણી બહાર છે, અને પાપ આપણા અંતરમાં છે. એ કારણથી વિપત્તિ પ્રત્યે ક્રોધ અને પાપ પ્રત્યે મમતા રાખવી એ બધાં દુઃખોમાંનું મોટામાં મોટું દુઃખ છે.

વહાણમાં ફાટ પડી હતી. જ્યાં સુધી વાવાઝોડું થયું નહોતું ત્યાં સુધી એ વહાણે સમુદ્રમાં મુસાફરી ચાલુ રાખી હતી. વખતોવખત દરિયાનું ખારૂં પાણી એ ફાટદ્વારા વહાણમાં આવતું ખરૂં, પરંતુ એ દુઃખ તરફ ધ્યાન રાખવા જેવું નહોતું. જે દિવસે તોફાન થયું, તે દિવસ વહાણની ફાટ મોટી થઇ, નૌકા ડુબવાની અણી પર આવી. આ વખતે જો કપ્તાન કહે કે વાંક બધો આ તોફાનનો છે, માટે આવો, આપણે બધા મળી તેને ખૂબ ગાળો ભાંડીએ, આપણી ફાટ તો જેમ છે તેમને તેમ છો રહી—આવું બોલનાર કપ્તાનના જેવા નેતાઓ વહાણને કિનારે લઈ જવાને બદલે સમુદ્રને તળિયે લઇ જાય એમાં કંઇ નવાઇ નથી. ત્રીજો પક્ષ જો આપણો શત્રુપક્ષ હોય તો પછી આપણે વિચારવું જોઇએ કે તે પક્ષ તોફાનના રૂપમાં આપણી ફાટ જોડી દેવા આવ્યો નથી. તે તો ભયંકર વેગે આંખમાં આંગળાં ઘોંચી આપણને આપણી ફાટ બતાવી આપશે. દુર્બલાત્માને તે ડાબા હાથની લપડાક મારીમારી વાસ્તવિક ઘટના યાદ કરાવી આપશે. તે આપણને સમજાવી આપશે કે

જેનામાં ડાબાજમણા હાથ વચ્ચે પણ એકરૂપી નથી તેને માટે રસાતલના રસ્તા સિવાય બીજા બધા રસ્તા બંધ છે. એક વાકયમાં કહીએ તો તે શત્રુપક્ષ સરેસનાં મોજાં નથી, પણ ખારૂં પાણી છે. જેટલો સમય તેના ઉપર ગુસ્સો કરી નકામો મિજાજ ખરાબ કરવામાં બગાડીએ છીએ, તેટલો સમય યથાસર્વસ્વ આપી એ ફાટ જોડી દેવામાં ખર્ચીએ એ તો બચવાની કંઇક આશા રહે. વિધાતા જો આપણી સાથે રમત કરવા ઇચ્છતો હોય તો ત્રીજા પક્ષનાં ચાલુ તોફાનોને કદાચ દબાવી દે ખરો,. પરંતુ તોફાનનો સંપૂર્ણ નાશ કરી સમુદ્રને ખાબોચીઉં બનાવી દે એવી પ્રાર્થના આપણા જેવા ધર્મપ્રાણ હિંદુની પણ તે સાંભળનાર નથી. માટે કપ્તાનોને પ્રાર્થના કરૂં છું કે તેઓ ઉંચા અવાજે વાવાઝોડાં સાથે હલેસાં મારવાની સલાહ આપે તે વખતે ફાટની મરામત કરવાની વાત તદ્દન દાબી ન દે.

કપ્તાનો કહે છે કે, તે તરફ અમારૂં લક્ષ્ય છે તેની એક સાબીતી એ છે કે અમે સનાતનપંથી છીએ, તો પણ સ્પર્શદોષ સંબંધમાં લોકોના સંસ્કાર દૂર કરવા ઇચ્છીએ છીએ. હું કહું છું કે એ બહારની વાત છે. સ્પર્શદોષ તો આપણી ભેદબુદ્ધિનું એક બાહ્ય લક્ષણ છે. જે સનાતન ભેદબુદ્ધિની વિપુલ વનસ્પતિ આપણો રસ્તો રૂંધી ઉગી નીકળી છે તેની એકાદ ડાળી ભાંગવાથી રસ્તો કંઇ સાફ થવાનો નથી.

મેં બીજે કોઇ સ્થળે કહ્યું છે કે ધર્મ જેને જુદા પાડે છે તેના મેળાપના દરવાજાના અંદરની બાજુએથી આગળા વાસેલા હોય છે. એ વાત સ્પષ્ટ રીતે બોલવાનો પ્રયત્ન કરૂં છું. બધા કહે છે કે ધર્મ શબ્દનો મૂળ અર્થ એ છે કે જે આપણને ધારણ કરે તે ધર્મ, અર્થાત્ આપણા જે જે આશ્રય ધ્રુવ છે, અચળ છે, તે ધર્મના અધિકારમાં છે. તેના સંબંધમાં તર્ક ચાલી શકે નહિ. એ આશ્રયમાં જરા પણ પરિવર્તન થતું નથી. એ આશ્રયની સાથે વ્યવહારમાં જો ચંચળપણે વર્તીએ, વાતવાતમાં જો મતબદલો અને પથબદલો કરતા રહીએ તો બચવાની આશા છોડી દેવી જોઇએ.

પરંતુ સંસારનો એક એવો વિભાગ છે કે જ્યાં પરિવર્તન થાય છે, ત્યાં અંકરમોતની આવજાનો અંત નથી, ત્યાં નૂતનનૂતન અવસ્થાના સંબંધમાં નવીનપણે વારંવાર બાંધછોડ ન કરીએ તો આપણે કદી જીવી શકીએ નહિ. આ નિત્ય પરિવર્તનના ક્ષેત્રમાં ધ્રુવને અધ્રુવની જગાએ અને અધ્રુવને ધ્રુવની જગાએ બેસાડવા જઇએ તો મોટી અડચણ આવી પડવાની. જે જમીનમાં ઝાડ મૂળ વિસ્તારી ઉભું રહે છે, તે ધ્રુવ જમીન એ મૂળને માટે બહુ જ સારી છે; પરંતુ તેથી કંઇ ડાળીઓ તથા પાંદડાંને પણ જમીનમાં દાટી દેવાથી સારૂં પરિણામ આવતું નથી. પૃથ્વી આપણને ધારણ કરે છે; તેથી પૃથ્વી ધર્મની માફક ધ્રુવ હોય તો જ આપણે માટે સારૂં છે—તેનું ચલનહલન આપણને નુકસાનકારક છે. મારી ગાડી પણ મને ધારણ કરે છે. એ ધારણ કરવાના વ્યાપારને જો ધ્રુવ ગણી બેસીએ તો ગાડી મારા માટે પૃથ્વી બનશે નહિ, પણ પાંજરૂં બનશે. સ્થિતિ જોઇ મારે જુની ગાડી વેચી નાંખવી પડે છે અથવા દુરસ્ત કરાવવી પડે છે, નવી ગાડી ખરીદવી પડે છે અગર ભાડુતી ગાડી બોલાવવી પડે છે; કોઇ વખતે ગાડી પર ચડવું પડે છે તો કોઇ વખતે ઉતરવું પડે છે; વળી ગાડી ઊંધી વળવાનો ભય ઉત્પન્ન થતાં તેમાંથી કૂદી પડવા માટે શાસ્ત્રનું વિધાન લેવાની જરૂર પડતી નથી. ધર્મ જ્યારે કહે કે મુસલમાનો સાથે મૈત્રી કરો, ત્યારે કશો તર્ક ન કરતાં એ હુકમ માથે ચડાવી લઇશ. ધર્મની આ વાત મારે માટે મહાસમુદ્રના જેવી નિત્ય છે. પરંતુ ધર્મ જ્યારે કહે કે મુસલમાનનું અડકેલું અન્ન સ્વીકારીશ નહિ, ત્યારે મારે પ્રશ્ન પૂછવો જ પડશે કે કેમ ન સ્વીકારૂં? આ વાત મારે માટે ઘડાના પાણીના જેવી અનિત્ય છે; તેને માનવી કે ન માનવી તેનો વિચાર બુદ્ધિદ્વારા કરવો જ જોઇએ. જો તમે એમ કહો કે એ બધી વાતો સ્વાધીન વિચારની મર્યાદા બહાર છે, તો શાસ્ત્રનાં બધાં વિધાનો સામે ઉભા રહી કહેવું પડશે કે વિચારવા યોગ્ય વિષયને જેઓ વિચાર કર્યા વિના ગ્રહણ કરે છે તેના તરફ એ દેવતાનો ધિક્કાર છૂટે છે કે જે "ધિયો યો નઃ પ્રચોદયાત્" આપણી બુદ્ધિવૃત્તિને પ્રેરે છે. તેઓ પંડયાજીને દેવતા કરતાં વધારે માન આપે છે,

અને એમ કરવામાં દેવપૂજાનું અપમાન કરતાં પાછા હઠતા નથી.

સંસારનું જે ક્ષેત્ર બુદ્ધિનું ક્ષેત્ર છે ત્યાં બુદ્ધિદ્વારા જ મનુષ્યની સાથે મનુષ્યનું સત્ય મિલન થવું સંભવિત છે. ત્યાં અબુદ્ધિનો ઉત્પાત બહુ અડચણ કરે છે. અબુદ્ધિનો ઉત્પાત મનુષ્યના મકાનમાં જાગતી ભૂતાવળ જેવો છે. કેમ, શા માટે, એવા પ્રશ્નોના જવાબ આપવાની જવાબદારી ભૂત લેતું જ નથી. ભૂત મકાન તૈયાર કરતું નથી, ભાડે આપતું નથી, તેમ છોડીયે જતું નથી. આટલું બધું જોર તેનામાં શાથી આવ્યું ? તે વાસ્તવિક નથી છતાં આપણું બીરૂ મન તેને વાસ્તવિક માની બેઠું છે. ખરૂં વાસ્તવિક છે તે વાસ્તવિક નિયમોથી સંયત હોય છે. કદાચ તે ઘરભાડું ન યે આપે, પણ સરકારી ટેક્સ તો આપશે જ. અવાસ્તવિકને વાસ્તવિક તરીકે માનતાં તેનો જ્ઞાનના કોઈ પણ નિયમમાં સમાવેશ થઇ શકતો નથી. તે ખાતર જ અવાસ્તવિકથી છાતી થરથરે, શરીર ધ્રુજે, રૂંવાડાં ઉભાં થાય અને તેને વગર વિચાર્યે માની લેવાનું મન થાય. જો કોઇ પ્રશ્ન પૂછે કે ભાઈ, આમ કેમ ? તો તેને જવાબ આપી શકાતો નથી. કેવળ પીઠ પાછળ આંગળી ચીંધી કહીએ છીએ કે "એ પેલું !" તેમ છતાં જો પ્રશ્ન પૂછવામાં આવે કે "એ પેલું કયાં છે ?" તો એમ પૂછનારને નાસ્તિક કહી હાંકી કાઢીએ છીએ. મનમાં વિચારીએ છીએ કે એ ગમારે તો ભારે મુશ્કેલી ઉભી કરી. ભૂતનો અવિશ્વાસ કરવાથી તે કદાચ માથું મરડી નાંખે તો ! તો પણ પ્રશ્ન થાય છે કે "કેમ ?" તો જવાબમાં કહીએ છીએ કે "બીજે ગમે ત્યાં કેમ શબ્દ વાપરજો પણ અહીં તો ન જ વાપરતા. ભાઇ, માનમાં વિદાય થઇ જાઓ. મુવા પછી તમને બાળશે કોણ ? એ વિચાર કરી મૂકજો."

ચિત્તરાજ્યને વિષે જ્યાં બુદ્ધિને માનીએ છીએ ત્યાં આપણું સ્વરાજ છે; ત્યાં આપણે આપણને પોતાને માનીએ છીએ, છતાં તે માન્યતામાં સર્વ દેશનાં અને સર્વ કાળનાં માનવચિત્તને માની લઇએ છીએ. જ્યાં અબુદ્ધિને મુખ્ય માનીએ ત્યાં એક એવા સૃષ્ટિથી પર શાસનને માની લઇએ છીએ કે જે આપણું યે નથી તેમ સર્વ માનવનું પણ નથી. આથી અબુદ્ધિની માન્યતા એ એક જબરૂં કારાગૃહ છે. ત્યાં કેવળ આપણા જેવા હાથપગ બાંધેલા, એક ઓરડીમાં પૂરેલા, અકાલ જરાગ્રસ્ત લોકોની સાથે જ આપણો મેળાપ થાય છે, બહારના કરોડો સ્વાધીન લોકોની સાથે મેળાપ થતો નથી. બૃહતની સાથે આવો ભેદ હોવો તેનું નામ બંધન છે. કારણ કે મેં અગાઉ જણાવ્યું છે તેમ ભેદ જ બધાં દુ:ખનું મૂળ છે, અબુદ્ધિ એ ભેદબુદ્ધિ છે, કેમકે તે આપણા ચિત્તરાજ્યમાં આપણને બધા માનવીઓથી જુદા પાડી દે છે. આપણે એક જાતના અદ્દભૂતના પંજરમાં બેસી કેટલીક ગોખાવેલી વાતોની આવૃત્તિ કરતા કરતા દિવસો વિતાડીએ છીએ.

જીવનયાત્રામાં ડગલેડગલે અબુદ્ધિને માની લેવાની જેને ટેવ પડી છે, તેઓ કદાચ ચિત્રગુપ્તની ભૂલથી સ્વરાજરૂપી સ્વર્ગમાં જઇ પહોંચે તો પણ તેઓની અબુદ્ધિલીલા શાંત પડવાની નથી. તેથી તેઓ પરપદપીડનના તાલેતાલે માથાં કુટી મરશે, અને એથી કેવળ વખતોવખત પદ્દપુગલનું પરિવર્તન થશે એટલો જ ફેરફાર થવાનો.

યંત્રથી ચાલતાં મોટાંમોટાં કારખાનાં મનુષ્યોને યંત્રવત્ બનાવી મૂકે છે એવી ફરિયાદ આપણે આજકાલ વારંવાર કરીએ છીએ. એ બહાને પશ્ચિમની સંસ્કૃતિને ગાળો આપીએ છીએ, મનમાં મગરૂર થઇએ છીએ. કારખાનાંમાં માણસો આવાં પાંગળાં કેમ બની જાય છે ? ત્યાં તેઓની બુદ્ધિને, કાર્યશક્તિને એક ખાસ પ્રકારની સાંકડી પ્રતિકૃતિમાં ઢાળવામાં આવે છે, તેથી તેનો પૂર્ણ વિકાસ થઈ શકતો નથી. પરંતુ પોલાદ વડે રચેલાં યંત્રોનાં કારખાનાં જ કંઇ કારખાનાં નથી. વિચારહીન વિધાનો પોલાદથી પણ સખત છે, યંત્રોથી પણ સંકુચિત છે. જે વિપુલ વ્યવસ્થાતંત્ર અતિ નિષ્ઠુર શાસનની બીક હંમેશાં જાગતી રાખી ઘણા યુગોથી કરોડો માણસોને યુક્તિહીન અને યુક્તિવિરુદ્ધ આચારની પુનરાવૃત્તિ કરવાને હંમેશાં પ્રવૃત્તમાન કરે છે તે દેશવ્યાપી મનુષ્યને પીસી નાંખનારૂં યંત્ર આજકાલનાં યંત્રો કરતાં કયી રીતે ઉતરતું છે ? બુદ્ધિની સ્વાધીનતાને

ને માનતાં આવું મોટું સંપૂર્ણ, વિસ્તીર્ણ, ચિત્તશૂન્ય અને વજ્રથી પણ કઠોર વિધિનિષેધનું કારખાનું મનુષ્યોનાં રાજ્યમાં કોઇ પણ વખતે, કોઈ પણ સ્થળે ઉત્પન્ન થયું હોય એમ હું માનતો નથી. યંત્રમાંથી જે શણના કોથળા તૈયાર થઇ બહાર પડે છે, તેનું કાર્ય કેવળ જડભાવે ભાર ગ્રહણ કરવાનું જ છે. મનુષ્યને પીસનારાં યંત્રમાંથી જે અતિ સાધુ પુરુષોની ઉત્પત્તિ થાય છે તે પણ કેવળ બહારનો બોજો ઉપાડવાનું જ કાર્ય કરે છે. તેનું કાર્ય સમાપ્ત થતું જ નથી, કારણ કે થોડો ભાર ખલાસ થતાં તેની જગા બીજો ભાર લીધાં જ કરે છે.

પ્રાચીન ભરતખંડે એક દિવસ વિધાતા પાસે વરદાન માગતાં માગ્યું હતું કે—"**स नो बुद्ध्या शुभया संयुनक्तु,** "—"**य एकःअवर्णः**" જે એક છે, જે વર્ણભેદથી અતીત છે, તે અમારી શુભ બુદ્ધિ દ્વારા અમને સંયુક્ત કરો. તે વખતે ભરતખંડે ઐક્ય માગ્યું હતું પરંતુ પૉલિટિકલ અથવા સામાજિક યંત્રથી રચાએલા ઐક્યની વિડંબના માગી નહોતી. "**बुद्ध्या शुभया**" શુભ બુદ્ધિદ્વારાજ મિલન ઇચ્છયું હતું, અંધતારૂપી લાંબી સાંકળોદ્વારા નહિ, વિચારહીન વિધાનના કઠણ પ્રહાર દ્વારા નહિ.

સંસારમાં અકસ્માતની સાથે મનુષ્યને હંમેશાં નવી રીતે બાંધછોડ કરવી પડે છે. આપણી બુદ્ધિનું એ મહાન કાર્ય છે. આપણે વિશ્વમાં જોઇએ છીએ કે આકસ્મિક —વિજ્ઞાન જેને variation કહે છે—અચાનક આવી પડે છે. પ્રથમ તો તે નિયમ બહાર હોય છે, પણ વિશ્વના નિયમો વિશ્વના છંદની સાથે તેનો મેળાપ કરાવી તેને પોતાનામાં સમાવી દે છે. છતાં તે એક નવીન વૈચિત્ર્યનું પ્રવર્તન કરે છે. મનુષ્યનાં વ્યક્તિગત જીવનને વિષે, મનુષ્યના સમાજને વિષે આકસ્મિક હંમેશાં અતિથિરૂપે આવી ચડે છે. તેની સાથે એગ્ય વ્યવહાર ચલાવવાની જરૂર છે કે એ અણગમતો મહેમાન આપણામાં ભળી જાય, આપણી બુદ્ધિને, આપણી રૂચિને, આપણા જ્ઞાનને તે તિરસ્કારે નહિ. આ બધું આપણે આપણી સતર્ક બુદ્ધિદ્વારા કરવું પડે છે. ધારો કે એક ફકીર એક દિવસ રસ્તાની વચ્ચોવચ્ચ એક ખૂંટી ખોદી ત્યાં પોતાનું બકરૂં બાંધી બજારમાં ગયો. બજારમાં જઇ માલ ખરીદી પાછો આવ્યો, તે દરમ્યાન પેલું બકરૂં પંચત્વ પામ્યું. હવે એ ફકીરનું કાર્ય હતું કે પેલી આકસ્મિક ખૂંટી રસ્તા વચ્ચેથી કાઢી દૂર ફેંકી દેવી, પરંતુ તે કામ કરે કોણ? અબુદ્ધિ તો એ કામની વિરુદ્ધ છે, કારણ કે તેનું કાર્ય તો જે કંઇ હોય તે કાયમ રાખવાનું છે, જે કંઇ છે તેનો આંખો મીંચી સ્વીકાર કરવાનું છે. કેવળ બુદ્ધિજ જે કંઇ નવીન આવી ચડે તેના સંબંધમાં વિચારપૂર્વક નવીન વ્યવસ્થા કરી શકે છે. જે દેશમાં જે છે તેનો સ્વીકાર કરવાની, જે હતું તેની વારંવાર આવૃત્તિ કરવાની સનાતન પદ્ધતિ છે, તે દેશમાં ખૂંટી સેંકડો વર્ષ થયાં રસ્તાની વચ્ચે રહી ગઇ. છેવટે એક દિવસ કોણ જાણે ક્યાંથી એક ભક્તિગદ્‌ગદ્ પુરુષ આવી ચડ્યો. તેણે પેલી ખૂંટી પર સિંદુર ચડાવી એક મંદિર બાંધ્યું. ત્યારથી દર વરસે પંચાંગોમાં છપાવા લાગ્યું કે, "કારતક સુદ ૭ ને દિવસે જે માણસ ખૂંટીશ્વરીની બકરીના એક શેર દૂધ વડે તથા ત્રણ તોલા ચાંદી વડે પૂજા કરે તેનાં **त्रिकोटि कुलमुद्धरेत्** " આ પ્રમાણે અબુદ્ધિનાં રાજ્યમાં આકસ્મિક ખૂંટી સનાતન થઇ પડે છે, રાજમાર્ગ પર ચાલવાને બદલે બંધાઇ રહેવાનું સહજ થઇ પડે છે. જેઓ નિષ્ઠાવાન્ હોય છે, તેઓ કહે છે કે અમે વિધાતાના માનીતા છીએ, બીજી કોઇ જાતની સાથે અમારે બનતું નથી, માટે રસ્તો બંધ થાય તો ભલે પણ ખૂંટી વિના તો અમારો ધર્મ ડૂબી જાય. જેઓ ખૂંટીશ્વરીને માનતા નથી એટલું જ નહિ, પણ જેઓ વિદેશી ભાવવાળી લોકો છે, તેઓ પણ કહે છે કે " અહા, આને જ આધ્યાત્મિકતા કહેવી જોઇએ; પોતાની જીવનયાત્રાની બધી સગવડો તેઓ જતી કરવા રાજી છે, પરંતુ જમીનમાંથી એક ઇંચ જેટલી પણ ખૂંટી બહાર કાઢવાને રાજી નથી." આ વચનો સાથેજ તેઓ આમ પણ કહે છે કે "અમારૂં વિશેષત્વ જુદી તરેહનું છે, માટે અમે તેઓનું અનુકરણ કરવા માગતા નથી. પરંતુ તેઓ આવી હજારો ખૂંટીથી બનેલી ધર્મની દિવાલમાં આ પ્રમાણે બંધાઈ અત્યંત શાંતિથી પડયા રહે એવું અમે ઇચ્છીએ છીએ. કારણ કે એ દેખાવ દૂરથી બહુ સુંદર લાગે છે."

સૌંદર્ય વિષે હું વાદવિવાદ કરવા માગતો નથી. એતો રૂચિની વાત છે. જેમ ધર્મના અધિકારમાં ધર્મ મહાન છે, તેમ સુંદરના અધિકારમાં સુંદર મહાન છે. મારા જેવા અર્વાચીનો બુદ્ધિના અધિકારની બાજુએથી પ્રશ્ન કરશે કે આવા ખૂંટીકંટકિત રસ્તામાં કદી સ્વાતંત્ર્ય-સિદ્ધિનો રથ આગળ વધી શકે ખરો? બુદ્ધિના અભિમાનથી અર્વાચીનો આવો પ્રશ્ન કરે છે ખરા, પણ તેઓ બીચારાને રાત્રે ઉંઘ આવતી નથી; કારણ કે ગૃહિણીઓ શાંતિપુષ્ટિની તૈયારી કરી છે કે "છૈયાંછોકરાં વડે ઘર ઉજળું છે. તમે આવું બોલો છો તે કોણ જાણે ક્યારે કોઈ ખૂંટી કોપશે. તમે ચૂપ રહો. કળિયુગમાં ખૂંટી ખોદી કાઢે એવા દુષ્ટ છોકરાઓનો કંઇ તોટો નથી." આવાં વચનો સાંભળી અમારા જેવા શુદ્ધ અર્વાચીનોની છાતી પણ ધ્રૂજે છે કેમકે અમે અમારા લોહીમાંથી સંસ્કારની અસર ભૂંસી નાંખી શક્યા નથી. આમ હોવાથી ગૃહિણીના કહેવા મુજબ બીજેજ દિવસે સવારમાં એક શેરથી વધારે દૂધનું તથા ત્રણ તોલા ઉપરાંત ચાંદીનું ખર્ચ કરી ખૂંટીશ્વરીના કોપમાંથી બચવાની પેરવી કરીએ છીએ.

આ તો આપણી સૌથી મહાન સમસ્યા વિષે વાત થઇ. બુદ્ધિના જે રસ્તા પર, કર્મના જે રસ્તા પર મનુષ્યો પરસ્પર હળીમળી સમૃદ્ધિના માર્ગે મુસાફરી કરી શકે ત્યાં ખૂંટી ખોદવાની સમસ્યા એ આપણી એ ગસમસ્યા છે; જ્યાં હંમેશાં આવજા કરવાનો વિશ્વાસ કરમાણુએથી ખુલ્લો રાખવો જોઇએ ત્યાં પણ પ્રશ્ન થાય કે દિવાલ રચી પરસ્પરના ભેદને સ્થાયી કીએ કે "બીજે ગએ આપણી મહાન સમસ્યા છે; અહીં તો ન જ વાપરતા. હાંઉ, જરૂર છે, ત્યાં અ-જાઓ. મુવા પછી તમને બાળશે કોઈકુંશની.જલ્દપાર કરી મૂકજો."

ચિત્તરાજ્યને વિષે જ્યાં બુદ્ધિને માનીએ છીએ ત્યાં આપણું સ્વરાજ છે; ત્યાં આપણે આપણને પોતાને માનીએ છીએ, છતાં તે માન્યતામાં સર્વ દેશનાં અને સર્વ કાળનાં માનવચિત્તને માની લઇએ છીએ. જ્યાં અબુદ્ધિને મુખ્ય માનીએ ત્યાં એક એવા સ્થિતિ પર મહાન ગણાવી જોઇએ, સુંદર ગણાવી જોઇએ, ખૂંટી જંજાળરૂપ છે, ભક્તિ પણ જંજાળરૂપ છે. પરંતુ અહા! ગૃહિણી જ્યારે અશુભ થવાની બીકે હાથ જોડી દેવતાની પાસે પોતાનો જમણો હાથ ગીરો મૂકી આવે ત્યારે કેવું અનિર્વચનીય માધુર્ય ઝરે છે! આધુનિક કહે છે કે જ્યાં જમણો હાથ અર્પણ કરવાનું સાર્થક છે, જ્યાં અંધતા નથી, કેવળ સાહસ છે, ત્યાં તેનું માધુર્ય વાસ્તવિક છે; પરંતુ જ્યાં અશુભ થવાની આશંકા મૂઢતારૂપે પોતાના બેડોળ કોળિયા વડે એ માધુર્યને ગળી જાય છે, ત્યાં સુંદર પરાસ્ત થાય છે, કલ્યાણ હારી જાય છે.

આપણી બીજી મુખ્ય સમસ્યા હિંદુમુસલમાનને લગતી છે. આ સમસ્યાનું સમાધાન આટલું બધું મુશ્કેલ બની ગયું છે તેનું કારણ એ છે કે બંને પક્ષ ઘણું કરીને પોતપોતાના ધર્મદ્વારા અચળપણે પોતાની મર્યાદા નક્કી કરે છે. ધર્મ તેઓનાં માનવવિશ્વને કાળાં-પીળાં ઘરોમાં વહેંચી નાખી આત્મ અને પર એવાં બે વિભાગ પાડે છે. સંસારમાં સર્વસ્થળે પારકાને પોતાના વચ્ચે થોડા ઘણા પ્રમાણમાં પણ ભેદ હોય છે જ. એ ભેદનું પરિમાણ વધારે પડતું થતાં અકલ્યાણ થાય છે. બુશમેન જાતિનાં માણસો પારકાને જોતાં ઝેરી બાણથી ઠાર કરે છે. તેનું પરિણામ એ આવે છે કે બીજા સાથેનાં સત્ય મિલનથી મનુષ્યનું જે મનુષ્યત્વ વિકસે છે તેવો વિકાસ બુશમેન જાતિનાં માણસોમાં થતો નથી. તે જાતિ તો નખથી શિખા સુધી જંગલીપણામાં અંરક થઇ રહી છે. આ ભેદની માત્રા જે જાતિમાં આંતરિક રીતે જેમ જેમ ઓછી થતી આવે છે તેમ તેમ તે જાતિ ઉચ્ચ શ્રેણીનાં મનુષ્યત્વ તરફ ડગલાં ભરતી જાય વડે રચેલાં યંત્રોની સાથેના મેળાપથી વિચાર, કર્મ વિચારહીન વિધાનોપ કરી શકે છે.

પણ સંકુચિત છે.

શાસનની બીક હં ધર્મિષ્ઠ તરીકે ઓળખાવે છે, કરોડો માણસોને પંગુ કરે છે. અર્થાત્ ધર્મની બહાર ની પુનરાવૃત્તિ કરવાનોડો ભાગ બાકી રહે છે. એ દેશવ્યાપી મનુષ્યને પીના ધર્મદ્વારા પરસ્પરને અને યંત્રો કરતાં કયી રીતે બનતાં સુધી દૂર હડસેલી રાખે

છે. આ દૂરત્વનો ભેદ તેઓ પોતાની ચોતરફ અત્યંત મજબુતાઇથી કાયમ રાખે છે. એથી માનવજાતિના મેળાપથી મનુષ્યમાં જે મનુષ્યત્વનો પ્રસાર થાય છે, તે મનુષ્યત્વ તેઓમાં વિકસતું નથી. ધર્મગત ભેદબુદ્ધિ સત્યનાં અસીમ સ્વરૂપથી તેઓને સંકીર્ણભાવે જુદા કરી રાખે છે. આમ હોવાથી જ મનુષ્ય સાથેના વ્યવહારમાં નિત્ય સત્યના કરતાં બાહ્ય વિધાન, કૃત્રિમ રીતરિવાજો તેઓમાં આટલા બધા પ્રબળ થઇ રહ્યા છે.

માનવ જગત આ બે સંપ્રદાયના ધર્મદ્વારા પોતાનું અને પારકું એવા બે ભાગમાં બહુધા વિભક્ત થયું છે. પારકું હંમેશને માટે પારકું રહે એવી હિંદુઓની વ્યવસ્થા છે. એ પારકું, એ મ્લેચ્છ અથવા અંત્યજ કોઇ પણ છિદ્રદ્વારા પોતાના ઘરમાં પેસી ન જાય એવી હિંદુઓની ઇચ્છા છે. મુસલમાનો હિંદુઓ કરતાં આ બાબતમાં ઉલટા છે. પોતાના ધર્મમાં ન હોય તેને તેઓ પારકા માને છે; પરંતુ એ પારકાને, એ કાફરને પોતાના ઘરમાં આકર્ષી અટકાવી રાખવામાં તેને બહુ આનંદ થાય છે. તેઓના શાસ્ત્રનો કોઇ એક શોધી કઢાએલો શ્લોક શું કહે છે, તે તરફ ધ્યાન આપવાની જરૂર નથી. પરંતુ વ્યવહારમાં તેઓમાંનો એક પક્ષ સેંકડો વર્ષ થયાં ધર્મને પોતાનો દુર્ગમ દુર્ગ બનાવી પારકાને દૂર રાખી આત્મગત થઇ રહ્યો છે, અને બીજો પક્ષ ધર્મને પોતાનો વ્યૂહ બનાવી પારકા પર આક્રમણ કરી તેને છીનવી લેતો જાય છે. આથી તે બંને પક્ષની મનઃપ્રકૃતિ બે તરેહની ભેદબુદ્ધિથી તદ્દન પાકી બની ગઇ છે. દૈવયોગે આવા બે પક્ષ હિંદમાં સાથે રહી મુખ્ય સ્થાન ભોગવી રહ્યા છે. આત્મીયતાની બાજુએથી જોતાં મુસલમાનો હિંદુઓને ચાહતા નથી, તેઓ તેને કાફર કહી દૂર રાખે છે. તેજ રીતે હિંદુઓ પણ મુસલમાનોને ચાહતા નથી, તેઓ તેને મ્લેચ્છ કહી દૂર હડસેલી મૂકે છે.

વળી બંને પક્ષ એક જગાપર એકત્ર થવાની ચેષ્ટા કરે એ ત્રીજા પક્ષને ગમતું નથી. શિવઠાકુરની ગ્રામ્ય કવિતા જો આજે સંપૂર્ણ મળી હોત તો તેમાં જણાત કે જે પરેલી સ્રી રાંધીસીંધે છે છતાં ભોજન પામતી નથી તેની, અને જે ત્રીજી સ્રી ખાવાનું ન મળવાથી બાપને ઘેર જાય છે, તે બંનેની વચ્ચે એક પ્રકારની સંધિ થઈ હતી. તે સંધિ બીજી સ્રીની વિરુદ્ધ હતી. પરંતુ જે દિવસ બીજી સ્રી પોતાના વહાલા પિતાશ્રીને મળવા જતી ત્યારે બાકી રહેલી બે શોક્યો વચ્ચે હાથોહાથની લડાઇ જામતી. પદ્મા નદીનાં તોફાન વખતે મેં જોયું છે કે કાગડા અને ફિંગા બંને કિનારાના ઉંચા ભાગ પર તદ્દન પાસે પાસે ઘસાઇને બેસે છે. તેનું આ સાયુજ્ય જોઇ મુગ્ધ થઇ જવાની જરૂર નથી. તોફાનનો સમય તેઓ પરસ્પર સુલેહમાં વિતાડે છે, પણ તોફાન શાંત પડતાંજ તેઓની સાહમારી શરૂ થાય છે. બંગાળાના ભાગલા વખતે હિંદુઓની સાથે મુસલમાનો ભળ્યા નહોતા, કારણ કે બંગાળાના અખંડ અંગની મશ્કરી કર્યાનું દુઃખ તેઓ આગળ વાસ્તવિક નહોતું. આજે અસહકારની ચળવળમાં હિંદુઓની સાથે મુસલમાનો ભળ્યા છે, તેનું કારણ એ છે કે રૂમસામ્રાજ્યના અખંડ અંગની મશ્કરી કર્યાનું દુઃખ તેઓને વાસ્તવિક જણાય છે. આવાં મિલનનું ઉપલક્ષ્ય કદી ચિરસ્થાયી હોઈ શકતું નથી. આપણે ખરી રીતે એકત્ર થયા નથી; આપણું એક ટોળું પૂર્વ તરફ મોં રાખી ઉભું છે, બીજુ ટોળું તેની લગોલગ પશ્ચિમ તરફ મોં કરી ઉભું છે. બંને ટોળાં થોડા વખત માટે પાસે ઉભાં રહી પાંખો ઝાપટતાં હતાં, આજ એ પાંખોની ઝાપટ બંધ પડી છે. હવે બંને પક્ષની ચાંચો એક બીજાં તરફ વેગથી ઝૂઝી રહી છે. રાષ્ટ્રના નેતાઓ વિચાર કરે છે કે હવે આ ચાંચોને કેવી રીતે વશ રાખવી. મૂળ ભૂલ તો અસ્થિમજ્જાગત થઇ રહી છે, તેને ભુલવવાનો પ્રયત્ન કરવાથી એ ભૂલ સુધરવાની નથી. બરફ પર કામળ વીંટી જો મનમાં એમ વિચારે કે હું બરફને ગરમ કરૂં છું, તો તે એક દિવસ જરૂર જાણશે કે એમ કરવાથી તો શીતળતા સ્થાયી બની ગઇ છે.

હિંદુમુસલમાન વચ્ચે કેવળ ધર્મગત ભેદ જ નથી. તે બંને પક્ષ વચ્ચે એક પ્રકારની સામાજિક શક્તિની અસમાનતા છે. મુસલમાન ધર્મસમાજના લાંબા કાળથી ચાલ્યા આવતા નિયમોને લીધે તેઓમાં એક પ્રકારનું ગાઢ ઐક્ય જામી ગયું છે, અને હિંદુના ધર્મસમાજના

સનાતન અનુશાસનોના પ્રભાવથી તેઓમાં એક જાતનું પ્રબળ અનૈક્ય વ્યાપી રહ્યું છે. એનું પરિણામ એ આવ્યું છે કે જરૂર ન હોય તો પણ હિંદુ પોતે પોતાને મારે છે, પણ જરૂર હોય છતાં તેઓ બીજાને મારી શકતા નથી. અને મુસલમાનો કોઇપણ પ્રકારનું ખાસ પ્રયોજન ન હોય છતાં પોતાની દૃઢતાપૂર્વક રક્ષા કરે છે તથા જરૂર પડયે બીજાને ખૂબ માર મારી શકે છે. આનું કારણ એ નથી કે મુસલમાનોના શરીરમાં વધારે જોર છે અને હિંદુમાં નથી; તેનું ખરૂં કારણ એ છે કે તેઓના સમાજમાં જોર છે, હિંદુઓના સમાજમાં નથી. એક ટોળું આભ્યન્તરિક બળથી બળવાન છે, અને બીજું ટોળું આભ્યન્તરિક દુર્બળતાથી નિર્જીવ છે. એ બન્ને પક્ષ વચ્ચે સમાન સંધિ શી રીતે થાય ? ભારે તોફાન વેળા ક્ષણભર એવી સંધિ થાય ખરી, પરંતુ તોફાન શાંત થતાં એ સંધિ ટકવાની નથી. ભાગ પાડતી વેળા સિંહનો ભાગ બહુ મોટો બની જાય છે, તેનું કારણ તેના પંજામાં છુપાએલું છે. ગઈ મહાન લડાઇમાં જ્યારે આખી અંગ્રેજ જાતિનાં મોં પાંડુવર્ણાં બની ગયાં હતાં, ત્યારે તેઓએ આપણા જેવી મરવા પડેલી જાતિને પણ આદરમાનપૂર્વક મદદ કરવા માટે બોલાવી હતી એટલું જ નહિ, પણ ભારે સ્વાર્થી માણસને સ્મશાનવૈરાગ્યને લીધે થોડીવાર માટે નિષ્કામ વિશ્વપ્રેમની સ્ફુરણા થાય છે તેમ લડાઈ પૂરી થયા બાદ થોડા દિવસો સુધી લોહીની આહુતિ આપવામાં સામેલ થએલા પોતાના મદદગાર હિંદીઓ તરફ તેઓના મનમાં સહાનુભૂતિનો સંચાર થયો હતો. યુદ્ધનો ધક્કો નરમ પડવા લાગ્યો, કે તરત જ જલિયાનવાલા બાગમાં દાનવલીલા શરૂ થઇ, અને થોડા સમય બાદ કેનિયામાં સામ્રાજ્યના સિંહદ્વાર આગળથી હિંદીઓને ધક્કા મારી કાઢવાની વ્યવસ્થા થઇ. આપણે ગુસ્સે થઇએ છીએ ખરા, પરંતુ સમોવડીઆ થયા સિવાય બરોબરીઆ તરીકેના અધિકાર ભોગવાતા નથી. એ કારણથી જ મહાત્માજી એક પ્રકારનો પ્રબળ ધક્કો ઉત્પન્ન કરી પ્રજાપક્ષની શક્તિને રાજપક્ષ અનુભવી શકે એટલું જોર ...ો પ્રયત્ન કરતા હતા. બન્ને પક્ષ વચ્ચે સંધિ કરવાનો તેમનો ઉદ્દેશ હતો. આવી સંધિ સબળ અને નિર્બળ એવા ભેદ હોય તો થઇ શકે જ નહિ. આપણે જો ધર્મના બળ વડે રાજાનું સિંહાસન પ્રજાથી શકત તો રાજાનું બાહુબળ જાતે એકાદ જાતની સુલેહ કરી લેવા માટે આપણને બોલાવત. હિંદમાં હિંદુમુસલમાનો વચ્ચે હંમેશાં બાંધછોડ કરવાની જરૂર પડશે. જો આ વખતે બંને વચ્ચે શક્તિની અસમાનતા હશે તો એ બાંધછોડ દર વખતે ભારે સ્વરૂપ ધારણ કરશે. ઝરણાનું પાણી પીવાના અધિકાર નક્કી કરવા એક વખતે વાઘ અને ઘેટાંની સભા મળી. ઇસપની વાતોમાં એ સભાનો ઇતિહાસ નોંધેલો છે. એ વાતના ઉપસંહારમાં અતિપ્રબળ પશુરાજે વાદવિવાદના વિષયને કેવો સરળ કરી નાખ્યો હતો તે બધા જાણે છે. હિંદનું કલ્યાણ ચાહતી હોય તો હિંદુમુસલમાન જાતિએ એકસંપી કરવા ઉપરાંત એકબીજાની સમકક્ષ થવાની પણ બહુ જરૂર છે. વ્યક્તિગત સમકક્ષતા નહિ પણ સામાજિક શક્તિની સમકક્ષતાની જરૂર છે.

મલબારમાં મોપલા વિદ્રોહ વખતે જે બિભત્સ બનાવ બન્યો હતો તે ખિલાફતને લીધે હિંદુમુસલમાનની એકસંપીના પૂર જુઆળ વખતે જ બન્યો હતો. જે બે પક્ષ વચ્ચે વિરોધ જન્મ્યો હતો, તે બંને પક્ષ લાંબા કાળથી ધર્મના વ્યવહારને નિત્ય ધર્મનીતિની વિરુદ્ધમાં વાપરતા આવ્યા હતા. નંબુદ્રિ બ્રાહ્મણોનો ધર્મ મુસલમાનોને તિરસ્કારતો હતો, મોપલાઓનો ધર્મ નંબુદ્રિ બ્રાહ્મણોની અવજ્ઞા કરતો હતો. એ બંને પક્ષ વચ્ચે કોંગ્રેસના માંચડા પર પેદા થએલ ભ્રાતૃભાવના જીર્ણ મસાલાદ્વારા એકદમ થોડા દિવસોમાં બહુજ મજબુત રાજદ્વારી સેતુ બાંધી દેવાનો પ્રયત્ન નકામો જાય એ સ્વાભાવિક છે. છતાં આપણે વારંવાર કહેતા આવ્યા છીએ કે આપણો સનાતન ધર્મ જેમ છે તેમ ભલે રહે. અમે અવાસ્તવિક વડે વાસ્તવિક ફળ મેળવીશું. ફળ મળતાં જ બધી ભૂલોનું સંશોધન થઇ જશે. બાજી જીત્યા બાદ બાજી જીતવાનો પ્રયત્ન કરીશું; પ્રથમ સ્વરાષ્ટ્ર થઇશું, પછી મનુષ્ય થઇશું.

મલબારના ઉત્પાત સંબંધમાં આતો શરૂઆતની વાત થઇ. હવે બીજા મુદ્દાપર આવીએ. મલબારમાં હિંદુમુસલમાન વચ્ચે અસમાનતા છે. દાક્તર મુંજેએ

આ ઉત્પાતનું વિવરણ કરી દક્ષિણના હિંદુસમાજના ગુરુ શંકરાચાર્ય પાસે એક રિપોર્ટ રજૂ કર્યો હતો. તેમાં કહ્યું છે કેઃ—

"The Hindus of Malabar are generally speaking mild and docile, and have come to entertain such a mortal fear of the Moplas that the moment any such trouble arises, the only way of escape the Hindus can think of, is to run for life, leaving their children and womenfolk behind, to take care of themselves as best as they could, thinking perhaps honestly that if the Moplas attack them without any previous molestation, God, the Almighty and the Omniscient, is there to teach them a lesson and even to take a revenge on their behalf."+

દાક્તર મુંજેનાં આ વચનોનો અર્થ એ છે કે હિંદુઓ ઐહિકને ઐહિક નિયમો વડે વ્યવહારમાં ઉતારતાં શીખ્યા નથી. તેઓએ નિત્યઅનિત્યની ખીચડો કરી બુદ્ધિને સળગાવી મૂકી છે. બુદ્ધિની જગાએ વિધિ, અને આત્મશક્તિની જગાએ ભગવાનને ખડા કરી દઈ પોતાનાં અપમાનદ્વારા ખુદ ભગવાનનું પણ તેઓ અપમાન કરે છે, અને તેથી જ તેઓ દુઃખ પામે છે એ વાત તેઓ મનની જડતાને લીધે સમજતાં નથી.

* સામાન્ય રીતે, મલબારના હિંદુઓ શાંત અને ગરીબ છે. અને તેથી તેમને મોપલાઓનો એટલો બધો ભય રહ્યાં કરે છે કે જ્યારે જ્યારે કંઈ પણ તોફાન જાગે ત્યારે તેમાંથી બચવાનો ઉપાય બૈરાંછોકરાંઓને ઇશ્વરને ખોળે સોંપી નાસી જવું એજ તેમને સૂઝે છે. તેઓ કદાચ અંતઃકરણપૂર્વક માનતા લાગે છે કે જો મોપલાઓ નિર્દોષ સ્ત્રીઓ અને બાળકોને પીડશે તો સર્વશક્તિમાન અને સર્વજ્ઞ ઇશ્વર તેમની જરૂર ખબર લેશે.

દાક્તર મુંજેના રિપોર્ટમાં એક જગાએ લખ્યું છે કે આઠસો વર્ષ અગાઉ મલબારના હિંદુ રાજાએ પોતાના બ્રાહ્મણ મંત્રીની સલાહથી પોતાના રાજ્યમાં આરબોને સંસ્થાન વસાવવાની ખાસ સગવડ કરી આપી હતી એટલું જ નહિ, પણ હિંદુઓને મુસલમાન બનાવવાના કામમાં તેણે આરબોને એટલી બધી મદદ આપી હતી કે કાયદા મુજબ દરેક માછીનાં કુટુંબમાંથી એક હિંદુને મુસલમાન થવું પડતું. આનું મુખ્ય કારણ એ હતું કે ધર્મિષ્ઠ રાજા અને મંત્રીઓએ સમુદ્રયાત્રા ધર્મવિરુદ્ધ માની લીધેલી હોવાથી મલબારના સમુદ્ર કિનારે આવેલા પ્રદેશોના રક્ષણની જવાબદારી મુસલમાનોના હાથમાં હતી. મુસલમાનો સમુદ્રયાત્રાના પ્રશ્નને બુદ્ધિની દૃષ્ટિએ તપાસતા, મનુની દૃષ્ટિથી નહિ. બુદ્ધિ પર આધાર ન રાખતાં અબુદ્ધિ પર આધાર રાખનાર રાજા રાજ્યાસન પર બેસે તોપણ તેને પરાધીનતા ભોગવવી પડે છે. તેઓ કામ કરવાના ખરા બપોરે પણ મધરાત માની બેસે છે; એટલે તેઓના પર ખરે બપોરે પણ ભૂત પથરા ફેંકે છે.

મલબારના રાજાએ એક વખતે પોતે માત્ર રાજાનો સ્વાંગ સજી અબુદ્ધિને રાજ્યાસન પર બેસાડી હતી. એ અબુદ્ધિ અત્યારે પણ મલબારના હિંદુ સિંહાસન પર રાજા થઇ બેઠી છે. તેથી હિંદુઓ માર ખાય છે, છતાં ઉલટું બોધઃ કહે છે કે "ઉપર ભગવાન છે." આખા ભરતખંડમાં આપણે અબુદ્ધિને રાજા નીમી તેના આગળ હાથ જોડી ઉભા છીએ. એ અબુદ્ધિના રાજ્યને, એ વિધાતાના વિધિવિરુદ્ધની ભયંકર ફાટને કોઇ વેળા પઠાણ, તો કોઈ વેળા મોગલ અને હાલમાં અંગ્રેજો આવી પૂર્ણ કરી રહ્યા છે. આપણે તેઓનો માર બહારથી જોઈ શકીએ છીએ, પણ તેઓ તો ઉપલક્ષ્ય માત્ર છે, તેઓ તો પથરા જેવા છે, ખુદ ભૂત જાતે નથી. આપણે મધ્યાહ્નકાળના પ્રકાશમાં પણ બુદ્ધિની આંખો બંધ કરી અબુદ્ધિના ભૂતને બોલાવી લાવ્યા

છીએ. આ બધાં કરતુકો તેનાં જ છે. બરાબર મધ્યાહ્નકાળ વખતે જ્યારે જાગ્રત વિશ્વ વિચાર કરે છે, કામ કરે છે, ત્યારે પાછળથી કેવળ આપણી જ પીઠ ઉપર ભૂત પથરા ફેંકે છે.

આપણે એ ભૂતની સાથે, એ અબુદ્ધિની સાથે, એ અવાસ્તવિકની સાથે લડાઇ ચલાવવી જોઇએ. તેણે જ આપણામાં ભેદ પેસાડયો છે, તેણે જ આપણી કાંધે પરવશતાને લાદી દીધી છે. તેણે આપણને એટલા બધા આંધળા બનાવી દીધા છે કે એક તરફથી મોટા બરાડા પાડી એ ભૂતે ગરેલા પથરાને ગાળો આપીએ છીએ, ત્યારે બીજી તરફથી એ જ ભૂતને પરમાત્મીય પરમારાધ્ય ગણી આપણું તન, મન ને ધન સર્વસ્વ તેને જ અર્પણ કરીએ છીએ. પથરા તરફ દૃષ્ટિ કરવાથી આપણું કંઈ વળે તેમ નથી, કારણ કે જગતમાં પથરાની સંખ્યાનો પાર નથી. રસ્તામાં ચોતરફ પથરા પડયા હોય છે, પણ એ પથરા ફેંકનાર ભૂત તો એક જ છે. એ ભૂતને હાંકી કાઢતાં પથરા તો એની મેળે ફેંકાતા બંધ પડવાના. ભારતવર્ષની એ પુરાતન પ્રાર્થના આજે અંતઃકરણપૂર્વક ઉચ્ચારવાનો વખત આવ્યો છે, કેવળ મોઢેથી નહિ, પણ વિચારવડે, કર્મવડે, શ્રદ્ધાવડે, એકબીજા સાથેના વ્યવહારવડે;–"य एकः अवर्णः" જે એક અને બધા વર્ણભેદથી પર છે, "स नो बुध्या शुभया संयुनक्तु" તે જ અમને શુભ બુદ્ધિ આપી એકત્ર કરો.*

રવીન્દ્રનાથ ટાગોર

---

* કવિવર રવીન્દ્રનાથ ટાગોરે આપેલા બે વ્યાખ્યાનોનો બંગાળીમાંથી અનુવાદ. અનુવાદકર્તા: મહાશંકર ઇંદ્રજી દવે.

# અમદાવાદ આરોગ્ય પરિષદ્

તા. ૧૫-૧૨-૧૯૨૩ ના રોજ મળેલી અમદાવાદ આરોગ્ય પરિષદ્‌ના પ્રમુખસ્થાનેથી ડૉ. સુમન્ત મહેતાએ જે ભાષણ કર્યું હતું તે નીચે પ્રમાણે છેઃ—

## વાતાવરણ

બ્હેનો તથા ભાઇઓ,

આપણા દેશમાં નવી જાગ્રતિ ફેલાઇ રહી છે તેના ચિન્હ રૂપે આ પરિષદ્ મળે છે એમ હું માનું છું. સેનીટરી એસોસીએશન એટલે આરોગ્ય મંડળે અમદાવાદ શહેરમાં ભાષણો, પ્રદર્શન તથા સભાદ્વારા પ્રજાની આંખ ઉઘાડવાનો પ્રયત્ન કર્યો છે. હાલમાં વડોદરામાં પણ સ્ત્રીઓ તથા બાળકના સંરક્ષણ માટે એક સંસ્થા સ્થપાઇ છે; મુંબાઇમાં સમાજસેવકોની પરિષદ્‌માં પણ આરોગ્યના વિષયને ખાસ મહત્વ આપવામાં આવ્યું છે. આપણા દેશમાં સામાન્ય મૃત્યુપ્રમાણ અને ખાસ કરીને બાળમૃત્યુપ્રમાણ એટલું મોટું છે કે કોઇ પણ સમજુ માણસથી આ બાબતમાં નિશ્ચિંત રહી શકાય નહીં. આપણા ગામોમાં અનારોગ્ય કેમ વધી ગયું છે, છેલ્લાં પચાસ વર્ષમાં કેવા પ્રકારની નવી પરિસ્થિતિ ઉભી થઇ છે અને ત્યાર પહેલાંની સ્થિતિ કેવી હતી એ સર્વ બાબતનો સંપૂર્ણ વિચાર કરવાની આવશ્યકતા છે. આરોગ્યની બાબતમાં મોટાં ગામો તથા નાનાં ગામડાંના પ્રશ્નો ઘણે અંશે જુદા પ્રકારના છે, અને આજની સભામાં આપણે શહેરના પ્રશ્નોનો ખાસ વિચાર કરવાનો છે.

અંગ્રેજ લોકોના રાજ્યમાં સંચાથી ચાલતાં મોટાં કારખાનાં આપણે ત્યાં દાખલ થયાં ત્યાર પહેલાં બધાં શહેર તથા ગામોની રચના ગામડાં જેવી જ હતી. જુદી જુદી કોમ પોતપોતાના લત્તામાં રહેતી. વસ્તી ગીચ નહોતી. ઘર પણ બહુ ઉંચાં નહોતાં. ગામની વચમાં બજારો હતાં અને દરેક લત્તાના બ્હારના ભાગમાં ખેતીના કામમાં રોકાયલા માણસો, કણબી, વણઝારા, કુંભાર, રબારી વિગેરે રહેતા અને તેમના ઘરની બ્હાર ખેતરો શરૂ થતાં.

આ પ્રકારની રચના છોડી દઇને મોટાં શહેરો વસવા માંડયાં, એટલે ગામની સ્વચ્છતા મુશ્કેલ થઇ પડી અને તેને લગતા મોટા ખર્ચાળ પ્રશ્નો ઉભા થયા. દાખલા તરીકે, એકજ મુખ્ય બાબતનો વિચાર કરો. જુના જમાનામાં દરેક માણસ શૌચને માટે ગામ બહાર જતો. માત્ર કેટલાંક બીમાર માણસો અથવા ઉચ્ચ કહેવાતાં કુટુંબનો સ્ત્રીવર્ગ પાતાળ કુવાનો ઉપયોગ કરતાં. અમદાવાદની વસ્તી અઢી લાખ માણસની એટલે દરરોજ આટલા બધા માણસોનું મળ ગામ બ્હાર કેવી રીતે કાઢવું અને તેની વ્યવસ્થા કેવી રીતે કરવી એ અતિ કઠિન પ્રશ્ન થઇ જાય છે. માણસ દીઠ સરેરાશ દોઢ પાશેર જેટલું મળ ગણીએ તો અમદાવાદમાંથી ૨,૩૪૪ મણ મેલું ઉઠાવવું પડે અને આટલો બધો ગંદવાડ ગમે તેમ ફેંકી શકાય પણ નહીં; તેને દાટી જ દેવો પડે. આ બધી વિગતમાં આપણે જવાની જરૂર નથી, પણ દરેક હિંદીએ જાણવાની જરૂર છે કે મ્હોટાં શહેરોમાં આરોગ્ય સચવાશે નહીં. ગામડાંની વસ્તી શહેરમાં આવે તે બિલકુલ ઇચ્છવા જેવું

નથી. જો યુરોપઅમેરિકાના જેવાં મોટાં શહેરો વસાવવાં હશે તો ત્યાં અતિ ખર્ચાળ મ્યુનિસિપાલિટી રાખવી પડશે. આજે હિંદુસ્તાનમાં એક પણ એવી મ્યુનિસિપાલિટી નથી કે જેની પાસે ગામને ચોકખું રાખવા જેટલી આવક હોય. હું નથી માનતો કે પચાસ વર્ષમાં કોઈ પણ હિંદી મ્યુનિસિપાલિટી પૂરતો પૈસો ખર્ચી શકે. દેશના હિતચિંતક ભાઈઓને મ્હારી નમ્ર વિનંતિ છે કે માત્ર આધુનિક સ્થિતિ લક્ષમાં રાખીને અમુક રસ્તેજ પ્રગતિ થવી જોઇએ એવો વિચાર ન રાખતાં મૂળ સિદ્ધાંતોની મદદથી આ પ્રશ્નોનો ઉકેલ કરે.

ગામડાંઓની વસ્તી શહેરમાં રહેવા માટે લલચાય એ ઇચ્છવા જેવું નથી, તેનાં પરિણામ જરૂર ખરાબ આવવાનાં. ઉલ્લાં ત્રીસચાળીસ વર્ષથી ગામડાંની વસ્તીનો પ્રવાહ શહેર તરફ દોરાયો છે ( urbanisation ), તેને લીધે શહેરની સ્થિતિ બગડી છે તેમ જ ગામડાંની પણ બગડી છે. ગામડામાંથી સારા સારા માણસો વધારે કમાણીને માટે નીકળી જાય એથી ત્યાંનું જીવનવહેણ સુકાઇ ગયું છે. કારખાનાઓને લીધે મજુરવર્ગ શહેરોમાં ચાલ્યો જાય તેથી ગામડાંમાં ખેતીને નુકસાન પહોંચે છે એટલું જ નહીં, પણ જે માણસો શહેરમાં જાય છે તેમને તદ્દન નવી જ પરિસ્થિતિમાં રહેવાનું હોઇ તેમની નૈતિક અધોગતિ થાય છે. કુટુંબજનો, સ્નેહીમિત્રો તથા જ્ઞાતિભાઇઓના વાતાવરણમાંથી છૂટા પડવાને લીધે તેમનો સંયમ ઢીલો પડી જાય છે અને શહેરના દુરાચારમાં સામેલ થવાની લાલચ પ્રબળ બને છે. આ પ્રશ્ન માત્ર સાંસારિક નથી, પણ આરોગ્યના વિષય સાથે પ્રત્યક્ષ સંબંધ રાખે છે. દાખલા તરીકે, મિલમજુરો માટે ઘરો બાંધવાનું શરૂ થયું છે. મુંબાઇમાં ચાલો બંધાઇ છે. તેવી જ ચાલો વખતે અમદાવાદમાં પણ બંધાશે એવી આપણને ધાસ્તી છે.

કબુતરખાનામાં જેવી રીતે કબુતરોને રાખવામાં આવે છે તેવી જ રીતે આપણે માણસોને ખાનામાં .. વ્યવસ્થિત રીતે રાખવા માગીએ છીએ. ચાલોમાં તેમને કોઈ પણ પ્રકારના સાંસારિક સુખ માટે અવકાશ હોતો નથી, તેમને કોઇ પણ જાતની ગમ્મત કે આનન્દ મળી શકતો નથી પોતાના ગુજરાન માટે જે ધંધો કરવાનો તેમાંથી છૂટા થયા બાદ કાંઇ મનોરંજક ઉદ્યમ ( hobby ) કે ઉલ્લાસ માટે સ્થાન હોતું નથી. પ્રોફેસર પેટ્રીક ગેડીઝ એવી ચાલોને બૉલ્શેવિક વિદ્યાલય કહે છે. એ ભાઈની સાથે હું પણ સંમત થાઉં છું. યૂરોપ દેશમાં હવે એવો વિચાર ફેલાયો છે કે જો મજુરોને તોફાન, અશાન્તિ, વ્યભિચાર તથા ન ઇચ્છવાજોગ રાજકીય ચળવળથી દૂર રાખવા હોય તો તેમને ગામડાંઓમાં જે સંબંધ જમીન જોડે હતો તે ફરીતે કરી આપવો; એટલે દરેક માણસને એક જમીનનો ટુકડો આપવામાં આવે, ત્યાં દરેક કુટુંબ પોતાને જોઇતું અનાજ, શાકભાજી, ફળફુલ ઉગાડી શકે અને રવિવાર અથવા, રજાઓના દિવસોમાં ત્યાં રમતગમતના મેળાવડા, સંગીત તથા નાટક, ઉજાણીઓ તથા ઉત્સવો ઉજવી શકે. આપણા દેશમાં ભારે સંચાનાં મોટાં કારખાનાં થોડાંક ગામોમાં સ્થપાય તે ઇચ્છવા જેવું નથી. પાશ્ચાત્ય દેશની નકલ કરવાનું આપણે છોડી દઇશું અને સ્વતંત્ર વિચાર કરીશું ત્યારે આપણે ચોકખે ચોકખું જોઇશું કે શહેરો કરતાં હજારો ગામોમાં તેમજ ગામડાંઓમાં હુન્નરઉદ્યોગ ફેલાય તે સ્થિતિ વધારે સારી છે. સાંચાકામનો ઉપયોગ કરવામાં જો કે પાપ નથી; પણ એટલું તપાસવાની ખાસ જરૂર છે કે કારખાનામાં કામ કરનારા મજુરો તથા અન્ય માણસો જાનવર જેવા ન બની જાય, અને અમુક ઉદ્યોગને માટે હજારો ને લાખો માણસોને એક શહેરમાં એકઠાં થઇ, તેનાથી અધોગતિ થાય છે તેવી પરિસ્થિતિ ન આવે.

જે શહેરોમાં ઘણાં કારખાનાં નીકળ્યાં છે અને ભૂલ થઇ ચુકી છે ત્યાં હવે શું કરવું એવો પ્રશ્ન જરૂર પૂછવામાં આવે. તેનો જવાબ તો સહેલો છે. શરીર તરફ બેદરકારી રાખીને અમુક અંગ બગાડી નાંખ્યું હોય તો તેને આપણે કાપી નાંખતા નથી, પણ જેટલું સુધારી શકાય તેટલું સુધારવા માટે ઔષધિ આપીએ છીએ. તેવી જ સ્થિતિ અમદાવાદની થઇ છે. કોઇ પણ

રીતે એ વધારે બગડે નહિ એટલું તપાસવું જોઇએ, અને તેની સાથે સુધારવાને માટે એકદમ પ્રયાસ થવો જોઇએ. નગરસુધારણા તથા નગરરચનાનો વિષય રહેલો નથી. સામાન્ય લોકો ધારે છે તેટલી ભાંગતોડ તેમાં કરવી પડતી નથી. આખા શહેરની સ્થિતિ વિષે અત્યંત વિગતવાર તપાસ (Survey) થવી જોઇએ, અને ભવિષ્યને માટેનો દૂરંદેશી કાર્યક્રમ તૈયાર થવો જોઇએ. જો પ્રમાણિકપણે અને મક્કમપણે આવો કાર્યક્રમ પાર પાડવા માટે કાયમનો પ્રયત્ન થાય તો ગમે તેવું ગંદું શહેર સુધારી શકાય.

આ પરિષદમાં અનેક પ્રકારના વિષયોની ચર્ચા થશે, તે બધાને વિષે મ્હારે થોડું ઘણું બોલવું જોઇએ એમ હું માનતો નથી. આરોગ્યશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાન્ત એટલો જ હોય કે પ્રજાને નિરોગી રાખવી અને ચેપી રોગોનો ફેલાવો અટકાવવો. સાંભળવા પ્રમાણે ચીન દેશમાં એવો રિવાજ છે કે દરેક કુટુંબનું આરોગ્ય તપાસવા માટે અમુક વૈદો હોય છે. જ્યાં સુધી કુટુંબ નિરોગ રહે ત્યાં સુધી જ તેમને વર્ષાસન અથવા વેતન મળે, અને જેવું કોઇ માંદું પડે એટલે વેતન બંધ થાય. યુરોપમાં જે વૈદ્યકીય દેખરેખ, (Panel) ની પદ્ધતિ દાખલ થઇ છે તેમાં આરોગ્યની તપાસ કરવાનું તો છે પણ વેતન બંધ કરવાની રૂઢિ દાખલ થઇ નથી. આપણે ત્યાં પણ આ પદ્ધતિ દાખલ થાય તો કેવું સારૂં. જો કમનસીબે દર્દીનું મૃત્યુ થાય તો તેને દફનાવવા માટે જે સરઘસ નીકળે તેની સૌથી આગળ દાક્તરને ચાલવું પડે છે. એમાં કોઈ પ્રકારના અપવાદ રાખ્યા છે કે નહિ તે હું જાણતો નથી, અને ચીનમાં ન હોય તો આપણે અહીં તે જરૂર દાખલ કરી શકીએ છીએ.

દાક્તરો, વૈદો તથા હકીમોને વિષે પણ થોડું કહેવાની જરૂર છે. આજે મોટર ચલાવનારને પરવાનો મેળવવો પડે છે પણ ગમે તે માણસ વૈદકનો ધંધો લઇ બેસે છે. જો વૈદ્ય કે દાક્તરને પૂરતું જ્ઞાન ન હોય અને રોગનો વખતસર યોગ્ય અટકાવ ન થાય તો તે વધી જઇને ભયંકર સ્વરૂપ પકડે. ગંભીર રોગવાળા માણસો યોગ્ય ચિકિત્સાને અભાવે મરણ પણ પામે, અને ચેપી રોગનો ફેલાવો થઇ જાય. એવી રીતે અનેક પ્રકારનું નુકસાન થાય. માટે વૈદકીય ધંધાના દરેક માણસે અમુક વર્ષો સુધી અભ્યાસ કરીને જ્ઞાન સંપાદન કરેલું હોવું જ જોઇએ એવી કાયદેસર વ્યવસ્થા થવાની જરૂર છે.

આપણાં દવાખાનાંનો લાભ મુખ્યત્વે કરીને ગામની પ્રજાને જ મળે છે એ સૌ જાણે છે. ગામમાં પણ જે ખરાં ગરીબગુરબાં છે તેમને વૈદકીય મદદ પહોંચતી નથી. અમદાવાદમાં એવાં માણસો માટે એક દવાખાનાની ગોઠવણ મ્યુનિસિપાલિટી મારફત થયેલી છે તેનો લાભ ગરીબ પ્રજાને મળે છે કે કેમ તેની માહિતી આપ જ મેળવી લેજો. એક દાક્તર અમુક લત્તામાં જાય તેથી ગરીબ પ્રજાને પહોંચી વળાય નહિ. લત્તાવાર અમુક દાક્તરો ઘેર ઘેર ફરે એવી વ્યવસ્થા થાય તો જ આવી યોજના સંતોષકારક થઇ શકે, અને તેને માટે આપણા શહેરના દરેક લત્તામાં આરોગ્ય મંડળની એક સ્થાનિક શાખા સ્થપાવી જોઇએ.

મ્યુનિસિપાલિટી તરફથી અથવા પ્રજા તરફથી ખાનગી દવાખાનાં કાઢવામાં આવે તેમાં કેટલાંક આયુર્વેદીય પણ હોવાં જોઇએ. આપણી દેશી ઔષધિ ઘણી સારી હોય છે, ઘણી સોંઘી પણ હોય છે, ઘણી અસરકારક હોય છે, અને આપણા શરીરને વધારે અનુકૂળ હોય છે. મને પાશ્ચાત્ય પદ્ધતિ સામે અણગમો નથી, પણ હું ખરેખર માનું છું કે આયુર્વેદીય ઔષધાલયોની સંખ્યા વધવી જોઇએ.

### આરોગ્યના જ્ઞાનનો પ્રચાર

આરોગ્યની બાબતમાં સૌથી અગત્યનો પ્રશ્ન જ્ઞાનના પ્રચારનો છે. આપણાં ધર્મશાસ્ત્રોમાં આરોગ્યનો વિષય સમાયલો હતો, પણ આજની કઢંગી પરિસ્થિતિની અંદર આપણે બીજી ઘણી હકીકત વિગતવાર મેળવવાની જરૂર રહે છે. જે વર્ગ ભણેલો ગણાય છે તે પણ આ બાબતમાં કેટલો અજ્ઞાન છે એ જાણીને નવાઇ લાગે છે. જેમને ચોકખાઈનો ખ્યાલ

નથી તેમને કોઇ દિવસ ચોકખું ઘર મળી શકે નહીં. સારાં ઘરમાં બારીબારણાં બંધ રાખ્યાં હોય તો ચોખ્ખી હવા શી રીતે આવે? ખાવાપીવાની બાબતમાં, કામ, કસરત, આરામ, કપડાંના વિષયમાં ઘણું અજ્ઞાન રહી ગયું છે. નાનાં બાળક, સુવાવડી સ્ત્રી તથા માંદાં માણસોની સંભાળ તથા માવજતનું શિક્ષણ દરેક છોકરીને ફરજીઆત મળવું જ જોઇએ.

## ખરાબ રીતરિવાજ

આપણા કેટલાક રીતરિવાજ અને ખોટી માન્યતાને લીધે સેંકડો માણસો નકામાં મરી જાય છે. ચેપી રોગથી પીડાતા દર્દીના ઓરડામાં લોકો ભરાઇને વાતો કર્યા કરે તેથી દર્દીને નુકસાન થાય તેમજ ચેપનો ફેલાવો થાય છે. ક્ષયથી પીડાતા માણસો સાથે જુવાન તન્દુરસ્ત માણસો સંસર્ગમાં આવે તો તેમને ચેપ લાગે છે. બળીઆ આવ્યા હોય છે ત્યારે પણ જોઇએ તેવી રીતે દર્દીને
અલગ રાખવાની સમજ ઘણાંમાં હોતી નથી. અટકાવી
પણ બળીઆ એવા રોગોને અટકાવવા માટે આપણે સાં નહીં
કમાણીને માટે ન્પ્રયાસ થાય છે. સુવાવડ વખતે સંભાળ લેવા
સુકાઇ ગયું છે. કારસંપૂર્ણ સ્વચ્છતા જાળવવા માટે જુદો
ચાલ્યો જાય તેથી ગામડું તથા બીજા કોઇથી અડકાય નહીં એવો
એટલું જ નહીં, પણ જે ૧ આજે તેનો અનર્થ થાય છે. ઓરડા-
તેમને તદ્દન નવી જ પરિસ્થિતિને બાતલ કરવામાં આવે છે.
નૈતિક અધોગતિ થાય છે. કુંને બદલે જુનાં ઉતરેલાં કપડાં
જ્ઞાતિભાઇઓના વાતાવરણમાંથીર વધારે નાજુક થયાં છે એટલે
તેમનો સંયમ ઢીલો પડી જાય ૧ અને જો એનાં દુર્ભાગ્ય કે(
ચારમાં સામેલ થવાની લાલચ પ્રબળ બને છે. આ મૌત
પ્રશ્ન માત્ર સાંસારિક નથી, પણ આરોગ્યના વિષય સાથે મનો
પ્રત્યક્ષ સંબંધ રાખે છે. દાખલા તરીકે, મિલમજુરો પડ,
માટે ઘરો બાંધવાનું શરૂ થયું છે. મુંબાઇમાં ચાલો
બંધાય છે. તેવી જ ચાલો વખતે અમદાવાદમાં પણ
બંધાશે એવી આપણને ધાસ્તી છે.

કબુતરખાનામાં જેવી રીતે કબુતરોને રાખવા-
. આવે છે તેવી જ રીતે આપણે માણસોને
મોટ ખાનામાં વ્યવસ્થિત રીતે રાખવા

આ બાબતમાં પ્રજાવર્ગનું અજ્ઞાન, ખરાબ રહેણીકરણી તથા નુકસાનકારક રૂઢીરિવાજોથી આરોગ્ય તરફ બેદરકારી રહી જે રોગો પેદા થઈ દુઃખ તથા મરણ નીપજે છે તે અટકાવવાનો ઉપાય એકજ છે–આરોગ્યનું જ્ઞાન. આરોગ્ય મંડળનું મુખ્ય કર્તવ્ય પ્રજામત કેળવવાનું છે, જ્ઞાનનો પ્રચાર કરવાનું છે. નિશાળોમાં તેમજ મહોલ્લે મહોલ્લે, ભાષણોદ્વારા કે વાતો દ્વારા, જો બની શકે તો કથાકીર્તનના રૂપમાં, મેજિક લેન્ટર્ન તથા સિનેમાની મદદથી આ જ્ઞાનનો પ્રચાર કરવો પડશે.સ્થાનિક શાખાઓ સ્થાપી ત્યાંના વૈદ્યદાક્તરો, હકીમો તથા અન્ય ગૃહસ્થોની મારફત પ્રચાર થઇ શકશે. પણ ચોપાનીઆ, હસ્તપત્રો, ચિત્રો,મેજિક લૅન્ટર્નના સ્લાઇડ્ઝને માટે એક મધ્યસ્થ કાર્યાલયની યોજના કર્યા વિના છૂટકો નથી. હું આ બાબતપર ખાસ આગ્રહ કરૂં છું. ગુજરાત-કાઠીઆવાડમાં આરોગ્ય મંડળ સ્થપાય તે પોતપોતાના છુટાં છુટાં ચિત્રો કે સ્લાઇડ્ઝ ભાગ્યેજ સારાં કરાવી શકે; પણ મધ્યસ્થ કાર્યાલયમાં તે હજારોની સંખ્યામાં તૈયાર કરાવી જુદાં જુદાં મંડળોમાં વ્હેંચી શકાય.

પ્રજામત કેળવવાને લીધે એક બીજો ફાયદો થવાનો સંભવ છે. આજે અમદાવાદમાં પ્રસુતિગૃહો છે તે ઉપરાંત બીજા ઘણા લત્તાઓમાં ગૃહો સ્થાપવાં પડશે. દાનવીર ગૃહસ્થોનું લક્ષ પ્રસુતિગૃહ સ્થાપવા તરફ દોરવાની જરૂર છે. જેવી જરૂરીઆત સદાવ્રતો તથા ધર્મશાળાઓ બાંધવા વિષે છે તે પ્રમાણે ગરીબ પ્રજા માટે પ્રસુતિગૃહો તથા બાળઔષધાલયોની પણ જરૂર છે, એવો ખ્યાલ જનસમાજમાં જગાડવાની ખાસ આવશ્યકતા છે.

જે શહેરોમાં ૧ પ્રદર્શનો તથા પરિષદોથી પ્રજામત કેળ-
ભૂલ થઇ ચુકી છે સં. આજની સભાના કાર્યથી થોડો ઘણો
પૂછવામાં આવે. તેનો મનો થશે એવી મને આશા છે.
તરફ બેદરકારી રાખીને
હોય તો તેને આપણે કાપી
સુધારી શકાય તેટલું સુધારવ
છીએ. તેવી જ સ્થિતિ અમદઃ

# ગુજરાતી સંસ્કૃતિમાં જીવન રેડવા વિષે

કવિ નર્મદાશંકરના કથન મુજબ જેની માતૃભાષા ગુજરાતી હોય તે ગુજરાતી, ને જે પ્રદેશમાં ગુજરાતી ભાષા બોલાતી હોય તે પ્રદેશ ગુજરાત. આપણા કમનસીબે આપણા રાજકર્તાઓને આ વ્યાખ્યા ન્હોતી સૂઝી, ને હિંદુસ્તાનના પ્રાંતો નક્કી કરવામાં તેમણે ભાષાને પ્રાધાન્ય ન્હોતું આપ્યું. તેમણે તો પોતાનો સ્વાર્થ, પોતાની સગવડ ને રાજ કરવાની સુગમતા લક્ષમાં રાખીનેજ પ્રાંતો તૈયાર કરેલા. આથી ગુજરાતની સીમામાં કાઠિયાવાડ ને કચ્છને સમાવવાનું તેમને ન સૂઝેલું; ને પરિણામે, રાજકીય ભૂગોળમાં ગુજરાતની સીમા હોવી જોઇએ તેનાથી નાની દોરાયલી આપણે આજે જોઈએ છીએ. ખરી રીતે ગુજરાતની સીમા ઉત્તરે પાલણપુર, દક્ષિણે દમણ, પૂર્વે દાહોદ ને પશ્ચિમે દ્વારકા ને કચ્છ હોવી જોઇએ. ને ગુજરાત શબ્દ આપણે એજ વિશાળ અર્થમાં વાપરવો જોઇએ.

આવો ગુજરાત પણ ફરી આપણા કમનસીબે રાજકીય દૃષ્ટિએ એક નથી. ગુજરાત-કાઠિયાવાડ-કચ્છના પ્રદેશમાં—સમગ્ર ગુજરાતમાં—૩૨૩ દેશી રાજ્યો છે, એટલે કે બ્રિટિશ રાજની ગણતરી કરતાં ગુજરાતના ૩૨૪ ભાગલા થયા! ક્યાં રહી રાજકીય એકતા? આટલાં રાજ્યોની સરહદો વિચારો! એક 'રાજ'માંથી બીજામાં જતાં પાસપોર્ટની જરૂર પાડવામાં આવે, દરેક રાજ્યોમાં જુદું જુદું ચલણી નાણું હોય તો મુસાફરીની અગવડ વિચારો! સરહદ પર થતી દાણ-ચોકીની તપાસની પીડા!.........ગુજરાતની એકતા ઇચ્છતા સર્વ ગુજરાતીઓ સ્વાભાવિક રીતે જ એમ ઇચ્છે કે આ બધા દેશી રાજાઓને 'અમીર' બનાવી હિન્દુસ્તાનના 'અમીરગૃહ'માં બેસાડી દેવાય, ને સમગ્ર ગુજરાતનાં, ધર્મ-વર્ણના ભેદ રહિત સર્વ પુખ્ત વયનાં સ્ત્રીપુરુષમતદારોથી ચૂંટાયલા પ્રતિનિધિઓ ગુજરાતના 'આમગૃહ'માં હોય ને ગુજરાતનું રાજ (હિન્દુસ્તાનના સંયુક્ત રાજ્યોમાંનું એક), આવા 'આમગૃહ'થી ચાલતું હોય તો કેવું સારું! પણ આવી રાજકીય ને સામાજિક એકતા તો આજે માત્ર કલ્પનામાં ને સ્વપ્નમાંજ લેવાની!

પણ આવી દેખાતી રાજકીય, ને બીજી સામાજિક (ધર્મ, જ્ઞાતિ, જાતિની), ભિન્નતા નીચે, ગુજરાતી ભાષા બોલતી પ્રજામાં સંસ્કૃતિની એકતા છે ને એ સંસ્કૃતિની એકતાથીજ એ સર્વ ભિન્ન દેખાતા ભૂગોળના ને સમાજના ભાગો સૈકાઓ થયાં એકમેક સાથે જોડાઇ રહેલા છે. ને ઉપલું રાજકીય ને સામાજિક એકતાનું સ્વપ્નું સાચું પાડવાનો ઉપાય સંસ્કૃતિની એકતા દૃઢ કરવામાંજ રહેલો છે. સંસ્કૃતિની એકતા દૃઢ કરાતાં, સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરાતાં, રાજકીય ને સામાજિક ભેદો દૂર થઇ જશે. કાઠિયાવાડ ને કચ્છ સાથે ગુજરાતની વસ્તી એક કરોડ છે, ને તે ઉપરાંત હિન્દુસ્તાનમાં અન્ય સ્થળોએ—મુંબઈ, કલકત્તા, રંગુન—ધનિક ગુજરાતીઓ જઈ વસેલા છે તે આપણે ભૂલવું ન જોઇએ. યુરોપમાં કંઈ પંદર સ્વતંત્ર રાજ્યો—ફીન્લૅંડ, એસ્થોનિયા, પોલાંડ વગેરે—ની વસ્તી એક કરોડથી ઓછી છે.

ત્યારે ગુજરાતમાં સંસ્કૃતિની એકતા—Caltaral unity—કેમ સધાય? કેમ દૃઢ કરાય? ગુજરાતની સંસ્કૃતિને બળવાન, વ્યક્તિત્વવાળી, ને સજીવ કેવી રીતે કરી શકાય?

પહેલાં તો આપણે ગુજરાતની આધુનિક સ્થિતિનો બરાબર અભ્યાસ કરવો જોઇશે. જ્યાં સુધી આપણે ક્યાં ઉભા છીએ તે ન જાણીએ ત્યાં સુધી આપણે કશું ન કરી શકીએ. ત્યાર પછી આપણે આપણો ભૂતકાળ ઉકેલવો પડશે. આજની સ્થિતિએ આપણે કેવી રીતે આવ્યા તે બરાબર સમજવું જોઇશે. ભૂતકાળનાં મિથ્યાં બણગાં ફૂંક્યે, કંઇ ન વળે. ભૂતકાળને સુવર્ણકાળ કહેવાથી આપણી વર્તમાન દરિદ્રતા દૂર નહિ થાય. ભૂતકાળને આપણે ઐતિહાસિક દૃષ્ટિએ, બારીકાઇથી, સાત્વિક ભાવે નિહાળવો પડશે. ત્યાર પછી આપણે ભવિષ્યમાં કયે રસ્તે જવું, કેવી રીતે જવું, તે નક્કી કરવું સુગમ થઇ પડશે.

આટલું કરવા આપણી સંસ્કૃતિનાં સર્વ અંગો આપણે તપાસવાં પડશે. ખોડખાપણ, જડતા, અંધતા, સર્વ વૈજ્ઞાનિક દૃષ્ટિએ વર્ણવવાં પડશે. આ કામ એક વ્યક્તિનું નથી, પણ અનેકનું છે; એક સંસ્થા એ કામ માથે લે તે કરતાં અનેક સંસ્થાઓ સાથે મળી કામ કરે તો પરિણામ વધારે સારું આવે. ગુજરાત વિદ્યાપીઠ, પુરાતત્વ મંદિર, નવજીવન કાર્યાલય, યુગધર્મ કાર્યાલય, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાત સાહિત્ય સભા, ને ગુજરાતની વિવિધ જ્ઞાતિઓનાં મહાજનો સાથે મળી એક સંયુક્ત સમિતિ નીમી નીચે આપ્યા છે તે (ને બીજા એવા અનેક) વિષયો પર પુરતો અભ્યાસ કરાવી યોગ્ય જનો કને (પૈસા આપી) નિબંધો લખાવી, પચાસથી સો પાનાનાં નાનાં પેમ્ફલેટ રૂપે ટૂંક સમયમાં-એક કે બે વરસમાં-બહાર પાડે, ને એવાં પેમ્ફલેટો ગુજરાત-કાઠિયાવાડ-કચ્છમાં છૂટથી વહેંચે તો તે ગુજરાતી સંસ્કૃતિ સજીવ કરવામાં અતિ ઉપયોગી નિવડે. આવાં પેમ્ફલેટો યોગ્ય હાથેજ ને વૈજ્ઞાનિક દૃષ્ટિએજ લખાયલાં હોય; એમાં ભૂતકાળનો ઇતિહાસ, વર્તમાનની સ્થિતિ, ને ભવિષ્ય માટે માર્ગદર્શક સૂચનાઓ હોય; નીડરતા, સત્યપ્રિયતા, સ્વદેશાભિમાન, પક્ષરહિત ટીકા, ને સમતોલપણું પાને પાને હોય; દરેક પેમ્ફલેટમાં જરૂરી આકૃતિ, ચિત્રો, નકશાઓ ને ફોટોગ્રાફો પણ અપાયલાં હોય.........

૧-૪. ગુજરાતી સાહિત્ય-ઇતિહાસ; ભાષા (ઇતિહાસ, કોષ); કવિતા, નવલકથા, નિબંધ, લોકગીત-કથા, રાસ-નાટક, રંગભૂમિ, નટો; સીનેમા—

૫. ગુજરાતી સંગીત-વાદ્યો, રાસ, ગરબા, ભજનો—

૬. ગુજરાતમાં વિજ્ઞાન-ઔદ્યોગિક લાભો; શિક્ષણ; ખેતીવાડી; ભવિષ્ય.

૭. ગુજરાતમાં કેળવણી-વિવિધ સંસ્થાઓનું દિગ્દર્શન. બધી સંસ્થાઓને જોડી એક મધ્યસ્થ-સંસ્થા Central organisation થી કામ-ગુજરાત બહારના ગુજરાતીઓનું શિક્ષણ

૮. ગુજરાતી સમાજ-જ્ઞાતિઓ, જાતિઓ, ધર્મો, વસ્તી, વિસ્તાર, વધારો-ઘટાડો, શરીર, જાહેરજીવન, લોકસ્થિતિ, લક્ષ્મી રિવાજો, સામાજિક સડાઓ, સર્વની યોગ્ય ગોઠવણી ને ભવિષ્ય માટે માર્ગદર્શનો.પારસી,મુસલમાનો-મેમણ ખોજા વોરાઓ-, ભીલ, ધારાળા, ચોધરા, કાળીપરજ—

૯. ગુજરાતમાં પુરાતન ધન-(Archaeological wealth in Gujerat). ગિરનારની શિલાઓ, સિક્કાઓ, વગેરે.

૧૦. ગુજરાતનું સ્થાપત્ય-ઘરોની બાંધણી; મંદિરોની બાંધણી; ગ્રામરચના; શહેરરચના; વગેરે

૧૧. ગુજરાતનું શિલ્પ.

૧૨. ગુજરાતની ચિત્રકળા-ગેલેરિ ઇ. ની સંભવિતતા.

૧૩. ગુજરાતની ઔદ્યોગિક કળા-આ વિષે અનેક પેમ્ફલેટ કારીગરો ને તેમનાં મહાજનોની મદદ લઈ તૈયાર કરાવી શકાય.

૧૪-૩૦.(૧) કાચનું કામ (Industrial arts & handicrafts).

(૨) જરીકામ

(૩) ભરતકામ, ગૂંથણકામ

(૪) Inlaying; mosaic

(૫) હાથીદાંતનું કામ

(૬) લાકડામાં કોતરકામ; ફર્નિચર

(૭) કુંભારકામ

(૮) ધાતુકામ-કંસારા-લુહાર ૧૦

(૯) સોનારૂપાનું કામ, ઝવેરાત

(૧૦) છાપેલ કાપડ, રંગરેજ

(૧૧) શાલ, ઉનનું કામ, રેશમકામ

(૧૨) વણાટકામ: ખત્રી

(૧૩) શેતરંજી વગેરે

(૧૪) છપાઇ, પુસ્તકબાંધણી; અને

(૧૫-૧૭) બીજી રહી ગયેલી કારીગરીઓ.

આમ કંઈ પચ્ચીસ ત્રીસ પેમ્ફ્લેટો બહાર પાડી શકાય. આવાં સાહિત્યનો લોકોમાં છૂટથી પ્રચાર થવાથી મરણ પામતી દેશની કારીગરીને સજીવન કરી શકાશે, વધુ સુન્દર ને ઉપયોગી બનાવી શકાશે, કારીગરોને મિલમજુર ને હારકુન બનતાં અટકાવી શકાશે. જાપાન વગેરે દેશમાંથી આવતો હલકો કચરો માલ અટકાવી શકાશે. આવાં સાહિત્યથીજ આપણી સંસ્કૃતિમાં નવું જોમ રેડી શકાશે. સાહિત્ય પરિષદો, પાંડિત્યભર્યાં ભાષણો ઇ. સર્વ ઠીક છે પણ તે લોકોને, સામાન્ય વર્ગને નથી પહોંચતાં, ને તેથી તેની અસર પ્રજાજીવન પર નહીં જેવીજ થાય છે. આપણી દેશી કળાઓના ઉદ્ધાર માટે ઇગ્લાંડની દેશી કારીગરીને સુન્દર બનાવી સજીવ કરવા જેવો પ્રયાસ રસ્કીને અને વિલિયમ મોરીસે કરેલો તેવો પ્રયાસ કરવાની જરૂર છે.

ઉપર વર્ણવવામાં આવી છે તેવી "સંયુક્ત સમિતિ", ગુજરાતની જૂની કારીગરીના બચાવ માટે સરકાર ને દેશી રાજ્યો શું શું કરી રહ્યાં છે; તેઓ શું શું કરી શકે; મ્યુનિસિપાલિટી લોકલબોર્ડ મહાજનો ને ધનિકો શું શું કરી શકે; એ ઉદ્યોગોના ઝટ વિકાસ માટે શાં શાં પગલાં લઈ શકાય; લોકોમાં દેશી કારીગરી વિષે અભિરૂચિ કેવી રીતે ઉત્પન્ન કરી શકાય; દેશી કારીગરોને ઉત્તેજન આપવા, અભ્યાસ કરાવવા શા શા ઉપાય લઈ શકાય; ગુજરાતના પાટનગર અમદાવાદમાં સંગ્રહસ્થાન, ગેલેરી, (આર્ટસ્ગીલ્ડ)-કળામહાજનો વગેરે શરૂ કરવાની જરૂરિયાત-વગેરે પ્રશ્નો વિષે સંપૂર્ણ તપાસ કરી તેનો રીપોર્ટ ગુજરાતની પ્રજા સમક્ષ મૂકે તો ગુજરાતી પ્રજા જરૂર તેમની ભલામણોને વ્યાવહારિક રૂપ આપવા પ્રયત્ન કરે.

આપણો ઉદ્ધાર આપણા વિના અન્ય કોઇ કરનાર નથી, ને અન્ય કોઇ કરી પણ કેવી રીતે શકે?

નાથુભાઈ દ. પટેલ.

# એક અદ્‌ભૂત અનુભવ

ધગધગતા અંગારા ઉપર પગ મૂકીને ધીમે ધીમે કોઇ પણ માણસ ચાલી શકે એવી હકીકત કોના માન્યામાં આવે? દરેક વર્ષે સેંકડો માણસો ચંપાષષ્ઠીને દિવસે અંગારા ઉપર ચાલે છે તે છતાં તેમની સાથે રહેનારા કરોડો ભાઇઓ એવી હકીકતથી અજ્ઞાન રહે છે એ કેટલું આશ્ચર્યકારક કહેવાય?

ચંપાષષ્ઠીનો ઉત્સવ માત્ર મહારાષ્ટ્રમાંજ ઉજવાય છે, અને શંકરના અવતાર ખંડોબાના માનમાં ઉજવવામાં આવે છે. આ ખંડોબા કોઇ સ્થાનિક મહાન પુરૂષ થઇ ગયા હશે અને પોતાના પુરૂષાર્થ તથા પરાક્રમથી જંગલી પ્રજામાં દેવ તરીકે પુજાયા હશે એવું અનુમાન કરાય છે. ખંડોબાએ મણિમલ્લ નામના દૈત્યનો નાશ કરેલો એવી દંતકથા ચાલે છે, ને તેમના ભક્તો ઘણાખરા નીચલા વર્ગના છે, અને આ દેવને વાઘા અને મુરલીઓ અર્પણ કરવાનો રિવાજ છે તે જોતાં એમ માની શકાય કે એમનાં પરાક્રમ કોઇ પછાત અને જંગલી પ્રદેશમાં થયાં હશે, અને તેમને શંકરના અંશ તરીકે દેવત્વ આપવામાં આવ્યું હશે. પુરાણોમાં એમને વિષે ઉલ્લેખ નથી, અને ખંડોબાનું મહાત્મ્ય મહારાષ્ટ્રના થોડા ભાગ સિવાય વિશેષ ફેલાયું નથી. ઉત્સવ સમયની કાર્યવિધિ જોતાં તે અસલી જંગલી પ્રજામાંજ દેવ તરીકે મનાયા હશે એમ લાગે છે. થોડાં વર્ષ પહેલાં આ તહેવારને દિવસે "બગાડ" કાઢવાનો રિવાજ હતો, તે બાબતમાં જે અહેવાલ આપ્યો છે તે નીચે ટાંક્યો છે:—

'બગાડ' એટલે પત્થરનાં પૈડાંવાળા મોટા ગાડાની વચ્ચોવચ્ચ એક મોટો થાંભલો ઉભો કરી તેને એક મોટો ખીલો આડો ઠોકવામાં આવતો અને જે માણસે માનતા કરી હોય તે માણસની પીઠમાં તે ખીલો ઘોંચી તેને લટકાવવામાં આવતો. હજારો માણસો ભેગા થઇ એક બીજા ઉપર બેલભંડારો (ખાંડેલી હળદર) ઉડાડીને ગાડું ચલાવતા. તે ગાડાને આડથી બાર બળદ જોડવામાં આવતા. તે વખતે માનતા કરનારા માણસને કેટલું દુઃખ થતું હશે તેની કલ્પના વાચકે પોતે જ કરી લેવી. માનતા પૂરી કરવાનો આ ક્રૂર રિવાજ ઓછાવત્તા પ્રમાણમાં લગભગ આખા હિન્દુસ્તાનમાં હતો. અને આજે દેવીના મન્દિરો સામે પડેલા થાંભલા અને પૈડાં તેની સાક્ષી પૂરે છે. કર્ણાટકમાં (ભંડી હબ) ભાડીજત્રા નામનો ઓચ્છવ કારતક માસથી વૈશાખ માસ સુધી થતો અને તે વખતે 'બગાડ' કાઢવાનો રિવાજ હતો. બંગાળામાં ચૈત્ર મહિનામાં અગીઆરશથી પૂનમ સુધી ચરકપૂજા નામનો મોટો ઓચ્છવ શિવપ્રીત્યર્થ કરવામાં આવે છે. તે વખતે કેટલાએક શૂદ્ર લોકો કલકત્તાના શિવાલયમાં સંન્યાસી વેષે વ્રતસ્થ થઇને બેસે છે. પછી પૂનમને દિવસે વાજાંઓના તાલમાં નાચતાં નાચતાં ચરક (પૈડું) પૂજા માટે કાલીઘાટ ઉપર ભેગા થાય છે. ત્યાં પાંસળીઓ, છાતી, બરડો વગેરે શરીરના ભાગોને લોઢાના સળીઆ, બરછી, તલવાર, છરી વગેરેથી ભોંકી પૈડા પર ગોળ ચક્કર ફરવાનો રિવાજ હતો.

આ 'બગાડ'ના રિવાજમાં ગમે તેટલી ક્રૂરતા હશે તે છતાં તેની સાથે દેવદેવી પ્રત્યે બેહદ શ્રદ્ધા અને દુઃખ સહન કરવાની શક્તિનો સાક્ષાત્કાર થાય છે.

વડોદરા શહેરમાં દક્ષણી બ્રાહ્મણ તથા મરાઠાઓની સારી વસ્તી છે. અને એ લોકો મહારાષ્ટ્રના તહેવારો

પાળે છે, માગશર શુદ છઠને દિવસે ચંપાષષ્ઠીનો ઉત્સવ ઉજવાય છે. દરેક અદ્ભુત અને ચમત્કારિક બનાવમાં રસ લેનાર મ્હારા મિત્ર શ્રીમંત ભાઉસાહેબ મજમુંદારની સૂચનાથી સુરસાગરપર રહેતા એક દક્ષણી બ્રાહ્મણના ઘરમાં આ ઉત્સવની ક્રિયા પહેલી વખતે મ્હારા જોવામાં આવી. એ ગૃહસ્થ શિક્ષિત મધ્યમ વર્ગના હતા અને વરિષ્ઠની કોર્ટમાં કારકુન હતા. એમના કુટુંબમાં અગ્નિદેવની પૂજા ચંપાષષ્ઠીને દિવસે કરવાનો કુળાચાર હતો. આ પર્વનો વિધિ કરવા માટે આખું કુટુંબ એટલે સ્ત્રી, પુરૂષ, અને બાળકો ઉપવાસ કરતા, પ્રાયશ્ચિતવિધાન કરતાં, બ્રહ્મભોજન કરાવતા, અને વેદના મંત્રોચ્ચારનું શ્રવણ કરતાં. આ ઉપરાંત કેટલાંક કુટુંબમાં અગ્નિદેવની વિશેષ પૂજા કરીને બળતા, ધગધગતા અંગારા ઉપરથી ચાલી જવાનો રિવાજ હતો. આ પ્રમાણે કરીને અગ્નિદેવનો પ્રસાદ મેળવવાનો પ્રયત્ન કરતાં.

જે ક્રિયા મ્હારા જોવામાં આવી તે આ પ્રમાણે હતીઃ ચોકમાં બરોબર વચ્ચે આશરે આઠ ફીટ લાંબો, અઢી ફુટ પહોળો અને ત્રણ ફુટ ઊંડો ખાડો ખોદેલો હતો. સાધારણ રીતે એ ખાડાની લંબાઇ ઓળંગવી હોય તો ત્રણથી ચાર પગલાં ભરવાં પડે. ખાડાની જમણી બાજુએ બળતા અંગારાનો મોટો ઢગલો પડ્યો હતો. તે આશરે દશ મણ ખેરનાં લાકડાં બાળીને પાડ્યો હતો. ઘરમાં કાંઇ બીજી ધાંધલ કે ગરબડ જણાતી નહોતી. આડોશીપાડોશી તરફથી પણ કાંઇ ખાસ ઉત્સુકતા બતાવવામાં આવતી નહોતી, તેમ કોઇ જોવા સરખું પણ ઊભું નહોતું. વખત થવા આવ્યો એટલે ઘરની અંદરથી મંત્રોચ્ચારનો ધીમો મધુર અવાજ સંભળાવવા માંડ્યો. તેજ વખતે ખુણામાં પડેલા અંગારાના ઢગલાને ખસેડીને ખાડામાં ગોઠવવામાં આવ્યો. એની અંદરથી એટલી ઝાળ આવતી હતી કે હું આશરે ત્રીસ ફુટ આઘે બેઠો હતો છતાં મ્હને એનો તાપ અસહ્ય લાગતો હતો, મ્હારો ચહેરો બળતો લાગ્યો અને લાલ થઇ ગયો. મતલબ કે તાપ બહુજ સખત હતો. થોડીવારમાં ત્રીસેક વર્ષનો એક જુવાન પુરોહિતની સાથે ચોકમાં પુજાની સામગ્રી લેઇને આવ્યો અને શિષ્ટાચાર પ્રમાણે ગણેશનું પ્રથમ આહ્વાન કરીને બીજા દેવોની પૂજા કરી. તે વિધિ વખતે બિલીપત્ર કે ફુલ વિગેરે જે કાંઇ એ અગ્નિમાં હોમવામાં આવતું તે ભડકો થઇને ભસ્મ થઇ જતું. પૂજા થઈ રહ્યા પછી એ જુવાનનાં માતુશ્રી પણ શામિલ થયાં અને પુરોહિત, જુવાન ગૃહસ્થ, અને તેમનાં માતુશ્રી ત્રણે જણાંએ ત્રણ વખત ખાડાની આસપાસ પ્રદક્ષિણા કરીને ત્રણવાર અગ્નિને નમસ્કાર કર્યા. પછી એક બીજા બ્રાહ્મણે અગ્નિને વાંસવતી સારી પેઠે સંકોર્યો, અને લાલચોળ ધગધગતો દેવતા દેખાવવા માંડ્યો. પુરોહિતે તેના ઉપર થોડી અળશીનો ભૂકો છાંટ્યો તે એકદમ ભસ્મ થઇ ગયો. પછી તે ખાડામાં ઉતર્યો અને જરા પણ ડર્યા વગર નીડરતાથી અને ધીમે ડગલે અંગારા ઉપરથી ચાલીને ખાડાની બીજી બાજુએ આવી પહોંચ્યો. તેજ પ્રમાણે તેની પછી તે જુવાન ગૃહસ્થ અને પછી તેનાં માતુશ્રી એમ ત્રણે જણાંએ અગ્નિ ઉપર પ્રક્રમણ કર્યું; આટલાથી બધો વિધિ સમાપ્ત થયો હશે એમ મ્હને લાગ્યું. પણ એટલામાં તે સન્નારીએ ફરીથી પોતાના પરદેશ ગએલા પતિની વતી ફરીથી ચાર પગલાં અંગારા ઉપર ભર્યાં. કેવી આ બાઇની હિમ્મત! કેવી શ્રદ્ધા! જરા પણ અચકાયા વગર, જરા પણ ઉતાવળ કર્યા સિવાય, ધીરજથી, શાન્તિથી, નમ્રપણે એક પછી બીજું પગલું ભર્યું. હું તો તદન છક થઇ ગયો. કુદરતી નિયમોનું ઉલંઘન થાય તે માની શકાયો નહીં. તરતજ ત્રણે જણના પગ બારીકીથી તપાસ્યા. કોઇ રસ વિગેરે લગાડ્યાં હતાં એવો પ્રશ્ન પણ કર્યો. જે માણસો ખાનગી રીતે પોતાના કુળધર્મની ક્રિયા કરે તે શા માટે રસ લગાડે? કોને છેતરવાને? અગ્નિપુજા બનાવવા માટે કોઇ પણ સગાંવહાલાં કે મિત્રોને નિમંત્રણ પણ કર્યું નહોતું. તેમના પગના તળીઆંને જરાપણ ઇજા થયેલી નહીં, તાપને લીધે જરા લાલ પણ થયેલા નહીં. અને મ્હારી દૃષ્ટિએ જે ચીજ અદ્ભુત અને ન બનવા જેવી લાગતી હતી તે તેમને મન તો સ્વાભાવિક હતી એટલે તેમને કોઇ પણ પ્રકારનો ઉમંગ, કે ઉદ્વેગ ન હતો.

# દયારામની ગરબીઓ

દયારામનો અક્ષરદેહ કોણ નથી પૂજતું ? એ સ્થૂળ દેહની નાગરિકતા, રસિકતા અને વિલાસ શતમુખ વર્ણ્યાં અને નિંદાયાં રમવા સરખા, ચાણોદ-કરનાળીના કાંઠે અને નર્મદાજીનાં ધીર ગભીર પુણ્યનિરમાં એ રંગીલા કવિ-હસતા વિહાર, સમય જતા, અદ્ભુત-સુંદર (Romantic) બનતા જાય છે ! ઘણીવારે, અંગત રાગદ્વેષ વગેરેને લીધે, સમકાલિનો કલંકના નિરીક્ષણમાં, દૂરદર્શક યંત્રથી, એવા રસમગ્ન બની જાય છે કે આસપાસનું સૌન્દર્ય કે તેજ તેઓ ભાગ્યેજ પૂરૂં સમજી શકે છે; અને કવિતા કવન કરતાં જીવન ઉપર એવી તો તીક્ષ્ણ દૃષ્ટિ રહે છે કે અક્ષરદેહમાં શાં જાદૂ વસ્યાં છે તે વિસરી પણ જવાય છે. પરંતુ એ યશઃ-શરીરનો કૌમુદિ-ઉજળો ચન્દ્ર જેમ કળાયલ વિકાસ પામતો જાય છે અને ઉજાસભર્યા આકાશમાં દૂર દૂર ભ્રમણ કરતો, સંપૂર્ણ ગોળાકારે વિલસતો જાય છે તેમ એ કલંક પણ સૌન્દર્યચિન્હ તરીકે જ વધાવી લેવાય છે–(लक्ष्म लक्ष्मीं तनोति).

લગભગ પોણોસો વર્ષ વીત્યાં પછી કવિ શ્રી દયારામ ( ઈ. સ. ૧૭૬૭ થી ૧૮૫૨ ) નો વિચાર કરતાંજ કેવું મનહર ચિત્ર ખડું થાય છે ! મોહક શરીરના કદાવર નાજુક બાંધામાં અને ગૌર વર્ણમાં, મુખની મોહિનીમાં અને નયનોના તોફાનમાં, કંઠના પ્રસાદમાં અને પ્રતિભાસંપત્તિમાં પ્રભુએ સકલ સૌન્દર્ય ભરેલું; તેમાં બાળપણથી સ્વતંત્રતા પૂરી મળી; ડભોઇ–ચાણોદ-કરનાળીનું વિલાસી વાતાવરણ મળ્યું; અને છેવટે રેવાજીનો રસિયો પનઘટ,– પછી શું પૂછવું ! નાનપણથી માતતાત ગુજરી ગયાં કે ચાણોદમાં મામીને ત્યાં આવીને રહ્યા. થોડુંપણ શાળામાં ભણ્યા ન ભણ્યા ત્યાં તો મસ્તિનો યુગ શરૂ થયો: ચાણોદની મુગ્ધાંગનાના સૌન્દર્ય, વિલાસ અને વિવિધ લલિત લીલામાં કવિ એવા તો મુગ્ધ બનવા લાગ્યા કે સમવયના યુવાનીઆ મિત્રો સાથે રેવાજીના પનઘટ રોકતા; ગાન, તાન સંગીત વિગેરેથી, મર્મવાક્યોથી, નર્મગોષ્ઠિથી અનેક પ્રકારની લલિત કલા અજમાવી જાદુઇ અસર ફેલાવતા અને રસમગ્ન બનતા ! આ મસ્તિના યુગનું સ્ત્રીહૃદયનું, માનવભાવોનું સૂક્ષ્મ અવલોકન તથા સ્વાનુભવનો રસ, પ્રેમચાતુરીઓ અને સ્નેહસમાધિ વગેરેનો સાક્ષાત્કાર કવિની સુંદર ગરબીઓમાં આપણને થાય છે. કૃષ્ણ ને ગોપીનાં કાવ્યો મોટે ભાગે સ્વાનુભવરસિક જ છે; એટલે એ સ્પષ્ટ છે કે ઘણી ક્ષણોમાં કવિ પોતે કૃષ્ણના રસ અને ભાવ અનુભવતા; ચાણોદની મુગ્ધા-વિવાહિત કે અવિવાહિત–એમની ગોપી બનતી; અને રેવાજીનાં નિર્મળ–ગંગાજી સરિખડાં પવિત્ર–નીર યમુનાંજી જેવાં ઘનશ્યામ વહેતાં !

વિભૂતિસંપન્ન ઉચ્ચ આત્માઓની એક વિશિષ્ટતા એ છે કે તેમના મસ્તિના યુગના ઝંઝાવાતો તેમને મુંઝવે છે ને વિપથ દોરે છે ખરા, પણ તેમનું ત્રીજું જ્ઞાનચક્ષુ જ્યાં ઉઘડ્યું ત્યાં આત્મજ્યોતિ પ્રકાશે છે; ને એ દિવ્ય પ્રકાશ બધો અંધકાર સતેજ બનાવે છે; કંઇક નિમિત્તની ફક્ત જરૂર રહે છે. કથા કહે છે કે કવિએ એક યૌવનમદમસ્ત સોનારણનું બેડું ગમ્મતમાં ફોડી નાંખ્યું; રકઝક કરતાં વાત વધી પડી; અને દયારામ પાઘડી રસભેર પકડે તે પહેલાં તો કવિનું ધોતિયું, ચાળે ચઢેલી સોનારણે, એવું તો પકડ્યું કે વિલક્ષણ પ્રકારનો રાસ જામ્યો; છેવટે કવિ અયોગ્ય પ્રહાર કરી, સોની મહા-

જનથી અથવા એવા તો નાઠા કે પાસેના ડરનાળી ગામમાં કેશવાનન્દ સાધુ પાસે કંઇક શાંતિ પામ્યા! એ સજ્જનસંગતિ થતાં વૈષ્ણવધર્મનો તેમણે આનંદથી સ્વીકાર કર્યો. એ ધર્મનાં બહારનાં પૂજાવિધિ, શૃંગારભક્તિ, ગાન, તાન, નૃત્ય, સંગીત વગેરે જેટલાં તેમને પ્રિય હતાં તેટલાં જ તેનાં ઉચ્ચ ગહન સુંદર તત્ત્વો તેમના મનનાં વસ્યાં હતાં તથા આત્માને પ્રિય હતાં. કવિ પોતે પ્રકૃતિથી રંગીલા ને મોજીલા હોવાથી આ બધો બહારનો ઠાઠમાઠ એમને બહુ અનુકૂળ આવેલો. છતાં આત્માનો ઉજ્જ્વળ સંસ્કાર હોવાથી ગહન તત્ત્વોનો અભ્યાસ તથા મનન પણ ઉચ્ચ કોટિનાં એવાં થયાં કે તેઓ જીવનભર પુષ્ટિસંપ્રદાયની ને શુદ્ધાદ્વૈતની સાહિત્યદ્વારા, તથા આશ્રમના શિષ્યમંડળના શિક્ષણદ્વારા, સુંદર સેવા કરી, જીવન સાર્થક કરી ગયા!

કવિએ ત્યારબાદ નર્મદાજીના તીરે નાનકડો આશ્રમ જમાવ્યો; શૃંગારભક્તિનાં રસમય જ્ઞાનનાં આખ્યાનો, સંગીતકલ્પ કાવ્યો ગ્રંથ્યાબંધ રચવા માંડયાં. એકવાર અંતર્દીપ પ્રકટયો પછી કવિની પ્રતિભાના વિકાસનું પૂછવું જ શું? વળી, હાલનાં સાધનવિહોણા એ યુગમાં આખા હિંદુસ્થાનની મહાયાત્રાના કવિને વારે વારે કોડ થયા; તે તેમણે ત્રણવાર તો બરાબર પૂરા કર્યા! આવી યાત્રાઓમાં પ્રકૃતિરસિક કવિએ પોતાની અદ્‌ભુતસુંદર (Romantic) રીતિથી અને સ્વતંત્ર વિચારથી શું શું અનુભવ્યું હશે, જોયું હશે, જાણ્યું હશે, અને એવા દૂર સુદૂરના પ્રવાસોમાં કુદરત અને મનુષ્યનાં સૌન્દર્યમાં કેવા મુગ્ધ બની નવચેતન પામ્યા હશે તે સહુ સમજી શકાય તેવું છે; તેમાં પણ હિમાલયનો પ્રવાસ, નાસિક આગળ લૂંટારૂઓનો અનુભવ, વૈષ્ણવ મંદિરો ને આચાર્યોના કેટલાક વિચિત્ર વિલાસો, અને એમની જગન્નાથપુરિ તથા ડાકોરની લગની–વગેરે, નવો જ પ્રકાશ પાડે છે. ભક્તિભાવયુક્ત તથા જ્ઞાનરસિક હોવાથી તેમણે વૈષ્ણવધર્મનો બહુ જ સુંદર અને સંગીન સ્વતંત્ર રીતે અભ્યાસ કર્યો. બધાં સ્થળોમાં ફરી ઘણું જ્ઞાન તથા આનંદ મેળવ્યાં પણ ગોકુળ–વૃન્દાવનનો ને યમુનાનાં પુનિત જળનો તેમનો આનંદ અદ્‌ભુત જ હતો–અવર્ણનીય હતો! કવિની ભક્તિભાવના, સુંદર રસિક કલ્પના તથા રસિક ઉરના ભાવો–એટલે એ આનંદ તો વૃન્દાવનની ગોપી જાણે કે કવિ જેવા રસમસ્તિમાં લીન ભક્ત જ જાણેને? કોઈ કોઇવાર કવિ પ્રેમસમાધિમાં એવા તો ડૂબી જતા કે અખંડ કૃષ્ણ–ગોપી રાસના દિવ્ય ચમત્કારનો તેમને સાક્ષાત્કાર થતો!

પરંતુ, આ બધા આનંદોમાં કવિને એક ભારે મુંઝવણ હતી; આશ્રમ હતો, શિષ્યમંડળ હતું; વિદ્વત્તા, સંસ્કાર તથા અક્ષરદેહની કીર્તિ પ્રસરતી હતી; પ્રવાસોમાં અનુપમ આનંદ મેળવ્યો હતો,–છતાં કવિના આનંદ એક વ્યક્તિ વગર અધૂરા જ રહતને? કવિનાં કદાપિ લગ્ન થયેલાં નો'તાં; અને કવિ રસની મૂર્તિ સમા હતા તેથી તેના ઉરના એકાંત ભડકે નહિ બળ્યા હોય! પણ પરમાત્માએ એને ઠરવા માટે એક સુંદર રસિક આત્મા દીધો હતો. તે કોણ? રતન સોનારણ.

ઓ રતન સોનારણ! તું એક અનાથ બાળવિધવા, સંસારથી ત્રાસેલી, નર્મદાજીને કાંઠે મૂંઝતી, ઉભી હતી; ત્યાં દયારામની તારા ઉપર દૃષ્ટિ પડી–અને તમારી મળી દૃષ્ટોદૃષ્ટ; કવિનું હૃદય દયા ને કોમળ પ્રીતિભાવથી પીગળ્યું! સંસારનાં બધાંએ બંધનોને તોડી નાંખી, કવિએ તને પોતાના હૃદય સરસી ચાંપી,–પોતાના ગૃહમાં તને આશ્રય ને ઉચ્ચ સ્થાન આપ્યું! તારી ઉપકારની વૃત્તિથી, સૌન્દર્યથી, લલિત ભાવોની મોહકતાથી ને સેવાપરાયણતાથી કવિનું હૃદય તેં એવું તો જીતી લીધું કે આખા જીવનભરની તું એ રસિક આત્માની લક્ષ્મી બની! એ રસિયા અધરની તું રસિક મોરલી બની! તારા હાથનું કવિ જમતા ન હતા; પણ તારા વિના એ જીવી પણ ક્યાં શકતા હતા! ઘણાખરા પ્રવાસોમાં તું એમના સુખદુઃખની સમભાગિની હતી! કવિના ઉરના એકાંત પ્રજળે ત્યારે તારા હૃદયના સ્નેહ–શિતળ સરોવરમાં તું એમને ન્હવરાવી, કેવા શાંત કરતી! કેવા અમૃતના અભિષેક જેવું પીયૂષનું હાસ્ય હસી એમના જીવનમાં તું રસ ભરતી! 'જન્મોજનમની તું મારી રસિકાં છું'–એવું મીઠું મીઠું કહીને કવિ તારા જ પ્રેમમાં મસ્ત બની, સંતોષ માનતાને? કવિની ઉક્ષી

આંદગીમાં, તું સ્થિરતા જેવી, માર્દવ ને સેવાની મૂર્તિ સમી બની! સંસાર છોડતાં તારે માટે કવિને કેવા ભાવ થયા હશે! અને કવિના વિદેહ પછી તારાં દશેક વર્ષ કેવાં કરુણ બનેલાં! × × × તું એક બાળવિધવા અને કવિ તે જન્મકુંવારા! આવો યોગ લોકવિરૂદ્ધ અને હાંસીપાત્ર ભલે ઠરે; પણ મસ્ત રસિક આત્માઓના જીવન-નિયમો પણ અલૌકિક જ હોય છે ને! આવા રંગીલા ને રસભીના ભક્ત કવિના ગૃહમાં ને જીવનમાં તારા વિના કોણ અમીરસ સિંચત! અને એ પ્રેમમાં જીવનારી કવિની જીવનવેલડી તારી સેવા ને સ્નેહનાં અમૃત વણ સૂકાત તો પછી પુષ્પ અને ફળો આવાં સુંદર રસાળ અને મિષ્ટ કદિ વિલસત? તો ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં, કવિના અક્ષરદેહની સફળતામાં તારો પણ નાનોસૂનો ભાગ નથી, એમ જરૂર નોંધ લેવાશે—એ કીર્તિદેહમાં તારો પણ અંશ સ્વીકારાશે. × × ×

કવિ દયારામના કીર્તિમુગટમાં કંઇ કંઇ રત્નો ઉજમાળી પ્રભાથી વિલસી કવિનું સૌન્દર્ય અને તેજ દશ દિશામાં પ્રકટાવે છે; અને પ્રત્યેક રત્નમાં કંઇક વિલક્ષણ મોહકતા પણ છે, કારણ કે પ્રત્યેકમાં કવિનો પ્રેમઅંશ ઝળક્યા વિના રહેતો નથી. છતાં કવિનો ગરબી ને પદસંગ્રહ તો સહુથી સુંદર,—કવિત્વની દૃષ્ટિથી,—એવા તો સુંદર ને મનોહર પ્રકાશથી જાદૂ કરે છે કે બીજાં રત્નો, એ દૃષ્ટિથી, કંઇક ઝાંખાં પડે છે. આપણે એ ઉત્તમ રત્નના વિવિધ પાસાના તેજચમકાર, સ્હેજ સૂક્ષ્મ રીતે, કંઇક સૌન્દર્યદૃષ્ટિથી તપાસીએ.

કવિ દયારામ એટલે—ઘણા માને છે કે—રસ ને માધુર્યથી ભરેલી શૃંગારની આખા ગુજરાતમાં ઉલ્લાસથી ગવાતી ગરબીઓના કવિ. તો આપણે જોઇએ કે એ ગરબીઓની આટલી બધી સફળતા શાને લીધે છે; એ સફળતાનું રહસ્ય શું છે? પહેલો તો આપણે એ વિચાર કરવો રહ્યો કે એ ગરબીઓ ખાસ ક્યારે ગવાય છે, અને ...ર્યાં મળી; ડભોઇ- ક્રેમ વધાવી લે છે. સ્વ. ગોવર્ધનરામ ભણ્યું; અને છેવટે રેવાજી.કવિના કાવ્યસંગ્રહના ...શું પૂછવું? નાનપણથી માતતાતે પણ તેના શુદ્ધ ચાણોદમાં મારીને ત્યાં આવીને રહ્યા. થોડું એમની ગરબીઓ ચારસ્રથી તે સુરતમુખર્જી સુધીની, સ્ત્રીઓ કિન્નરકંઠોથી પ્રસિદ્ધપણે છચોક ગરબે મળીને ગાતી હતી અને ઘરમાં હરતાંફરતાં પણ ગાતી હતી..." હજી પણ નવરાત્રિમાં આખા ગુજરાતમાં ઘણીવાર એ ગવાતી સાંભળવામાં આવે છે ખરી, પણ કવિના કીર્તિદેહમાં કલંક જોવામાં આવે છે; ભક્તિ-શૃંગાર વધારે પડતો ઉઘાડો મનાય છે અને નવાયુગની યુવતિઓ હવે એ ગાતાં શરમાય છે. છતાં એ નવરાત્રિનો સમય જ કેવો પવિત્ર ભાવનાથી ભરેલો, સુંદર અને રમ્ય લાગે છે! વર્ષાઋતુના પૂર બહાર પછી, પૃથ્વીમાતાએ વિવિધ ફૂલવાળી લીલી સાડી ધારણ કરી હોય છે; ખેતરો નવા પાકથી ભરછક પૂર્ણ યૌવને સ્મિતયુક્ત મધુરાં વિલસે છે; નદી, સરોવરો ને નાનાં જળાશયો નવા પાણીની મસ્તિથી હેલે ચઢ્યાં હોય છે; આકાશના રંગો મોહિની લગાડે છે; વનસ્પતિ, જંતુઓ પશુ, પક્ષીઓ, મનુષ્યોનો કુદરતમાતાને ખોળે કાંઇ કલ્લોલ જામ્યો હોય છે: આખી સૃષ્ટિનો એવો રાસ જામતો જાય છે કે શરદપૂર્ણિમાએ—'વિરાટ્ આજ રમણે ચઢ્યો'—એ મનોહર પંક્તિનું રહસ્ય કંઇક સમજાય ને?

આવી મનોહર ૠતુમાં યુવતિઓનાં હૈયાનાં પાનીડાં પણ હેલે ચઢે છે; અને તેમને એ રસઉન્માદ સુંદર ગેય કાવ્યોમાં વ્યક્ત કરવાનો સ્વાભાવિક કોડ થાય છે; રસિક માનવભાવો એવા તો હૈયાને સતાવે છે કે તેને ખુલ્લા દિલથી ગાયા વિના શાંતિ ને સંતોષ મળતાં નથી. ઉપરાંત, આપણે ત્યાં લલિત કલાઓ—સંગીત, નૃત્ય, અભિનય—ના વિકાસનો પણ આ એક પરમ પ્રસંગ છે. આપણાં સામાજિક બંધનો એવાં સખ્ત છે કે અમુક એવા અવસરો વિના સ્ત્રીઓને પૂરતી છૂટ મળતી નથી. આપણે ત્યાં સંવનનનો રિવાજ નથી અને તે ઘણીવાર લગ્ન પછી થાય છે અને બહુ જ ગુપ્ત રીતે થાય છે એટલે માનવહૃદયના ઉંડા લલિત મૃદુ ભાવો પૂરા વ્યક્ત થઇ શકતા નથી. પરંતુ કવિ એ ભાવો સુંદર રીતે પારખીને મોહકતાથી આલેખી શકે છે. આથી જ દયારામની ગરબીઓ, સ્ત્રીહૃદયના ભાવો સફળતાથી ઉકેલતી, ઘણી જ લોકપ્રિય થઇ પડી; નવરાત્રિમાં છચોક અપૂર્વ

રસથી ગવાતી અને ભક્તિયુક્ત શૃંગારની પરાકાષ્ઠા. પણ અંતઃ પ્રેમથી વધાવી લેવાતી. શિતળ ચંદનીમાં, નૃત્ય, અભિનય ને સંગીત, સ્ત્રીસહજ સૌન્દર્યમાં ઓતપ્રોત લલિત વિકાસ સાધે; અને ચારે બાજુ ભરાયલા યુવાનો એ સૌન્દર્ય સમુદાયને રસમગ્ન બની ઝીલે! આમ કિન્નરકંઠે અભિનય સાથે આવી ઋતુમાં ગવાતી સાંભળવામાં જ આ ગેય કાવ્યોની સંપૂર્ણ સફળતા છે.

આ ગરબીસાહિત્ય ક્રમે ક્રમે કેમ વિકાસ પામ્યું એ વિષયની સ્હેજ ઝાંખી કરીશું તો જણાશે કે પુરાણા યુગમાં, લોકો સંઘ જમાવી, પગે ચાલતા આનંદ કરતા, કુદરતનાં શાંત સુંદર સ્થળોમાં, ગિરિઓ ઉપર માતાજીનાં મંદિરે યાત્રાએ જતા; ત્યાં પૂર્ણ ભક્તિભાવ સાથે ખૂબ આનંદ લૂંટતાઃ નૃત્ય ને સંગીતથી પુરુષો અને સ્ત્રીઓ માતાજીને પ્રસન્ન કરતાં. લાંબો પ્રવાસ હોવાથી રસ્તામાં નદી કિનારે, લીલાં ખેતરોમાં, સુંદર તળેટીઓમાં હૃદયનો રસપ્રવાહ ને કુદરતનો આનંદ ભક્તિભાવથી ઉછળવા દેતા! દાખલા તરીકે, નીચેની ગરબી સુપ્રસિદ્ધ છેઃ—

'ચાલો સ્નેહી, અંબાદર્શન જઇએ આ'—

આવી રીતે જ—'મા બહુચરાજી રંગે રમે, રંગે રમે'—વગેરે અનેક માતાજીની ગરબીઓ નવરાત્રિમાં ને ધાર્મિક યાત્રાઓમાં ગવાતી, ને ગવાય છે. મહાદેવજીનું તાંડવનૃત્ય સુવિખ્યાત છે; પણ તેઓ સ્મશાનનિવાસી, વિરાગી, ગણાય છે; એટલે એમને ઉદ્દેશીને ગરબીઓ લખાઈ નથી. પરંતુ રસસાગર નટવર નાગર શ્રી કૃષ્ણ પરમાત્માના ગોકુળ–મથુરા–વૃન્દાવનના વિહાર ને અસંખ્ય લલિત ભાવોને ઉદ્દેશીને, સંપૂર્ણ સફળતાથી, કાવ્યચમત્કૃતિવાળી ગરબીઓ સારી સંખ્યામાં તો કવિ દયારામે જ રચી! અને તે પણ એટલી બધી લગની લગાડી કે અત્યારે પણ 'ગરબીઓ તો દયારામની જ' એમ કહેવાય.

ત્યારબાદ, સાંપ્રત યુગમાં, નર્મદે ને દલપતરામે પ્રાસંગિક ગરબીઓ રચેલી. નવલરામની ગરબીઓ નવાજ પ્રકારની છેઃ ઇતિહાસના તત્વશોધનની દૃષ્ટિથી લખાયલી ગરબી સુંદર છેઃ—

'ઇતિહાસની આરસીમાં મેં જોયું,
સ્થિર સ્થાવર દીઠું ન કાંઇ,
ફરતી છે છાંઇ!'

પાશ્ચાત્ય સંસ્કાર જેમ વધતો ગયો તેમ નવી ઢબની ગરબીઓ લખાવા લાગી; અને પ્રાચીન ધાર્મિક ભાવના અને શૃંગારની દર્દભરેલી ગરબીઓ વિસરાવા લાગી! આપણા સાક્ષરોએ વિવિધ દૃષ્ટિથી અવનવા પ્રયાસો કર્યા, જોકે પુરાણા સંસ્કાર કોઇવાર સતેજ થતા જોવામાં આવે છેઃ—'અંબે આઇ! બેડો પાર ઉતારો રે'—(સ્વ. ગો. મા. ત્રિ.) નરસિંહરાવભાઇએ કુદરતના સૌન્દર્યમાં લીન થતાં, ઉદારભાવનાયુક્ત ગરબીઓ રચી છે. છુટક છુટક હાલમાં કેટલીક સુંદર ગરબીઓ પણ આપણા સાંભળવામાં આવે છેઃ જેવી કે—

'જલ ભરવા ચાલો રે, મીઠલડી જલ ભરવા૦
ખીલ્યું યૌવન મ્હાલોરે, મીઠલડાં૦'

(રા. રામમોહનરાય).

નવા યુગને અનુકૂળ, સર્વાંગસુંદર, કેટલીક ગરબીઓ કવિ ન્હાનાલાલે લખેલી છે; અને નવરાત્રિમાં, ઉત્સવ પ્રસંગોમાં ઘણીવાર એ ગવાતી સંભળાય છે. તેમના 'નાના નાના રાસ'નાં ડોલન, માધુર્ય, શબ્દચમત્કૃતિ અને આછા મનોહર ભાવ કર્ણપ્રિય અને હૃદયંગમ બન્યા છેઃ—

'આવો આવોને સખીઓ! આજ રસતાળી પાડી,
કંઇ ગજવો ગમતે ગીત, આ ગુર્જરી વાડી;'

અથવા,

'ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝિલું રે બ્હેન!'

અથવા, 'ઉષા' માંનો સુંદર ગરબો—

'વિરાટ્ આજ રમણે ચઢ્યો રે લોલ.'

આ સાહિત્યનો વિકાસ એક બીજી દૃષ્ટિથી પણ તપાસવા જેવો છે, રંગભૂમિ આપણાં મન ઉપર અભિનય, સંગીત ને કોમળ ભાવોથી જાદુઇ અસર કરી શકે છે; પણ ગુજરાતના કમભાગ્યે, શિષ્ટ સાહિત્યમાં

સ્થાન પામે તેવી ઘણી ગરબીઓ રંગભૂમિ પર ભાગ્યેજ ગવાય છે; છતાં કેટલીક અતિશય સુંદર હોવાથી સાહિત્યમાં પણ ચિરંજીવ સ્થાન પામી છેઃ દાખલા તરીકે—

'ઉગ્યો સખિ ! સૃષ્ટિનો શણગાર-હાર,
ચાલ ચાલ જોવાને ચન્દ્રમા૦'

અથવા,—

'શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો,
નાચી રહ્યો, જગ નચાવી રહ્યો૦' વગેરે.

\+ \+ \+

કવિ દયારામની ગરબીઓની સફળતાનું એક રહસ્ય આપણે વિચારી ગયા. નવરાત્રિના ઉત્સવમાં માતાજી સમક્ષ દીપ પ્રકટાવાય તે દીપને 'ગરબો' કહે છે; અને એ દીપની આસપાસ ફરતાં નૃત્ય, અભિનય, સંગીતથી આ ગરબીઓ સુંદર રીતે ગાઇ શકાય છે...સ્વ. ગોવર્ધનરામભાઇ આ બધી ગરબીઓમાં ઊંડું, ગુપ્ત ધાર્મિક રહસ્ય જૂએ છે. પુષ્ટિપંથને અનુકૂળ શૃંગારભક્તિની પરિભાષા એ બધી માને છેઃ ભક્તિનાં જ ગેય કાવ્યો છે, અને શૃંગારની ભાષા તેમણે સાભિપ્રાય હોવાથી સ્વીકારી છે. શ્રી કૃષ્ણ તે પરમાત્મા અને ગોપી તે ભક્ત ! શૃંગારની પરિભાષા મોહમયી હોવાથી કોઇવાર કવિ લપસી પડે છે; અને વધારે પડતો, મર્યાદા ઓળંગી શૃંગાર ગાય છે; છતાં સર્વત્ર શુદ્ધ ભક્તિભાવજ પ્રવર્તી રહ્યો છે એમ તેઓ માને છે.

તેઓ લખે છેઃ 'ભાગવતથી આરંભી ઘણાખરા વૈષ્ણવરસના ગ્રન્થોમાં નિરંકુશ શૃંગાર છે...... એના શૃંગારજળમાં કેવળ ભક્તિનું અને સાધુતાનું જ સત્વ હોવું જોઇએ એવી ભાવના રાખવી... વૈષ્ણવસંપ્રદાયમાં લૌકિક શૃંગારને જ રસાભાસ કહી, પ્રેમભક્તિના શૃંગારને જ રસ કહ્યો છે; પરંતુ ભક્તિશૃંગારનું વર્ણન લૌકિક શૃંગારની પરિભાષામાં કરવાની આવશ્યકતા ભક્તકવિઓ (નરસિંહ મહેતા વગેરે)એ ગણી છે.' આગળ, તેઓ જણાવે છે કે-'અદષ્ટ પવન માફક, પોતાના શબ્દો, કોઇને, ધાર્મિક ભાવના વિનાના યુગમાં, વિષમય ભોડી અસર કરશે,-એવી દીર્ઘ દૃષ્ટિ દયારામના ભાવનાશાળી યુગમાં સુલભ ન હતી; આથી જ ઈશ્વરપ્રેમથી ઉત્કૃષ્ટ થયેલા કવિહૃદયે, પોતાના આંતરાગ્નિને, જ્વાલામુખ પર્વત પેઠે, જગતને તેનું શું ફળ થશે તેના ભાન વિના, અસંત વેગથી ભભુકવા દીધો !...... આસક્તિ, વ્યસન અને તન્મયતા એ ઉત્તરોત્તર વિકાસ સચવતા ભક્તિના વર્ગ છે. જ્યારે અનેક ભક્તોને પ્રભુનું સ્વરૂપ પ્રકટ થાય છે ત્યારે 'રાસલીલા' મચે છે. શૃંગારશાસ્ત્રની પરિભાષામાં ગાતાં ગાતાં, ઉપમાઓ તથા ઉત્પ્રેક્ષાઓમાં લીન થઈ, પ્રાકૃત શૃંગારભોગનું વર્ણન કરતા હોય તેમ ભક્તિશૃંગારની કોઇપણ કોટિમાં ન આવે એવાં શૃંગારસ્થાનોમાં કવિ લપસી પડે છે.'

ઉપરના ભક્તિશૃંગારના રહસ્યને લગતા વિચારો જીવનભરનો અભ્યાસ ને મર્મસ્પર્શી બુદ્ધિ સૂચવે છે. કવિના શૃંગારની એ બહુજ સુંદર ખૂબીદાર પ્રશંસા છે. પરંતુ, આ નવા યુગમાં, કોણ જાણે કેમ, હવે એવો શૃંગાર નિંદ્ય લાગે છે; અને એ શૃંગારમાં સાચી ભક્તિ હશે કે કેમ તેની શંકા થાય છે. પરમાત્મા અને ભક્ત બેનો પવિત્રમાં પવિત્ર સંબંધ આમ સ્થૂળ શારીરિક ભોગવિલાસથી વર્ણવ્યો કેમ જાય ? સ્થૂળ વિલાસોનું ખુલ્લું વર્ણન આપણને મુંઝવે છે; અને શી ટીકા કરવી તે તરત સમજી શકાતું નથી. ફારસી ભાષામાં પણ સૂફી કવિઓએ પ્રભુને આશક કલ્પી વિપ્રલંભ ને સંભોગ શૃંગાર ખુલ્લે ખુલ્લા ગાયો છે. તોપણ આપણને આવાં પુષ્ટિપંથ ગેય કાવ્યોથી કે ફારસી ગઝલોથી હવેના યુગમાં ધાર્મિક ભાવ કે માન ભાગ્યે જ થવાનાં ! પવિત્ર પ્રભુયોગ માટે સાત્વિક ભાવભરેલી શબ્દરચનાજ પસંદ ઘણાને આવે—

'પ્રેમલ જ્યોતિ તારો દાખવી મારો જીવનપંથ ઉજાળ.'

સંપ્રદાયો અને પંથોનું બળ ઘટવા માંડ્યું અને શુદ્ધ માનસિક ને આધ્યાત્મિક ભાવો તરફ વલણ વધવા માંડ્યું-એ એક વાત. બીજું, કવિતાની જ દૃષ્ટિથી તપાસતાં જણાશે કે તેનાં તત્વો તો ત્રિકાલાબાધિત છે; અને અમુક પંથની કે અમુક યુગની પરિભાષાની કવિતા સુંદર સત્વ વિના શિષ્ટ સાહિત્યમાં સ્થાન કદાપિ પામતી નથી. આથી દયારામની ગરબીઓ અને પદો પણ ક્રમે ક્રમે

લોકોથી વિસરી જવાત અથવા વૈષ્ણવમંદિરોમાં જ ભજનકીર્તનોમાં ગવાત! ઘણાંખરાં સાંપ્રદાયિક કાવ્યો વિસારે પડેલાં ભજનો જેવાં બની જાય છે અને સાહિત્યના ઇતિહાસમાં ગેય કાવ્યોના વિકાસની દૃષ્ટિથી જ તેમની નોંધ કોઈ વાર લેવાય છે. પરંતુ દયારામનાં ભક્તિશૃંગારનાં નાનકડાં ગેય કાવ્યો તો ઘણાંખરાં શિષ્ટ સાહિત્યમાં ઉચ્ચ સ્થાન પામી ચૂક્યાં છે; ગુર્જરી સાહિત્યની અમરવેલીનાં રસાળાં મનોહર ફૂલડાં જેવાં વિલસી, પોતાનાં રૂપ, રસ, ગંધથી સર્વ વાતાવરણ સુશોભિત કરી રહ્યાં છે.

દયારામની ગરબીસંગ્રહમાંનાં **રસફૂલડાંનાં** માધુર્ય અને મોહક આકર્ષણ સમજવાનો આ અલ્પ પ્રયાસ છે. 'દયારામકૃત કાવ્યસંગ્રહ'માં સિત્તેર ગરબીઓ છાપેલી છે. આપણે જોયું તેમ તેમની સંપૂર્ણ સફળતા તો કિન્નરકંઠે નવરાત્રિના ઉત્સવના દિવસોમાં ચંદનીમાં ગવાતી સાંભળવામાં જ છે; પરંતુ કવિત્વની દૃષ્ટિથી આપણે તેના વિવિધ પ્રકાર તથા વિશિષ્ટ સૌન્દર્યો પારખવાનો પ્રયત્ન કરીએ. શેક્સપિયરનાં અમર નાટકોની કેટલીક અપૂર્વ ખૂબીઓ તો આપણે રંગભૂમિ ઉપર એ ભજવાયલાં જોઈએ ત્યારે જ સમજી શકાય; બાકી શાળામાં કે ગૃહમાં વાંચન કરતાં ઘણો રસ ઢળી જાય ને? તેવી જ રીતે આ ગેય કાવ્યો સુંદર રીતે ગવાતાં જ સાંભળવાં જોઈએ; છતાં, જાતિસુગંધ અને કુમાશ હોવાથી તેના ગુણો તો રસ ને ભાવના સુંદર શબ્દચમત્કૃતિયુક્ત મનોહર કળાયલ આલેખનમાં સ્પષ્ટ થયા વિના નહિ જ રહે.

ભક્તશૃંગાર એ ગરબીઓનો આત્મા છે ખરો, પણ જ્યાં કલાની પૂર્ણતા વિલસે છે ત્યાં કેવલ ઉચ્ચ શૃંગાર એવો તો પ્રકાશે છે કે ગરબી એ એક સુંદર રસિક કાવ્ય જ બની જાય છે અને યુગ યુગના પ્રેમના લલિતભાવો–સર્વાનુભવરસિક–અમર સ્વરૂપે એમાં આલેખાય છે. પ્રેમમૂર્તિ શ્રી કૃષ્ણ પરમાત્મા અને સૌન્દર્યમૂર્તિ રાધિકાજી એ નાયક અને નાયિકા સર્વમાન્ય થયાં છે; પરંતુ વસ્તુતઃ પ્રત્યેક રસિક રમણ એ કૃષ્ણ અને રસઘેલી રસિકા એ રાધિકા જ છે; અને પ્રત્યેક યુગમાં પ્રેમીઓના અખંડ રાસ અને અદ્વૈતભાવ જામે છે. રસિક અને રસિકાના સર્વ યુગોમાં વિલસતા **સનાતન સુંદર અસંખ્ય ભાવોનું અત્ર મનોહર ને** તાદૃશ નિરૂપણ છે. આ સ્નેહના સનાતન માનવભાવોની કવિત્વદૃષ્ટિથી હવે આપણે વિગતવાર કેટલીક ગરબીઓ તપાસીએઃ—

(૧) શ્રી કૃષ્ણનાં જાદૂ—રાધા કે ગોપી ઉપર—આ તત્ત્વ ઉપર લગભગ પંદર ગરબીઓ છે. કેટલાક દાખલા લઈએ—

(ગરબી–૩.)'ઓરા આવની સલુણા પ્રભુ શામળા જો;
શિખ્યો આવડી કહાં સ્નેહશાસ્ત્રની કળા જો.

+ + +

મંદ હસવું તારે કામણ–ટુમણનું ભર્યું જો,

+ + +

મુરકી નાંખવાની વિદ્યા ભ્રકુટીમાં ભરી જો;
તહારી કટાક્ષ કટારી પડે સાંસરી જો.

+ + +

માહારાસમ તુંને દેખું તારે જીવતી જો;
તાહારા વિજોગનું ભાન મુને રહેતું નથી જો.

ઉપરની પંક્તિઓમાં નટવર નાયકનું અંગેઅં સૌન્દર્ય તથા રસિકા ઉપર થતી જાદૂઈ અસર વર્ણ છે. કયા પ્રિયતમને નિરખતાં રસઘેલી પ્રિયતમાને આ ભાવ ના થાય? અને આવા કોમળ ભાવ કયી ર્‍ ના અનુભવે? કવિ એ ભાવો સુંદર સ્વરૂપમાં ર કરે છે, કારણ કે પોતે પ્રેમી ને કવિ બન્ને છે.

(ગરબી–૬.) સુણો સામળા, હું તમમાટે ઘેલી થઈ ન
માણસકેરી ઓળમાંથી ટળી ગઈ જો. સુણો

+ + +

સાસરેથી જાઉં પીયર ત્યાંથી સાસરે જો,
ચેટક લાગ્યું હોય સમ ચિત્ત કાંઈ નવ ઠરે જો.

+ + +

પહેલાં કહેતા મને તું મારો પ્રાણ છે જો,
વ્હાલા! વિચારો તે બોલનાર કોણ છે જો.

આમં રસિકાની પ્રેમપરવશતા કેવી મનોહર છે! પ્રેમઘેલી બન્યા પછી પ્રિયતમ વિના એને ચેન કદાપિ ના જ પડે! અને કોઈ કોઇ વાર એમ પણ થાય કે—**त्वं जीवितम्** કહેતા તે પ્રિયજન ઠગારા તો નહિ હોય! ક્ષણ ક્ષણમાં કેવા રસિક ભાવ કોમળ, હૃદયસ્પર્શી બને છે!

(ગરબી–૧૩) વાંકું મા જોશો વરણાગિયા,
જોતાં કાળજામાં કાંઇ કાંઈ થાય છે, જીરે; વાંકું૦

\+ \+ \+

મંદ મીઠી હસણી તે તો મોહનીનો ફંદ છે,
તેમાં પડયા પછી કેણે નીકળાય છે જીરે;

\+ \+ \+

નાસીકાનું મોતી ઝુમી રહ્યું છે અધરપર,
તે તો મનડા મારામાં ઝોકાં ખાય છે જીરે;

આ પંક્તિયોમાં શ્રી કૃષ્ણનાં કંઇક વિશિષ્ટ જાદુ જણાય છે. યમુનાના તીરે, વૃન્દાવનમાં તેમની રસલીલા શિષ્ટ સાહિત્યમાં અનેક રીતે અસંખ્યવાર ઉતરી છે. તેમની કામણગારી દૃષ્ટિથી હૃદય વીંધાય; મંદ મીઠા હાસ્યથી અજબ મોહની થાય; અને જ્યાં નાસિકાનું પાણીદાર મોતી અધર પર ઝૂમે ત્યાં તો રસઘેલીની તાલાવેલીનું પૂછવું જ શું? આ શબ્દગૂંથણી અનુપમ સુંદર ભાવભરી છે.

ગરબી–૧૯ માં પ્રશ્ન થાય છે કે—

કોયે સામે મોહની ન જાણીરે, મોહનજી! કોયે૦

કયા અંગમાં આમ પરવશ કરવાની મોહની હશે? પણ સામો પ્રશ્ન પૂછાય કે કયા અંગમાં નથી ભરી? અને એ એકસામટી અંગમાં, ભાવમાં, શબ્દમાં, મુરલીમાં વસેલી મોહનીનું પૃથક્કરણ થઇ પણ કયારે શકે? મોહની (Fascination)નો અર્થ જ એ કે સમજી ન શકાય, વર્ણવી પણ ન શકાય!

બહુ થાય, તો કહી શકો કે—

(ગરબી–૨૦) શોભા સલુણા શ્યામની, તું જોને સખી,
શોભા૦

કોટી આભૂષણનું એ રે ભૂષણ, સીમા છે અભિરામની,
તું જોને૦

**आभरणस्याभरणम्**—અને **सौन्दर्यसारसमुदाय**—આથી વધારે કયા શબ્દો રહ્યા! 'Loveliness incarnate' કને તો અટકવુંજ રહ્યુંને? અને પછીથી તો સૌન્દર્યસાર ને રસસાગરનાં ભાષાના વિવિધ અલંકારોથી વર્ણન કરી આનંદ પામવાનું રહ્યુંને?—

(ગરબી–૪૦) સુણ સાહેલડીરે, માહારે નંદકુવરસુ નેહ૦
ઝાઝું શું કહું રે, માહારે પ્રાણજીવન ધન તેહ.
હાર હૈયાતણોરે, મારાં કાળજડાંની કોર;
મસ્તકના મણીરે, માહારાં ચિતડાં કેરા ચોર.

ગમે તેવી ઉપમાઓ આપો પણ સત્ય એ છે કે એણે ચિત્ત ચોરી લીધું; અને રસિયા વિનાની બાળા બિચારી બા'વરી બની! વારે વારે કહે છે—'લાડીલા લાલ બીહારીજી, મને લેહ (લગની) લાગી તમારીજી.' એ સ્નેહલગની લાગ્યા પછી વિયોગી રસિકાની કેવી દશા થાય છે?

(ગરબી–૪૭) ઉભા રહો તો કહું એક વાતડી બિહારીલાલ,
તમ માટે ગાળી છે મેં જાતડી, બિ૦

\+ \+ \+

પ્રીતડી કીધી તો હવે પાળીએ, બિ૦
આતુર શરણે આવ્યાને ન ટાળીએ, બિ૦
નખશીખલગી છો સ્વરૂપ ગુણ ભર્યા, બિ૦
આવડા કૃપાળા તે કોણે કર્યા? બિ૦

એજ પ્રશ્ન પ્રેમી હૃદયને ઘણીવાર મુંઝવે છે ને! જ્યુલિયટે રોમિયોમાં કે દેવયાનીએ કચમાં એવું તે શું દીઠું? અને એવાં સૌન્દર્યોની બક્ષિસ તેમને કોણે દીધી હશે! અને એ એવી તે શી મોહની છે કે પ્રિયતમ માટે પ્રિયા આખી જાતડી ગાળે!

અને પછીથી તો, પ્રિયનું સર્વજ પ્રિય બને છે—

(ગરબી–૪૮) હેનું સર્વ સારું લાગે શું વખાણિયે જો,...
ઘેલી કીધી મને ગોવાળિયે જો૦

પ્રેમનાં અદ્દભુતસુંદર જાદૂની અસર થતાં પ્રિયતમા પોતાના ઉરના વિવિધ ભાવો વ્યક્ત કરવા કેવા કેવા પ્રયાસો કરે છે !–

(ગરબી–૫૧) મોહનલાલજીરે મ્હારા જીવનપ્રાણ જીવન
હું બલીહારી, રાજ ! ઘણી ખમા૦

× × ×

ચકોર ચન્દ્રનેરે, ઇચ્છે ત્યમ તમને મુજ નેણ;
કેહેવા વ્હાલાછો રે, કહેતાં આવડતું નથી વેણ. રાજ૦

× × ×

એક વિધ ઓછા રહેોરે, તો કાંઇએક વારૂં મન;
પુરણ સહુ વાતેરે, કોહો કેમ છૂટે લાલ લગન રાજ૦

× × ×

હરખુડું ઘણીરે, માહારો હરજી ઝાલો હાથ;
પ્રીત નિભાવજો રે, નિત્ય ન માગું બિજૂં નાથ.

આ ગરબીમાં કોમળ માનવહૃદયની વિવશતા વર્ણવતાં, કવિ કે રાધા કે પ્રિયતમા ઉંડાણોમાંથી કહે છે કે એ પ્રેમમોહનીનું વર્ણન શબ્દોમાં કદિય વર્ણવ્યું જાય ખરૂં ? પરમાત્માના સ્વરૂપના વર્ણનમાં વિદ્વાન ને બુદ્ધિશાળી ભક્તને પણ છેવટે नेति नेति કહેવું પડે છે, તેમજ પ્રિયતમા પણ પ્રાણેશ્વરના ગુણસૌન્દર્યપ્રેમ ઉપર વારી જતાં સ્વીકારી લે છે કે એ વ્હાલ કેવું છે તે મારાથી સંપૂર્ણરીતે કદિ કહીજ શકાવાતું નથી; ત્યાં પણ न इति–અંત જ કયાંથી હોય ? ફક્ત વિવશ બની પ્રિયા પ્રાર્થે કે નિત્ય પ્રીત નિભાવજો, કારણ કે તમારી મોહની સોળે કલાયે વિલસી સંપૂર્ણતાથી મને મ્હાત કરે છે અને એ પ્રીતિ વિના હું જળવિહોણી માછલીરૂપ બની રહી છું; રહેજ પણ ખોડખાંપણ હત તો પ્રિયાની આ રિથતિ ના થાત ! પણ પ્રિયતમને આટલો સર્વાંગે સુંદર કોને કર્યો અથવા રસિકા દૃષ્ટિમાં અંગે અંગમાં કેવળ અમૃત જ કયાંથી ઝરતું હશે ?

આમ રસિયાની અજબ મોહનીમાં લીન થયા પછી રસિકા પ્રેમયોગ માટે ઉળની વરાળો કેવી કાઢે છે !–

(ગરબી–૫૭) તેં મુને પરવશ પાડી પાતળીયા,
માહારી સુધબુધ સરવે હરીરે,
એ ગિરધારિયા તેં તો ઘેલી કરી.

(ગરબી–૫૮) હવે તમ પાખે કયમ રહેવાશે,
હાંકર્યાં ધીકર્યાં કયમ સહેવાશે;
મેં એ દુઃખ કેને કહેવાશે ?
ઘણી ગજબીરે૦

પ્રીતમની આવી અપૂર્વ લગની લાગ્યા પછી, ક્ષણ વિયોગનું દર્દ તે કેમ કહી શકાય ? કેમ સહી શકાય ? પરંતુ ઉરની વરાળો કોઇ સમભાવી સ્નેહી પાસે ના કાઢો તો ઉર પૂરૂં મુંઝાઈ જાયને ?–

(ગરબી–૫૯) કાળજ કોર્યું તે કોને કહિયેરે,
*ઓધવ ! છેલછબિલડે૦*

× × ×

કાંઇ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચોહિટે,
અલબેલો આવી બેઠો હઇયેરે, ઓધવ૦

દયાના પ્રીતમજીને એટલું જઇને કહેજ્યે,
કયાં સુધી આવાં દુઃખ સહિયેરે, ઓધવ૦

\+ + +

ઉપરની બધી ગરબીઓમાં રસસાગરની રૂપ ગુણ મોહનીનું રસિક હૃદયંગમ તાદૃશ વર્ણન છે. પરંતુ એ નટવરનાગરનાં જાદૂ કયાં એકજ પ્રકારનાં છે; એ સ્નેહના ખેલ તો અનંત છે છતાં સર્વત્ર સુંદર સ્વરૂપે વિલસે છે. જૂજવે રૂપે પ્રિયતમ પ્રભુ દર્શન દે છે; અને ખૂબી તો એ છે કે જ્યાં જૂઓ ત્યાં અવનવો મોહ વિવિધ રીતથી ઉત્પન્ન થયા વિના રહેજ નહિ ! વૃન્દાવનમાં વિહરતા જૂઓ; વેણુના નાદમાં યમુનાતટે કે કોઈ એકાંત કુંજમાં સંગીતલીન જૂઓ; ગાયોના ગોવાળ તરીકે દિનચર્યામાં જૂઓ; યમુનાનો પનઘટ રસિયાએ રોકયો હોય ત્યાં જૂઓ; કે મહિયારીનાં દાણ માગે ત્યાં જૂઓ;–જ્યાં જૂઓ ત્યાં ક્ષણે ક્ષણે એ સૌન્દર્ય નવતા ધરે છે. આથીજ કહ્યું છે કે–मथुराधिपतेरखिलं मधुरम ।

(અપૂર્ણ)

રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

# સંસ્કૃતિનું સંરક્ષણ

ડીસેમ્બર માસના "મોડર્ન રીવ્યુ"માં, એક ચીની અવલોકનકારે, "સંસ્કૃતિનું સંરક્ષણ," એ વિષય ઉપર એક મનનીય અને વિચારપ્રેરક લેખ લખ્યો છે. નવા જમાનાના કહેવાતા સુધારાનો તેમાં તાદૃશ્ય ચિતાર આપેલો છે. આખોય લેખ અત્યંત રસપૂર્ણ હોઇ, અહીં, બનતાં સુધી લેખકના પોતાના શબ્દોમાં જ, તેનો સાર આપીએ છીએઃ—

દુનિયામાં ઘણીવાર શબ્દો ગમે તેમ વપરાવાથી, કે તેના અર્થ અસ્પષ્ટ અને ઉપરચોટીયા જ સમજાવાથી અતિશય ગેરસમજુત અને ગુંચવાડા ઉભા થાય છે. તેથી આવી ગેરસમજુત થતી અટકાવવાને સારૂ, આપણે સંસ્કૃતિ કોને કહીએ છીએ, એ સ્પષ્ટ જાણી લેવું જોઇએ.

## સંસ્કૃતિ એટલે શું ?

અક્કડ સફેદ કૉલર, ગોરી ચામડી, અમુક પેન્ટ-ટના ચામડાના જોડા, સાબુ, સલામતી રક્ષક અસ્ત્રો, ટ્રામગાડી, જમીન ઉપર અને જમીનની અંદર, તેમ જ જળની અંદર પાથરેલા ઇલેક્ટ્રીક તારનાં દોરડાં, નાટક-શાળાઓ તેમ જ ખેલતમાસા, સ્ત્રીપુરૂષોના જાતિ વ્યવહારમાં ગમે તેવું અનીતિમય આચરણ, મ્હોળા ફેલાવાવાળાં દૈનિક છાપાં, આપોઆપ ફૂટે તેવી પિસ્તોલ, તમંચા, ગાંડાની દરિષતાલે, છાકટાઓના વસતિગૃહો, જેલો, ધતીંગ, દાવાદાવા, દંભ, જુઠ અને આવી બીજી અનેક ખુબ વાહવાહ થએલા પશ્ચિમના "સુધારા" ને નામે ખપતી અમૂલ્ય ચીજોના સરવાળાને સામાન્ય રીતે આજકાલ મનાય છે, તેમ આપણે સુધારાનાં ચિહ્નો સમજવાં ?

આ પ્રશ્નનો જવાબ 'હકાર' માં મળે, તો તો પશ્ચિમના લોકો, તેમના જ કથનાનુસાર, ગઈ કાલ સુધી તો બિનકેળવાયેલા જ હતા, એમ ગણાય; કેમકે આ બધી વસ્તુઓ જુના વખતમાં ત્યાં જરાયે નહોતી. પણ, જે જમાનામાં શેકસપીઅર, રાફેલ, મ્યુરીલો, ટીન્ટોરેટો, લીઓનાર્ડ ડી વીન્સી, માઇકેલ એન્જેલો, લ્યુથર, ગેલિલીઓ, ડેકાર્ટ, પાસ્કલ, ડાન્ટે, ન્યુટન, કેપ્લર, ગટે અને એથીયે પહેલાંના પ્લેટો, સોફો, પેરી-કલીસ, સોક્રેટીસ, એરીસ્ટોટલ, વર્જિલ, હોરેસ, વગેરે અનેક બુદ્ધિ, નીતિ અને કળાકૌશલ્યસંપન્ન મહારથીઓ થઇ ગયા જેમનો અદ્યાપિ કોઇ જોટો જગતે જોયો નથી, એ જમાનો સંસ્કૃતિહીણ હતો એમ નિઃશંકપણે કહેવાની કોણ હિમ્મત કરશે ?

જે કાળમાં, બુદ્ધ ભગવાન, કન્ફુસિયસ અને મેન્સિ-યસ જેવા ધર્મપ્રવર્તકો પેદા થયા, એ કાળ શું સંસ્કૃતિ-હીણ કહેવાય ?

મુખ્ય બાબત યાદ રાખવાની એ જ છે કે, યાંત્રિક પ્રગતિ એ કંઈ સુધારાનું ચિહ્ન નથી.

ન્હાવાને માટે ચકલી ફેરવીને ગરમ કે ઠંડું પાણી મેળવીએ, કે અસલના વખતમાં રોમન લોકોએ પોતાના સ્નાનગૃહમાં એને માટે જે સવડ કરેલી–અને પોમ્પીના ખંડીએરોમાંથી આપણને જણાય છે કે તે વખતનાં સ્નાનગૃહો આપણા કરતાં તો કેટલાયે વધારે સગવડ-

વાળાં હતાં-એવી કોઇ રીતે મેળવીએ, એ એક સંસ્કૃતિની બીજી સાથે સરખામણી કરવાનું કંઇ માપ નથી.

શત્રુનો નાશ કરવા માટે જુના સમયનાં તલવાર કે જમૈયો વાપરો, કે પછી, સબમરીનો, હવાઇ બોમ્બ, વારંવાર બહાર કરતી બંદૂકો, ઝેરી ગેસ, વગેરે પશ્ચિમનાં ધિક્કારપાત્ર સાધનોનો ઉપયોગ કરો, એ કંઇ સુધારાની કસોટીનું ચિહ્ન નથી.

આપણે આધુનિક કાળમાં એશઆરામથી આગબોટોમાં સફર કરતા કે માલ મોકલતા હોઇએ, કે પછી પુરાતન કાળમાં જેમ વેપારીઓ, મછવા અને વહાણો મારફત પોતાનો વ્યવહાર ચલાવતા, એ રીતે આપણે નભાવીએ, એથી એક જમાનો બીજા કરતાં ચઢીઆતો છે, એમ શી રીતે કહેવાય?

કોલમ્બસે સઢથી હંકારાતાં નાનાં વહાણોની મદદથી અમેરિકા ખંડ શોધી કહાડયો, એનાથી ચઢીઆતું કયું કાર્ય આપણી આગબોટોએ કર્યું છે? એશિયાવાસી હેનોએ આફ્રિકા ખંડની પ્રદક્ષિણા કરેલી અને ફિનિશિયનો મછવા મારફતે જ ગંજાવર વેપાર ખેડતા હતા. વાઇકીંગ લોકોએ, નાનકડાં હોડકાં વડે જ અનેક પરાક્રમો કરેલાં, અને એરીક ધી રેડ, તો વળી કોલમ્બસની પણ પહેલાં નવી દુનિયામાં પહોંચી ગયેલો.

## માનવ-સમાજની પ્રગતિ

પુરાણા કાળના લોકો કરતાં આપણે શું વધારે સુધરેલા, અને વધારે સુખી કે ચઢીઆતા છીએ? આનો ઉત્તર હકારમાં આપનારાઓ, પશ્ચિમના સુધારાની નિરંતર વાહવાહ કરતાં થાકતા જ નથી. પણ વિચારશીલ માણસોને તો, મગરૂર થવા જેટલી સાચી પ્રગતિ આપણે બહુ થોડી જ કરી છે, એમ લાગ્યા વિના રહેતું નથી.

તાર અને ટેલીફોન, રેલ્વે, ટાઇપરાઇટર તેમ જ જલમાર્ગી તારની સગવડો ભલે હોય, પણ હિંદીઓ અને ચીનવાસીઓ કરતાં, પશ્ચિમના વેપારી લોકોમાં પ્રામાણિકતા પહેલાં વધારે નહિ પણ ઓછી જ હતી અને અત્યારે પણ તેમ જ છે. એમનામાં હોંશિયારી પણ કંઇ નથી, પરંતુ પૂર્વવાસીઓ કરતાં અંતરની આડખીલી એમને ઓછી નડે છે, એટલું જ.

સમાજશાસ્ત્રો, દેવળો, મિશનો, તત્ત્વવેત્તાઓ, ધર્માધ્યક્ષો, વિધિયુક્ત ધારાશાસ્ત્રો, દૈનિક, સામાહિક, માસિક તેમ જ ત્રિમાસિક છાપાં અને પત્રો હોવા છતાં યે, પશ્ચિમમાં ગુન્હાઓ તો સદંતર વધ્યે જ જાય છે, અને તેમાંયે વિશિષ્ટતા એ છે કે, યુવાન ગુન્હેગારો મોટા પ્રમાણમાં છે! શિકાગો, ન્યુયોર્ક, અને સાન્ફ્રાન્સીસ્કો, તેમ જ પારિસ, લંડન અને બર્લિન જેવાં નવી સંસ્કૃતિનાં ખૂબ ગવાયેલાં મુખ્ય ધામો તો વળી આખી દુનિયામાં સૌથી વિશેષ દુરાચાર, ગુન્હા, અને જોખમનાં સ્થળો છે.

સંધિઓ, તહનામાં, હેગના કરારો, પરિષદો, અને પ્રજામંડળો અને બીજું બધુંયે હોવા છતાં, લડાઇઓની સંખ્યા કે તેની ભયંકરતા જરા ઓછી થઇ નથી; એટલું જ નહિ, પણ સૌની જાણમાં છે તે પ્રમાણે વસ્તુસ્થિતિ ખરૂં જોતાં ઉલટી જ છે.

કોલેજો, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ, વર્તમાનપત્રો, વ્યાખ્યાનો, વિચારસ્વાતંત્ર્ય, પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ, વગેરે હોવા છતાં પણ, સંસ્કૃતિની સાચી કસોટીરૂપ, એકસંપી જીવનવ્યવહારનો તો અભાવ જ છે. પશ્ચિમના દેશોમાં ભલે પછી રાજસત્તાક કે પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા હોય, વેપાર ઉપર રક્ષણીય જકાત હોય કે ન હોય, પ્રોટેસ્ટંટ, કેથોલિક કે સનાતની ધર્મ પ્રવર્તતો હોય, પણ જ્યાં જુઓ ત્યાં જાતિ જાતિ વચ્ચેના કુસંપ, અવ્યવસ્થાના ચઢતા જુઆળ, યુવાનોનું નિરંકુશ વર્તન, મજુર વર્ગના વારંવાર ઉભા થતા કજીઆ, ઔદ્યોગિક રસાકસી, બેકારી અને બોલ્શેવિઝમ—એ બધું એ દેશોનો નાશ કરવાને ઘુરકી રહ્યું છે.

એમના ચઢીઆતાપણા અને પ્રગતિની બડાઇ હાંકવા ઉપર કેવું સચોટ અને હારયારપદ વાર્તિક!

આપણી જાણમાં છે ત્યાં સુધી એશિયા ખંડમાં તો જુના જમાનાના લોકો અત્યારના જેવા જ ડાહ્યા કે મુરખ, બહાદુર કે બ્હીકણ, તાલેવંત કે ગરીબ, સંતોષી કે અસંતુષ્ટ, શાંત કે કજીઆખોર હતા.

મનુષ્ય સ્વભાવ જરાયે બદલાયો નથી.

પણ: એશિયા ખંડે, અત્યાર સુધીમાં શિલ્પશાસ્ત્રીઓ, કવિઓ, તત્ત્વવેત્તાઓ, અધ્યાપકો પશ્ચિમના કરતાં તો વધારે જ પેદા કર્યા છે. યહુદી કે ખ્રિસ્તી ધર્મની પ્રાપ્તિ માટે પશ્ચિમના લોકોને એશિયા તરફ નજર કરવી પડેલી, એ વાતથી જ તેમના વિચારબળની ન્યૂનતા જણાય આવે છે.

પૂર્વકાળમાં, જે જ્ઞાન અને કળા, કાવ્ય અને તત્ત્વજ્ઞાન, વૈભવ અને જાહોજલાલી અસ્તિત્વમાં હતાં, એથી એટલું તો જરૂર ફલિત થાય છે કે, તે જમાનામાં વધારે નહિ તો અત્યારના જેટલી પ્રભાવશાળી, ઐક્યમય અને સુઘડ સંસ્કારિતા તો જરૂર હોવી જોઇએ.

## પૂર્વની સમસ્યા

પણ, આ સ્થળે, આપણી સામે એક કમનસીબ દુર્ઘટના ખડી થાય છે કે, એશિયાઇ સંસ્કૃતિ કાંતો થઇ છે, કે સ્થંભી ગઈ છે. એસીરિયા, બાબી- ોશિયા, હાઈટી, સમેરિયા અને મીસરની અફાટ સહેદ કશ પામી છે; જ્યારે ચીન, હિન્દુસ્તાન ટના ચામડાના જોડા, સાતિરહિત થઇ છે, કે અવગતિને ટ્રામગાડી, જમીન ઉપર અને જળની અંદર પાથરેલા ઇલેકટ્રીક તારના દા... શાળાઓ તેમ જ ખેલતમાસા, સ્ત્રીપુરૂષોના જાતિ વ્યવહારમાં ગમે તેવું અનીતિમય આચરણ, બહોળા ફેલાવાવાળાં દૈનિક છાપાં, આપોઆપ ફૂટે તેવી પિસ્તોલ, તમંચા, ગાંડાની ઇસ્પિતાલો, છાકટાઓના વસતિગૃહો, જેલો, ધનીંગ, દાવાદાવા, દંભ, જુઠ અને આવી બીજી અનેક ખૂબ વાહવાહ થયેલા પશ્ચિમના સુધારા" ને નામે ખપતી અમૂલ્ય ચીજોના સર-

જ જોઇએ, એમ હોતું નથી. પાશ્ચિમાત્યોનું અનુકરણ કરવામાં તો ચોકખી ભૂલ જ થવાની. એ લોકોના સુધારાના ખ્યાલ આપણે ગ્રહણ કરીએ, તો પછી તમામ સંસ્કૃતિનો અચૂક વિનાશ જ થવાનો.

પશ્ચિમની દુનિયા જેને પ્રભુ તરીકે સ્વીકારે છે, એવા મહાન અને સર્વશ્રેષ્ઠ એશિયાવાસી ઇસુએ કહ્યું છે: "માણસની પરીક્ષા એના કર્મ વડે જ થશે."

## પશ્ચિમના સુધારાનું દેવાળું

ઈસુના ઉપર ટાંકેલા વચન અનુસાર પશ્ચિમના સુધારાની કસોટી કરીએ, તો ઘણી બાબતો સ્પષ્ટ પણ નિરાશાજનક જણાયા વગર રહેશે નહિ.

૧૯૧૪ ના યુદ્ધમાં કેટલાંક પશ્ચિમના રાજ્યોએ બીજાં કેટલાંક રાજ્યો સામે આપસઆપસમાં વિગ્રહ માંડયો. દુનિયાભરમાં યુદ્ધનાં કારણો બાબત અનેક જુઠાણાં ફેલાવવામાં આવ્યાં, પણ સાચી વાત તો એકજ હતી: વ્યાપારી તેમ જ રાજકીય પ્રતિસ્પર્ધા.

મિત્રરાજ્યો તો, વારંવાર પોકારી પોકારીને કહેતાં કે, દુનિયામાં ન્યાય અને સત્યનો જ જય થાય એવી પરિસ્થિતિ લાવવા, પ્રજાની મરજી અનુસાર જ રાજ્યતંત્રો ચાલે એવું વાતાવરણ ઉત્પન્ન કરવા, એક જાતિનો બીજી જાતિઓ ઉપરનો અમલ નાબૂદ કરવા, છૂપી મસલતો, લશ્કરી શાસન અને ખડી ફોજો રાખવાની પદ્ધતિનો અંત લાવવા, તેમ જ પ્રત્યેક પ્રજાના આત્મનિર્ણયના "પવિત્ર" સિદ્ધાંત અનુસાર દુનિયાની નવેસરૂ રચના કરવાની શુભ અને નિઃસ્વાર્થ બુદ્ધિથી જ મુખ્ય જાહેર્યું છે. તેમણે આપણને ખાત્રી આપી હતી પ્રગતિ એ કંઇ નાવી ઇચ્છા તો કયારનીયે હતી, પણ દુષ્ટ 'તલવારના બળે રાજ્ય કરવાની મુરાદ ન્હાવાને મઆવતી, અને તેથી જર્મનીના આ લશ્કરી મેળવીએ, કે અસલ ા તેમને નિશ્ચય કરવો પડયો હતો. સ્નાનગૃહમાં એને મા. ખંડીએરોમાંથી આપણાજ્યોએ, અનેક નામોશીભર્યા તેમ સ્નાનગૃહો આપણા કરતાંથી વિસંગત, એવાં કારણોને ; અને પછી—પોતે જાહેર કરેલા

ઉદ્દેશો પ્રમાણે નહિ પણ અંતરની ઇચ્છા પ્રમાણે —દુનિયાની નવેસર રચના કરવા બેઠા.

તેમણે જણાવેલું કે "રાજ્યોની અને પ્રજાઓની મરજી સિવાય તેમની અદલાબદલી નહિ કરવામાં આવે"—અને તેથી જ તેમણે, તે પ્રદેશોની વસ્તીને પૂછ્યાકર્યા વગર જ જર્મની પાસેથી ખૂંચવીને આ-લ્સાસ લોરેન ફ્રાન્સને આપ્યું; જર્મનીનું પોસેન, પો-લેન્ડને સ્વાધીન કર્યું, અને ઑસ્ટ્રિયાનું ટ્રેસ્ટીનો, ઇટાલી-ને સોંપ્યું!

તેમણે જાહેર કરેલું કે "એક જાતિ બીજી ઉપર હકુમત નહિ ચલાવી શકે"—એટલે જ તેમણે, ઑસ્ટ્રિયા–હંગરીને છિન્નભિન્ન કરી નાંખ્યું, અને લાખોની જર્મન અને હંગેરિયન વસ્તીવાળા મોટામોટા પ્રદેશો તે વખતે તાજેતરમાં જ ઉભાં થયેલાં ઝેકો સ્લોવાકિયા યુગોસ્લાવિયા અને રૂમા-નિયાના રાજ્યોને વહેંચી આપ્યા! પોતાની નામોશી ટાળવા માટે, તેમણે કોઇ કોઇ ઠેકાણે ત્યાંની પ્રજાઓના મત માગેલા એ સાચું; પણ, જ્યારે તેમની ધમકીઓ અને અનેક પ્રકારના દબાણ છતાંયે, પ્રજાને તેમની વાત ન રૂચી, ત્યારે તો તેમણે "લોકોની ઇચ્છા" ને કોરાણે મૂકી

રક્ષણરહિત લોકોને રંજાડવાના આવા નાલેશી-ભર્યા કૃત્યોના નમૂના તરીકે ઉત્તર સિલેશિયાનો દાખલો આપણી સમક્ષ મોજુદ છે. જર્મનીનો આ ખનિજ-દ્રવ્યથી ભરપૂર સૌથી કિંમતી પ્રદેશ હતો; અને તેથી ત્યાંના લોકોનો વિરોધ છતાંયે, પ્રજામતની, આત્મનિર્ણયની કે ઉચ્ચ આદર્શોની પરવા કર્યા વગર, ફ્રાન્સના ગુલામ જેવા પોલેન્ડને તે સોંપી દેવામાં આવ્યો.

આયર્લેન્ડ, મીસર, હિન્દુસ્તાન તેમ જ કમાલ પાશાએ, નવા પ્રવર્તેલા આત્મનિર્ણયના સિદ્ધાંતની રૂએ પોતાના દેશો માટે સ્વતંત્રતાની માગણી કરી. મિત્ર-રાજ્યોએ તોપો, બોંબગોળા, લડાઇ, અને ધુરકીયાં કરીને આ માગણીનો જવાબ આપ્યો.

એટલે આયર્લેન્ડ, મીસર અને કમાલપાશાએ પણ એ સાધનોનો જ આશ્રય લઇને પ્રત્યુત્તર આપ્યો અને તેઓ ફાવ્યા. તેમને જોઇતું હતું તે મળી ગયું.

પરંતુ હિંદુસ્તાન તો હજી ઝોલાં જ ખાઇ રહ્યું છે.

શસ્ત્રબળ નાબૂદ કરવાની તેમની આ રીત જુઓ.

## દુનિયાની પુનઃરચના

યુદ્ધ પહેલાં શાંતિના સમયમાં જર્મની પાસે ૫,૫૦,૦૦૦ માણસોની ખડી ફોજ હતી. જર્મની આજે કચડાઇને પરાજિત થયું છે, શૃંખલાબદ્ધ છે, છતાં ફ્રાન્સની પાસે ૮૦૦,૦૦૦ નું ખડું સૈન્ય આ ઘડીએ મોજુદ છે!

યુદ્ધ પહેલાં, ઑસ્ટ્રિયા–હંગરી પાસે ૩૦૦,૦૦૦ નું ખડું સૈન્ય હતું. ઑસ્ટ્રિયા–હંગરીના ભાગલામાંથી જન્મેલાં રાજ્યો તેમ જ રૂમાનિયા મળીને આજે ત્યાં કુલ ૧૦ લાખથી પણ વધારેનું સૈન્યછે!

આ રીતે શસ્ત્રબળનો તેમણે નાશ કર્યો છે!

અમેરિકા નવી દુનિયાનું "મહાન્ પ્રજાસત્તાક" રાજ્ય કહેવાય છે. યુદ્ધ પહેલાં ત્યાં ૧ લાખનું સૈન્ય હોવાનું જણાવવામાં આવેલું અને તે પણ કાગળીઆ ઉપર. આજે ત્યાં લશ્કરની સંખ્યા કેટલીયે મોટી છે, અને ત્યાંના સેનાધિપતિ પર્શિંગ અને યુદ્ધખાતાના મંત્રીના કથન મુજબ, એમાં ભવિષ્યમાં વધારો કરવામાં આવનાર છે.

આપણને કહેવામાં આવેલું કે જર્મની જ દુનિયાની શાંતિમાં ખલેલ પહોંચાડે છે. આજે, જર્મનીને મરવા પડયું છે, છતાં લડાઇઓની પરંપરાનો યુરોપમાં અંત નથી આવ્યો.

આ પશ્ચિમનો સુધારો: જુઠાણાં, ઢોંગ, ધતીંગ અને પશુબળનું સામ્રાજ્ય...

## પૂર્વ અને પશ્ચિમ

હવે આપણે ફરી પાછા મૂળ વાત ઉપર આવીએ. દુનિયાનું નેતૃત્વ એશિયામાંથી યુરોપમાં કેમ ચાલી ગયું? પૂર્વની ઐક્યમય સંસ્કૃતિને સ્થાને પશ્ચિમનો બસૂરો સુધારો કેમ ફેલાયો? બુદ્ધિ અને અધ્યાત્મવિષયક વાતોને બદલે આજે જડવાદને કેમ પ્રથમ સ્થાન મળ્યું છે? એક જ વાક્યમાં કહીએ તો જે કંઇ ઉચ્ચ, શાશ્વત, અને સર્વંગામી હતુ તેનો નાશ થવા દઇને પૂર્વ પશ્ચિમને અધીન કેમ થયું છે?

કારણો તો ઘણાં છે. પણ અહીં ગૌણનો વિચાર ન કરતાં મુખ્ય મુખ્ય કારણો તરફ નજર કરીશું.

## એશિયાનો ગ્રહણકાળ

જે સંસ્કૃતિઓ તલવારને બળે જીવે છે. તેનો વિનાશ પણ તલવારથી જ થાય છે. આ મનુષ્યજીવન અને પ્રગતિનો એક અટળ નિયમ છે, અને એશિયાના મહાન ઇસુએ એ પોકારીને જણાવ્યો હતો. દુનિયાનો ઇતિહાસ એની સાક્ષી પૂરે છે. દુનિયાની બધી સંસ્કૃતિઓનો વિનાશ થયો છે. કેમકે તે શસ્ત્રબળ ઉપર નભી રહેલી હતી. હિંદ અને ચીન હજીયે જીવંત છે, કારણ એ દેશોની સંસ્કૃતિ તલવારની સંસ્કૃતિ નહોતી.

આમાંજ, માનવ જીવનનો ઉદ્ધાર રહેલો છે.

ચીન અને ભારતવર્ષની સંસ્કૃતિમાં બુદ્ધિ, નીતિ અને સંપને જ સ્થાન છે. જડવાદ અને યાંત્રિક પ્રગતિને નહિ. પણ ત્યાંના લોકો જે જગતમાં રહે છે, તેમાં બીજી અનેક ઝનૂની અને લડાયક જાતિઓ પણ વસે છે, એ વસ્તુસ્થિતિ બરાબર પારખવામાં તેઓ ચૂકયા. પરદેશીઓના હુમલાઓ સામે આત્મરક્ષણ કરવા માટે, બચાવનાં સાધનો રાખવાની તેમણે જરૂરીઆત ન જોઈ. તેઓ ઉંઘમાં ઘોર્યા. છતાંયે, તેઓ જીવતા રહ્યા છે, એજ તેમના જનસમાજ અને માનવજીવન સંબંધીના આદર્શોની ઉચ્ચતાનો પૂરાવો છે.

પણ હવે નિદ્રા અને આળસનો સમય વીતી ગયો છે. તેમણે જાગવું જોઇએ અને પવિત્ર સિદ્ધાંતોનું પાલન, એ માનવ જીવનનું પરમ ધ્યેય છે એનો તેમણે દુનિયાને સાક્ષાત્કાર કરાવવો જોઇએ.આપણી સંસ્કૃતિનું જો રક્ષણ નહિ થાય,તો તે પશ્ચિમના જડવાદની રેલમાં ડૂબી જવાની.

## કર્તવ્યની હાંકલ

પશ્ચિમના સુધારાનું પોકળ રાજકીય, આર્થિક, સામાજિક અને નૈતિક, દરેક રીતે ખુલ્લું થઇ ચૂકયું છે. યુરોપમાં, બાલ્કન રાજ્યોને લીધે કેટલીયે વખત વિગ્રહો ઉભા થયા. ૧૮૭૬ નું રૂસ–તુર્કી યુદ્ધ, થોડાં વર્ષો પછીનાં સર્બો–બલ્ગેરિયન અને તુર્કી–ગ્રિક યુદ્ધો, ૧૯૦૮ ની મુલક હજમ કરવાની રસાકસી, ૧૯૧૨ અને ૧૯૧૩ બે બાલ્કન યુદ્ધો અને છેવટે ૧૯૧૪ નો મહાન વિગ્રહ બધાં બાલ્કન રાજ્યોને લીધેજ થયાં છે. આમ છ યે, હવે પશ્ચિમના લોકો દુનિયાભરમાં બાલ્ રાજ્યો સ્થાપી કજીઆનાં મૂળ રોપે છે.

૧૯૧૯ ની પારિસની "સંધિ" થયા પછી યુ પરંપરા તો ચાલુ જ છે. વિપ્લવો, બળવા, અવ્યવ અને અશાંતિ ચોમેર ઉભરાઇ ઉઠયાં છે. આત્મનિર્ણ સિદ્ધાંત તો કયાંયે હવામાં ઉડી ગયો છે. શાંતિને બદ મોટાં મોટાં ખડાં સૈન્યો, અને દારૂગોળા પાછળ પૈસા ધૂમાડો થઇ રહ્યો છે, અને યુદ્ધ દરમ્યાન નાદાર બ ગયેલી પ્રજાઓ વધારે ને વધારે ચૂસાઇ રહી છે.

લાખો માણસો યુદ્ધમાં મરી ગયાં, છતાં અત્યા જ્યાં જાઓ ત્યાં અનહદ બેકારી જણાય છે; ખેદા મેદાન થયેલા પ્રદેશો સમારવાના છે; રહેવા મા ઘરોની તંગી દૂર કરવાની છે; રસ્તા રેલ્વે અને કા ખાનાં ફરી ઉભાં કરવાનાં હજી બાકી છે. પ્રભુ! પશ્ચિમ પાશવ સંસ્કૃતિની કેવી દયાજનક અવસ્થા!

લાખો માણસોને માટે ખોરાકનો અભાવ, કથળ ગયેલા વ્યાપારઉદ્યોગ, નાણાં અને ચલણની હાસ્ય જનક સ્થિતિ, ગૃહવ્યવસ્થાની ખામી, અને સામાજિ

બંધનોનો નાશ—આ બધો, પશ્ચિમની દુનિયાનો આબેહૂબ ચિતાર છે.

લગ્નનાં પવિત્ર બંધનોનો અભાવ, નૈતિક અધોગતિ, બિભત્સ રીતભાત, પોશાક, નાચ તેમજ સામાન્ય વ્યવહારમાં મર્યાદાની ખામી, પાર વગરના છૂટાછેડાના દાખલા, હલકી કોટિનું સાહિત્ય અને કલા વગેરે અનેક બાબતો--રાજકીય, નૈતિક, સામાજિક કે આર્થિક કોઈ પણ દૃષ્ટિબિંદુએ જોતાં, પશ્ચિમના સુધારાનું દેવાળું સ્પષ્ટ જણાઈ આવે છે.

## ભવિષ્યની સ્થિતિ

ભવિષ્યમાં શું થશે ? ભવિષ્યમાં પણ લડાઈઓ ચાલુ રહેશે ? લોભ અને સ્વાર્થને વશ થઈ થોડાકના લાભને માટે પશ્ચિમના અનીતિમાન્ અને પશુબળથી સજ્જ થયેલા લોકો બાકીની દુનિયા ઉપર સત્તા જમાવશે ?

આપણે ભૂતકાળ—એશિયાના ભૂતકાળ તરફ દૃષ્ટિ કરીએ, હિંદ અને ચીનની સંસ્કૃતિના ઝરામાંથી—તેમના કવિઓ, તત્ત્વજ્ઞાનીઓ અને સાધુસંતો પાસેથી આપણે પ્રાણ અને પ્રેરણા મેળવીએ, એ બે દેશોની પુરાણી સંસ્કૃતિ અનુસાર આપણે જગતની શ્રમપૂર્વક પુનઃરચના કરીએ, અને પશ્ચિમના જડ સુધારાના દુસશાસનમાંથી દુનિયાને બચાવીએ એ આપણું પરમ કર્તવ્ય છે. પશ્ચિમની પ્રજાઓ, ઈસુને દુનિયાનું નૂર કહે છે. એ નૂર પણ એશિયામાંથી જ ઉત્પન્ન થયેલું. તમામ વિદ્યાઓ, તત્ત્વજ્ઞાન, ધર્મો અને વિજ્ઞાનોનું ઉત્પત્તિસ્થાન તો એશિયા જ છે.

અને જો હિંદ અને ચીન જાગ્રત થશે તો ફરી વાર પણ દુનિયાનું નૂર એશિયાની ભૂમિમાંથી જ પ્રગટીને સંસ્કૃતિનું સંરક્ષણ કરશે.

# પુસ્તકપરિચય

મદિરાપ્રતાપ—લેખક વામન સીતારામ મુકાદમ. મળવાનુ ઠેકાણુંઃ યુગધર્મ કાર્યાલય. કિં. કાચું પૂંઠું રૂ. ૧-૪. પાકું પૂંઠું રૂ. ૧-૮.

.. **एक च प्याला** એ નાટક મરાઠી આલમમાં ખૂબ પંકાયું છે તેને અનુસરીને આ નાટક ગોધરાનિવાસી દેશહિતચિંતક નર રા. વામનરાવ સીતારામ મુકાદમે લખ્યું છે. **एक च प्याला** એ મરાઠી નાટકના પ્લોટમાં અને પાત્રો વિગેરેમાં તેમ જ આ નાટકના પ્લોટ અને પાત્રોમાં ફેર છે એમ લેખક કહે છે, પરંતુ તે નાટકમાંના ઘણા આકર્ષક અને અસરકારક ફકરાઓ આ નાટકમાં લીધાનું કબૂલ કરે છે. મરાઠી નાટક અમે વાચ્યું નથી તેથી રા. વામનરાવે તેમાંથી કેટલું લીધું છે તથા પોતાના તરફથી સ્વતંત્ર શું શું ઉમેર્યું છે તે કહી શકાય નહિ, તો પણ આ નાટકનો મુખ્ય આધાર મરાઠી નાટક પર હોવાનું તો દેખાઈ જ આવે છે. "એક જ પ્યાલો, હવે બસ એક જ પ્યાલો" એ શબ્દો નાટકનાં પાત્રો વારંવાર બોલે છે. શરૂઆતમાં સેવાએલો દારૂનો એક જ પ્યાલો અંતે કેવુ ભયંકર પરિણામ લાવે છે તે દર્શાવવાનો નાટકનો હેતુ છે, તે જોતાં તેનું મૂળ જ નામ—એક જ પ્યાલો—રાખ્યું હોત તો ઠીક હતું એમ લાગે છે.

સામાજિક, આર્થિક અને રાજકીય એમ ત્રણ પ્રકારના પ્રશ્નોનો આ નાટકમાં ત્રિવેણીસંગમ છે. ગુજરાતી સાહિત્યકારો ગુજરાતના ખરા જીવન સાથે સંબંધ હોય એવું બહુ ઓછું લખે છે. દેહલગ્ન કે સ્નેહલગ્ન, કોયલનો ટહૂકાર કે મયૂરનો લલકાર, વસન્તનો વિલાસ કે રસિકાનો રાસ એવા કૈં કૈં પ્રશ્નો તેમના દિલને ડોલાવી રહ્યા હોય છે.

આપણા સાહિત્યકારોને જે કેળવણી મળી છે તેનું આ પરિણામ છે. તેઓ જીવનમાંથી સ્ફુરણા મેળવતા નથી પરંતુ સંસ્કૃત તથા અંગ્રેજી સાહિત્યમાંથી જ પ્રેરણા પામે છે. પ્હેલા પ્રકારનુ સાહિત્ય ઐતિહાસિક દૃષ્ટિથી અને બીજા પ્રકારનું ભૌગોલિક દૃષ્ટિથી "દૂર દૂર સુદૂર" હોવાથી જીવનની સાથે જેને કૈં જ સંબંધ ન હોય તેવા વિદ્વત્તાના વિલાસો જ તેમને સૂઝે છે. વળી કોઈક તો એમ માનતા લાગે છે કે દેશમાં બનતા બનાવો વિષે લખવું એ તો વર્તમાનપત્રકારોનું કામ છે. વિદ્વાનો આવા વિષયો પર લખે તો તેમની લેખિની લાજે! પણ આ જ માણસો પોતાના સ્ત્રીપુત્રાદિકના મરણ પ્રસંગે કરૂણ પ્રશસ્તિઓ રચી શકે છે. તેમને જો દેશ પ્રત્યે કુટુંબપ્રેમ હોય તો શા માટે જલીયાંવાલા બાગમાં નિર્દોષોની થયેલી કતલથી કે ગાડીના ડબ્બામાં ગુંગળાવી મારેલા મોપલા કેદીઓના નિર્દય હત્યાકાંડથી તેમનું હૃદય સળગી ન ઉઠે અને તેમની લેખિનીમાંથી એવા આગના તણખા ન ઝરે કે જેથી આ દયાહીન ભારતવાસીઓનાં હૃદય દેશદાઝથી પ્રજળી ઉઠે?

સુધારાના યુગમાં આમ ન હતું. કવિ નર્મદાશંકર, મહીપતરામ, નવલરામ, કવિ દલપતરામ વગેરે ગુજરાતી વિદ્વાનો તે સમયે દેશને ઉપયોગી સાહિત્ય પૂરૂં પાડતા. સ્વ. રણછોડલાલભાઇએ તે જ સમયે કજોડાના ચાલ પર "લલિતા દુઃખદર્શક" નાટક રચ્યું હતું. તે સમયે

તે નાટક વારંવાર ભજવાયું હતું અને સમાજમાં ઠીક પંકાયું હતું. તેવા જ પ્રકારનું આ "મદિરા પ્રતાપ" નાટક છે, કોઇ સાહસિક ગુજરાતી નાટક કંપની તેને ભજવવાનું કબૂલ કરે તો અખતરો ફતેહમંદ નિવડે એમ લાગે છે.

રમણચંદ્ર નામનો પ્રસિદ્ધ વકીલ "આર્ય મદિરા મંડળ" ના સ્થાપનાર તેના દારૂડીઆ ગુમાસ્તા ભ્રમણની સલાહથી ગમગીની દૂર કરવા દારૂનો "એક જ પ્યાલો" લે છે; અને પછી અનુભવી રાજવી કવિ ભર્તૃહરિ કહે છે **विवेक भ्रष्टानां भवति विनीपात: शतमुख:।** તે પ્રમાણે તે એક અઠંગ દારૂડીઓ બની જાય છે. નશામાં ને નશામાં તે તેના બાળક પુત્રનું તથા તેની સાધ્વી સ્ત્રી રમાનું ખૂન કરે છે અને છેવટે પસ્તાઇ ઝેર પી આપઘાત કરે છે. રમાનુ પાત્ર ઘણું જ ઉચ્ચ ભાવનામય છે ભ્રમણની સ્ત્રી કમળા પણ આદર યોગ્ય બાઈ છે. તેનો દારૂડીઓ પતિ ઘેર કંઇ જ આપતો નથી તેથી તે રેંટીયો કાંતી પોતાનુ તથા પતિનું ગુજરાન ચલાવે છ મહાત્માજીની હિલચાલે આવી કેટલાયે ગરીબડી ગુજરાતણોને રોજી આપી હશે, એનો આપણને આ પરથી ખ્યાલ આવે છે. દારૂની ચોકી કરનાર સ્વયસેવકોનો નાયક પ્રાણશંકર પથ્થર હતો, તેમાં અસહકારની હિલચાલે પ્રાણપ્રતિષ્ઠા કરવાથી તે દેવ જેવા બની જાય છે. તેના દાખલાથી હીરાશંકર અને મણિશંકર જેવા ડિટેકટિવો પણ સુધરી જાય છે અને નોકરીમાં રહ્યા રહ્યા બને તેટલી દેશસેવા કરવાનો નિશ્ચય કરે છે. બધા જ ડિટેકટિવો આ પ્રમાણે સમજી જતા હોય તો કેવુ સારૂં ! ગમે તે ધંધો કરનાર માણસ પણ ધારે તો દેશને ઉપયોગી થઇ શકે. હિંદુ ધર્મના કહેવાતા થાંભલાઓ માંહેથી કેવા સડેલા હોય છે તે શાસ્ત્રીજીનું પાત્ર દર્શાવે છે. દારૂનો પ્યાલો પીતાં પીતાં શાસ્ત્રીજી મહોદય વદે છે: "સુધારાને બ્હાને તમે કાલે દારૂ પીઓ તો કેમ ચાલે ? ધર્મશાસ્ત્રથી માંસાહારની બંધી છે. તમે સુધારાના નામે માંસ ખાશો તો કેમ ચાલશે ? હુસેન, ભાઈ હુસેન, જરા મટન લાવ. (ખાવા લાગે છે.) સુધારાના નામથી તમે કાલે ઢેડ ભંગીને અડકશો, તો તે અમને નહિ ગમે. કથના, ઓ કથના, મને પાણી પા. (પીએ છે)."

તે સિવાય પોલિસ અમલદારોનો જુલમ, દારૂના (પારસી) ઇજારદારોની સ્વાર્થાન્ધતા, રાજ્યસત્તાનું અન્ધેર, નવજુવાનોનો સ્વાર્થત્યાગ તથા દેશભક્તિ અને સેવાવૃત્તિ વગેરે વિષયોનો વિશદતાથી સમાવેશ કરવામાં આવ્યો છે.

આ ગદ્ય નાટક છે એટલે તેમાં ગાયનો નથી. તો પણ તેમાં જે બે ચાર કવિતાઓ છે તે સરલ તથા સુંદર છે. નાટકની ભાષા સરલ, સીધી અને સચોટ છે. ભાઇશ્રી વામનરાવ પંચમહાલના જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લઈ ગુજરાતની જે સેવા કરી રહ્યા છે, તેમાં તેમણે આ લેખિનીદ્વારા કરેલી સેવાથી ઉમેરો કર્યો છે. અમે આશા રાખીશું કે તેઓ આ નવો માર્ગ પણ ચાલુ જ રાખશે.

**ન. જ. ત્રિ.**

**છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નો રિપોર્ટ—** છપાવી પ્રસિદ્ધ કરનાર રામમોહનરાય જ. દેસાઇ, હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ, ગટુલાલ ગોપીલાલ ધ્રુ, હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ. મંત્રીઓ, છઠ્ઠી ગુ. સાહિત્ય પરિષદ્. કિમ્મત રૂપિયા ત્રણ.

જરા લાંબે કાળે પણ સુંદર બાંધણી અને સારૂં છપાઇવાળો આ અહેવાલ જોઇ આનંદ થાય છે. કવિવર ટાગોરનુ આગમન, કળાનું પ્રદર્શન, વગેરે અનેક અંગોથી આ બેઠક આકર્ષક થયેલી હતી પણ એ બેઠકના કાર્યક્રમનુ અવલોકન કરવાનો આ પ્રસંગ નથી. બીજી તરફ આવા મોટા પુસ્તકનું પુસ્તક તરીકે અવલોકન પણ ટૂંકમાં કરવું મુશ્કેલ છે. એટલે અમે માત્ર પુસ્તકના મુખ્ય લેખોનો ઉલ્લેખ કરી સંતોષ માનીશું.

પ્રસ્તાવનામાં સાહિત્ય પરિષદ્‌નો ટૂંકો ઇતિહાસ આપ્યો છે.§ અને તેમાં આ અધિવેશનનાં નવીન અંગો

§ પૃ. ૫ ની ૨૨ મી લીટીમાં 'વસંત' લખ્યું છે ત્યાં 'યુગધર્મ' જોઇએ, એ તરફ ધ્યાન ખેંચવાની અમારી 'યુગધર્મ' ની અસ્મિતા પ્રસ્તાવનાકાર ક્ષમ્ય ગણશે એમ આશા રાખીએ છીએ.

બતાવ્યાં છે. પરિષદ્‌ના ગુજરાતી કૉલેજ કાઢવાના ઠરાવ સંબંધી લેખક યથાર્થ લખે છે કે "તે સંબંધી કંઈ હીલચાલ શરૂ થાય તે પૂર્વે સુભાગ્યે અત્રે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ ગઈ છે તેથી તે પ્રશ્ન અનાયાસે ઉકેલાઈ ગયો છે. હાલ તો પ્રજા એ અખતરાને સમભાવપૂર્વક તપાસતી રહે અને યથાશક્તિ તેને મદદ આપે એ જ અગત્યનું છે." તે પછી પરિષદ્‌નો હેવાલ છે.

તે પછી ડૉ. હરિપ્રસાદ વ્રજરાયનું કળા પ્રદર્શન ખુલ્લું મૂકવાની દરખાસ્તનું ભાષણ છે. તે પ્રાસંગિક હોવા છતાં હજુ અમદાવાદીઓએ યાદ રાખવા યોગ્ય છે. સત્કાર મંડળના પ્રમુખ શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવનું ભાષણ તેની વિદ્વત્તા, મનોહર અને પ્રોત્સાહક શૈલી, ગંભીરતા, અને તેમાં ટુંકમાં નીરૂપેલ જીવન અને સાહિત્યનો સંબંધ, સાહિત્યની મહત્તા, આપણા વાઙ્મયની સમાલોચના અને છેવટે કરેલી સૂચનાઓ માટે અત્યારે પણ તેટલું જ આકર્ષક અને બોધપ્રદ છે. પ્રમુખે પોતાના ભાષણમાં ગુજરાતી ભાષા ઉપર થયેલી બીજી ભાષાઓની અસરોનું સારૂં નિરૂપણ કરેલું છે, અને છેવટે કેટલીએક ઉપયોગી સૂચનાઓ પણ આપી છે.

સાહિત્ય વિભાગના અધ્યક્ષ રા. અ. રમણભાઈના ભાષણમાં, સાહિત્ય કોને કહેવું, ભાષા અને વિચારનો સંબંધ આપણા સાહિત્યની હાલની સ્થિતિ, અને સાહિત્ય પરિષદનો કાર્યપ્રદેશ બહુ જ વિચક્ષણ રીતે ચર્ચ્યાં છે. એમનો "જિપ્સી અને ગુજરાતી - ભાષાઓમાંના સામાન્ય અંશ" નો લેખ ભાષાશાસ્ત્રની શોધખોળને માટે નવી દિશા બતાવે છે.

ઇતિહાસ વિભાગના અધ્યક્ષ પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનું ભાષણ સાહિત્ય પરિષદે કરેલી તેમની પસંદગીની સફળતા બતાવે છે. તેમાં જેટલી નવીનતા છે, તેટલી જ શાસ્ત્રીયતા છે; જેટલી રાષ્ટ્રપ્રિયતા છે, તેટલી જ સત્યપ્રિયતા છે; જેટલી વિશાળ દૃષ્ટિ છે, તેટલીજ ઝીણવટની નજર છે. વિશેષ શું કહીએ, તેમણે પોતાના ભાષણમાં સબુરી રાખવાનું કહ્યું છે છતાં, એવી ઇચ્છા થાય છે કે તેમણે પોતાની ઐતિહાસિક ગવેષણાનું કામ વેગથી ચલાવવું જોઇએ. આ વિભાગમાં હિંદુસ્તાનનાં જૂનાં તોલ અને માપનો લેખ પણ શાસ્ત્રીય શોધખોળનો સારો તેટલો જ ઉપયોગી દાખલો છે. નાગરોત્પત્તિનો લાંબો લેખ પણ મનનીય છે. આપણામાં અનેક જ્ઞાતિઓ પોતાનાં "હિતેચ્છુ"ઓમાં સામાન્ય સાહિત્ય પ્રકટ કરી પોતાની અસ્મિતાને સંતોષે છે તેને બદલે આવાં અન્વેષણો તરફ પ્રેરાય તો આ દિશામા સારી પ્રગતિ થાય. વિજ્ઞાન વિભાગના પ્રમુખ પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહનું ભાષણ પણ માર્ગદર્શક છે, અને એ વિભાગની કમિટીએ કાર્ય આરંભ્યું છે જાણી સંતોષ થાય છે. તે ઉપરાંત અનેક લેખો આપણા ગંભીર સાહિત્યમાં ઉમેરો કરે તેવા છે તે સર્વનો ઉલ્લેખ પણ અત્રે કરી શકતા નથી.

એક હકીકત સર્વ ગુજરાતે વિચાર કરવા જેવી છે. સત્કાર મંડળના પ્રમુખના ભાષણમાં, ડૉ. ટાગોરના ભાષણમાં અને બીજાંમાં પણ, ગુજરાતમાં નવું ચેતન સ્ફુરવાની આગાહી થયેલી છે. આ આગાહી ખરી પડી છે પણ તે ચેતનને સૌથી સુંદર રીતે બહલાવવાને માટે સાહિત્યના ઉપાસકોએ જોઇએ તેવા પ્રયત્નો કર્યા છે !

**સહજાનંદ સ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાય**—અવતારલીલા લેખમાળા, લેખ ૬. લેખક કિશોરલાલ મશરૂવાળા, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય ૦–૧૧–૦.

આ લેખમાળામાં સહજાનંદ સ્વામી અને સ્વામીનારાયણ ધર્મનો સમાવેશ કર્યો તે યોગ્ય જ કર્યું. આવી શુદ્ધ, શ્રદ્ધામય, સત્યપ્રિય અને વસ્તુસ્પર્શી દૃષ્ટિથી દરેક સંપ્રદાયમાં ચર્ચા થવાની જરૂર છે. એ પ્રમાણે ચર્ચા થશે ત્યારે જ ધર્મ ઉપર બંધાઇ ગયેલી અંધશ્રદ્ધાની પાળ સાફ થશે.

આ પુસ્તકમાં પણ બીજાં પુસ્તકોની માફક ઇતિહાસની ભૂમિકા, અને સંપ્રદાયના પ્રવર્તકનું જીવન-

ચરિત્ર આપેલું છે. દૃષ્ટિ જીવનચરિત્રની જ રાખેલી છે છતાં નોંધાએલા ચમત્કારો અવગણ્યા નથી તેમ જ વાંચનારની દૃષ્ટિ પર બળાત્કારથી નાખ્યા પણ નથી. બીજાં પુસ્તકો કરતાં આની વિશિષ્ટતા એ છે કે આમાં ઇતિહાસ વગેરે સાધનોથી વિષય વધારે પુષ્ટ થયેલો છે. અને એનું કારણ લેખક પોતે આ સંપ્રદાયના છે એ છે, તેમ છતાં સંપ્રદાયનો લેશ પણ દુરાગ્રહ કે સંપ્રદાયને ફેલાવવાની આમાં લેશ પણ ઇચ્છા નથી. સંપ્રદાયની હાલની શોચનીય સ્થિતિ પણ લેખકે નિષ્પક્ષપાતથી દર્શાવી છે. સંપ્રદાયોનું ખરૂં રહસ્ય પકડી જેટલે અંશે ગુજરાતના નવા જીવનમાં આવા સંપ્રદાયો ચેતન પ્રેરશે અને સેવા બજાવશે તેટલે અંશે જ એ સંપ્રદાયો જીવન્ત રહેશે.

**સૌરાષ્ટ્રની રસધાર**—મુદ્રક અને પ્રકાશક અમૃતલાલ દલપતભાઈ શેઠ. કિમ્મત ૧–૮–૦.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરનાં અન્ય પ્રકાશનો માફક આને પણ અમે આવકાર આપીએ છીએ. આમાં સૌરાષ્ટ્ર-કાઠીઆવાડની કેટલીએક રસિક લોકકથાઓનો સંગ્રહ કરેલો છે. લોકસ્વભાવ જાણવા માટે અને સામાન્ય લોકોનું હૃદય કયા વિષયોમાં દ્રવે છે એ જાણવાને માટે, ગત ઇતિહાસની હકીકતો બરાબર સમજાવવાને માટે અને કોઈ કોઈ જગાએ ઇતિહાસની હકીકત તરીકે પણ આવી વારતાઓ અમૂલ્ય છે. પણ તે ઉપરાંત અત્યારના આપણા મોળા પડી ગયેલા જીવનમાં આ વારતાઓથી જ નવા તેજસ્વી પ્રબળ ભાવો ઉપજશે. આપણે જે સદ્‌ગુણ, શૂરવીરતા, સ્ત્રીસ્વાતંત્ર્ય વગેરેની હાલ વાતો કરીએ છીએ અને છતાં જે આપણા જીવનમાં ઊંડા સંસ્કારરૂપે નથી એવા માનવ ભાવોનું આમાં અતિ પ્રબળ અને શુદ્ધ અમિશ્રિત સ્વરૂપે પ્રકટીકરણ થયેલું છે અને તે એવી જ સરલ અને અલંકારના આડંબર વિનાની વાતોમાં આલેખાયલું છે. સદ્‌ગત સાક્ષર શ્રી રણજીતરામ જેવાએ જેની તારીફ કરી છે એવી આ રસધારની હવે આપણા વાચકવર્ગને ભલામણ કરવી પડે એમ અમને લાગતું નથી.

**કેકારવની પૂરવણી**—પ્રકાશક રમણીક કીશનલાલ મ્હેતા. કીમત આઠ આના. ગૂજરાતમાં માન પામેલ અને લોકપ્રિય સદ્‌ગત કલાપીનાં કેટલાંએક અપ્રસિદ્ધ કાવ્યો આમાં છે. કલાપીના અભ્યાસમાં આથી મદદ થશે.

**ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો**—કર્તા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી. મુંબાઇ જે. પી. છપાવી પ્રસિદ્ધ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ. બી. એ. અમદાવાદ. કિમ્મત રૂા. એક. ૧૯૧૪ માં આ કર્તાએ પ્રસિદ્ધ કરેલ 'માઇલસ્ટોન્સ ઈન ગુજરાતી લિટરેચર' ના પુસ્તકનો આ ગૂજરાતી અનુવાદ છે. આ વિષયના જીજ સાહિત્યમાં અસલ પુસ્તકને જે ઉંચું સ્થાન છે તે જ આ અનુવાદને પણ છે.

**મુકુલ**—યુગધર્મ કાર્યાલય. કાચું પૂંઠું રૂ. ૦–૧૨–૦ પાકું પૂંઠું રૂ. ૧–૦–૦. યુગધર્મ ગ્રન્થમાળામાં પહેલા પુસ્તક તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થયેલું તેની આ બીજી આવૃત્તિ છે. તેના ઉત્સાહી લેખકલેખિકાના મંડળે આમાં કેટલીએક વારતાઓ ઉમેરી છે; અને તેથી તે પુસ્તક વધારે આકર્ષક નીવડશે.

**સંવાદમાલા**—સંપાદક અને પ્રકાશક જીવનલાલ અમરશી મ્હેતા. જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું પુસ્તક ૩૬ મું. કિંમત કાચું પૂંઠું રૂ. બે. પાકું પૂંઠું રૂ. અઢી. કલાપી, કાન્ત, ન્હાનાલાલ, શ્રી નરસિંહરાવ, બળવંતરાય, સો. વિદ્યાગૌરી, ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર અને બીજા કેટલાએક લેખકોના સંવાદોનો આ સંગ્રહ છે. ટાગોરના બે સંવાદોનું ગૂજરાતી ભાષાન્તર છે. પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગમાં લઇ શકાય તેવું છે.

**બાલવાર્તા ભાગ ત્રીજો**—સંગ્રહકર્તા ગિજુભાઈ. આગળના સંગ્રહો જેવી જ આમાં નવી ૨૭ વાતો છે. બાળકોને આ લેખકનો પરિચય કરાવવાની જરૂર રહી

નથી. આપણું બાલવાર્તાનું સાહિત્ય સમૃદ્ધ કરવાનો લેખકનો પ્રયાસ ખરેખર આવકારદાયક છે.

**બંગાળાનો નવાબ**—ઐતિહાસિક નવલકથા. કીંમત ૦-૧૨-૦. અંજલિ માસિકની પ્રથમ ભેટ. **બંગાળાનો નવાબ વિભાગ બીજો**—એક ઐતિહાસિક નવલકથા. અનુવાદક ભાણજી ભાઈચંદ કોઠારી. પ્રસિદ્ધકર્તા બંધુ મંડળ તરફથી વિજયશંકર હરિકૃષ્ણ વ્યાસ, અધિપતિ ' અંજલિ '. કરાંચી. મૂલ્ય રૂ. ૧-૪-૦

**દમયન્તી ચરિત્ર**—સચિત્ર. લેખક મહાશંકર સોમેશ્વર પાઠક. વાઘોડિયા ( વડોદરા રાજ્ય ) કિંમત સાત આના.

**પવિત્ર પ્રમદાનું પરાક્રમ**—પૂજ્યશ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા મણકો ૧૨ મો. લેખક મુનિશ્રી છોટાલાલજી. પ્રકાશક શા. ગોપાલજી રૂગનાથ વઢવાણ કેમ્પ. કિંમત ૧૦ આના.

**પારેર પુણીમાં પાદશાહી**—કર્તા ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા. યુગાન્તર કાર્યાલય. કણપીઠ સુરત. મૂલ્ય એક આનો.

**પુષ્કરણા જ્ઞાતિની પ્રાચીનતા અને ગૌરવ**—લેખક વૈદ્ય રણછોડલાલ મોતીલાલ બોદા. અમદાવાદ. કિંમત ૦-૧૦-૦. • રા.

# નોંધ

## પ્રાન્તીય વિકાસનાં પગથીઆં

હાથ, પગ, આંખ, સીનો, માથું વગેરે શરીરનું પ્રત્યેક અંગ પૂર્ણ વિકસિત હોય તો જ આખું શરીર સુબદ્ધ અને સંપૂર્ણ રીતે તન્દુરસ્ત હોઇ શકે. એ જ પ્રમાણે દેશસમસ્તનું સંગીન સંગઠન થવાને માટે પ્રત્યેક પ્રાન્ને પોતાનું વ્યક્તિત્વ વિકસાવી દેશનું સુદૃઢ અંગ બનવાની પહેલી આવશ્યકતા છે. દેશનો દરેક દરેક પ્રાન્ત સાહિત્ય, કલા, વિજ્ઞાન, ઉદ્યોગ હુન્નર, આદિ દરેક શાખામાં વિકાસ કરતો જાઇ પોતપોતાનું વ્યક્તિત્વ સંગીન રીતે જમાવતો જાય અને પોતાના એ અસ્મિતાનું એને ભાન રહ્યા કરે—આત્મગૌરવની પ્રતીતિ થાય તો દેશ આખાનું સંગઠન બહુ સહેલાઇથી થઈ શકે. બંગાળ આ વાત સમજ્યું છે; અને મહારાષ્ટ્ર, ઉત્તર હિન્દ તથા બીજા પ્રાન્તો પણ. ઈશ્વરની કૃપા છે કે ગુજરાતીઓને પણ એ સમજાતું જાય છે.

ચાલુ ડીસેમ્બર મહિનાની આખરમાં કલકત્તામાં એક મોટું પ્રદર્શન ભરવાનું છે. તે પ્રદર્શનની જાહેરાત ફેલાવવાનાં ભીંતો પર ચોડવાનાં પોસ્ટર (જાહેરખબરી ચિત્રો) બનાવરાવવા માટે પ્રદર્શનના મંત્રીઓએ સમસ્ત હિન્દના ચિત્રકારોને આમંત્રીને સૌથી શ્રેષ્ઠ ચિત્ર ચિતરનાર માટે રૂ. ૧૦૦૦) નું ઇનામ ઠરાવ્યું હતું. એ હરિફાઇમાં હિન્દના દરેક પ્રાન્તના ચિત્રકારો ઉતરેલા, એનું પરિણામ હમણાં બહાર પડ્યું છે. પહેલું રૂા.૧૦૦૦) નું ઇનામ બંગાળી ચિત્રકાર પુરણચન્દ્ર ઘોષને અને બીજું રૂા. ૩૦૦) નું ઇનામ આપણા ગુજરાતના ચિત્રકાર રા. રવિશંકર રાવળને મળ્યું છે. એ સિવાય દોઢસો દોઢસોનાં બીજાં ચારેક ઇનામો બીજા ચિત્રકારોને મળ્યાં છે. સમસ્ત હિન્દના ચિત્રકારોની હરિફાઇમાં પોતાના ચિત્રકારની શક્તિની આમ યોગ્ય કદર થાય એ માટે દરેક ગુજરાતીએ સકારણ ગર્વ લેવો ઘટે છે. ચિત્રકલાના આ અને આવા બીજા પ્રત્યેક વિભાગ અને અંગમાં કસાયલી અને કેળવાયલી ભાઈ રાવળની શક્તિઓની આમ જાહેર કદર થાય એ માટે ગુજરાતે યોગ્ય અભિમાન લેવું ઘટે; કારણ કે એ એમની નહિ પણ ગુજરાતની કદર છે—ગુજરાતના પ્રાન્તીય વ્યક્તિત્વનો વિકાસનું એ એક પગથીઉં છે. બંગાળ (અને બીજા પ્રાન્તો પણ) પોતાના સાહિત્યકારો, કલાનાયકો, વિદ્યાનાચાર્યો અને દેશભક્તોનાં ગૌરવ જોઈ રાચતાં અને તેમનો આદર કરતાં શીખ્યું છે તેને લીધે જ તેના વ્યક્તિત્વની આટલી સબળ છાપ જગતમાં પડી છે. આપણે પણ આપણા વિદ્વાનો, કવિઓ, કલાકારો અને અન્ય દેશપુત્રોને માટે સાભિમાન આદર ધરાવતા થઇએ એમાં આત્મશ્લાઘા નહિ પણ આત્મપ્રતીતિ છે.

## અવસાન

સાક્ષર શ્રી ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીના ખેદજનક અવસાનથી સાહિત્યમાં એક એકનિષ્ઠાથી કામ કરનારની ખોટ પડી છે. સદ્ગત શાન્ત, નિષ્પક્ષપાતી, ઉદ્યોગી અને નિરભિમાની લેખક હતા. તેમની પ્રકૃતિ ઘણે ભાગે અસ્વસ્થ રહેતી છતાં પણ તેઓએ આદર્શ અભ્યાસી થવાને પ્રયત્નમાં કદી કમીના રાખી નથી. શ્રી ગોવર્ધનરામનાં પુસ્તકો અને ખાસ કરીને સરસ્વતીચન્દ્રને તેમનો અભ્યાસ સર્વને વિદિત છે. અને એ વિષયની તેમની વિદ્વત્તા તેમની પાસે એમ. એ. માટે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ કદી ભૂલશે નહિ. એમનો વેદાન્તનો શોખ તેમણે તિલકના ગીતા રહસ્યના અનુવાદથી બતાવ્યો છે. અત્યારે સાહિત્ય તો ઘણું લખાય છે, પણ ગંભીર ચિન્તન, તલસ્પર્શી થવાનો પ્રયત્ન અને પોતાના વિષયની ભક્તિ. એ સાક્ષરના જીવનમાંથી, હાલના લોકોને આંજી દેવાની વૃત્તિના વેગમાં ધસતા જુવાન લેખકોએ શીખવાનાં છે.

## મુંબઈ શહેરનું આરોગ્ય (૧૯૨૧-૨૨)

મુંબઈનાં હવાપાણી એટલાં બધાં બગડી ગયાં છે કે ગામમાં રહીને તંદુરસ્તી સાચવવી એ લગભગ અશક્ય થઈ ગયું છે. મુંબઈની મ્યુનિસિપાલિટીએ જે વાર્ષિક નિવેદન બહાર પાડયું છે તેમાંથી કેટલીક હકીકત નીચે ટાંકીએ છીએઃ—

| | |
|---|---|
| મુંબઈની વસ્તી | ૧૧,૭૫,૯૧૪ |
| મરણ પ્રમાણ | હજારે ૪૫.૫૮ |
| બાળ મરણ પ્રમાણ | ,, ૬૬૬.૭ |

ઉપર આપેલા આંકડા પરથી જાણવા જેવી હકીકત શી મળે છે ? ઇન્ગ્લંડમાં મરણ પ્રમાણ આશરે ૧૧ નું છે, અને કેટલાક સારાં સ્વચ્છ ગામોમાં છેક ૬ સુધી ઓછું થઇ શકયું છે. એટલે જો ઇન્ગ્લંડ જોડે મુંબઇ શહેરની સરખામણી કરીએ તો દરેક હજાર માણસે ૩૦ માણસ એમાં કમોતે મરે છે, અને ૧૨ લાખની વની ગણત્રીએ દરેક વર્ષે ૩૬૦૦૦ માણસ વધારે

જુદી જુદી ન્યાત જાત વાર બાલમરણ તપાસવાથી પણ જાણવા જેવી હકીકત મળે છે.

| | |
|---|---|
| બ્રાહ્મણોમાં | દર હજારે ૮૩૧ |
| હિંદુ નીચવર્ણ | ૮૬૦ |
| ભાટીઆ | ૭૨૯ |
| મુસલમાન | ૬૬૮ |
| યાહુદી | ૩૮૪ |
| પારસી | ૨૪૫ |

## બાલમરણનો અટકાવ

મુંબઈની સુધરાઇના નિવેદનમાં બાલમરણ ઓછું કરવા માટે નીચેના ૭ ઉપાયો સુચવ્યા છેઃ—

૧ ઘેરે ઘેર તપાસ કરવા, સુવાવડમાં મદદ કરવા તથા ઉપદેશ કરવા બાઇઓ રાખવી, તેમજ સગર્ભા સ્ત્રીઓને ગર્ભ સંરક્ષણ વિષે સલાહ આપવા માટે વ્યવસ્થા કરવી.

એટલે હાલના કરતાં સારી દાયણો તૈયાર થશે અને અભણ દાયણોને કેળવી પણ શકાશે.

૧. પરણેલી સ્ત્રીઓને માટે એવા વર્ગો કાઢવા કે જેમાં સ્ત્રીઓ પ્રજોત્પત્તિના વિષય વિષે માહિતી મેળવી શકે. ગર્ભધારણના સમયથી લેવાની સંભાળ, ખોરાક, કસરત, સુવાવડ માટેની તૈયારી, સુવાવડમાં તથા ત્યાર પછીથી લેવાની સંભાળ, તથા બાળઉછેરના વિષયનું શિક્ષણ આ વર્ગોમાં મળે એવી ગોઠવણ કરવી. ઇન્ગ્લાંડમાં આવા વર્ગો હજારોની સંખ્યામાં કાઢવામાં આવ્યા છે. અને તેમાં થતાં ખર્ચનો અડધો હિસ્સો આરોગ્યખાતામાંથી આપવામાં આવે છે.

## વડોદરા સ્ત્રી-બાલ સંરક્ષક સભા

વડોદરા શહેરમાં ગયે મહિને સ્ત્રી અને બાલ-સંરક્ષક સભા નામની સંસ્થા સ્થપાઇ છે. સેનિટરી એસોસીએશન, સ્ત્રી સહાયક મંડળ, ઇન્ફ્લુએન્ઝા ફંડ, પ્રસુતિફંડ વિગેરે જુદી જુદી સંસ્થાઓ શહેરમાં કામ કરતી હતી તે બધીનું સંગઠન થઈને આ સંસ્થા અસ્તિત્વમાં આવી છે. વડોદરાની સરકારે રૂ. ૫૦૦૦૦ ની રકમ તથા વાર્ષિક રૂ. ૩૦૦૦ આ સંસ્થાને મદદ તરીકે આપ્યા છે. એકંદરે સવાલાખ રૂપીઆનું ફંડ થયું છે, અને તે ઉપરાંત વાર્ષિક આવક પણ થશે એવી આશા છે. શહેરની અંદર મહોલ્લે મહોલ્લે એક સ્થાનિક શાખા ઉઘાડવાનો આ સંસ્થાનો વિચાર છે. આરોગ્યના જ્ઞાનનો પ્રચાર સ્ત્રીઓ તથા કન્યાઓ મારફત થઇ શકે, એટલે કાર્યકર્તાઓએ મુખ્ય કામ સ્ત્રીઓમાં કરવાનું ધાર્યું છે. અજાણ દાયણોને લીધે સ્ત્રીઓમાં મરણ પ્રમાણ વધી પડયું છે તેથી તેવી દાયણોને સ્વચ્છતાનું વ્યવહારૂ જ્ઞાન આપવાની યોજના કરવાનો, અને દરેક સ્થાનિક સભા મારફત ખરાબ રીતરિવાજોને લીધે જનસમાજને થતી ભયંકર હાનિ, બાલઉછેર તથા સુવારડી સ્ત્રોની માવજત વિષે જોઇતા જ્ઞાનનો પ્રચાર કરવાનો આ સંસ્થાનો ઇરાદો છે. બાલકોને રમવા માટે ખુલ્લી જગ્યાઓ, કસરતશાળાઓ તથા રમત-ગમતનો પ્રબંધ પણ આ સંસ્થા કરવા ચાહે છે. આજે દરેક ગામમાં આરોગ્યની બાબતમાં ચંચળ થઇ રહી છે અને ગુજરાતકાઠીઆવાડના દરેક સાધારણ મોટા ગામમાં આવા પ્રકારની જાગૃતિ આવે એવું અમે ઇચ્છીએ છીએ.

## બોરસદનો દંડ

તા. ૧-૧૨-૧૯૨૩ ના રોજ બોરસદ મુકામે મળેલી ગુજરાત પ્રાન્તિક સમિતિની બેઠકે નીચેનો ઠરાવ પસાર કર્યો હતો:—

**अ** મુંબઇ સરકારે ૨૫ મી સપ્ટેમ્બર ૧૯૨૩ ના ૩૮૨૮ના ઠરાવથી બોરસદ તાલુકાનાં ૮૮ ગામ અને આણંદ તાલુકાનાં ૧૪ ગામ ઉપર રૂ. ૨,૪૦,૭૭૪ નો દંડ આકારી વધારાની પોલિસ નાંખી છે, તે સંબંધમાં આ સમિતિએ નીમેલી કમિટીનો તપાસનો રીપોર્ટ વાંચી તેમજ તેમની હકીકત સાંભળી આ સમિતિ ઠરાવ કરે છે કે સરકાર પ્રજાનું બહારવટીઆના ત્રાસથી રક્ષણ કરવાને કેવળ અશક્ત નીવડી છે. પ્રજાનું રક્ષણ કરવું અને તેને માટે જોઇતો પોલિસનો બંદોબસ્ત કરવો એ સરકારની ફરજ છે. એ ફરજ અદા કરવાને બદલે નિર્દોષ પ્રજા ઉપર જૂઠાં તહોમત મુકી જે દંડ નાંખવામાં આવ્યો છે તે તદ્દન અન્યાયી અને જુલ્મી છે. તેથી આ સમિતિ આ અન્યાયની સામે લડત ચલાવવા આ ઠરાવથી પ્રજાને એ દંડ નાહ ભરવાની અને તેમ કરતાં વેઠવું પડતું દુઃખ શાંતિથી સહન કરી પોતાનું સ્વમાન જાળવવાની સલાહ આપે છે.

**ब** વધારાની પોલિસ તરફથી અનેક પ્રકારના અત્યાચારો ઠેકાણે ઠેકાણે થયાના સમાચાર મળેલા હોવાથી પ્રજાને એ જુલમમાંથી બચાવવાની ખાતર આ સમિતિ એક સ્વયંસેવક મંડળ ઉભું કરવાનો ઠરાવ કરી દરેક ગામે બનતાં સુધી એક સ્વયંસેવક મુકવાની ગોઠવણ કરવાનો ઠરાવ કરે છે, અને આ સંબંધમાં યોગ્ય પગલાં ભરવાની પ્રમુખને સત્તા આપે છે.

આ ઠરાવને અનુસરી આણંદ અને બોરસદ તાલુકાની પ્રજાએ જુદી જુદી જ્ઞાતિઓના પંચો મારફત આ અન્યાયી દંડ નહિ ભરવાના અંદર અંદર ઠરાવો કર્યા છે અને એ રીતે સરકારના આ ગેરવ્યાજબી પગલાનો પ્રતિકાર કર્યો છે. સન ૧૯૨૨ માં મહાત્માજીની સરદારી નીચે સવિનય ભંગની લડત લડવા માટે બારડોલીની સાથે આણંદ તાલુકો દક્ષિણાઇમાં ઉતર્યો હતો તે વાચકો નહિ ભૂલ્યા હોય, અને બારડોલીના કરતાં આણંદ તાલુકાની પ્રજા વધારે તેજસ્વી હોવાથી રખેને તે સરકારનો જુલમ અસહ્ય થતાં હિંસા ઉપર ઉતરી પડે એ દહેશતને લીધે મહાત્માજીએ બારડોલી પસંદ કર્યું હતું એ પણ સૌને યાદ હશે. પ્રજા

આજે એ તાલુકાંને સરકારની સામે જંગ મચાવવાની-પોતાની જુની મુરાદ પાર પાડવાની તક સરકારે પોતેજ આપી છે, અને આણંદ અને બોરસદ તાલુકાની શૂરવીર પ્રજાએ તે તકને પૂર્ણ ઉત્સાહથી વધાવી લીધી છે. આજે ગામેગામ જપ્તીઓ થાય છે, અઢી રૂપીઆના દંડને માટે તાજી વિઆએલી સો સો રૂપીઆની ભેંસો ઘૂમરાળુ કરતી પાડીઓથી વિખૂટી પાડી ખીલેથી છોડી લેવાય છે; અનાજની કોઠીઓ ખાલી કરાય છે, અને કાલે શું આવું? એ પણ પ્રશ્ન થઇ પડે છે, છતાં લોકો હિંસા કે દ્વેષનો એક શબ્દ પણ ઉચ્ચારતા નથી, માત્ર ચુપચાપ બધું જોયાં કરે છે અને જપ્તી કરનાર અમલદારોને તેમના કામમાં કોઇપણ રીતે મદદ કરવાની કે સગવડ કરી આપવાની ના પાડે છે. મુખીઓ અને રાવણીઆઓ આવો જુલમી દંડ વસુલ કરવાના કામમાં શરીક થવા કરતાં પોતાનાં રાજીનામાં આપી દેવા તૈયાર થયા છે, અને સમગ્ર પ્રજા સરકારના આ અન્યાયી વર્તનનો એકી અવાજે વિરોધ કરે છે. છતાં સરકારની આંખ ઉઘડતી નથી. તેણે જબરજસ્તીથી પણ આ દંડ વસુલ કરવાનો ઠરાવ કર્યો છે. મહાત્માજીની હાજરીમાં જે પ્રજાએ અન્યાયી મહેસુલવેરો નહિ ભરી સરકારને નમાવી તે પ્રજા આજે, મહાત્માજીની ગેરહાજરીમાં અન્યાયી દંડ ભરી દેશે એમ સરકાર કદાચ માનતી હશે, પણ એમાં તેની ભૂલ છે. મહાત્માજીના પ્રતાપથી સરકારના અન્યાયી પગલા સામે એકલે હાથે ઝૂઝવાની શક્તિ પ્રજામાં હવે આવી ગઇ છે અને એવો અન્યાય નાબુદ કરવા માટે લડત કેમ ચલાવવી તે પણ પ્રજા બરોબર સમજી ગઈ છે. એટલે સરકારની જો એવી ધારણા હશે તો તે છક્કડ ખાવાની છે. એથી પ્રજાનું જોર વધશે અને વારંવાર હાર થવાથી સરકારની રહીસહી આબરૂ પણ ધુળમાં મળી જશે. છતાં બોરસદ અને આણંદ તાલુકાની પ્રજાને તો સરકારના આ પગલાથી પોતાનું આળસ ખંખેરવાનો અને પોતાની કટાઇ ગયેલી શક્તિઓને સતેજ કરવાનો સુંદર અવસર મળ્યો છે, અને મહાત્માજીને હાથે તાલીમ પામેલી પ્રજા તે અવસરને દીપાવશે અને અશ્રદ્ધાળુના હૃદયમાં શ્રદ્ધાનો સંચાર કરશે એની અમને ખાત્રી છે.

## કોકેનાડા મહાસભા

દિલ્હીની મહાસભાના સમાધાનને લીધે સ્વરાજ પક્ષની ધારાસભાઓની ચુંટણીમાં જે અપૂર્વ ફતેહ થઇ છે તેથી તે પક્ષ આગળ વધીને મહાસભા પાસે ધારાસભાને વિષે ફરમાન કઢાવશે એમ ઘણાઓનું ધારવું હતું, પણ દેશબંધુ દાસે એવું કંઇપણ ફરમાન માગવાની પોતાના પક્ષની ઇચ્છા નથી એમ જાહેર કરી એ ધારણા ખોટી પાડી છે અને એથી એ ધારણાને આધારે ચાલનાર આગેવાનોની બુદ્ધિ મુંઝાઇ ગઈ છે. "ચાલો પાછા નાગપુર!" એ જયઘોષનો સૂર તે પછી ધીરો પડયો છે અને ધારાસભાની બાબતમાં, દિલ્હીનાજ ઠરાવને કાયમ રાખવો કે કેમ? એટલોજ પ્રશ્ન મહાસભા આગળ ચર્ચાવાનો છે. દેશબંધુ દાસે ધારાસભાની બાબતમાં મહાસભા પાસે ફરમાન નહિ માગવાની પોતાના પક્ષની ઇચ્છા જણાવી દિલ્હીની મહાસભાના ઠરાવને કબૂલ રાખ્યો છે, અને એક રીતે એથી પોતાનો સંતોષ જાહેર કર્યો છે. અસહકાર પક્ષનીએ દલીલ છે કે દિલ્હીના ઠરાવનો ઘણો અનર્થ થયો છે અને સ્વરાજ પક્ષે મહાસભાના નામનો ચુંટણી વખતે બહુજ ગેરવ્યાજબી રીતે ઉપયોગ કરી મહાસભાની ધારાસભાપ્રવેશની પરવાનગીને ફરમાનનું સ્વરૂપ આપ્યું છે, અને એથી લોકોમાં ઘણીજ ગેરસમજુત ફેલાઇ છે. આથી એ પક્ષ ધારાસભાની બાબતથી મહાસભાને વિખૂટી પાડવાના અભિપ્રાયનો છે. અને તે માટે તે સન ૧૯૨૦ ની નાગપુરની બેઠકમાં પસાર થયેલા ત્રિવિધ બહિષ્કારના ઠરાવોના મૂળભૂત સિદ્ધાંતોનું ફરીથી પ્રતિપાદન કરવા માગે છે.

અમારા નમ્ર મત પ્રમાણે એકવાર સિદ્ધાંત તૂટયા પછી મહાસભાના નામે ફરીથી એનું પ્રતિપાદન કરવું નિરર્થક છે અને ધારાસભાની ચુંટણી થઇ ગયા પછી અને એ ધારાસભાઓમાં કેટલાક માણસો મહાસભાના નામે દાખલ થયા પછી ધારાસભાનો બહિષ્કાર જાહેર કરવો એ તો ચોર ઘરમાંથી બધું ચોરી જાય અને પછી ઘરનાં બારીબારણાં બંધ કરીએ એના જેવું લાગે છે. આના કરતાં તો જે ચોરી થઇ એ મનમાં સમજીને બેસી રહેવું સારૂં, જેથી નાહક ફજેતી તો ન થાય.

જે લોકોના દિલમાં અસહકારનો સાચો માર્ગ વસી ગયો છે તેઓ તેને કદિ છોડનાર નથી. મહાસભા ઠરાવ કરે અથવા ન કરે પણ તેઓ તો તેમનું કાર્ય કર્યેજ જનાર છે અને પ્રજાને પોતાને જે રસ્તો સાચો લાગ્યો છે તે રસ્તે આગળ ધપાવ્યેજ જનાર છે. તો પછી તે માટે આજે મહાસભાના નવસેર ઠરાવની શી જરૂર છે ?

અમને લાગે છે કે કોકિનાડાની મહાસભા દિલ્હીના ઠરાવનું સમર્થન કરશે, અને બન્ને પક્ષને પોતપોતાનો માર્ગ પકડી રાખવાની છૂટ આપશે.

## ગુજરાત વિદ્યાપીઠ

ગુજરાત વિદ્યાપીઠ સ્થપાયાને ગયા માસમાં ત્રણ વર્ષ પુરાં થયાં તેનો બીજો પદવીદાન સમારંભ ડીસેંબરની ૧૧ મી તારીખે મહાવિદ્યાલયના આંગણામાં થયેલો તે પ્રસંગે વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ સંસ્થાના ત્રણ વર્ષના કાર્યનો હેવાલ રજુ કર્યો હતો, તેમાંથી નીચેની જાણવાજોગી હકીકત તારવીએ છીએઃ—

૧૯૨૦ ના નવેમ્બર ની ૧૫ મી તારીખે ગુજરાત મહાવિદ્યાલયની, મહાત્મા ગાંધીજીને હાથે સ્થાપના થઈ, તે ઘડીએ ૫૯ વિદ્યાર્થીઓ સરકારી કોલેજો સાથે અસહકાર કરીને, તેમાં જોડાયા. ચાલુ સત્રમાં વિદ્યાર્થીની સંખ્યા ૨૦૬ છે. અમદાવાદ પછી સુરત અને મુંબઈમાં મહાવિદ્યાલયો સ્થાપવામાં આવ્યાં તે બેમાંથી અત્યારે મુંબઈનુંજ રહ્યું છે. તેમાં હાલ ૭૨ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

વિદ્યાપીઠની સ્થાપના થઈ તે પછી તરતજ જુદા જુદા પ્રાંતોમાં શાળાકોલેજોનો બહિષ્કાર અમલમાં આવ્યો; અને તેને અંગે હિંદુસ્તાનનાં જુદાં જુદાં મથકોમાં વિદ્યાપીઠને પરીક્ષાઓ લેવાની ગોઠવણ કરવી પડેલી. ૧૯૨૧ ના એપ્રિલ–મે માં ૭૩૪ મેટ્રિક, ૧૭૦ ઈન્ટર અને ૧૧૦ બી. એ.ના વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેઠા હતા. ઉપરાંત, પરપ્રાન્તીય પરીક્ષાઓ સિવાય બીજી પરીક્ષા છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન લેવામાં આવેલી તેમાં, ૮૧૫ વિદ્યાર્થી (વિનીત) મેટ્રિક માં, ૨૧૩ પ્રથમા અને મધ્યમામાં અને ૮૫ સ્નાતકની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા હતા.

ગયે વર્ષે જુન માસમાં, શ્રી. વલ્લભભાઇ પટેલને હસ્તે, ૬૬ સ્નાતકોને પદવીઓ આપવામાં આવી હતી., ચાલુ માસના બીજા પદવીદાન સમારંભની ક્રિયા, વિદ્યાપીઠના કુલનાયક શ્રી. ગિદવાણીજીને હાથે થયેલી તે પ્રસંગે, ૫૦ સ્નાતકોને પદવીઓ આપવામાં આવી છે આ બન્ને વખતના સ્નાતકોમાં, ૩૧ સ્નાતકોને રાષ્ટ્રીય કાર્યમાં રોકાયલા હોવાથી, પરીક્ષામાંથી મુક્ત કરીને, સેવાર્થે પદવીઓ એનાયત થઈ હતી. વિદ્યાપીઠ તરફથી આજ સુધીમાં આ રીતે કુલ ૧૧૬ સ્નાતકો બહાર પડયા છે.

વિદ્યાપીઠ તરફથી ૨ મહાવિદ્યાલયો, ૧૨ વિનયમંદિરો, ૧૫ અપૂર્ણ વિનયમંદિરો અને ૪૩ પ્રાથમિક શાળાઓ માન્ય થયેલાં છે. તેમાં અનુક્રમે, ૨૭૮, ૪૫૦૬, ૧૩૮૬ અને ૨૭૭૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. તે ઉપરાંત અમદાવાદ, સુરત અને નડિયાદની મ્યુનિસિપાલિટીઓએ કેળવણીખાતાની સરકારી ગ્રાંટ છોડી દઇને રાષ્ટ્રીય પ્રાથમિક શાળાઓ સ્થાપી છે, તેમાં કુલ ૨૦ હજારથી વધુ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

વિદ્યાપીઠ તરફથી ગુજરાત પુરાતત્વ મંદિર ચલાવવામાં આવે છે. તેના તરફથી હિંદી સંસ્કૃતિને લગતાં, સંશોધન કરીને તૈયાર કરેલાં ૮ પુસ્તકો અત્યાર સુધીમાં બહાર પડયાં છે. બીજાં ૪ પુસ્તકો છપાય છે. સંશોધનને અંગે એક "પુરાતત્વ" નામનું ત્રિમાસિકપત્ર પણ બહાર પડે છે. વિદ્યાપીઠ તરફથી પણ અત્યાર સુધીમાં ૨૫ પાઠ્યપુસ્તકો બહાર પડ્યાં છે.

આ બધી શાળાકોલેજોનો નિભાવ, વિદ્યાપીઠ અને મહાસભા સમિતિઓની મદદ વડે તેમજ બીજા ખાસ ઉપરાવેલા ફાળા વડે ચાલે છે. અમદાવાદની પ્રીપ્રાયટરી હાઇસ્કુલ સિવાય બીજી કોઈ પણ શાળા કેવળ ફીની આવક ઉપર પોતાનો નિર્વાહ કરી શકતી નથી.

વિદ્યાપીઠને માટે ગયે વર્ષે રૂા. ૧૨ લાખનો ફાળો ઉપરાવવામાં આવેલો તેમાંથી લગભગ અર્ધા ભાગની રકમ વસુલ થઈ ગઇ છે. બાકીનું ઉપરાણું હજી ચાલુ છે. આ ફાળામાં ડો. પ્રાણજીવનદાસ મહેતાએ ભરેલા રૂા. ૨॥ લાખની રકમ ખાસ ધ્યાન ખેંચે છે.

વિદ્યાપીઠ માટે મકાન બાંધવાનું કાર્ય ચાલુ છે. રૂ. ૯૭ હજારની જમીન ખરીદાઇ છે તેના ઉપર છાત્રાલયો, સ્નાનગૃહો, કોઠાર વગેરે બંધાય છે. બાંધકામ ખાતે અત્યાર સુધીમાં રૂા. ૮૦) હજાર ખરચ થયા છે.

મહાવિદ્યાલયમાં જુદાં જુદાં ૮ મંદિરોદ્વારા શિક્ષણ આપવામાં આવે છે; તેમાં આર્યવિદ્યા, સમાજવિદ્યા, વાગ્વિદ્યા ( ભાષાઓ ) ગણિત, વાણિજ્ય, તત્વજ્ઞાન, ઔદ્યોગિક રસાયન અને લલિતકલાનો અભ્યાસ કરાવવામાં આવે છે. બનતા સુધી બધું શિક્ષણ ગુજરાતીમાંજ અપાય છે, પણ કેટલાક

મંદિરોમાં અધ્યાપકો ગુજરાત બહારના હોવાથી, અંગ્રેજીનો આશ્રય લેવો પડે છે. દરેક મંદિર માટે ગુજરાતી અધ્યાપકો અને ગુજરાતી પાઠ્યપુસ્તકો તૈયાર થઈ રહે, ત્યાં સુધી આવી સ્થિતિ ચાલુ રહેવાની એ સ્વાભાવિક છે.

વિદ્યાપીઠના ત્રણ વર્ષના કાર્યનો આ સંક્ષિપ્ત હેવાલ છે. અસહકારને અંગે અસ્તિત્વમાં આવેલી રાષ્ટ્રીય કેળવણીની હિલચાલમાં આખા હિંદુસ્તાનમાં ગુજરાત વિદ્યાપીઠ સહેજે પ્રથમ સ્થાને આવે છે. અસહકારના યુદ્ધના વાતાવરણમાં આ સંસ્થાનો જન્મ થયેલો, તે ઘડીએ તેના ઉપર પૂરતું લક્ષ આપવાનું બને તેમ નહોતું. પણ બારડોલીમાં રચનાત્મક કાર્યક્રમ પ્રકટ્યો, ત્યારથી એ યુદ્ધનું વાતાવરણ શાંત પડયું છે, અને વિદ્યાપીઠના કાર્ય ઉપર બધી શક્તિઓ એકાગ્ર કરવાનું શક્ય થયું છે. અત્યારે જે પ્રગતિ જણાય છે, તે એનું જ પરિણામ છે. પદવી દાનની ક્રિયા શ્રી. રાજગોપાળાચાર્યને હાથે થવાની હતી, પણ માંદગીને કારણે હાજર ન રહી શકવાથી તેમણે તાર મારફતે સ્નાતકોને આશીર્વાદ મોકલ્યો હતો. બાદ પૂ. કસ્તુરબાએ સ્નાતકોને આશીર્વાદ આપ્યા. ત્યાર પછી કુલનાયક શ્રી. ગિદવાણીજીએ, પોતાના વ્યાખ્યાનમાં વિદ્યાપીઠના આદર્શો ઉપર લંબાણથી વિવેચન કર્યું. રાષ્ટ્રીય વિદ્યાપીઠના વિદ્યાર્થીઓના ભવિષ્ય–'કેરિયર'–માટે જેઓ શંકા ઉઠાવે છે, તેનો તેમણે સચોટ રદીઓ આપ્યો કે ગુજરાતનાં ગામડાંઓમાં રચનાત્મક કાર્ય માટે જ્યાં સુધી ૨૦૦૦ સ્નાતકો વિદ્યાપીઠે નથી પહોંચાડયા, ત્યાંસુધી તેમને માટે 'કેરિયર' નો પ્રશ્ન ઉભો થતો જ નથી. સરકારી નોકરી, વકીલાત કે એવા બીજા ધંધામાં પડવાની અપેક્ષા રાખનારને માટે વિદ્યાપીઠમાં સ્થાન નથી. એવાઓને માટે સરકારી વિદ્યાપીઠો ખુલ્લી છે. આર્ય સંસ્કૃતિ, હિંદુસ્તાનની જુદી જુદી ભાષાઓની સંસ્કારિતા, અને લલિત કળાઓ વગેરેનો પુનરુદ્ધાર કરીને, ગુજરાતી ભાષા મારફત, પ્રજામાં નવજીવન રેડવા માટે વિદ્યાપીઠની પ્રવૃત્તિ આદરવામાં આવી છે. ગુજરાતમાં રાષ્ટ્રીય કેળવણીનો પાયો મજબુત કરવાને માટે આચાર્ય ગિદવાણીજીએ રૂા. ૨૫) લાખની માગણી કરી છે. વિદ્યાપીઠને આર્થિક દૃષ્ટિએ નિશ્ચિંત કરવાની ગુજરાતની ફરજ છે, અને ગુજરાતીઓ તેમાં ચૂકશે નહિ એમ અમે આશા રાખીએ છીએ.

## ભીલ સેવા મંડળ

દોહદ ભીલ સેવા મંડળના વાર્ષિક મહોત્સવ પ્રસંગે અભણ વર્ગની કેળવણી માટે પ્રમુખસ્થાનેથી પૂનાની મહિલા પાઠશાળાવાળા પ્રોફેસર કર્વેએ જે વિચારો જણાવ્યા છે તે દરેકે મનન કરવા જેવા છે. મહાત્માજીએ પછાત વર્ગોની કેળવણીનો પ્રશ્ન હાથ ધર્યો તે પહેલાં "કેળવાયલો વર્ગ આ બાબતમાં ઘણાજ બેદરકાર હતો" પણ મહાત્માજીના પ્રયાસ પછી "ગામડાંની વસ્તીમાં જઇને વ્યાખ્યાનો વગેરેથી લોકોને પ્રચલિત બાબતોની માહિતી આપવામાં આવે છે, અને તેમના કેળવણી વિષે ઘણા પ્રયત્નો થાય છે એ ઘણી જ સંતોષની વાત છે." મોટી ઉમ્મરનાં અભણ સ્ત્રીપુરુષોને ભણાવવાનો સવાલ હિંદુસ્તાને વહેલો મોડો ઉપાડી લેવાનો હોવાથી અમેરિકાના કેન્ટકી સંસ્થાનમાંની "ચાંદરણાની શાળાઓ" નો જે રસિક હેવાલ પ્રોફેસર સાહેબે આપ્યો છે તે દરેકે જાણવા જેવો છેઃ—

મિસીસ કારા વિલ્સન નામની બાઇને આ કલ્પના પ્રથમ સૂઝી. સને ૧૯૧૧ ની સાલમાં તે બાઈએ એક રાત્રિશાળા ઉઘાડી. તેમાં આસપાસના બે માઈલના પ્રદેશમાં રહેનારાં અભણ સ્ત્રીપુરુષો દાખલ થઇને લાભ લેવા લાગ્યા. આ શાળાઓને Moonlight schools એટલે કે ચાંદરણાની શાળાઓ એવું નામ મળ્યું. અમેરિકામાં વસવાટ કરવા ગયેલા લોકો ઘણુંખરું એક બીજાથી ઘણે છેટે રહે છે અને તેમને પહાડો, ખીણો અને જંગલવાળા પ્રદેશમાંથી આવવું જવું પડેછે; તેથી તે સ્થળે શાળાઓની સગવડ થઈ શકતી નથી અને ઘણાઓને નિરૂપાયે અભણ રહેવું પડે છે. હાલ લોકો એ બાબતમાં સુધારો થાય છે, પણ પ્રથમની અગવડને લીધે અભણ રહેલાં મોટી ઉમરનાં માણસો ઘણાં છે. અંધારી રાતે આવા અગવડભરેલા રસ્તાઓ મુસાફરી માટે નિરૂપયોગી હોવાથી આ અભણ સ્ત્રીપુરુષોની શાળાઓ માત્ર ચાંદરણામાંજ ભરવામાં આવતી; તેથી તે શાળાઓનું Moonlight schools એવું નામ પડયું હતું. શિક્ષણની પદ્ધતિ લોકોનું મન આકર્ષાય એવી હતી. પ્રથમ દરેકને પોતાની સહી કરવાનું શિક્ષણ આપવામાં આવતું. સર્વ અક્ષરો એકી વખતે શીખવવાની જરૂર નથી. અભણ માણસો સહીને બદલે અંગુઠાની છાપ પાડે છે, તેને બદલે જાતે સહી કરવાનું શીખ્યાથી તેમને બગરરી લાગે છે, કેમકે તેથી સ્વાભિમાન સચવાય છે. સહી કરતાં આવડયા પછી બે ચાર લીટીઓનો કાગળ લખતાં તેઓ શીખે છે, અને સરનામું કરતાં પણ શીખે છે. પછી ધીમે ધીમે ન્હાના રસીક

છોકરાઓ વાંચતાં શીખતે છે. વિલ્સન બાઇએ મોટા દિવસ તે શાળા ચલાવી અને પોતાના કાઉન્ટીમાંની શાળાઓનાં પુરુષ તથા સ્ત્રી શિક્ષકોને બોલાવી પોતાનું કામ કેવું ચલાવી નીવડ્યું હતું તે તેમને દેખાડયું. આ જોઇને સર્વ ખુશી થયાં, અને દરેક જણે કાંઇ પણ પગાર લીધા વગર પોતાની નિશાળમાં ચાંદરણાની શાળાઓનું કાર્ય શરૂ કર્યું. કેન્ટકી સંસ્થાના બીજા કાઉંટીઓએ પણ આ બાબત ઉપાડી લીધી, અને એવી રીતે તે દેશમાંની નિરક્ષરતા મોટા પ્રમાણમાં કમી થતી ગઇ. સંસ્થાનના અધિકારીઓએ આ વાત જાણી ત્યારે અભણ લોકોની કેળવણીના ખર્ચ માટે કેટલીક રકમો મંજુર કરવામાં આવી, તેમજ પાડોશના ઘણા સંસ્થાનોએ ખરચ મંજુર કરી ચાંદરણાની શાળાઓ ઉઘાડી. એવી રીતે નિરક્ષરતા રૂપ શત્રુપર જબરજસ્ત હુમલો કરવાની આખા દેશમાં તૈયારી થઈ.

યુરોપમાં થયેલી ભારે લડાઇમાં જ્યારે અમેરિકાથી રંગરૂટની ભરતી કરવામાં આવી, ત્યારે એવું જણાયું કે દર હજારે ત્રણસો માણસોએ અંગુઠાની છાપ વડે કરાર કર્યો હતો. આખા રાષ્ટ્રને આ બાબત શરમાવા જેવી લાગી, અને ત્રણ મહિનામાં આવા અભણ માણસોને સ્વયંસેવકો મારફતે પોતાની સહી કરતાં આવડે તથા ન્હાનો સરખો કાગળ પણ લખતાં આવડે એટલી કેળવણી આપ્યા પછીજ યુરોપની રણભૂમિપર મોકલવામાં આવ્યાં. અમેરિકાનાં ગામડાંઓમાં આ શાળાઓ એટલા બધા પ્રમાણમાં ફેલાએલી છે કે ચાર પાંચ વરસની અંદર નિરક્ષરતાને દેશનિકાલ કરવાનું બીડું કેટલાક લોકોએ ઝડપ્યું છે. ભીલસેવા મંડળના ચાલકોને આ દિશાએ યત્ન કરવા મારી ખાસ ભલામણ છે.

ભીલ સેવા મંડળ મોટી ઉમ્મરનાં અભણ સ્ત્રી પુરુષોને ભણાવવાનો પ્રશ્ન હજી હાથ ધરી શક્યું નથી, પણ ભીલોનાં નાની વયનાં છોકરાંછોકરીઓને શિક્ષણ આપવાનો આરંભ તેણે કરી દીધો છે, અને જેસાવાડા, ઝાલોદ, ગરબાડા, ગુલતોરા, મુડાહેડા, રોઝમ અને લીમડીમાં તેણે શાળાઓ ઉઘાડી છે. પહેલાં બે ગામોમાં ભીલ બાળકોના આશ્રમો ચાલે છે અને પહેલા અને છેલ્લા ગામમાં મફત દવાખાનાં ખોલ્યાં છે. શાળાઓમાં વિદ્યાર્થીઓને કપડાં, ચોપડીઓ, સ્લેટો અને બપોરની વખતે ખાવા માટે ચણા મફત આપવામાં આવે છે. આશ્રમોમાં પ્રાથમિક અને ધાર્મિક શિક્ષણ ઉપરાંત ખેતીવાડી તથા સુથારી કામના શિક્ષણની પણ વ્યવસ્થા કરી છે, અને ભીલ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપી બહારગામ હુન્નરશાળાઓમાં મોકલવામાં આવે છે. આ ઉપરાંત, કન્યાઓને દર માસે એક રૂપીઓ અને આઠ આનાની સ્કોલરશીપો આપવામાં આવે છે અને એથી આકર્ષાઈ કેટલીક શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦૦ ઉપરાંત થઇ ગઇ છે. આ સિવાય મેળા અને તહેવારોને પ્રસંગે ભીલ લોકોને દારૂ નહિ પીવાનો, માંસ નહિ ખાવાનો, ગંદા નહિ રહેવાનો તથા છોકરાંછોકરીઓને ભણાવવાનો ઉપદેશ આપવામા આવે છે. છેલ્લા બે માસથી ભીલોના પ્રખ્યાત ગુરૂ ગોવિંદગુરુ દશ વરસની જેલ પૂરી કરી ભીલોમાં ફરી પાછા આવ્યા છે. અને

તેમના જુના ભક્તો ફરીબંધ તેમના દર્શન કરવા અને તેમનો ઉપદેશ અને ભજન સાંભળવા આવ્યા કરે છે. દોહદ ઝાલોદ તાલુકામાંથી, બારીઆ તથા સુથના રાજ્યમાંથી, વાંસવાડા, ડુંગરપુર તથા કુશલગઢના રાજ્યમાંથી જેમ જેમ લોકોને ખબર મળતી જાય છે તેમ તેમ તેઓ આવતા જાય છે. તે સિવાય અનેક ભીલ ભાઇઓ તેમના હાથે રોજ શુદ્ધિ મેળવતા જાય છે, એટલે કે દારૂ ન પીવાના, માંસ ન ખાવાના અને ચોરી વગેરે ખરાબ કામ ન કરવાના સોગન લેતા જાય છે, અને ઉન્નતિને માર્ગે તેઓ ચડતા જાય છે. પ્રભુ તેઓમાં છે તેથી વધારે જાગૃતિ લાવે, તેમની ચડતી કરે!

પણ આ ચડતીના કામ માટે પૈસાની જરૂર છે. મંડળનું માસિક ખર્ચ રૂા. ૧૦૦૦) નું છે અને આ સાલની બાકી સિલિક રૂા. ૮૬૪), છે. મુંબઇના રૂના વેપારી શેઠ જીવણલાલ વલ્લભદાસે આ મંડળને રૂા. ૮૪૨૫) ની રકમની ઉદાર મદદ આપેલી છે. તેમાંથી રૂા. ૫૦૦૦ જેસાવાડાના આશ્રમના મકાન પાછળ ખર્ચવાના છે અને બાકીના રૂા. ૩૪૨૫ ચાલુ ખર્ચમાં ખર્ચાઈ ગયા છે. ગઇ સાલમાં મંડળનું કુલ ખચ રૂા. ૭૮૯૫ હતું. આ સાલ ખર્ચ એથી વધ્યું છે છતાં પ્રભુમાં અચળ શ્રદ્ધા રાખી ભીલ સેવા મંડળના કાર્યકર્તાઓએ આ કામ ચાલુ કર્યું છે અને તે ચાલુ રહેશે એવી તેમને અનન્ય શ્રદ્ધા છે. સર્વે ભાઇઓને પછાત વર્ગની આ ઉન્નતના કાર્યમાં યથાશક્તિ સહાય આપવાની અમે વિનંતિ કરીએ છીએ. મદદ મોકલનારે રા. અમૃતલાલ વિ. ઠક્કર, પ્રમુખ, ભીલ સેવા મંડળ, દોહદ, એ સિરનામે મદદ મોકલી આપવી.

## ખૂબીદાર ગુણાકારો

રા. કૃષ્ણપ્રસાદ મોતીલાલ જોશીપરાએ કેટલાક ખૂબી ભરેલા ગુણાકાર અને સરવાળો પ્રસિદ્ધિ માટે મોકલ્યાં છે તે નીચે આપ્યા છેઃ—

(૧) ૧× ૯+૨=૧૧
(૨) ૧૨× ૯+૩=૧૧૧
(૩) ૧૨૩× ૯+૪=૧૧૧૧
(૪) ૧૨૩૪× ૯+૫=૧૧૧૧૧
(૫) ૧૨૩૪૫× ૯+૬=૧૧૧૧૧૧
(૬) ૧૨૩૪૫૬× ૯+૭=૧૧૧૧૧૧૧
(૭) ૧૨૩૪૫૬૭× ૯+૮=૧૧૧૧૧૧૧૧
(૮) ૧૨૩૪૫૬૭૮× ૯+૯=૧૧૧૧૧૧૧૧૧*
(૯) ૧૨૩૪૫૬૭૮૯× ૯+૧૦=૧૧ ૧૧૧૧૧૧૧

એ પ્રમાણે ઉત્તરોત્તર ૧.૧૨ ૧૨૩,૧૨૩૪ એમ એકડા ઉપર અનુક્રમે એકેક વધતા આંકડા ચઢાવી તેને ૯ થી ગુણી છેવટે વધારેલા આંકડાની આગળની સંખ્યા તેમાં ઉમેરવાથી દરેક જવાબમાં એકડાજ આવે છે.+

કૃ. મ. જોશીપરા

## મુંબઇની નેશનલ મેડીકલ કૉલેજ

ઉત્તર ઇન્ગ્લંડમાં ઘણી મેડીકલ કૉલેજો છે પણ મેન્ચેસ્ટર, લીવરપુલ અને લીડ્ઝ એ ત્રણ પાસે પાસે આવેલા શહેરોમાં વિદ્યાપીઠો છે, અને તેમાં વૈદ્યકીય પાઠશાળા પણ છે. સુરત, વડોદરો અને અમદાવાદ કરતાં પણ આ ત્રણ શહેરો એકમેકથી વધારે નજીક આવેલાં છે. આખા મુંબઇ ઇલાકામાં એકજ મેડીકલ કૉલેજ, તેમાં કર્ણાટક, મહારાષ્ટ્ર, ગુજરાત અને સિંધ દરેક પ્રાંતના વિદ્યાર્થીઓને માટે એકજ કૉલેજની સંભવ આપણી સરકાર કરી શકે છે. સરકારની બદદાનત તથા નિષ્કાળજી વિષે ટીકા કરવાનું હવે રહ્યું જ નથી.

જ્યારે રાષ્ટ્રીય શિક્ષણનો વા પુર જોસમાં વાતો હતો અને વિદ્યાર્થીઓ સરકારી શાળા અને કૉલેજોમાંથી ઉઠવાને રાજી હતા તે વખતે મુંબઇમાં રાષ્ટ્રીય વૈદ્યકીય પાઠશાળાની સ્થાપના થઇ. ૧૯૨૧ ના સપ્ટેમ્બરમાં ગણેશ ચતુર્થીને દિવસે આ કૉલેજની શરૂઆત થઇ. કૉલેજ કાઢવાના મુખ્ય ઉદ્દેશ બે હતાઃ એક તો મુંબઇ ઇલાકામાં બીજી વૈદ્યકીક કૉલેજની અત્યંત ખોટ હતી તે પૂરી પાડવી, અને બીજું, પાશ્ચાત્ય અથવા આધુનિક પદ્ધતિની સાથે આયુર્વેદમાંથી જેટલું જાણવા જેવું હોય તેનો પણ અભ્યાસ સાથે સાથે થાય એવી વ્યવસ્થા કરવી. રાષ્ટ્રીય ચળવળને લઇને કેટલાક વિદ્યાર્થીઓ સરકારી મેડીકલ કૉલેજમાં ન જાય તેથી, તેમજ મુંબઇની મેડીકલ કૉલેજમાં દાખલ થવાની મુશ્કેલી વધતી ગઇ તેથી માત્ર બે વર્ષની અંદર આ કૉલેજમાં ૨૭૧ વિદ્યાર્થીઓ દાખલ થયા છે.

ખાનગી સાહસથી વૈદ્યકીય કૉલેજ ચલાવવી એ ઘણીજ મુશ્કેલીનું કામ છે, કારણ કે વિજ્ઞાનના વિષયોના અભ્યાસમાં અનેક પ્રયોગશાળા માટે વ્યવસ્થા કરવી પડે છે, અને પ્રયોગશાળા ખૂબ ખર્ચાળ હોય છે.

રાષ્ટ્રીય કૉલેજના અધ્યાપકો ઑનરરી છે અને આજે ૨૧ ગૃહસ્થો અધ્યાપક તથા શિક્ષક તરીકે ત્યાં વગર પગારે કામ કરે છે. પણ આવી વ્યવસ્થા કાયમને માટે નભાવી શકાશે નહીં. પ્રયોગશાળાઓ ઉપરાંત દવાખાનાની વ્યવસ્થા પણ થઇ છે. પોલસ કંપનીવાળા રા. નાયરે દવાખાનું બાંધવાનું શરૂ કર્યું છે. એક સાર્વજનિક નેત્ર ઔષધાલય પણ કૉલેજને સોંપાયું છે અને રૂગ્ણાલય (દરદીને રાખવાનું દવાખાનું) તથા આઉટડોર દર્દીઓ માટે દવાખાનાં ખોલાયાં છે.

દાક્ટર તરીકે પગાર થયેલા વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ આપવા દાક્તરી વર્ગો ખોલવામાં આવ્યા છે, અને તેમાં યુરોપમાં ઉંચામાં ઉંચી પદવીઓ લઇ આવેલા ખાનગી દાક્તરો વગર વેતને શિક્ષણ આપે છે.

આયુર્વેદના અભ્યાસ માટે ત્રણ વૈદ્યોની નીમણૂક થઇ છે અને પુસ્તકજ્ઞાન ઉપરાંત પ્રયોગશાળામાં દવા બનાવવાની ક્રિયાઓ પણ શીખવાય છે.

સરકારી સંસ્થાઓ હદપાર ખર્ચાળ હોય છે, અને આ સંસ્થા ટુંકા ખર્ચમાં સ્વાશ્રય અને આત્મભોગથી ચાલે છે, એટલે તેના સંસ્થાપકો તથા ચાલકોને અતિશય ધન્યવાદ ઘટે છે. પ્રજાવર્ગ તેમને જોઇતી આર્થિક મદદ જરૂર આપશે એવી અમને આશા છે.

---

* આ અવયવો પ્રથમના લેખમાં અપાઈ ગયા છે.

+ આગળ જતાં ૧૦,૧૧,૧૨,૧૩ વગેરેને ૧,૨,૩,૪ની માફક એકજ આંકડો ગણીને ગુણાકાર કરીએ તો

(૧૦) ૧૨૩૪૫૬૭૮૯ [૧૦] ×૯+૧૧=૧૧૧૧૧૧૧૧૧૧૧

અને આ બધામાં એક બીજી ખૂબી એ છે કે જવાબમાં જે એકડા આવે છે તેની સંખ્યા બરાબર ઉમેરેલી સંખ્યા જેટલી છે. એટલે આગળ વધતાં, પ્રથમના લેખમાં નિયત કરેલી સંજ્ઞા વાપરીએ તો

૧ [૧૨] = ૧૨ + ૯ × ૧૨૩૪૫૬...(૧૧)
૧ [૧૩] = ૧૩ + ૯ × ૧૨૩૪૫૬...(૧૧) (૧૨)

અને એકડા બગડાથી માંડીને ઠેઠ અનંત સુધીનો કોઇ પણ આંકડો 'ન' ની બરોબર કલ્પીએ તો

૧ [ન] = ન+૯×૧૨૩૪૫૬૭...(ન−૧).

આ છેલ્લા જવાબમાં બધા જવાબોનો સમાવેશ થઈ જાય છે. ન=૧, ન=૨, ન=૩, ન=૪, ન=એક કરોડ, ન=એક અબજ, અને ન= અનંત એ બધાને માટે ઉપરનો જવાબ બરોબર છે.

તંત્રી, યુગધર્મ

# યુગધર્મ

પુસ્તક ૩ | પોષ, ૧૯૮૦ | અંક ૪

## રથયાત્રા

૧લો નાગરિક—આ વખતની મહાકાળની રથયાત્રામાં તો રથ અચળ થઇ રહ્યો છે. કોઇપણ રીતે ડગતોજ નથી. એટલું તો હું જાણું છું કે કોઇના દોષથી આમ બન્યું છે, કારણ કે જોશી મહારાજે એવું ભવિષ્ય ભાખ્યું છે.

૨જો નાગરિક—કદાચ કોઇનો દોષ નહિ હોય. કદાચ મહાકાળ પોતે થાકી ગયા હશે અને ડગલું ભરવાને રાજી નહિ હોય.

૧લો નાગરિક—અરે! આ શું બકે છે? ડગલું ભરવાને રાજી નહિ હોય તો આપણું ચાલશે શી રીતે! જો તો ખરો ભાઇ, રથની દોરી જમીન પર પડી છે. એ દોરીને પેદા થયે કેટલા યુગ વીત્યા છે, એ દોરી કેટલાય માણસોના હાથમાંથી પસાર થઇ ગઈ છે, છતાં આવી રીતે ધૂળમાં કદી રગદોળાય નથી.

૩જો નાગરિક—રથ નહિ ચાલે અને આ દોરી આવી સ્થિતિમાં પડી રહેશે તો તે આખા રાજ્યના ગળે વીંટાશે.

૪થો નાગરિક—બાપ રે, આ દોરી જોઇને તો બીક લાગે છે. મને જણાય છે કે તે ધીમે ધીમે સાપરૂપ બની ફેણ ચડાવી ઉઠશે.

૩જો નાગરિક—જોને ભાઇ, મને જણાય છે કે તે થોડી થોડી ડગે છે.

૧ લો નાગરિક—જો આપણે ન ડગાવી શકીએ અને તે પોતાની મેળે ડગે તો સત્યાનાશ વળ્યું સમજજો.

૩જો નાગરિક—તેમ થશે તો જગતનાં બધાં જોડાંઓ ખંડિત થઈ જશે. રથ આપણી પાંસળીઓ પર થઇ ચાલશે. અત્યાર સુધી તો તેને આ-

પણે પોતે ચલાવતા તેથી આપણે તેનાં પૈડાં નીચે આવી જતા નહિ. હવે શો ઉપાય ?

૧લો નાગરિક—ભાઇ જો. પેલા પુરોહિત મહારાજ મંત્ર જપે છે.

૨જો નાગરિક—રથયાત્રાના દિવસે સૌ પહેલાં એ પુરોહિત મહારાજે રથની દોરી ખેંચે એવો રિવાજ છે, પણ આ વખતે શું મંત્ર જપી બધું કામ પાર પાડવાનો ઇરાદો છે કે શું ?

૪થો નાગરિક—પ્રયત્ન તો કર્યો હતો. સવારના પહોરમાં હજુ તો અંધારું પણ ઓછું થયું નહોતું તે વખતે તે લોકોએ દોરીને આંચકો માર્યો હતો. કલિયુગમાં તેઓનું તેજ ક્યાં રહ્યું છે, ભાઈ !

૩જો નાગરિક—જો તો ખરો, મને જણાય છે કે આ દોરી યુગયુગાન્તરની નાડીની માફક ધડકે છે.

૧લો નાગરિક—મારો અંતરાત્મા કહે છે કે આ રથ કોઇ એક પુણ્યાત્મા મહાપુરૂષના સ્પર્શથીજ ચાલશે.

૨જો નાગરિક—અરે, રથ ચલાવવા માટે પુણ્યાત્મા મહાપુરૂષની રાહ જોઈ બેસી રહેવાથી કંઇ શુભ મુહૂર્ત બેસી રહેવાનું નથી, ત્યાં સુધીમાં આપણા જેવા પાપીઓથી શી દશા થશે ?

૧લો નાગરિક—પાપાત્માની શી દશા થશે તેની ભગવાનને પરવા નથી.

૨જો નાગરિક—શું બકે છે? પુણ્યાત્માને માટે આ જગત રચાયું છે ? તેમ હોત તો આપણે અહીં ટકી શકત કેવી રીતે ? આ જગત આપણા જેવા માટેજ રચાયું છે. અલબત, એકાદ બે પુણ્યાત્મા જણાય ખરા, પણ તે વધારે વખત ટકી શકવાના જ નહિ. આપણા ધક્કા ખાઇ તેઓ બિચારાને વનમાં, જંગલમાં કે ગુફાઓમાં આશ્રય લેવો પડે છે.

૧લો નાગરિક—ત્યારે તો તમેજ દોરી ખેંચોને ભાઇ. જોઇએ તો ખરા કે રથ ચાલે છે, દોરી કપાય છે કે પછી તમેજ ઉંધે માથે પડો છો તે.

૨જો નાગરિક—ભાઇ, પુણ્યાત્મા અને આપણા વચ્ચે એટલોજ તફાવત છે કે તેઓની સંખ્યા એકાદ બેની છે અને આપણે છીએ અસંખ્ય. જો વિશ્વાસ રાખી એકત્ર થઇ આપણે દોરા ખેંચીએ તો જરૂર રથ ચાલવાનોજ. પણ આપણે તો એકત્ર થઇ શકતા નથી, માટે રથ ચલાવી શકતા નથી અને પુણ્યાત્માઓ પર આશા રાખી શૂન્ય તરફ તાકી રહ્યા છીએ.

૪થો નાગરિક—ઓ ભાઇ, દોરી ડગમગે છે હોં. સંભાળીને વાતચીત કરજો.

૧લો નાગરિક—શાસ્ત્રમાં લખ્યું છે કે બ્રાહ્મમુહૂર્તમાં સૌ પહેલાં પુરોહિત મહારાજેએ દોરી ખેંચવી. બીજે પહોર રાજાએ ખેંચવી. રાજાએ તો પોતાનું કામ પૂર્ણ કર્યું છતાં રથ તો ડગ્યો નહિ; હવે ત્રીજે પહોર ત્રીજો પ્રયત્ન કોને હાથે થવાનો છે ?

(સૈનિકો પ્રવેશ કરે છે.)

૧લો સૈનિક—ભારે શરમની વાત ! ખુદ રાજાએ હાથ લગાડયો ને સાથે આપણે હજાર જણાએ ખેંચવાનો પ્રયત્ન કર્યો છતાં પૈડાં તો ચસ્યાંએ નહિ.

૨જો સૈનિક—આપણે તો ક્ષત્રિય છીએ, કંઇ શૂદ્રની માફક ગાય જેવા નથી. રથ ખેંચવો એ આપણું કામ નથી, આપણું કામ તો રથ પર ચડવાનું.

૧લો સૈનિક—અથવા રથ ભાંગવાનું. મને તો એ થાય છે કે એક કુહાડો લઇને રથના ટુકડે ટુકડા કરી નાંખું. પછી જોઉં તો ખરો કે મહાકાલ કેમ બેસી શકે છે.

૧લો નાગરિક—ભાઇ, તમારાં હથિયારોના જોરથી રથ ચાલશે નહિ, તેમ ભાંગશે પણ નહિ. જેથી મહારાજે ભવિષ્ય ભાખ્યું છે તે સાંભળ્યું નથી જણાતું.

૧લો સૈનિક—શું ભવિષ્ય ભાખ્યું છે, કહે તો ખરો.

૧લો નાગરિક—ત્રેતાયુગમાં એકવાર જે બનાવ બન્યો હતો, તે આજે બનવાનો છે.

૧લો સૈનિક—અરે ત્રેતાયુગમાં તો લંકાકાણ્ડ બન્યો હતો.

૧લો નાગરિક—એ નહિ.

૨જો સૈનિક—ત્યારે શું કિષ્કિંધાકાણ્ડ?

૧લો નાગરિક—લગભગ તેજ અરસામાં એ બનાવ બન્યો હતો. એક શૂદ્ર તપ કરવા લાગ્યો, એટલે મહાકાલ કોપ્યા, ત્યાર બાદ જ્યારે રામચંદ્રજીએ એ શૂદ્રનું માથું કાપી નાંખ્યું ત્યારેજ બાબાજી શાંત થયા.

૩જો સૈનિક—આજ તો એ ભય નથી. આજકાલ તો બ્રાહ્મણોએજ તપ છોડી દીધું છે તો પછી શૂદ્રનું તો કહેવુંજ શું?

૧લો નાગરિક—આધુનિક કાળના શૂદ્રોમાંના કોઇ કોઇએ છુપી રીતે શાસ્ત્ર ભણવાનું શરૂ કર્યું છે. તેઓ પકડાઇ જાય છે તો કહે છે કે અમે શું માણસ નથી? ખુદ કલિયુગ જાતે શૂદ્રના કાનમાં મંત્ર ફૂંકી રહ્યો છે કે "તમે માણસ છો." રથ ચાલતો નથી તેમાં મહાકાલનો શો વાંક—ન ચાલે તેજ ઠીક છે. જો ચાલવા માંડશે તો ચંદ્રાર્યને ચગદી નાંખશે. શૂદ્રો આંખો લાલ કરી કહે છે કે અમે શું મનુષ્ય નથી? હે રામ! હજુ તો કોણ જાણે શું શું સાંભળવું પડશે?

૧લો સૈનિક—આજે શૂદ્રો શાસ્ત્ર ભણે છે, તો કાલે બ્રાહ્મણો હળ ખેડશે! કેવો ગજબ!

૨જો સૈનિક—ત્યારે તો ચાલ તેઓના મહોલ્લામાં જઇ હાથ બતાવી આવીએ. એટલે માણસ કોણ છે તેની ખાત્રી થઇ જશે.

૨જો નાગરિક—કોઈએ રાજાને જઇ કહ્યું છે કે કલિયુગમાં શાસ્ત્ર પૂજાતાં નથી, હથિયાર પણ પૂજાતાં નથી, પૂજાય છે માત્ર સુવર્ણમુદ્રા. આ પરથી રાજાએ આપણા ધનપતિશેઠને બોલાવવા માણસ મોકલ્યું છે. ધનપતિ દોરી તાણશે એટલે રથ ચાલશે એવી બધાને ખાત્રી થઇ ગઈ છે.

૧લો સૈનિક—વાણીઓ તાણે ને રથ ચાલે તો અમે ક્ષત્રિયો હથિયારો છાતીએ બાંધી પાણીમાં ડુબી મરશું.

૨જો સૈનિક—ભાઇ, ગુસ્સો કર્યે શો દહાડો વળવાનો છે? આજકાલ વાણીઆનું ખેંચાણ તો બધી જગાએ કાર્ય કરી રહ્યું છે એટલુંજ નહિ, પણ કામદેવના ધનુષ્યની દોરીયે વાણીઆના ખેંચાણથી ચંચળ બની જાય છે. એ ધનુષ્યનાં બાણો વાણીઆના ઘરમાંજ તૈયાર થાય છે.

૩જો સૈનિક—એ ખરી વાત છે. આજકાલ આપણા રાજકારભારમાં રાજા અગ્રેસર જણાય છે પણ તેની પાછળ તો વાણીઓ દોરી ખેંચી રહ્યો હોય છે.

૧લો સૈનિક—પાછળ રહેતો હોય તો ભલે રહ્યો. આપણે તો ખાસા જમણી બાજુએ બેસીએ છીએ ને માન આપણુંજ છે.

૩જો સૈનિક—પડખે બેસનારના માન આબરૂ હોય પણ ધક્કો તો પાછળ બેસનારોજ મારી શકે.

(ધનપતિના અનુચરો પ્રવેશ કરે છે.)

૧લો સૈનિક—આ બધા કોણ છે ?

૨જો સૈનિક—વીંટીના હીરામાંથી પ્રકાશનાં પતંગીઆં આંખો પર કૂદાકૂદ કરી રહ્યાં છે.

૩જો સૈનિક—ગળામાં સોનાનો હાર છે કે સાંકળ? આ બધા કોણ છે ?

૧લો નાગરિક—આ લોકો આપણા ધનપતિશેઠના અનુચરો છે. પેલી સોનાની બેડી વડે તેઓએ મહાકાલને બાંધ્યા છે માટે રથ અચળ થઈ રહ્યો છે.

૧લો સૈનિક—તમે શું કરવા આવ્યા છો ?

૧લો ધનિક—રાજાએ અમારા માલિક ધનપતિશેઠને અહીંઆ બોલાવ્યા છે. કોઈથી રથ ચલાવી શકાતો નથી, પણ અમારા માલિકને હાથે ચાલશે એવી બધાને આશા છે.

૧લો સૈનિક—બધા એટલે કોણ બાપુ ? અને એવી આશા શાને કરે છે ?

૨જો ધનિક—આજકાલ જે કંઇ ગતિમાન છે તે બધું ધનપતિને હાથેજ ગતિમાન થઇ રહ્યું છે.

૧લો સૈનિક—હમણાંજ બતાવી શકીશ કે તરવાર તેને હાથે ગતિમાન થતી નથી. તે તો અમારે હાથેજ ચાલે છે.

૩જો ધનિક—તમારો હાથ ચલાવે છે કોણ, તેની ખબર તમને હજુ પડી હોય એમ લાગતું નથી.

૧લો સૈનિક—ચુપ બેઅદબ!

૨જો ધનિક—અમે ચુપ રહીશું ? આજ અમારોજ અવાજ જળ, સ્થળ ને આકાશને વિષે ઘૂમી રહ્યો છે, તે જાણે છે ?

૧લો સૈનિક—તમારો અવાજ? અમારી તોપો જ્યારે વજ્રનાદ કરે છે...

૨જો ધનિક—તમારી તોપો વજ્રનાદવડે અમારો અવાજ એક ઘાટથી બીજે ઘાટે, અને એક દુકાનેથી બીજી દુકાને જાહેર કરવા માટે છે.

૧લો નાગરિક—ભાઈ, એમની સાથે કજીઓ કર્યે નહિ જીતો.

૧લો સૈનિક—શું કહે છે ? નહિ જીતું ?

૧લો નાગરિક—ના, તમારામાંના કોઇની તરવારે એ લોકોનું નિમક ખાધું છે, અને કોઇએ લાંચ ખાધી છે. તરવાર મ્યાન બહાર કાઢો એટલે બધું સમજી શકશો.

૧લો ધનિક—મેં સાંભળ્યું હતું કે રથની દોરી ખેંચવા માટે નર્મદાજીને કિનારે આશ્રમ કરી રહેલા બાવાજીને બોલાવવામાં આવ્યા હતા. એનું શું થયું?

૨જો ધનિક—હા, કંઇક જાણું છું ખરો. જ્યારે લોકો એ મહાત્માજીની ગુફામાં જઇ પહોંચ્યા, ત્યારે પ્રભુજી તો પદ્માસન વડે બંને પગો એકત્ર કરી ચત્તાપાટ પડયા હતા. શબ્દ સરખો સંભળાતો નહોતો. મહામહેનતે ધ્યાનભંગ કરવામાં આવ્યા. પરંતુ બંને પગ તો એવા અકડાઇ ગયા હતા કે છૂટા થાયજ નહિ.

૧લો નાગરિક—બિચારા પગનો તે શો વાંક ! બાવાજીએ ૬૫ વર્ષ થયાં ચાલવાનું નામ લીધું નથી. વાર, પણ બાવાજીએ કહ્યું શું?

૨જો ધનિક—બોલવાચાલવાની વિપત્તિ વેઠવીજ શા માટે ? તેઓએ તો વાત સાંભળતાં જ જીભ કરડી ખાધી. જીભમાંથી અસ્પષ્ટ અવાજ નીકળવા લાગ્યો. તે અવાજનો દરેકે પોતપોતાની મરજી મુજબ અર્થ કરી લીધો.

૧લો ધનિક—ત્યાર પછી ?

૨જો ધનિક—ત્યારપછી બાવાજીને ઉપાડી રથ પાસે લાવવામાં આવ્યા. પરંતુ તેમણે દોરી હાથમાં લીધી કે રથનાં પૈડાં તો જમીનમાં પેસી જવા લાગ્યાં.

૧લો ધનિક—હા, હા, બાવાજીએ જેમ પોતાના મનને ગંભીરતામાં ડૂબાવી દીધું હતું તેમ તેઓ મહાકાલના રથને પણ જમીનમાં ડૂબાવી દેવા ઇચ્છતા હશે ખરું ?

૨જો ધનિક—અરે, એમના ૬૫ વર્ષના ઉપવાસના ભારથી પૈડાં બેસી ગયાં. એક દિવસના ઉપવાસના ધક્કાથી આપણા પગ ચાલી શકતા નથી તો પછી ૬૫ વર્ષના ઉપવાસનું તો કહેવુંજ શું ?

૧લો નાગરિક—ઉપવાસના ભારની વાત કહો છો, તમારા અહંકારનો ભાર કંઇ ઓછો છે ?

૨જો નાગરિક—તે ભાર પોતાને પોતાની મેળે ચૂર્ણ કરે છે. આજ તમારા ધનપતિનું માથું કેવું નથી નમતું તે જોઈ લેવાશે.

૧લો ધનિક—વાહ જો જો, બાબા મહાકાલને પ્રસાદ કોણ આપે છે ? અમારા ધનપતિ જ તો. જો પ્રસાદ બંધ થઇ જાય તો તેમનું ચાલવું કે ન ચાલવું એ બંને ક્રિયા સમાન થઇ જાય ! બધી ગતિનો મૂળ ઉદ્દેશ પેટનું પોષણ છે.

( મંત્રી અને ધનપતિ પ્રવેશ કરે છે. )

ધનપતિ—મંત્રીમહારાજ, આજ મને શા માટે બોલાવ્યો !

મંત્રી—જ્યારે રાજ્યમાં કંઇ અનર્થ થાય ત્યારે તમને જ સૌ પહેલાં બોલાવવામાં આવે છે.

ધનપતિ—અર્થ વડે જે કંઇ પ્રતિકાર થઈ શકે તે કરવા તરફ હું કદી બેદરકાર રહેતો નથી. પરંતુ આજનું સંકટ કયી તરેહનું છે ?

મંત્રી—આપે સાંભળ્યું તો હશે જ કે મહાકાલનો રથ આજે કોઇથી તણાતો નથી.

ધનપતિ—સાંભળ્યું છે. પરંતુ મંત્રી, એ બધું કામ તો અત્યાર સુધી...

મંત્રી—હું જાણું છું કે અત્યાર સુધી એ કામ આપણા પુરોહિત મહારાજો બજાવતા હતા. પરંતુ ભૂતકાળમાં તેઓ સ્વતંત્ર સાધનાના બળવડે પોતે ચાલતા ને બીજાને ચલાવતા. હવે તેઓ તમારા દ્વારામાં અચળ થઇ બેઠા છે, તેથી તેઓને હાથે કંઇ ચાલી શકે તેમ નથી.

ધનપતિ—કોઇ કોઇ વખતે પુરોહિત મહારાજોથી ન બનતું ત્યારે રાજા, સેનાપતિ, રાજ્યપારિષદવર્ગ વગેરે બધા રથની દોરી પકડતા, તે વખતે તો કંઇ વાંધો ન આવતો. તે વખતે અમે તો કેવળ પૈડાંમાં તેલ સિંચતા; દોરીને તો હાથ પણ લગાડતા નહિ.

મંત્રી—જુઓ શેઠજી, રથયાત્રા એ આપણી પરીક્ષા છે. કોની શક્તિ વડે આ સંસાર ખરેખર ચાલે છે તે બાબા મહાકાલનો રથ ચલાવવાને બહાને સાબીત કરવામાં આવે છે. જ્યારે પુરોહિત નેતા હતા ત્યારે તેઓ રથની દોરી પકડતા ન પકડતા ત્યાં તો રથ ઉપરમાંથી ઉદ્દેશ વનરાજની માફક ગડગડ કરતો ફાળ ભરતો. આ વખતે તેમ નથી બન્યું એ પરથી સાબીત થાય છે કે શાસ્ત્ર કહો કે શસ્ત્ર કહો તે બધું અર્થહીન થઇ પડ્યું છે—અર્થ અત્યારે તમારા હાથમાં છે માટે તમારો સાર્થક હાથ આજે રથની દોરીને અડકાડવો પડશે.

ધનપતિ—પ્રથમ મારાં માણસો ભલે પ્રયત્ન કરી જુએ. જો રથ જરા ખસશે તો હું પણ હાથ અડકાડીશ. નહિ તો બધા લોકોની સમક્ષ...

મંત્રી—હવે શા માટે ઠાલો વિલંબ કરો છો. શેઠજી? રાજ્યમાં બધાં માણસો ઉપવાસ કરી બેઠાં છે, રથ મંદિરે નહિ જઇ પહોંચે ત્યાં સુધી કોઇ પાણીનું ટીપું ગ્રહણ કરવાનું નથી. તમારા પ્રયત્નથી જો રથ ન ખસે તો તેમાં શરમ શાની, ખુદ પુરોહિત મહારાજ, રાજા વિગેરે બધાની મહેનત વ્યર્થ ગઈ છે એ આખો દેશ જાણે છે.

ધનપતિ—તેઓ તો લોકપાલ છે, અમે તો લોક કહેવાઇએ; સાધારણ પ્રજા તેઓનો અને અમારો વિચાર જુદી જુદી દૃષ્ટિએ કરે. જો રથ ન ચાલે તો અમને શરમ આવે, પણ જો રથ ચાલે તો અમારે બીક રાખવી જોઈએ. જો તેમ બને તો અમારી એ શુભ અદૃષ્ટની સ્પર્ધા કોઇ માણસ ક્ષમ્ય ગણી શકે નહિ. તમે પોતેજ કાલે ઉઠીને વિચારવા બેસો કે આ લોકોને હેઠા પાડવાનો શો ઉપાય?

મંત્રી—તમે જે કહો છો તે બધું ખરૂં માનીએ તો પણ રથ ચલાવવો જ જોઇએ. હવે જો વધારે વાર લગાડશો તો માણસો ઉશ્કેરાઇ જશે.

ધનપતિ—વારૂં ત્યારે પ્રયત્ન કરી જોઉં. પરંતુ જો દૈવયોગે અમારો પ્રયત્ન સફળ થાય તો અમારા પર કૃપાદૃષ્ટિ રાખશો. (પોતાના અનુચરો તરફ જોઈ) બોલો સિદ્ધિરસ્તુ!

બધા—સિદ્ધિરસ્તુ!

ધનપતિ—બોલો જય સિદ્ધિદેવી!

બધા—જય સિદ્ધિદેવી!

ધનપતિ—તાણું તે શું? આ દોરી તો ઉપડતીયે નથી. મહાકાલના રથની પેઠે દોરી પણ ભારે થઇ ગઇ છે. આવી ભારે દોરી ઉપાડવાનું કામ શું સાધારણ માણસોનું છે? (અનુચરો તરફ જોઇને) આવો, તમે બધા આવો. બધા હાથ અડકાડો. મારો મુનિમ ક્યાં ગયો? આવો, આવો. આવો કોષાધ્યક્ષ, બોલો સિદ્ધિરસ્તુ-તાણો! સિદ્ધિરસ્તુ, હજુ તાણો, સિદ્ધિરસ્તુ. જોરથી તાણો! ના, કંઇ વળવાનું નથી! અમારા હાથમાં દોરી ધીમે ધીમે અટકી જાય છે.

બધા—શરમ છે! શરમ છે!!

૧લો સૈનિક—હાશ! આપણી આબરૂ રહી.

ધનપતિ—નમસ્કાર, મહાકાલ! તમે અમારી મદદમાં છો, તેથીજ અચળ થઇ રહ્યા છો. જો અમારા હાથે તમારી સ્વારી ઉપડી હોત તો અમારી ગરદન પર તમારો રથ ગડગડ કરતો ચાલત અને અમે તદ્દન પીસાઇ જાત.

મુનિમ—શેઠજી, આધુનિક કાળમાં આપણી મહત્તા જે ઝડપે વધે છે, તેને આથી બહુ નુકસાન થયું છે.

ધનપતિ—સાંભળ, અત્યાર સુધી આપણે મહાકાલના રથની છાયામાં ઉભા રહી લોકોની નજર બહાર મોટા થયા છીએ, આજે રથના અગ્રભાગ આગળ આવી પડ્યા છીએ. આપણી આજુબાજુના લોકો દાંત કચકચાવ્યાં કરે છે, એ હું ઘણાં રોજ થયાં જોયાં કરૂં છું. હવે જો સ્પષ્ટ રીતે બધા જુએ કે આપણે બધા દોરી પકડી રથને ચલાવીએ છીએ તો આપણી પર તેમની એવી દૃષ્ટિ પડે કે આપણે સત્યાનાશ વળે.

૧લો સૈનિક—જો એ જમાનો હોત તો તમારે હાથે રથ ન ચાલ્યો એ ખાતર તમારાં માથાં કપાઇ ગયાં હોત.

ધનપતિ—અર્થાત્ તેમ થયું હોત તો તમને કામ મળત. માથાં કાપવાનું ન મળવાથી તો તમે બેકાર બની બેઠા છો.

૧લો સૈનિક—આજે તમારા શરીર પર હાથ અડકાડવાનું સાહસ કોઇ કરતો નથી, ખુદ

રાજા પણ એ બાબતમાં સ્વતંત્ર નથી. એથી બાબા મહાકાલનું માન ઓછું થઇ ગયું છે.

ધનપતિ--ખરી વાત કહું-જ્યારે બધા શરીર પર હાથ અડકાડવાનું સાહસ કરી શકતા ત્યારે અમે બહુ સુખી હતા. આજે બધાને અમારૂં માન જાળવવાની જરૂર પડે છે એ માન્યતાની અંદર અમારૂં મરણ છુપાઇ રહ્યું છે. મંત્રી મહારાજ, શું વિચાર કરો છો ?

મંત્રી--વિચાર કરૂં છું કે બધો પ્રયત્ન નિષ્ફળ ગયો. હવે કોઇ ઉપાય બાકી તો નથી રહ્યો ?

ધનપતિ--એમાં શું ? જ્યારે તમારા બધા ઉપાય લાગુ ન પડયા ત્યારે મહાકાલ પોતે પોતાનો ઉપાય શોધી કાઢશે. તેની ચાલવાની ગરજ તેનેજ છે, આપણુને નથી; તેનો પોકાર સાંભળી ગમે તે રથઝીથી તેનું વાહન દોડયું આવશે. આજે જે નજરે પડતા નથી તે કાલે સૌથી વધારે સંખ્યામાં નજરે પડશે. તે અગાઉ મારા ચોપડા સંભાળી લઉં. ચાલો કોષાધ્યક્ષ, આજે પેઢીપટારા જરા ચોકસાઇથી બંધ કરવા પડશે.

(ધનપતિ અને તેના અનુચરો જાય છે. ચર પ્રવેશ કરે છે.)

ચર—મંત્રીમહારાજ, આપણા શૂદ્ર મહોલ્લામાં ભારે ગડબડ મચી રહી છે.

મંત્રી—કેમ, શું થયું છે ?

ચર—લોકોનાં ટોળેટોળાં દોડયાં આવે છે. તેઓ કહે છે કે બાબા મહાકાલનો રથ અમે ચલાવશું !

બધા—શું કહે છે ! આ દોરી પકડવા દેવાનાજ નથી તો !

ચર—પરંતુ તેઓને અટકાવશે કોણ ?

સૈનિકો—અમે છીએ ને.

ચર—તમે તો કેટલાક છો. તેઓને મારતાં મારતાં તમારી તરવાર ઘસાઇ જશે-તો પણ તેઓ એટલા બધા રહી જવાના કે રથની આજુબાજુ તમારે માટે ઉભા રહેવાની જગા નહિ રહે. (મંત્રી તરફ જોઇ) મંત્રીમહારાજ, આપ કેમ બેસી ગયા ?

મંત્રી—એ લોકો એકત્ર થઇ આવે છે તેથી હું બીતો નથી.

ચર—ત્યારે ?

મંત્રી—મને બીક લાગે છે કે તે લોકો ફાવી જશે.

સૈનિકો—શું કહો છો, મંત્રીમહારાજ ? એ લોકો મહાકાલનો રથ તાણી શકશે ? પથ્થર પાણી પર તરશે ?

મંત્રી—દૈવયોગે જો તેઓ ફાવી ગયા તો વિધાતાના નવા નિયમો શરૂ થશે. નીચલું તળિયું અકસ્માત ઉપરની સપાટી બની જાય તેનું નામ પ્રલય. ધરતીકંપ વખતે જમીનમાં એવો ફેરફાર થાય એ બહુ ભયંકર છે. જે બરાબર પ્રચ્છન્ન હોય તે પ્રગટ થવાનો સમય યુગાન્તરનો સમય કહેવાય છે.

સૈનિકો—આપ શું કરવા માગો છો, અમને શું કરવાનું કહો છો તે ફરમાવો. અમે કોઇનાથી ડરતા નથી.

મંત્રી—સાહસ બતાવવા જતાં સંસારમાં ભય વધારી મૂકવામાં આવે છે. વગર વિચાર્યે તરવારની દિવાલ ઉભી કરવાથી કંઇ મહાકાલની ભરતી અટકતી નથી.

ચર—ત્યારે શું કરવાનું ફરમાવો છો ?

મંત્રી—તેઓને કંઇ અડચણ ન કરવી એજ સાચી સલાહ છે. અડચણ કરવાથી શક્તિ પોને પોતાને ઓળખે છે. અને એવી ઓળખાણ થવા દેવાથી આપણો બચાવ થવાનો નથી.

સૈનિકો—ત્યારે, અમે ઉભા રહીએ ? તેઓ ભલે આવે ?

ચર—આ આવી પહોંચ્યા.

મંત્રી—તમે કંઇ કરશો નહિ. કેવળ ઉભા રહી જોયાં કરજો.

( શુદ્રોનાં ટોળેટોળાં પ્રવેશ કરે છે. )

મંત્રી—( સરદાર તરફ જોઈ ) ઓ સરદાર ! તમને જોઇ હું બહુ ખુશી થયો છું.

સરદાર—મંત્રીમહારાજ, અમે બાબાનો રથ ચલાવવા આવ્યા છીએ.

મંત્રી—હંમેશાં તમેજ રથ ચલાવતા આવ્યા છો; અમે તો માત્ર ઉપલક્ષ્ય હતા, તે શું અમે જાણતા નથી ?

સરદાર—અત્યાર સુધી અમે રથનાં પૈડાં નીચે પડયા રહેતા અને અમારાં ટોળાં પરથી રથ ચાલ્યો ગયો છે. પણ આજે કોણ જાણે અમારૂં બલિદાન બાબા મહાકાલે લીધું જ નહિ.

મંત્રી—તે તો મેં નજરોનજર જોયું છે. આજે પરોઢીઆમાં તમારામાંના પચાસ જણાઓ પૈડાં આગળ પડયા પડયા ધૂળમાં આળોટયા તો પણ પૈડાંમાં ક્ષુધાનાં લક્ષણો પ્રગટ થયાં નહિ. પૈડાં ખસ્યાં નહિ, કિચુડ કિચુડ કરી ચિત્કાર કરી ઉઠયાં નહિ—તેની આ સ્તબ્ધતા જોઇ મને બહુ બીક લાગી છે.

સરદાર—અત્યારે રથને તળીએ ચગદાવા માટે અમને મહાકાલે બોલાવ્યા નથી. તેમણે અમને રથની દોરી પકડવા માટે બોલાવ્યા છે.

પુરોહિત—ખરૂં કે ? એ તમે શાથી જાણ્યું ?

સરદાર—કેવી રીતે જણાયું તે તો કોઇ જાણતું નથી. પરંતુ આજ સવારથી અમારામાં એકાએક આ વાત ઉઠી હતી. અમારામાંનાં બધાં છૈયાં- છોકરાં, બૈરાં, બુઢ્ઢા, જુવાન વગેરે કહેતા હતા કે બાબા મહાકાલ આપણને બોલાવે છે.

સૈનિક—લોહી અર્પણ કરવા માટે.

સરદાર—ના, રથ ખેંચવા માટે.

પુરોહિત—જો બેટા, બરાબર વિચારી જો. આખો સંસાર જે ચલાવે છે, તેના પર મહાકાલના રથની દોરી ખેંચવાની જવાબદારી નાંખવામાં આવી છે.

સરદાર—મહારાજ, શું સંસાર તમેજ ચલાવો છો ?

પુરોહિત—જો બેટા, વખત ખરાબ છે એ ખરૂં, પણ ગમે તેવા તોયે અમે બ્રાહ્મણ છીએ.

સરદાર—મંત્રીમહારાજ, શું સંસાર તમેજ ચલાવો છો?

મંત્રી—સંસાર એટલે તમે પોતે. તમે તમારા ગુણ વડે ચાલો છો, છતાં અમે ચાલાક લોકો કહીએ છીએ કે અમે ચલાવીએ છીએ. તમને બાદ કરીએ તો અમે રહીએ પણ કેટલા !

સરદાર—અમને બાદ કરો તો તમે રહો ગમે તેટલા, પણ રહી શકો શી રીતે ?

મંત્રી—હા, હા, એ ખરી વાત છે.

સરદાર—અમે તમને અન્ન પૂરૂં પાડીએ છીએ, તે ખાઇને તો તમે જીવો છો; અમે વસ્ત્ર વણીએ છીએ, તે ઓઢીને તો તમે લજ્જા નિવારણ કરો છો!

સૈનિક—સત્યાનાશ વળ્યું ! અત્યાર સુધી આ લોકો અમારી પાસે હાથ જોડી કહેતા કે "માબાપ, તમેજ અમારા અન્નવસ્ત્રના માલિક છો." આજે આ શી તદન ઉંધી વાત ! હવે તો આ સહન નથી થતું.

મંત્રી—( સૈનિક તરફ જોઇને ) ચુપ રહે. ( સરદારને ) સરદાર, અમે તો તમારીજ રાહ જોઇ બેઠા હતા. મહાકાલનું વાહન તમેજ છો, એ વાત ન સમજીએ એવા અમે મૂર્ખ નથી. તમારૂં

કામ તમે પૂરૂં કરી જાઓ, ત્યાર બાદ અમારૂં કામ કરવાનો અમને અવસર મળશે.

સરદાર—આવો, ભાઇ આવો, બધા મળી દોરડું ખેંચો! મરીએ કે જીવીએ પણ આજે તો મહાકાલનો રથ ચલાવવોજ.

મંત્રી—પરંતુ સાવચેતીથી રસ્તો જાળવી ચાલજે. જે રસ્તાપર રથ ચાલે છે, તે રસ્તા પરજ ચલાવજો. અમારી ગરદન પર ન ચલાવતા.

સરદાર—રથ પર જે રથી તરીકે બેઠા છે, તે રસ્તો બતાવશે. અમે તો વાહન છીએ, તેથી અમે એમાંનું કંઇ ન સમજીએ. આવો, ભાઇ, આવો! જુઓ જુઓ, રથની ધજા ફરકી! એ તો બાબા મહાકાલનો ઇસારો છે! બીશો ના, ચાલો ખેંચો!

પુરોહિત—અડક્યા, અડક્યા! દોરીને અડક્યા! છિ! છિ!

નાગરિકો—હાય, હાય, ગજબ!

પુરોહિત—આંખો મીચોરે આંખો મીચો. મહાકાલની ક્રોધી મૂર્તિ જોઇ તમે બધા ભસ્મ થઇ જશો.

સૈનિક—અરે આ શું! આ શું પૈડાંનો અવાજ કે? શું આકાશ આર્તનાદ કરી ઉઠ્યું?

પુરોહિત—એ પણ હોઇ શકે.

સૈનિક—રથ ડગ્યો ખરો!

નાગરિક—પૃથ્વી ઉઠે છે! અન્યાય, ભયંકર અન્યાય!

પુરોહિત—રથ ચાલે છે! પાપ! મહાપાપ!

શૂદ્રોનાં ટોળાં—જય, જય મહાકાલનો જય!

પુરોહિત—હાય, આ શો ગજબ થયો!

સૈનિક—મહારાજ, હુકમ કરો! અમારાં બધાં હથિયારો વડે રથની આ અપવિત્ર ચાલ બંધ કરી દઇએ.

પુરોહિત—હુકમ કરવાનું સાહસ થઇ શકતું નથી. જો બાબા મહાકાલે પોતે ઇરાદાપૂર્વક જાત ગુમાવી હોય તો આપણા હુકમથી તેનું પ્રાયશ્ચિત થવાનું નથી.

સૈનિક—ત્યારે ફેંકી દઇએ અમારાં અસ્ત્રો!

પુરોહિત—અને હું પણ ફેંકી દઉં મારાં આ પોથાં!

નાગરિકો—અમે બધા છોડી જઇએ આ નગર! મંત્રી મહારાજ, તમે શું કરશો? ક્યાં જશો?

મંત્રી—હું એ લોકો સાથે ભળી દોરી ખેંચવા જઉં છું.

સૈનિક—એ લોકો સાથે ભળશો!

મંત્રી—તેમ કરીશ તોજ બાબા મહાકાલ પ્રસન્ન થશે. મને સ્પષ્ટ જણાય છે કે એ લોકોને આજે બાબાનો પ્રસાદ મળ્યો છે. આ કાંઇ સ્વપ્ન નથી, માયા નથી, એ લોકોની પાછળ જવાથી આજે કોઇનું માન જવાનું નહિ, કારણ કે માન તેઓની સાથે રહે છે.

સૈનિક—પરંતુ તેથી કંઇ તેઓની સાથે એક હારમાં ઉભા રહી દોરી પકડાય! એ લોકોને જરૂર અટકાવીશ. આ માગ સાથીઓને બોલાવી લાવું. મહાકાલના રથનો રસ્તો લોહીથી કાદવમય બની જશે.

પુરોહિત—હું પણ તમારી સાથે આવીશ, મસલત આપવાનું કામ કરીશ.

મંત્રી—પરંતુ તમે એ લોકોને અટકાવી શકશો નહિ. આ વખતે કદાચ તમારે જ પૈડામાં પડી બલિદાન આપવું પડશે એમ જણાય છે.

સૈનિક—એમ થાય તો પણ શું, બાબા મહાકાલના રથનાં પૈડાં અત્યાર સુધી ચંડાલોનાં માંસનું ભોજન કરી અપવિત્ર બન્યાં છે. આજે તેને શુદ્ધ માંસ મળશે.

પુરોહિત—જુઓ. જુઓ મંત્રી ! એટલી વારમાં રથ રાજમાર્ગ પરથી ઉતરી પડયો છે. કોણ જાણે તે કયા ગામડા પર જઇ પડશે તે સમજાતું નથી.

સૈનિક—પેલા ધનપતિશેઠના અનુચરો ત્યાં રહ્યા રહ્યા આપણને અગડા પાડે છે. રથ તેઓના ભંડાર તરફ જતો જણાય છે. તેઓ ગભરાયા જણાય છે. ચાલો ચાલો, તેમનું રક્ષણ કરીએ.

મંત્રી—તમારો પોતાનો તો બચાવ કરો, પછી બીજાની વાત ! મને તો લાગે છે કે રથ તમારી અશ્વશાળા તરફ જાય છે અશ્વશાળાનું નામનિશાન રહેવાનું નથી. જુઓ પેલી બાજુએ.

સૈનિક—કંઇ ઉપાય ?

મંત્રી—તેઓની સાથે એક હારમાં ઉભા રહી દોરડું ખેંચવા લાગો એજ ઉપાય. તેમ કરશો તો રક્ષણ મળે એવા રસ્તા તરફ રથ ફેરવી શકશો. હવે વિચાર કરવા જેટલો સમય નથી.

( જાય છે. )

સૈનિક—(પરસ્પર) શું કરીશું ! મહારાજ, તમે શું કરશો ?

પુરોહિત—વીરો તમે શું કરશો ?

સૈનિક—શું કરીએ? કંઇ સમજ પડતી નથી. દોરડું પકડીએ કે લડાઇ કરીએ? મહારાજ, તમે શું કરશો ?

પુરોહિત—કોણ જાણે. ભાઇ. દોરડું પકડું કે વળી શાસ્ત્રાલોચના કરવા બેસું તે બેમાંનું કંઇ નક્કી કરી શકતો નથી.

૧લો સૈનિક—સાંભળો છો ! હડહડ અવાજે પૃથ્વીના જાણે ચૂરેચૂરા થઇ જતા હોય એમ જણાય છે.

૨જો સૈનિક—જો તો ખરો, એ લોકો રથ તાણે છે એમ મને તો લાગતું જ નથી; રથ જાતે એ લોકોને હડસેલી જતો હોય એમ જણાય છે.

૩જો સૈનિક—પુરોહિતમહારાજ, જુઓ તો ખરા, રથે તો જાણે નવી મૂર્તિ ધારણ કરી છે. કેવી રીતે દોડયો જાય છે ! મેં કેટલીયે વાર રથયાત્રા જોઇ છે, પણ રથની આવી સજીવ મૂર્તિ કદી જોઇ નથી. અત્યાર સુધી રથ જાણે ઉંઘમાં ચાલતો ન હોય એમ જણાતું હતું, પણ આજે તો જાણે જાગૃત બની ગયો છે. તેથીજ તે આપણો જુનો રસ્તો છોડી પોતાના નવા રસ્તા પર દોડયો જાય છે.

૨જો સૈનિક—પરંતુ બધું ધૂળ મળી ગયું તેનું શું ! રથયાત્રાનો આવો સત્યાનાશ વાળનારો ઉત્સવ તો કદી જોયો નથી. એ પેલા કવિરાજ આવે. એમને પૂછીએ તો ખરા કે આ બધાનો અર્થ શો !

પુરોહિત—આપણેજ સમજી શકયા નથી તો પછી કવિ સમજી શકશે ? તેઓ તો કેવળ ગપ્પાં હાંકે છે, ગપ્પાં. સનાતન શાસ્ત્રની વાતો તો જાણતાજ નથી.

૧લો સૈનિક—શાસ્ત્રની વાતો તો મરી ગઇ છે, મહારાજ. તેથીજ તમારી વાતો હવે સાચી પડતી હોય એમ જણાતું નથી. એ લોકોની બધી વાતો તાજી હોય છે, તેથી એ સાંભળતાં તે પર વિશ્વાસ રાખવાનું મન થાય છે.

( કવિરાજ પ્રવેશ કરે છે. )

૨જો સૈનિક—કવિરાજ, આજે રથયાત્રામાં આવો ઉલટપાલટ કરી નાંખનારો બનાવ કેમ બન્યો તે સમજી શકો છો ખરા ?

કવિરાજ—એમાં શું ?

૧લો સૈનિક—પુરોહિતના હાથે કે રાજાના હાથે રથ ન ચાલ્યો, તેનો શો અર્થ ?

કવિરાજ—એ ભૂલી ગયા હતા કે મહાકાલના રથને જ સત્ય માનવાથી કંઇ વળે તેમ નથી, પણ રથની દોરીને પણ સત્ય માનવી જોઇએ.

૨જો સૈનિક—કવિરાજ, તમારી વાત સાંભળતાં તરત જણાય છે કે તેનો કંઇ અર્થ હશે, પણ અર્થ સમજવાનો પ્રયત્ન કરીએ તો પત્તોજ ન મળે.

કવિરાજ—એ લોકો બંધનને સત્ય માનવા ઇચ્છતા નથી, કેવળ રથની ચાલનેજ સત્ય માનતા હતા. તેથી ક્રોધી બંધન ઉન્મત્ત બની તેઓના પર પૂછડી પછાડવા લાગ્યું. એ પછડાટ ખાઇ ખાઇ એ બિચારા પીસાઇ જવાના છે.

પુરોહિત—અને તમારા શૂદ્રો શું એટલા બધા બુદ્ધિમાન છે કે દોરડાના નિયમ સાચવી ચાલી શકશે ?

કવિરાજ—કદાચ ન સાચવી શકે. ત્યારે તેઓ એવો વિચાર કરશે કે અમે રથના માલિક છીએ, ત્યારે તેમના મરણનો સમય આવશે. જુઓ તો ખરા, તેઓ હાલેજ બોલવું શરૂ કરશે કે અમારાં હળ, રેંટીઆ અને ઘાણીનો જય. જે વિધાતાએ મનુષ્યની બુદ્ધિવિદ્યા પોતાને હાથે રચી છે, અંતરમાં ને બહાર અમૃતરસ રેડ્યો છે તેને ગાળો આપવા માંડશે, ત્યારે તેઓજ બની જશે બલરામના ચેલા. હળધરની ગાંડાઇથી જગતના ચૂરેચૂરા થઇ જશે.

પુરોહિત—ત્યારે વળી રથ અચલ બની જશે અને મને લાગે છે કે તે વખતે કવિઓના નામનો પોકાર પડશે.

કવિરાજ—મશ્કરીની વાત નથી, પુરોહિતમહારાજ. મહાકાલ દર વખતે રથયાત્રામાં કવિઓને બોલાવે છે. તેઓ કામ કરનારા લોકોની ભીડ ઠેલી અંદર જઈ શકતા નથી.

પુરોહિત—તેઓ રથ ચલાવશે શાથી ?

કવિરાજ—અત્યન્ત શારીરિક બળથી તો નહિજ. અમે છંદને માનીએ છીએ. અમે જાણીએ છીએ કે ઓછું આવી જતાં તાલ તૂટે છે. અમે જાણીએ છીએ કે સુંદરને સુશાન્ત બનાવવાથી શક્તિની નૌકા ખરેખર વશ થઇ જાય છે. તમને ઠોર પર વિશ્વાસ છે, પછી તે શાસ્ત્ર પરનો ઠોર વિશ્વાસ હો કે શસ્ત્ર પરનો ઠોર વિશ્વાસ હો. પરંતુ તે બીકણોનો વિશ્વાસ છે, દુર્બળનો વિશ્વાસ છે, નિર્બળનો વિશ્વાસ છે.

સૈનિક—અહો કવિરાજ, તમે તો અહીં ઉપદેશ આપવા બેઠા છો, પણ પેલી બાજુએ તો આગ લાગી છે.

કવિરાજ—યુગે યુગે કેટલીએ વાર કેટલીએ આગ લાગે છે. જે રહેવાનું છે તે રહેશે જ.

સૈનિક—તમે શું કરશો ?

કવિરાજ—હું ગાયન ગાઇશ કે " બીશો નહિ. "

સૈનિક—તેથી શું થશે ?

કવિરાજ—જેઓ રથ તાણે છે તેઓ નૃત્ય કરતાં તાલ મેળવશે. બેતાલ પગ તાણવું એ બહુ ભયંકર છે.

સૈનિક—અમે શું કરીએ ?

પુરોહિત—હું શું કરૂં ?

કવિરાજ—હાલમાં એકદમ કંઇ કરવાની જરૂર નથી. જુઓ, વિચારો, અંદરખાનેથી નવીન બની જાઓ. ત્યાર બાદ એ પોકાર સાંભળવા માટે તૈયાર થઇ રહો.*

---

* કવિવર રવીન્દ્રનાથ ટાગોરના એક બંગાળી નાટક પરથી અનુવાદ. અનુવાદક: મહાશંકર ઉ૦ દવે.

# ત્રણ શિક્ષકો

રશિયાની પ્રજાએ રાજપરિવર્તનથી સ્વતંત્રતા મેળવી તે બનાવ દુનિયા આખી જાણે છે પણ તે ઐતિહાસિક બનાવનાં બીજો અનેક વિચારકોએ સમસ્ત દેશમાં કોઇ ન જાણે તેમ વેર્યાં હતાં. એવો એક વિચારક નિકોલે ગોગોલ હતો. Dead Souls (પ્રેત) નામની તેની નવલકથા, હાસ્યરસનું મહાકાવ્ય (Epic) છે અને જગતના સાહિત્યમાં ઊંચા સ્થાન યોગ્ય છે. અદ્ભુત સર્જક શક્તિથી અનેક પાત્રોની સૃષ્ટિથી તે પોતાના નિરવધિ રશિયાનું ચિત્ર આપણી આંખ આગળ ખડું કરે છે.

આ અને આવી બીજી રશિયાની નવલકથાઓ વાંચનારને તરત લાગે છે કે તે સમયના રશિયા અને હાલના હિંદ વચ્ચે ઘણું સામ્ય છે. રશિયાના જીર્ણોદ્ધારમાં તેના શિક્ષકોએ બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે. આપણા દેશમાં પણ નવાં બળો ઉત્પન્ન થવાની એ એકજ રીત છે, અત્યારે આપણે ત્યાં પણ ખરૂં શિક્ષણ કોને કહેવું એ વિશે ઘણો ઊહાપોહ થાય છે માટે તે નવલકથામાં આવતા ત્રણ શિક્ષકોને લગતા ભાગનો નીચે અનુવાદ આપેલો છે.

પ્રથમ, કથાના નાયક ચિચિકોવ,* એક સ્વાર્થી ખટપટીઆ ડાહ્યા માણસના બચપણ અને શિક્ષણનું અને તેને અંગે તેના શિક્ષકનું ચિત્ર છે. પછી કથાના પ્રસંગના એક બીજા એન્ડ્રે ઇવાનોવિચ નામના પાત્રના શિક્ષણને અંગે તેના બે શિક્ષકોનું તેવુંજ બોધદાયક ચિત્ર છે. કથામાંથી વાંચનારને હાલની કેળવણીના ગુણદોષ જોવાને અનેક દષ્ટિબિન્દુઓ મળશે એમ આશા રાખું છું.

× × × ×

આપણો નાયક કોઇ ગરીબ અને અપ્રસિદ્ધ કુટુંબમાં જન્મ્યો હતો. એનાં માબાપ ખાનદાન કુટુંબનાં હતાં પણ તે ખાનદાની જન્મની હતી કે કર્મની હતી તે તો ઇશ્વર જાણે. તેને પોતાનાં માબાપનો જરાએ અણસાર નહોતો...બચપણમાં તેને કોઇ મિત્ર કે સોબતી નહોતો. એક નાની સરખી ઓરડી, અને નાની નાની બારીઓ તે શિયાળે કે ઉનાળે કદી ઉઘડતી જ નહિ ..હાથમાં કલમ, આંગળીઓ ને હોઠ પણ શાહીવાળા, અને જ્યારે જુઓ ત્યારે એ છોકરો પાટલી ઉપર બેઠોજ હોય ! જ્યારે જુઓ ત્યારે સામે ટોપી ઉઘાડી જ હોય "સાચું બોલવું, મોટાંનું કહ્યું કરવું, સદ્ગુણ તરફ પ્રેમ રાખવો. "...એના એ કામથી કંટાળીને છોકરો જરા અચકાઇને લંબાવે કે પૂંછડી લાંબી દોરે તો એ પરિચિત કઠોર અવાજ જરૂર બોલે "વળી તોફાન" અને એ શબ્દો પછી પછવાડેથી લાંબાં જકડતાં આંગળાંથી કાન આમળાય ત્યારે એની એજ પરિચિત અણગમતી લાગણીઓ. એનું બાળપણ આવું ગયું હતું... પણ જીવનમાં બધું બદલાય છે. અને એક દિવસ સૂરજ ઊગતાં તેનો બાપ તેને ગાડી જોડી શહેરમાં લઇ ગયો...અહીં એક ઘરડી ડોસી તેમની સગી રહેતી હતી. તેને ત્યાં તેણે રહેવાનું અને શહેરની નિશાળે જવાનું હતું....

---

* નામોના ઉચ્ચાર ખરા હોવાની ખાત્રી નથી.

બીજે દિવસે તે નિશાળે જવા લાગ્યો. અભ્યાસની કોઇ પણ શાખા માટે તેનામાં ખાસ શક્તિ નહોતી પણ મહેનતુપણું અને ચોખ્ખાઈને માટે તે જાણીતો હતો. પણ એક બીજીજ દિશામાં, વ્યવહારની બાબતમાં, તેણે અદ્ભુત શક્તિ બતાવી. તે તરતજ પરિસ્થિતિ સમજી ગયો અને તેને નિશાળીઆ સાથે એવી રીતે વર્તતાં આવડી ગયું, કે તેઓ એની મહેમાનગતી કરે અને એ તેમની કદી ન કરે. અને કોઇવાર તેમણે કાંઈ ચીજ આપી હોય તો તે પોતે સંતાડી રાખી એના એ છોકરાઓને તે પાછી વેચાતી આપતો. નાનપણથીજ તે પોતાપર કાબુ રાખતાં શીખ્યો હતો. તેના બાપે તેને અરધો રૂબલ આપેલો હતો તેમાંથી તેણે એક કોપક પણ વાપર્યો નહોતો; તેથી ઉલટું એજ વરસે તેણે તેમાં કાંઇક ઉમેર્યું...... આવી રીતે પાંચ રૂબલ થયા તે તેણે એક કોથળીમાં મૂકયા અને પછી બચાવી બચાવીને તે બીજી કોથળીમાં મૂકવા લાગ્યો. પોતાના શિક્ષકો તરફ તે બહુ ડહાપણથી વર્તતો. પાટલી ઉપર એના જેટલો કોઇ શાન્ત બેસતો નહિ. કહેવું જોઇએ કે એમનો શિક્ષક શાન્તિ અને સારી વર્તણુકની ઘણી અગત્ય સમજતો અને હોંશિયાર અને મસ્તીખોર છોકરાને સહન કરી શકતો નહિ. એવા છોકરા પોતાની મશ્કરી કરે છે એમ તે માનતો. એક વખત જે છોકરો મશ્કરી કરતો જણાયો હોય તે છોકરો કવખતે માત્ર જરા હલે કે આંખનો પલકારો કરે તો પણ તેના પર શિક્ષકની ઠકા મરજી થઇ જતી. એવા છોકરાને શિક્ષક કાઢી મૂકતો અને દયા વિના સજા કરતો. તે કહેતો "તારું અભિમાન અને ઉદ્ધતાઇ હમણાં કાઢી નાખું છું હું નથી ઓળખતો એટલો હું તને જરે જર ઓળખું છું. તને ભાંખોડીઆં ઉભો રાખીશ અને ખાવા નહિ આપું"? અને બીચારા છોકરાંના ગોઠણ રહી જાય, દિવસોના દિવસો ભૂખ્યાં રહેવું પડે પણ શા સારૂ તે તેને ખબર ન પડે. તે કહેતો "હોંશિયારી અને બુદ્ધિ એ તો ગપ છે. હું તો વર્તણુક પરજ ધ્યાન આપુછું. કોઈ છોકરાને કક્કો એ ન આવડે પણ તેની વર્તણુક સારી હોય તો દરેક વિષયમાં હું તેને પૂરેપૂરા દોકડા આપું. પણ કોઇ છોકરો બેદિલી બતાવતો કે મશ્કરી કરતો જણાય તો તે સોલન કરતાં ડાહ્યો હોય તો પણ હું તેને મીંડું આપવાનો. "એ પ્રમાણે શિક્ષક કહેતો. ક્રિલોવ કહેતો કે "કોઇ ડાહ્યો ડમરો માણસ પોતાનું કામ ન સમજતો હોય તો તેના કરતાં પોતાનું કામ સમજતો હોય તેવો પીધેલો પણ સારો" અને તેથી તે શિક્ષકને તેના તરફ અત્યન્ત તિરસ્કાર હતો. પોતે જે નિશાળમાં શીખવતો તેમાં એટલી બધી શાન્તિ રહે કે એક માખી ઉડે તોપણ સંભળાય, આખા વરસમાં એક પણ છોકરો ઉધરસ ખાતો નહિ કે નાક છીંકતો નહિ, અને ઘંટ વાગે તે પહેલાં ઓરડામાં કોઈ છે એમ પણ ન જણાય એ બાબતનું વર્ણન મોઢાપર અને અવાજમાં સંતોષ બતાવી તે કરતો. ચિચિકોવ મહેતાજીનું મન જોઇ ગયો અને સારી વર્તણુક એટલે શું ને તરત સમજી ગયો. બીજાઓ પાછળથી ગમે તેવો ચોંટીઓ ભરે તોપણ તે કદી મટકું મારતો નહિ કે ભવાં પણ હલાવતો નહિ; ઘંટ વાગે કે તરતજ તે મહેતાજીની ત્રણ પૂણીયા ટોપી લેવા દોડતો; તેમને ટોપી આપ્યા પછી તે સૌથી પહેલો નિશાળ બહાર દોડી જતો અને રસ્તા ઉપર તેને એ ત્રણવ'ર મળવા પ્રયત્ન કરતો અને એ વખતે હમેશાં ટોપી ઉતારી નાખતો. આ યુક્તિ બરાબર સફળ થઇ, તે નિશાળમાં રહ્યો તે બધો વખત મહેતાજીના ચારે ય હાથ તેના પર રહ્યા અને નિશાળ છોડતી વખતે અભ્યાસની બધી શાખાનું પ્રમાણપત્ર, પદવીપત્ર અને એક ચોપડી તેને મળી. ચોપડી પર સોનેરી અક્ષરે લખેલું હતું: "અનુકરણીય ઉદ્યોગીપણું અને ઉત્તમ વર્તણુક માટે." નિશાળ છોડી તે વખતે તે જરા દેખાવડો જુવાન હતો અને તેની દાઢી હજામત કરવા યોગ્ય થઇ હતી. તે વખતે તેનો પિતા ગુજરી ગયો.

........લગભગ આ સમયે પેલો બિચારો શિક્ષક જે શાંતિ અને સારી વર્તણુકને બહુ વખાણતો હતો તે મૂર્ખતા માટે કે બીજી કોઇ કસૂર માટે બરતરફ થયો. શિક્ષક પોતાની દિલગીરી દારૂમાં ડૂબાડવા લાગ્યો પણ પછી પીવા જેટલા પણ પૈસા રહ્યા નહિ. મંદવાડ, લાચારી અને ખાવાનાં પણ સાંસાં પડતાં તેણે કોઈ ખુલ્લા અવાવરૂ ઘરમાં આશરો લીધો. અગાઉના જે મશ્કરા અને હોંશિયાર વિદ્યાર્થીઓ ઉપર તે ઉદ્ધત અને ઉચ્છૃંખલ હોવાનો વહેમ લાવતો તેમણે આ દયામણી સ્થિતિ

સાંભળને શિક્ષક માટે ઉઘરાણું કર્યું અને પોતાને જરૂરની ચીજો વેચીને પણ પૈસા ભર્યા. માત્ર એક પાવલુષ્કા ચિચિકોવેજ સ્થિતિના કારણસર માત્ર પાંચ કોપેક આપવા માંડ્યા અને પેલા વિદ્યાર્થીઓએ "જારે જા મૂંજી" કહી તે ફેંકી દીધા. પોતાના વિદ્યાર્થીઓએ પોતા માટે આટલું કર્યું એમ શિક્ષકે જાણ્યું ત્યારે બિચારે હાથ વતે મોં ઢાંક્યું અને એક લાચાર બાળકની માફક તેની આંખમાંથી દડ દડ આંસુ વહી ગયાં. નબળા અવાજમાં તેણે કહ્યું: "કબરના કાંઠા ઉપર ઇશ્વરે મને રડાવ્યો" અને જ્યારે તેણે ચિચિકૉવ વિશે સાંભળ્યું ત્યારે કડવો નિસાસો નાખ્યો અને ઉમેર્યું: "અરે, પાવલુષ્કા! માણસો કેવાં બદલાઇ જાય છે! અરે તે કેવો સદ્‌ગુણી છોકરો હતો! કદી તોફાન ન કરતો, રેશમ જેવો મુલાયમ! હું એનામાં છેતરાયો, ભયંકર છેતરાયો.!!"

× × × × ×

આ દિનચર્યા ઉપરથી વાંચનાર સમજી લેશે કે ઍન્ડ્રૂ ઈવાનોવિચ ત્યોત્યેતિનકૉવ એવા વર્ગનો માણસ હતો જે વર્ગ રશિયામાં પુષ્કળ છે અને જે આળસુ નકામા વગેરે તરીકે ઓળખાય છે. આવા પુરુષો જન્મથીજ આવા હોય છે કે જીવનમાં એવા ઘડાય છે તે હજુ પ્રશ્ન જ છે. હું ધારું છું કે તેનો જવાબ આપવા કરતાં ઍન્ડ્રૂ ઇવાનોવિચના બાળપણ અને કેળવણીની હકીકત કહેવીજ ઠીક પડશે.

બચપણમાં તે હોશિયાર અને શક્તિવાળો છોકરો
હતો અને કોઇવાર આનંદી અને કોઇવાર ગંભીર
સુભાગ્યે દુર્ભાગ્યે, તેને જે નિશાળે મો
શિક્ષક. કેટલીએક બાબતો
લક્ષણ હતો. એલેક્ઝા... ...ોવ,* એક સ્વાર્થી
...ડીઆ ...ી કાઢવાની ...ચપણ અને શિક્ષણનું
તેને અંગે ત.......શિક્ષકનું ચિત્ર છે. પછી કથાના
...ના એક બીજા ઍન્ડ્રૂ ઈવાનોવિચ નામના પાત્ર-
...શિક્ષણને અંગે તેના બે શિક્ષકોનું તેવુંજ બોધદાયક

આનંદી, નિરંકુશ અને મોજીલા લાગતા કે કોઇને
તાલિમ વિનાની, કાબુ વિનાની ટોળી જેવા દેખાય,
તે ભૂલ હતી. એ ટોળીમાં એક માણસની સત્તા
ભારે હતી. એવો એક પણ છોકરો નહોતો જે
તોફાની કે મસ્તીખોર હોય. છતાં પોતાની મસ્તી
દેવા પોતાની મેળે મહેતાજી પાસે ન આવે
મનમાં જે જે બનતું તે સઘળું તે જાણતો. દરેક
તમાં તેની કામ કરવાની રીત વિલક્ષણ હતી. તે કહેતો
વિદ્યાર્થીઓમાં મહાન આશયો જાગૃત કરવા એજ
અગત્યનું છે—આશયોથીજ માણસ આગળ કૂચ કરે
એમ તે કહેતો—તેના સિવાય માણસ ગતિમાંજ
આવતો. ઘણીખરી મસ્તી અને જંગલી સ્વભાવ
તે અંકુશ મૂકતોજ નહિ. બાળપણની મસ્તીને તે આત્મ
પ્રથમ ભૂમિકા માનતો. જેમ કોઈ કુશલ વૈદ્ય, રોગ
શરીરમાંથી એકદમ ઉપડી આવતાં ક્ષણિક
શાંત ચિત્તે તપાસે, તેમને દબાવવા પ્રયત્ન ન કરે
લક્ષપૂર્વક તપાસે અને એવી રીતે રોગીના
રોગનું નિદાન કરે તેમ તે આ રીતે બાળકની
શક્તિઓની પરીક્ષા કરતો.

તેના હાથ નીચે થોડાજ શિક્ષકો હતા; ઘણા
વિષયો તે જાતે શીખવતો અને કહેવું જોઇએ કે, ઘણા
પ્રૉફેસરો જે પાંડિત્યની ભાષા અને બડા બડા તોરો
રાખતા તે સિવાય જ ઘણા ઓછા શબ્દોમાં તે
રહસ્ય સમજાવી દેતો અને તેથી નાનામાં નાનો
પણ પોતે વિષય સમજ્યો જોઇએ એમ સમજી
છોકરાંને કે માણસે સૌથી અગત્યનું જાણવાનું
હોય તે તો એ પરિચિત વિદ્યા છે, જે જાણવાથી માણસ પોતાનાં
તોફાન" અને એ શબ્દો તે જાણવાને માટેજ માણસે,
ડનાં આંગળાંથી કાન અમળાઈ એ.
ચિત અણગમતી લાગણીઓ.:
હતું... પણ જીવનમાં બધું તેણે જુદેજ અભ્યાસક્રમ
દિવસ સૂરજ ઊગતાં તેનો બુદ્ધિસંપન્ન વિદ્યાર્થીઓને જ
શહેરમાં લઇ ગયો...અહીં એકાકી શક્તિવાળાઓને તે
સગી રહેતી હતી. તેને ત્યાં તેણે નોકરી લેવા દેનો આરંભ કે
નિશાળે જવાનું હતું.... ...ો જરૂર નથી. તેઓ
...અને ખટપટથી દૂર રહે તો

* નામોના ઉચ્ચાર ખરા હોવાની ખાત્રી નથી.

પણ શક્તિવાળા છોકરાઓમાં મારે ઘણું કામ કરવાનું છે" એમ તે કહેતો અને આ અભ્યાસક્રમમાં એલેક્ઝાન્ડર પેટ્રોવિચ જૂદો જ માણસ દેખાતો હતો; અને પહેલેથીજ તેમને ચેતવણી આપી દેતો કે અત્યાર સુધી સામાન્ય બુદ્ધિનીજ અપેક્ષા હતી પણ હવે તેમની પાસેથી ઊંચી બુદ્ધિની અપેક્ષા રખાશે; મૂર્ખોની મશ્કરી કરી શકે એવી બુદ્ધિ નહિ પણ દરેક અપમાન સહન કરી શકે તેવી અને ખીજાયા સિવાય મૂર્ખોને સહન કરી શકે એવી બુદ્ધિ જોઇશે. બીજા શિક્ષકો બચ્ચાંઓ પાસેથી જે અપેક્ષા રાખે છે તેવી તે આ ભૂમિકાએ રાખતો. તેને તે બુદ્ધિની ઉચ્ચતમ કોટિ કહેતો. આપત્તિઓમાં પણ અક્ષુબ્ધ રહેવું અને એવી ઉચ્ચતમ શાન્તિમાં હમેશાં રહેવું તેનેજ તે બુદ્ધિ કહેતો. એલેક્ઝાન્ડર પેટ્રોવિચે બતાવી આપ્યું કે પોતે જીવનવિદ્યા સમજતો હતો. જે વિષયો માણસને નાગરિક થવાને ઉપયોગી છે તેનીજ માત્ર પસંદગી થતી. જૂદી જૂદી કારકીર્દીઓમાં, સરકારી નોકરીમાં, કે ખાનગી ધંધામાં શું શું કરવાનું હોય છે તેના ઉપરજ ભાષણો અપાતાં. જીવનમાર્ગમાં જે જે નિરાશાઓ અને વિઘ્નો માણસોને આડાં આવે છે, જે જે ભયો અને પ્રલોભનો ખડાં થાય છે તે સઘળાં જરા પણ છાનાં રાખ્યા વિના તે ખુલ્લે ખુલ્લાં કરી દેતો. જાણે પોતે દરેક ધંધો કર્યો હોય અને દરેક હોદ્દો ભોગવ્યો હોય તેમ તે બધા વિષે પૂરેપૂરું જાણતો. ખરી રીતે તે જે ભવિષ્યનું ચિત્ર દોરતો તે લેશ પણ સુખમય ન હોતું. અજાયબ જેવું છે કે, તેમનામાં મહાન આશાઓ જાગૃત થયા હતા તેથી. કે 'આગળ ધસો' એ શબ્દ–જે દરિયામાં આશ્ચર્ય ઉત્પન્ન કરે છે–તે શબ્દ જ્યારે એ વિલક્ષણ શિક્ષક બોલતો ત્યારે તેના આંખમાંજ કાંઈ એવું દેખાતું તેથી, એ છોકરાઓ મુશ્કેલમાં મુશ્કેલ સ્થિતિઓ મેળવવા પ્રયત્ન કરતા, જ્યાં મજબુત હૃદય બતાવવાની જરૂર હોય જ્યાં કાર્ય અઘરામાં અઘરૂં હોય ત્યાં તેને માટે તલસતા. તેમના જીવનમાં એક પ્રકારનો અક્ષોભ હતો. એલેક્ઝાન્ડર પેટ્રોવિચ તેમને બધી જાતની કસોટીથી કરી જોતો, પોતાના કાર્યથી તેમજ બીજાં નિશાળીઆઓ મારફત અતિ દુઃખદ નિરાશાઓ ઊભી કરતો, પણ તે વરતી જઇને તેઓ વધારે સાવધાન રહેતા. અભ્યાસક્રમમાંથી બહુજ થોડા પારંગત થતા પણ એ થોડા ખરેખર સમર્થ પુરુષો હતા. અગ્નિ સોંસરા કાઢ્યા હોય તેવા હતા. નોકરીમાં જ્યાં બીજાઓ, કદાચ તેમના કરતાં વધારે હોંશિયાર હોય છતાં ટકી ન શકતા, અને નજીવી હેરાનગતિથી અકળાઇ જઇ નોકરી છોડી દેતા અથવા સાવધાન ન રહેવાથી બદમાશો અને લાંચખાઉઓના હાથમાં સપડાતા ત્યાં પણ ઘણી જોખમવાળી સ્થિતિમાં પણ એ વિદ્યાર્થીઓ ટકી રહેતા. પણ એલેક્ઝાન્ડર પેટ્રોવિચના વિદ્યાર્થીઓ માત્ર સ્થિર ટકી રહેતા એટલુંજ નહિ, પણ માણસ અને કુદરતના જ્ઞાનની તાલીમ લીધેલી હોવાથી પતિત અને પાપી ઉપર પણ ઉચ્ચ સંસ્કારો પાડતા.

પણ બિચારા એન્ડ્રે ઈવાનોવિચના નસીબમાં આ શિક્ષણ ભોગવવાનું નહોતું. ઉત્તમ વિદ્યાર્થી તરીકે ઉચ્ચતર અભ્યાસને માટે તેને પસંદ કરવામાં આવ્યો તે પછી તરતજ ઓચિન્તી આફત પડી; એ વિરલ શિક્ષક, જેના શાબાશીના એક શબ્દથી તેનું હૃદય મધુર કંપી ઉઠતું, તે એકાએક માંદો પડ્યો અને મરી ગયો. નિશાળમાં દરેક ચીજ બદલાઈ ગઇ. એલેક્ઝાન્ડર પેટ્રોવિચની જગાએ કોઇ ફ્રિઓડોર ઈવાનોવિચ આવ્યો. તે માયાળુ સ્વભાવનો અને કર્તવ્યનિષ્ઠ હતો પણ તેના અભિપ્રાયો બહુ જૂદા હતા. પહેલા વર્ગના વિદ્યાર્થીઓની સ્વાભાવિક રીતભાતમાં તેને નિરંકુશતા જણાઇ. તેણે બહારની તાલીમ દાખલ કરી, નાનાં બચ્ચાંએ મૂંગી ચુપકી રાખવી જોઇએ અને કોઇ પણ સ્થિતિમાં બબ્બેની હાર છોડી નહિ ચાલવું જોઇએ એવો આગ્રહ કર્યો; અને ફૂટપટ્ટી લઈ બે હારો વચ્ચે અને બે વિદ્યાર્થીઓ વચ્ચે કેટલું અંતર રહેવું જોઇએ તે પણ માપવા માંડ્યું. દેખાવને માટે તેણે વિદ્યાર્થીઓના શરીરની–બુદ્ધિની નહિ–ઉંચાઇ પ્રમાણે તેમને ટેબલ આગળ ગોઠવ્યા તેથી ગધેડાઓ ફાવી ગયા અને હોંશિયારો પાછળ રહી ગયા. આથી, અને ખાસ કરીને જ્યારે નવા મહેતાજીએ, આગળના મહેતાજીનું જાણી જોઇને અપમાન કરતો હોય તેમ, જાહેર કર્યું કે વિદ્યાર્થીની બુદ્ધિ અને અભ્યાસની સફળતા પોતાની નજરે કંઇ વિસાતમાં નથી, પોતાની નજરે સારી વર્તણુક જ વધારે અગત્યની છે, કોઇ છોકરાને પાઠ ન આવડતો હોય પણ તેની વર્તણુક સારી

હોય તો તેને પોતે હોશિયાર વિદ્યાર્થી કરતાં વધારે પસંદ કરે, ત્યારે ચોતરફ અસંતોષ ગણગણી ઉઠયો. પણ ફિયોડોર ઈવાનોવિચ પોતાનો ઉદ્દેશ પાર પાડવામાં ફતેહમંદ થયો નહિ. છાનું તોફાન ચાલવા લાગ્યું, અને આપણે જાણીએ છીએ તેમ, ખુલ્લા તોફાન કરતાં છાનું તોફાન ઘણું ખરાબ છે. દિવસે સખતમાં સખત તાલિમ પળાતી પણ રાત્રે ધિંગામસ્તી થતી.

ઉપલા વર્ગમાં બધું ઉંધુંચત્તું થઇ ગયું. સારામાં સારા હેતુથી તેણે તદ્દન બિનલાયક ઉપાયો કામમાં લીધા. નવા વિચાર અને નવી દૃષ્ટિવાળા શિક્ષકો તેણે કામે લગાડયા. તેઓ પાંડિત્યથી ભાષણ આપતા અને શ્રોતાઓ ઉપર નવાં શબ્દો અને વાકયો ફેંકતા; તેઓ નિષ્ણાત હતા અને નવીનમાં નવીન પદ્ધતિથી વાકેફ હતા, પણ અફસોસ! તેમના શિક્ષણમાં પ્રાણ નહોતો. જે વિદ્યાર્થીઓ સમજતા થયા હતા તેમના પર તે જડ ઢગલા માફક પડતું. બધું બગડવા લાગ્યું. પણ સૌથી ખરાબ એ થયું કે વિદ્યાર્થીઓને નિશાળના અધિકારીઓ માટે માન ન રહ્યું. તેઓ મુખ્ય મહેતાજીને ટૂંકા 'રોટલો' કહેવા લાગ્યા અને કંઇક નામો આપવા લાગ્યા; અંતે સ્થિતિ એવી આવી કે ઘણા છોકરાઓને કાઢી મૂકવા પડયા.

ઍન્દ્રે ઇવાનોવિચ નરમ સ્વભાવનો હતો. પોતાના સોબતીઓની રાતની ધિંગામસ્તીમાં ભાગ ન લેતો. તે લોકો..........મુખ્ય મહેતાજીએ વારંવાર દેવળમાં જવાનો આગ્રહ કરવાના કારણને લીધેજ ધર્મની મશ્કરી કરતા. પણ તેનામાં ઉત્સાહ ન રહ્યો. તેનામાં મહાન આશયો જાગૃત થયા હતા પણ કરી ક્રિયા નરોની તેમ જીવનનો માર્ગ નહોતો. તેનું હૃદય જાગૃતજ ન થયું હોત તો વધારે સારૂં. અધ્યાપકો ભાષણના ઓરડામાં રાતાપીળા થઇ જતા. તેમનાં ભાષણો તે સાંભળતો, અને તેને પોતાનો શિક્ષક યાદ આવતો, જે ગરમ થયા વિના બીજા સમજી શકે તેમ બોલતો. તેણે રસાયનશાસ્ત્ર, ન્યાયની ફિલસુફી ઉપરનાં ભાષણો સાંભળ્યાં. અધ્યાપકો રાજકારણની ગુંચવણમાં ઘણા ઊંડા ઉતરતા અને માણસના ઇતિહાસની ભવ્ય બૃહત્કલ્પના કરતા કે કોઇ જર્મન શહેરમાં મજુર મંડળોની ઉત્પત્તિ અને વિકાસનો વિષય ત્રણ વરસે માંડ ચર્ચી શકતા. આ બધાના કાંઇ ભાંગ્યાતૂટયા આકાર રહિત કકડાઓ જ માત્ર તેના માથામાં ભરાઇ રહેતા. તેનામાં સ્વાભાવિક સમજણશક્તિ હતી તેથી તે સમજી શકયો કે એ શિક્ષણનો ખરો રસ્તો નથી એટલું સારૂં થયું. પણ ખરો રસ્તો કયો તે તે બતાવી શકયો નહિ. તેને વારંવાર અલેકઝાન્ડર પેટ્રોવિચ યાદ આવતો અને ત્યારે તે એટલો ગમગીન થઇ જતો કે દુઃખના માર્યા શું કરવું તે તેને સૂઝતું નહિ.

અનુવાદક રામનારાયણ વિ. પાઠક

# રા. નરસિંહરાવ અને તેમની કવિતા

"કાવ્ય સાહિત્ય એ મનુષ્યના નવીન જીવનનો સર્વથી મધુર આલાપ છે. શબ્દ એ તેનું વસ્તુકારણ છે, પ્રલયશાહી વાક્ય એ રૂપકારણ છે, સત્ય એ શક્તિકારણ છે અને જીવન વિકાસ એ હેતુકારણ છે."

કાન્ત

કવિ વાલ્મીકી એકવાર એક ક્રોંચના યુગલનો તેમના સ્નેહના પરમ ઉત્કૃષ્ઠ કાલમાં, તેમના સહચારના વિરલ સુખમાં, વધ થતો જોયો. અને જે ક્રૂરતા અને સ્વાર્થી નિષ્ઠુરતાથી એ ભંગ પડયો હતો તેણે તેમના હૃદયમાં તીવ્ર ઉદ્દીપન કર્યું અને મુખમાંથી કેટલાક ઉદ્દ્ગારો સરી પડયા. આ ઉદ્દ્ગારો તે આપણા આદ્ય-કવિનો આદ્યશ્લોક. આ કાંઈ કેવલ ઇતિહાસ નથી. એ ન્હાની સરખી વાતમાં કાવ્યના સંભવનું એક ગંભીર અને ઉંડું સત્ય રહેલું છે. ઘણા કબૂલ કરશે કે કોઇ પણ સાહિત્યના ઉદ્દ્ગારમાં જ્યાં સુધી એક પ્રકારની ઉર્મિલતા આવતી નથી ત્યાં સુધી તે કવિતા નથી. તેમજ મૃદુલ હૃદયો પોતાનાં તીવ્ર ઉદ્દીપનોનો આવિષ્કાર સાહિત્યમાં ગદ્યદ્વારા નહીં પણ પદ્યદ્વારાજ વધારે સફલતાથી કરે છે. કાવ્યની ઉત્પત્તિ વિષે વિચાર કરતાં માલુમ પડશે કે મનુષ્યની નૈસર્ગિક વૃત્તિઓ અને લાગણીઓ, પ્રથમ વાગ્વ્યપાર- શોધાયો, ત્યારે કાવ્યદ્વારા મુખ્યત્વે પ્રદર્શિત થતી. સાહિત્યના ઇતિહાસમાં કાવ્યની ઉત્પત્તિ પ્રથમ અને ગદ્યની તે પછી છે. કુદરતના અપ્રતિહત સહચારથી મનુષ્ય જેમ જેમ દૂર જતો ગયો તેમ તેમ કવિત્વ પણ તેનાથી દૂર થતું ગયું. જે રીતે ભાષાદ્વારા મનનું વલણ પ્રકટ થવા માંડયું ત્યાર પહેલાં મનુષ્ય મનુષ્યની ન્હાના મોટા અવાજોથી ભાવ વ્યક્ત કરવાની શક્તિ ખીલીને અંતે સંગીત બન્યું તેવી રીતે એ અવાજ કહાડવાના પ્રયોગદ્વારા માણસે સ્વરો અને વ્યંજનો શોધ્યા અને વિચારવિનિમય વગેરે માટે એ સાધનનો ઉપયોગ કરતાં કરતાં ભાષા રચી. ત્યાર પછી જેમ જેમ મનુષ્યનું જીવન વધારે સંસ્કારી થતું ગયું તેમ તેમ ઐહિક પદાર્થો તરફના વલણનું બુદ્ધિ ગમ્ય અને ઇંદ્રિય ગમ્ય ઉચ્ચતર વિલાસોમાં તેની વૃત્તિઓનું રૂપાન્તર થવાને પરિણામે સાહિત્યનો જન્મ થયો. અને પ્રત્યેક દેશના સાહિત્યમાં પ્રથમ કાલ પદ્યનો અને પછી ગદ્યનો.

વાગ્વ્યાપારથી મનુષ્ય તેની ચિત્તવૃત્તિનાં બે અંગોને પ્રકટ કરે છે. એક મગજ અથવા મન અને બીજું હૃદય અથવા પ્રાણ. અને વધારે ઉંડી વ્યાખ્યા અને વિવેચનોમાં ઉતર્યા સિવાય આપણે એમ કહી શકીએ કે વાણીમાં જે વિચારદ્વારાએ મગજનું માત્ર નિરૂપણ કરે છે તે ગદ્ય અને જે ઉર્મિદ્વારાએ હૃદયનું નિરૂપણ કરે છે તે પદ્ય. એ પદ્યમાં જ્યારે લાલિત્ય અને કલાનો વિનિયોગ થાય ત્યારે તે કવિતા બને છે.

કવિતાની વ્યાખ્યા એમ કરી શકાય કે પરિપૂર્ણ કવિતા તે મનુષ્યના હૃદયનું મૂર્તિમંત અને કલામય સ્વરૂપમાં ડોલનમય અને ઉર્મિલ વાણીદ્વારા નિરૂપણ છે. બેશક આ વ્યાખ્યા સંપૂર્ણ નથી પણ પ્રસ્તુત ચર્ચાને અંગે એ વિષયમાં વધારે ઉંડા ઉતરવાની જરૂર પણ નથી.

ગુજરાતમાં કવિતાની આ ભાવના હજી જોઇએ તેવી વિકાસ પામી નથી તેમ પ્રચલિત પણ થઇ નથી.

કવિતા એ આખા રાષ્ટ્રના સ્વભાવનું પ્રતિબિમ્બ છે. પરંતુ એવી કવિતા અત્યારે અહિં નથી. ગુજરાતના આદ્યકવિ નરસિંહ મહેતાનાં કાવ્યો ભક્તિભાવથી પ્રેરાયેલાં હતાં. તેની વાણીનો પ્રવાહ સ્વાભાવિક અને અસ્ખલિત હતો અને આજે પણ લોકભોગ્ય ગીતોમાં મહેતાનાં પદો ઘણાં છે. એ ભક્તિયુગ. ત્યાર પછી પ્રેમાનન્દ અને સામળ વગેરેએ કવિતા જેવી ભાષામાં વાર્તાઓ અને આખ્યાનો લખ્યાં. ત્રીજા યુગમાં દયારામ થયા તેમણે લાલિત્યનો અંશ દાખલ કર્યો જે ત્યારપછી કેવળ શબ્દરચના ઉપરના પ્રભુત્વને લઇને દલપતરામે વૃદ્ધિગત કર્યો. પરન્તુ દલપતરામ વિદેહ થયા તે પહેલાંજ કવિ નર્મદાશંકરે એક નવીન કાવ્યસાહિત્યનો યુગ શરૂ કીધો હતો. તેમણે ગદ્યને પણ સંસ્કારી બનાવ્યું. અંગ્રેજી અભ્યાસની સરલતા થતાં પાશ્ચાત્ય કવિતાનો ઘણે અંશે અપૂર્વ કાવ્ય-સાહિત્યનો ભંડાર ગુજરાતના વિચક્ષણ પુરૂષો સમક્ષ રજુ થયો. નવલરામ જેવા સમાલોચકે બધાજ વિચારોને પૂર્ણ દશામાં લાવવા અને કલાની ભાવના પોષવા પ્રયત્ન કર્યો તેની સાથેજ અનેક ઉત્તમ સાક્ષરરત્નો ગુજરાતમાં પાક્યાં. ગોવર્ધનરામ, મણિલાલ, બાલાશંકર, હરિ હર્ષદ ધ્રુવ, નરસિંહરાવ વગેરે.

મણિલાલ અને બાલાશંકરે ઈંગ્રેજી, ફારસી અને સંસ્કૃતનો તેમની કવિતામાં મનોહર સંયોગ સાધ્યો ત્યારે નરસિંહરાવે એક માત્ર શુદ્ધ સંસ્કૃતને વળગી રહીને ઈંગ્રેજી લિરિકો ગુજરાતીમાં ઉતારવા અથાગ પરિશ્રમ કીધો. આ પ્રત્યેક કવિના ગુણનું મૂલ્ય તેઓ તેમના લેખની ગુજરાતના હૃદય ઉપર જે અસર મૂકી ગયા છે તે જોતાં વધારે સરલતાથી આંકી શકાશે. કારણ કે મનુષ્ય વેપારશાહી કે એવી અધોગામી પ્રવૃત્તિમાં પડી જ્યાં સુધી નિષ્ઠુર બની ગયો નથી ત્યાં સુધી તેની ઉપર કવિતાની અસર અદ્‌ભુત છે. અને સામાન્ય રીતે આખા દેશ ઉપર તેની કવિતાની અસર ઘણીજ પ્રબલ અને ઘણી ઉંડી હોય છે. અને તેટલાજ માટે કવિ એ દેશનું એક મ્હોટું પ્રેરક બલ બને છે.

આપણે એ પ્રશ્નો પૂછી શકીએ કે કવિ કોણ ? તેનાં આવશ્યક લક્ષણો કયાં ? કવિતાની ઉત્પત્તિ શા માટે ? અને તેનાં આવશ્યક લક્ષણો કયાં ? કલાપી એક જગાએ કહે છે કે કવિ કવિ છે કારણ કે તે ઉદાર છે. માત્ર કવિતા રચવાથી કવિ થઈ શકાતું નથી; પણ તે ઉપરાન્ત બીજા ગુણો કવિમાં આવશ્યક છે. શેલિ કહે છે કે 'કવિ, વિચારના પ્રકાશમાં છુપાયેલો, દુનિયાએ જે આશાઓ અને ભીતિઓની અવગણના કરી છે તેનીજ 'અનુકમ્પામાં તે પ્રવૃત્ત થાય ત્યાં સુધી માગ્યા વગર સ્તોત્રો ઉપર સ્તોત્રો વરસાવતો રહે છે.' તેટલા માટે માત્ર કવિતા રચનાર કવિ નથી પરન્તુ જે ઉદાર છે, જે જગત્ તરફ અતિશય સાનુકંપ છે, જેના હૃદયમાં ન્હાના લાગતા બનાવો અને વસ્તુઓ મોટો અંતઃક્ષોભ જગાવે છે અને જે અવલોકન અને અનુભવમાંથી એક નવીન સૃષ્ટિ સર્જે છે તે કવિ છે. કવિતા રચવી એ કવિનું ધ્યેય નથી પણ કેવળ સાધન જ છે.

એટલા માટે કવિતાની આવશ્યકતા ઉભી થાય છે. અને તેની ઉત્પત્તિનાં ચાર કારણો સ્પષ્ટ સમજતાં કવિતા અને અકવિતાનો ભેદ વધારે સ્પષ્ટ થશે. કારણ કે કવિતા એ પોતાની અંદરના સત્યની શક્તિ વડે જીવનવિકાસ કરનાર પ્રલયવાહી શબ્દોનાં વાક્યોથી બનેલી છે. એ જોતાં આપણને કવિતાનાં કેટલાંક આવશ્યક લક્ષણો પ્રાપ્ત થાય છે. કે [૧] એ સ્વાભાવિક અને સ્વયંભૂ જોઈએ, [૨] તેની વાણી ડોલનમય અને ઉર્મિલ જોઇએ, [૩] માનવ ચિત્તનું નિરૂપણ મૂર્તિમન્ત અને કલામય જોઈએ અને [૪] તેમાં સત્યની શક્તિ અને જીવનવિકાસનો હેતુ જોઇએ. જે આવી કવિતા સ્વયંભૂ રીતે ઉપજાવે છે તે કવિ છે. એટલે આપણે હવે કવિનાં આવશ્યક લક્ષણો પણ નિર્ણીત કરી શકીશું. [૧] ચિંતનશીલતા [૨] અનુકંપા [૩] સત્યોપલબ્ધિનું બલ [૪] ઉદારતા [૫] કલામયતા અને [૬] નૈસર્ગિક ડોલનમય વાણી.

આ દૃષ્ટિએ જોતાં ગુજરાતમાં કવિઓ નથી. જો કે ઉપલા ગુણોમાંથી કેટલાએક ગુણો આપણા કવિઓમાં છે. પરન્તુ અત્યારે પણ ગુજરાતના કવિઓમાં નરસિંહરાવનું સ્થાન અગ્રણી છે. 'કવિતા અને સાહિત્ય'

નામના પુસ્તકમાં તેમનાં અતિશય વખાણ થયાં છે તે કેટલે અંશે યોગ્ય છે તે હવે જોઇશું. છતાં નરસિંહરાવની કવિતા ગુજરાતી કવિતામાં ઉન્નત અને વિરલ સ્થાન ભોગવે છે તેમાં કશી શંકાનું પ્રયોજન નથી.

રા. રમણભાઈ એમના લેખમાં લખે છે, "માટે ગુજરાતી કવિતામાં કુસુમમાળાને અમે પ્રથમ પદવી આપીએ છીએ...નરસિંહ મહેતાની કવિતા બાલ્યાવસ્થામાં છે....સુંદરતાના સરોવરમાંથી તે આચમન જ કરે છે. પ્રેમાનન્દની મનોહર કલ્પના બહુ દૂર ફરી ન વળતાં પોતાના ચક્રમાંજ નિરંતર નૃત્ય કરે છે. સામળને કહાણીઓ કહેવાનું અને સાધારણ વહેવારના બનાવો એકઠા કરવાનું પસંદ છે એટલે એને મૂકી દેવામાં અન્યાય નથી....આ માટે વિસ્તારથી વહેતી ખરેખરાં કાવ્યની સરિતા તો કુસુમમાળાજ છે એમ અમારૂં ધારવું છે. રા. નરસિંહરાવની કલ્પના જેટલી વિશાળ અને દૂર પહોંચનારી છે તેટલીજ તે લલિત અને મનોહર છે. તેનો વાસ જ સુન્દરતાના સરોવરમાં છે. એમની કલ્પનાને હૃદયની ઉર્મિ ઘડીઘડી આવી મળે છે અને બન્ને મળી રસને સમગ્ર કરે છે. ભાવનું દર્શન આપવાની એમની ઘણુંખરૂં એકજ રીતિ છે પણ તે કળામાં કદિ દોષ આવતો નથી. ચિત્રરચનાની કુશલતા જે બાયરનમાં પણ નહોતી તે રા. નરસિંહરાવમાં સંપૂર્ણ ને ઉત્કૃષ્ટ છે."

આ વચનોને અતિશયોક્તિનો દોષ લાગુ પાડી શકાય તેમ નથી. છતાં એ ભિન્ન કાલે અને ભિન્ન દેશમાં થયેલા કવિઓની સરખામણીમાં ઉંડું તત્ત્વ ભાગ્યેજ હોય છે. એટલુંજ નહીં પરન્તુ એવી સરખામણીને પરિણામે કોઇપણ નિશ્ચયાત્મક નિર્ણય આપી શકાય જ નહીં. નરસિંહ મહેતાની કવિતા બાલ્યાવસ્થામાં છે એમ કહેવું ભ્રમમૂલક છે; વસ્તુતઃ નરસિંહ મહેતાના વખતમાં ગુજરાતી કવિતા બાલ્યાવસ્થામાં હતી એમ કહેવું જોઇએ. અને તેમ છતાં ગુજરાતમાં નરસિંહ મહેતાની કવિતા જેટલી ગવાય છે અને યાદ રખાય છે તેટલી નરસિંહરાવની યાદ રખાતી કે ગવાતી નથી એ વાત નરસિંહરાવને નરસિંહ મહેતા કરતાં ભૂલમાં ઉત્તમ ગણી લેનારે ભૂલવી જોઇએ નહીં. ચિત્રરચનાની કુશલતા બાયરનમાં પણ નહોતી તેવી નરસિંહરાવમાં છે એ વાક્ય હવે જ્યારે નરસિંહરાવનાં હૃદયવીણા, નૂપુરઝંકાર, સ્મરણસંહિતા બહાર પડેલાં છે અને એ લખાયા પછી કાવ્યસાહિત્યમાં પણ જ્યારે ઘણો નવીન ઉમેરો થયો છે ત્યારે સાચું રહેતું નથી. અને છતાં નરસિંહરાવના જેવી ચિત્રરચનાની કુશલતા કોઇનામાં નથી એટલુંજ સિદ્ધ કરવા માટે બાયરનનું નામ મુકવાની જરૂરજ નહોતી. હોમર, ચોસર, વર્જિલ, ગટે, શેક્સપિયર, ટાગોર, યેટ્સ ગમે તે એકનું કે વધારેનું નામ ચાલી શકત. વળી તેઓ કહે છે કે વિસ્તારથી વહેતી ખરેખરી કાવ્યની સરિતા તો કુસુમમાળાજ છે. પરન્તુ એ ઉપમા ત્યાં પૂરી થતી નથી. કાવ્યનો ઘોષ પણ સરિતાના જેવોજ અસ્ખલિત અને પ્રવાહી જોઇએ, એ જોતાં કાવ્યને સરિતા કહેવામાં ઔચિત્ય છે. પણ વધારે એમ પણ કહેવાયું છે કે એ કાવ્યસરિતા હૃદયના ગિરિમાંથી નીકળેલી છે. ઉપમાથી કાંઈ હમેશાં સત્યનું દર્શન થતુંજ નથી છતાં, હૃદયગિરિમાં આવતો સુરુચિભંગ બાદ કરતાં પણ જે હૃદય પત્થરસમા કઠોર પદાર્થનું બનેલું હોય તે કવિનું હૃદય જ નથી. વસ્તુતઃ કાવ્યની સરિતા તે સ્થૂળ સરિતાની માફક પર્વતમાંથી નહીં પરન્તુ પરમ આર્દ્ર અને નિર્મલ એવાં હૃદયનાં ઉર્મિભર્યાં સરોવરમાંથી નીકળવી ઘટે. પ્રેમાનન્દનાં કાવ્યો સર્વાનુભવરસિક કહેવાયાં છે અને રા. નરસિંહરાવનાં સ્વાનુભવરસિક. ત્યારે એ બન્ને ભિન્ન કક્ષામાં રહેલા કવિઓની તુલનાને અંતે કોઇનેય બીજા કરતાં ઉત્તમ કહી શકાય નહીં. અને જેઓએ બાયરનનાં કાવ્યો પણ વાંચ્યાં હશે અને રા. નરસિંહરાવનાં કાવ્યો પણ વાંચ્યાં હશે તેઓ કદી જ રા. રમણભાઇનો મત સ્વીકારશે કે કેમ એ શંકાસ્પદ છે. એ તો તુલનાનો વિષય છે માટે અહિં અપ્રસ્તુત છે છતાં આ પ્રશંસા કેટલી સાચી છે તે રા. નરસિંહરાવનાં કાવ્યોના અભ્યાસથી તરત જોઇ શકાય છે અને એ આ લેખમાં પ્રયાસ છે. રા. નરસિંહરાવના પ્રથમ પુસ્તક- કુસુમ-

માળામાં ઉત્તમ પ્રતિનાં સુન્દર કાવ્યો બે છે. મધ્યરાત્રિએ કોયલ અને ચન્દા. મધ્યરાત્રિએ કોયલમાં જેવી ક્રિયા છે તેવુંજ સ્વરૂપ છન્દ ધારણ કરે છે. " અનિલ...સહુ " " હા વિરમિ:...ટુહુ " આ પંક્તિઓનો પ્રવાહ સ્વાભાવિક અને અસ્ખલિત છે. અને છન્દના ડોલનથી અર્થને પુષ્ટિ મળે છે. તે પ્રમાણે "ઉછળતી આનંદરેલે..." "ભૂલી ભાન..." એ પંક્તિઓ પણ સુન્દર છે. કાવ્યનો વિષય ઘણો નાનો છે છતાં એ ઉત્તમ કૃતિ છે જો કે આટલી સરખી કવિતા પણ છેક દોષમુક્ત નથી. " સૃષ્ટિ સઘળી શાન્ત રાખી મૂજનેજ જગાડતો" તેમાં મ્હનેનું મુજને નહીં પણ દીર્ઘ ઉચ્ચાર સાથે મૂજનેજ કરવાથી કર્કશતા આવે છે. રા. નરસિંહરાવનું 'મમત્વ' તેમની કેટલીક ઘણી સારી કવિતાનું સૌંદર્ય હરી જાય છે. તુજ ભક્તનેજ કે એવા અર્થના શબ્દો કેટલા વધારે દીપત પણ તેને બદલે અહીંતો એ મમત્વની અજ્ઞાત લીલાવડે મુજ પણ દીર્ઘત્વ પામી મૂજ થાય છે. બીજી એક જગ્યાએ 'આ શાંતિ અધિક વધારતું' તેમાં પુનરૂક્તિ આવે છે. અધિક કરવું એટલેજ વધારવું. અધિક વધારવું કહેવાથી વાણીમાં ગૌરવ આવતું નથી પણ જાય છે. ચન્દાની કવિતા એથી પણ ઉત્તમ પ્રતિની છે; તેમાં પણ બાલાના નૃત્ય જેવો વિષય હરિગીત કાવ્યના વિષયની સુન્દરતામાં ઉમેરો કરે છે. પરન્તુ એ બેને બાદ કરતાં આટલી ઉત્તમતા તેમનાં બીજાં કાવ્યોમાં છે ખરી ?

રા. રમણભાઇ કહેછેઃ—રા. નરસિંહરાવની વિશાળ કલ્પના ગંભીર ભાવ ધરી અજવાળી મધ્યરાત્રે નદી કિનારે પસરેલા " કંઇ ગૂઢ અલૌકિક સત્ત્વ જેહ નવ જાય કળ્યું " નું ભાન કરાવે છે અને વિરલ ઉત્તમ કવિત્વવૃત્તિમાં આવી વિનંતી કરે છે કે " ઓ સરિતા ! ને ઓ ચંદ્ર ! રજનિઓ ! દિવ્યજનો ! ઓ તરૂરાજ તણું વૃન્દ સત્ત્વ એ દાખવજો "... વગેરે.

રા. રમણભાઇ જેને રા. નરસિંહરાવની વિશાળ કલ્પના કહે છે તે કેટલી વિશાળ છે તે જોઇએ. એક રા. નરસિંહરાવની વિશાળ કલ્પનાને બધી જ ગતિ કાં તો નાચતી અથવા રમતી જ લાગે છે. ઉદાહરણ તરીકે (૧) નાચે ગાન કરી અમીનું ઝરણું (૨) દિવ્ય વને રમે ઝરણું એ (૩) આ શિલા ઉરે નાચતું ગાન કરી (નદી કિનારે) વ્હેળિયું (૪) સરવરમાં મૃદુ લહર પવન નચવે શી પેલો ( સરોવરમાં ઉભેલો બગ ) (૫) ગાન મધુરે કરી ઉછરંગે હર્ષ નદી નાચતી (સરિત્સંગમ) (૬) એક તટકુંજ કુસુમો અનેક નચાવે તરંગમાં (૭) મધુર સુર રમે પવન શું (૮) ફુલડાંમાં જે રહ્યો નાચતો ગંધ મધુરો સર્વ ફુલડાં મહિં એક જે રમંતો. (૯) નદી જતી નાચતી તે પણ ત્યાં ભટકે ( બહુરૂપ અનુપમ પ્રેમ ધરે ) (૧૦) બની ગાન શિલા મહિં નૃત્ય કરે (સદર) (૧૧) ગંધ, બની તે હરખે રમતો રસિલો (૧૨) સુગંધ સિન્ધુ વિશાળ સતત રમતો લહરીએ. (કવિતા કરવામાં જ કવિનું સુખ) (૧૩) ચાંદની, રમે રમત લહરીની સંગ (૧૪) નદી, ગાન કરંતી ઝીણું, નાચે મંદ જે ( નદ નદી સંગમ ) (૧૫) સ્મિત મંદ રમે કુસુમે કુસુમે (૧૬) સહુને મુખકૌતુક હર્ષ રમે વગેરે. અહીં કોઇ એમ કહે કે કવિને એવો જ અનુભવ થતો હશે, અથવા એમ જ કહેવું યોગ્ય છે તો તેનો જવાબ એ છે કે જે વાત એક જગ્યાએ તેની વિશિષ્ટતાને લીધે યોગ્ય હોય તે તે જ કારણથી બીજે બધે સ્થળે અયોગ્ય થઇ પડે છે. વળી રા. નરસિંહરાવની વિશાળ કલ્પના એમ સમજે છે કે જ્યોતિ કે પ્રકાશ કાં તો સ્મિત કરતો અથવા હસતો હોય છે. ઉ. ત. (૧) હશી મન્દ તે ભણી લગીરે મન તે ન ધરે (કાળચક્ર) (૨) કો સ્થળ જઈ શામળું સહુ હસે ભૂરૂં કો સ્થળમાં (૩) નવ દીસે કો સ્થળે કલેશ નિરંતર હર્ષ હસે ( નદી કિનારે ) (૪) એક સ્મિતમય ક્ષેત્રોની ભૂમિ મહીંથી ચાલતી, હાસમય રચનાની મધ્ય વહીને મ્હાલતી (૫) શીળા ચંદામાં ચળકતી એક કદી કદી શી હસે ( સરિત્સંગમ ) (૬) લીલાં ખેતર વિષે હસે વળી વર્ણ રસીલો (૭) વૃષ્ટિવિપદ આ સહે સૃષ્ટિ કંઇ હાસ કરંતી (૮) ને વનભૂમિ રસીલી હશી શી અધિક ઉલ્લાસે ( મેઘવૃષ્ટિવાળી એક સાંઝ ) (૯) લીલી વનભૂમિ મંદમંદ મીઠું હસે (૧૦) લોપી દઇ આનંદ રંગ જે આ હસે (૧૧) ચંદા હસતી આમ...(એક અદ્ભુત દેખાવ ) (૧૨) ચંદા ચળકતાં સ્મિતો વ્યોમ જે વેરંતી

( અનુત્તર પ્રશ્ન ) (૧૩) ઉપર નભ નિરખે સ્મિત કરી ( અસ્થિર અને સ્થિર પ્રેમ ) (૧૪) ફેલાઇ ચોપાસ હાસ ગભીરૂં કરતું ( પ્રેમસિન્ધુ ) (૧૫) કદી જૂઇ કુસે વશી હાસ કરે (બહુરૂપ અનુપમ પ્રેમ ધરે) (૧૬) ઉચું આકાશ હસે મુજબાળી નિહાળી ( કવિતા કરવામાં જ કવિનું સુખ ) (૧૭) શું અનંત કરેણુ કુસુમ હસે (૧૮) રમતાં રમતાં શું હસે જ હસે (૧૯) ખેતર સઘળાં હાસ કરંત ( વિધવાનો વિલાપ ) (૨૦) ને સૂર્ય તેજ હશી મન્દ તહીં સુતું ' તું ( હૃદય પ્રતિબિમ્બ ) વગેરે. આ થોડાં અવતરણો ઉપરથી એક વાત સ્પષ્ટ થશે કે આ કલ્પના વિશાળ હોય તોપણ તેમાં વિવિધતા નથી જ. અને એમ પણ લાગશે કે તેમની શૈલી ઘણીવાર એકલસુરી અને કૃત્રિમ છે. એકનો એક વિચાર વારંવાર આવ્યા કરે તો કટાળો ઉપજે જ; પણ અહિં વિચાર વારંવાર એકનો એક છે એટલું જ નહીં પણ ઘણી વાર તો સ્વરૂપ પણ એકનું એક જ હોય છે.

ઉ. ત. (૧) ધ્યાન ધરંતો ઉંડું પડયો નભ ભણી નિહાળે સિન્ધુરાજ...(કાળચક્ર) (૨) આ રવિવિણ વ્હેતી સરિત શાન્તનીરા સતી કંઇ ધ્યાન ધરંતી ઊંડુ ગભીર ધરે મૂર્તિ ( નદી કિનારે ) (૩) મધ્યરાત્રિને સમે ધ્યાન ધરતું કંઇ ન્યારૂં ( ૪ ) ધ્યાન ધરંતાં કદી શાન્ત નદી રેલે જ્યારે. આ બધા પ્રયોગો એકવાર થાય ત્યાં સુધી નવીનતા છે, બેવાર થાય ત્યાં સુધી ક્ષમ્ય છે પણ વારંવાર થાય ત્યારે તો એ ટેવ પડી જવાથી થયું એમ જ ગણાય, અને માટે તે કલ્પના નથી કારણ કે નવીન નથી. એટલું જ નહીં પરન્તુ જ્યારે સૌંદર્યનું લક્ષણ ક્ષણે ક્ષણે નવીન સ્વરૂપ ધારણ કરવાનું કહેવાયું છે ત્યારે અહીં તો ક્ષણે ક્ષણે એક જ સ્વરૂપ આવે છે એ સુન્દર કહેવાય કે નહીં તે વિચક્ષણ લોકોને કહેવું પડે તેમ નથી.

રા. નરસિંહરાવની ભાષામાં કવિત્વમયતા આણવાનો પ્રયાસ ઘણીવાર દેખાઇ આવે છે. ઉ. ત. (૧) પેલી નભ ચુંબતી ગિરિમાળ પાછળ નાદ શો ( મેઘગર્જન ) (૨) ગગનચુમ્બી ગિરિરાજ ધડ્યો કૃષ્ણ પધરાએ (કાળચક્ર) (૩) નભ ચુમ્બતી આ પેલી માળ ગિરિરાજની ઉભી. એજ પ્રમાણે કોઇપણ વસ્તુ બીજીને સ્પર્શ કરે અથવા એવી સ્થિતિ સૂચવવાની હોય, ત્યાં રા. નરસિંહરાવ આલિંગન શબ્દનો પ્રયોગ કરે. નરસિંહરાવનો અનિલ હમેશાં કશાકને ચુંબતો જ હોય અથવા આલિંગતો જ હોય છે. તેમના પર્વતો ચુંબતા હોય, આલિંગતા હોય અથવા કોતરતા હોય, તેની નદી હસતી કે નાચતી હોય, તેના સિન્ધુઓ અને સિન્ધુકાંઓ ધ્યાન ધરતાં કે ગાતાંજ હોય અથવા મ્હાલતાં હોય. આ બધા પ્રયોગોને પ્રેરણા છે એમ કેમ સમઝાય કે કહેવાય. આ કંઇ કલ્પના નથી પણ કલ્પના કરવા માટે ઉપજાવેલું સ્વરૂપ છે. આ બધા પ્રયોગો કલ્પનાથી બનેલા નથી પરન્તુ કલ્પના બનાવવાના પ્રયોગમાં પ્રેરણાવિહોણા-ઉર્મિવિહોણા ગણત્રી કરીને બનાવેલા જણાય છે. દશ્યોને સજીવારોપણ કરવામાં જે સિદ્ધાંત રહેલો છે અથવા તેમાં જે સત્ય રહેલું છે તેનો ગમે તેમ ઉપયોગ થતાં તો તે બુદ્ધિગમ્ય પણ રહેતું નથી. ઉ. ત. જ્યારે પવનથી નદી પરનાં વૃક્ષો ડોલે અને નદી તરફ ઢળે ત્યારે નદીને આલિંગન કરે છે એમ કહી શકાય, કારણ કે તેમાં અમુક ગતિ છે; પરન્તુ વ્યોમ પૃથ્વીને આલિંગન કરે અને પ્રેમસિન્ધુ બ્રહ્માંડને આલિંગન કરે એમ જો કહી શકાય તો તો જમીન ઉપર ખુરસી પડેલી અને તેને અડેલી છે માટે ખુરસી જમીનને આલિંગન કરી રહી છે એમ પણ કહી શકાય. અને એનું કથન ગાંડપણ નહીં પણ કવિતા ગણાય!

કુસુમમાળાનાં ચંદા, મધ્યરાત્રિએ કોયલ, અવસાન એ અને બીજાં કેટલાંક કાવ્યોમાં કવિની કાવ્યશક્તિનો વિકાસ ઘણોજ સ્પષ્ટ છે. અને તેથી ઘણાએ એમ ધારણા રાખી હશે કે હૃદયવીણામાં કવિતા વધારે ઉત્તમ પ્રતિની હશે. પરન્તુ આપણું દુર્ભાગ્ય એ છે કે જેઓની બુદ્ધિ, જેઓની શક્તિ તેમને એકદમ પ્રથમ પંક્તિએ મૂકી દેશે એવું તેમના વિકાસમાંથી સ્પષ્ટ થતું હોય છે તેઓનો વિકાસ કોણ જાણે શાથીએ કોઇક જગ્યાએ અટકી બેસે છે. અને કુસુમમાળાના દોષો જો કે હૃદયવીણામાં પણ જોવામાં આવે છે છતાં કેટલીએક ઘણી મનોહર પંક્તિઓ પણ તેમાં છે.

રૌવની પંક્તિ માટે કબૂલ કરે કે બાયરન માટે તે કહેવું મુશ્કેલ નથીઃ

... એ સ્વપ્નદર્શન, રમણીયતા જનિત શોક, જગતના વિપ્નો ઉતાર, દિવ્ય ગાયક ગણ, કવિ હૃદય, તર્ક તુમુલ, સંધ્યાકાળના આકાશ ભણી જોઇ રહેલી બાળકીને, કોલાહલમાં ગંભીર ધ્યાન, અને પ્રકૃતિ રહસ્ય અને માનવ બાલ એ કાવ્યો જૂદી પ્રતિનાં છે. એ ત્રણેનો મૂળ વિષય ફિલસુફી છે. કવિતા અને ફિલસુફી કાંઇ જુજવાં ન હોઇ શકે પરન્તુ જૂજવાં દીઠાં હોય તો કવિતા તે કવિતાજ રહેવી જોઇએ; એ કવિતામાં સમાન્તર ડોલન રહેવું જોઇએ. આ અને આને મળતાં બીજાં કાવ્યો સંગીતકલ્પ નથી એ તો કહેવાયું છે પણ સંગીતકલ્પ નથી તેમ કવિત્વમય પણ નથી. કવિહૃદયમાંજ રા. નરસિંહરાવ સ્વીકારે છે કે કવિતાની ઉર્મિ સ્વયંભૂ હોવી જોઇએ, એટલે કે માણસ એ ઉર્મિના પ્રવાહમાં પોતે પણ ડૂબી જાય અને કવિત્વવૃત્તિ અને તેનું વાણી દ્વારા નિદર્શન એ બે ક્રિયાની વચ્ચે ત્રીજી માનસિક કોઇ ક્રિયા હોવી જોઇએ નહીં. પણ અહીં તો કૈંક એવું લાગે છે કે કોઇ ન્હાનું સત્ય ઉપલબ્ધ થવાથી કવિતાની વૃત્તિ સતેજ થાય છે, પછી વિચાર તેને પૂર્ણ દશામાં લાવે છે અને છન્દો તેને ત્રુટિત સ્વરૂપમાં બહાર મૂકે છે. છન્દો તેને ત્રુટિત સ્વરૂપમાં બહાર મૂકે છે એમ એટલા ઉપરથી પણ કહી શકાય કે તે વસ્તુ વધારે સ્પષ્ટ કરીને ગદ્યરૂપમાં પાછળ ટીકામાં આપેલ છે. આ સૃષ્ટિરચનાની ઘણી ગૂંચવણો અને તેના પ્રશ્નો ઉકેલી શકાતા નથી. તેને ઉકેલીને કઠણ સ્વરૂપમાં લોકસમક્ષ મૂકવા એ કવિતા હોય તો આ કવિતા છે. કુસુમમાલામાં પણ નદી, સરોવરને આપણે ગાતાં જોયાં છે અને હૃદયવીણામાં તો ચંદ્ર, ઉષા, સિન્ધુ, સંધ્યા, શુક્રતારો અને રજની પણ ગાય છે. આ ગાન ગૂઢ છે એમ કવિ કહે છે. મનુષ્યની બુદ્ધિને સીમા છે અને તેની બુદ્ધિની પારના વિષયો ન સમજાય એ વાત સત્ય ,, છતાં ચંદ્ર, ઉષા, સંધ્યા, શુક્રતારો જે ગાતાં નજ તેમને ગાતાં કહેવાં અને પછી "બીજા તે સાંભળી ક, માત્ર દિવ્યજન સાંભળી શકે" એમ કહેવું અને એ માં કાંઇ ઉંડું રહસ્ય છે એમ કહેવું એ વિચારની અસ્પષ્ટતા અને કલ્પના બનાવવાની તીવ્ર ઇચ્છા સિવાય બીજું કશું લાગતું નથીઃ અજશિશુ, કોયલ, ચંદા, ગુલાબ, પર્વત, તારો એ બધી કવિતા બાલકો માટે છે માટે કવિતા નથી. પણ ખૂબી તો એ છે કે એ બાલકો માટે પણ નથી. રા. નરસિંહરાવની વિશાળ કલ્પનાને કદિ એમ ભાસ્યું હોય કે બાલકો બહુજ સંસ્કૃત જાણે છે અને એથી આ કવિતાની કઠિનતા જેમની તેમ રહી હોય તો એ જૂદી વાત છે. પણ નહીં તો ઘણી કઠણ છે. બરફશો ઉજળો, નભનું કોતરવું વગેરે કુસુમમાલાના જૂના અને જાણીતા પ્રયોગો અહીં પણ છે. 'મત્સ્યગંધા અને શાન્તનુ' અને 'ઉત્તરા અને અભિમન્યુ' બન્ને કાવ્યો એક જાણીતી અને મોહક શૈલિનાં અંશતઃ અનુકરણો છે. મનુષ્ય જેવી વાણી બોલે તેવીજ વાણી તો કવિતા અને ગદ્ય વચ્ચેના ડોલનના અને શબ્દરચનાના ભેદને લઇને નજ આવી શકે, પરન્તુ પ્રેમલ ઉર્મિભર્યું વક્તવ્ય પણ ઉપમામાં બતાવવાથી કવિતાનો રસ વધતો નથી. ઉ. ત. શાન્તનુ કહે છેઃ "કુરંગી ઓ મીઠી! હૃદયવન લીલું મુજ ઘણું વહે છે; આજે, ત્યાં ઉછળી મધુરૂં પ્રેમઝરણું; ફરી સ્વચ્છન્દે એ વનમહીં મૃગી તું વિહર્યને, મહીં એ નાચંતાં ઝરણ તણું તું પાન કર્યને." પછી તેને કપોતી કહીને હૃદયકુંજમાં સ્થિર વસવાનું કહે છે; પછી સરિતલહરી કહે છે. કોઇપણ અલંકારનાં આરોપણોમાં ઉપમા છેવટ સુધી પૂર્ણ કરી હોય તો જ જેટલી કાવ્યમાં રસદાયક થઇ પડે તેટલીજ કવિતામાં ઉક્તિ સ્વરૂપે આવતાં સુરુચિભંગ જેવું લાગે છે.

એક વખત કહેવાઇ ગયુંજ છે કે હૃદયવીણા કુસુમમાલાના દોષોથી મુક્ત નથી તેમજ કોઇ કોઇ દોષમાં વૃદ્ધિ પણ થઇ છે. એક તો હ્રસ્વ ઉચ્ચારના દીર્ઘ કરવા તે એટલે સુધી કે શબ્દના ધ્વનિ અને શબ્દના અર્થમાં વિરોધ ભાસે. એ હૃદયવીણામાં પણ છે. જોને પેલી કૂમૂદીની એમાં કુમુદિની જેવી સુકુમાર વસ્તુને કૂમૂદીની કહેવાનો; વિહર્યને, કર્યને વગેરે પ્રાંતિક ઉચ્ચારોના છૂટથી પ્રયોગ જ્યાં ખાસ અર્થ કે હેતુ વિના થયા છે ત્યાં રસક્ષતિ કરે છે. કુસુમમાળાના વિષયો કરતાં હૃદયવીણાના વિષયો વધારે બુદ્ધિગમ્ય અને અમૂર્ત (abstract) છે. પરન્તુ સાથે સાથે કુસુમમાળાનાં કાવ્યોમાં જેટલી સરલ વાક્ય-

રચના અને સ્ફુટ અર્થ છે તેટલાંય હૃદયવીણામાં નથી. ઉ. ત. "કુસુમવન વૃક્ષમાં જે વસે, દિવ્ય સત્ત્વ તે વગાડે રસે" એ અથવા "ગૂઢ વાત એ પ્રેમ ભરે કંઇ રમ્ય ગભીરી ગજે" એ પંક્તિમાં તો જે અર્થ સમજાય છે તે પણ ઘણોજ થોડો અને અસ્પષ્ટ રહે છે.

પણ હૃદયવીણા પ્રકટ થયાનેયે ઘણાં વરસો થઈ ગયાં.

નૂપુરઝંકાર ૧૯૧૪ માં એટલે હૃદયવીણા પછી લગભગ અઢાર વરસે બહાર પડયું. તેમાં પણ જે દોષો ખરી નથી શકયા તે રા. નરસિંહરાવની કલાના રૂઢ દોષેજ ગણાય 'પૂર્વાલાપ' જે ૧૯૨૩ માં બહાર પડયું પણ જેમાંનાં કાવ્યોમાં ઘણાંખરાં ૧૮૯૭ થી ૧૯૦૩ સુધીમાં લખાયેલાં છે તેને એ દૃષ્ટિએ બાદ કરીએ તો 'નૂપુરઝંકાર' જેવો અન્ય કવિનો કોઈ કવિતાગ્રંથ બહાર પડયો નથી. નૂપુરઝંકારની શરૂઆતમાં કરુણાર્દ્ર, પ્રીતિભર્યાં વચનો અને પછી 'જો એક અશ્રુ તુજ મ્હેં કદિ હોય લ્હોયું; એકાદ અશ્રુતણું દાનજ યાચું તો હું.' એ મીઠી પંક્તિઓ પછી તેમના દોષોજ ગાયા કરવા એ અરુચિયુક્ત છે. છતાં દોષો છે માટે કહેવાનાજ રહે છે એ ખેદકારક છે. પરન્તુ એ રા. નરસિંહરાવના જે નાદયંત્રદ્વારા કાવ્યો આપણને મળ્યાં છે તેનાજ દોષો છે, નૂપુરના ઝંકારના દોષો નથી. નૂપુરઝંકારમાં પદ્ય ભાગ ૧૩૯ પાનાં સુધીજ આવે છે અને પછી બાકીનાં ૧૮૫ પાનાં ટીકા શુદ્ધિપત્ર જાહેરખબર વગેરેથી ભરેલાં છે. અને પાછલા ભાગમાં કેવા રીતે કલ્પના ઉત્પન્ન થઇ, કેવી રીતે અમુક બીજા કાવ્ય સાથેનું મળતાપણું પોતે કાવ્ય રચ્યા પછી એમને જડયું. કયું દૃશ્ય એમણે કયે સ્થળે જોયું હતું. કવિતાની પ્રેરણા, કૃત્રિમ લાગણી પછી ના ઉપજી, તે પછીથી સ્ફુરી, વગેરે વાતો કહીને સિદ્ધજ કરી આપ્યું છે કે નૂપુરઝંકારનાં કાવ્યો તે કવિતા છે. પરંતુ એ ટૂંકી કાવ્યની માપયુક્ત પંક્તિઓનો પ્રવાહ સ્ખલિત અને ટુકડે ટુકડે આવે છે તેનાં હવે વધારે ઉદાહરણો આપવાને બદલે એટલુંજ કહેવું બસ છે કે જો એ પંક્તિઓ પ્રલયવાહી, અને તીવ્ર અંતઃક્ષોભથી પ્રેરિત હોત તો પાછળ આટલી બધી ટીકા આપવાની જરૂર ન પડત. રચના કઠિન હોય તો તેને સમજાવવાની જરૂર પડે, પરન્તુ એક વિચાર કઠિન રીતે પદ્યમાં મૂકવો અને પછી તેને ગદ્યમાં સમજાવી કહેવું કે પેલી કવિતા છે એ માત્ર અકવિતાજ પ્રકટ કરે છે. એજ ટીકામાં એક જગ્યાએ 'એવી કલ્પના છે,' 'એ કલ્પના છે' એમ લખવાને બદલે એવી કલ્પના કરી છે' એમ લખાઇ ગયું છે. તે કદાચ છાપનારની ભૂલ હશે, નહીં તો તેને બદલે તેઓ જરૂર એમ લખત કે "એથી તો હાવી કલ્પના ઉદ્ભવી ના હોય!" આ વચનો કહેવામાં મારો ઉદ્દેશ એટલોજ છે કે રા. નરસિંહરાવની કવિતામાં કૃત્રિમતા અસ્વાભાવિકતા. સ્ખલિત વાક્યપ્રવાહ ઘણે સ્થળે છે એ સ્પષ્ટ કરી શકાય.

અનન્તરજમાંજ કવિનદીના નૂપુરધ્વનિ ઉરના નાદયંત્રમાં ઝીલાયા છે તેમાં હૃદય જેવાની સરખામણી નાદયંત્ર જેવા સંચા સાથે થઇ છે તે યોગ્ય લાગતી નથી. જેમ હૃદયવીણામાં તેમજ નૂપુરઝંકારમાં કાવ્યના વિષયો મોટે ભાગે અમૂર્ત છે. કાવ્યમાં સત્ય એવી રીતે આવવું જોઇએ કે તે વાંચતાં કશીપણ મુશ્કેલી વિના સમજાઇ જાય. અહીં મુશ્કેલી એટલે વસ્તુ-રચનાની મુશ્કેલી એવો અર્થ છે. જેઓ કાવ્યમાં સમજતાજ નથી તેમને વિષે તો કશું કહેવાનું છેજ નહીં. સંતત બુદ્ધિનું ચિંતન અને હૃદયની તીવ્ર લાગણી બન્ને જો સાચી દિશામાં પ્રેરાયેલાં હોય તો એકજ સત્ય ઉપર આવીને વિરમે. અને કવિ અને ફિલસૂફ વચ્ચે ભેદ એટલો જ છે કે ફિલસૂફ વિચારો પર વિચારોની શ્રેણી ગોઠવી એક સત્ય પ્રતિ-પાદન કરે છે, એ સત્યને સમજાવવા બધી દલીલો રજૂ કરે છે, તેજ સત્ય જગત્ તરફની તીવ્ર અનુકંપાને લીધે કવિ અનુભવદ્વારા જાણે છે અને એકેમ ત્ર પંક્તિમાં સમજાવે છે. આ કાવ્યો ફિલસૂફીની દલીલ જેવાં છે કે કવિની સ્વાભાવિક પ્રેરણાનાં છે એ બાબતનો નિશ્ચય કરી શકાય નહીં. તોપણ એ ફિલસૂફીની દલીલ જેવાં વધારે લાગે છે એમ જોઇ શકાશે. તદ્-ગુણને આ દોષ લાગી શકે નહીં કારણ કે તેમાંનું વસ્તુજ અરહંતના ઉંડા હૃદયમાં પૂર્વાવસ્થાની છાયા

પડે કે નહીં એવા યશોધરના પ્રશ્નથી થતો વાર્તાલાપ છે. છતાં એવા વાર્તાલાપે એ સ્વાનુભવરસિક કવિતા, કે નૈસર્ગિક કવિતાને યોગ્ય વિષય છે કે નહીં તેના નિર્ણય ઉપર મોટો આધાર રહે છે; પણ એ ચર્ચાનું આ સ્થળ નથી. ત્યાર પછી ધ્રુવક નામનું એક કાવ્ય આવે છે. રા. નરસિંહરાવનું આ કાવ્ય ઘણું ઉપયોગી છે. એડગર એલન પો નામના એક અમેરિકન લેખકે એકવાર એક ઇનામ માટે કવિતા રચી હતી તે (Raven) રેવનથી ઘણા મુગ્ધ બની ગયા છે. તેણે સૌથી પહેલાં કવિતામાં ડોલન લાવવા માટે વારંવાર યોગ્ય ધ્વનિથી આવી શકે તેવો એક શબ્દ શોધ્યો, પછી તેને અનુપ્રાસિક બીજું નામ શોધ્યું, પછી એક કરુણ દુઃખદ પ્રસંગની કલ્પના કરી તેને માટે લાંબી પંક્તિઓનો છંદ શોધ્યો અને એ છંદમાં રસમય શબ્દોની ચૂંટણીથી તેણે કાવ્ય બનાવ્યું. રેવન કેમ રચાયું એ પોએ જ્યારે બહાર પાડ્યું ત્યારે કવિતાના સ્વયંભૂત્વને ઘાતક એ લેખથી પ્રબળ ક્ષોભ થયો હતો; પરન્તુ તેનો સારમાં સારો જવાબ એ છે કે એકલી સ્વાભાવિક કે સ્વયંભૂ ઉર્મિથી કવિતા નથી થતી, કલામયતા પણ તેમાં તેટલીજ આવશ્યક છે. પણ ઉંડા ઉતરીને જોતાં એક બીજો પણ એ બચાવ છે કે પો તેના વિષય તરફ સંપૂર્ણ રીતે અનુકંપા ધરાવતો હતો તે તેના શબ્દોથીજ જણાઇ આવે છે. અને જે નૈસર્ગિક પ્રવાહમાં પોની પંક્તિઓ વહે છે એ પ્રેરણા વિનાજ હતો એમ માનવા મન રહેતું નથી. પણ ધ્રુવક તેથી ઉલટુંજ છે. 'રચી ભુતાવળ કારમી તિમિરમાં તારક તરે' એ પંક્તિથી હરિપત્નીઓમાંની 'ચમકતા તારલા કહેવા, ભુતાવળ કારમી જેવા' એ યાદ આવે છે. પરન્તુ રા. નરસિંહરાવનાં કાવ્યોમાં એકનો એક વિચાર એકને એક સ્વરૂપે આવવાની તો નવાઇજ નથી. કુસુમમાળાની પ્રસ્તાવનામાં હૃદયગિરિ આવે છે તેજ પ્રમાણે નૂપુરઝંકારના 'છાનાં અશ્રુ'માં પણ 'હૈયાના ગિરિમાં ઉંડું' એમ આવે છે. ભેદ માત્ર એટલોજ છે કે રા. નરસિંહરાવને રેવન વાંચ્યા પછીજ આ કાવ્યની પ્રેરણા આવી ગઈ: જો પરદેશમાં રેવન વંચાયું હોત નો કદાચ આવું કાવ્ય તે નહે લખત. પણ તે તો કોણ જાણે. કહેવાનું માત્ર એટલુંજ છે કે કવિના ભાવો એક પરથી બીજા અને બીજા પરથી ત્રીજા વિષય ઉપર એટલા ઝડપથી કૂદે છે, એટલા અસ્વાભાવિક કૂદે છે અને એ ખંડ હરિગીત, ખંડ શિખરિણી એ છંદો પણ એટલા ત્રુટિત છે કે જેવી રીતે એક સંકલિત વિચારશ્રેણીમાં અણધાર્યા never more નો ભંગ પાડી નાટકોના પતાકાસ્થાન જેવી અસર રેવન ઉપજાવી શકે છે તેવી કશીજ અસર ધ્રુવકમાં ઉપજતી નથી. કારણ કે વિચાર પૂરો થાય ને 'કદી નહી'નું પૂર્ણ વિરામ આવે. અને કાવ્ય વાંચન કરતાં કોઇપણ સ્થાયીભાવ અનુભવી શકાય નહીં. પરન્તુ ધ્રુવકનું કાવ્ય ઉપયોગી એટલા માટે છે કે તેના રચનારની કલાની ભાવના તેમાં વ્યક્ત થાય છે. રેવનમાં લેનારનો વિયોગ એજ મુખ્ય વિચાર છે ત્યારે ધ્રુવકમાં અનેક છૂટક વિચારો એ મુખ્ય વિચાર છે. રેવનમાં છન્દ પૂરો થાય, વિચારની ઘટમાળ ચાલતાં એક સ્થાને આવીને અટકે કે તરત never more સંભળાય; પણ ધ્રુવકમાં તેવું કશુંજ નથી. એકાદ જગ્યાએ તો ધ્રુવકનાં 'કદી નહી' પછી પણ શ્લોક ચાલુ છે અને ક્યાંક શ્લોક અધૂરો છે ત્યાંજ વિચાર પૂરો થાય છે. "છાનાં અશ્રુ"નો વિષય ઘણોજ સુન્દર છે. નમાયાં નબાપાં છોકરાં, ઠગાયેલી વિધવાઓ, વિરલા સાધુજનનાં અશ્રુ એ બધાં ગુપ્ત રડે છે અને તેમનાં આંસુ કોઇ માનવ લુછતું નથી વગેરે. છતાં જ્યારે એ પંક્તિઓજ માત્ર વાંચીએ છીએ ત્યારે કશુંજ ચિત્ર તાદૃશ ખડું થતું નથી. એ દોષ તેમની શૈલીનો છે. રા. નરસિંહરાવમાં પ્રેરણા હશે પરન્તુ એ પ્રેરણા-કવિતા સ્વરૂપે બહાર આવે છે ત્યારે બહુજ મંદ અને ત્રુટિત થઈ ગઈ હોય એમ લાગે છે. નૂપુરઝંકારનાં બીજાં ઘણાંખરાં કાવ્યો કાંતો ભાષાન્તર, કાંતો લાઇટ ઓફ એશિયાનાં અનુકરણ અથવા તો તેમનું તત્ત્વજ્ઞાન સમજવા અને સમજાવવાના પ્રયાસો છે. તેમનું તત્ત્વજ્ઞાન ચર્ચવાનો અવકાશ કે હેતુ છે.જ નહીં તેમજ એક કાવ્ય કાવ્યસ્વરૂપે ખોટું કે અપૂર્ણ હોય તેથી તેમનો વિચાર પણ તેવો ઠરતો નથી એ ખુલાસા પછી નૂપુરઝંકારની વિશેષ ચર્ચા અટકાવવીજ પડશે. એજ કારણસર જંબુજ્યોતિને પણ બાદજ કરવું પડશે. ત્યારે હવે રહે છે

સ્મરણ સંહિતા. રા. નરસિંહરાવના જીવનના પરમ દુઃખદ બનાવ-તેમના સત્પુત્રનું યુવાન વયે અવસાન એ આ કાવ્યનું ઉત્પત્તિસ્થાન છે. હજી એ ખેદજનક બનાવ છેક ભૂલાઇ જાય એટલાં બધાં વરસો તેને થયાં નથી. અને આવાં કાવ્યોની સમાલોચના ઘણે લાંબે વખતેજ થાય એ ઉચિત છે તેટલા માટે એ કાવ્યના વસ્તુ કે બીજા વિષે કંઇજ ચર્ચા કરવાને બદલે એક બે બીજી બાબતો વિષે કહેવું પ્રાપ્ત થાય છે.

છન્દ એ કવિતાનો ગૌણ અંશ હોવા છતાં તે કવિતાનોજ અંશ છે અને તેની રુચિકર ચૂંટણીમાં પણ કલામયતા રહી છે એ વાત ભૂલાવી જોઇતી નથી. વાણી ગદ્યમાં તેમજ પદ્યમાં, લાગણી અને ઉર્મિની વાહક બનવી જોઇએ. અને જ્યાં લાગણી ઘણી તીવ્ર હોય, વિચારોનું સ્વરૂપ ઘણું ઘણું ગંભીર હોય અને કવિતા દ્વારા તેને પ્રકટ કરવું હોય તો તેની પંક્તિ જેમ લાંબી વધારે તેમ તેની અસર વધારે થાય છે. છંદનું ડોલન અર્થને સહાય કરે એ પ્રકારની રચનામાં કલા છે. જ્યાં ત્વરિત ગતિ હોય, અથવા જ્યાં વિચારો વિપુલતાને લીધે ઝડપથી આવતા જતા હોય ત્યાં એ છન્દ યોગ્ય છે, પરન્તુ જ્યાં એક ગભીર, તીવ્ર શોકની લાગણી બધાજ વિચારો અને ચિન્તનોમાંયે વ્યાપી રહી હોય ત્યાં આવા ટૂંકા છન્દો અસ્થાને છે. છન્દને બદલે સંગીતના કોઈ ટૂંકા માપના રાગની વાત હોત તો તે યોગ્ય ગણાત, પણ છન્દમાં અને સંગીતમાં એટલો ફેર રહે છે જ. જે અસર સંગીત સ્વરોનાં લાંબાં ટૂંકાં આન્દોલનોથી ઉપજે છે તેજ અસર કવિતાએ શબ્દો અને પ્રલયવાળી વાક્યોથી ઉપજાવવાની રહે છે.

ત્યારે એકન્દરે જોતાં રા. નરસિંહરાવ કવિ નથી. રા. નરસિંહરાવ એક ઉત્તમ વિચારક, ઉત્તમ સમાલોચક છે. પરન્તુ તેમના વિચારો તેમની કવિતાની સ્વાભાવિક ઉર્મિની વચ્ચે આવે છે. તેમની સમાલોચકની દૃષ્ટિ પણ કવિતા લખતાં કદાચ દૂર નહીં થઇ શકતી હોય તેથી એમની કવિતાનો પ્રવાહ પ્રેરાયેલો દેખાતો નથી પણ રચાયેલો દેખાય છે. તરુ પોતાની છાયા જુવે, સંધ્યા શુકને રમાડે, સૂર્ય હસે, નદી ગાય એવા એવા પ્રયોગો વર્ડ્ઝવર્થ ઉપરથી લીધા હોય એમ સંભવે છે. પરન્તુ વર્ડ્ઝવર્થ તો આવી બાબતોમાં સૌથી વધારે classical હતો; તેથી ઉપર વૃત્તિમય ભાવાભાસનો દોષ ભાગ્યેજ મૂકી શકાય. અને તેની સર્વોત્કૃષ્ટ કલામાં માણસને લાગુ પડતી વાતથી ઇશ્વરનું વર્ણન કરવાનો દોષ કદી નહોતો. એક બીજી વાત પણ કહેવી પ્રાપ્ત થાય છે. કુસુમમાળામાં કવિ બધેજ સ્થાને કુદરતથી પ્રસન્ન રહે છે પણ 'વસન્તમાં એક સવાર' નામના કાવ્યમાં એ વૃત્તિ બદલાઇ છે. પાછળની ટીકા વિના તો તેનો અર્થ કઠિનજ થઈ પડે. પરન્તુ અહિં કવિને એવો અનુભવ થાય છે કે જ્યારે ઉષા સુન્દર રથમાં બેસતી, ઝરણોનો નાદ ગગડતો, પર્જન્ય રેલાતો તે દિવસો ઉડીને ગયા છે. હે મુજ જડ હૃદય પ્રકૃતિના સૌંદર્યના તું કેમ પ્રતિમા લહી શકતું નથી? આવી! વર્ડ્ઝવર્થ પણ તેના યૌવનમાં કુદરતનો ભક્ત હતો પણ પાછળથી તેને એમ લાગ્યું કે પૃથ્વીમાંથી દીપ્તિ ચાલી ગઇ છે. છતાં વર્ડ્ઝવર્થના એ બે વિચારો વચ્ચે ઘણાં વરસોનું અંતર હતું, અને તેથી સ્વાભાવિક અને સાચું હતું. પરન્તુ રા. નરસિંહરાવ તો એક વખત કુદરતના સૌંદર્યમાં તલ્લીન થઇ જાય છે અને થોડાંજ કાવ્યો પછી તું કેમ સૌંદર્યના પ્રતિમા લહી શકતું નથી? એવો તેમના હૃદયને પ્રશ્ન કરે છે. આવા વૈતથ્ય માટે જો કાંઇ કારણ હોત તો તે બરાબર હતું, પરન્તુ અહિંનો માત્ર ઉર્મિવિરોધ્યું, જે દિવસો ઉડી ગયા તેનાંજ ફક્ત વર્ણનો છે. આ વિરોધો સૂક્ષ્મ છે પરન્તુ આવી નિષ્કારણ બદલાતી વૃત્તિઓ સાચા કવિત્વની વિરોધી છે.

આટલાં દોષારોપણ કર્યા પછી એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે ગદ્ય અને પદ્યમાં રા. નરસિંહરાવ ઉત્તમ પ્રતિના લેખક છે. કવિતાની ભાવના જેમ જેમ ઉન્નત થતી જાય તેમ તેમ ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ કવિતાની અભિલાષા વધતી જાય એ સ્વાભાવિક છે. અમારી કવિતા સાથે તુલના કરવાનો હેતુ છેજ નહીં, પરન્તુ ચૈતન્ય-સંપૂર્ણ-કવિતાની ભાવનાની દૃષ્ટિએ રા. નરસિંહરાવ જેવાનાં કાવ્યોમાં પણ ઘણી ખામીઓ હોઇ શકે એટલુંજ સ્પષ્ટ કરવાનો આશય છે. કવિતામાં કલા

# અફ્ઘાન હાઉ!

Instantly the discordant elements which the strong hand of a foreign rule had held together in temporary unity would fly asunder. The most barbarous elements–half wild fighting peoples from the north-west and the hills,......would submerge the rest... Savagery and chaos would triumphantly overflow all the dykes which had kept secure for some generations a space wherein civilized life could thrive.

Indian Nationalism by

Edward Bowin.

(૧)

ઈ. સ. ૧૯૧૪નું મહાયુદ્ધ શરૂ થયું ત્યારે એવો ભારે શોર મચી રહેલો, કે હવે અંગ્રેજ સરકારનું આવી બનેલું છે. અનેક આગાહીઓ--ભવિષ્યવાણીઓ જાહેર થઈ કે હવે દિલ્હીનું પાયતખ્ત બદ્દીરાજ શોભાવશે અને અંગ્રેજોના અમલની પૂર્ણાહુતિ થશે.

આ બદ્દી રાજા તે કોણ એ વિષે સમાજમાં અનેક કલ્પનાઓ ચાલતી સાંભળવામાં આવી હતી. જર્મન કૈસરને જ બદ્દી તરીકે આગલાં પુસ્તકોમાં ઓળખાવેલો છે એમ કેટલાક કહેતા. ત્યારે સ્વાભાવિક જ રીતે ઘણાનું માનવું એમ થયું કે એ અફ્ઘાનિસ્તાનનો અમીરજ હશે. ઈ.સ.ની અગિયારમી સદીમાં એ તરફથી હિન્દુસ્તાન પર મહમુદ ગઝનવી સત્તર સત્તર સવારીઓ લાવેલો. મહમુદ ( શાહબુદ્દીન ) ઘોરી પણ હિન્દુસ્તાન પર એ રસ્તેજ આક્રમણ કરેલું. અને એ ઉપરાંત હિન્દુસ્તાનનો ઈતિહાસ અફ્ઘાન ચડાઈઓથી ભરપૂર છે એમ કહીએ તો ચાલે. આનો લાભ લઈને અંગ્રેજ બચ્ચો આજે આપણને મૂછે હાથ દઈને કહે છે કે "ખબરદાર, અમને છંછેડયા તો! અમે એક ઘડી તમને રીઢા મૂકીએ, તો જુઓ તમારી વલે!"

આમવર્ગમાંથી પણ ઘણા વિમાસે છે, કે સ્વરાજ મળતાંયે આપણે આપણું રક્ષણ કેવી રીતે કરી શકીશું! આપણે આપણો બચાવ કરી લેવાને શક્તિમાન નથી એટલે જો કદાચ અંગ્રેજો આપણને છોડી જાય તો અફ્ઘાન પ્રજા આપણા પર ચડાઈ લાવ્યા સિવાય રહે નહિ. અને તે વખત આપણા શા હાલ?

અને જો અંગ્રેજ પ્રજાએ આપણી પાસેથી હથિયાર છીનવી લીધાં, આપણી શિક્ષણપ્રણાલિને પ્રાણહીન કરી મૂકીને આપણું નૂર હણી નાખ્યું, આપણામાંનું રહ્યુંસહ્યું સત્વ પણ પાશ્ચાત્ય સંસ્કૃતિનો પસારો લાવી ધોઈ નાંખવાની પેરવી કરી, તે પણ આપણને મોજથી, મજેથી અફ્ઘાન હાઉની બીક બતાવ્યાંજ કરે છે--જાણે દોઢસો વરસ સુધી દેશમાં રાજ કરી પ્રજાને નમાલી બનાવી મૂકવાનું કાર્ય કરવામાં કાંઈ અભિમાન લેવાપણું પણ હોય! આજે તો નહિ, પણ ભવિષ્યનો

નિષ્પક્ષપાત ઇતિહાસકાર જરૂર પૂછશે કે એવું કેવું અંગ્રેજનું દોઢસો વરસનું રાજ્ય કે તેને અંતે પણ પ્રજા પોતાનું રક્ષણ કરવા શક્તિમાન ન નીવડી !

રાજતંત્રના કાર્યના બે વિભાગ હોય છે. તેમાં એક આંતરિક—દેશમાંનું કાર્ય અને બીજું પરદેશો સાથેના સંબંધ જાળવવાનું. આપણા રાષ્ટ્રીય રાજકારણમાં અત્યારે આપણે દેશની અન્દરની સત્તા સર કરવામાં એટલા ગૂંથાઇ ગયા છીએ કે પરદેશો સાથેના સંબંધ વિષે ઝાઝો વિચાર કરવાનો આપણને સમય મળતો નથી, અને છતાં અફઘાનિસ્તાન વિષે વિચાર આવે છે ત્યારે આમવર્ગ ચમકે છે. રાષ્ટ્રીય કાર્ય પરત્વે હું જ્યારે ગામડે ફરતો હતો ત્યારે ઘણાએ મને સવાલ પૂછેલા કે તમારામાં તમારો બચાવ કરવાની શક્તિ નથી તો સ્વરાજ કેવી રીતે ભોગવશો ?

અફઘાનિસ્તાન વિષે હિન્દની પ્રજા બહુજ અંધારામાં છે. અફઘાન હાઉથી આપણે આટલા બધા બ્હીએ છીએ તેનું એજ કારણ છે. ખરેખરી પરિસ્થિતિ શું છે અને અફઘાનિસ્તાનથી બ્હીતા રહેવાની આપણને શા માટે જરૂર નથી તે સમજવા માટે અફઘાનિસ્તાનનો થોડોક ઇતિહાસ તથા તેની થોડીક ભૂગોળ તપાસવી પડશે. તે પછી અફઘાન હાઉની લટકતી તલવાર આપણી આંખો આગળથી દૂર થયા વિના નહિ રહે.

( ૨ )

અફઘાનિસ્તાનની વસ્તી આશરે ૬૦ લાખ માણસની છે. અફઘાનિસ્તાન ઘણો પહાડી પ્રદેશ છે એ તો સૌ કોઇ જાણે છે. ઘણુંખરું પહાડી પ્રદેશોમાં બને છે તે મુજબ જુદી જુદી ખીણોમાં જુદી જુદી ટોળીઓ Tribes વસે છે અને આખી વસ્તી આવી ટોળીઓમાં વહેંચાઇ ગયેલી છે.

આ દરેક ટોળીઓનો પોતપોતાનો સરદાર હોય છે અને દરેકમાંના માણસોને પોતપોતાની ટોળીનું અભિમાન ભારે હોય છે. દરેકની પોતપોતાની ભાષા પણ ઘણુંખરું જુદી છે. કુલ વીસ ભાષા અફઘાનિસ્તાનમાં બોલાય છે. હિન્દુસ્તાનમાં ઘણી ભાષાઓ બોલાય છે માટે તે એક દેશ નથી એવી દલીલ લાવનારાઓને આ પરથી વિચાર કરવા જેવું છે. પોતપોતાની ટોળીઓનું સગર્વ અભિમાન ત્યાં ખૂબ પ્રવર્તે છે.

અફઘાનિસ્તાનમાં આવજાના વહેવારના માર્ગો બહુ ઓછા છે. સડકો ઝાઝી નથી. કાબુલથી કંદહાર મોટર માર્ગે જઇ શકાય એવી સગવડ હવે તો થઇ છે; એટલુંજ નહિ પણ એ બે શહેરો વચ્ચે તો ટેલિફોન પણ સ્થપાયો છે. એ બધું છતાં મુસાફરી કરવાનાં સાધનો જોઇએ તેવાં સગવડવાળાં ન ગણાય. હિન્દુસ્તાનમાં સરકારે રેલ્વેની જાળ એવી સરસ ગૂંથી લીધી છે કે જ્યારે જોઇએ ત્યારે ચોવીસ કલાકમાં દેશના કોઇપણ ભાગમાં લશ્કર રવાના કરી શકાય. ઇ. સ. ૧૮૫૭ ના બળવા પહેલાં સરકાર રેલ્વે વધારતાં બહુ ડરતી. રખેને આ પછાત દેશમાં એ પ્રવૃત્તિ સફળ ન નીવડે; પરંતુ સત્તાવનના બળવા વખતે જે મુશ્કેલીઓ નડી તે પરથી ગણતરી બાંધી સરકારે જાણ્યું કે આવા મોટા દેશમાં પોતાની હયાતી ટકાવી રાખવાને ગમે તે આર્થિક ભોગે પણ રેલ્વેનું જાળું ગૂંથી લેવું જોઇએ, જેથી દેશના કોઇ પણ ભાગમાં તુરત તુરત લશ્કર મોકલી શકાય. આપણી રેલ્વેઓ જોઇશું તો તેની ગોઠવણીજ બતાવી આપશે કે તે લોકોની નહિ પણ લશ્કરની સગવડ પ્રમાણે રચવામાં આવી છે. અસ્તુ. અફઘાનિસ્તાનમાં લોકોની સગવડ તો દૂર રહી, પણ લશ્કરની સગવડ સારું પણ એવી કોઇ જાતની વ્યવસ્થા નથી.

અફઘાનિસ્તાનનું લશ્કર એક લાખથી પણ ઓછા સિપાઇઓનું બનેલું છે. દેશમાં વેપારરોજગાર બહુ ઓછો છે, અને ઉદ્યોગહુન્નરનું તો નામે નથી. યુરોપી વસ્તુઓનો વેપાર હિન્દુઓના હાથમાં છે અને તેઓ ત્યાં આગળ સારી પેઠે ધન્ધો ચલાવે છે. ઉદ્યોગહુન્નરની ખામીને લીધે મહેસૂલની આવક અમીરને બહુ ઓછી છે. માત્ર દોઢ કરોડ રૂપિયા જેટલુંજ મહેસૂલ મળે છે. અને તે પણ જ્યારે દેશનો એકએક ભાગ અમીરની સત્તા કબૂલ કરે ત્યારેજ. ઈ. સ. ૧૮૮૦ ની સાલ સુધી તો અફઘાનિસ્તાન એકછત્રી રાજસત્તા

હેઠળ નહોતું. નાના નાના ખાનો, નાયકો પોતપોતાની ટોળીઓ પર સત્તા ચલાવતા અને મહેસૂલ લેતા.

"દરેક મુલ્લા, ધર્મગુરૂ અને નાયક પોતપોતાને સ્વતંત્ર રાજા તરીકેજ ગણે. લગભગ ૨૦૦ વરસ સુધી આવી સ્થિતિ ચાલતી આવેલી અને મોલવીઓની સ્વતંત્રતા ઉપર કોઇ અમીરે હાથ નહોતો નાંખ્યો. નાંખે પણ ક્યાંથી? હમારા, ધીલજાઇ વગેરેના નાયકો તો અમીર કરતાં વધારે જોરાવર અને સત્તાવાન હતા અને તેમની સત્તા ચાલતી હતી ત્યાંસુધી અમીરથી ન્યાય પણ તોળી શકાતો નહોતો."

( અમીર અબદુલ રહેમાનના આત્મચરિત્રમાંથી )

## ( ૩ )

૧૮૮૦ ની સાલમાં રાજ્યની લગામ અમીર અબદુલ રહેમાને હાથમાં લીધી ત્યારથી દેશમાં એક મજબૂત સત્તાની સ્થાપના થઇ. અબ્દુલ રહેમાન દૃઢ મનોવૃત્તિવાળો અને જોરાવર પુરુષ હતો. એણે તો બધા વિરોધીઓને દાબી દેવાનો દૃઢ નિશ્ચય કર્યો અને ગમે તે રીતે પણ તેને અમલમાં મૂક્યો. એ અમલમાં મૂકતાં એણે ન્યાય કર્યું કે અન્યાય એનું પાછું વળીને જોયું નહિ, પરન્તુ એટલું ચોક્કસ કે એણે દેશના ખાનો, નાયકોની સત્તા તોડી નાંખી. બળવાખોર ટોળારોને એણે કબજે કર્યા. કંદહાર, હિરાત અને કાફીરિસ્તાન પર એકહથ્થુ સત્તા જમાવી અને ત્યાં સંસ્થાન વસાવ્યાં. આખા અફઘાનિસ્તાનને એક છત્ર હેઠળ આણી આધુનિક રાજતંત્ર જેવી વ્યવસ્થાની સ્થાપના કરી.

જ્યારે જ્યારે અફઘાનિસ્તાનનો અમીર મરી જાય, ત્યારે ત્યારે ગાદીને માટે ટંટા થતા અને લડવાડ ઉભી થતી. અફઘાનિસ્તાનના ઈતિહાસમાં પહેલીજવાર ૧૯૦૧માં આ પરિસ્થિતિના અપવાદ રૂપે અબ્દુલ રહેમાનના પુત્ર હબીબુલ્લાખાને વગર ટંટાએ ગાદી લીધી. પણ હબીબ નિર્વીર્ય હતો. એનામાં એના પિતાનો એકે ગુણ નહોતો. રાંધવાનો, છબીઓ પાડવાનો તેમજ છાપાં વાંચવાનો શોખ હતો ખરો, પણ એથી એવી લલિત કળાઓની પાછળ ધ્યાન આપવામાં અને જનાનખાનામાં પડ્યા રહેવામાં એણે જીવન ખોયું. રાજતંત્ર તરફ એ બિલકુલ લક્ષ ન આપે અને મોજમજા ભોગવવા સિવાય બીજું એને સુઝેજ નહિ. અમલદારોએ મરજી ફાવે તેમ વર્તવા માંડયું. રાજદરબારમાં પુષ્કળ અંધેર વધી પડ્યું. બીજી બાજુ પાસેજ આવેલ રશિયાની સોવિયેટ પદ્ધતિ અને તુર્કીમાં ચાલી રહેલા પરિવર્તનને લીધે અફઘાનિસ્તાનમાં પ્રજાતંત્રની ભાવનાએ પ્રવેશ કર્યો ત્યારથી જુવાન અફઘાનોનો એક ભાગ પ્રગતિમાન વિચારો કરતો થયો. એટલુંજ નહિ, પણ એમની સંખ્યા પણ ધીમે ધીમે વધવા લાગી. આ જુવાનિયાઓનો સ્વાભાવિક રીતેજ અમીર પર ભારે ગુસ્સો ઉતરતો જતો હતો. તેમણે કેટલીયે વખત નનામી રીતે તેને ચેતવણીઓ આપ્યા કીધી, પણ અમીરને તો ગાનતાન અને મોજમજા સિવાય કશું સુઝતુંજ નહોતું. સરદાર મહમૂદબેગ તાર્ઝીએ અફઘાનિસ્તાનમાં પહેલ વહેલુંજ છાપું 'સિરાજુલ અખબાર' નામથી શરૂ કર્યું તેમાં અમીરની પ્રશંસા તો આવતી; પણ સાથે સાથે રાજ્યમાં ચાલી રહેલાં અંધેર અને ગેરવ્યવસ્થા માટે સચોટ ચાબખાનો પણ પાર નહોતો. અફઘાનિસ્તાન જેવા એક સત્તાથી દોરાયેલા દેશમાં પણ પ્રજાતંત્રની ભાવના બહુ જોરથી ફેલાવા લાગી. છાપાં દ્વારા ફેલાતા વિચારો પણ એવું પરિણામ લાવવામાં જરૂર કારણભૂત બન્યા, અને આજે પણ એ દેશમાં આ વિચારોનું વહેણ જબરું છે. પ્રજાતંત્રવાદીઓ કદાચ સારો અમીર સાંખી રહે પણ આવા અંધેરી નગરીના ગંડુ રાજાને કદિ પણ ટકવા દે એ બને તેવું નહોતું. આખરે એક દિવસ રાત્રે મજા મારવા એ બહાર નીકળેલો ત્યારે "ઢુમઢુમ" પિસ્તોલની ગોળી એને સોંસરી વિંધી ગઇ. ઇ. સ. ૧૯૧૯ ના ફેબ્રુઆરીમાં આ બનાવ બન્યો.

અમીરના આ ખૂનમાં ઉંડો અર્થ સમાયેલો છે. એ ખૂન કોઇપણ જાતના સ્વાર્થી હેતુઓ કે અંગત લાભ મેળવવાના મુદ્દાથી કરવામાં આવ્યું નહોતું. કાબુલમાં એ ખૂનના સમાચાર સંભળાયા ત્યારે જરાયે અજાયબી લાગી નહિ. સૌ કોઇ કહેતુંજ હતું કે અમીરે તો

ક્યારનું રાજ તજ્યું છે, રાજે એને નથી તજ્યો તેજ મોટી વાત છે.

ત્યાર બાદ અમીરના બીજા કુંવર અમાનુલ્લાખાને ગાદી લીધી. એ કાબૂલનો સુબો હતો. લશ્કરને પગારમાં વધારો આપવાનું જાહેર કરી એણે સિંહાસન કબજે કર્યું અને પોતાની દુહાઇ ફેરવી. અમાનુલ્લાખાન પર એના સસરા મહમદ તારઝીનો પ્રભાવ ખૂબજ છે. સસરાએ જમાઇને યુરોપિયન પ્રજાસત્તાવાદની ભાવનામાં તરબોળ કરેલો છે. પ્રજાસત્તાવાદ તો દૂર છે પણ વચલા માર્ગ તરીકે અફઘાનિસ્તાનમાં વજીરપદ્ધતિ શરૂ થઇ ચુકી છે. દરેક વજીર પોતપોતાના ખાતા તરફજ ધ્યાન આપે છે, અને તેનેજ માટે જવાબદાર છે. મંગીન સત્તાવાળી મધ્યસ્થ ધારાસભા પણ છે, અને તેમાં આ વજીરો મળે છે. આખું રાજતંત્ર નવેસર રચાયું છે.

(૪)

એર્વિન, લાયલ આદિ અનેક અંગ્રેજ લેખકો તો શું, પણ હિન્દીવાનો પણ હિન્દને માથે લટકતી અફઘાન હાઉ રૂપી તલવારથી સમસ્ત પ્રજાને બ્રિટિશ સલ્તનતની સામે માથું ઉંચકતી વેળા ડરાવતા આવ્યા છે. પરંતુ એ ધમકીમાં કેટલું વજૂદ છે તેનો અડસટ્ટો હવે આપણે કાઢીયે. "જો અંગ્રેજો હિન્દ છાંડી જાય, તો તેમને એડન સુધી પહોંચ્યા ન પહોંચ્યા એટલામાંજ આપણે ત્યાંથી પાછા તેડાં મોકલવાં પડે. હિન્દમાં કોઇ બી કે સિક્કો સલામત રહે નહિ." હા, પણ અંગ્રેજો હિન્દુસ્તાનમાંથી ગાંસડાંપોટલાં બાંધીને વિદાયગીરી માગે ક્યારે, તે વિચારવા જેવું છે. ઠામઠામ ધામો નાંખી બેઠેલા—પોતાના વ્યાપારઉદ્યોગ, રાજતંત્રાદિના મૂળિયાં ઠેઠ ઉંડાં ઉતારી બેઠેલા અંગ્રેજ બચ્ચાઓને જ્યારે હિન્દુસ્તાન છોડવું પડશે, ત્યારે હિન્દુસ્તાન કોઇ અલૌકિક શૌર્યવંતો પ્રદેશ હશે.

તે વેળા હિન્દુસ્તાનના હિન્દુ મુસલમાન પારસીઓનું ઐક્ય રામ લક્ષ્મણ ભરતની ભ્રાતૃત્રિપુટી જેવું હશે. હિંદુસ્તાનમાં પૂરેપૂરી એકસંપી થાય ત્યારેજ આપણે બ્રિટિશ સલ્તનતનો પ્રતિકાર કરવા સમર્થ થવાના છીએ એ વાત દીવાની જ્યોત જેવી સ્પષ્ટ છે. અને જે વેળા એવી એકસંપી ઘડાઇ ચુકી હશે ત્યારે અફઘાનિસ્તાનની સામે આપણે આપણો બચાવ ન કરી શકીએ એ જરાયે માનવા જેવું નથી. એવી દલીલ મૂકાય ખરી, કે બ્રિટિશરૂપ 'સામાન્ય શત્રુ' ખસેડવા કદાચ માંત્રતાઉ એકસંપી કરી આપણે આપણો હેતુ પાર પાડી શકીએ, પણ તે જતાં તો માંહોમાંહે કાપાકાપી અને ખૂનામરકીજ આપણે કરવાના. માત્ર બે ત્રણ વરસના ટૂંક અરસામાં આપણે અસહકારનો વિજળી વેગે પ્રચાર થતો જોયો છે. ૪ સ. ૧૯૨૦ ના ઓગસ્ટ પહેલાં કોઇને જરાપણ ખ્યાલ નહોતો કે આવા કેવળ ખ્યાલી લેખાતી હિલચાલને પ્રજા તરફથી કંઇકપણ ટેકો મળશે. એજ અસહકાર આજે આપણે પ્રજાની રગેરગમાં ઓતપ્રોત થઇ ગયેલો જોઇએ છીએ. ગાંધીજીના જેલનિવાસ પછી અસહકારની ચૈતન્યતા કંઇક ઓછી થઇ છે એ કબૂલ કરીએ પણ તેના સિદ્ધાંતો તો પ્રજામાંથી ગયા છે એમ ના કહી શકાય નથી. ઠામઠામ મગરૂરીથી વર્તેલા ડેર સામે પ્રજાએ શાંતિમય પદ્ધતિએ જે સુન્દર જવાબ આપ્યો છે તે પંજાબમાં દુનિયાના ઇતિહાસમાં અમર અક્ષરે લખાય તેવી અનુપમ અકાલી વીરતા, નાગપુરના રાષ્ટ્રીય ધ્વજના ધર્મયુદ્ધમાં મળેલો વિજય, બોરસદનો વિજય આદિ પ્રજાના વધતા જતા સંગઠનનાં ચિન્હો છે. એક એ વાત માટે તો અંગ્રેજોનો ઉપકાર આપણે માનવોજ ઘટે. બ્રિટિશ રાજપદ્ધતિ હેઠળ દેશ જેટલો એકાકાર રહ્યો છે તેટલો પહેલાં નહોતોજ. અને તેમાં ખાસ બ્રિટિશે ઘાડ મારી હોય એવું નથી. ઠામઠામ ઇતિહાસમાં દાખલાઓ મોજૂદ છે, કે પરદેશી સત્તાની ઝુંસરી હેઠળ આવી કોઇ પણ દેશ વધારે સંગઠિત થાયજ છે. ઇંગ્લંડને નૉરમન વિજય બાદ એ સંગઠન પ્રાપ્ત થયું. "સો વરસના વિગ્રહ' —અંગ્રેજો સાથેના— માં ફ્રાન્સ એકાકાર થયું. ખૂર લોકોએ સ્પેનને ઘડયું; અને આજે હિન્દુસ્તાનને પણ એ લાભ તો અંગ્રેજો તરફથી બળાત્કારે મળ્યો છે. પરદેશીની ઝુંસરીમાં શત્રુની ભેદનીતિ વગેરેને લીધે આમ દેશની રચાયો પ્રજાનું સંગઠન થાયજ છે. અંગ્રેજો અને સ્કૉટવાસીઓ, વેલ્સો વચ્ચે કેડા ઘણા વિગ્રહ ઇતિહાસ નથી બનતા. છતાં આજે તેમની વચ્ચે મજબૂત દોસ્તી

છે.' એજ પ્રમાણે જો ઇતિહાસનું પુનરાવર્તન નિયમ સરજ થાય, તો તો આપણે ત્યાં પણ અંગ્રેજો મુંબઇનો કિનારો છોડે તે પછી અફઘાનોથી તો શું પણ બીજી કોઇ પ્રજાથી પણ ડરવાનું રહેતું નથી.' હિન્દુઓ અને મુસ્લિમો સૈકાંઓ થયાં લડતા આવ્યા છે, માટે તેઓ તો લડયાજ કરશે, અફઘાનોને ટેવ પડી છે એટલે તેઓ પણ સવારીઓ લાવ્યાજ કરશે, એમ ધારવામાં ભૂલ છે. સંજોગોમાં અનવધિ ફેરફાર થયો છે. હિન્દુસ્તાનનું સંગઠન જે પ્રકારે થતું જાય છે તે તરફ ધ્યાન આપતાં તો કદાચ ઉંધોજ સંભવ વધારે છે કે અફઘાનિસ્તાન ઉપર હિન્દુસ્તાનને પ્રસંગ આવ્યે સંસ્કૃતિનો દોર જમાવવા પ્રયત્ન કરવો પડે. હિન્દુસ્તાનની ત્રીસ કરોડ પ્રજા, પરદેશની ધુંસરી હેઠળ બસો વરસ સુધી રહી રહીને મેળવેલી તાલીમથી અને મજબૂત સંગઠનથી અફઘાનિસ્તાન જેવા ૬૦ લાખની વસ્તીના નાનકડા પ્રદેશને પોતાની સંસ્કૃતિના બળથી જીતી શકવાની સ્થિતિમાં નહિ હશે તો તે પહેલાં બ્રિટિશ સલ્તનતનો પ્રતિકાર તે ભાગ્યેજ કરી શકી હશે. અને તે વેળા મુફલિસ, અભણ જંગલી જેવા અફઘાનો હિન્દુસ્તાન પરની ચઢાઇમાં ફાવી જાય, એ કેવળ અસંભવિત હશે. ઉજ્જ્વળ, જાજવલ્યમાન ભાવીના ભણકારા તરીકે સુન્દર આપભોગનાં દૃષ્ટાંત આજે હિન્દ રજૂ કરી રહ્યું છે.

( ૫ )

... પણ અફઘાન સાથે આપણને લઢવાડ થાયજ શા સારુ, એ કોઈ કહેશે? એ બે રાષ્ટ્રો વચ્ચે મિત્રતાનો દાવો શું કલ્પનામાં નથી આવી શકતો? હિન્દુસ્તાનને હજુ પછાત ગણીએ તો અફઘાનિસ્તાનને "પછાત વર્ગ" જ ગણવું પડે. અફઘાનો પ્રગતિ કરવા માટે આતુર છે અને પોતાનો મનસુબો પાર પાડવા હિન્દીવાનોની મદદ લેવા તે નથી ઇચ્છતા એમ પણ નથી. આજે, હિન્દ પોતે ગુલામ છે ત્યારે પણ, અલિગઢના જુવાન ગ્રેજ્યુએટોથી કાબૂલનું મુખ્ય હબીબીઆ મહાવિદ્યાલય ચાલી રહ્યું છે. સેંકડો હિન્દુ, બંગાલી, ગુજરાતી વ્યાપારીઓ અફઘાનિસ્તાનમાં વેપાર ચલાવી રહ્યા છે. હિન્દુસ્તાનના દાક્તરો અફઘાનોને દવા આપે છે. ખુદ રાજતંત્રમાંયે હિન્દીઓ પદવી ભોગવે છે. અરે, છેલ્લા અફઘાન કરારો વેળા અફઘાનિસ્તાનના પ્રતિનિધિ તરીકે તો બે હિન્દીવાનોજ–દિવાન નિરંજન દાસ અને અબ્દુલ ઘની–હિન્દ સરકાર સાથે વાતો કરવા આવ્યા હતા. આવી પરિસ્થિતિમાં, અરે, જ્યારે ખુદ અફઘાનિસ્તાનનો અમીર ગૌવધની બંધી કરે છે, ખાદી પહેરે છે, અને પ્રચારે છે, હિન્દીવાનો અને હિન્દ સાથેનો સંસર્ગ વધારવા પ્રયત્ન કરે છે, ત્યારે આપણી ભાવી સ્વરાજ સરકાર સાથે અમીર દોસ્તી ન બાંધે એ માનવામાં આવતું નથી. તે વેળા અફઘાનિસ્તાનમાં હિન્દનાં માન હજાર દરજ્જે વધ્યાં હશે. અને પરદેશની ધુંસરીનો સ્વાદ પૂરતો ચાખી લેનાર હિન્દ તે વેળા પોતાની જોહુકમી અન્ય પર ચલાવવાની તજવીજ કદાપિ નહિ કરે એ આશા વધારે પડતી નહિ ગણાય. વળી અફઘાનિસ્તાનમાં તો પ્રજાતંત્રની ભાવના ધીમેધીમે સવિશેષ સબળ બનતી જાય છે. અને નવીન અફઘાનિસ્તાન હિન્દ પ્રત્યે કોઇ પણ જાતની કલુષિત દૃષ્ટિએ નિહાળતો હોય એમ માનવા કારણ નથી. સરહદ પર રહેતા અફઘાનોમાં લૂંટની વૃત્તિ રહે છે એ ખરું, પરંતુ તેનો પ્રતિકાર કરવો એ અઘરી વાત નથી.

ટૂંકે પતાવીએ. માત્ર ૬૫ લાખની વસ્તી અને એક લાખથીયે નાના લશ્કર વાળો અફઘાન દેશ હજુ તો સંસ્કૃતિ પરત્વે બહુ પછાત છે. એટલે બ્રિટિશ સલ્તનતને હંફાવી સ્વતંત્ર થનાર હિન્દને તે કદિ હેરાન નહિ કરી શકે એમ બધી પરિસ્થિતિ તેમજ સંજોગો વિચારતાં લાગ્યા શિવાય રહેતું નથી. ભૂતકાળમાં પણ જ્યારે જ્યારે હિન્દુસ્તાનના તખ્તપર બળવાન રાજાઓ થઇ ગયા છે, ત્યારે ત્યારે અફઘાનોએ શાણા થઇ ચૂંચાં પણ નથી કરી. અફઘાન હાઉ એ કેવળ બાળકોને બ્હીવડાવવાને બનાવેલ નાટકી ડોકાં જેવી કે ખેતરમાં પક્ષીઓને ગભરાવવા ઉભા કરેલ માટલીના માથા અને વાંસના હાથપગવાળા ચાડીઆના જેવી હિન્દુસ્તાન પર સત્તા જમાવવા ઇચ્છનાર પ્રજાએ તૈયાર કરેલી વસ્તુ છે. અલબત્ત, સરકારે આપણને એટલા બધા નમાલા બનાવી મૂક્યા છે કે આપણે માથું ઉંચું કરતાં કરતાં કંઇ કંઇ

કસોટીઓ પસાર કરવી પડશે. અને અફઘાનિસ્તાનમાં પ્રજાતંત્રની ભાવના વધતી હોય કે નહિ, ત્યાંની પ્રજા હિન્દની મદદ લેવા ઇચ્છે કે ન ઇચ્છે, લે કે ન લે, વિગેરે વાતો પર આપણે કશો મદાર બાંધવો ન જ ઘટે. સાબૂત કાંડાંબાવડાં નહિ હોય, આપણામાં તેજસ નહિ હોય તો આપણે સ્વતંત્રતા શી રીતે મેળવવાના, ભોગવવાના કે ટકાવવાના હતા? આપણામાં એકસંપી ન હશે, હિન્દુમુસ્લિમ બિરાદરો માંહોમાંહે ટંટાબખેડા કરતા હશે તો તો 'મેલ કરવત મોચીડાના મોચીડા' ની પેઠે આપણે યાવચ્ચન્દ્રદિવાકરૌ કોઇના ને કોઇના ગુલામ જ રહેવાના પરંતુ આપણું સર્વ સામર્થ્ય આપણે સ્વતંત્રતા કાજે ખરચવા ધારીશું, અને યોગ્ય રીતે ખરચીશું, તો તો કોઇની મગદૂર નથી કે આપણને છેડછાડ કરી શકે; અને કોઇ કદાચ તેમ કરવા પ્રયત્ન કરશે તો તેને નસીહત દેવા આપણે તૈયાર હોઇશું.

નટવર વીઆવાળા

# શાન્તિનિકેતનના મેળા

## ૧ આનંદબઝાર

શાન્તિનિકેતનમાં ગરમીની રજા બે માસની પડે છે. સરકારી કોલેજોમાં એવી લાંબી રજાઓની પહેલાં સોશિયલ ગૅધરિંગ થાય છે અને એ વિષેની હકીકતો સૌ કોઇ જાણે છે. અમારે અહીં પણ એ લાંબી છુટીમાં સૌ વેરાઈ જાય તે પહેલાં આનંદ મેળવવાની વ્યવસ્થા છે. સોશિયલ ગૅધરિંગને બદલે અમારે અહીં આનંદબઝાર ભરવાની રૂઢિ છે.

ગઇ ચૈત્રી પુનમને દિને આશ્રમમાં આનંદબઝાર ભરાયું હતું. તે દિવસે આશ્રમમાં છુટી હતી. સવારથી સૌ છાત્રો પોતપોતાને કામે લાગી ગયા હતા. આજે આશ્રમના આંબાવાડીઆમાં મોટું બઝાર ભરાવાનું હતું. છાત્રો એ બઝારમાં પોતપોતાની દુકાન ગોઠવવા મંડી પડયા હતા. દરેક દુકાનમાં અમુક ભાગીદાર થયા હતા ને કેટલીક દુકાનો તો અમુક વર્ગનાં બધાં છાત્રછાત્રીની —એટલે આખા વર્ગની હતી. બધા ભાગીદારો પોતપોતાની પાસેથી પૈસા એકઠા કરી પોતાની દુકાનને માટે સામગ્રી ખરીદી લાવ્યા હતા, મીઠાઇ પણ ખરીદી લાવ્યા હતા. કેટલાકે તો મીઠાઇ વગેરે ખાવાની સામગ્રી હાથે બનાવી હતી કે રસોડામાં અથવા ગુરૂપલ્લીમાં બનાવરાવી હતી. સૌ દુકાનો આશ્રમના છાત્રોની હતી. આ બઝારમાં બહારના લોક સાથે કંઇ જોગ નથી, કારણકે છુટી પહેલા આનંદ લેવા માટે માત્ર આશ્રમનોજ આ મેળો યોજાયો છે.

બાર વાગ્યા સુધીમાં બઝાર પુરેપુરૂં સજાઇ રહ્યું. સવારથી વાજાં વાગતાં જ હતાં.

બે વાગ્યે અમે સૌ—કલકત્તાથી આવેલા ચારેક અતિથિઓ સાથે—મેળો જોવા નિકળ્યાં. પ્રથમ આવ્યું Hair-cutting Saloon! સંગીતના એક શિક્ષકે અને વિશ્વભારતીના એક બે વિદ્યાર્થીઓએ સહીઆરીએ પેઢી ખોલી હતી. Sign—boardને ઠેકાણે એક મોટો કાગળ લટકાવ્યો હતો, અને તેમાં નીચેની મતલબના રમૂજી શબ્દો કાળા, સુંદર અક્ષરે ચીતર્યા હતા:

Mr. A. Dastidar,
an Expert in Singing
Ready to cut the hair and trim
the ear of applicants.

સાથેજ રમૂજી ચિત્ર ચીતર્યું હતું, તેમાં ઘરાકના કાનના ઉપરના ભાગમાં મિ. દસ્તીદાર કાતર મુકતા બેઠા હતા. છાત્રો ત્યાં હજામત કરાવવા બેસતા હતા. અર્થશાસ્ત્રના અધ્યાપક શ્રીયુત અશોક ચતરજી (મૉડર્ન રિવ્યુના તંત્રી રામાનંદબાબુના પુત્ર અને વેલફેરના તંત્રી) એ તો પોતાના એક છાત્ર બલવીરસિંહને પકડી આણી ત્યાં બેસાડયો ને પકડી રાખી એનું માથું મુંડાવી નાખ્યું! ગામડામાં હઠીલા છોકરાના માથાની જૂઓથી કંટાળી ગયેલો બાપ એને ચામડા ઉપર ટપટપ કરી વાટ જોઇ બેઠેલા હજામની આગળ જોર કરીને બેસારે અને ઉઠીને નાસી જાય નહિ એટલા માટે બે ખભા ઉપર જોરથી હાથ દબાવી રાખે એવો દેખાવ થઇ રહ્યો હતો. ફેર એટલો કે ગામડામાં છોકરો ભેંકડો મુકતો હોય, બાપ ડોળા કાઢી ઘાંટા કાઢતો હોય, હજામ ચોટલી પકડી દાંત કચકચાવી ફડફડ્ કરતો અસ્ત્રો ચલાવતો હોય ને

આજુબાજુના લોક જાણે કશું હોય નહિ એમ પોતપોતાને કામે લાગ્યા હોય! અહીં તો બધાંના મ્હોં ગોખલા જેવાં પહોળાં થઇ ગયાં હતાં ને બધાં ખડખડ હસતાં હતાં; કલાધરના હાથ માથા ઉપર અઆને નચાવી રહ્યા હતા ને ગુરૂના હાથ શિષ્યના ખભા દબાવી રહ્યા હતા એટલે એ બેના હાથ તો બિચારા કબજે પડયા હતા, પણ બીજા બધાના-શિષ્યના અને જોનારના-કેવળ સ્વતંત્ર હતા તેથી તડતડ તાળીઓ પાડયે જતા હતા! સોશિયલ ગૅધરિંગની-મેળાની-મઝા પુર જોસથી અહીં ચાલી હતી. બલવીરસિંહનું માથું ફકીરના તકીઆ જેવું-કુંભારના નાના લોટા જેવું થયું ત્યારે જ એને છોડયો! પછી મારા બે અતિથિઓએ પણ પોતાના ચહેરા કોતરાવ્યા, અને કલાધરને મજુરીના ચાર આના આપી દીધા.

હસતા હસતા અમે આગળ ચાલ્યા. પ્રથમ આવી શાન્તાની, ખેદુની, સુસિતાની સહીઆરી માંડેલી દુકાન. તેમાં વેડમી, બટાટાનું શાક, મગની લસણે વઘારેલી દાળ વગેરે ગુજરાતી રસોઇની વાનીઓ હતી. ગુજરાતી વાનીઓ બંગાળી લોક હોંસે હોંસે ખાય છે. આગળ મોટાં છાત્રછાત્રીઓની મોટી દુકાનો આવી. બધી દુકાનોવાળાએ પોતપોતાની દુકાનો માટે ઘોતીઆંથી કે સાડીઓથી ને બીજાં મળ્યાં એ કપડાંથી અનેક તરેહના ચિત્રવિચિત્ર પાલ બાંધ્યા હતા ને આગળ કંઇ કંઇ તરેહનાં sign-board લગાડી દીધાં હતાં. કોઇ એક દુકાન બીજી કોઈ દુકાનને પુરેપુરી મળતી તો હોય જ નહિ. કંઇ ને કંઇ વિચિત્રતા તો હોય જ. એક દુકાન ઉપર sign-board હતુંઃ

Nice sweets
appreciated by
Dr. Rabindranath Tagore.

બીજા sign-board ઉપર લખ્યું હતુંઃ

Those
who will not purchase anything
from here will be April Fools!

અને આવાં આવાં અનેક તરેહનાં sign-board વાળી ચિત્રવિચિત્ર રંગબેરંગી દુકાનો હતી. એક જગાએ અનેક પુસ્તકો વેચાતાં હતાં. તેમાં ગંભીર તથા હાસ્યોત્પાદક પુસ્તકો હતાં. પાસેજ એક મ્યુઝિયમ—અજાબઘર હતું, તેમાં અનેક તરેહનાં નમુનાનો સંગ્રહ હતો અને દરેક નમુનાની સાથે તેનું ઓળખાણ કરાવવા ચીઠીઓ બાંધી હતી. જુનું સડી ગયેલું પિત્તળનું બટન હોય તેની ચીઠી જુઓ તો વંચાય કે " ઓલીવર ક્રોમવેલે બ્રિટિશ પાર્લામેંટ ઝાડી કાઢી તે વખતે એણે પહેરેલા કોટનું બટન." એક પણ ચીજ એવી ના મળે કે જેનું કલેવર અને એને લટકતી ચીઠીમાંનું વર્ણન વાંચી તમને, તરતનું દીવેલ પીધું ના હોય તો હસવું આવ્યા વગર રહે! આ અજબઘરમાં કશું વેચાતું નહોતું એટલીજ નિરાશા હતી.

ત્યાંથી અમે બઝારના મધ્યભાગ તરફ ચાલ્યા. ત્યાં મીઠાઇની દુકાનો મુખ્ય હતી. સોડાવૉટર, લેમોનેડ, શરબત, ચ્હા બધુંય વેચાતું. આશ્રમનાં ને વિશ્વભારતીનાં છાત્રો ને છાત્રીઓ પોતાનો માલ વેચી રહ્યાં હતાં, માલની તારીફ માટે અવાજ કરી રહ્યાં હતાં; ઘરાકોને હાથ તાણીતાણી પોતપોતાની દુકાને લઇ જતાં. એકવાર એમને, પાલવે પડયા કે પછી તમારી મગદૂર નહિ કે તમે એમની દુકાનેથી કંઇ ખરીદ્યા વિના છટકી શકો! પરિણામે અમારે શરબત પછી એટલી ગરમીમાં ચે ચા પીવો પડયો! પોતાનાં માનેલાંને તરછોડી શી રીતે શકાય? રામભાઇ તો પોતાની દુકાને એક બે બાગીઓને બેસાડીને દૂર દૂર સુધી ઘરાકનાં કાંડાં પકડવા જતો, અને પકડતો તેને કદી છોડતો નહિ. ડૉ. તારાપુરવાળાને પણ એણે પકડેલા. ગમે એવા ગંભીરને પણ પકડી હસાવે ને પોતાનો માલ ખરીદાવે.

અમે આમ બઝારના મધ્યભાગમાં ફરતા હતા એવે અમારે અહીંના ભક્તજન Mr Reason મોટા થાળમાં રસગુલ્લાં, સંદેશ વગેરે મીઠાઇનો થાળ પોતાની દુકાનેથી ઉઠાવી લાવી અમારી સામે આવી ઉભા. અમારાં પેટ તો ખાઇપીને પાણીભરી પખાલ જેવાં થઇ ગયાં હતાં, તોય એમના માનને ખાતર થોડીક મીઠાઇ

ઉપાડી અને એ મીઠાઈની કિંમત પૂછી. એમણે કહ્યું કે ગઇ કાલે મારે ત્યાં મિજલસ હતી તેમાં તમને નોતર્યા હતા,પણ તમે તો આવ્યા નહિ તેથી અહીં તમારે માટે મીઠાઇ લઇ આવ્યો છું. મેં જણાવ્યું કે મારે ઘેર અતિથિ હતા તેથી આવી શક્યો નહિ; તે માટે તો મેં માફી માગી લીધી હતી, એટલે આ મીઠાઇની કિંમત તો તમારે લેવી જ જોઇશે. એમણે ના પાડી, એટલે મારા અતિથિએ અમે લીધેલી મીઠાઈની બદલ, નહિ તો ગરીબોના ફંડમાં આપવાને નામે એક રૂપિયો આપ્યો અને તે એમણે નિરૂપાયે-પણ હસતે મ્હોંએ-સ્વીકાર્યો. ભાઈ પીઅરસન અમારા આશ્રમમાં ગરીબોના બેલી છે. પાસેના ગામડામાં એમની જ દયાથી સાંતાલનાં બાળકો ભણે છે ને આનંદ અનુભવે છે.

એવામાં સમાચાર મળ્યા કે બઝારને નાકે પટા ખેલાય છે. અમે સૌ ત્યાં આશ્રમના કેટલાક હિંદુસ્તાની નોકરો પટા ખેલતા હતા ત્યાં ગયા પટા બહુજ ચાલાકીથી અટપટી રીતે ખેલતા હતા અને સૌને આશ્ચર્યચકિત કરી મુકતા હતા. બે બે માણસોની જોડીમાં પછી પટા ખેલવા લાગ્યા. ત્યારપછી લાંબા વાંસને છેડે ઘાસતેલથી સળગાવેલા કાકડા બાંધીને પ્રથમ એક માણસ ને પછી બે માણસો સામસામે પટા ખેલવા લાગ્યા. શિક્ષકો પણ પટા ખેલવા લાગ્યા. જોનારને બહુ આનંદ થયો, પણ નવાસવા આવેલા યુરોપિયનોને તો એથી યે વધારે આનંદ થયો. ત્યાર પછી અહીં છાત્રમંડળમાં પટાની રમતે કંઈકિવધારે જોર પકડયું.

એમ ફરતાં ફરતાં સાંજ પડી ગઈ ને મેળો પુરો લેઇ પાછા એક બાજુએ નિકળ્યા. ત્યાં આશ્રમનો છાત્રો, છાત્રીઓ ને શિક્ષકો ભજનો ગાતા હતા ને તેની સાથે અનેક તરેહનાં વાજાં વગાડતા હતા ત્યાં અમે સૌ બેઠાં. થાક તો લાગ્યો જ હતો. પેટ તરફડાતું હતું એટલે બેસી જવાનું મન થયું હતું, એવામાં આ પ્રસંગ મળ્યો. બેસવાનું મળ્યું ને તેમાં વળી ભજન સાંભળવાનાં મળ્યાં એટલે આનંદ વધ્યો.

ધીરે ધીરે સંધ્યાકાળ થયો ને ગાનારાઓ પણ ધીરે ધીરે રસે ચઢયા. એ ઉભા થઇ ગયા ને જોરથી હાથપગના તાળ દેવા લાગ્યા; પછી ધીરે ધીરે નાચવા લાગ્યા. ગાન વાદ્ય ને નાચ એ બધું એકતાલે જોરથી ચાલવા લાગ્યું. અનેક લોક ભરાયું. દુકાનોના દુકાનદારો ને ઘરાકો પણ ત્યાં આવી ભરાયાં ને હાથેપગે તાળ દેવામાં સામેલ થઇ ગયાં; ધીરે ધીરે નાચમાં પણ સામેલ થતાં ગયાં. કલકત્તાથી પાંચ છ ભણેલાગણેલા ને સારી સ્થિતિ ભોગવતા પારસીઓ આવ્યા હતા. સાથે બે બાઇઓ પણ હતી. એ અતિથિઓને પણ ચસરકો ચઢયો હતો. એક જે કંઇ વધારે રંગીલો હશે તેના હાથ તો ચાલતાજ હતા, પણ પગ પણ ઉપડવા લાગ્યા; એટલે એના સંગીઓએ ધકેલીને એને વચમાં ઘાલ્યો ને વચ્ચે આવતાં, પાણીના વમળમાં આવતાં હંસ નાચે એમ, એ ભાઇસાહેબ નાચી ઉઠયા. દેખાવ મઝેદાર હતો; પાટલુન, બૂટ, કોટ, નેકટાઇ પહેરેલો સાહેબ જેવો પારસી બંગાળી ગાન સાથે, હિંદી વાદ્ય સાથે, હાથના તાલ દેઇ ભગતની પેઠે ભાવભર્યો નાચે એ તો જુની આંખે નવા તમાસા!

અમે બધાં એક બાજુએ ઉભાં ઉભાં જોતાં હતાં; હું હાથે પગે તાલ દેઇ રહ્યો હતો એવામાં સાત વર્ષની નાની લતા આવી મને કહેવા લાગીઃ મહાશય, મારાથી જોઇ શકાતું નથી, મને તમારે ખભે ચઢાવો ને! મેં એને મારે ખભે ચઢાવી. બે ખભે બે પગ લટકાવીને એ નિરાંતે બેઠી, એટલે બધાંની સાથે એણે પણ હાથે તાલ દેવા માંડયા. મેં પણ હાથે પગે તાલ દેવા પાછા શરૂ કર્યા. થોડીકવારમાં પાસે ઉભેલા બે ચાર જણાએ મને આ સ્થિતિમાં જ પકડી વચ્ચે ધકેલી દીધો, ને કોણ જાણે અજાણતાં જ મારાથી નાચવાનું શરૂ કરી દેવાયું! ખુબ નાચ્યો. અનેક જણા ભળ્યા ને થાકતાં પણ નાચતાજ રહ્યા. ખુબ થાકતાં વમળમાંથી બહાર નિકળી જવા કરીએ પણ નિકળાય નહિ ને નિકળવા જઇએ તો રંગીલા દોસ્તો હાથ પકડી પાછા પાડે! આમ રાતના નવ વગાડયા.

ધીરે ધીરે મેળા પડતો ગયો અને મોડી રાત્રે સૌ વિખેરાઇ ગયું. આ પ્રકારે અમારૂં આનંદમઝાર-અમારી social gathering ખતમ થઇ.

દર વર્ષે ખાસ નારીમંડળનું પણ આનંદબઝાર ભરાય છે.

## ૨ સાતીપૌષનો મેળો

બંગાળી માસની ૭ મી તારીખે આશ્રમની બહારના મંદિરની તરફના ચોગાનમાં મોટો મેળો ભરાય છે. આનંદબઝારમાં બહારના લોક સાથે કંઈ જોગ નથી. એ બઝાર માત્ર આશ્રમવાસીઓનું જ હોય છે. પણ આ મેળામાં બહારનાં, આજુબાજુનાં ગામડાંના અને દૂર દૂરનાં અનેક નરનારીઓ આવી મળે છે.

મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરે આ જ દિવસે દીક્ષા લીધેલી તેની વર્ષતિથિ હોવાથી અહીં દર વર્ષે મેળો ભરાય છે. ડીસેમ્બરની બાવીસમી તારીખે ઘણું કરીને એ દિવસ આવે છે. ગયા ડીસેમ્બર માસમાં પણ એવો મેળો ભરાયો હતો. મળસ્કેથીજ વિદ્યાર્થીઓએ ગાન ગાવાં શરૂ કરી દીધાં હતાં. મંદિરની બહાર બાંધેલા ઉંચા માંચડા ઉપરનાં શોધડીઆં વાગવાં માંડ્યાં હતાં. બધાં આશ્રમવાસીઓ પ્રભાતમાં વહેલાં ઉઠી ન્હાવાધોવા મંડી પડ્યાં હતાં. સૂર્યોદય થતાં તો મંદિરનો ઘંટ વાગ્યો. એક એકને ટોળેટોળે સૌએ મંદિરને ભરી કાઢ્યું. આ પર્વ ઉપર કલકત્તેથી તેમજ બીજી જગાએથી ઘણા અતિથિ આવ્યા હતા ને મંદિર ખીચોખીચ ભરાઈ ગયું હતું. પ્રાર્થના શરૂ થઇ, ભજન ગવાયાં ને પછી ગુરૂદેવે ઉપાસના કરી. " મહર્ષિએ આજે દીક્ષા લીધેલી. દીક્ષા એટલે મુક્તિ. નાના નાના અંતરાય તોડી છેવટ સુધી મુક્ત થવું એ સાચી દીક્ષા છે, બ્રહ્મને પ્રાપ્ત કરવો એટલે જગત સાથે જોગ કરવો"– આજ ભાવના ઉપર આજના સમસ્ત ઉપદેશની દૃષ્ટિ હતી. ઉપદેશ પુરો થતાં વળી ભજન ગવાયાં ને ત્યાંથી ભજન ગાતાં ગાતાં સૌ છાતી મતલાએ ચાલ્યાં. સપ્તપર્ણીના ઝાડ તળે મહર્ષિ ધ્યાન ધરતા બેસતા તે જગાએ આરસની એક વેદી બાંધી છે અને તેના ઉપર બંગાળી લિપિમાં

तिनि आमार प्राणेर आराम
मनेर आनंद
आत्मार शान्ति ॥

એવા ભાવસૂચક શબ્દો લખ્યા છે. આ સ્થાનને છાતી મતલા કરે છે. સૌએ ભજન ગાતાં ગાતાં વેદીની ત્રણ પ્રદક્ષિણા કરી ને પછી એકબીજાને • સ્કાર કરી છુટા પડયા.

મંદિરની બહારના ચોગાનમાં મેળો ભરાય દર વર્ષે એક દિવસ ભરાતો, પણ લોકલોકને મળવાન લોકની સાથે આશ્રમ વાસીઓને ભળવાનો, લોક આશ્રમ સાથે ભળવાનો આટલો વખત ટુંકો પડ લાગવાથી હવેથી આ વર્ષે બે દિવસ મેળો રાખવાન ઠરાવ કર્યો છે. આથી વ્યવસ્થાનો ભાર પણ વધ્યો મેદાન વચ્ચોવચ એક મોટો ચોક ખુલ્લો રાખવામ આવ્યો છે. એ ચોકની ચારે બાજુએ સીધી હારમ દુકાનો મંડાઇ ગઇ છે. ચોખંડુ ચૌટું બંધાઇ ગયું છે સૌ વેપારીઓ પોતપોતાના માલ ઠોકી તેમાં દુકાને માંડી રહ્યા હતા. હિંદુસ્તાનનાં ઘણાંખરાં છાપામાં દવાની ને પુસ્તકોની જાહેરખબરો પચાસ ટકા કરતાં વધારે હોય છે એમ અહીં પણ મીઠાઇની દુકાનો પચાસ ટકા ઉપરાંત હોય છે. દુકાનોની પાછલી બાજુએ દુકાનદારીનાં ગાડાં છુટ્યાં છે અને આખા ચૌટાને કિલ્લાની પેઠે ઘેરી રહ્યાં છે,

મંદિરના દરવાજાની અંદર લાખનાં રમકડાંની દુકાનો છે. વેગણ, મરચાં, એળાયચી, સીતાફળ વગેરે અનેક ફળ લાખનાં બનાવેલાં હતાં. એના ઘાટ અને રંગ આબેહૂબ હતા. આ કળા બંગાળમાં બહુ આગળ વધેલી છે. સામી બાજુએ બાઉલ લોક ઉતર્યા છે તે રાતે ભજનની ધૂન મચાવે છે. દરવાજાનો નોક નગારખાનું છે તે અવારનવાર વાગતું રહે છે, તેનીજ નીચે આશ્રમવાસિનીઓએ દુકાનો ઉઘાડી છે. તેમાં હાથની સાડીઓ, આશ્રમમાં છાત્રછાત્રીઓએ ચીતરેલાં ચિત્રો, કલાભવનમાં તૈયાર થયેલા નમૂના વગેરે વેચાતા હતા. રેંટીઆ પણ ફરતા દેખાડવામાં આવતા હતા. ત્યાંથી બહાર નિકળતાં જમણી બાજુએથી ઉપર જણાવ્યા પ્રમાણેની મીઠાઇની દુકાનો શરૂ થતી હતી અને ડાબી બાજુએથી આશ્રમનાં પ્રદર્શન શરૂ થતાં હતાં. પ્રથમના પ્રદર્શનમાં શ્રીનિકેતન–સુરૂલમાંના આર્થિક

વિભાગનું નામ શ્રીનિકેતન પાડયું છે તે તરફથી ખેતીવાડીનાં અવનવાં દેશીવિલાયતી ઓજારના નમુના રાખ્યા છે ને તેની પાસેના પ્રદર્શનમાં જુદીજુદી તરેહના પાકના નમુના રાખેલા છે. વળી સામેજ ચોકમાં દશપંદર દિવસથી કેટલીક વનસ્પતિ ઉગાડી રાખી છે ને તેની વચ્ચોવચ હાથે ચલાવવાનું એક વિલાયતી હળ રાખી મુકયું છે, તે વડે જમીન કેમ ખેડાય એ વારંવાર લોકોને દેખાડવામાં આવે છે. તેની પાસે ગામડાની બહુ સુંદર પણ અગ્રેજી કળાકારખાનાંને અને સંસ્કારને લીધે નાશ પામતી જતી હાથ કારીગરીના નમુના ગોઠવેલા છે. પાસે સુંદર મજબુત ગાયો ને મરઘાંના નમુના પણ રાખ્યા છે. શ્રીનિકેતનના વ્યવસ્થાપકો આ સૌ લોકને રસથી બતાવતા હતા ને લોક બહુ રસથી જોતા હતા.

હવે રસ્તો ઓળંગીને ચૌટાની ડાબી બાજુ–પશ્ચિમ બાજુ લઇએ. પ્રથમ જ દવાખાનું હતું. મેળામાં કોઇને અકસ્માત કશું થઇ જાય તો તેનો તરત ઉપાય કરવાને આશ્રમ તરફથી આ દવાખાનું ઉઘાડવામાં આવ્યું હતું; એને લગોલગ બાળરક્ષણ માટે પ્રદર્શન રાખ્યું હતું, તેમાં બાળકોને આરામની, ઉંઘની, શુદ્ધ હવાની, સ્વચ્છ પાણીની, તંદુરસ્ત ખોરાકની કેવી જરૂર છે તે દેખાડનારાં ચિત્રો લટકાવ્યાં હતાં; દવાખાનાની અને એ પ્રદર્શનની વ્યવસ્થા મિસ ગ્રીન નામે એક અમેરિકન બાઇ રાખતી હતી. ત્યાર પછીના પ્રદર્શનમાં આજુબાજુનાં ગામોથી આવેલી શાળો ગોઠવી રાખી હતી અને એ શાળો વડે કપડાં કેમ વણવાં તે લોકોને બતાવવામાં આવતું હતું. પછી દેશીવિલાયતી–મોટે ભાગે દેશી કપડાંની દુકાનો ને ત્યાર પછી કાંસા પિતળનાં વાસણની. એ દુકાનોના વચગાળામાં એક મોટો મંડપ બાંધ્યો હતો. તેમાં જાત્રા ભજવાતી હતી. આપણા દેશમાં જેમ રામલીલા ભજવાય છે તેમ અહીં પુરાણોમાંનો એકાદ પ્રસંગ એ જાત્રામાં ભજવાય છે. પણ આ લોકને કળાનું ભાન કાંઇક વધારે છે. આ સિવાયની બાકીની બધી દુકાનો મીઠાઇ અને બીજા પરચુરણ માલની હતી; રમકડાંની પણ પુષ્કળ હતી.

ચૌટાની ચાર હારો બહાર અનેક ચકડોળ, ફાળકા વગેરે આનંદનાં સાહિત્ય પણ આવી ગયાં હતાં. તેમાં સૌ લોક, નાનું મોટું સૌ બેસીને આનંદ ભોગવતું હતું. સીનેમેટોગ્રાફની પણ સારી વ્યવસ્થા આશ્રમ તરફથી કરી હતી, પણ તેમાં બધા યુરોપઅમેરિકાના જ દેખાવ હતા ને ચોરલુટારાના પણ અનેક હતા; લોક તો બધા દેખાવ ઉત્કંઠાથી જુએ. કલકત્તાથી મલ્લ પણ બોલાવ્યા હતા, તે પાછલે પહોરે કુસ્તી કરતા હતા. આશ્રમના એક અધ્યાપકે પણ એક મલની સાથે બાથ ભીડી હતી. આશ્રમ બૉયઝ્ સ્કાઉટ્સ પણ પોતાની ચાલાકી બતાવતા. સાંતાલો પોતાનાં ધનુષબાણ લેઇને આવ્યા હતા, ને નિશાનબાજીના ખેલ ખેલતા હતા. એમાં પણ આશ્રમના અધ્યાપકો હાથમાં ધનુષબાણ લેઇ ઉતરી પડતા હતા. સાંજના સાંતાલનારીઓનો નાચ થતો હતો. એમનો નાચ બહુ ઉત્કૃષ્ટ અને આંટીઘુંટીવાળો નથી, કેવળ જ સાદો છે અને છતાં બહુ સુંદર અને કમનીય છે. બંને દિવસ રાતે દારૂખાનું છુટયું હતું.

મેળો આમ બે દિવસ રહ્યો. સૌને બહુ આનંદ થયો. લોકને પણ બહુ આનંદ થયો, અમને પણ બહુ આનંદ થયો. જાણ્યું કે અમે એકલા નથી, અમારે એકલાને ઉદ્ધારે અમારો સાચો ઉદ્ધાર નથી; લોક સમજ્યા કે અમારે પણ આશ્રમ જેવો મિત્ર છે. અર્વાચીન મહાપુરુષના સ્મરણમાં કે અર્વાચીન સંસ્થાના સંબંધમાં સાધારણ લોકસમાજ મેળે આવે એવાં દૃષ્ટાન્ત ભારતમાં હશે તો ક્વચિત્ હશે. જ્યાં સુધી કોઇ ને કોઇ રીતે આપણે સમાજની સાથે ભેળાઇએ નહિ ત્યાં સુધી તે આપણી ભાવનાઓ કેવી રીતે ઝીલી શકે ?

આશ્રમના પ્રમાણમાં મેળો કંઇ ન્હાનો ના કહેવાય. વ્યવસ્થા રાખવામાં ના આવે તો અનેક મુશ્કેલીઓ થઇ જાય. એટલા માટે આશ્રમના અધ્યાપકો અને છાત્રોએ મળી સ્વયંસેવકમંડળ ઉભું કર્યું હતું. બાબુ પુલિન ચંદ્ર દાસ બંગભંગના દિવસોમાં સ્વયંસેવકોની યોજના ને વ્યવસ્થા કરવામાં પ્રખ્યાત થયા હતા. ત્યાર પછી સરકારની સામે કાવતરાં કરવાના એકાદ મામલામાં એ કાળેપાણીએ ચડયા, ને ત્યાંથી અહ્ણાં છુટી આવ્યા

છે. સ્વયંસેવકોની વ્યવસ્થા કરવાને આશ્રમે એમને બોલાવ્યા હતા. એમણે બહુ સુંદર વ્યવસ્થા કરી. ચૌટા વચ્ચેના ચોકમાં બે રાવટીઓ ઠોકી દીધી હતી. એકમાં પુલિનબાબુ બેસીને કામ કરતા હતા, બીજીમાં કામ ઉપરથી ઉતરી ગયેલા સેવકો આરામ કરતા હતા. મેળો ભરાવાને આગલે દિવસે બધા સેવકો એમની રાવટી આગળ એકઠા થયા. તેમાંના અમુકને કલકત્તા વગેરેથી આવેલા આશરે દોઢસોક અતિથિઓને માટે અલગ રાખી બાકીનાનાં ચાર દળ પાડી નાખ્યાં. દરેક દળ ઉપર એકેક દળપતિ નીમાયો એકેક દળને એકેક કામનો પ્રકાર સોંપાયોઃ (૧) લોકને ઝાડે ફરવાનો બંદોબસ્ત કરવાને થોડે થોડે છેટે ખાડા ખોદીને ટટ્ટીઓ બાંધી દીધી હતી; અને બીજો કચરો વગેરે વારંવાર ઉપાડી લેવા આશ્રમના તથા બીજા મહેતરોને ફરતા રાખવામાં આવ્યા હતા. લોક ગમે ત્યાં ગમે તેમ ગંદકી ના કરે એં માટે એક દળના સેવકો ફરતા રહેતા અને લોકને સૂચનાં આપ્યા કરતા. (૨) એટલાં બધા માણસો ભરાય તેમને માટે પીવાવાપરવાના પાણીની વ્યવસ્થા ના કરવામાં આવે તો એમને બહુ આપદા પડે. આથી સ્વયંસેવકોના તંબુ પાસે જ ચકલી વાળી મોટી ટાંકી મુકી દેવામાં આવી હતી. કુવેથી ગાડાંમાં મુકાવી પાણીના ડબા લવરાવવા, ને ટાંકીમાં રેડાવવા ટાંકીમાં પાણી ખુટે નહિ, ચકલીથી પાણી લેતાં કોઇ નીચે ઢોળીને ગંદવાડ કરે નહિ એ જોવું વગેરે વ્યવસ્થા કરવાનું કામ બીજા દળનું હતું. (૩) દુકાનદારોનાં ને મેળા જોવા આવનારનાં ગાડાં વ્યવસ્થાસાર છુટે, રસ્તા બંધ થઈ ના જાય એવી રીતે દુકાનો મંડાવે અને મેળાને વ્યવસ્થિત રાખે એ કામ ત્રીજા દળનું હતું. (૪) ચોરી થાય નહિ, જુગાર રમાય નહિ, હલકા પ્રકારનાં ઓધુરુષો ત્યાં આવીને કંઇ અહિત કરે નહિ એ જોવાનું કામ ચોથા દળનું હતુ. એકંદરે વ્યવસ્થા એવી સુંદર હતી કે કશો અણગમતો કે અણઘટતો પ્રસંગ બન્યો નહિં.

આવા મેળાથી આશ્રમને ને લોકને લાભ થાય છે. ભણેલા મનાતા ને અભણ મનાતા લોક એક બીજાની પાસે આવતા જાય, એક બીજાને ઓળખતા થાય એ કંઈ ઓછો લાભ નથી.

નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

# ઢોરોનો વિમો

## તે માટે સહકારી મંડળીઓની જરૂર

હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે. આપણા દેશની વસ્તીમાંથી એંશી ટકા ઉપરાંત માણસોનો નિર્વાહ ખેતી ઉપર છે. પરંતુ ખેતીના ધંધામાં જોખમ બહુ રહેલાં છે. વરસાદ ના આવે અથવા તો રેલાઈ જાય તો નુકશાન થાય. બહુજ ટાઢ પડે તો પણ પાક ઠીમાઈ જાય. ખેતી કરવાની ઋતુમાં ગરીબ ખેડુતોના ઢોરોમાં રોગ ચાલે, અને સેંકડો ઢોર મરી જાય; તીડ યા ઉંદરથી પાક નાશ પામે, વગેરે. આ પ્રમાણે આ ધંધામાં બહુજ જોખમ છે. પશ્ચિમના દેશોમાં તો આવા જોખમોના નુકશાનથી બચવા માટે વિમો ઉતારવામાં આવે છે. એટલે કે ગામેગામના ખેડુતો દર વર્ષે થોડી થોડી રકમ વિમા કંપનીઓમાં ભરે અને જો ખેડુતોને નુકશાન થાય તો તે વિમા કંપનીઓ ભરી આપે.

આપણા દેશમાં તો આવી વિમા કંપનીઓ કામ કરતી નથી. વળી વેપારી વિમા કંપનીઓ મારફતે કામ મોઘું પણ પડે એટલે હવે પશ્ચિમ તરફ પણ આવા વિમાઓ લેવા માટે ખેડુતોનીજ સહકારી મંડળીઓ કરવામાં આવે છે. આપણા દેશોમાં પણ જુદી જુદી જાતની સહકારી મંડળીઓ નિકળેલી છે. અને તેમાં ખાસ કરીને ઢોરોનો વિમો ઉતારનારી સહકારી મંડળીઓ પણ સ્થપાઈ છે. તે બહુજ ફાયદાકારક કામ કરી શકે તેમ છે. બેલજીયમમાં ૧૯૦૯ ની સાલમાં ૧૧૪૨ આવી મંડળીઓ હતી. તેમાં એક લાખ સભાસદો હતા; તથા ત્રણ લાખ ઢોરોના વિમા ઉતારેલા હતા. ફ્રાંસમાં ૧૯૧૦ માં ૮૪૨૮ આવી મંડળીઓ હતી. તેમજ જર્મનીમાં ૮૪૦૦ હતી. બ્રહ્મદેશમાં પણ આવી મંડળીઓ લોકપ્રિય નિવડી છે.

સરકાર તરફથી સહકારી મંડળીઓ સંબંધી એક ખાતું આપણા ઇલાકામાં નિભાવવામાં આવે છે. આ ખાતા તરફથી ઢોરોના વિમા માટે સહકારી મંડળીઓ સ્થાપવા સંબંધી વિચાર થયેલા છે, અને જો કોઈ સ્થળે તેવી મંડળી સ્થાપવી હોય તો આ ખાતા તરફથી જોઈતી સલાહ મળે છે.

આપણા જેવા ખેતી ઉપર જ આધાર રાખતા દેશમાં ઢોરો—દુધાળાં ઢોર તેમજ ખેતીનાં ઢોર, ગાય, ભેંસ તથા બળદ કેટલાં ઉપયોગી છે એ તો સૌ કોઈ જાણે છે. વળી આપણા ખેડુતોની ગરીબાઈ પણ જાણીતી છે. જો સાધારણ ખેડુતનું એક પણ ઢોર મરી જાય તો તેને બહુજ દુઃખ પડે છે. ખરી ખેતી કરવાને ટાણે તે નિરાધાર થઈ પડે છે, અને આવે સમયે પઠાણ ધીરધાર કરનારા તેને મોટે વ્યાજે પૈસા આપવા આવે છે. તેને કાંઈ પણ ઓથ ન હોવાથી બિચારો આવા ધીરનાર પાસે ઢોર ખરીદવા નાણાં લે છે. અને એકવાર જો તે આ પઠાણોના હાથમાં સપડાયો તો, અસહ્ય વ્યાજના બોજાને લીધે, તે ભાગ્યેજ દેવામાંથી છુટી શકે છે.

આવા ખેડુતવર્ગમાં, ઢોરોનો વિમો ઉતારનારી સહકારી મંડળીઓ સ્થાપવાની બહુજ જરૂર છે. આવી સહકારી મંડળીઓ કોઈ પણ ગામમાં સ્થાપી શકાય. તેમાં બાર સભાસદોથી શરૂઆત કરી શકાય છે. પરંતુ

જો સો ઢોરનો વિમો ઉતારવાનો હોય તોજ કામ શરૂ કરી શકાય, એટલું બંધન જરૂરી ધારવામાં આવે છે. સભાસદો પાસે દાખલફી ફક્ત એક રૂપિયો લેવાની છે, અને દરેક ઢોરના વિમા માટે દર વર્ષે સેંકડે રૂા. ૫–૦–૦ પ્રીમિયમ લેવાનું હાલ ઠરાવવું એવો સામાન્ય નિયમ છે. કોઇ પણ એક ઢોરનો વિમો રૂ. ૧૦૦ કરતાં વધારે રકમનો લેવો નહિ, તથા ઢોર મરી જતાં જે રકમનો વિમો હોય તેનાથી પોણી રકમ આપવી, એવા નિયમો આવી મંડળીઓમાં રાખવામાં આવે છે. આવી મંડળીઓનો વહીવટ કેવી રીતે કરવો તેમજ તેમાં પેટાનિયમો કેવા રાખવા જોઇએ તે સંબંધી લોકોને સમજાવવું પડે તે માટે સરકારીખાતા તરફથી આદર્શ નિયમો ઘડીને તૈયાર રાખેલા છે, તે કોઇ પણ માણસ મેળવી શકે છે.

જો ગામડેગામડે ઢોરનો વિમો ઉતારવા માટે સહકારી મંડળીઓની સ્થાપના થાય તો ખેડુતોને બહુજ લાભ થાય. તેઓ વિમા માટે બહુજ હપતાઓ–પ્રીમિઅમો–ભરીને, મોટા જોખમના ભયમાંથી મુક્ત રહે. તે પછી એકાદું ઢોર મરી જતાં લમણે હાથ મૂકીને તેમને નિરાશ થઇ બેસી રહેવું ના પડે અથવા ભારે વ્યાજે નાણાં કાઢવાં ના પડે. ઢોરનો વિમો હોય, એટલે નિયમ મુજબ વિમાના પૈસા મળેજ, અને તેમાંથી નવું ઢોર ખરીદી શકાય. વળી સહકારી ધોરણે કામ કરવામાં આવે એટલે કોઇ બીજો માણસ આ ધંધામાંથી મોટો નફો કરી જાય નહિ. આમાંથી સારો નફો થાય તો વિમો ઉતારનાર સહકારી મંડળીઓનુંજ ભંડોળ વધે, અને ભવિષ્યમાં વિમાના દર ઓછા થવાનો સંભવ રહે; અથવા તો સભાસદોમાં થોડી ઘણી વહેંચણી પણ થાય.

આ રીતે ઢોરનો વિમો ઉતારનાર સહકારી મંડળીઓ આપણા સમાજને બહુજ અનુકૂળ તેમજ ઉપયોગી છે. આ કારણથી ગામડાંઓમાં આ બાબતની માહિતી લોકોમાં ફેલાવવાની બહુજ જરૂર છે. સમાજસેવકો પણ આવી મંડળી સ્થાપવાના કાર્યમાં મદદ કરે તો ખેડુતોને બહુજ લાભ કરી શકે. વળી આવી મંડળીઓ સ્થપાય તો તે દ્વારા એક બીજું કાર્ય પણ સાધી શકાય. અત્યારે ગામડાંઓમાં ઢોરોને બાંધવાની જગાઓ બહુજ ગંદી રાખવામાં આવે છે, તેમજ ઢોરોમાં રોગ ચાલતાં તેમની બરોબર દવા પણ થતી નથી. તેમજ કેટલાએક ઉપદ્રવોની તો અસરકારક અટકાવ કરનારી દવાઓ છે તો પણ તે દવાઓનો ગામડાંઓમાં ઉપયોગ થતો નથી. પરંતુ વિમો ઉતારનારી મંડળીઓ ઢોરોનાં આરોગ્ય તેમજ તેમની દવાઓનું કામ પણ અસરકારક રીતે કરી શકે. ઢોર મરી જાય તો આવી મંડળીઓને નુકશાન થાય. માટે તેવા નુકશાનમાંથી બચવા માટે પણ ઢોરની જીંદગી લંબાય તેવું જ્ઞાન લોકોમાં ફેલાવવામાં આ મંડળીઓનો સ્વાર્થ રહેશે. તેમજ તેના કેટલાએક નિયમો પણ એવા રહેશે કે જેથી ઢોરોની માવજત હાલ કરતાં સારી થશે.

અત્યારે સહકારી ખાતા તરફથી જે આદર્શ પેટા-નિયમો ઘડવામાં આવેલા છે, તેમાં પણ ઢોરોના રોગ સંબંધી કેટલાએક નિયમો છે. એમાં એક નિયમ એવો છે કે જે રોગો અટકાવી શકાય તેવી દવાઓ–રસી મૂકવાની–જાણીતી થઇ હોય, તેનો ઉપયોગ કરવા મંડળી-ઓએ સભાસદોને કહેવું અને જો તેઓ તેનો ઉપયોગ ના કરે, અને જો ઢોર તેજ રોગથી મરી જાય, તો વિમાનાં નાણાં ઉપર તે સભાસદનો હક્ક રહે નહિ.

બીજો એક નિયમ એવો છે કે ઢોર માંદું પડે કે તરતજ કાર્યવાહક મંડળને ખબર આપવી, અને જો તે મંડળને ઠીક લાગે તો તે ઢોરના દાક્તરને બોલાવે–આ દાક્તરો સરકારી ખાતાનાજ હોય છે–અને જો તેઓની મદદ મફત મળી શકે. તેમ ના હોય તો ખર્ચનો અડધો હિસ્સો ઢોરનો માલિક આપે અને અડધો મંડળી ભોગવી લે.

આ રીતે આવા કાયદાઓને લીધે ઢોરનું મરણ-પ્રમાણ ઘટશે અને દેશનું ધન–ઢોર બચશે. છતાંપે આવી મંડળીઓ તથા વિમાનું કામ લોકપ્રિય થાય તે

માટે શરૂઆતમાં બહુ છૂટછાટથી કામ લેવામાં આવે તો બહુજ લાભ થાય. અલબત, અજ્ઞાનને લીધે અત્યારે ગામડાંઓમાં બહુજ વ્હેમો છે. અને તેઓ ઢોરની દવા કરતાં અચકાય છે, અને જાનવરની ઇસ્પિતાલોમાં પણ તેમને પૂરી શ્રદ્ધા નથી. પણ જો ધીરજ અને કુનેહથી કામ લેવામાં આવે તો બધું ઠેકાણે પડી જાય.

હાલ તરત સરકારે ઢોરો માટે દાક્તરી મદદ, આવી મંડળીઓને મફત આપવા વ્યવસ્થા કરવી જોઇએ. વળી શરૂઆતમાં લોકોને કદાચ આ મંડળીઓમાં પૂર્ણ શ્રદ્ધા-વિશ્વાસ બેસે નહિ તે પણ બનવાજોગ છે. તે માટે સરકારે વિમો ઉતરાવનારને એવી ખાત્રી આપવી જોઇએ કે જરૂર પડતાં આ મંડળીઓને સરકાર પોતે નાણાંની મદદ કરશે.

હમણાં તો ઢોરોનાં જન્મમરણ, ઉંમર વગેરેના આંકડા જોઇએ તેવા આપણી પાસે નથી. પરંતુ ધીમે ધીમે ઢોરનાં વસ્તિપત્રક, વૈજ્ઞાનિક ધોરણે તૈયાર થશે. વળી ગામડાંમાં ચોખ્ખાઇ તથા ઢોરોની જાળવણી પણ સુધરશે. અને તેમ થતાં મુડીવાદી દેશી કે પરદેશી વિમા કંપનીઓ ઢોરના વિમાનું કામ પણ હાથ ધરશે.' જો તેમના હાથમાં આ ધંધો જશે તો ગામડાનું ધન, મુડીવાળાઓ પાસે ખેંચાઇ જવાનો વળી એક નવો સંભવ ઉભો થશે; માટે આવો સંભવ ઉભો થાય તે પહેલાંજ ગામડેગામડે સહકારી વિમામંડળીઓ સ્થાપી-ને પગભર કરવાની ખાસ જરૂર છે.' આમ કરવાથી ખેડુતો નિશ્ચિંત થશે, લેણદારોના હાથમાં સપડાતા બચશે અને ગામડાનું ધન ગામડામાં રહેશે. આશા છે કે આ ઉપયોગી વિષય સમાજસેવકો હાથમાં લઇ લેશે.

કેશવપ્રસાદ દેસાઇ

# દયારામની ગરબીઓ

ગયા અંકમાં, આપણે, પ્રેમીઓના સનાતન સુંદર અસંખ્ય માનવભાવયુક્ત કવિ-વદષ્ટિથી દયારામની ગરબીઓના વિવિધ પ્રકાર તથા વિશિષ્ટ સૌન્દર્યો પારખવાનો અલ્પ પ્રયાસ આદર્યો છે. તેમાં (૧)શ્રીકૃષ્ણનાં જાદૂ—રાધા કે ગોપી પર—ના તત્વનું આપણે દષ્ટાંતો સાથે સિંહાવલોકન કરી ગયા. રાધાજી જેવી કોઈ પણ રસિકાને પોતાના કૃષ્ણચંદ્રમાં સકલ વિશ્વ સૌન્દર્ય આવીને વસેલું લાગે, તેમ પ્રત્યેક રસિક રમણને પોતાની પ્રિયતમમાં પણ લાગેજને ? અન્યોન્ય અજબ આકર્ષણ વિના પ્રેમનું સફળતા કે પૂર્ણતા શક્ય નથી. આથી, ઓતપ્રોત વિકાસ પામતું બીજું તત્વ લાધ્યે:

(૨ રાધાજીનું સામું અજબ આકર્ષણ: આ તત્વ પરત્વે બે સુંદર ગરબીઓ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. દયારામ ભક્તિભાવથી પ્રેમાયલા હોવાથી, શ્રી કૃષ્ણના જાદૂમ, સ્વાભાવિક રીતે વધારે તલ્લિન બન્યા છે; પરંતુ સૌન્દર્યમૂર્તિ રાધાજીની અંગે અંગની, પ્રત્યેક અંગના મોહનથી કવિ કદી અજાણ્યા છે ! અને એ રસપારાવારનાં દર્શનેજ પ્રેમમૂર્તિ શ્રી કૃષ્ણની કેવી પરવશ સ્થિતિ બને છે ! એ પ્રેમપરવશતાનું વર્ણન રાધામુખેજ એવું તો સર્વાંગે સુંદર છે કે સ્થલ-કાલનાં કશાંજ બંધન વિના એ કવિતાના ઉચ્ચ શિખરે નિત્ય વિલસશે:

(ગરબી—૪૧) હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું,
વારે વારે સામું ભાળે મુખ લાગે મીઠું હું શું જાણું૦
હું જાઉં જળ ભરવા ત્યાં પુઠે પુઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો બ્હેડલું ચડાવે; હું શું૦

*  *  *  *

મુને એકલડી દેખી ત્યાં મ્હારે પાવલે લાગે,
રંક થઇ કાંઇ કાંઇ મ્હારીપાસ માગે; હું શું૦
મુને જ્યાં જ્યાં જાતી જાણે ત્યાં એ આગે આવી ઢૂંકે
એની ! દયાનો પ્રીતમ મ્હારી કેડ નવ મૂકે; હું શું૦

પ્રિયતમા રસિકાની આ સ્વાનુભવસિદ્ધ પ્રેમ મીમાંસા છે. રાધા ને કૃષ્ણ લઇ લ્યો તોપણ યુગ યુગ રસિક તથા રસિકાનો આ રસયુક્ત મીઠો અનુભવ કોણ અજાણ્યો છે ? પ્રેમવશ મુગ્ધા પોતાનું સૌન્દર્ય મોહના ક્યાંથી જાણે ? છતા પોતાનો પ્રીતમ પોતા પાછળ ઘેલુડા બન્યો છે એટલું તો રસમગ્ન બાલા અનુભવી શકે છે; અને એ આછી મીઠી સુકુમાર અનુભવલક્ષણોનું કેટલું મનોહર ને સફળ વર્ણન છે! આ ગરબી એ એક ઉત્તમ સંગીતકલ્પ કાવ્યને નમુનો છે; એના સુંદર રસિક ભાવો એવા તે લાલિત્યથી આલેખાયા છે કે એ સર્જનજૂના લાગે છે અને રસસાહિત્યમાં અમર બન્યા છે; પ્રેમી એવો તો પ્રેમઘેલો બન્યો છે કે જ્યાં પ્રિયા વસે ત્યાં એનું દિલ એકલુંજ નહિ પણ શરીર પણ અજબ આકર્ષણે —અવનની સાંકળ—થી ખેંચાય.જ જાય છે; ગોપી જળ ભરવા જાય તો કાંઠે બ્હેડૂં ચઢાવવા અણનોતર્યો ઉભો રહે: તરછોડે તોપણ રીસ આણે નહિ; દૂરથી દોડતો આવી પોતાની માળા પહેરાવે; પાવલે લાગી, કંઇ કંઇ-પુંડરિક મહા-ચેતા પાસે માગે તેમ—રંક થઇ માગે; અને વિયોગની ક્ષણ પણ યુગ યુગ જેવી સતાવે !

રાધામુખે આ સ્નેહનાં જાદૂ સાંભળ્યાં; હવે રાધા-

જીની સખી કેવું સુંદર ભાષ્ય આજ પ્રસંગ ઉપર રચે છે!—

(ગરબી-૪૨) રાધે તું પ્યારી ને બીજું અવર ન કોઇ,
જેને જગત મોહ્યું તે તો તુંને રહ્યો મોહી; રાધે તું૦

*   *   *   *

હું પણ જાણું એહનું મળવું ક્યાંથી,
ક્ષણું એક અળગો ન થાય તારે ત્યાંહાથી; રાધે તું૦

રાધાજીની સખી સુજ્ઞ હોવાથી રસભર્યું યથાસ્થિત વર્ણન કરે છે. ગોકુળની ગોરીઓ એની પુંઠે કુંજે કુંજમાં વિવશ બની ભટકે છે; પણ શ્રી કૃષ્ણને તો રાધાની જ અજબ તાલાવેલી એવી લાગી છે કે જગત્ રાધામય જ બધું લાગે છે. પ્રીતમને સર્વ અમૃત રાધા-મુખે જ સવતું લાગે છે એટલે રાધાજીનાં મર્મવાક્યો, કામણુટુમણાં-બધું જ મધુર લાગે છે!

×   ×   ×

આ પ્રમાણે અન્યોન્ય આકર્ષણથી પ્રેમીઓ અત્યંત મોહ પામેલાં આપણે જોયાં; એટલે એ પ્રેમનો વિકાસ કવિ કેવા સુંદર રીતે સાધે છે, ક્રમે ક્રમે એ રસપ્રગતિનાં અંગે અંગ કવા વિલસાવે છે તે તપાસિયેઃ રાધાજીનાં સૌન્દર્યથી મન ઘેલું બન્યું અને નટવરનાગર જગતને નચાવે તોયે પોતે રાધિકાનો રસહિન્ડોલા જેમ ઝૂલાવે તેમ પરવશ બની ઝૂલવા લાગ્યા; અને રાધાજી માટે તીવ્ર ઝંખના જાગી.

(૩) રાધિકા માટે ઝંખનાઃ આ તત્વ ત્રણ ગરબીમાં સુંદર આલેખાયું લાગે છે. આગળ ઉપર પ્રેમીનાં રીસામણાં-મનામણાં અને લલિતાનું દૂતીકૃત્ય આપણે યોગ્ય રીતે વિચારીશું. હાલ તો રાધાના મોહક આકર્ષણ પછી, જ્યાં જ્યાં રાધા મળે ત્યાં ત્યાં રંક થઇ, પ્રેમપરવશ રસનાયક શું શું કહે છે તે જોઈશું—

(ગરબી-૪) સાચું માનની, રૂપાળી રાધિકા જો;
સકળ સદ્‌ગુણનું ધામ, રહિત બાધિકા જો. સાચું૦

×   ×   ×   ×

મારે ઠરવાનો એક ઠામ તારી જાતડી જો. સાચું૦
રાત્ર દિવસ ધ્યાન તારૂં મારા મનમાં જો;
નિદ્રા થાતાં તને દેખું છું સ્વપનમાં જો; સાચું૦

×   ×   ×

તારૂં સર્વ મીઠું લાગે મુને માનની જો;
હું જગજીવન, મુજ જીવન સુતા ભ્રખુ-
ભાનની જો. સાચું૦

×   ×   ×

એવી વ્હાલી છો પણ કહેતાં આવડતું નથી જો:
વાણી કાળજડાંની અંતે કહું છું કથી જો. સાચું૦
મારો તારો મળી બેનો એક પ્રાણ છે જો;
જૂઠું કહેતો નથી વેદમાં પ્રમાણ છે જો. સાચું૦

આ ગરબીમાં રાધિકાને બદલે બાલિકા શબ્દનો પ્રયોગ કર્યો હોય તોપણ માનવહૃદયના ઊંડા પ્રેમ-ભાવનું નિરૂપણ હોવાથી ગરબીનું સૌન્દર્ય સચવાઈ રહે છે. રા. નરસિંહરાવભાઇ એમ. એ. ના ભાષણોમાં આ સત્યનું સમર્થ રીતે સૂચન વારે વારે કરતા તે મને યાદ આવે છે. પ્રિયતમા એ ઠરવાનું ઠામ, તથા જીવનના પ્રાણ બને છે-એ સનાતન સુંદર તત્વ છે. પછીની ગરબીમાં એજ રાધાજી માટે ઝંખના આલેખી છેઃ

(ગરબી-૫) સાંભળ વચન મ્હારૂં કૃષ્ણ કહે કામની જો,
તેં તો મન મારૂં ભમાવ્યું છે ભામની જો. સાં૦

×   ×   ×

માતા જશોદા કહે છે જમતો નથી જો,
'બાપ! શું છે તને દુઃખ' મને કહે કથી જો. સાં૦
એવું સાંભળી હું તેના સામું જોઇ રહું જો,
મારી માત આગળ હૈયાનું હેત કયમ
કહું જો. સાં૦

×   ×   ×

પરમેશ્વરે રૂપ તુજને શીદ આપિયું જો,
આપી તનડું હમારૂં સંતાપિયું જો. સાં૦

×   ×   ×

દયા આણીને નમેરાં નવ થઇયે જો,
ચતુર હોય તેને ઝાઝું મુખ શું કહિયે જો. સાં૦

સ્વ. દોલતરામ પંડયાએ લખ્યું છે કે-'માતાનો ઉભરાય સ્નેહ પણ ત્યાં હૈયું ઉઘાડાય ના '–એ તત્વનું કેવું રસિક ચિત્ર દોરી, કવિએ શોધન કર્યું છે ! જશોદા જેવી વાત્સલ્યપૂર્ણ માતા સમિપ પણ ઉરનાં બારણાં ઉઘડતાં નથીને ? રોમિયોના માતપિતાને થયું હતું તેમ નંદ-જશોદાને પણ થયું જ હશેને ?–આને તે શું ચેટક લાગ્યું હશે કે પંથભૂલેલા પંથી માફક આ 'બાધું' ના બાધું કરે છે, ઉંડા વિચારમાં પંડી જાય છે અને સજળ નયને, આખો સમય, કંઇ જડીબુટ્ટિ શોધતો હોય તેમ, ફર્યા જ કરે છે !

જેમ જેમ રાધાજીનો પ્રેમ સામો વિકસતો જાય છે તેમ તેમ સ્નેહયોગ માટે તીવ્ર ભાવ પ્રકટે છે. રાધાજીનું રૂપ એ ગૌણ છે; પણ મુખ્ય તો રાધાજીનો અદ્ભુત અનન્ય **પ્રેમ** જ છે. આવો પ્રેમ અનુભવતાં રસસાગર હ્રદયનાં મોજાં કેવાં ઉછળવા દે છે !–

(ગરબી–૨૧) તાહારે પ્રેમે હું મોહ્યો રાધિકે,
**તારા સરખો પ્રેમ કહીં ના જોયો;**
માનની તારે પ્રેમે હું મોહ્યો. રાધિકે૦
હજુ પણ હેતરસ તારો મેં પીધો,
**અચ્યુત છું તદપિ તેં જીતી લીધો;**
અન્ય હતી પણ અર્થ કોઇનો ના સીધ્યો. રાધિકે૦

× × ×

રૂપ માહારૂં નથી યોગી હ્રદે વસતું,
તારું રૂપ મુજ મનથી નથી ખસતું;
મોટું સુખ દેખું વદન તારૂં હસતું. રાધિકે૦
' રાધે ! રાધે ! ' અચળ જપે મુજ વાણી,
આતુરતા અંતરથી ન જાએ વખાણી;
કહેવી વ્હાલી છે કોયથી જાએ ન જાણી. રાધિકે૦

એવી તીવ્ર ઝંખના જાગી કે સંપૂર્ણ અદ્વૈતભાવ વિના શાંતિ વળે તેમ ન હતી. રાધાજીનો પ્રેમ અનુપમ સુંદર ! પ્રેમ કરતાં એ રૂપ ચડે કે રૂપ કરતાં એ પ્રેમ ચડે ! આખો સમય મુખે 'રાધા'નો જ અજંપા જાપ ! અને રસસમાધિ જામતાં-'તું તે હું ને હું તે તું'–એ ઉચ્ચ ભાવનાનો આવિર્ભાવ દ્દઢ થતો જાય છે; છતાં સંયોગ નથી થયેલો તેથી ઉરની તાલાવેલી શમી નથી લાગતી !

× × × ×

આમ જ્યારે રાધાજીની ઝંખના કૃષ્ણને લાગી ત્યારે રાધાજીની ક્રમે ક્રમે શી સ્થિતિ થાય છે ? '**શ્રી કૃષ્ણની ભાવનામાં**' ગોપિકા-સંબંધ ઉપરાંત વૃંદાવનના બીજા પદાર્થો, જેવા કે તુલસીવન, ગાયો, મોરલી અથવા વેણુનો નાદ, ' રસિયો યમુનાજીનો પનઘટ, દાણલીલા વગેરે અનેક પદાર્થો આવે છે. શ્રીકૃષ્ણ નટવરનાગર હોવાથી જે પ્રસંગમાં જૂઓ તે પ્રસંગમાં કલાની સંપૂર્ણતા સિદ્ધ કરી પોતાનું અપ્રતિમ આકર્ષણ એવું તો જમાવે છે કે રાધા રસવિવશ બની રસિયા સાથે રાસ ખેલવા, પૂર્ણયોગ સાધવા ઘેલી જ બને છે ને કૃષ્ણને ઝંખ્યા જ કરે છે. આપણે વશિકરણવાળી વાંસલડીનો મનમથતો પ્રભાવ જોઇએઃ

(૪) મોરલીઃ આ તત્વ ઉપર પુષ્કળ ગરબીઓ ધ્યાન ખેંચે છે. વ્રજની પ્રત્યેક ગોપી કેવી મુગ્ધ હતી તે સુવિદિત છે. એ વાંસલડીમાં સંગીત ને માધુર્ય ને રસદ્દ્હકાનો એવો અજબ જમાવ છે કે આપણું મન મોહ પામ્યા વિના ના રહે. તોપછી રસનાયક પોતેજ બંસરી બજવે, યમુનાજીનો સુંદર ઘાટ હોય અને ગોપિકાઓનું ભોળું પ્રેમાળ દિલ હોય એટલે પૂછવું જ શું ? રૂપકગ્રંથીમાં આપણે નથી ઉતરતા; અને વાંસળી એ પ્રભુનો આત્મા અને સંગીત એ બ્રહ્મનાદ ગોપિકારૂપ ભક્તોને મોહ પમાડે એ બધું સર્વને માન્ય ના પણ હોય ! કવિત્વની દ્દષ્ટિથી, સંસારને રસ જે પ્રિય બને છે તે રસદ્દષ્ટિથી તપાસતાં જણાશે કે પ્રત્યેક ગોપી રસમગ્ન બની હશે; છતાં રૂપ, ગુણ તથા પ્રેમની પૂર્ણતા રાધિકાનામાં હોવાથી એ વાંસલડીની જાદુઇ અસર એ અદ્ભુત રસમૂર્તિના હ્રદય પરત્વે તપાસવી ઠીક પડશેઃ

(ગરબી–૧૦) વશકરણી છે બીજનારિનેજીરે, વશકરણી
**છે તારી વાંસળી.**
સ્વર સુણતામાં હું તો સુધબુધ વીસરી; દરદમાં
ગરદ અહ્ને રે રળી; વશ૦

સેવાયરી સ્વાદ છે એનો અતીઘણો, મુને લાગે છે
સાકર કરતાં ગળી; વશ૦
ચટકો વાગ્યો તે ઝેરી ડંખથી ન ઉતરે, ઝેરી
ઝાઝી છે તે હરતાં વળી. વશ૦

(ગરબી–૩૧) વ્હાલો મારો કુંજમાં વાય છે વાંસળીરે લોલ,
નાદે વેધી છે મ્હારી પાંસળીરે લોલ.
તાલાવેલી લાગી છે માહારા તનમાંરે લોલ,
ગોઠતું નથી કંઇ ભુવનમાંરે લોલ.
મારૂં ચિત્ત ચોહેટે નહીં ઘરકામમાંરે લોલ,
પેઠું છે મન ઘનશ્યામમાંરે લોલ.

(ગરબી–૩૪) વાંસલડી વાજે, સાંજે આજ વાંસલડી વાજે;
વાત માહરી ભુલી મા જાજે; સાંજે૦
જે ત્યમ કર્યું હોવે જે રીતે, તે તો ગીત
વીશે ગાજે. સાંજે૦

આ પ્રમાણે અનેક ગરબીમાં વશકરથી વાંસળીને કવિએ અત્તનવાં લાડ લડાવી તેના ઉપર નાનકડાં સુંદર કાવ્યો રચ્યાં છે. પરંતુ વાંસલડી ઉપર એક ગરબી અનુપમ સુંદર છે; અને એ રસસાહિત્યમાં ચિરંજીવ સ્થાન લે તેવી મનોહર, ભાવપૂર્ણ ને કટાક્ષયુક્ત છે:
(ગરબી–૫૧) માનીતી તું છે મોહનતણી, હો વાંસલડીરે.
તુને વાહાલમ કરે છે ઘણું વાહાલરે, હો૦
મીઠો આવડો શો સોહાર, મેલ્યો નંદનો કામોર, હો૦
તારૂં આવડું શું જોર, ભુંડી કાળજડું મા કોરરે, હો૦
પીયે અધરામૃત પિયુતણું તું, હો વાંસલડી,
દમારે સોકય સરીખૂં તું સાલરે, હો વાંસલડી. મીઠો૦

× × ×

ઝેર ઘણું છે તારી રૂપટમાં, હો વાંસલડી,
ખરાં તુંથી ભાલા તરવારરે, હો વાંસલડી.
એકીવારે તું દઝી નાખતી, હો વાંસલડી,
ઓ ભુંડી ! થોડે થોડે મા મારરે, હો
વાંસલડી. મીઠો૦

× × ×

જોતાં તું કાષ્ટ કેરો કરકડો, રે વાંસલડી,
તુને આજ મળી છે ઠકરાતરે હો વાંસલડી. મીઠો૦

વિયોગાવસ્થામાં મોરલીનું અમૃત પણ રસમૂર્તિ રાધાને કેવું વિષમય ભાસે છે. બીજી ગોપીઓનો આપણે વિચાર નથી કરતા, અને પુષ્ટિપંથનાં રહસ્યો નથી તપાસતા. રાધાજીને પોતાની દર્દભરી વિયોગસ્થિતિમાં એક વાંસલડી–કાષ્ટની લાકડી–ઉપર એકાન્ત કેવા ભડકે બાળે છે. આ ગરબી એવી તો સર્વાંગે સુંદર લાગે છે કે રસસાહિત્યમાં એજ પ્રકારનો વિરલ–સુંદર બેરો મળવો મુશ્કેલ છે. એક વાંસલડીના રૂપ, ગુણ, માધુર્ય તથા જાદુઈ પ્રેમટહુકા ઉપર આવું મનોહર રસિકડું ભાષ્ય દયારામ સિવાય કોણ રચી શકે ? 'દમારે સોકય સરીખૂં તું સાલરે'; 'ઓ ભુંડી! થોડે થોડે મા મારરે'; 'તુને આજ મળી છે ઠકરાત રે': વગેરે સનાતન ભાવપૂર્ણ મધુર પંક્તિઓ કયા દેશના કે કાલના રસસાહિત્યમાં અમર ના બને ?

× × × ×

વાંસલડીએ આમ કાળજ કોર્યાં પછી પ્રેમીઓના ઉરની લગની અજબ લાગી ચૂકી; એકબીજાનો સંયોગ સાધવા ઉરનાં ઉંડાણો સળકવા લાગ્યાં; પરંતુ યૌવનમદ તથા સૌન્દર્યમદ બન્ને બાજુ પૂર જોશમાં હોવાથી કોણ કોને એકદમ નમતું આપે ? બન્ને પક્ષ સ્વમાનમાં ને ગર્વમાં ગુલતાન. આથી કવિએ રસની રકઝકના કેટલાક સુંદર પ્રસંગો વર્ણવ્યા છે તે આપણે તપાસીએ; પછી ભલે એ ઝાકમઝોળ મહિયારીનાં દાણ માગતાં બજારમાં હોય, કે પનઘટ રોકયો હોય ત્યારે યમુનાતીરે હોયઃ—

(૫) રસની રકઝકઃ (અ) મહિનાં દાણના પ્રસંગો લઇયેઃ–

(ગરબી–૧) મહિયારી મીગી ચાલી મહિ વેચવા,
મધ્ય શ્રી રાધા રૂપતણો ભંડાર જો;

આ ગરબીમાં ગોપીઓના નામની પસંદગી કવિના સુંદર કર્ણને રૂચે તે આપણને મોદ પમાડે તેવી છે. પ્રત્યેક ગોપી પોતે સુંદર છે પણ રાધા મુખ્ય મહિયારી છે અને એનાં રૂપ, ગુણ તથા ચાતુરી કને સહુ ઝાંખાં પડયા વિના રહેજ નહિ. શ્રીકૃષ્ણનાં–એ નટવરનાગરનાં

બધાંય જાદૂને પણ ઘણીવાર મ્હાત કરે અને એ જગ નચાવનારને પણ ધારે ત્યારે નચાવે તે રાધિકા. જેડેની ગરબીમાં દાણલીલાના સરસ વિસ્તાર છેઃ

(ગરબી-૨) 'મારગડો મેહેલોને મોહનલાલજી,
આઘા રહો અલબેલા ન કરો આળજે';

× × ×

હરિ બોલ્યા ' અબળા થા મા આકળી,
ચાખંતામાં ચમકી શું થાય લાલજો';

× × ×

' કહો શાને મુખ લોહ્યું આ છેડલે,
જુઓ રંગ લાગો તંબોળની પીકજે.' માર૦

× × ×

' આ લે તું ખા બીડી પ્યારી પાનની
સામા માહારે મુખડે રંગ લગાડજો.' માર૦

× × ×

કેહે મુજને લે બાઘો મહીમૂલમાં,
પણ તુજ (રાધા) ગોરસપર લાલચ્યું
માહારૂં મનજો.' માર૦

× × ×

' થાઓ ડાહ્યા લાલ હવે મોટા થયા,
નથી બીતા કપરે કંસનું રાજજો.' માર૦

× × ×

કહાન કહેઃ ' કંસનું અહીં શું ઉપજે?
વ્રદાવનમાં રાજા નંદાનંદ જો;' માર૦

અંતમાં 'મરમતણી વાણીએ રીઝયાં રાધિકા.' કવિ પણ તંબોળના શોખીન હતા એટલે રસમસ્તીમાં આવા પ્રસંગનો અનુભવ તો તેમણે નહિ કર્યો હોય!...બજારમાં મારગ રોકે તેથી રસિકા છેડાઈ જાય છે ને કહે છેઃ

(ગરબી-૯)

ઓળ પોતાનો ખુંચે ખાઇયે, કરીયે દીઠો અદીઠોજી;
પ્રગટ કરી બજારે બેઠાં શું, લાગે છે અતિ મીઠો?
પેર ન જાણોજી.

ઘ પનઘટ—આ પ્રસંગ ઉપરની ત્રણ ગરબી સુવિખ્યાત તથા મનોહર છેઃ એ યમુનાનો ઘાટ ને યૌવનરસહેલીની કલ્પના કરતાંજ આવાં કાવ્યોની સફળ સમજાય છેઃ

(ગરબી-૩૨) શ્રી યમુનાજીના ઘાટમાંરે લોલ,
રોકી રાખી છે મુને વાટમાંરે લોલ.

× × ×

મારો પાલવ પાથ્ય શું સારોછોરે લોલ,
ડાહ્યા થઇ કયાં ઘેલા થાઓછોરે લોલ.

બીજી એક ગરબીમાં પનઘટ ઉપરની રસની ઝાંખી તેની મસ્તિમાં આપણને મુગ્ધ કરે છેઃ

(ગરબી-૫૨)

આઠ કુવાને નવ વાવડીરે લોલ,
સોળસેં પનિહારીની હાર;
માહારા વાલાજી હો,
હાવાં નહિ જાઉં મહિ વેચવારે લોલ. (ટે૦)
સોના તે કેરૂં માહારૂં બેહેડલુંરે લોલ,
ઉઢેણી રત્ન જડાવ,
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે લોલ,
તુટયો માહરો નવસરહાર;
કાંઠે તે ઉભો કહાનજીરે લોલ,
'ભાઇ મુને ઘડુલો ચ્હડાવ';
' હું તુને ઘડુલો જો ચહાવુંરે લોલ,
થાય માહારા ઘર કેરી નાર;'
' તુજ સરખા ગોવાળિયારે લોલ,
તે તો મારા બાપના ગુલામ;'
' તુજ સરખી ગોવાળણિરે લોલ,
તે તો મહારા પગની પેજાર;'
' દયાના પ્રીતમ પ્રભુ પાતળારે લોલ,
તે તો માહારા પ્રાણનાઆધાર.' માહારા૦

આ ગરબી નવરાત્રિમાં ગુજરાતમાં ગવાતી કોં નથી સાંભળી? આની અંદરની રસની ગમ્મત કે ઓહ્યને પ્રિય બની છે? યૌવનની ખુમારીમાં સ્વા ભિમાનની લાગણી તીવ્ર બને છે. અંદરથી પરસ્પ

પ્રેમ ઉભરાનો હોવા છતાં, ક્ષણભર છેડાઈ જઈ, કટાક્ષયુક્ત વક્રોક્તિ કે મર્મોક્તિથી રસભરિત જમાવવાના માનવહૃદયને કોડ ઘણીવાર થતાજ હશેને! આ કોડનો મીઠો ટહુકો આ ગરબીમાં છે.

(ક) કુંજમાં-કોઈવાર કૃષ્ણ રાધાજીને છેડવામાં ખૂબ આનંદ લે અને પછી યુક્તિથી દાક્ષિણ્યયુક્ત મીઠાં વચન કહી કુંજમાં સંતોષવા પ્રયત્ન કરે ત્યારે પણ કેવીક રસઝક જામતી હશે! પણ આવે પ્રસંગે રાધા મીઠાં વચનો માને ખરી કે?

(ગરબી-૧૨) માને તમારૂં ને તો ઘેલડી છબિલા,
કહ્યું માને તમારૂં તે તો ઘેલડી.
સીંચવિ ન્હોતી ત્યારે રોપી શીદ રસિયા,
પ્રથમ થકી વ્હાલ વેલડી; છબિલા૦
—વગેરે.

× × ×

આમ રમતી રસઝક જામતી, કૃષ્ણ જાદુગર તો પ્રેમની ફિલસુફીમાં પારંગત હોવાથી, હાથતાળી દઈ, ગોપનો ક્ષણ ચમત્કાર મચાવતી, સરકી જાય! ત્યારે પાછો ગોપીઓને તેમાં સહુથી વિશેષ રાધાને વિરહનો ઉન્માદ કેવો સતાવે! આથી આપણે એ તત્વ પર રચાયલી થોડી ગરબીઓ તપાસિયે:

(૬) વિરહનો ઉન્માદઃ આ મનમૂંઝવતા અનુભવનું આમાદ કવિત્વપૂર્ણ ચિત્ર આલેખતી ચારેક ગરબી આપણું ખાસ આકર્ષણ કરે છેઃ

(ગરબી-૧૫, પ્રેમની પીડા તે કોને કહિયેરે, હો મધુકર,
પ્રેમની૦
થાતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે,
હાથનાં દીધાં તે વાગ્યાં સહિયેરે; હો૦
× × ×
ધીરજે ધડકાં રાત દિવસ અંતરમાં;
ભૂખ નિદ્રામાં નવ લહિયેરે; હો૦
× × ×
રને કુંનો ઝાડયો ઘણો મર્ણ થકી મ ઠો;
શું કરિયે દાઝ્યાં તે વાહિયેર, હો૦

કોઇની આગળ હૃદય ના ઉઘાડી શકાયું-માનવહૃદયનો સમભાવ ના મળ્યો ત્યારે બહારની કુદરતના એક તત્વ-મધુકર આગળ રાધાએ-પ્રિયતમાએ પોતાનું દિલ ખોલી વલ્લભીના વિયોગનું માર્મિક દુઃખ ગાયું. યક્ષે પોતાનું હૃદય વાદળીને કહ્યું હતુંને?......છતાં શ્રી કૃષ્ણના સ્નેહી ભક્ત ઉદ્ધવજી આગળ કોઈવાર ઉરનાં બારણાં ઉઘડે છેઃ

(ગરબી-૧૬) પ્રીતડીની રીત અતી અટપટી,
ઓધવજી છે પ્રીતડી૦
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહિ,
વજ્રલેપે જડી તે જડી. ઓ.
× × ×
પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત,
દુઃખ પામે તોય રહાય ના ઘડી;
કહ્યા સમજ્યામાં ન આવે એ વસ્તુ તો,
જાણે જેને હોય વીતતી વડી;

પ્રીતિની જ્યોત સત્સંગરશ્મિથી પ્રજળે-પ્રેમપૂર્ણ ઝળહળે-પછી એ તેજઅંબાર પ્રકટિકપાયે શાંત ને નષ્ટ થઇ શકે. અને એકવાર પ્રેમ પારાવારમાં ઝંપલાવ કર્યા પછી ઉ અધિરી રાધાની સ્થિતિ 'આ દર્દ' કહી ના શકાય, સહી પણ ન શકાય! પણ આગળ ઉપર એક પ્રસંગ શોધીને શ્રીકૃષ્ણનેજ દીન બની, પ્રેમપરવશ થઇ પોતાનું દર્દ કહે છેઃ

(ગરબી-૪૯) ઉભા રહો અલબેલા ક્ષણું સંજોગ,
ડાહ્યા છો પુછું એક વતડીજી.
મ્હારાં તનમાં ચેટક કે કાંઇ રોગ,
કેમ ગળે છે મ્હારી જાડીજી.
× × ×
તેમાં એક વળી અચરજ સુણજો આજ,
મુજને તો કાંઈ સમજ ના જડેજી;
તમ મુખ દેખું ત્યાંહાં લગી નહી સંતાપ,
કયમ હશે મુજને સમજણ ના પડેજી.

ત્યાં તો શ્રી કૃષ્ણ રસભીના બની એ રોગની પરીક્ષા કરવા નાડી તપાસે—રોમાંચ થાય-અંક ભરાય-ને અધરામૃતપાન!

પછીની ગરબીમાં કટાક્ષયુક્ત અતિશય માર્મિક ભાષામાં રાધાજી પોતાનો વિરહ-ભાવ વ્યક્ત કરે છે. કુબ્જા એ મથુરાનગરીની એક બેડોળ સુંદરી, કૃષ્ણે તેની ભક્તિથી પ્રસન્ન થઈ સ્વીકારી; એથી એનાં રૂપ, મહત્તા તથા માન વધ્યા. બીજી બાજુ, ગોકુળિયું નાનું ગામડિયું સાંની સાદી સરળ છતાં પૂર્ણ હૃદયસૌન્દર્યવાળી વ્રજની ગોપી એ સર્વ-Country Beauties-ની શિરોમણિ રાધિકા ! હવે રાધાજીના મુખે–

(ગરબી–૫૦) વ્હાલાજીને કહેજો મધુવન માગ મમ છે,
વ્રજ પધારો એકવાર, સુખડું નિરખિયે રે લોલ.
વ્હાલાજીને ગમશે નહિ એકલા કહેજો,
લાવે સંગ કુબજા નાર, નરખીને હરખિયે રે લોલ.

× × ×

વ્હાલા તમે ગુણનિધિ મહગુણસાગર,
મ્હોયા જોઈ કુબજા ગુણ અંગ;

× × ×

મધુકર ! કુબ્જાને પણ કહેજો, પિયુને ઘણું લડાવે લાડ,
અલી એ રતનનું જતન કરશે તે,
હમે માનીશું પાડ.

આ પ્રમાણે વિરહના ઉન્માદમાં કેવો મર્મસંદેશ શબ્દચાતુરીને રસ પૂર્ણ પાડે છે ! સ્ત્રીહૃદયની સ્વાભાવિક ઇર્ષા ક્યાં નથી હોતી ? છતાં ઉનું દર્દ દબાવી કેવો રસિક સંદેશ, બહારથી સુંદર પણ અંદરથી ઉર મારતો, મોઢું હસતું રાખીને રસિક મધુવનને કહે છે !

× × × ×

વિરહના ઉન્માદની દશા પછી સંયોગ શૃંગાર સધાય છે, પરંતુ એ સંયોગ શૃંગાર ઘણી લૌકિક ભાષામાં કવિ કેટલીકવાર એવો તો વર્ણવે છે કે ભક્તિભાવ વિનાના આ યુગમાં એની અસર અનિષ્ટ બને છે. કવિના રસજીવનમાં ઘણાં ભયસ્થાનો છે; ને કવિને કોઈવાર ખુલ્લે ખુલ્લા શૃંગારમાં ઉતરી પડતાં વાર નથી લાગતી. કિંતુ સંસારનું ચિત્ર આલેખતી કેટલીક ગરબીઓ આમ લોકપ્રિય હતી; પરંતુ હવે અપ્રિય પણ થતી જતી જોવામાં આવે છે:—

(છ) લૌકિક શૃંગાર–અનેક પ્રકારે કવિ તેનું વર્ણન કરે છે. પ્રથમ તો, વ્રજની ગોપી ને કૃષ્ણ વચ્ચે પ્રેમલીલા રમતી જાય છે તેમ એ શૃંગારની ગોપીના ગૃહજીવનમાં શા અમર થાય છે ? સાસુજી પુષ્પ ‘ઉમ્મરનાં પતાં હાલકાં ને શાણાં બન્યાં છે તેથી તેમની વહુ–નવપરિણીતાના રસશૃંગાર ઉપર તેમની તીક્ષ્ણ દૃષ્ટિ છે—

(ગરબી–૪૩) શીખ સાસુજી દે છે રે, વહુજી શોહો રંગે,
આવડો શો આસ ગારે, સામળીયા સંગે.

× × ×

વહુવારુ માણસ રે, ડાહ્યાં બહુ થાશો મા;
જળ ભરવા એકલડાં રે, આજ પછી જાશો મા.

આથી વહુજી પણ છેડાયાં. બુદ્ધિ, ચાતુરી ને કટાક્ષમાં પારંગત બનેલાં કેવાં આબાદ રામબાણ મૂકે છે—

(ગરબી–૪૪) એવાં વચન સુણીને રે, વધાં વળતાં વહુજી;
ગંગાજળ સરખાં રે, હો સાંભળો સાસુજી.
જેનામાં જેવું રે, તેવું તે તો દેખે:
સારા ને નરતાં રે, પોતા સરખા પેખે.
× × ×
જેમ ખુંદી ખમું છું રે, નચાવી નાચું છું:
તોએ પૂરના સુણી રે, તારે જાએ સાચું છે.

ત્યાર બાદ, ગ્રહણતાળીનો એક મનોહર ગરબો રસસાહિત્યમાં અમર બન્યો છે. એ ગરબીનાં માધુર્ય ને ડોલન (Rhythm) એવાં તો સુંદર છે કે એ દિશામાં એ અનુપમ જ લાગે છે. તેમાં પણ કિન્નરકંઠે કે સંગીતરસિક કોઈ કવિમુખે ગવાતો સાંભળવામાં જ તેની સંપૂર્ણ સફળતા છે. રા. નરસિંહરાવભાઈએ એવી મીઠી હલકથી એ અમારી પાસે ગાયો હતો ને એવું રસિક ભાષ્ય રચ્યું હતું કે હજી એ રસટહુકા સંભળાય છે. મધ્યરાત્રિએ ગરબો ગોઠવાયો છે—રાધાને સખીમંડળનો—ત્યાં કૃષ્ણ આવે છે—રાધા ઉપર વારી જાય છે—કુંજમાં લલિતાજી યોગ કરાવી દે છે—

(ગરબો–૫૫) ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ.
રાધિકા રંગીલી અભિરામ મીજવામણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ. રાધિકા૦
× × ×

કંઈક રસની મસ્તિ એવી ભરી હોય છે કે તેમને રી-સામણાં-મનામણાં કરવામાં કંઈક ઓરજ મઝા આવે છે. એ રસનો અનુભવ અજાયબ છે. અને તેમાં રસ-સાગર કૃષ્ણ તથા પ્રેમમૂર્તિ રાધાના સ્નેહઅંબારનું તો પૂછવુંજ શું ? જયદેવે 'ગીતગોવિંદ'મા એ રૂસણાં ને મનામણાં ને સંયોગની રસરમણાજ ગાઇ છે:—

(૮) પ્રેમીનાં રીસામણાં: આ તત્વની પુરી રસિક ખિલવટ માટે આપણે નાનપણથીજ રાધાજીનો પક્ષપાત શ્રીકૃષ્ણ માટે કેવો હતો તે સ્હેજ જોઇએ. બાળપણમાંજ કુમારી રાધાના ઉરના કોડ કેવા વિલસે છે !—

(ગરબી-૬૧) નંદનંદન અલબેલડોરે,
એહનાં વાલાં લાગે છે વેણ; સાંભળ સહી મારી.

× × ×

ભુલી વિધાતા ચતુર થઇ કે,
મારા કર્મતણો એ વાંક;
નંદકુંવર માહરા કંથ થવાનો,
એને સૈ ના લખિયો રાંકય.

× × ×

કુંવારો છે હજી કહાન કુંવરરે,
મુને એટલડી છે આશ;
પાયે લાગું સખી તાહરે રે,
તું તો જા મુજ મ.તા પાસ.

પોતાની પ્રિયમાં પ્રિય સખી લલિતાજી પાસે આમ ઉરના એકાંત ઉઘડે છે. લલિતા એ અલબેલીને વણી-દણી તૈયાર થવાનું કહે છે, જેથી યોગ્ય વરકન્યાનો યોગ સરળતાથી સાધી શકાય. સુંદર શણગાર સજીને જળ ભરવા યમુનાજી જાય છે. ત્યાંની રસવિતકોનું વર્ણન એક ગરબીમાં સરસ છે.

(ગરબી-૬૫) ઘેલી મુને કીધી શ્રી નંદજીના
નંદે; ઘેલી૦

× × ×

વ્હાલાજી હુંપેં વાંકી નજર વડે જોયું,
સાહેલી મ્હારૂં ત્યારે તો અધિક મન મોહ્યું,
કાળજ મારૂં કુટિલ કટાક્ષે પ્રોયું. ઘેલી૦

+ + +

સખી એનું મુખડું મદન મોહકારી,
અંગેઅંગ માધુરી મનોહર ભારી,
મંદમંદ અધુરે હસી મુને મારી. ઘેલી૦
નટવર એ નખશીખ કામણભર્યો છે,
આવડો રૂ ાળો એને કોણે કર્યો છે,
મેં તો મારા મનથી એને વર્યો છે. ઘેલી૦

આ પંક્તિઓની સફળતાનું મુખ્ય એ કારણ છે કે પ્રત્યેક રસિકા પોતાના રસનાયકને આ શબ્દો યુગયુગ-માં કહે છે ને કહેશે. × × × પરંતુ આપણે રીસામણાં-મનામણાં સ્હેજ વિસ્તારથી તપાસીએ: રાધાજી કોઈ કારણથી ખૂબ રીસાયાં છે. લલિતાજીને મનાવવા માટે શ્રી કૃષ્ણે મોકલ્યાં છે; આવા પ્રસંગોના સુંદર ને સફળ આલેખનમાં કવિની રસચાતુરી અજબ છે; લલિતા કહે છે:

(ગરબી-૨૭) શ્યામા તું તો શોદને રીસાવીરે કાંઇ
એક કારણ મુજને કહેની;

+ + +

પાણ જોડી પરણામ કરીને
બાઇ કહાવ્યું છે ત્હારે કંથેરે;
જો તમે દુઃખ હમારે દાઝો તો;
પગ ધરજો આ પંથે.
નયણે નીર ભરે છે નટવર,
મુખે જપે રાધા જાપરે;
દયાળ પ્રીતમને મળને માનુની,
સમે સર્વ સંતાપ.

પરંતુ રાધાજીનું રૂસણું કંઈ સાધારણ નથી: એમાં રસ ને મસ્તિ ખૂબ ભરેલાં છે. અંદરથી મળવાની હોંસ કહી જાય તેવી નથી, પણ બહારથી પોતાનું માન, અભિમાન જાળવવા માટે રમતિયાળ કલ્પના-ના રમણે ચડી છે; કંઇ કંઈ મિષે નંદકિશોરનો પોતાના મનમાં વાંક વસ્યો હોય તેવો આડંબર કરે છે–

( ગરબી-૨૮ ) હાવાં હું સખી નહીં બોલુંરે
કદાપિ નંદકુંવરની સંગે;
**મુને 'શશીવદનો' કહ્યા છેરે,**
ત્યારથી દાઝ લાગી છે અંગે.
ચન્દ્રબિમ્બમાં લાંછન છે વળી,
રાહુ ગળે ખટ માસેરે;
પક્ષે વધે ને પક્ષે ઘટે કળાપુરણ,
નિત્ય તે નવ પરકાશે.
તે કરતાં ચન્દ્રવદની કહી તો કર્યાં,
હું ને ચન્દ્ર એક રાસેરે;
ત્યારે મુજ મુખ પાખે શું અટક્યું,
**છે જોગે ચંદ્ર આકારો.**

આ પ્રમાણે માનુની પોતાનો રોષ વ્યક્ત કરે છે. હકિકત એ છે કે–'શું લલિતાથી હું મનાઉં ? શા માટે ના આવે શ્યામ !' આ પ્રમાણે શ્રી કૃષ્ણ ઉપર પોતાનો રોષ સચવતાં, કૃષ્ણ કપટી છે, ઠગારા છે ને કાળા કામણગારા છે–માટે કાળી પ્રત્યેક વસ્તુનો ત્યાગ કરવાનો જાણે નિશ્ચય કર્યો હોય તેવો ખોટો ખોટો ડોળ કરે છેઃ—

**( ગરબી-૧૭ ) શ્યામ રંગ સમીપે ન જાવું,**
મારે આજ થકી શ્યામ૦
જેમાં કાળાસ તે સહુ એક સરખું,
સરવમાં કપટ હશે આહવું.

\+ \+ \+

નીલાંબર કાળી કંચુકી ના પેહેરું,
જમનાના નીરમાં ન ન્હાવું;
મરકટ મણીને મેઘ દ્રષ્ટે ના જોવા,
જાંબૂ વંત્યાગ ના ખાવું.

કસ્તુરી, કોકિલા, કાજળ સર્વનો ત્યાગ! પરંતુ કવિ સુંદર ટીકા કરતાં કહે છે–' પણ મન કહેજે પલક ન ગીભાવું'...આમ રાધિકાનું રૂસણું ભારે હોવાથી લલિતાજી પાછાં ફર્યાં ને કહે છે–

**( ગરબી-૨૯ ) લલિતા કહે સુણો સ્વામીરે,**
**હઠિલી હઠ ન તજે હું હારી;**
કહ્યું એનો કોઈનું ન માને રે.
આપ મનાવો પોતાની પ્યારી.

શ્રી કૃષ્ણ ઉપર ફરી રીસ ચડી છે તે યથાર્થ સમજાયું. એ સંયોગરસિક દંપતિ હવે નવો માર્ગ યોજે છે તેનો અમલ જોઈએ–

( ગરબી-૩૦ ) પ્યારી મનાવાને કારણેરે
મોહને મનમાં મત્ય વિચારીરે;
પ્રભુજી પોતે પધાર્યા રે,
સુંદર રૂપ સુંદરિનું ધારી.
નવમમ વરસમાં નૌતમ જોબન,
સ્વરૂપ તણો ભંડારરે;
અંગ અગ પ્રતિ અમિત મધુરી
શું વર્ણું શણગાર ?

× × ×

**અનુપમની ઉપમા શી આપું ?**
પાર ન પામે અનંત.

× × ×

કામની કહે કંઈ કપટે હું ખાળું,
ને નહિ તો એ નિચે જાશેરે;
મુજ કરતાં રૂપે છે રૂડી
**દેખતા લાલ લોભાશે.**

ઓસહજ દર્પથી કૃષ્ણના મોહિની સ્વરૂપને રોક્યુંઃ અન્યોન્ય સ્નેહ કરવાના કોલ લીધા-દીધા, ત્યાં કૃષ્ણે ખરું રૂપ પ્રકટ કર્યું ને તરતજ પછીથી હૃદય હૃદયે આલિંગન દૃઢ કર્યું ને સંયોગ સંપૂર્ણ સાધ્યો.

પણ વળી પાછાં રાધિકાજી રીસાયાં; ને મનામણું કરવા લલિતાજી તૈયાર થવા લાગ્યાં. શ્રી કૃષ્ણ વિયોગના દુઃખે મુંઝાવા લાગ્યા ત્યારે લલિતા આશ્વાસન દેતું આપે છે !

( ગરબી-૩૭ ) આંખ ભરો શા અલબેલાારે
લાડલી લાવું;
એક મુહુરત પ્હેલી મહારાજ,
શીદ સંતાપ કરોછો.

વાંક તમારો કદી હોયે તોયે,
લાડકી લાવું;
નહિ તો નામ ધરું ન લલિતય, શીદ૦
× × ×
એક વાતડીમાં વિહ્વળ કરીને લાડકી લાવું;
સોપું હાથ તમારો હેને હાથ, શીદ૦

લલિતાનાં જાદુ અજબ હતાં; અને ઉરઆધારી રાધા પાતે મળવાને, પોતાના ભૂલથી પસ્તાય, તત્પર બને; આમ સંયોગરસિક સખીએ ઉભયનો રસયોગ સંપૂર્ણ સાધ્યો; અને એ સંયોગ એવા સુન્દર હતો કે રસામણાં-મનામણાં પૂરાં થતાં ને એ રસયોગ ચિરંજીવી નીવડયો. પછીથી છૂટા પડતાં પણ--

(ગરબી-૩૯) વળતાં વ્હાલમાંરે,
નચાવ્યાં લલચાવ્યાં લોચન;
પરખી આંખડીરે,
હજુ હરિ મળવાનું છે મન.
× × ×
વ્હેલા પધારજો રે,
એકી જોશ તમારા પંથ;
રખે કંઇ અટકતારે,
માહરા કામણગારા કંથ.

આમ અન્યોન્યના પ્રેમમાં નિમગ્ન તેમને મૂરી આપણે પડદો પડવા દઇશું ?

× × ×

પરંતુ વળી પાછો પડદો સહેજ ઉપડવા દઇશું અને સ્થૂળ સંયોગના હર્ષ ને ઉન્માદ કરતાં વિશેષ સુંદર ને ભવ્ય આત્મયોગ કે સૂક્ષ્મયોગનું પૂર્ણ હાર્દ અંતમાં તપાસીશું. સ્થૂળ ભોગ લૌકિક શૃંગાર છે, આત્માને જ્યાં લગી શરીરનાં બંધનો નડે છે ત્યાં લગી શરીરના તન્મનાટ, લાલાસેની તથા રસયોગ લોકોને પ્રથમ આકર્ષણ પ્રત્યેક યુગમાં કરવનાં. કેવળ સૂક્ષ્મયોગની વાતો કરવી-Platonic loveની ભાવનામાંજ જીવવું-એ માનવ હૃદય ને માનવ શરીરની સ્વાભાવિક લાલસા સમજ્યા પછી નિરર્થક છે: પરંતુ સ્થૂળભોગ ક્ષણિક આનંદ આપે છે, ને ક્રમે ક્રમે ઉચ્ચ આત્માઓને સૂક્ષ્મભાવ તથા આત્મભાવ એવો તો સબળ પ્રકટે છે કે કેવળ શુદ્ધ સાત્વિક રસસમાધિ જામે છે. આ તત્વની છેલ્લી પરીક્ષા કરીએ:-

(૬) રસસમાધિઃ મથુરાથી જ્ઞાની ભક્ત ઉદ્ધવ વૃન્દાવન આવ્યા છે. પોતાના જ્ઞાનબળમાં તેઓ દર્પસંદિત રગન બન્યા છે: ત્યાં તેમને ગોપીઓના અખંડ રાસનાં દર્શન થાય છે ગોપિકાઓ-જેમાં હમેશ રાધા સ્વામિની છે-એવી તો પ્રેમ મગ્ન બની જાય છે કે શ્રી કૃષ્ણનો સ્થૂળ દેહ મથુરામાં હોવા છતાં પોતાના પ્રિયતમ પ્રભુ સાથે અદ્ભુત પ્રેમસમાધિ કે સંપૂર્ણ રસયોગ અનુભવે છે. આ તત્વની ગરબી આ બધા સંગ્રહમાં સર્વોત્તમ સુંદર વિલસે છેઃ—

(ગરબી-૩૩) માન્યો મનનો મોહનવર
પાણીમાં જોરે,
અમો વેદના ભેદની મહું વાણીઆ જોરે, માન્યો૦
× × ×
જેહને જોવા જોગેશ્વર દેહ દમે જોરે,
તે તો અમસું અખંડ રંગે રમે જોરે. માન્યો૦
અમારૂં પદ કો ન પામે કોટી સાખમાં જોરે,
અમારે ઓછું રહ્યું શું અભિલાખમાં જોરે.
છવનજગતનું અમ પાસે આપો આપછે જોરે,
કેવળ પ્રેમ-પુરૂષના પ્રતાપ એ જોરે.
સુખી અમને ઓધવ! કયાંહું જાય ના જોરે,
સોહ્યુ અમારૂં તમો પરખાવ ના જોરે.
અમો હંને વિયોગે આંસુ પાડિયે જોરે,
ઉદ્ધવ! રહેર તેર તે રૂપ દેખાડીએ જોરે.
ઘડી બેમાં વાંસલડી વાગશે જોરે,
વાહલો અગવારો આવી કાંઈ માગશે જોરે,
એમ કહેતાં સહુ મને મગ્ન થઇ ગઈ જોરે,
ઉદ્ધવ જોય છે ને પ્રેમસમાધિ થઇ જોરે.

આ અપૂર્વ અખંડ રાસમાં શ્રીકૃષ્ણનું શરીર મન ને આત્મા ત્રણેનો સાક્ષાત્કાર થતાં, વ્રજની ગોપી કે રાધાના રસસમાધિ પ્રત્યક્ષ જોતાં ઉધ્ધવનો જ્ઞાનમદ ગળી ગયો અને પ્રેમભક્તિનું બળ અને રસયોગનું પૂર્ણ સૌન્દર્ય સમજાયું—

મિથ્યા શીદ હું પુછું છું જ્ઞાનગાથમાં જોરે.
હરિ દીસે છે દીવાના હાથમાં જોરે.

આવું રસદર્શન થતાં ઉદ્ધવજી પણ અભિમાન તજી પ્રેમલીન થયા અને નિરંતર પ્રભુ મથે આત્મયોગનો અવર્ણનીય આનંદ અનુભવ્યો. ગોપીજના આ સંપૂર્ણ રસયોગ કે પ્રેમસમાધિની ઝાંખી કરતાં, દૂર દૂર પ્રેમીઓના રસસમાગમ અકથ્ય આત્માનંદમાં ઝૂલતાં-સનાતન સ્નેહનું રહસ્ય સ્ફુટ કરતાં-મૂકી, ફરીથી ધીરા ધીમે, મોહનાજ્ઞાં, કલાનેર ઉદિત પડે પડતા દર્શુંને ?

\+ + + +

ઉપસંહારમાં એટલુંજ કે દયારામની ગરબીઓ રસમીમાંસાથી પૂર્ણ, સંગીતકલ્પ, સુમનોહર લલિત કાવ્યો છે. કાળબળે વૈષ્ણવ સંપ્રદાયનાં ભક્તિકાવ્યો તરિકેનું તેમનું રહસ્ય ભૂલાતું ગયું છે અને ભુલાશે જરી; કવિ ભક્ત તરીકે ઝાંખા પડ્યા છે ને વિશેષ પડશે; કવિમાં દોષો પણ છે; રસની ક્ષતિ પણ છે; કવચિત્ ઉઘાડો લંપટ શૃંગાર પણ છે-એવી ઉણપો સ્વીકારવી જોઈએ. છતાં આ કાવ્યો રસસાહિત્યનાં અમોલાં રત્નો તરિકે નિરંતર પૂજાયાંજ કરશે; અને કવિનો રસાત્મા તેમાંથી, ગુજરાતી ભાષાના આયુષ્ય સુધી, સુંદર સ્વરૂપે વિલસશે. આ કાવ્યોની આટલી બધી લોકપ્રિય સફળતાનાં મુખ્ય અંગોમાં સ્ત્રીહૃદયપરીક્ષા તથા 'ક્ષણે ક્ષણે પલટાતા માનવહૃદયના રસભાવોનું' સૂક્ષ્મ નિરીક્ષણ ને મધુર આલેખન-એ મુખ્ય મને લાગે છે. પ્રેમમૂર્તિ કૃષ્ણ ને રસમૂર્તિ રાધા એ યુગયુગનાં પ્રેમરસિક રમણ અને રમણી તેમનાં હૃદયનું કાવ્ય શોધન એવું તો સુંદર કરે છે કે એ સકલ સૌન્દર્ય આપણને મોહિત કરે છે. ઉપરાંત. આ કાવ્યોમાં એટલું તો ઉચ્ચ સંગીત ભર્યું છે, એવું તો મધુર ડોલન વસ્યું છે, એવી તો શબ્દચમત્કૃતિ તથા પદલાલિત્ય વિલસે છે કે શું વખાણવું ને કેટલું વખાણવું તે સમજાતું નથી. તોપણ આ સહુ સૌન્દર્યબિન્દુ નો હોત છતાં, અનુપમ સૌન્દર્યસ્થાન તો કવિતા જીવનના પ્રાણ-રસ છે. ગુજરાતી સાહિત્યમાં જે વિરલ કવિઓ અમર સ્થાન પામ્યા છે-પદ્મનાભ, ભાલણ, નરસિંહ; પ્રેમાનંદ, શામળ, વલ્લભ; ને દયારામ-તેમાં આપણે સંગીતકલ્પ કાવ્યોના કોમળ ભાવ તથા રસની દૃષ્ટિએ તો એમ કહેવુંજ જોઈશે કે રસ તો દયારામનોજ-રસો વૈ સઃ ।

રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

છે, જે આત્મત્યાગ બીજાઓને સ્વાર્થી, અન્યાયી અને અત્યાચારી બનાવે છે, જે આત્મત્યાગ પોતાની સંતતિની ઉન્નતિના માર્ગમાં કાંટા વેરે છે અને વિષ રેડે છે, જે આત્મત્યાગ સમાજના સકળ જીવનને દુર્બળ અને હીણ બનાવે છે એ આત્મત્યાગ આત્મત્યાગ નહીં પણ આત્મહત્યા છે. હું આત્મત્યાગની નિંદા નથી કરતી. હું તો આત્મહત્યાથી બચવા ચાહું છું. એ આપણું સામાજિક કર્તવ્ય છે તેમજ એ આપણો આત્મિક અને આધ્યાત્મિક ધર્મ છે.

'તમે જાતે જ કહો—જ્યાં સુધી આત્મહત્યાને આ મૂર્ખ અને મોહાંધ હૃદય આત્મત્યાગ સમજતું હતું ત્યાં સુધી એણે શું શું ન સહ્યું? મરી ગયું પણ 'હાય' સરખી ન કાઢી. સંસારનો ઇતિહાસ એનું ધૈર્ય, એનો સંતોષ અને એનો ભક્તિભાવ જોઇને હજી સુધી આશ્ચર્યમાં ડૂબી ગયો છે. પરંતુ બધું વ્યર્થ—માયા—મિથ્યા! જે (પુરુષ) આત્માની તૃપ્તિ સારૂ એણે પોતાનું સર્વસ્વ ઓવારી દીધું, એજ એને હીણ અને તુચ્છ સમજી બેઠો. જે શરીરને પોનિકું કરવાને માટે એણે સમસ્ત સંસારને તિલાંજલિ આપી એજ શરીર એને અધિકમાં અધિક પીડા આપી રહ્યું. જે ચરણનું એણે ભક્તિભાવથી પૂજન કર્યું એણે જ એને એવી નિર્દય ઠોકરો લગાવી, કે એનું સરૂં અસ્તિત્વ ઘાયલ થઇને ખૂનનાં આંસુ વહેવડાવી રહ્યું! પછી એ બીચારૂં શું કરે? હજીયે જાગે કે ન જાગે? નહીં, એ તો એવું ધુની છે કે તે હજીયે ન જાગે, પણ સ્વાર્થી સંસાર પોતાને ખાતર એને ઢંઢોળી ઢંઢોળીને જગાડી રહ્યો છે.

એક બાજુ સંસારની પીડા અને બીજી બાજુ તમારી નિર્દયતાની પીડા—એ બેઉએ મળી એની આત્મત્યાગની ઉમંગને ભંગ કરી દીધી છે. હવે પ્રાચીન નિદ્રાના જીવહીણ પ્રપંચોમાં ફસાઇ રહેવું એની શક્તિની બહાર છે. એમાં એનો દોષ નથી. જો તગારામાં ઘટા ભાર પણ દયા હોત જો એમાં જ સંસારની ઉન્નતિ હોત, તો આ ઉમંગની તરંગનો ભંગ થવો અસંભવિત હતો, પરંતુ હવે તો એ ભંગ થઇ ચૂક્યો. મરતાવં, ક્રુદ્ધ થવું, શ્રાપ દેવો, પ્રાચીન મંત્ર પઢી પઢીએ સસણાતા, બેદાર થતા 'આંખો ચોળતા જીવને બેહોશ કરી દેવાનો પ્રયત્ન કરવો એ બધું હવે મિથ્યા છે. એને જાગવા દો. એને બંધનમુક્ત કરો. સંસારની ગતિએ એને તમારૂં આશ્રિત બનાવ્યું હતું. પરાધીનતાનું દુઃખ એણે ખૂબ ધૈર્યથી સહન કર્યું. હવે એજ ગતિ એને મુક્ત કરી રહી છે. એની સાથે હાથ મિલાવો. ભાવિની વિરુદ્ધ જવું એ સરાસર ભૂલ છે, ફોગટ ફાંફાં છે, દુઃખજનક છે. સંસારનાં ઇતિહાસનાં પાનાં એ ઘોર ભૂલ અને એનાં ભયંકર પરિણામોથી ભરેલાં છે.

શું? 'બધું અસત્ય છે. તમને ઇતિહાસની ખબર નથી. તમને સંસારની ગતિનું ભાન ક્યાં છે? તમે મૂર્ખ છો'—એ મર્મવચન મારી વાતોનો ઉત્તર કેવી રીતે હોઇ શકે? ઉત્તર દો. મને, મારી નવરી કહેવામાં કાંઇ લાભ નથી. નહીં, એ શું કહો છો? હું પુરુષ નથી સ્ત્રી છું? મને વિદ્રોહી કહો છો? મને આપણી જાતિની દ્રોહી કહો છો? મને એથી અત્યંત દુઃખ થાય છે, અસહ્ય પીડા થાય છે. હું વિદેશી આદર્શોની અંધ પૂજારણ નથી. મારા હૃદયમાં દેશપ્રેમનો અગ્નિ અંગારની માફક બળે છે. હું આપણી જાતિના સ્વર્ગીય "આનન્દ"ને વાસ્તવિક દશા બતાવવા ચહું છું. આ સ્વતંત્રતાનો શબ્દ કહેવામાં મારો ઉદ્દેશ સ્ત્રીજાતિને "અશાન્ત" કરવાનો નથી. મારો ઉદ્દેશ એને મૃત્યુનિદ્રામાંથી જગાડવાનો છે, કારણ કે સ્ત્રીજાતિની જાગૃતિ વિના સંસાર પોતાના અંતિમ વિરામને પ્રાપ્ત કરી શકે તેમ નથી.

'નહીં. એ તમારો ભ્રમ છે' સ્ત્રીના હૃદયની દશા સ્ત્રીના કરતાં પુરુષ અધિક નથી જાણતો, એ વાતનો સ્વીકાર નહીં કરવામાં તમારો ભ્રમ છે. હું સ્ત્રી હોવાથી સ્ત્રીજાતિના આન્તરિક ભાવ એની દૈનિક દશા યથાર્થ ભની શકે વાંચું છું અને હું તમને ખાત્રી આપું છું કે એ ભાવ આનંદદાયક નથી; એ દશા સુખજનક નથી, અકથનીય છે. સૃષ્ટિના આરંભકાળથી સ્ત્રીએ પોતાનું દુઃખ પોતાના દુઃખથી પીડાતા હૃદયમાં છૂપાવી રાખ્યું છે એ દીપકના માફક ધીરે ધીરે બળે છે, પરંતુ હોઠમાંથી એક શબ્દ સરખો કાઢતી નથી, અને સંસાર એના આ વિચિત્ર મૌનને આનન્દ, સુખ અને શાન્તિનો ચિહ્ન સમજી બેઠો છે.

તમે જાતે જ વિચાર કરો; જો તમે અમારા આશ્રિત હોત, તમારો આત્મા, તમારૂં શરીર, તમારૂં હૃદય અમારે આધીન હોત અને અમે તમારી સ્વતંત્રતાની સાંગી સંપત્તિ નિર્દયતાથી લૂંટી લેત, તો એ સમય તમારી શી દશા હોત? કેવળ સ્વાર્થ, સ્વતંત્રતા

# અને મજૂરી

મારા એક લેખમાં મેં કલા ઉપર દર્શાવેલા કેટલાએક વિચારો સંબંધી 'નવજીવન' અને 'સાહિત્ય'માં ઉહાપોહ ચર્ચા ચાલેલી. તે જોતાં મને કલા અને મજૂરી સંબંધી મારા વિચારો સ્પષ્ટ જૂદા કરી મૂકવા યોગ્ય જણાતાં તે નીચે નોંધું છું.

મનુષ્યની સઘળી ક્રિયાઓ શરૂઆતમાં જીવનને નિભાવવા પૂરતી હોય છે. એ અન્નને માટે ખેતી કરે છે, અંગ ઢાંકવા માટે કપડાં તૈયાર કરે છે, અને રહેવાને માટે ઘર કરે છે. આ કામમાં ફત્તેહમંદ થઇ પૂરતો સંતોષ મળતાં એ પોતાની ક્રિયાને માત્ર ઉપયોગપૂરતી કરવા ઉપરાંત એને સુન્દર બનાવવા મથે છે, અને પછી તેમાં એ પોતાના ભાવો કે લાગણીઓ કે જે કહો તે પ્રગટ કરવા મંથે છે, અને ત્યારે તેની કૃતિ કલામય બને છે.

દાખલા તરીકે કપડાં ટાંગવા માટે એક ખીંટી જોઇએ એ એની ઉપયોગિતા. પછી એ ખીંટીને કોઇ સુન્દર આકાર આપી તેમાં જીવન્ત ભાવ લાવે ત્યારે એ ખીંટી કલામય બની કહેવાય. પછી મનુષ્યના મનની એક એવી પણ ભૂમિકા આવે છે કે જ્યારે તે માત્ર ભાવોન્મત્ત આનંદોન્મત્ત બની જઇ ભાવો પ્રગટ કરે. એ પ્રગટ કરવાની સઘળી ક્રિયાઓને આપણે શુદ્ધ કલાઓ ગણીએ છીએ. આ કલાઓ કાવ્ય, સંગીત, નૃત્ય, સ્થાપત્યનું ચિત્ર અને મૂર્તિવિધાન છે. આ ભાવોન્મત્ત હોવા છતાં પણ એમાં ઉપયોગનું તત્ત્વ છુપું છુપું પણ રહેલુંજ હોય છે. આ કલાઓમાં તેના કર્તાના વ્યક્તિત્વનું, તેના સમગ્ર આત્માનું દર્શન થાય છે. આ આનંદજનિત ક્રિયા કરવાનું મનુષ્યને નૈસર્ગિક જ છે, અને આ કલાની કૃતિઓ માણસ પોતાની ઇન્દ્રિયો–ખાસ કરીને આંખ અને કર્ણદ્વારા ભોગવે છે.

હવે કલાની કૃતિ એવું ઇન્દ્રિયગમ્ય મૂર્ત સ્વરૂપ પામે તે પહેલાંની એવું સ્વરૂપ આપવાની ક્રિયાઓએ કાંઇ કલા નથી. એ પ્રાથમિક તૈયારીઓમાં મજૂરી માત્ર શુષ્ક મહેનત જ છે. એમાં પણ હાથ વડે થતી ક્રિયાઓમાં તો ખાસ તેવું છે. મૂર્તિવિધાનમાં પત્થર તોડવાનું, સ્થાપત્યમાં પણ પત્થર તોડવાનું, ઇંટો બનાવવાનું, ચૂનો કાલવવાનું, પત્થરોને તથા બીજા ભારે પદાર્થોને ઉંચકવાનું કામ–કુંભારી કામમાં માટી તૈયાર કરવાનું, ચાક ફેરવવાનું, ચિત્ર કરવામાં પીંછી તથા રંગ તૈયાર કરવો–વગેરે કામોમાં કલા ક્યાં આવી ? એમાં શી રીતે વ્યક્તિત્વ, કે ભાવ દેખાઇ આવે છે ? જેટલો ફરક વૈદ્ય અને તેના દવા ખાંડનારમાં છે તેટલો ફરક આ જગાએ કલાકારમાં અને તેની પ્રાથમિક તૈયારીઓ કરનારમાં છે.

દુનિયામાં આ પ્રાથમિક ક્રિયાઓમાં રહેલી મહેનત ઓછી કરવાને હમેશાં પ્રયત્ન થતોજ આવ્યો છે. આખા વિજ્ઞાનનો જન્મજ એના માટે થયો છે. એના પ્રભાવથી શરૂઆતમાં હથિયારો ( Tools ) થયાં, પછી જાણીતાં સંચાઓ થયાં. અને છેવટ થયાં વિદ્યુત અને વરાળની શક્તિઓથી ચાલતા સંચાઓનાં કારખાનાં ! ! ! હજુ પણ એ કારખાનાંઓ માત્ર મહેનતનુંજ કામ કરતાં આવ્યાં ત્યાં સુધી તો બધું ઠીક ચાલ્યું, પણ પછી અતિ ધનલોભના પરિણામમાં તેણે જ્યારે પેલી કલાઓની નકલ

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**કાલેલકરના લેખો**—અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનો લેખસંગ્રહ, નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ. પૃ. ૭૪૭. ત્રણ રૂપીઆ.

આમાં શ્રી કાલેલકરના નવજીવનમાં અને બીજાં માસિકો માટે લખાયેલા પ્રસિદ્ધ અપ્રસિદ્ધ લેખોનો સંગ્રહ છે. હિમાલયનો પ્રવાસ જે આ પહેલાં હમણાં જ જૂદો પ્રસિદ્ધ થઇ ગયો છે તેના લેખોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો નથી.

ગુજરાતીઓમાં અનેક ખોડો-દોષો ભલે હશે પણ તેમનામાં એક ગુણ છે તેની તો કોઇથી ના પડાય એમ નથી અને તે ગુણ બીજાઓને અપનાવી લેવાનો. ભલે આપણે પોતે આપણા સાહિત્ય તરફ ગમે તેવું દુર્લક્ષ રાખતા હોઇશું, પણ આપણા સાહિત્યની સેવા કરવા આવનારને આપણે પરાયું લાગવા દેતા નથી. શ્રી કાલેલકર એવા એક અપનાવેલા ગુજરાતી છે. કાકાના નામે તેઓ માત્ર ગૂજરાતી સાક્ષરોમાં જ નહિ, સમાજમાં પણ પ્રસિદ્ધ થયા છે.

ગાંધીજીએ એક વાર પોતાના સહકારીઓ વિશે બોલતાં કહ્યું હતું કે તેમાંના કેટલાએક તો સવાઇ-ગૂજરાતી છે. આ પદ શ્રી કાલેલકરે અક્ષરશઃ ખરૂં કરી બતાવ્યું છે.

કાકા એક સિદ્ધહસ્ત લેખક છે. તેમણે પોતાને માટે એક શૈલી ઘડી લીધી છે અને તે શુદ્ધ ગુજરાતી હોવા છે ભાષાના ક્રમે તેની ઝીણી ખૂબી અને ક્રમે તેનો ઘરગથ્થુ શબ્દ પણ તેમને અજાણ નથી. અને તે શૈલીમાં તેઓ જરા પણ મહેનત જ વિના સરલ પ્રવાહથી લખી શકે છે. આ સમયનો કોઇપણ ગદ્યસંગ્રહ એમના લેખ સિવાય પૂર્ણ નહિ ગણી શકાય એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી. અને તેમના સાહિત્યપ્રવાહમાં એક વરસનું જે ભંગાણ તેમની કેદથી પડ્યું તે દરમિયાન તેમના લેખોનો સંગ્રહ નવજીવને કર્યો તે ઉચિત કર્યું છે.

પણ અમે માત્ર તેમની શૈલીને લીધે તેમને સિદ્ધહસ્ત નથી ગણતા. તેમના વિચારની પરિપક્વતા માટે પણ કહીએ છીએ. તેમનો હરકોઇ લેખ વાંચતાં તરત સમજાય છે કે તેમને મન પોતાનું વક્તવ્ય જરા પણ ઝાંખું કે અસ્પષ્ટ નથી જ. પોતાને શું કહેવું છે તે તે પોતે બહુ જ સ્પષ્ટ સમજે છે અને માટે જ તેઓ એટલું સ્પષ્ટ લખી શકે છે. તેમણે પોતાના વિચારો ઘણા વિષયો ઉપર સ્પષ્ટ અને સાકાર કરી નાખ્યા છે અને કરી રાખ્યા પણ છે. હરકોઇ વિષયનું તે પોતાના ચોક્કસ કરેલા દૃષ્ટિબિન્દુથી દર્શન કરે છે અને જેવું પોતે કરે છે તેવું બીજાઓને કરાવી શકે છે. કોઇપણ લેખકમાં આ ગુણ જેવો તેવો ગણાય નહિ. પણ આ ગુણથી ઘણીવાર લેખકની પોતાની પ્રકૃતિ આપણે કુંઠિત અને મર્યાદિત થયેલી જોઇએ છીએ. પણ આ પ્રમાણે 'કાકા' વિશે કોઇ ટીકાકાર કરે તે વિચારે તે પહેલાં તેણે કાકાના લેખોનું વિષયવૈવિધ્ય અને તેમના જ્ઞાનની વિશાલતા અને ઊંડાઇ માપવાં જોઇએ. આપણા ઇતિહાસનું એમને વિશિષ્ટ દર્શન છે. પ્રાચીન ઇતિહાસનો અને તેનો અર્થ કરવાનો એમને શોખ છે, જૂના કાળ વિશે તેમણે માત્ર વાંચ્યું નથી પણ

લગભગ આખો હિન્દુસ્તાન બાવાની પેઠે ફરીને જોયો છે, હિન્દુસ્તાનના અનેક સમાજો, સંઘો, રિવાજો તેમણે પ્રત્યક્ષ જોયા છે, અંધશ્રદ્ધાવાળાં મનાતાં પુરાણો વાંચ્યાં છે, અનેક દૃષ્ટિબિન્દુઓથી થતી તેમની ટીકાઓ પણ વાંચી છે, બાળસાહિત્ય, લોકસાહિત્ય બધા વિશે તેમને કાંઈક કહેવાનું છે–આ સર્વ જ્ઞાન આ લેખોની નામાવલી જોતાં પણ માલૂમ પડશે પણ 'કાકા' આ ઉપરથી માત્ર પરચુરણ જ્ઞાનવાળા છે એમ પણ નથી. આ સર્વ વિષયોમાં એમણે તત્ત્વદૃષ્ટિથી રસ લીધો છે. અને જો તલસ્પર્શી અને તત્ત્વાભિનિવેશી દૃષ્ટિ હોય નહિ તો આ સર્વ વિષયોમાં એક જ માણસ રસ પણ ન લઈ શકે એ દેખીતું છે.

આપણા દેશની અને ખાસ કરીને હિંદુધર્મની પરંપરા એવી છે કે અગ્રણી વર્ગ પોતાના જ્ઞાનને લોકોપભોગ્ય રૂપ આપીને તેને સામાન્ય જનસમાજમાં પ્રસરાવી લોકોને કર્તવ્યોન્મુખ કરે. આ પરંપરા અનેક કારણોથી શિથિલ થઈ ગઈ હતી તેને હાલ ગાંધીજીએ ફરી જાગૃત કરી છે. આ પરંપરાનું ખાસ લક્ષણ એ છે કે તેમાં કોઈ પણ ચાલુ ભ્રમનો, અસત્યનો લાભ લેવો નહિ એવો સ્પષ્ટ સિદ્ધાન્ત છે. લોક ન સમજી શકે તો સિદ્ધાન્ત કહેવો નહિ એટલું જ અહીં વધારેમાં વધારે શક્ય છે, પણ લોકઆગ્રહ કરવા માટે સિદ્ધાન્તનો ભાગત્યાગ (compromise) શક્ય નથી. શ્રી કાલેલકર આ નવી પદ્ધતિના લેખક છે. તેથી જ તેમના લેખોમાં પાંડિત્ય કે અટપટી દલીલ પરંપરાઓ નથી પણ વિચક્ષણ વાંચનાર તેમની પછવાડે રહેલ ચિન્તન અને અનુભવ સ્પષ્ટ જોઈ શકશે.

ગૂજરાતી વાચકવર્ગ આ લેખોને પણ આવકાર આપશે એવી અમને શ્રદ્ધા છે.

કોનો વાંક–સંસદ્–ગ્રન્થાવલિ–૪. લેખક કનૈયાલાલ માણેકલાલ મુનશી. પ્રકાશક ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ, મુંબાઈ. મૂલ્ય રૂ. ૩–૦–૦.

લેખક પોતે આ વાર્તામાં દોષો જુએ છે: "એમાં શૈલીનું બંધારણ પાકું નથી" એમ માને છે. પણ "ગુજરાતનો નાથ" ના કર્તાની અપરિપક્વ શૈલીની કૃતિ પણ જોવાની જિજ્ઞાસા સમાજને છે અને સાહિત્ય સંસદ્‌ની પુસ્તકની પસંદગી યોગ્ય જ છે એમ અમે માનીએ છીએ.

કર્તાની મોટી કૃતિઓમાં, જે પ્રસંગનો ચમત્કાર, વેગવાળી પ્રકૃતિઓનો આઘાત, જૂદા જૂદા સ્વભાવોની ગુલગૂંથણી, કાર્યનો વેગ, પાત્રોની સમયસૂચકતા વગેરે આકર્ષક લક્ષણો છે તે અમે આ વાર્તામાં પણ કંઈક કાચાં વિકસેલાં જોઈએ છીએ. ભવિષ્યનાં પાત્રોના સ્વભાવઅંશો આ વાર્તાની નાયિકા મણિમાં પણ છે.

આખા પુસ્તકની સમાલોચના કરવાને અહીં અવકાશ નથી, એટલે વાર્તા વાંચતાં અમને જે મહત્ત્વની એક બે બાબતો ધ્યાન ખેંચવા યોગ્ય લાગી છે તેનો માત્ર ટૂંકો જ ઉલ્લેખ અત્ર કરીશું. આ વાર્તા લખવામાં કર્તાનો પોતાનો ઉદ્દેશ "સામાજિક દૂષણોની ભયંકરતાને ખરે સ્વરૂપે" દેખાડવાનો છે. આવા ભૂતાર્થના કલાદર્શનમાં મનની એકાગ્રતાથી મણિને પરવશ કરી આકર્ષતા માવજી મહારાજનું સ્થાન અમને સુસંગત નથી લાગતું. જૂના કાળમાં ચિત્રાયેલા "ગુજરાતનો નાથ" માં પણ "કાક સાચે જ કાળભૈરવ પાસેથી કીર્તિદેવનું કુળ પૂછી આંગ્યો એવું જે લેખકે બતાવેલું છે તે વીસમી સદીના લેખકમાં શોભતું નથી" એમ શ્રી કાલેલકરે કહેલું છે, તો આ વાર્તાનો સમય તો કેવળ આધુનિક છે. મનની એકાગ્રતાના આવા ખરા ચમત્કારો હાલ થાય છે એમ શું કર્તા માને છે ? માનતા હોય તો પણ વાર્તાની સૃષ્ટિનું વાતાવરણ એને અનુકૂળ ચીતરાયું નથી–જેવું "ગુલાબસિંહ" માં છે તેવું.

વાર્તામાં અમને બીજું એ જણાયું છે કે ઘણી જગાએ વાર્તાનો કાર્યપ્રવાહ આગળ ચાલવાને બદલે, વિકસવાને બદલે બે કે ત્રણ બિન્દુઓમાં ગૂંચળાં માર્યા કરે છે. અને ગૂંચાયેલા તંતુઓ ઉકેલી સમેટવાની ક્રિયા જરા ઉતાવળી અને કૃત્રિમ બની જાય છે. પણ આવી ખોડ તો મોટા વાર્તાકારોમાં પણ દેખાય છે અને આ તો કર્તાની શરૂઆતની કૃતિ છે.

શ્રી મુનશીએ આ વાર્તામાં પ્રેજ્યુએટને જે સ્થાન, મહત્તા અને કાર્યભાગ આપ્યો છે એ જોતાં આનંદ થાય છે. તેની માંદગી અંદરની નાદાની જરા અસંભવિત છે અને તેનું સમાજનું અજ્ઞાન જરા સાધારણથી વધારે છે તે સિવાય આ પાત્ર સુંદર ચીતરાયું છે. પૈસો, પ્રતિષ્ઠા, કુટુંબસુખ દરેકમાં હાડમારી ભોગવતા ગ્રેજ્યુએટમાં એમણે જે આદર્શનો સદાગ્રહ જોયો છે તે ખરેખર તેમની સત્યપારખ દૃષ્ટિ બતાવે છે.

મુખ્ય નાયિકા મણિ તરફ વાંચનારનું ધ્યાન ગયા વિના રહેશે નહિ. આ પાત્ર ભવિષ્યની મંજરી, કાશ્મીરાદેવી અને કંઇક અંશે મીનળદેવીનું પણ પુરોગામી છે. આ પ્રકૃતિનાં પાત્રો શ્રી મુનશીની કલ્પનાસૃષ્ટિનાં ખાસ પાત્રો છે. આ પ્રકૃતિ દેશી નથી લાગતી, પણ કલામાં મનોહર તો લાગે છે અને કોઇ આંતર અસંગતતા નહિ આવે ત્યાં સુધી મનોહર રહેશે એમાં અમને શંકા નથી.

છેવટ એક નજીવી હકીકત તરફ પણ કર્તાનું ધ્યાન ખેંચીએ છીએ. વાર્તાના નામોમાં ઘણે ભાગે શ્રી મુનશી સફળ થયા છે. પણ 'ગુજરાતનો નાથ' એ નામ જેટલું સફળ છે, અને આખી વાર્તામાં સાર્થક રહે છે અને થાય છે એટલું 'કોનો વાંક' નથી લાગતું.

અંતમાં અમે આ વાર્તાની પ્રસિદ્ધિ જોઇને ખુશી થયા છીએ કે વાર્તાની નાયિકા પેઠે આ વાર્તાના ત્રીજા ભાગનો પણ હવે અંત આવ્યો છે અને મણિની પેઠે તે પણ સમાજને સત્યદર્શન કરાવવામાં સફળ થશે.

**જૈનદર્શન**—અનુવાદક પંડિત બેચરદાસ જીવરાજ. પ્રકાશક મનસુખલાલ રવજીભાઇ મહેતા. મુલ્ય રૂ. ૨.

શ્રીમાન હરિભદ્રસૂરિ પ્રણીત 'ષડ્દર્શન-સમુચ્ચય' માંના અને તેના ઉપરથી શ્રી ગુણરત્નસૂરિની ટીકામાંના જૈનદર્શન પ્રકરણનો આ અનુવાદ છે. શ્રી હરિભદ્રસૂરિનો મૂળ લેખ છે એટલે આ ગ્રન્થ જૈન શાસ્ત્ર જાણવાને માટે પ્રમાણિક છે. અને શ્રી પંડિતજીએ સૂરિનો સમય, તેમનું જીવન, તેમના બીજા ગ્રન્થો, તેમના ટીકાકારો, જૈન ગ્રન્થ વગેરે હકીકતોની લાંબી પ્રસ્તાવનાથી ગ્રન્થને અતિ ઉપયોગી કર્યો છે. ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસીને આ ગ્રન્થ ઘણો ઉપયોગી છે તે ઉપરાંત જૈન ધર્માનુયાયીઓને માટે આ ગ્રન્થ અમૂલ્ય છે. આપણા દેશમાં જેમ સમાજમાં તેમ ધર્મમાં પણ આચાર અને રૂઢિઓ સામ્રાજ્ય ભોગવે છે. તેમનું રહસ્ય, અગત્યતા, સ્થાન અને તારતમ્ય આવા પ્રામાણિક ગ્રન્થોના અભ્યાસથીજ થઇ શકશે. અમે કર્તાના આ પ્રયત્નને હૃદયપૂર્વક આવકાર આપીએ છીએ.

**હિન્દી તવારીખ, તુર્ક અને પઠાણ રાજ્યો**—ગૂજરાત વિદ્યાપીઠ પુસ્તક ૨૪ મું. લેખક નાગુકલાલ નંદલાલ ચોકસી. સંપાદક, શ્રી ભરૂચ કેળવણી મંડળ, ભરૂચ. પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. કિંમત રૂ.૦-૧૦-૦. વિનયમંદિરના ૪ થા ધોરણનું પાઠ્ય પુસ્તક છે. આ પુસ્તક રાષ્ટ્રની દૃષ્ટિથી લખાયલું છે. તેમાં ઇસ્લામનો ઉદય, ઇસ્લામના સિદ્ધાન્તો, શિયાસુન્ની ભેદ વગેરે ઇસ્લામને લગતી હકીકત, ઇસ્લામ અને ખિલાફત વગેરે દરેક હિંદીએ જાણવા લાયક વિષયો છે. ઇતિહાસના બનાવો, તેની અસર અને કારણોના નિરૂપણ પૂર્વક ઇતિહાસ લખાયો છે અને તેમાં લોકસ્થિતિ, ધાર્મિક ચળવળ, રાજ્યવ્યવસ્થા, સાધુસંતો, અને હિંદુ મુસલમાન ધર્મોની પરસ્પર અસર વિશે પણ સમજાય એવી રીતે લખેલ છે. પુસ્તક ઘરના પુસ્તકાલયમાં પણ રાખવા લાયક છે.

**બ્રિટિશ રાજ્યતંત્ર ને મહાસભા**—રચનાર ચુનીલાલ બહેચરદાસ ભટ્ટ, આચાર્ય, દાદાભાઇ નવરોજી વિનયમંદિર, આણંદ. સંપાદક ચરોતર એજ્યુકેશન સોસાઇટિ, આણંદ. પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૦-૧૦-૦.

આ વિષય દરેક હિંદીએ જાણવોજ જોઇએ અને વિદ્યાર્થી અને હરકોઇ સામાન્ય વાંચનાર સમજી શકે એવી સરલતાથી આ વિષયનું અહીં નિરૂપણ કરેલું છે. બ્રિટિશ રાજતંત્ર અને તેની સાથે મહાસભાનું બંધારણ જોડ્યું છે તેમાં સારો વિવેક વાપર્યો છે. વિષય ઘણોજ અટપટો છે અને છતાં કર્તાએ તેની ચર્ચા સરળતાથી કરેલી છે.

પાઠસંચય ભાગ ૧ લો—ગુજરાત વિદ્યાપીઠ પુસ્તક ૨૩ મું. સંયોજક નરહરિ દ્વારકાદાસ પરીખ. રાષ્ટ્રીય વિદ્યામંદિર, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. ૦–૧૨–૦

વિદ્યાપીઠનાં કુમાર મન્દિરોના ૪થા અને ૫ મા ધોરણમાં અથવા વિનયમંદિરના પહેલા ધોરણના વિદ્યાર્થીઓને આ પુસ્તક અનુકૂળ આવશે.

આમાં કેટલાએક પાઠો નવા લખેલા છે અને બાકીના સ્વ. નંદશંકર, સ્વ. નવલરામ, સ્વ. દિ. બ. અંબાલાલ તથા શ્રી આનંદશંકરભાઇ જેવા વિદ્વાનો જેઓ પોતે કુશળ શિક્ષકો તરીકે વિખ્યાત છે તેમના લેખોમાંથી યોજ્યા છે. પાઠો બધા સાહિત્યદૃષ્ટિથી લખાયલા છે અને તેમાં કેટલાએક વિજ્ઞાનના પાઠો પણ છે, જેને માટે શરૂઆતમાં નોંધ મૂકેલી છે. નિયમિત અભ્યાસ નહિ કરેલાઓને અને સ્ત્રીવાચનને માટે પણ પુસ્તક ઉપયોગી છે.

ઇશુનું બાલદાન—એક અજ્ઞાત શિષ્યના કથનને આધારે. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. આ નાના પુસ્તકની બીજી આવૃત્તિ જોઇ અમે ખુશી થયા છીએ. ખ્રિસ્તી ધર્મના સંસ્થાપકનું જીવનચરિત્ર આમાં આપ્યું છે. તે ઉપરાંત અમેરિકન પાદરી હોમ્સે ગાંધીજીની ગિરફતારી પછી દેવળમાં કરેલા પ્રવચનનો સારાંશ "તારણહાર"ના લેખમાં આપેલો છે. આવું પુસ્તક સુંદર વાંચન પૂરું પાડે છે.

ગાંધીજીની જુબાની (હંટર કમિટી સમક્ષ) નવજીવન પ્રકાશન મંદિર. આ એક સુંદર જુબાનીનો પણ નમૂનો છે. આમાં ગાંધીજીએ બહુજ સ્પષ્ટ શબ્દોમાં સત્યાગ્રહના મૂળ સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરેલું છે. ગાંધીજીના સંભાષણ અને તેમના સિદ્ધાન્તોનું આ ખૂબીથી દર્શન કરવું આવશ્યક છે.

આશ્રમ ભજનાવલિ—સંપાદક નારાયણ મોરેશ્વર ખરે, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ. મૂલ્ય ૦–૬–૦. આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ તેની ઉપયોગિતા, લોકપ્રિયતા અને સફળતા બતાવવા બસ છે.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટૂંકી વાર્તાઓ ભાગ ૨ જો-લલિત વાઙ્મય ગ્રંથમાલા પુ. ૯. લેખક રા. રા. રતનેશ્વર ભવાનીશંકર વકીલ. લલિત વાઙ્મય ગ્રન્થમાલા ઑફિસ, અમદાવાદ. કિં. રૂ. ૨. રવીન્દ્રબાબુની ૨૧ ટૂંકી વાર્તાઓમાં તેનો બહોળો અનુભવ, ઊંડી માનવદૃષ્ટિ વગેરે એટલાં સુંદર છે કે તેમનું ભાષાન્તર થવાની જરૂર હતી જ. ગ્રંથમાલાના ગ્રાહકને પુસ્તક એક રૂપીએ મળે છે. આ પુસ્તકને અમે ફતેહ ઇચ્છીએ છીએ.

ગાંધી-શિક્ષણ ભાગ ૧ લો. સત્યાગ્રહ—નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ ક્રમાંક ૧. પ્રકાશક નગીનદાસ અમુલખરાય, ૩૦ હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ, કોટ, મુંબઇ. કિંમત પાંચ આના. મહાત્માજીના લેખો ભાષણો વગેરે એકત્રિત કરી સત્યાગ્રહ, ધર્મ, આરોગ્ય, વગેરે વિષયોમાં વહેંચી આવાં ૧૩ પુસ્તકોમાં ગાંધીજીનાજ શબ્દોમાં પ્રસિદ્ધ કરેલ છે. આપણા સાહિત્યમાં આ પ્રયત્નની આવશ્યકતા હતી અને તે ઘણો શ્રમ લઇ પ્રકાશકે પૂરું પાડેલ છે. દરેક પુસ્તકની કિંમત પણ જૂજ રાખેલ છે; અમે આશા રાખીએ છીએ કે ગુજરાત આ પુસ્તકાવલિનો સત્કાર કરશે.

શેઠ કે શયતાન—મોઢ મહોદયના ગ્રાહકોને ભેટ રહી. લેખક શ્રીયુત ગોપાળજી ઓધવજી, ભાવનગર. પ્રકાશક મોઢ મહોદયના સંચાલક, ભાવનગર.

વીર-કથા-લેખક વસનજી રણછોડજી નાયક. પ્રકાશક મણિભાઇ રણછોડજી નાયક. ઠે. વડીફળીયું, કેટરોડ, સુરત. મૂલ્ય પાંચ આના. આપણા દેશનાં પ્રાચીન અર્વાચીન વીર સ્ત્રીપુરુષોની વાતો આમાં સંગ્રહેલી છે.

પવિત્ર પ્રભદત્તનું પરિક્રમ:-પૂજ્યશ્રી લાધાજી સ્વામીસ્મારક ગ્રંથમાળા-મણકો ૧૨મો. લેખક મુનિશ્રી છોટાલાલજી. પ્રકાશક પૂજ્યશ્રી લાધાજી સ્વામી પુસ્તક-

લયના વ્યવસ્થાપક શા ગોપાલજી રૂગનાથ, વઢવાણ કેમ્પ. કિંમત ૧૦ આના.

**કુમાર**—ઉગતી પ્રજાનું માસિક. વર્ષ ૧. અંક ૧. પોષ, ૧૯૮૦. વરસના રૂ. ૭. ૭ માસના રૂ. ત્રણ. પરદેશના રૂ. સાત. છુટક નકલના દસ આના. દર મહિને પુનમે બહાર પડશે.

આ નવા માસિકને અમે આવકાર આપીએ છીએ. આપણા સાહિત્યમાં ૧૨ થી ૨૨ વરસની ઉમર, જેને આપણે વધારે પારિભાષિક શબ્દોમાં કિશોર વય કહીએ તેને માટે આવા એક માસિકની ઘણી જરૂર હતી. અને તે કામ ચિત્રકાર તરીકે ગુજરાતમાં માન પામેલ શ્રી રવિશંકરે ઉપાડી લીધું છે તે જોઇ અમે ઘણા ખુશી થયા છીએ.

માણસના જીવનમાં આ વય બહુજ અગત્યની અને કટોકટીની છે. આખા જીવનનો માર્ગ આ વયમાં નક્કી થાય છે. નવા આશયો તેમજ વિકારો આ વયમાં જાગૃત થાય છે, અને માટે આ વય ઘણીજ સાચવવાની છે. અમો આશા રાખીએ છીએ કે લેખકો અને વાંચકો આ ઉત્સાહી કાર્યકર્તાની સાથે સહકાર કરી માસિકને સફળ કરશે.

ચિત્રો આ માસિકનું વિશિષ્ટ અંગ છે. પ્રથમ પૂંઠા ઉપરનુંજ ચિત્ર ઘણું સુંદર છે. તેમાં ઘોડા ઉપર એક કુમાર હાથમાં ભાલો લઇ બેઠેલો છે. કુમારની કલ્પના, તેનું ચિત્ર પહેરવેશ, સરંજામ સત્ર દેશી છે. ભવિષ્યની આતુર દૃષ્ટિ તેના મુખ ઉપર સ્પષ્ટ અંકિત થયેલી છે. તેને આગળ ધપવાનો ઉત્સાહ છે એ છતાં ઉન્મત્ત ઘોડા પર તે સ્વાભાવિક રીતે અને સહજ તાલિમથી કાબૂ રાખી શકે છે. ઘોડા અને અસ્વાર બન્ને ચિત્રમાં એક રૂપ થઈ ગયેલાં દેખાય છે. એ ઉપરાંત એક રંગીન ચિત્ર છે તેમાં વનમાં શાંત મુદ્રાથી કોઇ અવિભાગક સ્થિર દીવા પર બેઠેલા કારીગર છે બીજાં રેખાં— પણ સુંદર છે.

અમે આશા રાખીએ છીએ કે આ નવીન માસિકને ગુજરાત વધાવી લેશે.

સિપાહીઓના બળવાનો ઇતિહાસ—અનુવાદક મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક લાભશંકર જીવરાજ જોશી. દેશાઇની પોળ. ખાડીયા. અમદાવાદ. કિં. રૂ. ૪.

૧૮૫૭ નો સિપાહીઓનો બળવો હિન્દુસ્થાનના ઇતિહાસનો એક મહાન પ્રસંગ છે. ૧૭૫૭ માં અંગ્રેજોએ હિન્દમાં રાજ્ય સ્થાપવાની શરૂઆત કરી અને સો વર્ષમાં તેમણે આખું ભારતવર્ષ હસ્તગત કર્યું ત્યાંસુધીમાં અનેક દેશી રાજ્યકર્તાએ પરદેશી રાજ્યની આ ભરતીને ખાળવાના પ્રયાસો કર્યા હતા. પરંતુ પરસ્પર ફાટફુટ અને રાજનીતિકૌશલ્યની ખામીને લીધે તેમને નિષ્ફળતા મળી. ૧૮૫૭ નો બળવો આ જાતનો છેલ્લો પ્રયત્ન હતો. તે મરવા પડેલ રાજવંશોનો નવજીવન પ્રાપ્ત કરવાનો નિષ્ફળ પ્રયાસ હતો. તેને 'બળવો' 'વિદ્રોહ' 'બંડ' 'સ્વાતંત્ર્યયુદ્ધ' વગેરે નામો આપવામાં આવે છે. વસ્તુતઃ તે ભારતના હોલવાઇ જતા દીપકનો છેવટ છેવટનો કરુણ, રસપૂર્ણ ઝબકારો હતો.

બળવાપર અંગ્રેજીમાં કે, હોમ્સ, બોલ વગેરે વગેરે અનેક ગ્રંથકારોએ પુસ્તકો લખ્યાં છે. પણ ગુજરાતી ભાષામાં હજુ સુધી એક ચોપાનીઉં પણ આ વિષય પર લખાયેલું જોયું નથી, તેથી આ પુસ્તકને અમે સહર્ષ આવકાર આપીએ છીએ. આખો ઇતિહાસ ત્રણ ભાગમાં પ્રસિદ્ધ થવાનો છે. આ તેનો પ્રથમ ભાગ છે.

આ ઇતિહાસગ્રંથના મૂળ બંગાળી લેખક રજનીકાન્ત ગુપ્ત એક સમર્થ ગ્રંથકાર હતા. તેણે આખું જીવન સાહિત્ય સેવાનેજ અર્પણ કર્યું હતું. એમ કહેવાય છે કે તેના ગૃહપુસ્તકાલયમાં માત્ર બંગાળી સંબંધેજ ૧૫૦ પુસ્તકો હતાં. આવા પ્રખર વિદ્વાન તથા અભ્યાસી ગ્રંથકારનું પુસ્તક વાંચવાનો લાભ ગુજરાતી પ્રજાને મળ્યો તે આનંદનો વિષય છે. પણ તેના સાથે શોક એટલોજ રહે છે કે ગુજરાતના વિદ્વાનો ક્યારે આવા અભ્યાસપૂર્ણ ગ્રંથો લખવાનું શરૂ કરશે!

આ પ્રથમ ભાગમાં બળવાનાં કારણો તથા બીજાં

અને દિલ્હીમાં થયેલ બળવાની શરૂઆતનો હેવાલ આપવામાં આવેલ છે. બળવાનું મોટામાં મોટું કારણ લોર્ડ ડેલ્હાઉઝીની સ્વાહા રાજ્યનીતિજ હતું. તેણે કંપની સરકારના રક્ષણ નીચે ઉછરતા પંજાબના નિર્દોષ બાળ મહારાજા દિલીપસિંહનું રાજ્ય છીનવી લીધું, અને કંપની સરકારની સાથે આખી જીંદગી સુધી મિત્રતા રાખનાર પંજાબકેસરી મહારાજા રણજીતસિંહની વિધવા મહારાણી ચંદનકુમારીને દેશનિકાલ કરી તેથી સમસ્ત દેશમાં હાહાકાર મચી રહ્યો. બિનવારસ રાજ્યો ખાલસા કરવાનો અન્યાયી કાયદો પસાર કરી ઝાંસી, નાગપુર, સતારા, તાંજોર વગેરે દેશી રાજ્યો ખાલસા કર્યાં. અયોધ્યા અને કર્ણાટકના મુસલમાની રાજ્યો જે અંગ્રેજ સરકારને હમેશાં મદદ આપતાં રહ્યાં હતાં તે પણ ડેલ્હાઉઝીની આ સ્વાહા રાજ્યનીતિના એક અથવા બીજા બ્હાના નીચે ભોગ થયાં. ડેલ્હાઉઝીની આ રાજ્યનીતિના કારણભૂત અનેક સૂક્ષ્મ બાબતો લેખકે વિશદતાથી દર્શાવી છે. નાગપુર કપાસના વાવેતરને માટે પ્રખ્યાત છે. ઇંગ્લાંડમાં જો નિયમિત રીતે કપાસ જાય તો માંચેસ્ટરના વેપારીઓને તથા ત્યાંની સરકારને લાભ થાય. પરંતુ નાગપુર તાબે ન હોય તો કપાસનો ઇજારો રાખી કપાસનો વેપાર એકહથ્થુ કરી શકાય નહિં. તેથીજ લોર્ડ ડેલ્હાઉઝીએ નાગપુર ખાલસા કર્યું હતું, એમ તેણે નાગપુર ખાલસા કરવાનાં દર્શાવેલાં કારણો પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. ડેલ્હાઉઝીએ લખ્યું છે: "નાગપુરનું રાજ્ય ઉત્તમ રીતે ચાલે તો ઇંગ્લાંડની એક ખોટ પૂરી પડે. એ ખોટ પૂરી પાડવા ઉપર ઇંગ્લાંડની ઉન્નતિનો આધાર છે. ઇંગ્લાંડમાં નિયમિત રીતે કપાસની આમદાની થતી હોય તો ઇંગ્લંડનો વેપાર બહુજ ખીલી શકે. દશ વરસ વેપારખાતામાં ગાળ્યા હોવાથી હું એ બાબતનું મહત્ત્વ સમજી શક્યો છું. ઇંગ્લાંડ છોડતી વેળા માંચેસ્ટરના વેપારીઓએ આ બાબત મને અરજ કરી હતી. ઇંગ્લાંડના વડા પ્રધાને પણ હિંદમાંના મારા અમલદરમિયાન મને ઘણી વખત લખ્યું હતું કે ઇંગ્લાંડમાં બધા આ બાબતનો બહુ આગ્રહ રાખે છે. ઇંગ્લાંડમાં આ ચીજ—કપાસ નિયમિત રીતે જાય તે બાબતમાં મારું ખાસ ધ્યાન ખેંચાયેલું છે. એ કહેવું અનાવશ્યક છે કે આવી નિયમિત આવક થવાથી ઇંગ્લાંડને કદી પણ એ જરૂરી ચીજ માટે કોઇ વિદેશી રાજ્યપર આધાર રાખવો પડશે નહિ." તેજ પ્રમાણે આ ડેલ્હાઉઝીના શબ્દોમાં—ઝાંસી બ્રિટિશ મુલકના મધ્ય ભાગમાં આવેલું છે માટે એ આપણા તાબામાં આવવાથી સમગ્ર બુંદેલખંડની ઉન્નતિ થશે, તે માટે બિનવારસ હોવાનું કારણ દર્શાવી ઝાંસી ખાલસા કરવામાં આવ્યું. આવા અનેક બનાવોથી દેશી રાજાપ્રજાના મન ઉદ્વિગ્ન થયાં અને તેમાંથીજ બળવાનો પ્રચંડ અગ્નિ ભારતવર્ષમાં ઠેર ઠેર વ્યાપી ગયો.

આ સર્વ બાબતો આ પુસ્તકમાં પુષ્કળ ઐતિહાસિક પ્રમાણો સાથે આપવામાં આવી છે. આ પુસ્તકની ખાસ વિશિષ્ટતા એ છે કે તેમાં એક પક્ષની ખોટી વકીલાત કરવામાં નથી આવી, તેમાં બન્ને પક્ષની હકીકતો સંપૂર્ણ સત્યને વળગી રહીનેજ આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે અને એજ ઇતિહાસગ્રંથનો ખાસ ગુણ ગણાય છે. એ રીતે ઇતિહાસના શિક્ષકોને આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે. સામાન્ય વાંચકને પણ તેમાંથી ઘણુંજ જાણવાનું-વિચારવાનું મળે તેમ છે. અમે આશા રાખીએ છીએ કે ગુજરાતી પ્રજા આ પુસ્તકનો યોગ્ય સત્કાર કરશે અને એ રીતે આવાં બીજાં પુસ્તકોની પ્રસિદ્ધિનાં કાર્યને ઉત્તેજન આપશે.

## 'ગાંડીવ સાહિત્યમંદિર'નાં પુસ્તકો

'ગાંડીવ સાહિત્યમંદિર' કેળાંપીઠ—સુરત તરફથી અમને નીચેનાં પુસ્તકો અવલોકનાર્થે મળ્યાં છે, તેની પહોંચ આભાર સહિત સ્વીકારીએ છીએ. સાહિત્યની અસર જેમ પ્રજાજીવન પર થાય છે તેજ પ્રમાણે પ્રજાજીવનની અસર સાહિત્ય પર પણ થાય છે. ગુજરાતી પ્રજાએ એક સમયે સુધારાના જંગમાં ઝૂકાવ્યું હતું તે સમયે ગુજરાતી સાહિત્ય સુધારાના રંગથી રંગાયું હતું. હાલમાં આખા ભારતવર્ષની સાથે ગુજરાતમાં પણ રાજકીય આંદોલન પૂર વેગથી મચી રહ્યું છે, અને તેજ સમયે ગુજરાતમાં રાજકીય સાહિત્ય પ્રકટ કરવાનું પણ કેટલીક સંસ્થાઓ તરફથી શરૂ થઈ ગયું છે, તેમાંની એક

સંસ્થા ગાંડીવ સાહિત્યમંદિર છે. તેના તરફથી પ્રસિદ્ધ થતાં અન્ય પુસ્તકોની માફક નીચે દર્શાવેલાં પુસ્તકોમાં પણ પસંદગીનું ઉચ્ચ ધોરણ તથા છાપ, બાંધણી, કાગળ વગેરે બાહ્યાકર્ષણો તરફ લક્ષ દેખાઇ આવે છે.

૧. કલકત્તાનો કારાયુગ–લેખક શ્રી હેમન્તકુમાર સરકાર, અનુવાદક નટવર વીમાવાળા. કિં. ૧–૦–૦.

૧૯૨૧ ની સાલ હિન્દુસ્તાનના ઇતિહાસમાં કાંઇક અનેરી જ છે. મહાત્માજીએ અસહકારનો મંત્ર તો જનતાના કાનમાં આ પહેલાં ફુંકી દીધો હતો અને જેલનો ભય વિસરાવી દીધો હતો; પણ આ સાલમાં ઇંગ્લાંડના પાટવીકુમાર આપણા દેશમાં આવ્યા અને પ્રજાએ જ્યારે તે આગમનમાં રાજકીય હેતુની ગંધ પારખી તેમની મુલાકાતનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો ત્યારે નોકરશાહીએ જ્યાં જ્યાં રાજકુમારનું આગમન થવાનું હોય તે તે સ્થળના પ્રજાકીય નેતાઓને જેલમાં પકડી લઇ પરાણે પ્રીત કરાવવામાં મળેલી નિષ્ફળતાનો બદલો લીધો. તે વર્ષની મહાસભાના પ્રમુખ તરીકે દેશબંધુ દાસની ચુંટણી થઇ હતી. પણ લોકો પાટવીકુમારને માન ન આપે તો નોકરશાહી તેમના પસંદ કરેલા નેતાને શા માટે માન આપવા દે ? એટલે પાટવીકુમારનું કલકત્તામાં આગમન થાય અથવા તો પોતે મહાસભાના પ્રમુખ થાય તે પહેલા જ દેશબંધુને પકડી લેવામાં આવ્યા. આ સમય દરમ્યાન કલકત્તામાં જુવાનીઆઓના હૃદયમાં દેશપ્રેમની લાગણીનો જે જુવાળ આવ્યો અને હજારો યુવકો શાળા પાઠશાળાનો ત્યાગ કરી જેલ હેલમાં પેસવા માટે પડાપડી કરવા લાગ્યા તેનું તાદૃશ ચિત્ર આ પુસ્તકમાં રમતિયાળ શૈલિમાં આપ્યું છે. મૂળ પુસ્તકની આ શૈલિનો પૂરો અનુવાદમાં ઉતારવામાં અનુવાદકને સંપૂર્ણ સફળતા મળી છે. ભાષા એકંદર રૂઢ અને સાદી છે, જો કે રૂઢ ભાષા લખવા જતાં કોઇક જગાએ મ્હેંણાં સહેજ ભૂલો થઇ ગઇ છે, જેવી કે:–" જામીન આપવાની એકેએક જણાએ હાથ ધરીને ના પાડી. " (પ–૩૨) હાથ ધરવાનો અર્થ જૂદો થાય છે, અહિં ધરીને જોઇએ.

૨. હોય આસામ ! અથવા એક મ્હાંમજુરનું કરૂણ જીવનનાટક. અનુવાદક નટવર વિમાવાળા. કિં. ૧–૦–૦.

કોઇ બંગાળી પુસ્તકના મરાઠી અનુવાદ પરથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. આવી રીતે અનુવાદ કરવાને બદલે મૂળ બંગાળી ગ્રંથનોજ આશ્રય રા. વિમાવાળાએ લીધો હોત તો સારૂં થાત. પણ મૂળ લેખકનું તો તેમને નામ પણ યાદ નથી ! આટલી બધી બેદરકારી ઠીક ન ગણાય. તેમણે તપાસ કરી હોત તો તેમને મૂળ ગ્રંથકારનું નામ તથા તે પુસ્તક બન્ને મળી શકત. અને બંગાળી ભાષાના સારા જ્ઞાતા હોવાથી હાલ થયું છે તે કરતાં પણ વધારે સરસ પુસ્તક તેઓ પ્રકટ કરી શકત.

આ પુસ્તકમાં આસામના મ્હાના બગીચામાંથી ન્હાસી આવેલા ગિરીશચંદ્ર નામના એક મજુરની સાચી કથની આપી છે. આસામના મ્હાના બગીચાઓના માલેક નીલવરો રાંકડા મજુરો પર કેવો ત્રાસ વર્તાવે છે તેની આ સાદી અને સરળ ભાષામાં લખાયેલી કહાણી વાંચતાં હરકોઇ સહૃદય હિંદીની લાગણીઓ ઉશ્કેરાયા વિના રહે નહિ. આપણાજ દેશમાં પરદેશીઓ આવી આપણાજ ગરીબ ભાઇઓ પર અમાનુષી જુલમ ગુજારે તથા બ્હેનોનું શિયળ લૂંટે એથી વધારે અધોગતિ આપણી શી હોઇ શકે ! ગિરીશચંદ્રની આવી કથની ઉપરાંત એજ વિષય પરના મોડર્ન રિવ્યુમાં આવેલા દીનબંધુ એન્ડ્રુઝના બે લેખો તથા બીજી કેટલીક ઉપયોગી હકીકત આપી પુસ્તકને અને તેટલું સંપૂર્ણ કરવાનો રા. વિમાવાળાએ પ્રયત્ન કર્યો છે.

૩. પાંડવ ગુપ્તનિવાસ અથવા પંચરાત્ર તથા મધ્યમ વ્યાયોગ. અનુવાદક ઇશ્વરલાલ વિમાવાળા. કિં. ૦–૧૨–૦.

મહાકવિ ભાસે ઈ. સ. પૂર્વે ૧૫૫ માં પંચરાત્ર નાટક રચ્યું હતું. પણ તેનાં બીજાં નાટકોની માફક તે પણ સેંકડો વર્ષો પર અંધકારમાં દટાઇ રહ્યું હતું. આ સદીની શરૂઆતમાં ત્રાવણકોર રાજાના આશ્રય નીચે

પુરાતત્વનું કામ કરતા ગણપતિ શાસ્ત્રીએ ભાસનાં નાટકો શોધી કાઢયાં કે તુરતજ આખા ભારતવર્ષે તે સહર્ષ વધાવી લીધાં. સાક્ષર શ્રી કેશવલાલભાઇએ તથા રા. મણીલાલ છબારામ ભટ્ટે ભાસનાં કેટલાંક નાટકોના અનુવાદો પ્રસિદ્ધ કરી ગુજરાતને એ નાટકોનો રસાસ્વાદ અત્યાર આગમજ કરાવ્યો છે. અને રા. ઇશ્વરલાલનો આ અનુવાદ પણ ત્રણેક વર્ષપર પ્રસિદ્ધ થયો હતો. હાલ અમને મળી છે તે તેની બીજી આવૃત્તિ છે. તેમાં મધ્યમ વ્યાયોગ નાટક પણ સાથે જોડવામાં આવ્યું છે.

અનુવાદ એકંદરે સફળ થયો છે, એટલે તે વિષે વિસ્તાર કરવાની કાંઇ આવશ્યક્તા લાગતી નથી; માત્ર અમને દેખાતી એક સામાન્ય ક્ષતિ અત્રે દર્શાવીશું:- વંશસ્થનું સમશ્લોકી ભાષાંતર કરવામાં અનુવાદકે ઘણીવાર ભૂલ કરી છે.

> માપી લીધી રાજવીરો તણી ગતિ,
> સૌજન્યનું ચે શુર આજ છે દીઠું.
> તેને ગ્રહે કોણ વિરો વિરાટમાં?
> ના કોઇ એવો ફીચકો ગયા બધા!

આ ચારે લીટીઓ ઇંદ્રવંશાની છે. તે જ પ્રમાણે જુઓ. પા. ૪૦, ૫૧.

૪. રાષ્ટ્રીય ગરબાવળી. આવૃત્તિ ત્રીજી. કિંમત ૦-૪-૦.

તેમાં જુદા જુદા લેખકોના ૩૫ ગરબાઓનો સંગ્રહ છે. રાષ્ટ્રીય કન્યાશાળાઓમાં તથા ખાનગી મંડળોમાં ઉપયોગમાં આવી શકે તે માટે આ સંગ્રહ પ્રકટ કરવામાં આવ્યો છે અને ટુંકી મુદતમાં થયેલી તેની આ ત્રીજી આવૃત્તિ જોતાં પ્રકાશકનો તે ઉદ્દેશ સફળ થયો લાગે છે.

૫. ગાંધીજીની દિવ્યવાણી

બત્રીસ પાનાના આ નાનકડા ચોપાનીઆમાં સ્વરાજ્ય, અસહકાર, સ્વદેશાભિમાન, સત્યાગ્રહ વગેરે વિષયો પરના ગાંધીજીના વાક્યોની સુંદર ચુંટણી આપી છે.

નીતિવિજ્ઞાન-લેખક બાબુ ગોવર્ધનલાલ એમ. એ. બી એલ.

પ્રકાશક હિંદીગ્રંથ રત્નાકર કાર્યાલય; હીરાબાગ, ગીરગામ, મુંબાઇ. કિં. રૂ. ૨-૪-૦.

આપણા દેશમાં નીતિને ધર્મથી અવિભક્ત માની ધર્મશાસ્ત્રો દ્વારા નીતિના નિયમો નક્કી કરવામાં આવેલા છે. પરંતુ હાલમાં આપણામાંનો મોટો ભાગ જેને ધર્મ માની બેઠેલ છે તે કેવળ અંધવિશ્વાસ સિવાય બીજું કંઇજ નથી. અને આવા અંધવિશ્વાસ અને માનસિક ગુલામીમાં કશો ફેર નથી. આજના મજહબ અથવા ધર્મને મુખ્ય ઉદ્દેશ ઇશ્વરના કહેવાતા હુકમો પાળવા-એ હુકમો બુદ્ધિપૂર્વક નહિ પણ અંધશ્રદ્ધાથી બજાવવા-એટલોજ છે, એવું ગ્રંથકારે આ પુસ્તકમાં સાબીત કર્યું છે. આ વિષયનાં અનેક ઉદાહરણો આપી તેમણે પુસ્તક એવું તો હૃદયગ્રાહી બનાવ્યું છે કે વાંચતાં જરા પણ કંટાળો આવતો નથી. છેવટે ગ્રંથકાર એવા નિર્ણય પર આવે છે કે જ્યારે કહેવાતા મજહબનાં બંધનો તૂટશે, અને અંધવિશ્વાસના જડબાંમાંથી માનવજાતિની મુક્તિ થશે, ત્યારે જ જ્ઞાનનો રવિ પ્રકટશે અને જગત ઉન્નતિના પંથે પળશે. લેખકે અનેક ઉદાહરણો આપી સિદ્ધ કર્યું છે કે યુરોપમાં જ્યાં સુધી મજહબી અંધવિશ્વાસનું બળ હતું, ત્યાંસુધી તે અંધારામાં ગોથાં ખાતો હતો; પણ જ્યારે અંધવિશ્વાસનાં બંધનો તૂટયાં ત્યારે ચોતરફથી ઉન્નતિ થવા માંડી. પ્રાચીન કાલમાં જ્યારે હિન્દુસ્તાન ઉન્નતિના શિખર પર વિરાજતું હતું ત્યારે તેમાં અંધવિશ્વાસનું નામનિશાન ન હતું. આજે આપણો હિંદુધર્મ અંધવિશ્વાસ પર ટકી રહ્યો નથી, પણ તેની માન્યતાઓ એવી વિચારપૂર્ણ છે કે તે વિશ્વધર્મ થવાને લાયક છે. હિંદુધર્મમાં દરેકને પોતાની માન્યતા પ્રમાણે વર્તવાની છુટ છે; એટલે સુધી કે ચાર્વાક જેવા નાસ્તિકને પણ હિંદુધર્મમાં સ્થાન છે. એ ધર્મ એટલો તો વિશાળ-મહાન છે કે તેની વ્યાખ્યા અમુક શબ્દોમાં આપી શકાતી નથી. હિંદુધર્મ સ્પષ્ટ રીતે કહી દે છે કે " અંધ અનુકરણ અને આજ્ઞાપાલનદ્વારા મનુષ્યોએ આત્મહત્યા કરવી જોઇએ નહિ, બલ્કે પોતાના વ્યક્તિત્વને પૂરેપૂરા પ્રમાણ [પ્રકટ

કરી પોતાના જીવનને વિકસાવવું જોઇએ." ( **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः। स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः** વગેરે વગેરે. ) પરંતુ કેટલાંક સૈકાંઓથી આપણે અંધવિશ્વાસુ બની ગયા છીએ અને ધર્મનો ખરો અર્થ ભૂલી વહેમને જ ધર્મ માની બેઠા છીએ. ગ્રંથકારે સિદ્ધ કરી બતાવ્યું છે કે જ્યાં સુધી આપણે ધર્મને યથાર્થ સ્વરૂપમાં જાળવી અંધવિશ્વાસથી મુક્ત હતા ત્યાંસુધી કોઇ પણ પરદેશી સત્તા આપણને ગુલામ બનાવી શકી ન હતી. અંધશ્રદ્ધા પેઠી તે સાથે જ આપણે ગુલામ બન્યા.

પુસ્તકનો વિષય હાલના જમાનાને એટલો બધો અનુકૂળ છે કે પ્રત્યેક શિક્ષિત વ્યક્તિએ તેનું મનન કરવું જોઇએ. તેમાં પણ છેલ્લા ત્રણ અધ્યાયો જે આખા પુસ્તકના અર્ક રૂપ છે તે તો અવશ્ય વાંચવા જોઇએ.

ટુંકામાં આ પુસ્તકે હિંદી સાહિત્યમાં અગત્યનો ઉમેરો કર્યો છે. ગુજરાતમાં લેખકોનો તોટો નથી, અને તેમાં કેટલાક સમર્થ વિદ્વાનો પણ છે, પરંતુ તેઓ આવા મૌલિક ગ્રંથો લખી ગુજરાતી સાહિત્યને ક્યારે સમૃદ્ધ કરશે તે કલ્પવું મુશ્કેલ છે. માટે હાલ તો અમે કોઇ ઉત્સાહી યુવાનને આ ગ્રંથનું ભાષાંતર કરવાની ભલામણ કરીને જ વિરમીશું.

**સૂરીશ્વર અને સમ્રાટ**--વિદ્વાન જૈનમુનિરાજ વિદ્યાવિજયજીએ ચારેક વર્ષ પહેલાં આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રકટ કરાવી હતી. તેની બીજી આવૃત્તિ આટલા ટુંક સમયમાં કાઢવી પડે તેજ પુસ્તકની ઉપયોગિતા દર્શાવે છે. સૂરીશ્વર એટલે સોળમી સદીના ગુજરાતના મહાન ઉપકારક મુનિશ્રી હીરવિજયજી અને સમ્રાટ એટલે અકબર: આ બન્ને મહાપુરૂષોનાં જીવન તથા તેમની વચ્ચેના સંબંધનું વર્ણન આ પુસ્તકમાં સવિસ્તર આપવામાં આવ્યું છે. અકબર બાદશાહના દરબારમાં અનેક ધર્મગુરૂઓને એકત્ર કરવામાં આવતા હતા, અને તે દરેક પાસેથી બાદશાહ તે તે ધર્મની વાત જાણી લેતો. પરંતુ તેના મનપર કાયમનો પ્રભાવ તો બહુ ઓછા ધર્મગુરૂઓ પાડી શકયા હતા. આ પ્રમાણે પ્રભાવ પાડનારાઓમાં હીરવિજયસૂરિ મુખ્ય હતા. તેમના પ્રભાવની હકીકત સાંભળી અકબરે તેમને ગુજરાતમાંથી બોલાવ્યા અને તેમની સાથેની વાતચિતથી પ્રસન્ન થઇ કાંઇક વચન માગવાનું કહ્યું, ત્યારે તેમણે તો તેમને સૌથી વધારે વહાલું-જીવોને અભયદાન આપવાનું જ વચન માગી લીધું. તે પ્રમાણે અકબરે ફરમાનો કાઢી પોતાના રાજ્યમાં એક વર્ષમાં ૭ મહિના ઉપરાંત જીવવધનો નિષેધ કરાવ્યો, તેમ તે દિવસોમાં પોતે પણ માંસાહાર કરવાનું બંધ કર્યું. પ્રજામતને આટલે દરજ્જે માન આપનાર મહાન અકબરશાહનાં વખાણ પુસ્તકને અંતે ધી હીસ્ટરી ઓફ ધી ગ્રેટ મોગલ્સના લેખક પિંગલ કેનેડીના શબ્દોમાં આ પ્રમાણે કરવામાં આવ્યાં છેઃ--

" દરેકને સરખા રીતે ન્યાય આપવો અને બાહ્ય શત્રુઓને દૂર રાખવા, દરેક મનુષ્યને રાજ્ય તરફથી કંઇ પણ દખલ કર્યા સિવાય તેની ઇચ્છાનુસાર કોઇપણ માન્યતા ધરાવવાને વ્યક્તિસ્વાતંત્ર્ય આપવું, આવાં તત્વો ઉપર જ હિન્દુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્ય રચાયેલું છે, અને આ તત્વો જ તેની ખરી મગરૂરી અને બળનું કારણ છે. પણ આ બધાં તત્વો અકબરનાં છે, અને હિન્દુસ્તાનમાં વ્યવહારૂ રીતે આ તત્વોને પ્રચલિત કરવાનો અમર યશ તેને જ ઘટે છે."

અકબરના સમયના ઇતિહાસના પુસ્તકમાં આવતા અંગ્રેજ ઇતિહાસકારના આ શબ્દો વાંચી આપણા દેશના વૈદરાજોની જાહેરખબરો યાદ આવે છે. ભીમ, અર્જુન, શ્રીકૃષ્ણ વગેરે પુરાણકાલીન યોદ્ધાઓનાં પરાક્રમો વર્ણવી છેવટે આપણા શક્તિની ગોળીઓ વેચનાર વૈદરાજ લખે છે–" આ યોદ્ધાઓમાં આટલું પરાક્રમ કરવાની શક્તિ અમારી બલવર્ધક ગુટિકા " જે વેદોમાં અશ્વિનીકુમારોએ શોધી કાઢી છે, તેનું સેવન કરવાથી આવી હતી. પરદેશી ઇતિહાસકારોનું ઇતિહાસઆલેખન આ પ્રમાણે જાહેરખબરીઉ છે, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. આપણા દેશનો ખરો ઇતિહાસ આપણે જ લખી શકીએ.

મુનિશ્રી વિદ્યાવિજયજીનું આ પુસ્તક વાંચતાં અમને આવેલ વિચાર–આપણા દેશનો ઇતિહાસ આપણે જ

લખી શકીએ-સ્પષ્ટ કરવા માટે અમારે વિષયનું વિવેચન કરવું પડયું છે. મુનિશ્રીએ આપણા દેશનો ઇતિહાસ કયા દૃષ્ટિબિંદુથી લખાવો જોઇએ તે વાત સતત લક્ષમાં રાખી છે. વળી તેમનું પુસ્તક એ પણ દર્શાવે છે કે આપણે ઇતિહાસ લખવા માટે આપણી પાસે કેટલાં બધાં વિપુલ સાધનો છે. પ્રસ્તુત ગ્રંથ લખવામાં તેમણે ગુજરાતી, સંસ્કૃત, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજી ભાષામાં લખાયેલ ૯૬ ચોપડીચોપાનિયાંઓની મદદ લીધી છે; તોપણ તેનો મુખ્ય આધાર ખંભાતના જૈન કવિ ઋષભદાસે સંવત ૧૬૮૫ માં લખેલ "હીરવિજય સૂરિનો રાસ" હોય એમ અમને લાગે છે. આ રાસ હીરવિજયના નિર્વાણ પછી ૩૩ વર્ષે અને અકબરના મૃત્યુ પછી માત્ર ૨૪ વર્ષે લખાયો છે. આવા રાસાઓ જૂની ગુજરાતી ભાષામાં અનેક છે. તેમાં એટલી બધી સામગ્રી મળી શકે તેમ છે કે તેની મદદથી ગુજરાતનો ઘણો સુંદર ઇતિહાસ લખી શકાય. આપણી જૂની દેશી ભાષામાં લખાયેલ પુસ્તકો આપણને જેટલાં સુગમ છે તેટલાં પરદેશીઓને હોઇ શકે નહિ. તેનું એક સરસ દૃષ્ટાંત આ વિષયને લગતું જ મળી આવે છે. ડાકટર વિન્સેન્ટ સ્મીથે ભાંડારકર સ્મારક ગ્રંથમાં (Bhandarkar Commemcration Volume) અકબરના જૈનગુરૂઓ (The Jain Teachers of Akbar) એ નામનો લેખ લખ્યો છે. તેમાં જે અલ્પ હકીકત આપી છે તે વિષે વિખ્યાત લોર્ડ મેકોલેની વાણીનું અનુકરણ કરીએ તો "ગુજરાતી જૈનશાળાની દરેક છોકરી આટલું તો જાણે છે." હીરવિજય વિષે ગુજરાતી ભાષામાં ૨૬ પુસ્તકો છે તે વિન્સેન્ટ સ્મિથને અગમ્ય હતાં પણ આપણા વિદ્વાનો જો તેથી માહિતગાર હોત તો તે વિદ્વાન ડાકટરના લેખને આટલું મહત્વ ન મળત.

અબુલ ફજલ, અકબર અને હીરવિજયસૂરિની છબીઓ પુસ્તકમાં આપવામાં આવી છે. પરિશિષ્ટમાં અકબર અને જહાંગીર બાદશાહના છ ફરમાનોની નકલો તથા તેના અનુવાદો આપી પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે.

આ પુસ્તકના લેખક મુનિશ્રી વિદ્યાવિજયજી શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય સ્વર્ગીય શ્રીવિજયધર્મસૂરિ મહારાજના શિષ્ય છે. પરલોકવાસી સૂરિમહારાજની શોધખોળવૃત્તિ તેમના વિદ્વાન શિષ્યમાં આવી સરસ રીતે ઉતરેલી જોઇ અમને આનંદ થાય છે. તેમની સૂક્ષ્મ શોધખોળબુદ્ધિનો લાભ આવાં જ બીજાં ઐતિહાસિક પુસ્તકો લખી મુનિમહારાજ ગુજરાતને હરહંમેશ આપતા રહે અને એ રીતે ઐતિહાસિક સાહિત્યને સમૃદ્ધ કરે એટલી વિનંતિ કરવાનો લોભ અમે રોકી શકતા નથી.

દિવ્યજયોતિ-કર્તા ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. પ્રકટકર્તા સોમાલાલ મંગળદાસ શાહ. અમદાવાદ. કિં. ૧-૮-૦.

ભજનપદસંગ્રહ ભાગ ૯—પત્ર સદુપદેશ ભાગ-૨-આ બન્ને પુસ્તકો જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગર સૂરિએ રચ્યાં છે, અને પાદરાના જૈનોના અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડલ તરફથી વકીલ મોહનલાલ હિમચંદભાઇએ પ્રસિદ્ધ કર્યા છે. લગભગ સાડા પાંચસે પાનાના પાકી બાંધણીના દરેક પુસ્તકની કિમ્મત દોઢ રૂપીઓ છે, જે ઘણી ઓછી ગણાય.

પહેલા પુસ્તકમાં સૂરિજીએ જૈન સાધુઓ તથા ગૃહસ્થોને પ્રસંગોપાત લખેલા પત્રોનો સંગ્રહ છે. તેમાં તેમણે આત્માનું સ્વરાજ્ય એટલે શું તે દર્શાવી તે તરફ લોકોને વાળવા પ્રયાસ કર્યો છે. બીજા પુસ્તકમાં ધાર્મિક, સામાજિક તથા રાજકીય પ્રશ્નો વિષે સાદી ભાષામાં તથા સરળ શૈલિમાં ઉપદેશાત્મક કાવ્યો આપ્યાં છે. સૂરિજીનાં પુસ્તકો જૈનોમાં બહુ આદરથી વંચાય છે. ધર્મગુરૂઓ આ પ્રમાણે પોતાનો આદર્શ સાર્થક કરે તેના કરતાં વધારે આનંદનો વિષય બીજો કયો હોઇ શકે!

સાકી—લેખક તથા પ્રકાશક મણિલાલ મોહનલાલ પાદરાકર. કિં. રૂ. ૧.

સેલિમા બેગમ નામની મરાઠી નવલકથાના અનુવાદ રૂપે આ પુસ્તક લખાયું છે. તેમાં મોગલ બાદશાહ-શાહજહાનના રણવાસનું એક કરુણ દૃશ્ય રસિક શૈલિમાં આપવામાં આવ્યું છે. નવલકથાના દરેક શોખીનને આ પુસ્તક વાંચી જવા ભલામણ છે.

ન. જ. ત્રિ.

# નોંધ

## જુગ જુગ જીવો મહાત્મા ગાંધીજી !

### મહાત્માજીની મુલાકાત

ગઇ તા. ૨૬ મીએ ડૉ. સુમન્ત મહેતાને મહાત્માજી સાથે મુલાકાત થઇ તેના હેવાલનો તેમણે જે પત્ર લખ્યો છે તેમાંથી થોડો અંગત ભાગ કાઢી નાખી તે પ્રસિદ્ધ કર્યો છે.

પુના, તા. ૨૬-૧-૨૪

ભાઈ નંદલાલ,

હું સવારે મહાત્માજીને મળવા માટે સાસુન હૉસ્પિતાલમાં ગયો હતો. બધું શાન્ત હતું અને એમના ઓરડામાં મા. કસ્તુરબા, શ્રી અનસૂયાબ્હેન તથા રા. રેવેજ શિવાય કોઇ નહોતું. મુલાકાત લેવા ઇચ્છનાર માણસો માટે એક ઓરડો વડા દાક્તરે આપ્યો હતો તેમાં હું પેસી જઇને જોઉં છું તો ખાટલામાં ગાંધીજીને જોયા. અણચિંતો પેસી ગયો હતો એટલે સૌને આશ્ચર્ય લાગ્યું. ગાંધીજી ખાટલામાં બેઠા હતા અને સૌ. કસ્તુરબા તેમને નારંગી તથા લીલી દરાખ ખવડાવતા હતાં. મને જોઇને બહુજ ખુશ થયા. દુશ્મનનું હૃદય પણ જીતી લે એવું હાસ્ય કર્યું અને પૂછ્યું કે, કેમ શરદાબ્હેન નથી આવ્યાં? મેં જવાબ વાળ્યો કે પરમ દિવસે આપની તબિયત જોવા માટેજ આવવાનાં છે મહારા કુટુંબના માણસોની હકીકત પૂછી લીધી પછી કહ્યું કે "તમે કેમ આટલા બધા ઘરડાઇ ગયા?" મેં કહ્યું: "મહારે પાટણથી પુના સુધીની રખડપટ્ટી કરવી પડે છે, શરીર સારૂં નથી તે છતાં ગામગામડે ફરૂં છું અને વારંવાર માંદો પડું છું, તેમજ ખોરાકની અનિયમિતતા તથા ગાડાંની મુસાફરીથી શરીર નરમ રહે છે." શ્રી અનસૂયાબ્હેને ઉમેર્યું કે "આપણા સેવાશ્રમમાં કષ્ટ વેઠે છે. અને પૂરું ખાતા નથી." મેં હસીને કહ્યું, કે "ખોરાકના અખતરાની બાબતમાં આપણામાંથી કોઇને ટીકા કરવાનો અધિકાર નથી." સૌ ખૂબ હસ્યાં. અખતરા કરનાર અનેક ભાઇબ્હેનોના દાખલા મેં આપ્યા, ખાસ કરીને ભાઈ શંકરલાલ બેન્કર........નાં નામ દીધાં. મહાત્માજીએ કહ્યું કે "સત્યની શોધમાં સંયમ એ પહેલું પગથિયું છે અને ખોરાકનો વિષય એકદમ હાથમાં લેવો પડે છે." પછી મેં પૂછ્યું કે "જ્યારથી આપને આ રોગ લાગુ પડ્યાનું સાંભળ્યું ત્યારથી મને વિચાર આવ્યાં કરે છે કે આપના જેવા સંયમી અને બકરીના દૂધ તથા ફળ પર જીવનાર માણસને આવો રોગ થાય જ શી રીતે?" મહાત્માજી કહ્યું કે "બધા દાક્તરો વિસ્મય પામ્યા છે અને મને એ બાબત પૂછે છે. હું એમ ધારૂં છું કે ઘણાં વર્ષથી હું મિતાહારી થયો છું પણ મ્હારે જેટલું અલ્પાહારી થવું જોઇતું હતું તેટલો થયો નથી. દાક્તરો મને વધારે ને વધારે ખાવાની સૂચના કર્યા જાય છે પણ મ્હારી ખાત્રી છે કે મહારા શરીરને બહુ ખોરાકની જરૂર નથી. જ્યારે જ્યારે સખત માનસિક શ્રમ ખમવાનો વખત આવે છે તથા ખૂબ (concentrated) આત્મનિરીક્ષણ કરવાનું હોય

છે ત્યારે ઘણાજ થોડા ખોરાકની જરૂર રહે છે. જેલમાં મ્હારે ખોરાક ઓછો કરવો જોઈતો હતો. મ્હારૂં વજન વખતે ૯૦ રતલ થત પણ મ્હારૂં શરીર સુધરત. ખોરાક પચન થાય તેથી કાંઇ assimilate (શરીર સાથે મળી એક) થતો નથી." મેં કહ્યું કે "જે કાર્યવાહકોને મગજમારીનું કામ ખૂબ કરવું પડે છે તેમને પ્રોટીડની જરૂર બહુજ ઓછી છે એ બાબત હું છેલ્લાં પંદર વર્ષથી બૂમ મારી રહ્યો છું અને મને બધા faddist (તરંગી) ગણી કાઢે છે. કલકત્તામાં ડૉ. મેકેએ મોટું પુસ્તક બ્હાર પાડ્યું છે તેમાં હજારો માણસોના ખોરાક વિષે હકીકત મેળવીને બતાવ્યું છે, કે બંગાળી લોકોમાં કમશક્તિ (શારીરિક તથા માનસિક) છે તેનું કારણ તેમના ખોરાકમાં અપૂરતું પ્રોટીડ છે. આ Theory (મત) હું બિલકુલ માનતો નથી," ગાંધીજીએ કહ્યું કે "હું મ્હારા અનુભવથી તમારી જોડે સમત થાઉં છું અને માનું છું કે આપણા જેવા માણસોને કઠોળ ખાવાની જરૂર નથી." આ વાત દરમ્યાન મેં જોયું કે મહાત્માજી અંગ્રેજી શબ્દો કાંઇક વધારે પ્રમાણમાં વાપરતા હતા. વખતે જેલમાં અંગ્રેજી વૉર્ડરો જોડે અંગ્રેજીમાં વાત કરવાની ટેવને લીધે પણ હોય.

ગાંધીજીના હાથપગ ઉપર કસ્તુરબા હાથ ફેરવતાં હતાં. એક બાજુનું કામ મેં ઉપાડી લીધું અને મેં પૂછ્યું કે "આપના હાથ પાતળા થયા છે તેના કરતાં પગ તો તદ્દન લાકડી જેવાજ થયા છે." એમણે કહ્યું કે "હા, મ્હારા હાથ તો ઘણા વખતથી પાતળા થયેલા છે તેથી તેમાં બહુ ફેરફાર નથી થયો પણ પગ તો ખૂબ વપરાતા હતા એટલે ઠીક હતા; જેલના જીવનને લીધે તથા માંદગીને લીધે તેના પર ખૂબ અસર થઇ છે." એમનું શરીર જોયું ત્યારે શ્રીમદ્ રાજચંદ્રની એક છબી મને સાંભરી આવી. બસ હાડકાંનો માળો, પણ ગાંધીજીનું મોં ઠીક છે, ઠીક થતું જાય છે અને એમની આંખોનું શાન્ત તેજ તો અવર્ણનીય જ છે. સમારૂં 'યુ ધર્મ' કેમ ચાલે છે! એ સવાલ પૂછાશે અને મેં જવાબ તૈયાર રાખ્યો હતો તે આપી દીધો કે "અમારી શક્તિ પ્રમાણે ચલાવી રહ્યા છીએ પણ ઈન્દુલાલ ક્યારે છુટે તેની રાહ જોઇએ છીએ. છુટે એટલે સંપૂર્ણ ચાર્જ સોંપી દઇએ" એમણે કહ્યું કે "ના, સંપૂર્ણ ચાર્જ આપશો નહીં, તમે પણ એને ખીલાવ્યાં કરજો." થોડીવારે ડૉ. ફાટક, સાવરકર વિગેરે મળવા આવ્યા. બન્ને સાવરકર ભાઈઓની તબિયતના સમાચાર પૂછ્યા. એ લોકો ગયા ત્યારે મેં પૂછ્યું કે "આપ તો કેદી છો અને સરકાર કેમ બધાને મળવા દે છે"? એમણે કહ્યું કે "મેં દાક્તરને કહી દીધું કે હું પક્ષપાત કરી શકું નહીં. જો આ મને મળે તો બીજા પણ મળે, અને જો બીજાને રોકશો તો હું આને મળવા માગતો નથી, એટલે હાલમાં તો બધા મળી શકે છે. પણ હાલની નબળી સ્થિતિમાં અનેક માણસ હજાર પ્રકારની વાતો કરીને શ્રમ આપે એ ઇચ્છવા જેવું નથી તે દૃષ્ટિથી લોકોને રોકવામાં આવે છે."

એમના જખમમાં રબરની નળી મૂકી હતી તે કાઢી નાંખીને ગૉઝની વાટ મૂકેલી તે પણ ગઈ કાલે કાઢી નાંખી છે. આજે જખમનું ડ્રેસિંગ થયું છે અને વખતે હવે દરરોજ ડ્રેસિંગની જરૂર નહીં પડે.

મેં વારંવાર કહેલું કે "આપને કોઇ પણ જાતનો શ્રમ પડતો હોય તો હું ચાલ્યો જાઉં. હું પૂર્વાશ્રમમાં દાક્તર હતો એટલે મ્હારે આપને ચેતવવા જોઇએ." પણ તેમણે મને નહીં રોકતાં પૂછ્યું કે "કેમ કાળીપરજની બાબતમાં તમારા પર પણ તલવાર ઝગઝી હતી." અમે ખૂબ હસ્યા......

જ્યારે મેં એમને કહ્યું કે "અમે થાણાં નાંખીને કામ કરવા ઇચ્છીએ છીએ" ત્યારે બહુ ખુશ થયા. "બરાબર, એજ કાયમનું કામ કરવાનો રસ્તો છે." મેં બતાવ્યું કે "હાલમાં પછાત વર્ગની ઉન્નતિનો સવાલ ખૂબ આગળ આવ્યો છે. જો સુરત તથા ભરૂચ જીલ્લાની (મહાસભા) સમિતિઓ એ કામ ઉપાડી લેતો દમણગંગાથી પાલણપુર સુધીની બધી પછાત વર્ગમાં ઘણું સુંદર કામ થાય. આ પ્રજા તો તૈયાર છે પણ આપણા કાર્યવાહકો હજી તૈયાર નથી. હજી તેમને ઝગઝગતું કામ કરવાની ખોટી ઇચ્છા રહ્યાં કરે છે." અંત્યજો વિષે પણ ઘણી વાત થઇ. વડોદરા રાજ્યના ચારે પ્રાન્તના

અંત્યજો પોતાની અડચણો મહારાજાને સંભળાવવા માગે છે અને ડેપ્યુટેશન લઇ જવાનું કામ મને સોંપાયું છે તે વાત પણ થઇ. ગાંધીજીના જેલમાં ગયા પછી ગુજરાતના કાર્યવાહકોમાં ખુબજ મંદી આવી ગઇ છે એવી વાત આપને કાને આવી હશે એમ પૂછીને મેં કહ્યું કે "આપે તે માની નહીં હોય." "મેં તો કોઇ દિવસ માની નથી." ગુજરાતના કાર્યવાહકોને એક પછી એક નવો માર્ગ સુઝયો છે. ગાંધીજીએ જે ચેતન ગુજરાતમાં આણ્યું તે કોઇકોઇ પ્રકારે પણ પ્રકાશ્યા વિના રહ્યું નથી. ૧૯૦૬–૦૭ નો યુગ બંગાળાનો હતો, ૧૯૨૧–૨૨ પછીનો યુગ ગુજરાતનો છે અને વખત જતો જાય છે તેમ અમુક જાગૃતિ એકજ પ્રાન્તમાં રહેવાને *બદલે દરેક પ્રાન્ત સ્વીકારી લે છે.*

પછી વાત પલટાઇ. આખો વખત કાંઇ serious (ગંભીર) વાત ચાલી નહોતી રહી. ગાંધીજીએ કહ્યું કે "આજે જે રાજકીય ચળવળમાં પડયો છું તે પણ સત્ય શોધનને માટેજ. મેં જેલમાં જતી વખતે પુરેપુરો ૭ વર્ષનો કાર્યક્રમ નક્કી કરેલો. દક્ષિણ આફ્રિકા વિષે થોડું ઇન્દુલાલ પાસ લખાવ્યું છે, પણ ગીતાજી વિષે મહારા વિચાર હજી લખાવવા છે. તેમજ મહાભારતને ટુંકું કેવી રીતે કરવું તે કરી બતાવવું છે. મહારૂં આત્મજીવન (auto-biography) લખવાનો વિચાર પણ છે. હજી તો મહારે બહુ કરવાનું બાકીમાં છે." મેં પુછ્યું કે "પણ સરકાર છોડી દેશે તો શું કરશો, કોઇ આપને જંપવા નહીં દે." એમણે હસીને કહ્યું કે "લોકોને આશા બહુ છે પણ તે માટે કાંઇ ખાસ કારણ નથી." મેં કહ્યું કે " the wish is father to the thought."

ઇન્ગ્લંડની નવી સરકાર વિષે મેં ટીકા કરી કે "હજી એવા પણ હિન્દીઓ છે કે જે મજુર સરકાર તરફથી લાડુ મળી જશે એવી આશા રાખે છે." મહાત્માજી જરા ગંભીર સ્વરે બોલ્યા કે "હજી લોકો બહારની આશા છોડતા નથી. સ્વરાજ્ય કોણ આપી શકે ? આપણે લેવાનું છે. હાલમાં જે પઠાન વર્ગની વાત થઇ તેનું શું ? હિંદુમુસ્લિમના પ્રશ્નના નિકાલનું શું ? એ પ્રશ્નમાં મજુર સરકાર તમને શું મદદ કરશે ? તમારૂં ભવિષ્ય તમારાજ હાથમાં છે. લાડુ મળશે તો તે પથ્થરનો લાડુ મળશે......

ભાઇ ઇન્દુલાલ આનંદ કરે છે. ખૂબ વાંચે છે. એમને હું હજી સુધી પુરેપુરો ઓળખી શકયો નહોતો. ..........હજી પુરતા સ્થિર નથી, પણ બહુ પ્રયત્ન કરી રહ્યા છે. ઉપવાસ વિગેરે વ્રતો પણ કરે છે. જેલમાં મહારે માટે રાંધવાનું તો હતુંજ નહીં પણ દુધ બરાબર ગરમ કરવાનું વિગેરે એવું એવું કામ કરતા, અને દક્ષિણ આફ્રિકા વિષે હું લખાવતો એ બધું પુરૂં કરી શકાયું નથી." ઇન્દુલાલ વિષે બહુ વાતો થયેલી. મને બરાબર એક કલાક વાત કરવાને મળ્યો. *પત્ર રૂપે તમને લખીશ એવો ખ્યાલ જરા પણ નહોતો* તો પણ જ્યારે કેટલાક અગત્યના વિષય ચર્ચાયાં ત્યારે મને થયું કે તમને લખી મોકલું.

કર્નલ મેડક આવ્યા એટલે મેં રજા માગી લીધી, નમસ્કાર કર્યા અને બહાર નીકળ્યો. એટલે ડોકટરીએ મને પૂછ્યું કે " આપ સાહેબ બંબાઇસે આતે હો!" મેં કહ્યું કે " ના, મેં બડોદેસે આતા હું, મેરા નામ દાક્તર સુમન્ત મહેતા હે. ઔર આપકુ કુછ જાસ્તી પુછના હે." " નહીં સાબ, સલામ ! " આટલી વિધિ થઇ રહી એટલે દવાખાનું છોડીને બહાર નીકળી પડયો.

સુમન્ત મહેતા

પરમ કૃપાળુ પરમાત્માએ હિન્દનાં તેત્રીસ કરોડની પ્રાર્થના સાંભળી છે, અને મહાત્મા ગાંધીજી મૃત્યુના મુખમાંથી બચ્યા છે. કોઇ મહાપુરૂષનું વાક્ય છે કે ઇતિહાસની ઘટનાઓ પાછળ પ્રભુનો હાથ છે. આજે એ વાક્ય વિશે ઉંડો વિચાર કરતાં હિન્દનું ભાવિ અતિ ઉજ્જ્વળ લાગે છે, અને હિન્દનાં સદીઓનાં બંધન રક્તનું એક બિન્દુએ પડયા વિના તુટવાનાં હોય એમ જણાય છે.

## કોકનાડા મહાસભા

કોકનાડા મહાસભાના રાષ્ટ્રીય સમાહની શરૂઆત તા. ૨૫ મીએ ભારતીય ખાદી પ્રદર્શન ખુલ્લું મૂકી, ડૉ. પ્રફુલ્લ ચંદ્ર રાયમહાશયે કરી. તેમણે શરૂઆતમાંજ પોતાના હૃદયની નિરાશા નીચેના મર્મભેદક શબ્દોમાં વ્યક્ત કરી:

" આજે, અંતરના આગળા ઉઘાડી નાખીને સાફ સાફ શબ્દોમાં હું મારા દિલનું બધું દર્દ ઠાલવી નાખવા માગું છું. અત્યારે ખાદીપ્રચારના બે શબ્દો બોલી તેના પ્રત્યે માનબુદ્ધિ બતાવી, પતાવી દેવાનો પ્રથા થઇ રહી છે; ચરખા તરફ અને શાંત, ગંભીર, સાચા રચનાત્મક કાર્ય તરફ બેપરવાઇ અને અનાસક્તિ દિવસે દિવસે વધી રહી છે; શહેરોના ઘોંઘાટ નીચે રેંટીઆનો સંગીતમય ઝણઝણાટ દબાય રહ્યો છે; એ જોઈ મારા અંતરમાં સંતાપ થાય છે-મારા આત્મા ઉપર ઘોર વિષાદ પથરાય છે. હું અત્યારે આગળની લુગલુગી આળસ અને મંદતાને ફરીવાર આપણો કબજો કરી લેતી જોઉં છું; આપણા મહાન સરદાર મહાત્મા ગાંધીજીએ આપેલી પ્રેરણા અને તેમને બતાવેલો માર્ગ—એ બધું ખલાસ થતું જોઉં છું; તેણે જગાવેલી મહા શક્તિના જુવાળોને, એ ઉત્સાહ, એ ચેતના, એ જીવનની ભરતીઓને ઝપાટાબંધ ઉતરતી જોઉં છું. અને એ જોઇને મારા આત્માને પારાવાર ક્લેશ થાય છે. "

રેંટીઆની અપૂર્વ તાકાતનો ઉલ્લેખ કરતાં તેમણે કહ્યું કે:—

" રેંટીઆમાં એટલી બધી તાકાત છે કે તે મેં પોતે જાતઅનુભવથી જોયું છે. જ્યારે ખુલના અને ઉત્તર બંગાળમાં દુષ્કાળનો દાનવ માણસો અને જાનવરોને ભરખતો, ગામડાં ઓમાં ઘૂમતો હતો, ત્યારે એ અસુરની સામે રેંટીઆનું સુદર્શન ચક્ર લઇ લડનાર—અને સફળતાપૂર્વક લડનાર નરનારીઓને મેં મારી આંખે જોયાં છે. જ્યારે ખેતરોમાં અનાજનો એક દાણો નહોતો, ત્યારે ખેડુતનાં સ્ત્રી અને બચ્ચાંઓને રેંટીએ રોટલા પૂર્યા હતા. "

## અજબ આંકડા

" હિન્દુસ્થાનની વસ્તી બત્રીસ કરોડ માણુસોની ગણાય છે: અને તેની કુલ આવક રૂ. ૯,૬૦,૦૦,૦૦,૦૦ (નવ અબજ અને સાઠ કરોડ રૂપીઆ)ની હરી છે. હવે જો હિન્દુસ્થાનની વિશાળ જનતાનો માત્ર ચોથો ભાગ હંમેશાં બેજ કલાક કાંતે, તો આપણા દેશની આવકમાં નેવું કરોડ રૂપિઆનો વધારો થાય. આટલી આવક તો માત્ર કંતામણમાંથી જ આવે. વણકરીની વગેરે બીજી જે આવક થાય તે તો જુદી; સુથાર અને રંગારાને જે રોજી મળે તેનો તો હિસાબજ નહીં; અને તે ઉપરાંત વિદેશી માલને માટે ખર્ચાતા ૬૦-૭૦ સાઠ-સિત્તેર કરોડ રૂપિયા બચે અને તે ગરીબ ખેડુતની નસોમાં નવું લોહી પૂરવા ખપ આવે. માટે એ ખાદી અને એ રેંટીઓ, આપણા અંતરમાં પટાવી, ચાલો આપણે તેનો પ્રચાર કરવા લાગી જઇએ. "

## દ્રવ્યની સમાન વહેંચણી

" દેશની દોલતને બહાર જતી અટકાવવાનીજ જો આ સવાલ હોત, તો તો મોટી રાક્ષસી મીલો અને વિજળિક શક્તિનાં વિરાટ કારખાનાં કરવાથીજ વાત પતી જાત. પરંતુ આ સવાલ તો દ્રવ્યની સમાન વહેંચણીનો છે. મીલો કે મોટી મૂડી ધરાવતાં કારખાનાંઓ તો કેવળ ગંભીર નફો રળી શકે, દ્રવ્યને દેશભરમાં વહેંચી ન શકે. એ રીતે લાખો દેશવાસીઓને રોટલો પણ ન મળે. ને મુઠીભર મીલવાળાઓ કરોડોના નફા કમાય તેથી શો ફાયદો ? શું પરિણામ ? પરિણામ એ કે બેકારી અને ભૂખમરાનાં ભૂતાવળો ભાવણરૂપે આપણી સામે આંખો ફાડી ખડી થશે. એમ ન માનજો કે હું મોટા હુન્નરોને તત્કાળ તોડી નાખવા ચાહુંછું. ના, એ બની પણ ન શકે. હું તો માત્ર ઓછા અહિતકારક ઇલાજોજ સૂચવું છું. મહાત્માજીએ કહેલું કે વરસાદનું એક ઝાપટું ખેતરોમાં પાણીની સરખી વહેંચણી કરી શકે છે. તેવી વહેંચણી આપણાં ચાહે તેવાં ખેતીવાડી ખાતાં, નહેર ખાતાં, પાણી આપવાના ચાહે તેવા ન્યાયી નિયમો કે ચાહે તેટલી દેખરેખથી પણ નથી બનવાની.

એજ મર્મ રેંટીઆમાં રહ્યો છે. દ્રવ્યની એકસરખી, અને ચુપચાપ વહેંચણી બીજી એકેય તરકીબથી નહીં બની શકે. "

## રેંટીઆનો યુગ

હજુ તો એક સો વરસ પહેલાં જ રેંટીઓ ઘેરે ઘેર હતો. અને હજારો નરનારીઓ, તેમજ બચ્ચાંઓ કેવળ ફુરસદને વખતે કાંતી કાંતીને વરસ ર્‌હાડે દેશને કરોડોની કમાણી કરાવતાં, તે ડૉ. ફ્રાંસીસ નામના એક અંગ્રેજે સને ૧૭૯૮ અને ૧૮૧૪ વચ્ચેના એકઠા કરેલા આકડા પરથી જણાશે.

**પટણા અને બિહાર**—આશરે ૩૪ લાખની વસ્તી. તેમાં ૩ લાખ ૩૦ હજાર કાંતનારા માત્ર નવરાશને વખતેજ કાંતતાં. દરેક જણનું સુતર વરસે રૂા. ૭-૨-૮ ની કિંમતનું; કુલ આવક વાર્ષિક રૂા. ૨૩, ૬૭,૨૭૭. તેમાંથી રૂા. ૧૨,૮૬,૦૦૦ ની કિંમત બાદ ર્‌તાં, રૂા. ૧૦,૮૧,૦૦૦ નો નફો; એટલે દરેક કંતનાની કમાણી રૂા. ૩-૪-૦. હાથશાળો ૭૫૦ ચાલતી.

**ભાગલપુર**—વસ્તી ૨૦ લાખ ૨૦ હજાર, કાંતનાર સ્ત્રીઓ ૧ લાખ ૬૦ હજાર, દરેકની વાર્ષિક આવક રૂા.૪-૮. ઉપરાંત રેશમ વણવાની ૩૨૭૬ હાથશાળો જૂદી.

**ગોરખપર**—વસ્તી ૧૩ લાખ ૮૩ હજાર, કાંતનારાં પોણાબે લાખ; વાર્ષિક આવક રૂા. ૨-૮-૦; અને ૬૧૭૪ શાળો ચાલતી.

**દીનાજપુર**—વસ્તી ૩ લાખ; ગરીબ શ્રીમંત તમા મની સ્ત્રીઓ કાંતતી ને વાર્ષિક રૂા. ૨ કમાતી

**પુર્ણિઆ**—વસ્તી ૨૨ લાખ. દરેક વર્ણમાં કાંતવુ ઇજ્જતભર્યું ગણતું.

**પૂર્વ મહૈસોર**—બ્રાહ્મણ સિવાય બધી સ્ત્રીઓ કાંતતી.

આ બધાં કરોડો રૂપીઆની કમાણી દેશને કરાવતાં. દેશવાસીઓ પોતાની મેળે પોતાનાં અંગ ઢાંકતાં અને મહાત્માજીએ કહ્યું છે તેમ, દરેક ગામડું પોતાના ખપપૂરતું કાપડ પેદા કરી લેતું હોવાથી રેલ્વે, નૂર, જકાત, દાણ અને વચલા આડતીઆઓનો અકજાર નહીં. એ તમામ લુંટાલૂંટમાંથી લોકો બચી જતા. આજે જો એ સ્વાશ્રયીપણાને જીવતું કરી શકાય તો આ વિદેશી કાપડના ગંજના ગંજ આપોઆપ આપણી બજારમાંથી રૂખ્સત પામે.

## દલીલોના રદીઆ

આપણે બીજાં બધાં કામ છોડાવી તમામની પા રેંટીઓ કંતાવવા માગીએ છીએ એમ સમજી ઘણ લોકો ડરી રહ્યા છે. પણ આપણે બધાને કાયમ રેંટીઓ લઇને બેસવાનું નથી કહેતા. પરંતુ સામાન્ય જનસમૂહમાં આ ભાવ જાગે તેટલા માટે ભણેલાઓએ થોડો વખત આ પ્રથા ચાલુ કરવીજ જોઇએ, કે જેથી જનસમુદાયને એ વ્યવસાય હલકો ન લાગે. અગાઉ આખરે આપણો વ્યવહારૂ ઉદ્દેશ તો ફક્ત ખેડુતોને મજૂરોને અને અધભૂખ્યા એવા કરોડો કંગાલોને આ વ્યવસાય રોટી રળવા માટે પકડાવવાનો છે.

જ્યારે રેંટીઆના ગુંજારવ ઘેરેઘેર ચાલુ થશે એકેએક કુટુંબ અને જ્યારે રેંટીઓ વસ્ત્ર પહેરાવતો હશે, ત્યાં કાપડની મોંઘવારીનો સવાલ ઉભોજ નહીં થાય. મીલના કે પરદેશના કાપડની હરીફાઇનો સવાલ જ નહીં રહે. અને તે સમય આવે ત્યાં સુધી તો આ હાથની બનાવટના સ્વદેશી કાપડ માટે આપણા દેશપ્રેમીભાઇએ ઉંચી કિંમતના રૂપમાં આત્મભોગ આપે, એ કાંઇ બહુ ન કહેવાય. જો આપણી રાજ્યસત્તા પ્રજાકીય હોત, તો આપણા ઉછરતા ઉદ્યોગોને આપણે કાયદાથી બચાવી શકત; પણ તે નથી. માટે રાજ્યસત્તાને બદલે આપણેજ આપણા દેશી ઉદ્યોગને પ્રથમ પસંદગી આપવાનો ખાનગી ધારો કરી નાખવો એજ ઉપાય રહ્યો છે.' ઉપસંહારમાં તેમણે કહ્યું કેઃ—

"અંતમાં મારી નજર યેરવડા જેલ તરફ જાય છે જેના લાખંડી સળીઆ પાછળ, હિન્દુસ્તાનની મુક્તિનો મંત્ર જેણે શોધ્યો ઉપદેશ્યો અને, પોતાના જીવનમાં પણ ઉતાર્યો, એવા સાંપ્રત કાળના, હિન્દુસ્તાનના

અતિપવિત્ર અને સર્વોત્કૃષ્ટ આત્માનો, એ દેશભક્ત-સંતનો ક્ષણભંગુર દેહ પિંજરમાં પૂરાયેલો પડ્યો છે. એનો સ્થૂળ દેહ હજીયે ત્યાં પડેલો છે તેની આપણને અપાર દિલગીરી અને શરમ ઉપજે છે, છતાં એનો આત્મા તો સદૈવ આપણી સાથે જ છે. આપણે પ્રમાદને વશ થતા હોઇએ ત્યારે આપણી સુસ્તી ઉડાડીને આપણને પ્રેરણા આપવાને હરઘડી તત્પર રહે છે. એનો ઓજસ્વી આત્મા અને એનું આદર્શમય જીવન આપણને મુક્તિને પંથે દોરો! આપણે પણ આપણા મહાન્ શિરગુરુને પ્રાપ્ત કર્યાની લાયકાત કેળવીએ! મહાત્મા ગાંધી કી જય!"

તે પછી તા. ૨૮ મીએ મહાસભાની બેઠક મળી અને મહાસભાના પ્રમુખ મૌલાના મહમદઅલીએ હિન્દુમુસલમાન એકતાના પ્રશ્નનું ઐતિહાસિક દિગ્દર્શન કરી કહ્યું કેઃ

"કેટલાંય વર્ષો થયાં મને સૂઝી રહ્યું છે, કે અતિ ધર્મપરાયણ અને તોયે કોઇ બેસુમાર કોમો, પંથો અને વિભાગોમાં વહેંચાઇ છિન્નભિન્ન થઇ ગયેલા લાગે! અને કરોડો મનુષ્યોના આ દેશમાં બધા ધર્મોનો એક મહાસંઘ સ્થાપવાનું અજબ કામ ખુદાએ આપણે માટે નિરધારી મૂક્યુ છે. આજ ત્રણસો થી વધુ વરસો થયાં હું એ મહાસંઘના—અમેરિકાના સંયુક્ત રાજ્યોના સંઘથી યે બેહદ મહાન્, બેહદ ભવ્ય, અને બેહદ પવિત્ર ધર્મસંઘનાં સ્વપ્નાં જોઇ રહ્યો છું આજે જ્યારે કોઇ ગભરાયેલો પુરુષ હિન્દુ-મુસ્લિમ ઝઘડાના એ જૂના દુર્દિનોની આગાહી સુણવી રહ્યો છે, ત્યારે પણ હું તો 'હિન્દના સંયુક્ત ધર્મો'નાં એ જૂનાં સ્વપ્નાંજ જોઇ રહ્યો છું. મારી દૃઢ માન્યતા છે કે હિન્દુઓ કે મુસલમાનો, જો તેઓ એક બીજાના વિરૂદ્ધમાં કે સહકાર વિના વિજય સાધવા મથશે, તો તેમના લલાટે પરાજય—અંત અપમાનજનક અને કલંકિત કરે તેવો પરાજય જ લખાયેલો છે. હિન્દનાં કોયડાઓ, અન્તરરાષ્ટ્રીય કોયડાઓ જેવા વિકટ છે. પણ જો યુરોપના મુત્સદીઓ અને વિશ્વપ્રેમીઓ તેમના ખંડનાં પરસ્પર વિગ્રહો પક્ષાપક્ષી ને અને ક્રવાયંતા મારામારીઓ વચ્ચે પણ લડાઇઓ નિર્મૂળ કરવાની વાતમાં નિરાશ થતા નથી, તો આપણે હિન્દની રાષ્ટ્રીયતા ખીલવવામાં શા માટે નિરાશ થઇએ? ચાલો, આપણે એ એકસંપી, એ મહોબ્બત, એ બિરાદરી સ્થાપવા લાગી જઇએ."

તે પછી મૌલાનાએ અસહકારની મીમાંસા નીચેના સુંદર શબ્દોમાં રજુ કરીઃ—

"અસહકાર એટલે આપણી શક્તિઓનો ધ્વંસ કરનાર તત્ત્વને સહાય ન આપવી તે. વિદેશી સરકાર આપણા જીવનના ઝરા સૂકવી નાંખે છે તે આપણી જ સહાયથી, આપણી શક્તિઓને સંહારે છે તે આપણાજ સહકારથી, તે આપણને ગુલામદશામાં નાખે છે તે આપણા જ સાથથી. આપણે આપણી એ સહાય, એ સહકાર, એ સાથ આપતા અટકીએ, તે ઘડીએજ સરકાર સજ્જડ અને સ્તબ્ધ બની જાય. હું બરાબર માનું છું કે આ સરકારને થંભાવવી જરાયે મુશ્કેલ નથી. આ સંબંધમાં મને આપણી જેલોનો એક નિયમ યાદ આવે છે. હિન્દી જેલોનું આખું તંત્ર કેદીઓના સહકાર ઉપરજ નભી રહ્યું છે. દરેક કેદીને, તેની સારી ચાલચલગત અને આજ્ઞાધીનતાના ઇનામ તરીકે પ્રત્યેક માસને અંતે તેની સજામાંથી થોડાક દિવસ કાપી આપવામાં આવે છે. અને કેટલાકને તો, જો તેઓ જેલરોના અને જેલ સુપ્રિન્ટેન્ડેન્ટના વિશ્વાસ અને કૃપા સંપાદન કરી શકે તો, કેદીઓના પહેરેગીર, ચોકીદાર કે હવાલદારના હોદ્દાઓ આપવામાં આવે છે. આ ઉપરાંત તેમને તેમના જેલજીવન દરમ્યાન કેટલીક જાતના ખાસ હક્ક મળે છે, અને દરેક માસે તેમની સજાના દિવસો કપાવાનું ધોરણ પણ વધારે ઉદાર થાય છે. આ મહામંડપમાં બેઠેલા મારા બંધુઓમાંથી કેટલાકે જેલજીવન અનુભવી આવ્યા હશે. કેટલાયે સ્વાતંત્ર્યમંદિરની યાત્રા કરી આવ્યા હશે. તેમને બધાને બરાબર યાદ હશે કે કેદીઓમાંથી નીમેલા એ વગર પગારના ચોકીદારો અને પહેરેગીરો આખી રાત પહેરો ભરે છે અને પગારદાર પહેરેગીરો જેલના એકાદ ખૂણામાં શાંત, મીઠી ઉંઘ લે છે. અર્ધી અર્ધી કલાકે કેદી-પહેરેગીરો 'આલબેલ' પોકારે છે અને એ

અત્યારજ જેલની દિવાલોમાં અથડાતો આખા મકાનના ખુણેખૂણામાં ઘૂમી રહે છે, અને પેલા પગારદાર પ્હેરેગીરો અને સંત્રીઓ નિરાંતે ઘોરે છે.

જેલની આ કથા આપણા આખા દેશને અને આ સરકારના તંત્રને બરાબર લાગુ પડે છે. આપણી સ્વતંત્રતા લૂંટાઇ છે. અને આપણા દેહ ઉપર પરાધીનતાની વજ્રશૃંખલાઓ પથરાઇ છે. પણ એ શૃંખલાઓ બાંધનાર કોણ? આપણા જેવાજ પરાધીન, આપણા જ બંધુઓ. તેઓ કૃપાના થોડાક ટુકડાઓ મેળવવાને ખાતર સરકારના સેવક બની હિન્દુસ્થાનના વિશાળ પ્રજાદેહ ઉપર વજ્રશૃંખલાઓ પાથરે છે, અને એ બંધન ક્યાંયે ઢીલું ન પડે તેનો પૂરેપૂરો બંદોબસ્ત રાખે છે. આ ગુલામીના રક્ષકો વારંવાર 'આલબેલ'ની બાંગ પોકાર્યા કરે છે અને જેની લાલસાને છીપાવવા આ હિંદુસ્થાનને જબરજસ્ત જેલ બનાવવામાં આવી છે, તે પરદેશીઓ વૈભવવિલાસ, આરામ અને શાન્તિ માણે છે! જેલ–પ્હેરેગીરો અને ગુલામ–પ્હેરેગીરો વચ્ચે માત્ર તફાવત એટલો જ છે કે જેલ–પ્હેરગીરોને તેમની સેવાના બદલામાં સજામાં ઘટાડો મળે છે–તેમની મુક્તિનો દિવસ કંઇક નજીક આવે છે, ત્યારે ગુલામ–પ્હેરેગીરો, આપણા સહકારી મિત્રો, જેઓ આપણા જેવાજ ગુલામ છે, તેમને તો મુક્તિનો દિવસ નજીક આવવાની પણ આશા નથી. તેમને તો, પોતે ગુલામો છે એવું પણ સાચેસાચ ભાન નથી રહ્યું હોતું. તેમના શરીર ઉપરની જંજીરોને તેઓ આભૂષણ માની હરખાય છે. પણ

છોડ મેરી ફિકર ગાફિલ, રો ખુદ અપની ફિકરપર;
જિસકો તુ જેવર સમજતા હય વહી જંજીર હય.*

## સ્વરાજ એટલે સર્વરાજ

"સ્વરાજ એટલે સર્વરાજ–એમાં બધા ધર્મોની રક્ષા આવી જાય છે" એમ જણાવી મૌલાનાએ કહ્યું કે:

"કેટલાક કહે છે કે અફઘાનિસ્તાનનો અમીર, હિન્દુસ્થાનના મુસલમાનોની સહાય લઇ હિન્દ ઉપર ચડાઇ કરશે અને આપણો આ દેશ પચાવી પાડશે. આ બીકણહૃદય અને બીકણ સ્વભાવે ઉભું કરેલું ભૂત છે, અને તેને શ્રદ્ધા અને હિમ્મતથીજ હાંકી શકાય. હમણાંજ મેં પંડિત જવાહરલાલને કહેતા સાંભળ્યા કે, 'આપણને પ્રથમ સ્વરાજ ઘેર કરવા દો; પછી જોઇશું કે આપણા દેશ ઉપર ચડાઇ કરવાની કોની તાકાત છે.' આપણે પરદેશી ચડાઈ માટે બરાબર તૈયાર રહીશું તો દોઢ સદીની ગુલામી પછી સ્વતંત્રતા પાછી મેળવનાર પાસેથી એ ઝુંટવી જવી એ અમે તે પરદેશીને માટે કોઇ સહેલી કે રમત વાત નથી. તે દિવસે એ પરદેશી લુટારા સામે, મારી સેવાની જરૂર પડશે, તો હું એક સૈનિક તરિકે મારી નમ્ર સેવા હિન્દના ચરણમાં ધરીશ. તે દિવસે તમારો આ સાથી– જેને તમે સૈનિકની હરોળમાંથી ચૂંટી આ સ્થાને બેસાડ્યો છે–તે ફરીથી એ હરોળમાં ઘણા આનન્દપૂર્વક સૈનિક તરીકે ઉભો રહેશે, અને એ પરદેશી આક્રમણકારી–પછી તે મુસલમાન હોય કે ગમે તે હોય–તેની સામે ઝૂઝશે એ બાબત બેફિકર રહેશો. તે દિવસે તે હરગીજ નાસી નહીં છૂટે."

છેવટે તેમણે જણાવ્યું કે "અમીર અને તેમની સરકારને તેમનું અફઘાનિસ્તાન જ એટલાં મશગુલ રાખે છે કે કાબુલની ઘોડી હિન્દુસ્તાનના દાણાને કેમ ગળી શકે એ પ્રશ્નનો વિચાર કરવાની યે તેમને ફુરસદ નથી."

અંતમાં શિખોના સત્યાગ્રહનો નિર્દેશ કરી મૌલાનાએ આઝાદીને મંદિરે પહોંચવાનો ટૂંકો રસ્તો બતાવ્યો.

## ટૂંકો રસ્તો

મિત્રો, આઝાદીને મંદિરે પહોંચવાનો કોઇ રાજમાર્ગ તો નથી. પણ એક ટૂંકો રસ્તો છે, અને તે કબ્રસ્તાનનો રસ્તો. કોઈ મહાન સિદ્ધાંતને માટે મરી છીટવું એ તો આ ફાની જીંદગાનીની અંદર એક સહજમાં આપવા, જેવું છે. જો કાર્યવાહક સમિતિના સભ્યો ઠરાવોને કેવળ 'ઠરાવો'.જ રાખવાને બદલે એ ઠરાવને માટે પ્રાણ દેવાની પ્રતિજ્ઞા કરે, તો એક વરસમાંજ સ્વરાજ આવ્યું સમજો અને જો મહાસમિતિનાં તમામ મર્દો મરવાના શપથ કરે, તો તો એક મહિનાની

*અરે ગાફિલ, મારી ફિકર શીદને કરે છે? તારીજ ફિકર કર. જેને તું ઘરેણું સમજે છે એજ તારી જંજીર (બેડી) છે.

અંદર સ્વરાજ્ય હાજર થયેલું જોઇ લો. અને જો તમે બધા મરવા તૈયાર હો, તો તો સ્વરાજ તમારા હાથમાંજ પડયું છે. પરંતુ આ તૈયારી ન હોય અને બારડોલીનો કાર્યક્રમ કેવળ શુષ્ક હોવાને લીધેજ ન ગમતો હોય તો મહાસભાનું ધ્યેય (creed) બદલવાની વાતો ના કરો: પરંતુ એક વરસની સાચી મહેનતને અંતે જો સરકાર પોતાનાં ભૂતકાળનાં કૃત્યોની તોબાહ પોકારીને આપણા પૂજનીય નેતાને છોડી ન મૂકે, અને છોડીને આપણા ભાવિ સ્વરાજનો ખરીતો એના હાથમાં ન મૂકે તો પછી, પલવાર પણ થંભ્યા વિના, પાક અલ્લાહને નામે હિન્દના સ્વતંત્ર ધર્મ—સંઘની પતાકા આસમાનમાં ચડાવી ફરકતી મેલીશું. એ વખતે, ઓ દોસ્તો, કેટલાકને શક રહી ગયો છે તેમ, તમારો ફારેગ થતો પ્રમુખ બ્રિટિશ મહારાજની સાથે સંધાયેલી સાંકળનો આંકોડો એકદી નાંખતાં વાર નહીં લગાડે. ૧૯૨૧ મા આપણે એક વરસની અવિધિ આપેલી—સરકારને તેમજ પ્રજાને, પરંતુ આપણે આપણી શરતો સાચવી ન શકયા. એ અધૂરા કામ બદલ આપણે સ્વરાજ ન માગી શકયા. ચાલો ફરીવાર નાગપુર. ખુદા હિંમત દેશે. આપણે એને ભેવકા નહીં બનીએ તો એ આપણને આઝાદી અપાવશે. પછી તો કોઇ લાચાર પ્રાર્થના રૂપે નહીં, પણ વિજયપ્રાપ્તિની ઘોષણા રૂપે આપણે પોકારી ઉઠશું કે

મહાત્મા ગાંધીકી જય !

પછીથી મહાસભામાં સમાધાનીનો નીચેનો મુખ્ય ઠરાવ પસાર થયો:

" કલકત્તા, નાગપુર, અમદાવાદ, ગયા અને દિલ્હીની મહાસભાઓએ પસાર કરેલા અસહકારના ઠરાવોનો આ મહાસભા ફરીથી સ્વીકાર કરે છે.

ધારાસભાપ્રવેશને લગતા દિલ્હીની મહાસભાએ પસાર કરેલા અસહકારના ઠરાવને લીધે ત્રિવિધ બહિષ્કારની મહાસભાની નીતિમાં કંઈ ફેરફાર થાય છે કે કેમ એવી શંકા ઉભી થયેલી હોવાથી આ મહાસભા ઠરાવે છે કે એ બહિષ્કારના સિદ્ધાન્ત અને નીતિ જેમનાં તેમ કાયમજ રહે છે.

વધુમાં, આ મહાસભા જાહેર કરે છે કે મજકુર બહિષ્કારનાં સિદ્ધાન્ત ને નીતિ એ તો રચનાત્મક કાર્યક્રમના પાયા રૂપ છે, તેથી બારડોલીમાં ઠરાવેલા રચનાત્મક કાર્યક્રમ પાર પાડવાનો તથા સવિનય ભંગને માટે તૈયાર થવાનો આ મહાસભા દેશને આગ્રહ કરે છે.

આપણા ધ્યેયને બનતી ઝડપથી પહોંચી વળાય એટલા માટે આ બાબત તાત્કાલિક પગલાં લેવાની આ મહાસભા પ્રત્યેક પ્રાન્તિક સમિતિને સૂચના કરે છે. "

મસલતસમિતિમાં ઉપલો સમાધાનીનો ઠરાવ રજુ કરતાં શ્રી. રાજગોપાલાચારીએ, તેનું નીચે પ્રમાણે સમર્થન કર્યું:—

" આ ઠરાવથી આપણે દિલ્હીમાં કરેલા સમાધાનને ઉંધું વાળતા નથી એ સાચું, પરંતુ તેનાથી એ દિશામાં એક ડગલું પણ આગળ વધતા નથી; અને એ સમાધાનને કંઇ સદાને માટે કાયમ પણ કરતા નથી. દિલ્હીમાં આપણી ભૂલ થઇ કે નહિં એની આ ઘડીએ વખત વીત્યા પછી ચર્ચા કરવાથી શો લાભ ? એનાથી જે પરિણામ આવવાનું હતું, તે તો આવી ચૂકયું છે. ચૂંટણીઓની ધમાલને લીધે રચનાત્મક કાર્યને અનુકૂળ શાન્તિના વાતાવરણમાં ખલેલ પહોંચી એ નિર્વિવાદ છે; પણ હવે ચૂંટણીઓ ખલાસ થઇ છે, અને જેમના દિલમાં એથી કરીને ધારાસભા પ્રત્યેની મહાસભાની નીતિ વિષે કંઇ શંકાઓ ઉત્પન્ન થઇ હોય તેની આ ઠરાવથી હવે ચોખવટ થઇ જાય છે. તેઓ પોતાના મતદારમંડળો પાસે જઇને, જ્યારે જરૂર પડે ત્યારે જણાવી શકે છે, કે મહાસભાને ધારાસભામાં વિશ્વાસ નથી અને લોકોએ તેમાંથી કંઇ મેળવવાની આશા પણ ન રાખવી. શાળાઓ અને અદાલતોની બાબતમાં ત્રિવિધ બહિષ્કાર અત્યારે સક્રિય નથી, પણ તે કાર્યમ તો છેજ; ધારાસભાઓ પ્રત્યે પણ બહિષ્કારની નીતિ જેવી ને તેવીજ છે; કારણ આપણે સૌ મહાસભાને પ્રજાની પ્રતિનિધિરૂપ એક સત્તાવાન અને જવાબદાર સંસ્થા બનાવવા મથીએ છીએ, કે જેથી સમય આવે તેજ દેશની પાર્લામેન્ટ પણ બની શકે. આમ એક તરફથી આપણે ધારાસભામાં શ્રદ્ધા રાખતા નથી, જ્યારે બીજી તરફ મહાસભાને વધારે મજબૂત બનાવીને ધારાસભાનો બહિષ્કાર કરીએ છીએ."

આ ઠરાવ પર કલકત્તાવાળા બાબુ શ્યામસુંદર ચક્રવર્તીએ નીચેનો સુધારો મૂક્યો, પણ તે ઉડી ગયો હતો.

આ મહાસભા પોતના નિશ્ચયને દ્રઢપણે વળગી રહે છે કે મહાત્મા ગાંધીએ ઉપદેશેલો અહિંસાત્મક અસહકાર–ત્રિવિધ બહિષ્કાર સહિતનો–તે જ સ્વરાજ-સિદ્ધિનું એક માત્ર સાધન છે, અને તે કાર્યક્રમ પૂર્ણ કરવા નીચેની રીતે આગળ પગલાં ભરવાને લોકોને આગ્રહ કરે છેઃ—

(૧) લોકો ઉપર મહાસભાની દ્રઢાઇ વને એટલા સારૂ દેશની જાહેર પ્રવૃત્તિઓ મહાસભા દ્વારા ચલાવવી, અને સરકારી ધારાસભાઓ સાથે કોઇ પ્રકારનો સંબંધ ન રહે એ રીતનું વલણ રાખવું.

(૨) હરેક તકરારનો ખાનગી રીતે ફેંસલો કરવા માટે પંચાયતો નીમવી અને સરકારી અદાલતોનો આશરો લેવાતો બંધ થાય તેમ કરવું.

(૩) દેશના યુવકવર્ગની કેળવણીને સારૂ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ કાઢવી અને સરકારી આશરા તળે ચાલતી શાળાકૉલેજમાં ન જવાને સમજાવવું.

(૪) ખાદીની ઉત્પત્તિ અને વપરાશ વધારવાં.

(૫) અસ્પૃશ્યતાનું પાપ નષ્ટ કરવું.

હરેક પ્રકારની કોમ કોમ વચ્ચેની બાબતોમાં થી. તેમને દાન્ત કડક રીતે પાલન કરીને રાષ્ટ્રીય ાય ભાન નથી સ્ને હિન્દુ–મુસલમાન, ખ્રિસ્તી, જરથોસ્તીઓને તેઓ આભૂષણ મદેશની સર્વ પ્રજા વચ્ચે

છોડ મેરી ફિકર ગાફિલ, શે કરવું."

જિસકો હુ ફેવર સમજતા હથયાના હિંદીઓ અને

ઠરાવો પસાર થયા

સ્વરાજ એટલે સવ પ્રસભાની પૂર્ણાહુતિ

"સ્વરાજ એટલે સર્વરાજ–એમા દગાર શબ્દોમાં રક્ષા આવી જાય છે" એમ જણાવી મૌ

"કેટલાક કહે છે કે અફઘાનિસ્તાનહા, આશો હિન્દુસ્થાનના મુસલમાનોની સહાય લઇ કર્ણાટક કરશે તો

*અરે ગાફિલ, મારી ફિકર શાહને કરે છે? તરી ભરાશે કર. જેને તું ઘણું સમજે છે એજ તારી જરૂર (ભરી)રૂ એ

કોઇ આપણે ભૂલી શકીએ તેમ નથી, અને તેમને છોડાવવા માટે મેરવડા જેલની ચાવી તો આપણા હાથમાંજ છે."

## ખિલાફત પરિષદ્

ખિલાફત પરિષદ્ના પ્રમુખ મૌલાના શૌકતઅલીએ પોતાની જોરદાર ભાષામાં પાછો એનો એ સવાલ મૂક્યોઃ

"આજે ચાહે તે મુસ્લિમને પૂછોઃ 'ઇસ્લામનો મોટામાં મોટો દુશ્મન કોણ?' જવાબ મળશે કે 'અંગ્રેજ'.

હવે આપણે બચ્ચાં નથી રહ્યા. બધું સમજીએ છીએ. યુરોપના મોટા પ્રધાનપદે પણ બેસી શકે તેવા સમર્થ પુરુષો આપણી કોમમાં પડ્યા છે. આજે એના પ્રધાનોની ભૂલોને લીધે જ અંગ્રેજ સલ્તનત તૂટી જવાની નિશાનીઓ દેખાય છે; શરૂઆત થઇ ચૂકી છે.

બ્રિટિશ સરકાર ભલે આજે મૌલાના અબ્દુલ કલામને ફાંસીએ લટકાવે, અબ્દુલ બારીસાહેબને વીંધી નાંખે, અબ્દુલ મજીદના શરીરે ખીલા ઠોકે, કીચલુને તોપે ઉડાવે, અજમલખાનના ટુકડા કરે, મહમદશૌકતને પીસી લોટ કરી હવામાં ઉડાવી નાંખે–અરે, આપણા ધર્મયુદ્ધમાં ખરી શ્રદ્ધાથી મદદે રહેનાર એકે એક હિન્દુ ભાઇને પણ હણી નાંખે, અને આપણા સરદાર ગાંધીજીને જીવતા દફનાવી અગર બાળી નાંખે તો પણ આ ઝુમ્બેશ નહીં મરે. એ બધા તો બ્રિટિશ સલ્તનતને તોડવાના પ્રયત્નો છે. અમે તો ફરીવાર કહીએ છીએ કે, આખી દુનિયાની દોલત આપો તો પણ જઝીરત-ઉલ-અરબની એક કાંકરી પણ અમે નહીં છોડીએ. એટલે કે અંગ્રેજ સરકારે પોતાની પરદેશી રાજનીતિ બદલવી પડશે. આજે ભલે અમારી શક્તિઓ વીંખાઇ ગએલી લાગે, પણ જ્યાંસુધી જઝીરત–ઉલ–અરબ પરધર્મીના કબ્જામાં રહેશે, ત્યાંસુધી અમને જંપ નથી, ચેન નથી. અમે અમારાં શાસ્ત્ર વિસરી ગયા હતા, તેથી જ ઇસ્લામના સૈનિકોના હાથમાંથી જેરૂસાલેમ ઝુંટવવામાં અમારા જ ભાઇઓએ દસપંદર રૂપીઆને લોભે તમને મદદ કરી, પણ હવે એ અજ્ઞાન નથી રહ્યું."

અફઘાનિસ્તાન વિષે મૌલાના શૌકતઅલીએ પોતાના વિચારો નીચે પ્રમાણે જણાવ્યાઃ—

"અફઘાનિસ્તાન સંબંધે આપણા મુસલમાનોના વિચારો સરકારને મારે જણાવવા જોઇએ. 'અફઘાનિસ્તાનના મુસલમાનો અમારા ભાઇઓ છે. અમારી એવી ઇચ્છા છે કે તેઓ તેઓને ઘેર શાંતિથી રહે અને અમે અમારા ઘેર રહીએ. અમારા પાડોશી તરીકે અમારે તેઓને બનતી મદદ કરવી જોઇએ. પરંતુ અત્યાર સુધીની સરહદની રાજ્યનીતિ નિષ્ફળ ગઇ છે. હજારો રૂપીઆ લાંચ આપીને તેમને લાલચુ બનાવ્યા છે. હવે સરકાર એમના ઉપર ઘાતકી બની છે. નજીવા કારણસર પણ વિમાનો મોકલીને તેમનાં બાળકોને હણી નાંખે છે અને સામી એ બહાદુર પ્રજા સરકારી માણસોને જાતભાતનો ભેદ જોયા વિના મારી નાંખે છે. અમારી સાથે એને દુશ્મનાવટ કરાવવામાં આવે છે. ખરો રસ્તો તો એ છે કે જો મહાત્માજી, દેશબંધુ દાસ, પંડિત નેહરૂ, લાલાજી, મૌ. અબ્દુલ બારી, હકીમ અજમલખાન વગેરેનું એક પ્રતિનિધિમંડળ ત્યાં જાય, તો ત્યાંના અમીર જરૂર હિન્દ સાથે સુલેહ કરી દોસ્તી બાંધે. કારણ કે મહાત્માજીનું નામ તો ત્યાં પણ પૂજાય છે. એમ નહીં કરે તો સરકારને કહીએ છીએ કે તમારાં કર્યાં તમે ભોગવશો. અમે તમને અફઘાનિસ્તાન સામે મદદ કરવા નહીં આવીએ. તમારે ઇંગ્લાંડને પૈસે જ લડવું પડશે."

આ પછી તેમણે જાહેર કર્યું કે હિંદી સરકાર જો અફઘાનિસ્તાનની સામે વગર કારણે યુદ્ધ જાહેર કરશે તો તેઓ હિન્દુસ્તાનમાં સવિનયભંગની લડત શરૂ કરી દેશે. હિંદુમુસલમાન એકતા વિષે તેમણે કહ્યું કે:

"આજે નજીવા કારણો માટે કાટકુટ ચાલી છે. થોડા એવકૂફોની ભૂલને મહત્ત્વ આપીને નાહક આખી કોમે કોમ ઉશ્કેરાવા લાગી છે અને દેશના દુશ્મનો એ તકનો લાભ લઇ દુશ્મનાવટ જગાવી રહ્યા છે. વિશેષ દુઃખ તો એ છે કે મહાસભાના અને ખિલાફત સભાના કાર્યવાહકો પણ એમાં પડી ગયા. મારે તો મારા મુસલમાનભાઇઓને જ એ કડવાં વેણ કહેવાં છે. તમે શા માટે શુદ્ધિની બાબતમાં મિજાજ ગુમાવી બેઠા? આપણા આર્યભાઇઓ તો ઘણા લાંબા વખતે થયાં પોતાના ધર્મનો બચાવ કરી રહ્યા છે. ને શુદ્ધિ પણ ક્યારની યે ચાલી રહી છે. પોતાના પંથનો પ્રચાર કરવાનો પ્રત્યેક માણસનો હક છે. આપણી ફરીઆદ તો એટલીજ હતી કે અત્યારને વખતે એ વિષયને આગળ ધરવો નહોતો જોઇતો, અત્યારે તો બન્ને કોમોએ મળી એક બીજાના દુશ્મન સામે લડવાનું હતું. પણ હવે તો એ વાત બની ગઇ છે, હવે મુસલમાનોએ ઠાલો શોરબકોર ન કરવો જોઇએ. એ કામ જમિયત-ઉલ-ઉલમાનું છે. અલબત્ત, ઇસ્લામનો પ્રચાર કરવા તો આપણે છેક જંગલીનાં પશુઓ પાસે પણ પહોંચીશું. પણ તે અત્યારે આફતને વખતે ન હોય. અત્યારે આપણા કેટલાક ભાઇઓ તો શુદ્ધિની હિલચાલથી એટલા ચોંકી ઉઠયા છે કે ખિલાફતની સૌથી અગત્યની ચળવળ છોડીને પણ તેની સામે ઝુંડો ઉઠાવે છે. શુદ્ધિને માટે મને તો જરાયે ફિકર કે ભય નથી. પણ ખિલાફતને છોડશો તો બ્હીકણ કહેવાશો, અને દુશ્મન હસશે."

અંતમાં તેમણે મુસલમાનોનાં ધર્મસ્થાનોની આઝાદી માટે જાન આપવો પડે તો જાન આપવાનો તેમજ અફઘાનિસ્તાનમાં એક પ્રતિનિધિમંડળ મોકલવાનો આગ્રહ કરી પોતાનું ભાષણ પૂરું કર્યું.

## સ્વયંસેવક પરિષદ્

સ્વયંસેવક પરિષદ્ના પ્રમુખ પંડિત જવાહરલાલ નેહરૂએ હિંદુસ્તાનના સૈનિકોના આપભોગનાં વખાણ કરી તેમનામાં જે તાલીમની ઉણપ છે તે પર સૌનું ધ્યાન ખેંચ્યું અને તાલીમબદ્ધ સ્વયંસેવક ફોજ તૈયાર કરવાની અગત્ય દર્શાવી.

"છેલ્લાં ત્રણ વરસના અનુભવ પરથી મને સ્પષ્ટ લાગે છે કે તાલીમ વિના આપણને વિજય મળવાનો નથી. આપણી બધી નબળાઇનું એકજ કારણ છે, અને તે તાલીમનો અભાવ.

## અકાલીઓની તાલીમ

તાલીમમાં કેટલી તાકાત છે તેનો તમને હું એકજ દાખલો કહું. બહાદુર અકાલીબંધુઓ તેમની લડતમાં એક પછી એક કિલ્લાઓ જીતતા જાય છે, તેનું-તેમના એ વિજયનું એકજ કારણ છે; અને તે તેમની તાલીમ. અકાલીઓ બહાદુર છે, તેમનામાં ખૂબ વીર્ય ભર્યું છે, તેમનામાં આત્મભોગ આપવાની જબ્બર શક્તિ છે.

તેમની એ બહાદુરી, એ વીરતા અને એ આત્મભોગની શક્તિ તેમની લડતમાં ખૂબ જોર મૂકે છે એ બરાબર, પણ, તેમની ફતેહની અને તેમની સાચી શક્તિની ચાવી તો તેમની સંપૂર્ણ તાલીમમાંજ છે.

આપણે કે જેમને ફક્ત સૈનિક બનવાની જ અભિલાષા છે તેમને મતમતાન્તરની સાથે કશો સંબંધ જ ન હોય, આપણે તો બસ આપણા સરદારની આજ્ઞા મળતાં કૂચ કરવાની જ રહે. આપણી જમાતમાં હિન્દનો ભક્ત અને હિન્દને આઝાદ કરવાનો અભિલાષી ગમે તે આદમી ભળી શકે છે. આપણો સરદાર આજે ગિરફતાર છે. તેના ત્રણ વર્ષના કાર્ય ઉપર આજે પાણી ફરી રહ્યું છે. આપણે અત્યારે ઝૂકાવવું જ જોઇએ. સિપાઇઓનો તો શુકન કે અપશુકન જોયા સિવાય ઝૂકાવવાનોજ ધર્મ છે."

## બોરસદનો વિજય!

બોરસદ તાલુકાની પ્રજાએ પોતાને માથે મૂકાએલા અને ભૂંસી નાંખવા માટે આદરેલા સત્યાગ્રહના એક મહિનાની ટુંકી મુદતમાં થયેલા વિજય માટે અમારાં એ પ્રજાને અભિનંદન છે. સરકારે આખા તાલુકાનાં ૧૮ વર્ષ ઉપરનાં તમામ સ્ત્રી અને પુરૂષ સૌને માથે બારવટીઆ અને બ્હારવટીઆના સોબતી હોવાનું કલંક મૂકીને તેમના ઉપર વધારાની પોલિસનો માથા દીઠ રૂ. ૨ા ના કરનો બોજો લાદ્યો. અહીં રૂપીઆની કંઇ વિસાત નહોતી, પણ પોતાને માથે મૂકાએલા ખોટા આરોપનું પ્રજાને દરદ હતું. ખેડા જીલ્લાને, ૧૯૧૮ ના સત્યાગ્રહ વખતે ખુદ મહાત્માજીની સરદારી નીચે સત્ય અને અહિંસાના પાલનની સંગીન તાલીમ મળેલી છે અને તે વેળા શુદ્ધ આપભોગ વડે મેળવેલા વિજયનો એ પ્રજાએ રસ ચાખ્યો છે. એનામાં ક્ષત્રિયનું ચરાતન અને હિમ્મત છે અને સાથે સત્યને માટે દુઃખ સહન કરવાની શક્તિ પણ એટલી ભારે છે. આથી બોરસદની વીર પ્રજાથી પોતાને માથે મૂકાએલું કલંક કેમ સહ્યું જાય?

આથી ગુજરાત પ્રાંતિક સમિતિએ, તાલુકાની સ્થિતિ વિષે તપાસ કરાવી અને ડીસેમ્બરની ૧ લી તારીખે બોરસદ મુકામે, શ્રી વલ્લભભાઇની સરદારી નીચે તાલુકાના એકઠા થયેલા પ્રતિનિધિઓને આ અન્યાયી વેરો નહીં ભરવાની સલાહ આપી.

દરબાર શ્રી ગોપાલદાસ આ શાંત યુદ્ધના સેનાપતિ બન્યા, અને તેઓએ ખેડા જીલ્લાના મુખ્ય કાર્યકર્તાઓની બોરસદમાંજ છાવણી નાંખી. આ પછી તાલુકામાં સત્યાગ્રહ છાવણીની ૧૦ શાખાઓ ખોલી, દરેક જગ્યાએ એક પીઢ સુબેદારને ગોઠવ્યો અને ત્યાંથી ગામેગામ સ્વયંસેવકોને પહોંચાડી દીધા. આમ બધા વ્યૂહની સંપૂર્ણ રચના કરીને શ્રી વલ્લભભાઈ મહાસભાની બેઠક માટે કોકોનાડા ગયા.

બીજી બાજુએ, સરકારે આખા તાલુકાના પ્રજામતના તીવ્ર વિરોધ સામે અઢી લાખનો કર વસુલ કરવાનું બીડું ઝડપ્યું. ગામેગામ પોલિસ અને મહેસુલ ખાતાના માણસોએ જપ્તીઓની શરૂઆત કરી. જપ્તીઓ આ પ્રજાને મન કંઇ નવો અનુભવ નહોતો. ૧૯૧૮માં, સત્યાગ્રહ વખતે જપ્તીઓ, જમીન ખાલસા કરવાની ધમકીઓ એ બધા અનુભવ ખેડા જીલ્લાને થઇ ચૂકેલા છે. જપ્તીમાં માલ તો વસુલ કરે, પણ તેને ઉઠાવીને ત્યાંરે પહોંચાડે કોણ? અને પછી એને હરાજીમાં રાખે પણ કોણ? ખુદ સરકારના મુખીઓ અને રાવણીઆઓએ, કેટલેક ઠેકાણે માલ ઉપાડવાની ના પાડી અને રાજીનામાં આપવાની પણ હિમ્મત બતાવી. અને ગામેગામ આખાં તાલુકામાં આ સ્થિતિ! સરકારને માટે આ વેરો પ્રજાના સહકાર વગર વસુલ કરવાનું અશક્ય થઇ પડયું.

આથી મુંબઈના નવા ગવર્નર સર લેસ્લી વિલ્સને પોતાના હોમ મેમ્બરને તપાસ કરવા બોરસદ મોકલ્યા. સરકારની રાજ્યનીતિના ઇતિહાસમાં આ પણ પહેલોજ બનાવ! સરકાર હમેશાં ખરૂં કે ખોટું પગલું એક વખત ભર્યા પછી તેમાં પાછી પાની કરવામાં અને પ્રજામતને નમવામાં પોતાની પ્રતિષ્ઠાની હાનિ સમજે છે. સર વિલ્સને આ પ્રતિષ્ઠાના ખોટા ડોળને કોરે મૂક્યો, એ માટે તેમને ધન્યવાદ ઘટે છે. હોમ મેમ્બર મુંબઇ પાછા ગયા અને થોડાજ વખતમાં સરકારે કર પાછો ખેંચી લીધા બાબતની પ્રેસ નોટ બ્હાર પાડી. આમ બોરસદે આદરેલા સત્યાગ્રહના યુદ્ધનો એક મહિનામાંજ પ્રભુ કૃપાથી અપૂર્વ વિજય થયો છે.

પણ બોરસદે આરંભેલા કાર્યનો અહીં લાખ ભુલાવવામાંજ અંત નથી આવતો. શ્રી વલ્લભભાઇની પ્રેરણાથી બોરસદે આ શુદ્ધ આદર્યું. પ્રજામાં તેમજ પોતાનામાં એમને અડગ શ્રદ્ધા હતી અને લોકોએ એનો ઉમદા જવાબ વાળ્યો. મહાત્માજી દેશને આત્મશુદ્ધિનું રચનાત્મક કાર્ય કરવાનું સોંપી ગયેલા અને બોરસદને તો એ હાથ ધરવાની તક પ્રભુએ અનાયાસે આપી.

શ્રી વલ્લભભાઇએ એ તકનો સુંદર ઉપયોગ કરી લેવાનો નિર્ણય કર્યો. તેઓ કાકનાડા ગયા ત્યારે એ તાલુકાની પ્રજાને જુદા જુદાં અનુકૂળ મથકોએ મળવાની ગોઠવણ કરવાની કાર્યકર્તાઓને સૂચના આપી ગયા હતા. તેમના પાછા આવ્યા બાદ આને માટે બોલાવવામાં આવેલી સભાઓ, એ તો વિજયની પૂર્ણાહૂતિના દિવસની સભાઓ થઈ પડી. જાન્યુઆરીની ૧૨ મી તારીખે બોરસદ મુકામે આખા તાલુકાની સભા મળી. તેને અંતે શ્રી વલ્લભભાઇએ સત્યાગ્રહ છાવણીનાં તમામ મથકો રચનાત્મક કાર્યક્રમ પાર પાડવા માટે ઓછામાં ઓછાં એક વરસ કાયમ રાખવાની યોજના, તાલુકામાં એક મહિનાથી બેઠેલા સૈનિકો આગળ રજુ કરી અને એ વખતે તેમના અંતરમાંથી જે ઉદ્ગાર નીકળ્યા તે કદિયે ભૂલાય તેમ નથી:—

"આપણે નાગપુરથી પાછા આવ્યા ત્યારે મને સ્વપ્નેયે ખ્યાલ નહોતો, કે આટલા ટુંક વખતમાં ગુજરાતને આવો ભારે પ્રસંગ, આવી સુંદર તક ઇશ્વર આપશે. મહાત્માજી બહાર હતા, ત્યારે તેમણે આપેલો ઉપદેશ, એમની ગેરહાજરીમાં, તમે બરાબર પાળી બતાવ્યો છે, એ બતાવી આપે છે કે ગુજરાતમાં હજી ચેતન છે. બાપુજી આવી લડત લડે તે પછી તેઓ શું પગલાં ભરે, એનો બરાબર વિચાર કરીનેજ મેં અને દરબારસાહેબે અમારી પત્રિકા લખેલી છે. આપણે સત્યાગ્રહની લડત સમજ્યા હોઇએ, તો જીત થયા પછી આપણામાં નમ્રતા અને નિરભિમાન આવવાં જોઇએ; અને એ જો ન આવે તો આપણે મશ્કરજ કર્યો કહેવાય. આવો ચોકખો પડઘો મારા હૃદયમાં હતો તેથી લડતની પૂર્ણાહૂતિને પ્રસંગે, અમારી પત્રિકામાં બને તેટલી મીઠી ભાષાનો મેં ઉપયોગ કર્યો છે.

હવે આપણે સરકારને પડતી મૂકવી જોઇશે. જ્યાં સુધી તેની સાથે છેવટનો મુકાબલો કરવાનું આપણામાં બળ ન આવે, ત્યાંલગી આપણે સરકારનો વિચાર ન કરીએ. છતાં અસાધારણ પ્રસંગે લડવું પડે તો જરૂર લડવું, પણ વગર કારણે તો નહિજ. મેં ખૂબ વિચાર કર્યો છે કે, હિન્દની હાલની સ્થિતિમાં આપણે સરકારની સાથે અખતરા નથી કરી શકતા. તેની સાથે છેવટનો મુકાબલો કેમ કરવો, તેની મોટામોટાને ખબર નથી પડતી. તેઓ બાપુના રસ્તાનો વિચાર કરે છે, પણ તેમને એ સમજાતો નથી. મહાસભામાં અને દરેક જગ્યાએ મોટામોટાઓ રચનાત્મક કાર્યની અને સવિનય ભંગની વાતો ખૂબ કરે છે. પણ મને તેમનામાં વિશ્વાસ નથી. તેમને પોતાનામાંજ વિશ્વાસ નથી; અને જ્યારે આગેવાનોમાંજ શ્રદ્ધા ન હોય તો આપણે જરૂર હારી જવાના છીએ. મને તો એ સૂઝે છે કે બાપુનો રસ્તો આપણે નહિ પકડીએ ત્યાં સુધી આ લડતનો અંત આવવાનો નથી. બોરસદની લડતમાં સરકારે આપણું બળ પારખ્યું. તેણે જાણ્યું કે મોડાવહેલા તો હારવુંજ પડશે, એટલે વેળાસર તેને બધું સંકેલી લીધું. આવી તાકાત મેળવ્યા વગર લડવાનો વિચાર રાખીશું તો તો આપણે હારવાનુંજ છે.

બારડોલીનો કાર્યક્રમ બાપુ આપણને સોંપી ગયા, તે એમણે પોતાના અનુભવને પરિણામે જ ઘડેલો છે. ઘણાને એમની વાતો અવ્યવહારૂ લાગે છે. પણ મને તો એ બરાબર વહેવારૂ જણાય છે. હું અભિમાન રાખું છું કે લડતનો રસીઓ મારા જેવો તમારામાંથી એકે નથી; છતાંયે હું બીજાને રોકું છું. કારણ આપણામાં નબળાઇઓ ઘણી છે. હવે આ લડત પૂરી થયા પછી હું એક પણ જણને ગુમાવવા માગતો નથી. લડત દરમિયાન મને કે દરબારસાહેબને પકડયા હોત તો તે અમને પાલવત; પણ હવે આપણા ક્રોધથી કે ગુસ્સાથી કોઇ પકડાય એ આપણને પોસાય તેમ નથી. એ તો ચોકખો આપઘાતજ થશે. આપણું બળ વિના કારણ ગુમાવવું ન જોઇએ. હવે તો આપણે નવું પ્રજામાં રેડવાનો સમય આવેલો છે. સરકાર જોડે બરાબર લડી શકાય એ પ્રજાએ આ લડતમાં જોયું છે. ઉત્કટની લડતમાં

સરકાર પોતાનું પૂરેપૂરું બળ અજમાવશે. એ પ્રજા વેપારી છે, બહુ બુદ્ધિશાળી છે. એ બીજા કોઇથી નહિ, પણ વેપારીથીજ વશ થશે. આપણને એથી જ ઇશ્વરે વણિક આગેવાન આપ્યો છે. એમણે પોતાની બુદ્ધિ અને અનુભવથી જે કાર્યક્રમ આપ્યો છે, એમાંથી ૭૫ ટકા જેટલો પણ અમલમાં મૂકીએ તો આપણે ઉંવટની લડત લડી શકીએ.

જ્યારે ખૂબ જોશમાં લડવાનું હોય ત્યારે માણસો મળે છે. નશાના કેફમાં માણસો મળે છે, પણ સંયમ રાખીને નીરસ લાગતું કામ કરવાને તો થોડાક બહાદુર જ મળે છે. બાકીના બધા ભાગી જાય છે. તમે જેમણે નશો ચાખ્યો છે તેમને હવે હું એ નીરસ દેખાતા પણ કાયમના રસવાળા રચનાત્મક કાર્યને માટે કમર કસવાને કહું છું. એ કાર્યક્રમ આખા તાલુકામાં મૂકવાને માટે અહીંનાં બધાં થાણાં કાયમ રહેવાં જોઇએ. પ્રજાના પેટમાં આપણે પેસવું પડશે, એનામાં ગુન્હા થાય છે તેનું કારણ શોધવું જોઇશે, દારૂની તમામ દુકાનો બંધ કરાવવી પડશે, ગુન્હાનાં રજીસ્ટર આ તાલુકામાંથી સાફ કરાવવાં જોઇશે, પરદેશી કાપડને કાઢવું જોઇશે. આ બધું બાપુના હથિયારથી સિદ્ધ થશે. માટે હું બધા કાર્યકર્તાઓને એક જ વાત કહું છું કે તમે જો બાપુને સાચા વફાદાર હો, તો તમે તમારી હાલની જગ્યા ન છોડશો. તમારે માથે જવાબદારી આવી છે, તો થાકીને ભાગશો નહિ. એમ ન સમજશો કે હું ઓછો અકળાયલો છું. એ અકળાટમાં જ બે વરસ ઉપર મેં ડાકોરમાં મોટા પાયા ઉપરની લડતની વાતો કરી હતી. પણ મેં જોયું કે આખી બાજી વીખાઇ ગઇ, સ્થળે સ્થળે મતભેદોએ ઘર ઘાલ્યું હતું, વિરાટ લડતને માટે સ્થાન રહ્યું નહોતું. આજે તો આપણે બાપુને અહીં બતાવવાની તૈયારી કરી લઇએ. તેઓ આવશે એટલે કદાચ આપણે નિરાંત વાળીને બેસી જઇશું. આજેજ કામ કરવાનો ખરો અવસર છે. એક વરસની મહેતલ હું તમને આપું છું. એક વરસમાં ઉપર લખેલી વાતો આપણે અમલમાં મૂકીએ, અદાલતોએ તાળાં દઇએ, દારૂની દુકાનો બંધ કરાવીએ, પંચાયતો સ્થાપીએ, ગુન્હા બંધ કરીએ અને ખાદી ઘરેઘરમાં દાખલ કરીએ, તો હું તમને કહું છું કે આવતી મોસમ વખત મોટી લડતનું આહ્વાન આપણે સરકારને આપવા જેટલા બળવાન થયા હોઇશું."

તેમની આ હાકલના જવાબમાં ત્યાં હાજર રહેલામાંથી ૩૨ જણે ઓછામાં ઓછું એક વરસ સેવા કરવા માટે નામો નોંધાવ્યાં.

બોરસદની પ્રજામાં આજે ઉત્સાહનું પૂર ઉછળ્યું છે. એ ઉત્સાહનાં જે દૃશ્યો આખા તાલુકામાં ફરીવાર દેખાયાં એ મહાત્માજીના સમયના ૧૯૨૧ ના દિવસોની યાદ આપતાં હતાં. પોતાને વિજય અપાવનાર સરદારને વધાવવાને માટે, તાલુકાની પ્રજા ગાંડીઘેલી થઇ હતી અને એ બધાને શ્રી. વલ્લભભાઇએ આત્મશુદ્ધિ કરવાનો ઉપદેશ આપ્યો. ગામેગામનાં સ્ત્રીપુરુષોએ હજારોની સંખ્યામાં મળીને ખાદી જાતે બનાવીને પહેરવાના, દારૂ છોડવાના, સરકારી અદાલતોનો ત્યાગ કરવાના અને પંચાયતો મારફત કજીઆ પતાવવાના ઠર્યાવ કરાવ્યો કર્યા. અને પરિણામે કેટલેક ઠેકાણે તો મોટી મોટી રકમના દાવા શ્રી દરબારસાહેબની તેમજ સત્યાગ્રહ છાવણીના સૈનિકો પાસે પતાવવા માટે આવ્યા છે.

આખી પ્રજાને ગળે સત્ય અને અહિંસાનો પાઠ ઉતરી ગયો છે. જ્યાંના લોકો નજીવી બાબતમાં પણ ધારિયાંથી માથું ઉડાવવા સિવાય બીજી વાત ન કરે, તેઓ આજે સત્યાગ્રહી સૈનિકોની સલાહને ધર્મરૂપે માનતા થયા છે, અને ધારિયાથી ઇન્સાફ કરવાને બદલે પંચથી કે સત્યાગ્રહ છાવણીઓ અને દરબારસાહેબ પાસે ન્યાય કરાવવા લાગ્યા છે. આવતી હોળી પહેલાં દારૂની દુકાનો ઉઠાડી મૂકવાનો તેમજ મોસમમાં ખપપૂરતો કપાસ રાખીને કપડાં પણ બનાવી લેવાનો તેમણે નિશ્ચય કરી લીધો છે.

બોરસદ તાલુકાને મળેલી આ સુંદર તકનો પ્રજા સદુપયોગ કરશે અને ત્યાં બેઠેલા પ્રજામાં આવેલા ઉત્સાહને યોગ્ય માર્ગે વાળી તેના આત્મશુદ્ધિના કાર્યમાં સહાય આપશે, એવી અમારી શ્રદ્ધા છે.

## સુરત સાર્વજનિક કૉલેજ

મુંબાઇ યુનિવર્સિટી સાથે જોડાએલી કોલેજોમાંથી મહારાષ્ટ્રની ત્રણ—ફર્ગ્યુસન, ન્યુ પુના તથા સાંગલી, અને ગુજરાતમાંથી સુરતની સાર્વજનિક કોલેજ એ ચાર સંસ્થાઓ સ્વયંસેવક અધ્યાપક મંડળની મદદથી ચાલે છે. સ્વયંસેવક અધ્યાપકો વીસ વર્ષ માટે અમુક ઠેરવેલે પગારે કામ કરવાને બંધાય છે અને તેના બદલામાં એ સંસ્થાઓની કાર્યવ્યવસ્થામાં તેમને સત્તા મળે છે. ડેક્કન એડ્યુકેશન સોસાયટીએ આ દિશામાં પહેલ કરેલી તેનુંજ અનુકરણ બીજી સંસ્થાઓમાં થયું છે. જે અધ્યાપકો વીસ વર્ષ માટે સંસ્થા ચલાવવાનો જુમ્મો પોતાનાં માથે વ્હોરી લે અને સંસ્થાની ઉન્નતિને માટે હરહમેશ પ્રયત્ન કરતા રહે તેમને સંસ્થાનું સુકાન પકડવાનો હકક રહે એમાં કાંઇ વાંધાભરેલું હોઇ શકેજ નહીં. દરેક કોલેજની સ્થાપના વખતે સ્વયંસેવકોનું મંડળ સ્થપાય એ ઘણુંજ ઇચ્છવા જેવું છે. શિક્ષણના અમુક આદર્શો સ્વીકારતી વ્યક્તિઓ ભેગી થઇ તેનો અમલ કરવા માટે સંસ્થા સ્થાપે અને સાર્વજનિક સહાનુભૂતિ, આર્થિક મદદ તથા વ્યવહારૂ દેખરેખને માટે, ગામ કે જીલ્લાના આગેવાનભાઇઓને સાથે રાખે, એવી વ્યવસ્થા અનુભવથી ઠીક માલુમ પડી છે.

સુરત કોલેજના કમનસીબે આવું મંડળ પ્રથમથીજ સ્થપાયલું નહીં તેથી તેમાં વિવિધ વિચાર અને આદર્શવાળા અધ્યાપકો એક પછી એક જોડાયા અથવા ઉમેરાયા અને તેને લીધે એ મંડળ જોઇતા પ્રમાણમાં એકતાર થઇ શક્યું હોય એમ જણાતું નથી. સુરત કોલેજમાં કેટલાક દક્ષિણી અધ્યાપકો દાખલ થયા છે તેને લીધે બીજી મુશ્કેલી ઉપસ્થિત થઇ છે. એટલું નક્કી છે કે મુંબાઇ યુનિવર્સિટીના બંધારણમાં ભારે ફેરફાર થાય કે નહીં તો પણ ગુજરાતી ભાષાનો ઉપયોગ વધારેજ જશે. અને દક્ષિણીભાઇઓ ગુજરાતી ભાષાનું જ્ઞાન મેળવી લે છે છતાં ગુજરાતી સંસ્કૃતિ જવલ્લેજ સમજી શકે છે, તેથી સુરતની કૉલેજમાં ગુજરાતી પ્રોફેસરોજ નીમાવ.ની જરૂર પડશે. આજે ગુજરાતીઓ દાખલ થતાં અચકાય છે કારણ કે દક્ષિણીલોકો જે પગારથી સંતોષ પામે છે તેટલા પગારથી ગુજરાતીઓ પોતાનો સંસાર ચલાવી શકતા નથી. ગુજરાતી પ્રજા મહારાષ્ટ્રીઓ કરતાં વધારે સુખી હોવાને લીધે તેના ન્યાતજાતનાં તથા કુટુંબનાં ખર્ચ વધારે છે, અને એમ કહેવાય છે કે દક્ષિણી સ્વયંસેવકોના આત્મભોગને લીધે તેમની સ્ત્રીઓનું જીવન એટલું નીરસ અને ગદ્ધાવૈતરાંવાળું થઇ જાય છે કે તેવી સ્થિતિમાં કોઇ પણ ગુજરાતી પોતાના કુટુંબને મુકવા ઇચ્છતો નથી. ગુજરાતીભાઇઓની રહેણીકરણી મહારાષ્ટ્રીઓ કરતાં જુદી છે, અને વધારે ખર્ચાળ છે. પ્રશ્ન કેવળ સાદાઇનો નથી. ગુજરાતીઓ પણ સાદાઇથી રહી શકે છે અને રહે છે પણ તેમને સુઘડતા પણ જોઇએ છે. તેથી તેમના ભરણપોષણમાં કાંઇક વધારે ખર્ચ જરૂર થવાનો, એટલે તેમને માટે પગારની રકમ કાંઇક વધારે રાખ્યા વિના છુટકો નથી.

હાલમાં સુરત કોલેજના મુખ્ય અધ્યાપકની જગ્યા ખાલી પડવાની છે અને તેને માટે અનેક નામો સંભળાય છે. અમે આશા રાખીશું કે ગુજરાતમાં આ કોલેજની પ્રતિષ્ઠા જમાવી શકે એવાજ મુખ્ય અધ્યાપકની નીમણુક થશે. વ્યવસ્થાપક મંડળોને સત્તાનો મોહ હોવો જોઇએ નહીં અને અધ્યાપકને આગળ પડવાની ખૂબ છૂટ આપવી જોઇએ.

## લંડનની જાહોજલાલી

લંડનમાં અભ્યાસ કરતી એક ગુજરાતી બ્હેન લખે છે કેઃ "અહીંની બધી જાહોજલાલી અને શ્રીમંતાઇના કલંકરૂપ અહીંની ગરીબાઇ છે, ને તે પગલે પગલે નજરે પડે છે. લડાઇમાં ઘાયલ થયેલ યોદ્ધાઓની સ્થિતિ બહુજ દયાજનક છે, ને તે લોકો રોજ હેન્ડબીલો છપાવીને વહેંચે છે કે 'અમે લડાઇમાં આટઆટલાં દુઃખ વેઠયાં તે આમ ભૂખે મરવા માટે હશે એવું અમે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. અમને તો એમ સમજાવ્યું હતું કે લડાઇ પછી આપણા દેશની સ્થિતિ બહુજ ફરી જશે ને તેટલા ખાતરજ લડવાનું છે.' ભીખ માગવાની સરકાર તરફથી મનાઇ છે પણ એ મનાઇ કરનાર સરકાર પોષણનો બંદોબસ્ત કાંઇજ કરતી નથી, એટલે લોકો ફુટપાથ ઉપર ચિત્રો કાઢીને, દીવાસળીની

ચેરી કે ફૂલ વેચીને, ગાઇને એવે એવે બ્હાને ભીખ માગે છે. ઘરડાં, આંધળાં, અપંગ માણસોને, ન્હાનાં છોકરાંની માતાઓને, આમ ટાઢમાં ધ્રુજતાં ભીખ માગતાં જોઇને કોઇને પણ દયા આવ્યા વગર રહે નહીં."

આમ શ્રીમંતાઇની જાહોજલાલી ગરીબગરબાંની આંતરડી કકળાવીને થતી હોય તો તેવી આર્થિક વ્યવસ્થા આપણા દેશને નથી જોઇતી. યુરોપ દેશની વિચારસૃષ્ટિ—રાજકીય, સાંસારિક, નૈતિક તથા આર્થિક—આપણા દેશને કામની નથી. આપણા દેશની ઉન્નતિનો માર્ગ તદન જુદો છે, એ કદી પણ ભૂલાવું ન જોઇએ.

## નવસારીની રાની પ્રજા (કાળીપરજ)

નવસારી પ્રાન્તના ચોધરા, ગામીત વિગેરે લોકો જે સામાન્ય રીતે કાળીપરજના નામથી ઓળખાય છે તેમણે દારૂતાડી પીવાનું છોડી દીધેલું અને તે બાબતમાં સ્વાર્થી લોકોએ કેટલીક ગેરસમજુત કરેલી તેટલા ઉપરથી ગાયકવાડ સરકારે ઉતાવળાં અને અણછાજતાં પગલાં લીધેલાં એ સર્વ હકીકત ગુજરાતી પ્રજા જાણે છે. એ જાહેરનામાં બદલાયાં છે અને થોડા વખતમાં રદ થશે, પણ કાળીપરજે દારૂતાડી છોડી દીધાં તેને માટે શાબાસી આપવા માટે તેમજ તેમને જે કાંઇ ઉંધુંચતું સમજાવવામાં આવેલું તે દૂર કરવા માટે વડોદરા તથા નવસારીના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો ચારે તાલુકામાં ફરી વળ્યા છે. મહુવા તાલુકાના કાળીપરજ દારૂતાડીનિષેધમાં ખૂબ મક્કમ રહ્યા છે અને વ્યારા તથા વાંકલના પણ પોતાનું વચન સાચવી રહ્યા છે. દુબળા તથા હાળીઓ દારૂ પીએ છે એ વાત ખરી છે અને જ્યાં સુધી થોડે થોડે અંતરે દારૂતાડીની દુકાનો રાખવાની પ્રણાલિકા બદલાશે નહીં અને વ્યસનની લાલચે એવી નહીં લેવાય ત્યાં સુધી કેટલીક ગરબડ તો થવાનીજ. સોનગઢ તાલુકાની સ્થિતિ અનેક કારણોને લઇને ખૂબ ખરાબ છે, પણ હવે શ્રીમંત મહારાજા સાહેબની સહાનુભૂતિ તથા દુરાગ્રહી સુબાની બદલીને લીધે કાર્યવાહકોને ઘણું આશ્વાસન મળ્યું છે. જે ચાર અગ્રેસર કાર્યવાહકોને પ્રચાર કરવાની મનાઇ કરવાનાં જાહેરનામાં કાઢવામાં આવેલાં તેમની પાસેથી એક વર્ષ માટે સારી ચાલના જામીન શા માટે ન લેવા ? એવો કેસ મંડાયો છે. વડોદરાની સરકાર બ્રિટિશ સરકારની ભૂલોનું અનુકરણ કરી રહી છે, તે વડોદરાની કાઉન્સિલ કે દિવાનને જરા પણ શોભતું નથી. મનુષ્ય માત્ર ભૂલ કરે છે, પણ "મીઆં પડયા પણ ટંગડી ઉંચી" જેવી વર્તણૂક સાચા તથા પ્રમાણિક માણસને ન છાજે.

## કલા પ્રદર્શન

ગુજરાત કલા પ્રવર્તક મંડલે આ વરસના વસંતમાં એટલે ફેબ્રુઆરીના બીજા અઠવાડીઆમાં કલા પ્રદર્શન ખોલવાનો ઠરાવ કર્યો છે, અને તે સંબંધી બે પત્રિકાઓ પ્રસિદ્ધ કરી છે. પ્રદર્શનનું કાર્યક્ષેત્ર વિશાલ રાખવામાં આવ્યું છે. પ્રદર્શનમાં ચિત્રકલા, મૂર્તિવિધાન, સ્થાપત્ય, શિલ્પ ફોટોગ્રાફી વગેરે પ્રધાન કળાઓ ઉપરાંત ગૃહકલાવિભાગ, સ્ત્રીવિભાગ, નાગરિક કલાવિભાગ વિદ્યાર્થી કલાવિભાગ અને સામાજિક કલાવિભાગો પણ રાખવામાં આવ્યાં છે. આ સાથે વાર્તા કહેનારા, દુહા લલકારનારા, ભજનમંડળીઓ, નટ અને સંમેલન, ગુજરાત સંગીત સંમેલન વગેરેની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. અમે આશા રાખીએ છીએ સર્વ સાક્ષરો, કલાધરો, અને પ્રજા સમસ્ત આ પ્રવૃત્તિમાં રસ લેઇ તેને સફળ કરવા પ્રયત્ન કરશે.

---

આ માસિક અમદાવાદ સિવીલ હોસ્પિતાલની સામે પાનાસોઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

યુગધર્મ

માહ, ૧૯૮૦ અંક ૫

# એ કેળવણી તે કઇ?

માગસર માસના 'યુગધર્મ' માં શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરનાં બે વ્યાખ્યાનોનો અનુવાદ આપવામાં આવ્યો છે. બન્ને વ્યાખ્યાનો વિચારવા અને તપાસવા જેવાં છે. આપણા દેશની સ્થિતિની પરીક્ષાને પરિણામે એમને જે જણાયું છે, તેમાંની કેટલીક હકીકતો એટલી બધી સાચી છે કે એ સત્યો આપણને આજે રુચે કે ન રુચે તોયે ક્યારેક પણ એને સ્વીકારી, મૂળમાંથી જ એના ઉપાય કર્યા વિના શાંતિ તરફ પ્રગતિ થઇ શકવાની નથી. છતાં શ્રી રવિન્દ્રનાથનાં વ્યાખ્યાનોનો કેટલોક ભાગ એવો છે કે જેની વિવેકથી તપાસ ન કરીયે તો નિષ્કારણ બુદ્ધિભેદ ઉત્પન્ન થવાનો સંભવ છે; અને ઉલટપક્ષે, એમનાં વ્યાખ્યાનને વિવેકાગ્નિમાં નાંખવાથી જે સત્ય તરફ રવિબાબુ સમાજનું ધ્યાન દોરવા ઇચ્છે છે, તેનું દર્શન વિશેષ સ્પષ્ટપણે થવાનો પણ સંભવ છે. આ રીતે એમનાં વ્યાખ્યાનની સમાલોચના સત્યની શોધમાં સહાયક હોવાથી, એમની સાથે તુલનામાં આવવા અસમર્થ છતાં, કરવાની હિંમત કરું છું.

શ્રી. રવિબાબુ પોતાના 'સમસ્યા' નામના પહેલા વ્યાખ્યાનમાં પ્રતિપાદન કરે છે કે ભારતવર્ષની પ્રજાને બે પ્રશ્નોનો સમાધાનકારક નીકાલ લાવવાનો છે. પહેલી સમસ્યા અશુદ્ધિના નાશની, અને બીજી સમસ્યા હિંદુ-મુસલમાન-એકતાની.

આ પૈકી પહેલી સમસ્યા અને તેને માટે સૂચવેલું સમાધાન પ્રથમ વિચારીયે.

"અશુદ્ધિના પ્રભાવથી આપણું મન દુર્બળ છે; આપણે પરસ્પર વિચ્છિન્ન છીએ; કેવળ વિચ્છિન્ન નહિ પણ પરસ્પર વિરુદ્ધ છીએ. વાસ્તવિક જગતને વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરી શકતા નથી, તેથી આપણે જીવનયાત્રામાં દરેકજ હારી જઇએ છીએ; અશુદ્ધિના

પ્રભાવે સ્વબુદ્ધિ તરફ શ્રદ્ધા રાખી, આંતરિક સ્વાધીનતાના ઉછળતા ઝરાના મુખ પર આખા દેશ જેવડો પરવશતાનો પત્થર ઢાંકી રાખ્યો છે. આ સમસ્યાનું સમાધાન કેળવણી સિવાય બીજું કંઇ હોઇ શકે નહિ."

આ સમસ્યા એ સમરયાજ છે કે કેમ એ પ્રશ્ન નથી; પ્રશ્ન એ છે કે એ કેળવણી તે શી વસ્તુ છે કે જેના વડે અબુદ્ધિનો નાશ થાય, અને સ્વબુદ્ધિ પર શ્રદ્ધા વધે? શ્રી. રવિભાણુએ પોતાના વ્યાખ્યાનમાં માની લીધું છે કે સરળપણે સર્વના સમજવામાં આવે એવો એમણે ઉત્તર દીધો છે. પણ જે 'કેળવણી' થી આ સમસ્યાનું સમાધાન થઇ શકે, એ 'કેળવણી' તે શું એ જ મુદ્દાનો પ્રશ્ન છે. અને રવિભાણુનાં બન્ને વ્યાખ્યાનો આ મુદ્દાના પ્રશ્ન વિષે મૌન છે, અને જે કાંઇક એ વિષે છે તે અધુરૂં હોઇ અસમાધાનકારક છે.

કેળવણી એટલે બુદ્ધિનો વિકાસ, એમ રવિભાણુ સૂચવતા હોય એમ વ્યાખ્યાનના પહેલા ભાગમાં લાગે છે. બુદ્ધિ એ સામાન્ય રીતે સ્પષ્ટપણે સમજી શકાય એવો શબ્દ છે, એમ માની લઇયે તો પણ બુદ્ધિનો વિકાસ એટલે શું અને કેમ થાય એની તપાસ કરવી બાકી રહે છે; કારણ કે, રવિભાણુ કબુલ કરે છે કે આપણા દેશમાં અનેક માણસો 'કેળવાયેલા' છે, છતાં 'તેઓમાંના અનેકમાં બુદ્ધિની મુક્તિનું જોર બહુ જણાતું નથી; તેઓ પણ ઉચ્છૃંખલ ભાવે ગમે તે માની લેવા તૈયાર થાય છે. અંધભક્તિના અદ્ભુત માર્ગમાં અકસ્માત મુસાફરી કરવા તેઓ તૈયાર છે; આધિભૌતિક વ્યાપારની આધિદૈવિક વ્યાખ્યા કરતાં તેઓને જરા પણ સંકોચ થતો નથી; તેઓ પણ પોતાની બુદ્ધિના વિચારની જવાબદારી બીજાના હાથમાં સોંપતાં લજાતા નથી, પણ ઉલટા આનંદ પામે છે."

સ્પષ્ટ છે કે જે અબુદ્ધિનો નાશ, અને સ્વાધીન બુદ્ધિનો વિકાસ કરવો ઇષ્ટ છે, તે વિદ્યાપીઠોની પદવીઓથી કે ષડ્દર્શનના અભ્યાસથી થાય છે જ એમ જણાતું નથી. એટલે વિજ્ઞાનશાસ્ત્રનું ભણતર, કે ભાષાઓનું ભણતર, કે ન્યાય અને દર્શનશાસ્ત્રોનું ભણતર અબુદ્ધિનો નાશ કરશે જ એવી ખાત્રી નથી.

એટલે પ્રશ્ન તો ખરોજ રહ્યો કે જે વડે સમસ્યાનું સમાધાન થવાનું છે, તે કેળવણી એ શી વસ્તુ છે?

હકીકત એ છે કે અબુદ્ધિનો નાશ, સ્વબુદ્ધિ પર વિશ્વાસ, અંધશ્રદ્ધાનો ત્યાગ એ વસ્તુઓને બહુશ્રુતતા કે તાર્કિક ઝીણવટ સાથે સંબંધ છે જ એમ નથી. પણ અબુદ્ધિનાશનો સંબંધ ભાવનાઓના વિકાસ સાથે છે.

જ્યાંસુધી મનુષ્યમાં ભય કે લાલસા છે, ત્યાંસુધી અબુદ્ધિના સામ્રાજ્યમાંથી કોઇ પણ મનુષ્ય છુટી શકે નહિ. એના સર્વવિદ્યાસંપન્ન મગજમાં કોઇક ખૂણે પણ કાંઇક અબુદ્ધિ, કાંઇક અંધશ્રદ્ધા ભરાઇ રહેલાં માલમ પડશે જ.

એ ભય કે લાલસા સાથે કર્તૃત્વ હશે તો એ મનુષ્ય વિશેષ સ્વાવલંબી, સ્વાયત્ત સાધનો ઉપર આધાર રાખનારો, વાસ્તવિક જગતને નિદાન બાહ્ય દૃષ્ટિએ વિશેષ વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરનારો જણાશે ખરો; પણ એનું જગત પ્રત્યેનું દૃષ્ટિબિંદુ જગતને સુખકારક નહિ હોય. એ જગતને ભયનું કારણ, ત્રાસનું કારણ તો રહેવાનોજ. કારણકે એ પોતે ભય કે લાલસાથી મુક્ત નથી, અને વાસ્તવિક જગતને સર્વાંશે વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરવા અશક્ત છે. જે ઠેકાણે અને જે ક્ષણે એના કર્તૃત્વનું બળ ઓછું થયેલું માલમ પડશે, ત્યાં એના મગજમાં રહેલો અબુદ્ધિનો અંકુર તુર્તજ દર્શન દેશે.

એ ભય અને લાલસા સાથે કર્તૃત્વનો અભાવ હોય ત્યાં અબુદ્ધિની ધજા પૂર્ણ બહારમાં ફરકવાની. સર્વે ભાષાઓનું જ્ઞાન, સર્વે વૈજ્ઞાનિક વિદ્યાઓનું જ્ઞાન, સર્વે દર્શનશાસ્ત્રોનું જ્ઞાન એને અબુદ્ધિની ગુલામીમાંથી છોડવી શકે એ અશક્ય વસ્તુ છે. જ્યાં જ્યાં પાંડિત્ય છતાં કોઇક 'ખુંટીશ્વરી' માં શ્રદ્ધા દેખવામાં આવે, ત્યાં તપાસ કરતાં ભય, લાલસા અને કર્તૃત્વવિહીનતા દૃષ્ટિએ પડ્યા વિના નહિ રહે.

તાત્પર્ય એ છે કે ભય, લાલસા અને કર્તૃત્વવિહીનતા એ અબુદ્ધિના પોષક છે. જે અને જેટલે અંશે બહુશ્રુતતા એ ત્રિપુટીના નાશમાં ઉપકારક હોય તોજ અને તેટલેજ અંશે એ દિશાની કેળવણી આપણું ઇષ્ટ સિદ્ધ કરવામાં ઉપયોગી ગણાય.

પણ વાસ્તવિકમાં તો જણાય છે કે પાંડિત્ય વિના પણ ભય, લાલસા અને અકર્તૃત્વ ન હોય એવું બને

છે, અને પાંડિત્યથી એનો નાશ થઇ શકે છેજ એમ નથી. પણ મૂળમાં એ ત્રિપુટીનો અભાવ હોય અથવા તેનો નાશ કરવાની વૃત્તિ હોય, તો પાંડિત્ય એની સ્વાધીન બુદ્ધિને વિશેષ વિભૂષિત કરે છે, તથા એનું કાર્યક્ષેત્ર અને એની સમાજદૃષ્ટિએ ઉપયોગિતા વધી શકે છે.

માટે 'કેળવણી' એટલું કહેવાથી સમસ્યાનું સમાધાન થઇ જતું નથી; પણ ભય અને લાલસાનો ઉચ્છેદ અને કર્તૃત્વનો યોગ્ય અંશમાં ઉત્કર્ષ એને જે કેળવણી આપી શકે તેજ કેળવણી આપણી સમસ્યાનું સમાધાન કરી શકશે.

'કર્તૃત્વ 'ને 'યોગ્ય અંશ' એ શબ્દોથી વિશિષ્ટ કરવામાં ઉદ્દેશ રહેલો છે. કેવળ અપાર કર્તૃત્વ સુખકારક નથી. કેવળ સંતોષ એ પ્રગતિકારક નથી. કર્તૃત્વ અને સંતોષનો યથાયોગ્ય મેળાપ એજ પ્રગતિકર અને સુખાવહ છે.

રોગની પરીક્ષા થવી એ દાક્તરને મન સમાધાનકારક છે ખરૂં, પણ રોગીના મનને કેવળ પરીક્ષાથી સમાધાન થવું સંભવિત નથી. એને તો રોગની પરીક્ષા અને તેનો મેળવી શકાય એવો ઉપચાર બન્ને જોઇયે. તેમ દેશના રોગનું સમાધાન (હું કહું છું તેવી) કેળવણી છે એ જાણવાથી યે દેશનો રોગ સારો થઇ જઇ શકતો નથી. પ્રશ્ન એ છે કે એ કેળવણીના પ્રચારનો ઉપાય શો ? અબુદ્ધિનો નાશ કરવાવાળી કેળવણી કેવી રીતે આપી શકાય ?

પુષ્કળ વિચાર કરતાં એનો કોઇ રાજમાર્ગ છે, એવું જણાતું નથી.

એક અક્ષરશૂન્ય વિદ્યાર્થીને વરસ દહાડામાં પાણિનીનું વ્યાકરણ શીખવવાનું બીડું કદાચ ઝડપી શકાય; પણ ભય, લાલસા અને કર્તૃત્વવિહીનતાનો નાશ અમુક કાળમાં બીજાથી કરી શકાયજ એમ નથી. જેનામાં ભણવાની જિજ્ઞાસા છે, તેને તદ્દન અપરિચિત વિષયનું જ્ઞાન થોડા સમયમાં આપી શકાય; પણ ભણવાની જિજ્ઞાસા નવીન ઉત્પન્ન કરાવી આપે એવો કોઇ અમુક ઉપાય છે ખરો ? કદાચિત્ તેનો ઉપાય છે એમ પણ કહેવાય; કારણ કે ભણવાનાં સ્થૂળ અને લાલસાને પોષનારાં ફળો હોઇ શકે છે; પરંતુ ઉપરોક્ત ત્રિપુટીના નાશનાં ફળો સુખાવહ છે, એમ કલ્પનામાં ઉતારવું એ પણ મુશ્કેલ હોય છે.

કારણકે જે ખરી કેળવણી છે, જેના ઉપર માનવ્યના વિકાસનો આધાર છે, તે કેળવણી એ કુવાના પથરા પર કાપા પાડવાની કળાના જેવી છે. એક દિવસમાં તમે લોઢાનો સળીયો લઇને ઘસ્યા કરો તો પણ એ ઉપર અસર નહિ થવાની; છતાં કાચી દોરડીના રોજના ઘસારાથી સુંદર લીસો ખાંચો પડી જશે. અબુદ્ધિના સંસ્કારોનો નાશ ગુણોના—શુભ ભાવનાઓના દૈવી સંપત્તિના—ઉત્કર્ષ દ્વારાજ થઇ શકે. અને એના શિક્ષક ભારેમાં ભારે વિદ્વાન કે એની અત્યંત વક્તૃત્વપૂર્ણવાણી, કે અત્યંત ધીચ સમયપત્રક નથી. એ શિક્ષક તો ઉદાત્ત ચરિત્રના નમુના રૂપ સંતો, અને એમનાં ઝીણાંમાં ઝીણાં તેમજ મોટાંમાં મોટાં કર્મો છે. એવો હજારો વર્ષમાં ઉત્પન્ન થઇ આવતો એક શિક્ષક પણ માનવ્ય વિકાસના જિજ્ઞાસુને સૈકાઓ સુધી દીવાદાંડી રૂપ થઇ પડે. એ દીવાદાંડી પ્રત્યે ગતિ કરનાર નમ્ર સાધક પણ થોડે ઘણે અંશે એ કેળવણી આપી શકે. પણ મનુષ્યત્વનો વિકાસ કરવાની જાહેર શાળાઓ સ્થાપી શકાય, ( અને રવિબાબુ પણ એજ હેતુ સફળ કરવા કેળવણીનો મહિમા સ્વીકારે છે, એમ માનું છું ) —એ શંકાસ્પદ છે. એ થોડે ઘણે અંશે પણ થઇ શકે તો તે કેવળ ઉદાત્ત ભાવનાઓનો શ્વાસોચ્છ્વાસ લેતા સતત જાગ્રત પુરૂષોના જીવિતથી. એના વિદ્યાર્થીઓને પંડિત થવાની જરૂર હરેજ એમ નથી; પણ એની સાથે સંપૂર્ણપણે એકદિલ થવાની જરૂર પડશે ખરી.

સમસ્યાનું ખરૂં સમાધાન આ પ્રકારનું હોવાથી, શ્રી. રવીન્દ્રનાથના રેંટિયો, ગુરુમુખતા વગેરે વિષયોની વિરૂદ્ધના ઉદ્‌ગારોમાં કેટલોક વિચારદોષ જણાય છે.

તેમાં પહેલાં રેંટિયાનો વિષય લઇયે. શ્રી. રવિબાબુ કહે છે કે "પહેલાં સુતર કાંતીશ, કાપડ વણીશ, ખાઇશ, પીશ, અને તે દ્વારા સ્વરાજ મેળવીશ. ત્યાર બાદ અવકાશ મળ્યે મનુષ્યત્વ મેળવીશ એ વચનો મનુષ્યનાં ન હોય." આ ઉદ્‌ગારની પાછળ એવી માન્યતા રહેલી છે કે સુતર કાંતવા વગેરે કર્મો મનુષ્યત્વ મેળવવામાં વિરોધી છે.

એ માન્યતા ભૂલભરેલી છે. જે મનુષ્યને માનવ્ય શામાં રહેલું છે તે સમજાયું છે, અને તેની પ્રાપ્તિની ચાવી રૂપ સતત વિચારમય જીવનમાં જે જાગ્રત બન્યો

છે, તેને માટે દરેક શુદ્ધ ક્રિયા એ વિકાસ પ્રત્યેનું એકેક પગલું જ છે; અને જેને એ સમજાયું નથી, જેને વિચારની ચાવી હાથ લાગી નથી, તેને માટે જગતનાં સમસ્ત પુસ્તકોનો પરિચય (કે સંગીત અને કળાકૌશલ્ય પણ) નકામાં ભાર રૂપજ થવાનાં છે. જગતમાં એવાં થોડાંજ પુસ્તકો છે કે જે મનુષ્યત્વની પ્રાપ્તિમાં મદદગાર થાય છે; અને સાહિત્ય, સંગીત અને કળા એજ એ પ્રાપ્તિનું સાધન છે, એ અનેક વહેમો માંહેનો એક છે.

આ કાંઇ સાહિત્યાદિકની નિંદા માટે નથી લખતો. છતાં જે મનુષ્ય દિવસનો પ્રધાન સમય માનસિક ભોજન પાછળ ગાળવામાં જીવનનું સાફલ્ય માને છે, તેમણે પરહિતનો વિચાર કરવાની યે જરૂર છે. સંસ્કૃતિનું બુદ્ધિરૂપ અન્નરૂપ કરતાં ચઢિયાતું હશે, પણ અન્ન વિના બુદ્ધિભોગીને યે ચાલતું નથી, એ સત્ય સામે આંખમીચામણાં થઇ શકતાં નથી. હું અન્ન ખાઉં છતાં અન્નોત્પત્તિમાં ભાગ ન લઉં તો સીધી વાત છે કે કોઇ બીજાને મારૂં તેમજ પોતાનું અન્ન ઉત્પન્ન કરવામાં સમય ગાળવો જ પડશે; તેજ પ્રમાણે અન્ન રાંધવામાં, વસ્ત્ર બનાવવામાં, મારી એકેએક ઉપભોગ્ય વસ્તુ માટે કોઇ બીજાએ સમય ગાળવોજ જોઇશે; અને તેને પોતાની જરૂરીયાતો માટે તો ગાળવો પડેજ. એટલે જે શરીરની સામગ્રીનો હું નિત્ય ઉપભોગ કરતો હોઉં તે બનાવતાં રોજ ૧૦ કલાક જતા હોય, તો જગતમાં કોઇકને એ ૧૦ કલાક આપવાજ પડવાના; અને તે ઉપરાંત એની પોતાની જરૂરીયાતો માટે એને એટલો સમય ગાળવો પડવાનો. પરિણામ—આજના જગતની સ્થિતિઃ-(૧) ૨૦ કલાક કોઇ મહેનત કરી શકતું નથી; મારે માટે તો દશ કલાક કરવીજ જોઇયે; એટલે એણે પોતાના શરીરની હાજતો અધુરી રાખી, મારે માટે—હું પંડિત છું, બુદ્ધિશાળી છું, તેથી,—ઘસાવું જોઇયે; અને (૨) જે બુદ્ધિના ભોજન ઉપર હું આટલો બધો મુગ્ધ છું, એની તૃપ્તિની એણે તો આશાજ છોડવી જોઇયે; કારણકે આ પૃથ્વીનો ફેર ૨૪ કલાકમાંજ પૂરો થાય છે, અને તે ચોવીસે કલાક કામ કરવાની શક્તિ સાચવવાનું મનુષ્યમાં સામર્થ્ય છે નહિ

જો બુદ્ધિભોગી લોકો બુદ્ધિભોજનના પ્રમાણમાં શારીરિક ઉપભોગો ઓછા કરતા હોય, અથવા બહુ તો ગરીબમાં ગરીબ માણસ જેટલાજ રાખી મૂકતા હોય, તો પણ શ્રમવિભાગની કોઇ પદ્ધતિથી બધાને સમાધાનકારક નીવેડો લાવવાની આશા રાખી શકાય. પણ બુદ્ધિભોગીની શારીરિક ઉપભોગોની ભૂખ બુદ્ધિના પ્રમાણમાંજ વધતી રહે છે; બુદ્ધિભોગી લોકો નાણાં-બજારની સ્થિતિ વિષે ઉદાસીન નથી. એ બુદ્ધિની કિંમત નાણાંબજારમાંયે ઉંચી કરાવવા ઇચ્છા રાખે છે. એણે બુદ્ધિ પ્રાપ્ત કરેલી હોવાથી, એને મતે એનો સમય બહુ મહત્વનો છે; આ જગતમાં એકજ ઠેકાણે બેસીને સર્વ વ્યવહાર થઇ શકતા નથી, અને ચાલીને જવામાં વિશેષ સમય બગડે, માટે એને વાહનની સગવડ જોઇયેજ; એનો સમય મહત્વનો છે; પોતાના વિચારોને પણ પોતે લખવાબેસવામાં કે ટપાલમાં પહોંચાડવામાં એ ન જવો જોઇયે; એને કારકુન અને પટાવાળો જોઇયે; એને માટે સારામાં સારો દીવો જોઇયે; સારામાં સારૂં મકાન જોઇયે; લખવા-વાંચવા માટે ટેબલો જોઇયે; અને તે ઉપરાંત એની બુદ્ધિને છાજે એટલું એનું માન રાખવું જોઇયે; અને તે માન સાચવવા પુરતો મોભો જાળવવા માટે ઇતર ખર્ચો કરવાની સગવડ જોઇયે.

જોઇયે તો આ સાધનો ઉત્પન્ન કરવામાં મોટાં યંત્રો વાપરીયે કે યંત્રોનો બહિષ્કાર કરીયે, એટલું તો નક્કી કે મારો સમય બચાવવા, અથવા મારી બુદ્ધિનું માહાત્મ્ય ઇતરો ઉપર ઠસાવવા, જે જે હું સગવડો ભોગવું, તેને બદલે જગતમાં કોઇને એટલો સમય આપવો જ જોઇયે; એટલે એને પોતાની બુદ્ધિની ભૂખ મટાડવાનું ભૂલવું જ જોઇએ.

પરિણામઃ—મારી અનવધિ પાંડિત્યલિપ્સાને તૃપ્ત કરવા માટે બીજા એક જ નહિ—પણ સામાન્ય મનુષ્યો કરતાં મારી હાજતો વધારે હોવાથી—બીજા અનેક થોડો પણ બુદ્ધિવિકાસ ન થવા દેવાની સ્થિતિ સ્વીકારવી જોઇયે. જો બુદ્ધિવિકાસ એ મનુષ્યની પૂર્ણતા માટે યોગ્યજ હોય, અને જો ન્યાયવૃત્તિ એ માનવનું એક આવશ્યક અંગ હોય, તો મારો બુદ્ધિવિકાસ ગમે તેટલો અટકી જતો હોય છતાં હું બીજાને ભોગે મારી ભૂખ તૃપ્ત કરવા નજ ઇચ્છું.

પણ પંડિતવર્ગ કહે છે, "આમાં કશોજ અન્યાય ખરેખર થતો નથી; વાત એ છે કે અનેક માણસોને

બુદ્ધિની ભૂખ જ નથી; એ શારીરિક શ્રમ કરી જીવવામાં સંતુષ્ટ છે. બુદ્ધિને કેળવવા જેટલી એમની લાયકાત પણ નથી; એમને ભણાવવા જશો તો એ ઉંઘવા માંડશે. હું મારી બુદ્ધિથી ઉપભોગનાં સાધનો જલદી ઉત્પન્ન કરવામાં પણ સહાય કરૂં છું. મારી બુદ્ધિથી જગતને પણ ફાયદો છે. મારામાં બહુ બુદ્ધિ હશે, તો હું અનેકને ભણાવી શકીશ–બુદ્ધિ આપી શકીશ. મારો સમય બચાવવામાં જગતનું જ હિત છે."

આ ઉત્તરમાં સર્વત્ર અન્યાયજ રહેલો છે. અનેક માણસોને બુદ્ધિની ભૂખ નથી, અને એ શારીરિક શ્રમ કરી જીવવામાં સંતુષ્ટ છે, એનું કારણ (૧) એમને બુદ્ધિવિકાસનો સ્વાદ ચાખવાની તક મળી નથી, (૨) એમને શારીરિક શ્રમ કરી જીવવામાં સંતોષ માન્યા સિવાય છુટકોજ નથી. રસ્તે જતા હોઇએ, છત્રી હોય નહિ, વરસાદ ધોધમાર પડવા માંડે, એટલામાં એકાદ ઝાડ દેખાઇ આવે, તો એ ભારે સંતોષકારક વસ્તુજ ગણવી જોઇએ. તેમ શરીરમાં જીવડો ટકાવી રાખવાને શારીરિક શ્રમ કર્યા વિના ઉપાય જ ન હોય ત્યાં એ સ્થિતિમાં સંતોષ માનવો જ પડે.

બીજું, એનો સમય બચાવવાથી એ તે સમયનો બુદ્ધિ વધારવામાં ઉપયોગ નહિ કરે, એમ હોય તો પણ મને એના સમયના ભોગે મારી બુદ્ધિના વિલાસો કરવાનો અધિકાર ક્યાંથી પ્રાપ્ત થાય ?

ત્રીજું, મારી બુદ્ધિની ક્ષુધાની પાછળ કેટલીયે પેઢીની મહેનત સમાયેલી છે; એને એટલો સમય મળ્યે એ પણ તીવ્રબુદ્ધિ થઇ શકશેજ.

અત્રે એવી શંકા કદાચિત્ થશે કે 'શ્રમવિભાગ જેવી કોઇ વસ્તુ દુનિયામાં છે કે નહિ ?' હું કહું છું, છે; પણ એનેયે મર્યાદા છે. હું અનાજ આણું અને મારી સ્ત્રી રાંધે, હું કપડાં ધોઇ આવું અને મારી સ્ત્રી વાસીદું વાળે,–એ એક જાતનો શ્રમવિભાગ છે; એમાંયે અમુક મર્યાદા બાદ અન્યાય થઇ શકે છે. ઘર કર્યા વિના માણસથી રહી શકાતું નથી, અને ઘરની બહાર નીકળ્યા વિના પણ ચાલતું નથી; માટે ઘરની બહાર નીકળવાનું હું મારી પાસે રાખું અને સ્ત્રીને ઘરમાં જ રહેવાનો શ્રમવિભાગ કરૂં, ત્યાં જે વિષમ સ્થિતિ ઉત્પન્ન થાય છે તે આપણે જાણીયે છીયે. તેમજ કાચો માલ મારે ઉત્પન્ન કરવો, અને પાકો માલ પાડોશીએ તૈયાર કરવો, તેવા શ્રમવિભાગમાંયે જે વિષમ સ્થિતિ ઉત્પન્ન થાય છે તે આપણે જાણીયે છીયે. એથીયે વધારે અન્યાય જ્યારે હું એવો શ્રમવિભાગ કરૂં કે બુદ્ધિનું કામ મારી પાસે રહે અને પાડોશીને શારીરિક શ્રમ રહે ત્યારે થાય છે. કારણ કે જેમ તું બન્નેની વતી રાંધ અને હું બન્નેની વતી ખાઇશ એવો શ્રમવિભાગ થઇ શકતો નથી, તેમ બૌદ્ધિક શ્રમ અને શારીરિક શ્રમનો ન્યાય્ય શ્રમવિભાગ થઇ શકતો નથી.

ચોથું, મારી બુદ્ધિનો જગતને ઉપયોગ મળતો હોય તો પણ બુદ્ધિની નાણાંબજારમાં ખાસ કિંમત અંકાવા માટે કશું જ કારણ આપી શકાય એમ નથી. ઉલટું, જો બુદ્ધિની ખીલવણીથી માનવ્ય વધતું હોય તો તેને લીધે, તેમજ આવશ્યક અન્નના ઉત્પાદનમાં તેની સીધી સહાય ન હોવાને લીધે પણ બુદ્ધિશાળીની શારીરિક જરૂરીયાતો સામાન્ય માણસ કરતાં કાંઇક ઓછી હોવામાં જ ન્યાય રહેલો છે.

પાંચમું, બુદ્ધિદ્વારા જગતની સેવા કરવામાં જ ગુરુ થવાની ઇચ્છાનું બીજ રહેલું છે. હું બીજા કરતાં વિશેષ તીવ્રબુદ્ધિ થઇ, એનો ઉપયોગ સર્વેને આપું. એનો જ અનુવાદ હું ઇતરોનો ગુરુ થાઉં એમ નથી શું ? જે પરબુદ્ધિનો આધાર લેવા ઇચ્છતા નથી, તેમણે મૌન રાખવું એજ ઉચિત ગણાય. બીજા કરતાં તીવ્રબુદ્ધિવાળા થવું, એટલે બીજાએ મારી બુદ્ધિના આશ્રિત થવું જ પડે એવી સ્થિતિ ઉત્પન્ન થવાની જ. અને જે ગુરુમુખીપણું ઇષ્ટ નથી લાગતું એ ટાળી શકાવાનું નહિ.

ખરી વાત એ ન ભૂલવી જોઇએ કે મોટે ભાગે જે બુદ્ધિના વિકાસ પાછળ સુશિક્ષિતો પડેલા હોય છે, તે બુદ્ધ તે અબુદ્ધિના નાશમાં સહાય કરતીજ નથી, અને કેવળ ચિત્તનો એક સ્વચ્છંદ જ હોય છે.

આ જ પ્રસંગમાં શ્રી. રવીન્દ્રનાથે ગુરુમુખીપણા વિરુદ્ધ કાઢેલા ઉદ્ગારોનો વિચાર કરવો યોગ્ય છે.

શ્રી. રવિબાબુએ દૈવ, ગુરુ અને ચમત્કાર ત્રણેને એકજ પંક્તિમાં બેસાડી દીધા છે અને ત્રણે પરના વિશ્વાસને એકસરખી અંધતા જણાવી છે.

હકીકત એ છે કે જેમ માણસ પોતાનું અન્ન પોતાના પેટમાં જ ઉત્પન્ન કરી શકતો નથી, પણ વિશ્વમાંથી લેવું પડે છે, તેમ માણસને પોતાની બુદ્ધિને પુષ્ટ કરવા માટે પણ વિશ્વપર આધાર રાખવો પડે છે. જેમ અન્ન માટે એ પ્રકૃતિ તેમજ બીજા મનુષ્યની મદદ બન્ને લે છે, તેમ પ્રજ્ઞારૂપ અન્ન માટે પણ પ્રકૃતિનું અવલોકન તેમજ બીજા મનુષ્યની મદદ પણ લે છે. જે મનુષ્યની બુદ્ધિવડે એ પોતાની બુદ્ધિને વિકસિત કરે, તેના પ્રત્યે એ ગુરુભાવ રાખે એમાં ભૂલ છે એમ તો કોઇ નહિ જ કહે.

જે બીજાને નવી દૃષ્ટિ આપે તે એનો ગુરુ થાય છે. અને આશ્ચર્ય એ છે કે જે ગુરુનો અસ્વીકાર કરે છે તે પણ બીજાને નવી દૃષ્ટિ આપવાનો પ્રયત્ન કરે છે!

વળી, ગુરુનો અસ્વીકાર કરનારનો પુસ્તકોના અધ્યયન ઉપર વિશેષ જ ભાર હોય છે; એટલે વ્ય-ારમાં એમ બને છે કે એક મનુષ્યના કહેલા શબ્દો પ્રમાણ ગણાય છે, પણ એ ગમે તેવું રદ્દીયે લખી ય, અને તે કોઇપણ રીતે કાળ સામે થોડો વખત ગુ ટકી રહે તો તે વિશ્વસનીય અને વિચારણીય થઇ ય છે! જ્યારે ખરું જોતાં તો જડ પુસ્તક કરતાં પૂર્ણ પણ સચેતન માનવ એ ગુરુ થવાને વિશેષ જ લાયક ગણાવા જોઇયે.

પણ વાચક કહેશે કે હું રવિબાબુને સમજ્યો નથી. એમનું કહેવું એટલું જ છે કે નાના બાળકની, અથવા નાના જંતુ પાસેથી પણ બુદ્ધિનું ગ્રહણ અવશ્ય કરો, પણ કોઇના પણ વચનને 'વેદવાક્ય' ન માનો.

ઠીક છે; પણ એટલેથી મુશ્કેલીનો અંત આવતો નથી. બીજાનાં વચનોની યોગ્ય કસોટી કરવાને છેવટે પોતાની વિવેકશક્તિ એજ સાધન છે; અને એ વિવેકશક્તિ મૂળથી જ પંગુ હોય તો એ વચનોની યોગ્ય કસોટી ખરીજ થવાનો સંભવ નથી. આને લીધે જેને વિષે આપણને એમ લાગતું હોય કે એ કેવળ બીજા પર અંધશ્રદ્ધા રાખે છે, તેમને પૂછીશું તો એમાંના ઘણાખરા અંધશ્રદ્ધાનો આક્ષેપ નાકબુલ કરશે. એ કહેશે કે અમે ગુરુનાં વચનોને અમારી બુદ્ધિથી તપાસ્યાં છે, અને અમારી ખાત્રી થયેલી છે; ત્યાં અમે કેવળ એમના વચનમાં શ્રદ્ધા રાખીયે છીયે, ત્યાં એમના સત્યવાદીપણાની ખાત્રી કરી છે; ખાત્રી થાય એવા એમણે અમને પૂરાવા આપ્યા છે; જેમ દવા કરાવવી હોય ત્યારે દાક્તરની કાબેલિયત વિષે યોગ્ય ખાતરી કર્યા પછી એની બુદ્ધિ અને અનુભવ ઉપર વિશ્વાસ રાખ્યા વિના છુટકો નથી, જેમ અમુક વસ્તુના ઝેરીપણા વિષે આમ વાક્યને પ્રમાણ ગણવું જ પડે છે; તેમ અમે કેટલીક બાબતોમાં એમનાં વચનોને વિશ્વસનીય ગણીયે છીયે, તેમાં અમારી અંધશ્રદ્ધા નથી, પણ અમને એમને વિષે મળેલા અનુભવોથી ઉત્પન્ન થયેલી ખાત્રી છે. આમ લગભગ દરેક શિષ્ય પોતાના ગુરુ વિષે ખાત્રી આપશે; એની વિવેકદૃષ્ટિ સદોષ હશે, પણ એને જેટલી વિવેકશક્તિની આજે બક્ષિસ છે, તેનાથી એણે પોતાની શ્રદ્ધાને શુદ્ધ કરવાનો પ્રયત્ન કર્યોજ છે. એવો કયો માનવી છે જે દૃઢતાપૂર્વક કહી શકે કે એની બુદ્ધિ ઓછીવત્તી અને કોઇને કોઈ ક્ષેત્રમાં પણ પરંપરાગત કલ્પનાઓના અને માન્યતાના સંસ્કારોના ચીલામાં થઇને વહેતી નથી! સત્યની શોધનો માર્ગજ એવો જણાય છે કે પહેલું સ્થૂળ પરિણામનું દર્શન, પછી કારણની કલ્પનાઓ અને પછી કદાચિત્ સત્યનિયમનું દર્શન. અનેકવાર તો એક કલ્પનાના ખંડન અને બીજી કલ્પનાના મંડનમાંજ સત્યનો આરોપ થાય છે. અનેક પ્રતીતિઓ જેને આપણે બુદ્ધિયુક્ત માનીયે છીયે, તે વસ્તુતઃ આજની દૃષ્ટિએ સુસંગત લાગતી કલ્પનાઓજ છે. સંભવ છે કે આજના મોટામાં મોટા જ્ઞાનીના અનેક વિષયોને લગતા મતો હજાર વર્ષ પછી કેવળ હસવા જેવી કલ્પનાજ ઠરે.

એટલે ગુરુ પર મૂકાતી અયોગ્ય શ્રદ્ધાનું નિવારણ કોઇ પર વિશ્વાસ નજ કરવો એ નથી, પણ વિવેકશક્તિ શુદ્ધ કરવી એ છે. એ વિવેકશક્તિ કેવી રીતે શુદ્ધ થાય?

ગુરુથી છેતરાવાનો સંભવ કેવી રીતે થાય છે, એનું કારણ તપાસીયે. કાંતો ગુરુ સ્વાર્થી હોય અથવા પોતેજ પ્રામાણિક ભૂલ કરતો હોય તો બન્ને રીતે એ પોતાના શિષ્યોને ખોટે માર્ગે દોરે.

એ પૈકી જો ગુરુ સ્વાર્થી હોય, તો એને મળેલું

શિષ્યમંડળ લાલચુ હોવું જોઇએ. જે શિષ્ય કોઇ સત્ય કે કાલ્પનિક ભયના નિવારણ માટે, કે કોઈપણ પ્રકારના ઐહિક કે પારલૌકિક સુખ કે ભોગની પ્રાપ્તિ માટે, કોઈ સિદ્ધિ, ચમત્કાર, શક્તિ, કે આનંદની ઇચ્છાથી ગુરુને શોધે, અને તેને માટે જાતે કાંઈપણ કરવું ન પડે એવી ઇચ્છા રાખે, ટુંકામાં માનવ્યના વિકાસ સિવાય કાંઈપણ ઇતર વસ્તુની અને પુરુષાર્થ કરવાની મહેનતમાંથી બચી જવાની ઇચ્છા રાખનાર શિષ્ય, કોઈપણ કાળે છેતરાય તો તેમાં દોષ કેવળ એના ભય, લાલસા અને કર્તૃત્વવિહીનતાનો જ ગણાય. આમાં આપણો દેશ કે યૂરોપીય દેશો એકસરખાજ ભૂલમાં પડે છે. એનું એક દૃષ્ટાન્ત પેટન્ટ દવાઓ છે. રોગનું કારણ દૂર કરવાનો શ્રમ ન પડે, તેને માટે યોગ્ય સંયમો પાળવા ન પડે અને નીરોગી થઈ જવાય એવી અપેક્ષા રાખનારા યૂરોપીયનો ઓછા નથી, અને તેમની અબુદ્ધિ પર તાજા થનારા દવા બનાવનારા પણ ઓછા નથી. યૂરોપની પ્રજાઓ પણ પોતાની મનઃકામના પૂરી પાડવાની આશાથી રાજદ્વારી નેતાઓ, વકીલો, દાક્તરો અને બીજા સેંકડો પ્રકારના તજજ્ઞોથી સરખાજ ઠગાતા હોય છે. જ્યાં ચેલા લાલચુ, ભયભીત કે આળસુ હોય, ત્યાં લોભી ગુરુને રહેવાને અવકાશ હોયજ.

સિદ્ધાન્ત વાત એ છે કે માનવ્યના ગુણવિકાસ સિવાયનું બીજું કોઇ પણ ફળ મેળવવાની ઇચ્છા હોય અને તેના પ્રકૃતિગત નિયમનું પૂર્ણ શોધન થયું ન હોય ત્યાં સુધી ગુરુ કે શિષ્ય બન્નેની બુદ્ધિમાં દોષ હોવાનો નિરન્તર સંભવ છે જ. એટલે વધારેમાં વધારે એટલુંજ કહી શકાય કે માનવ્યના વિકાસ સિવાય કોઇ પણ બીજું ફળ મેળવવા માટેની પદ્ધતિ માટે 'માનવમાત્રની બુદ્ધિ ભૂલને પાત્ર છે; એ વિષયમાં કોઇની પણ બુદ્ધિ નિરંતર માટે સત્ય હોવાની ખાત્રી આપી શકાય નહિ. જેટલે અંશે પ્રકૃતિગત નિયમોનું શોધન થયું હોય તેટલે અંશે કેટલાક ક્ષેત્રોમાં એ ભૂલનો સંભવ ઓછો થાય; અથવા અમુક દેશ અથવા કાળ પૂરતો અચુક રસ્તો સાંપડવાનો સંભવ ગણાય; પણ પ્રકૃતિ એટલી અનંત ભાસે છે કે એના સંશોધિત ભાગ કરતા સંશોધ્ય ભાગ વિશેષજ રહેવાનો.

પણ જેની દૃષ્ટિ કેવળ પોતાના માનવ્યના વિકાસ પર જ છે, જે વિશ્વમાં માનવ્યનેજ શોધતો ફરે છે, જે બુદ્ધિથી કે દૃષ્ટિથી એ પાસ કરી શકાય તે બુદ્ધિ અને દૃષ્ટિ મેળવવા ગુરુ પાસે જાય છે, તેને ગુરુસ્વીકાર માટે પશ્ચાત્તાપ કરવાનું કદી કારણ મળતું નથી. એને ગુરુ છેતરી શકતો નથી કે એ છેતરાઈ શકતો નથી. જ્યાં એ જેટલો માનવ્યનો વિકાસ જુએ છે, તેટલો એ લઇ શકે છે, અને જ્યાં એના જોવામાં આવે છે, કે એની જાણમાં આવેલા કોઇ પણ મનુષ્ય કરતાં અમુક વ્યક્તિમાં માનવ્યનો વિકાસ અનંત ગણો વિશેષ છે ત્યાં—એવી કઇ વિશ્વમાં શક્તિ છે, કે જે એને એનો ભક્ત થતાં રોકી શકે ? જેમ પાણી ઢળાણ તરફજ દોડે, તેમ એના ચિત્તને એ મનુષ્યોત્તમની ભક્તિ કર્યા વિના છુટકોજ થતો નથી. જેણે માનવ્ય સિવાય બીજા કોઇ ફળની અપેક્ષાએ એનું ચરણ ઝાલ્યું હશે તેને વિષે ખાત્રી આપી શકાય નહિ. એણે ધારેલું ફળ મળે નહિ, અથવા ફળ મળી શકે તે પહેલાંજ એનું ધૈર્ય ખુટી જાય, તો પણ એ એનો ત્યાગ કરે એવો સંભવ છે. દોષ મનુષ્યમાં રહેલી ગુરુભક્તિની વૃત્તિનો નથી, પણ મનુષ્યત્વ સિવાય ઇતર વસ્તુની લાલસાનો અને તેને માટે જોઇએ તેના કરતાં ઓછા પુરુષાર્થ અને ધૈર્યનો છે.

પણ આ તો રેંટિયા પરથી ગુરુભક્તિ ઉપર આવ્યા. મૂળ મુદ્દા પર આવતાં જણાશે કે જો માનવ્યનો વિકાસ એજ મનુષ્યની અમૂલ્ય સંપત્તિ હોય, જો અપરિમિત ન્યાયવૃત્તિ એ માનવ્યનું એક આવશ્યક અંગ હોય, તો યોગ્ય છે કે મનુષ્યે પોતાના આવશ્યક ભોગોની ઉત્પત્તિ તથા બનાવટમાં પોતાનો સંપૂર્ણ હિસ્સો આપવો. પોતે જે વસ્તુઓનો ઉપભોગ કરે છે, તેની ઉત્પત્તિ અને બનાવટમાં દિવસના જેટલા કલાકની નિયમિત મહેનત સમાઇ હોય, તેમાંથી તે જેટલું ઓછું આપે તેને માટે ગીતાના શબ્દોમાં કહી શકાય કે **स्तेन एव सः।** એમાંથી બેજ રીતે છુટી શકાય: શારીરિક ઉપભોગો ઓછા કરી; એ રીતે સમયનો બચાવ કરી, બચેલા સમયમાં બૌદ્ધિક અભિલાષાઓ પુરી કરી શકાય, અથવા બીજાની ઇચ્છાને અધીન થઇ અથવા બીજાની નિઃસહાયતા જોઇ એના હિતને માટે સમય આપવોજ પડે છે,—ન આપવામાંયે સમાજ પ્રત્યેના ધર્મનો હ્રાસ થાય છે,—એમ જોઇ શારીરિક શ્રમની ફરજમાંથી અલગ રહી શકાય; ઉદાહરણ માંદાની માવજત માટે, શિષ્યની જિજ્ઞાસાતૃપ્તિ માટે, દેશના રક્ષણ માટે, ઇત્યાદિ. પણ

એવી પરિસ્થિતિમાં યદૃચ્છાલાભસંતુષ્ટ એજ એના જીવનનો નિયમ થઇ શકે. એ શારીરિક ભોગો ઓછામાં ઓછા કરે, અને સમાજ પોતાની ખુશીથી જેટલી એની કાળજી લે તેટલાથી અધિકની અપેક્ષા ન રાખે. અને એની નિશાની એ કે સેવા માટે પણ એ દીનવૃત્તિથી યાચક ન બને. આપણે ઇચ્છીયે કે ન ઇચ્છીયે જગતમાં બુદ્ધિ અને શક્તિની વિષમતા છે,–રોગ, બાલ્ય, વાર્ધક્ય વગેરે નિઃસહાય કરનારાં કારણો છે,–એ નિર્વિવાદ છે. એટલે આવી સ્થિતિ ન હોવી એ અસંભવિત છે; પણ આવી સ્થિતિમાં ધર્મ્ય માર્ગ ઉપર કહ્યો તેવોજ હોઇ શકે.

આમ હોવાથી, હાથવણાટના અભાવને દેશાગ્નિના ભસ્માંશ સાથે સરખાવવામાં કવિત્વ છે, પણ એથી સ્થિતિનો ખરો ખ્યાલ આવે છે એમ ખાત્રી નથી. કાવ્યમય કલ્પના અનેક પ્રકારે થઇ શકે. કોઇ એમ પણ કહે કે વણાટનો ઉત્કર્ષ દેશાગ્નિ પર પાણીનો મારો કરવા માટે નથી, પણ એક અર્ધદગ્ધ મકાનને વિશેષ બળતું અટકાવવા અને બળેલા ભાગને સમું કરવાનો પ્રયત્ન છે.

કવિત્વના અભાવને લીધે કઇ કલ્પના વિશેષ સુંદર છે એનો નિર્ણય કરવા હું અસમર્થ છું, અને ઉભય કલ્પનાઓજ હોવાથી વિવેક કરવા માટે બન્ને ત્યાજ્ય જ સમજું છુ. એથી દેશની આગ હોલવાશે કે નહિ અથવા કેટલી હોલવાશે એ વાત ભવિષ્યના ઉદરમાં રહેલી છે. એની કલ્પના કરવી નિરર્થક છે. રેંટિયો ચલાવવામાં શુદ્ધ ન્યાય રહેલો છે, માનવ્યના વિકાસનો રેંટિયો વિરોધી નથી, એથી દેશની નિર્ધનતા એક પૈસા જેટલી પણ ઓછી થઇ શકે એમ છે, એ ચલાવવામાં હું જગતની કોઇ પણ વ્યક્તિની હિંસા કરતો નથી, આખું જગત રેંટિયાધર્મ સ્વીકારે તો તેથી યે કોઇનું નુકસાન થવાનું નથી અને એમાંથી ઉપજતા વસ્ત્ર વિના શરીરનો નિર્વાહ હવે થઇ શકતો નથી એટલાં કારણો કંતામણવણાટ ને ધર્મ્ય-કર્મ ઠરાવવા માટે મને પુરતાં જણાય છે.

ઉપસંહારમાં—

(૧) અબુદ્ધિનો નાશ, અને સ્વબુદ્ધિનો વિકાસ કરવો એ દેશની સમસ્યા છે–એ સાચું છે;

(૨) એનું સમાધાન 'કેળવણી' છે એ સાચું છે; પણ

(૩) એ 'કેળવણી' તે પાંડિત્ય નહિ–ભાષાજ્ઞાન, સાહિત્ય-સંગીત-કળાઓનું જ્ઞાન, દર્શનશાસ્ત્રોનું જ્ઞાન, કે વૈજ્ઞાનિક વિદ્યાઓનું જ્ઞાન નહિ; એ ગૌણ કેળવણી છે.

(૪) ગૌણ કેળવણી તે સાચી કેળવણીની સાથે હોય તો ઉપકારક થઇ શકે, પણ સાચી કેળવણી વિના એ મનુષ્યત્વની પ્રાપ્તિ માટે નિરર્થક જ છે.

(૫) કેવળ એવી જાતની કેળવણીનો અતિરેક એ વિષયવાસનાજ છે; જેમ યોગ્ય કરતાં અધિક શબ્દસ્પર્શાદિકનો ઉપભોગ એ ઈંદ્રિયોનો સ્વચ્છંદ છે, તેવોજ એ બુદ્ધિનો સ્વચ્છંદ છે; એમાં ઉન્નતિ નથી.

(૬) અબુદ્ધિનાં મૂળ ભય, લાલસા, અને અ-પુરુષાર્થ છે.

(૭) કેવળ કર્તૃત્વ અથવા કેવળ સંતોષ પ્રગતિકારક કે સુખાવહ નથી. બન્નેનો યથાયોગ્ય મેળાપ જોઇયે.

(૮) સાચી કેળવણી એટલે એ મૂળોનો ઉચ્છેદ, અથવા માનવ્યનો વિકાસ, અથવા દૈવી સંપત્તિઓનો ઉત્કર્ષ, અથવા વિચારમય જીવન, અથવા શુદ્ધ વિવેકનો ઉદય, અથવા સમ્યગ્ જાગૃતિ કે સ્મૃતિ, અથવા ઋતંભરા પ્રજ્ઞાનો ઉત્કર્ષ.

(૯) ગૌણ કેળવણી વિના સાચી કેળવણી હોઇ શકે, અને સાચી કેળવણી વિનાની ગૌણ કેળવણી પણ લઇ શકાય.

(૧૦) સાચી કેળવણી માટે કોઇ રાજમાર્ગ નથી; સત્પુરુષોનાં જીવનચરિત્ર, એમનો સમાગમ, સેવા, અને એમની ઉદાત્તતા પ્રાપ્ત કરવાની ઇચ્છા અને તે માટે પુરુષાર્થ એજ એનાં પાઠ્ય-પુસ્તકો છે; ઇતર રીતે બીજી વિદ્યાઓની માફકજ સાચી કેળવણીની જિજ્ઞાસા માટેની ભૂમિકા પણ સત્પુરુષો તરફથી પ્રજા ઉપર પડતા એ વિષયના ઉપદેશ અને ચરિત્રદ્વારા સંસ્કારોથી તૈયાર થાય છે.

(૧૧) સાચી કેળવણીને પરિણામે નિર્ભયતા, નિર્લોભિતા અને પુરુષાર્થ વધે, અને શુદ્ધ વિચાર જાગ્રત થતો જાય; એ વિકાસને માર્ગે ચાલતાં અનાયાસે

અનેક ગૌણ વિદ્યાઓનો ઉત્કર્ષ પણ થઇ જાય. ગૌણ વિદ્યાઓ એ રસ્તે ચાલતાં આવનારાં ફળઝાડોના જેવી છે; ક્ષુધા મટાડવા એનો ઉપયોગ કર્યો હોય ત્યાં સુધી એ યોગ્ય છે; પણ માણસ એમાંજ લુબ્ધ થઇ અટકી પડે તો પ્રવાસ પૂરો ન થાય—માનવ્યની પ્રાપ્તિ ન થાય.

(૧૨) સાચી કેળવણીમાં કોઇ પણ શુદ્ધ કર્મ વિઘ્ન રૂપ નથી.

(૧૩) શરીરની સગવડનાં સાધનો ઉત્પન્ન કરવા કે બનાવવામાં પોતાનો જે પૂર્ણ હિસ્સો ન આપે તે ' સ્તેન ' છે. એમાંથી બે રીતે ઉગરી શકાય: ઉપભોગો ઓછા કરીને, અને બચત સમયમાં બૌદ્ધિક અભિલાષાઓ તૃપ્ત કરવાથી, અથવા બીજાની વિનંતિ કે નિઃસહાયતાને વશ થઇ સેવાભાવનાથી યદૃચ્છા લાભસંતુષ્ટની વૃત્તિ સ્વીકારીને.

(૧૪) ગુરૂભક્તિ કે પરબુદ્ધિની સહાય લેવાની વૃત્તિ એ અનર્થનું કારણ નથી; અનર્થનું કારણ તો અશુદ્ધિનાં મૂળોજ છે.

(૧૫) માનવ્ય માટે તો ગુરૂભક્તિ એ ઉદાત્ત વૃત્તિ હોઇ, ઉન્નતિકારક છે. અને પરબુદ્ધિની સહાય સ્વબુદ્ધિની ઉન્નતિ માટે આવશ્યક ખોરાકજ છે. એની મને અપેક્ષા નથી એ માનવામાં ભ્રમ, ગર્વ કે કૃતઘ્નતા રહેલાં છે.

(૧૬) માનવ્યના વિકાસ સિવાય ઇતર ફળો પ્રાપ્ત કરવા માટેની બુદ્ધિ બીનયુક્ત છે, એમ ખાત્રીપૂર્વક કહી શકાય નહિ. જેટલે અંશે પ્રકૃતિના નિયમોનું સંશોધન થયું હોય તેટલે અંશે દોષ ઓછા થવાનો સંભવ અથવા અમુક દેશ અથવા કાળ માટે અમુક રસ્તો સાંપડવાનો સંભવ; પણ પ્રકૃતિની અનંતતાને લીધે ઘણું તો તદ્વિષયક બુદ્ધિ વિષે નિર્દોષતાનો સંભવજ જણાવી શકાય.

(૧૭) ગૌણ કેળવણીમાં ભૌતિક તેમજ ચિત્ત-પ્રકૃતિનું શોધન એ સાચી કેળવણીમાં સૌથી વિશેષ લાભકારક થવાની શક્યતા છે, પણ થાયજ એમ ખાત્રી નથી.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# મિ. ભાભાની ઑસ્ટ્રેલિયાની યુનિવર્સિટીઓની મુલાકાત

## તે પરથી સુઝતા વિચારો

મિ. હોરમસજી જહાંગીર ભાભાનું નામ મુંબઈ, મહિસુર ને મદ્રાસની યુનિવર્સિટીઓમાં જાણીતું છે. તેઓ હાલ નિવૃત્તિમય જીવન ગુજારે છે, અને મુંબઇ ઇલાકાની તરુણ, ખીલતી પ્રજા સાથે કેળવણીની બાબતમાં તેમને દેખીતો સંબંધ નહિ જેવોજ છે, તેથી તેમનું નામ થોડાં વર્ષ પહેલાં અહીં જેટલું પરિચિત હતું તેટલું હાલ નથી. પરન્તુ તેઓ કેળવણીના વિષયમાં ચુનંદા ને પાકટ વિચારક છે, ને વયોવૃદ્ધ હોવા છતાં વિદ્યાનો વ્યાસંગ ને પ્રગતિમાં તેમનું હિત તેમણે જરા પણ કમી થવા દીધાં નથી.

૧૯૨૨ ના અન્તમાં તેમણે સર દોરાબ ટાટાની સાથે ઑસ્ટ્રેલિયાનો પ્રવાસ કર્યો. તે વખતે તેમને ત્યાંની યુનિવર્સિટીઓ વિષે વાકેફ થવાની તક મળી. તે તક સાધી; ને પર્થ, એડિલેઇડ, મેલ્બોર્ન ને સિડનિ એ ચાર સ્થળની યુનિવર્સિટીઓનાં બંધારણ વિષે અલ્પ સમયમાં જાણી શકાય તેટલું જાણ્યું.*

### પર્થની યુનિવર્સિટી

પર્થ, એડિલેઇડ, મેલ્બોર્ન ને સિડનિ એ ચાર યુનિવર્સિટીઓમાં પર્થની યુનિવર્સિટી સૌથી નાની છે. તે ૧૯૧૩માં સ્થપાઇ હતી; એટલે કે તેને સ્થપાયાને માત્ર દશ વર્ષજ થયાં છે. હજી તેને માટે મકાન પણ બંધાયાં નથી; કામચલાઉ મકાનોમાં તેનું કામ નિભાવવામાં આવે છે. હાલ તેમાં જ્ઞાનના ત્રણ વિભાગ વિષે વ્યવસ્થા છે; સાહિત્યવિભાગ, વિજ્ઞાનવિભાગ ને કૃષિ ને સ્થાપત્યવિભાગ. પ્રોફેસરોના કામ માટે ઇન્ગ્લંડમાં પ્રખ્યાતિ પામેલા વિદ્વાનોની પસંદગી કરી તેમને બોલાવવામાં આવે છે. એ યુનિવર્સિટીના વાઇસચેન્સેલરનું પદ માનદ, વેતન વગરનું છે; ને રજીસ્ટ્રારનું કામ ત્યાંના પ્રોફેસરો વારા ફરતી વેતન વિના કરે છે. યુનિવર્સિટીમાં શિક્ષણને માટે કોઇ પણ જાતની ફી રાખવામાં આવી નથી.

### એડિલેઇડ યુનિવર્સિટી

આ યુનિવર્સિટી ૧૮૭૪ માં સ્થપાઇ છે. એમાં સાહિત્ય, વિજ્ઞાન, કાયદા, વૈદક, દન્તવિદ્યા, સ્થાપત્ય ને સંગીતના વિષયોમાં વિદ્વત્તાની પદવીઓ આપવામાં આવે છે, ને વ્યાપાર, કેળવણી ને વિજ્ઞાનના વ્યવહારોપયોગી વિભાગના વિષયોમાં લાયકાતનાં પ્રમાણપત્ર આપવામાં આવે છે. સ્ત્રીઓને પદવી અથવા ઉપાધિ આપવાની પહેલ એ યુનિવર્સિટીમાં કરવામાં આવી. એ યુનિવર્સિટીમાં પ્રથમ ચાર જ વિષયના અધ્યાપન માટે જોગવાઇ હતી: (૧) શિષ્ટ સાહિત્ય ને તુલનાત્મક ભાષાશાસ્ત્ર; (૨) અંગ્રેજી ભાષા અને સાહિત્ય, અને માનસિક ને નૈતિક તત્ત્વવિદ્યા; (૩) ગણિતશાસ્ત્ર; ને (૪) પ્રકૃતિવિજ્ઞાન. પણ તેમાં પ્રગતિ થઇ છે, ને હાલ ૧૬ વિષયો માટે ૧૬ અધ્યાપકોની વ્યવસ્થા છે: (૧) શિષ્ટ સાહિત્ય ને તુલનાત્મક ભાષાશાસ્ત્ર, (૨) તત્ત્વવિદ્યા અને અર્થશાસ્ત્ર, (૩) અર્વાચીન ઇતિહાસ, (૪) સ્થાપત્ય, (૫) પદાર્થવિજ્ઞાન, (૬) શરીરસ્વરૂપવિજ્ઞાન, (૭) શરીરક્રિયાવિજ્ઞાન, (૮) રસાયણશાસ્ત્ર, (૯) ઉદ્‌ભિજવિદ્યા, (૧૦) કાયદાશાસ્ત્ર, (૧૧) સંગીતશાસ્ત્ર, (૧૨) રોગશાસ્ત્ર, (૧૩) ગણિતશાસ્ત્ર, (૧૪) ભૂસ્તર ને ખનિજવિદ્યા, (૧૫) પ્રાણિવિદ્યા ને (૧૬) અંગ્રેજી ભાષા અને સાહિત્ય. આવી રીતના ૧૬ પ્રોફેસરો

* હવેની હકીકત મિ. ભાભાએ પ્રસિદ્ધ કરેલા અહેવાલ ઉપરથી છે.

( અધ્યાપકો ) ઉપરાંત એ યુનિવર્સિટીને અંગે ૫૦ ઉપઅધ્યાપકો (લેકચરર) ને ૧૯ શિક્ષકો છે: અને યુનિવર્સિટીમાં મળતા શિક્ષણમાં વિદ્યાર્થીઓની પરીક્ષા આ પ્રોફેસરો ને મદદનીશોનીજ હાથે લેવામાં આવે છે.

આ યુનિવર્સિટીની સેનેટ–આ શારદાપીઠનું સમસ્ત વિદ્વનમંડળ–માસ્ટર કે ડૉક્ટરની ડિગ્રીવાળા અને ત્રણ વર્ષના તમામ ગ્રેજ્યુએટોનું બનેલું હોય છે. કાર્યવાહક મંડળ આજ વિદ્વનમંડળે ચૂંટણીમાં નીમેલા ૨૦ સભ્યોનું બનેલું હોય છે. સમસ્ત વિદ્વનમંડળ વર્ષમાં ત્રણ વાર મળે છે. કાર્યવાહક મંડળ ને સમસ્ત વિદ્વનમંડળ જે નિયમો ને નિબંધો પસાર કરે તે દક્ષિણ ઑસ્ટ્રેલિયાની સરકારની સંમતિ મળેથી પસાર થએલાં ગણાય છે.

આ યુનિવર્સિટીના ચેન્સેલર ને વાઇસ ચેન્સેલર બંને કાર્યવાહક મંડળે ચૂંટણીથી નીમેલા અધિકારીઓ હોય છે, સરકારે નિયત કરેલા અધિકારીઓ નહિ.

## મેલ્બોર્ન યુનિવર્સિટી

મેલ્બોર્નની યુનિવર્સિટી ૧૮૫૩ ના વર્ષમાં સ્થપાઇ હતી. યુનિવર્સિટીને વિષે જાણતાં પહેલાં ત્યાંની ઉતરતા દરજ્જાની કેળવણીને વિષે કેટલુંક જાણવા-જોગ છે. ત્યાંની પ્રાથમિક કેળવણી ૧૮૭૨ ના વર્ષમાં મફત ને ફરજીઆત કરવામાં આવી હતી. "પોતાનાં બાળકોને કેળવવાં, એ અચૂક કર્તવ્ય છે, એવી માબાપોને સમજુતી આપવાનો એકજ માર્ગ છે, ને તે એ કે તેમના પર રાજ્યે કર નાંખવો ને રાજ્યે તેમને કહેવું કે 'તમારાં નાણાંનો બદલો તમને શાળામાં અપાતી તમારાં બાળકોની કેળવણીમાં મળી જશે. અમારે તમારી પાસે બીજું કશું જોઇતું નથી: પણ એજ કે કયાંતો તમારાં બાળકો શાળાએ જાય કે કયાંતો તમે કારાગૃહમાં જાઓ.' " જે વખતે ફરજીઆત કેળવણીનો ધારો મેલ્બોર્ન માટે ઘડાયો તે વખતે બ્રિટિશ શહેનશાહતના અન્ય કોઇ પણ ભાગમાં ફરજીઆત કેળવણીના નિયમો એવા હતા નહિ. ૭ અને પંદર વર્ષની ઉમરની વચમાંની ઉમરનાં તમામ બાળકોને માટે કેળવણી ફરજીઆત કરવામાં આવી. જે બાળકો શાળાએ ન જાય તેનાં માબાપને પ્રથમ વારના ગુન્હા માટે પાંચ શિલિંગ ને પછીના ગુન્હા માટે વીસ શિલિંગનો દંડ ભરવાનું ઠેરવવામાં આવ્યું હતું: અગર જો દંડ ભરવામાં ન આવે તો સાતથી વધુ નહિ એટલા દિવસ માટે કેદ ફરમાવવામાં આવી શકે એમ નક્કી કરવામાં આવ્યું હતું. ૧૮૭૫ના ત્યાંના કેળવણીના કાયદામાં જે બાબતો પર ધ્યાન આપવામાં આવ્યું હતું તેમાંની ખાસ એ હતી કે કેળવણીનાજ હિત પર તમામ ભાર મૂકવામાં આવ્યો હતો. શિક્ષકોની લાયકાત ને તેમના પગારોમાં ઘણાજ સુધારા કરવામાં આવ્યા હતા, પરિણામની પદ્ધતિએ શિક્ષકોનું કામ તપાસી તેમનું વેતન નક્કી કરવાનું બંધ કરવામાં આવ્યું હતું, ને પ્રાથમિક શિક્ષણક્રમમાં ચિત્રકામ, હસ્તકળા, કિન્ડરગાર્ટન, ડ્રિલ, વ્યાયામ, ભરતકામ ને પાકશાસ્ત્ર જેવા ઉપયોગી વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

પ્રાથમિક પછી માધ્યમિક કેળવણીની વ્યવસ્થા છે. માધ્યમિક શાળાઓના બે ઉદ્દેશ ગણાય છે: એક તો એ કે વિદ્યાર્થીને હાલની પ્રજાતંત્રથી ચાલતી રાજ્યપદ્ધતિને અંગે શહેરી તરીકેની પોતાની ફરજોનું બરાબર ભાન થાય એવી માનસિક ને નૈતિક કેળવણી આપવાનો, ને બીજો, એને એના ભવિષ્યના જીવનકાર્યમાં મદદગાર થાય ને આરામના સમયનો એને સદુપયોગ કરતાં આવડે, એવી જાતની કેળવણી આપવાનો.

તે પછી યુનિવર્સિટીની કેળવણીની વ્યવસ્થા છે. ઉપર કહ્યું તે પ્રમાણે મેલ્બોર્ન યુનિવર્સિટી ૧૮૫૩માં સ્થપાઇ. એ યુનિવર્સિટીની વ્યવસ્થા પણ બે મંડળથી ચાલે છે: કાર્યવાહક મંડળ ને સમસ્ત વિદ્વન્મંડળ કાર્યવાહક મંડળ ૨૩ સભાસદોનું બનેલું હોય છે, ને તેમાંના ૨૦ જણ સમગ્ર વિદ્વન્મંડળે ચૂંટણીથી નીમેલા હોય છે. સમગ્ર વિદ્વન્મંડળ ( સેનેટ ) ત્યાંની યુનિવર્સિટીના માસ્તર કે ડૉક્ટરની ઉપાધિ ધારણ કરનારા તમામ પદવીધરોનું બનેલું હોય છે. ચૅન્સેલર તેમજ વાઇસ ચૅન્સેલર કાર્યવાહક મંડળે ચૂંટણીથી નીમેલા અધિકારીઓ હોય છે. સત્તા કાર્યવાહક મંડળના હાથમાં હોય છે. પરંતુ કાયદાકાનૂનો, ધારા કે નિયમ ઘડવાનું કામ સમસ્ત વિદ્વન્મંડળની સંમતિથીજ થઇ શકે છે. સમસ્ત વિદ્વન્મંડળ વર્ષમાં બે વાર મળે છે.

શરૂઆતમાં મેલ્બોર્ન યુનિવર્સિટીમાં માત્ર ચાર પ્રોફેસરો હતા: (૧) શિષ્ટ સાહિત્યનો. (૨) ગણિતશાસ્ત્રનો. (૩)

પ્રકૃતિવિજ્ઞાનનો ને (૪) અર્વાચીન ઇતિહાસનો. હાલ વીસ પ્રોફેસરો છે ને તે નીચેના વિષયોમાં નિષ્ણાત છેઃ (૧) શિષ્ટ ભાષાઓનું ભાષાશાસ્ત્ર, (૨) ગણિતશાસ્ત્ર, (૩) ભૂસ્તરવિદ્યા ને ખનિજવિદ્યા, (૪) ઇતિહાસ, (૫) શરીરક્રિયાવિજ્ઞાન, (૬) અંગ્રેજી ભાષા ને સાહિત્ય, (૭) રોગવિદ્યા, (૮) પ્રકૃતિતત્ત્વવિદ્યા, (૯) સ્થાપત્ય, (૧૦) રસાયણશાસ્ત્ર, (૧૧) પ્રાકૃતિક ને નૈતિક તત્ત્વજ્ઞાન, (૧૨) પ્રાણિવિદ્યા, (૧૩) સંગીત, (૧૪) કાયદાશાસ્ત્ર, (૧૫) શરીરસ્વરૂપવિદ્યા, (૧૬) ઉદ્‌ભિજ ને વૃક્ષશાસ્ત્રના વિકાસની ક્રિયાનું વિજ્ઞાન, (૧૭) પશુરોગવિજ્ઞાન, (૧૮) કૃષિવિદ્યા, (૧૯) અર્થશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર ને (૨૦) કેળવણીશાસ્ત્ર. દરેક પ્રોફેસર પોતાનું પદ જીવનપર્યંત, અથવા તો સંતોષકારક રીતે કર્તવ્ય કર્યા કરે ત્યાંસુધી, અથવા તો પોતે રાજીનામું આપે કે તેને દોષ માટે કાઢી મૂકવામાં આવે ત્યાંસુધી ભોગવે છે. આવી રીતના પ્રોફેસરો ઉપરાંત ચાર નિયમિત રીતના નહિ પરંતુ અધ્યાપનમાં જોડાયલા એવા ચાર પ્રોફેસરો ને ૧૧૨ ચઢતા ઉતરતા દરજ્જાના તેમના મદદનીશ અધ્યાપકો છે.

## સિડનિની યુનિવર્સિટી

સિડનિ ઑસ્ટ્રેલિયાનું મુખ્ય નગર છે. ત્યાંની યુનિવર્સિટી ૧૮૫૦માં સ્થપાઇ. ત્યાં સેનેટ અથવા તો સમસ્ત વિદ્વન્મંડળ ૨૪ સભ્યોનું બનેલું હોય છે, જેમાંના દશ જણ ૨૧ વર્ષની ઉમરના એવા એ યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટોએ ચૂંટણીથી નીમેલા હોય છે. ચૅન્સેલર અને વાઇસ ચૅન્સેલર સમસ્ત વિદ્વન્મંડળે ચૂંટણીથી નીમેલા અધિકારીઓ હોય છે. એ યુનિવર્સિટીમાં જ્ઞાનના દશ વિભાગ પર લક્ષ અપાય છે. સાહિત્ય, કાયદો, વૈદક, વિજ્ઞાન, સ્થાપત્ય, દન્તવિદ્યા, પશુરોગવિદ્યા, કૃષિવિદ્યા, અર્થશાસ્ત્ર ને શિલ્પકળા. એકલા સાહિત્યવિભાગમાંજ સુમારે ૧૧ પ્રોફેસરો ને ૨૧ મદદનીશો છે. આ પરથી એટલું સમજાશે કે શિક્ષણને માટે વિદ્વાનોની છૂટથી નિમણૂક કરવામાં આવે છે, ને આખી યુનિવર્સિટીમાં ઘણા પ્રોફેસરો હોય છે.

આ સ્થળે એટલું નોંધવા લાયક છે કે આ યુનિવર્સિટીમાં પ્રોફેસરનું પદ માત્ર જેમને સમસ્ત વિદ્વન્મંડળે—સેનેટે—આપ્યું હોય તેમનાજ સંબંધમાં વાપરી શકાય છે.

૧૯૨૧નાં વર્ષમાં આ યુનિવર્સિટીના વિદ્વાનોએ યુનિવર્સિટીને માટે લખેલા ઉચ્ચ કોટિના નિબંધો ને સંશોધનોના હેવાલો અથવા તો ખાસ યુનિવર્સિટીને છાજે તેવા વિદ્વાનોના ઉચ્ચ લેખોની માત્ર યાદીજ દશ પાના ભરાય તેટલી છે.

ઉપર મુજબ ચાર યુનિવર્સિટીઓને વિષેનું જાણવાનું મિ. ભાભાના હેવાલમાંથી જાણ્યા બાદ તુલનાની દૃષ્ટિએ આપણને વિચાર કરવાનું મન થાય છે. આપણી ત્રણ મુખ્ય યુનિવર્સિટીઓ સ્થપાયાને ૫૦ વર્ષ ઉપર થઈ ગયાં છે, પરન્તુ તે મુખ્યતઃ પરીક્ષા લેનાર સંસ્થાઓજ હજી સુધી છે. નવી યુનિવર્સિટીઓ છેલ્લાં આઠ દશ વર્ષમાં આપણે ત્યાં સ્થપાઇ છે ને હજી સ્થપાશે. પરંતુ જે ઉપયોગી બાબત છે તે એ છે કે આપણા દેશની યુનિવર્સિટીઓએ એ સમજવું જોઇએ કે, યુનિવર્સિટી એ જ્ઞાનનું મંદિર છે, નહિ કે પરીક્ષાનું. યુનિવર્સિટી એ જ્ઞાનની પ્રગતિનું કેન્દ્રસ્થાન હોવું જોઇએ, નહિ કે જ્ઞાનની માત્ર માપણીનું. હજી તો જેમાંની એક બે તદ્દન તરત ઉભી થતી યુનિવર્સિટીઓ છે, એવી ઉપલી ચાર યુનિવર્સિટીઓનું પણ મુખ્ય ધ્યેય, અગર તેમનો ઉદ્દેશ મુખ્યત્વે અધ્યાપનનોજ જોવામાં આવે છે, ને તેને માટે દરેક યુનિવર્સિટીમાં યોગ્ય જોગવાઇ કરવામાં આવી હોય છે. આપણે ત્યાંની વસ્તુસ્થિતિ મુંબઇની યુનિવર્સિટીનો દાખલો લઇને તપાસીએ તો આપણને તે શી માલુમ પડે છે? તે એ માલુમ પડે છે કે યુનિવર્સિટીએ તો માત્ર એક બે વિષયમાં, સમાજશાસ્ત્ર ને અર્થશાસ્ત્રના વિષયમાં, અધ્યાપન માટે જોગવાઇ પૂરી પાડી છે, ને તે પણ માત્ર ગ્રૅજ્યુએટ થઈ ચૂકેલા હોય એવાઓને માટે. બાકી અધ્યાપનનું તમામ કામ કૉલેજો, પોતપોતાની મેળે ચલાવ્યે જાય છે.

બીજી સરખામણી આ યુનિવર્સિટીઓમાં ચૂંટણીથી નીમાતા ચૅન્સેલર, વાઇસ ચૅન્સેલર ને સેનેટ અગર સમસ્ત વિદ્વન્મંડળના સભ્યોના સંબંધની છે. હાલના પ્રજાતંત્રના પ્રાબલ્યના સમયમાં આ પ્રકારની જોગવાઇ સમયના પવનને તદ્દન બંધબેસતી ગણી શકાય. આપણા દેશમાં આવી જોગવાઇ હજી દાખલ થતાં કોણ જાણે કેટલાંયે વર્ષો નીકળી જશે; હજી તો તેનાં સ્વપ્ન પણ નથી, તો તેનો સાક્ષાત્કાર તો કેટલોયે દૂર હોવો જોઇએ. પરંતુ એ પ્રકારની

વ્યવસ્થા ધીમે ધીમે ઇચ્છવાજોગ ગણાશે જ એમ સંભવિત લાગે છે. લોકમતનો પ્રવાદ એ દિશામાં વહે છે અથવા વહેશે, સુધારાનું જ્યોત એ દિશામાં ઝબકે છે અથવા ઝબકશે; પ્રગતિનાં પગલાં એમજ ઊપડશે એમ માનીએ તો વસ્તુસ્થિતિનું પૃથક્કરણ યોગ્ય જ કર્યું કહેવાય એમ ભાસે છે.

મેલ્બોર્ન યુનિવર્સિટીમાં પ્રોફેસરો પોતાનું કામ જીવનપર્યન્ત કરી શકે છે, અર્થાત્ જ્યાંસુધી સંતોષકારક રીતે કર્તવ્ય કરવા માટે તેમનામાં આરોગ્ય ને શારીરિક બળ હોય છે ત્યાંસુધી તેઓ ધંધામાં ચાલુ રહે છે. આ બાબત ખાસ ધ્યાન ખેંચે તેવી છે. આપણા દેશમાં અમુક ઉમરે નોકરીમાંથી નિવૃત્ત થવાની જે ફરજ પાડવામાં આવે છે, તે બીજાઓના સંબંધમાં તો કોણ જાણે પરંતુ ખાસ કરીને અધ્યાપકોના સંબંધમાં ખાસ ઇચ્છવાજોગ નથી. જે સમયે જ્ઞાન પાકટ દશાએ પહોંચ્યું હોય છે ને જે સમયે અનુભવ તેમજ પ્રતિષ્ઠાને બળે અધ્યાપક શિક્ષણ તેમજ જ્ઞાનની વૃદ્ધિ કરવાના કામને માટે જાણે ખાસ લાયક થયો હોય તેજ સમયે તેને તેનાથી વિમુખ બનાવી દેવાની પદ્ધતિ ખરેખર હાસ્યજનક છે. તેમજ કોલેજમાં કામ કરે તે બધા જ પ્રોફેસર, એ અહીંની પદ્ધતિને વિષે સિડનિ યુનિવર્સિટીનું બંધારણ ધડો લેવા જેવું છે.

આપણે ત્યાંની વસ્તુસ્થિતિમાં સુધારો થવાને માટે ઉપરાઉપરી હજી ઘણી નવી યુનિવર્સિટીઓ સ્થપાવવી જોઇએ. નજીકમાં જ વિચાર કરીએ તો અમદાવાદ, કાઠિયાવાડ, ને વડોદરા યુનિવર્સિટીઓ શા માટે અસ્તિત્વમાં આવવી ન જોઇએ ? આ સ્થળોએ નાણાં નથી એમ તો ભાગ્યે જ કહી શકાય તેમ છે. જ્યારે નવી નવી યુનિવર્સિટીઓ અસ્તિત્વમાં આવશે ત્યારે વિવિધતા ઉદ્ભવ પામશે, ને વિવિધતા વગર આપણે ત્યાં સુધારો ને પ્રગતિ શક્ય નથી. પરંતુ એ દિન ક્યાં છે—? ટાગોરની વિશ્વભારતીને ગુજરાત અને કાઠિયાવાડમાંથી બહોળે હાથે અત્યંત સુકૂળતાથી મદદ મળશે, હિંદુ યુનિવર્સિટીને પણ ગુજરાતકાઠિયાવાડમાંથી મદદ મળશે, પણ ખુદ ગુજરાતકાઠિયાવાડને તેમાં શું ? ક્યાં ગઇ બેચાર વર્ષ પહેલાં વિચારવામાં આવેલી ગુજરાત યુનિવર્સિટીની યોજના ? ક્યાં ગઇ એ અમદાવાદમાં રાખવામાં આવેલી ધારણા ? હાલ તો ગુજરાતમાં પ્રગતિ ગુલાંટ મારી ગઇ છે. બધું ઉધુંચત્તુ થઇ ગયું છે. કાંઇક નવું પણ છે, પણ તેમાં પ્રગતિ છે કે કેમ તે વાંચનારનેજ વિચારવાનું સોંપું છું.

અતિસુખશંકર ક. ત્રિવેદી

# અસહકાર–નૈતિક દૃષ્ટિએ

"મનુષ્ય પ્રકૃતિથીજ નાગરિક છે." મનુષ્ય સ્વભાવમાં સામાજીક તત્ત્વો રહેલાં છે એટલે મનુષ્યને જેમ વ્યક્તિગત લક્ષ્યો હોય છે એમ એને "સામુદાયિક લક્ષ્યો" ( Co-operative purpose ) પણ હોય છે. એ સામુદાયિક લક્ષ્યો પાર પાડવાને માણસ સંઘકાર્યો ઉપાડે છે. કળા, સાહિત્ય જેવા ઉદ્યમો સામુદાયિક લક્ષ્યવાળાં સંઘકાર્યોના ઉદાહરણ તરીકે આપી શકાય. સંઘકાર્યના તેની પાછળ રહેલા લક્ષ્યને પાર પાડવાના પ્રયત્નોમાં, એક લક્ષ્યથી કાર્ય કરતી, વ્યક્ત અથવા અવ્યક્ત, વ્યવસ્થા જોવામાં આવે છે. દરેક સામાજીક વ્યવસ્થાની પાછળ કોઇ સામુદાયિક લક્ષ્ય હોય, અને એ લક્ષ્ય વ્યવસ્થામાં બરોબર ઉતારવામાં આવે તોજ એ વ્યવસ્થા સાર્થક છે.

"રાજ્ય" ( the state ) એ વ્યવસ્થા સામાજીક છે એટલે એની પાછળ પણ કોઇ સામુદાયિક લક્ષ્ય રહેલું છે, અને એ લક્ષ્યને પહોંચી વળવા યોજેલી વ્યવસ્થા જે વ્યક્ત સ્વરૂપ લે છે તેને આપણે "સરકાર" ( the actual form of government ) કહીએ છીએ. એટલે "સરકાર" એ "રાજ્ય" નથી, પણ રાજ્યનું વ્યક્ત સ્વરૂપ માત્ર છે. રાજ્ય એ સરકારનો આદર્શ છે અને એ આદર્શ સરકાર પોતાની યોજનામાં ઉતારવા પ્રયત્ન કરે છે. રાજ્યની પાછળ રહેલું એનું કારણભૂત લક્ષ્ય રાજ્યના મુખ્ય કર્તવ્ય રૂપે પ્રકટ થાય છે. એ કર્તવ્યો ત્રણ છે–રક્ષણ, ન્યાય, લોકકલ્યાણ. પ્રજાને બાહ્ય અને અંતર હુમલામાંથી સુરક્ષિત રાખવી. પ્રજાજનનું વ્યક્તિત્વ સાચવવું, એટલે કે કોઇ પણ વ્યક્તિ અથવા વર્ગ બીજી વ્યક્તિ અથવા વર્ગના હક્કને કોઇ પણ રીતે હાનિ ન પહોંચાડી શકે એ જોવું. આ બીજા કર્તવ્યને આપણે ન્યાય કહીએ છીએ. છેલ્લે, વ્યક્તિત્વ દબાઇ રહેવાના કારણો દૂર કરવાં અને પ્રકાશમાં આવી શકે એવા સાનુકૂલ સંયોગો કરી આપવા યોજનાઓ કરવી એ ત્રીજું કર્તવ્ય છે જે સૂચવવા "લોકકલ્યાણ" શબ્દનો પ્રયોગ કર્યો છે.

આ જવાબદારી ઉપાડી લેવા હક્ક (authority) રાખવો પડે છે. માટે રાજ્યને સત્તાની ( power ) જરૂર રહે છે. પણ સત્તા એટલે શારીરિક બળજ નહીં, લશ્કર કે પોલીસજ નહીં, તેમ સત્તા એટલે જુલમ પણ નહીં. જોરજુલમથી દુનિયાની કોઇ પણ સત્તા વ્યક્તિને ચોક્કસ રીતે વર્તવા ફરજ પાડવાને શક્તિમાન નથી, પરાણે કામ લઇ શકાતુંજ નથી. વ્યક્તિને અસર કરી શકાય, લલચાવી શકાય, બ્હીક બતાવી શકાય, પજવણી કરી શકાય; પણ વ્યક્તિ સાવચેત હોય, બ્હીકથી મુક્ત હોય, સહન કરવા તૈયાર હોય, તો બધી સત્તા તેની આગળ નિર્બળ છે; ધાર્યું કરાવવા અશક્ત છે.* સત્તાનો અહીં અર્થ એટલોજ કે વ્યક્તિના સ્વચ્છન્દને રાજ્યવ્યવસ્થામાં સ્થાન ન હોય, નહીં તો રાજ્ય પોતાના કર્તવ્યને પહોંચી વળવા અશક્ત છે. ત્યારે રાજ્ય પ્રત્યે વ્યક્તિને ધર્મ ઉભો થાય છે, જેને પરિણામે રાજ્યવ્યવસ્થા કોઇ એક સ્વરૂપ લઇ ટકી રહે છે. એ વ્યવસ્થાને માન આપવું એટલે પોતાની જાતને સામાજીક દૃષ્ટિએ જોઇ પોતાનું હિત લોકહિત સાથે તદ્રૂપ કરી દેવું. આવાજ કંઇ અર્થમાં રાજ્યને સમસ્તના હિતને ખાતર દરેકે પોતેજ ઉભું કરેલું બંધારણ ગણી શકાય.

ત્યારે રાજકીય બાબતોમાં સત્યનો અર્થ જોરજુલમ થતો નથી. ( Might is not right ) સત્તા પાસે લાચાર છે માટે રાજ્યયોજનાને વ્યક્તિ નમે છે એ સાચું નથી. પણ એ વ્યવસ્થાનું અનુસરણ

* બન્ધન અને મોક્ષનો આધાર મન ઉપર રહેલો છે એ સૂત્રમાં આ અર્થ પણ ઘટાવી શકાય

દરેક માટે મરજિયાત છે, ભલે પછી એ અનુસરણના આ વાસ્તવિક લક્ષણ વિષે કોઈનું અજ્ઞાન હોય. પણ એ અનુસરણ મરજિયાત છે એ કોઈની જાણબહાર હોય તેથી એ મરજિયાત મટી જતું નથી. એ લક્ષણ ખાસ કરીને સત્તાની સામે થવાનું હોય ત્યારે ખ્યાલમાં આવે છે. સરકારની યોજનાને અનુમોદન મળે છે કારણ કે તે રાજ્યનું વ્યક્ત સ્વરૂપ છે. ત્યારે, રાજ્યને સત્તા પ્રજાના મરજિયાત અનુસરણમાંથી–પ્રજાના સહકારમાંથી–મળે છે.

મનુષ્યસ્વભાવમાં સામાજિક તત્ત્વ રહેલું છે અને તેથી મનુષ્યને સામાજિક વ્યવસ્થાની જરૂર રહે છે, જે વ્યવસ્થાના કારણરૂપે કોઈ સામુદાયિક લક્ષ્ય હોય છે. રાજ્યની સામાજિક વ્યવસ્થાના લક્ષ્યને પહોંચી વળવાને જે કર્તવ્યો ઉભાં થાય છે, તેને માટે રાજ્યને સત્તાની જરૂર રહે છે. એ સત્તાનો અર્થ વ્યક્તિના સ્વચ્છંદનું સંયમન. વ્યક્તિ સત્તાને તાબે થઈ જતી નથી; પણ રાજ્યવ્યવસ્થાને અનુમોદન આપી પોતાની જ ઉપર સંયમ મૂકનાર વ્યક્તિ પોતે જ છે. આ દૃષ્ટિએ કાયદાનો અર્થ આત્મનિગ્રહ થાય. એ નિગ્રહની જાણ નિગ્રહ કરનાર પોતાને ન હોય તેથી એ નિગ્રહ સ્વનિર્ણીત મટી જતો નથી. આ પ્રમાણે રાજ્યનો આધાર પ્રજાની દરેક વ્યક્તિ ઉપર રહેલો છે. વળી રાજ્યવ્યવસ્થાનું સાર્થક એના સામુદાયિક લક્ષ્યની પૂર્તિ માટેના સહકારના પ્રયત્નોમાં સમાયલું છે. રાજ્યવ્યવસ્થાનું નૈતિક દૃષ્ટિએ ટૂંકામાં આ નિરૂપણ છે.

યોજનાને અંગે સરકારને અપાએલી સત્તાનું ગુમાન આવી જાય ખરું; અને તેને સત્તાનો ગેરઉપયોગ કરતી કલ્પી શકાય. એવું ઘણીવાર બને છે કે પોલીસ પોતાની સત્તાનો લાભ લઈ પોતાનું લક્ષ્ય ચૂકી પોતે જ વ્યવસ્થિત લૂંટ ચલાવે. આવે વખતે પોલીસ પોલીસ મટી જાય છે; એમ સરકાર પણ સરકાર મટી જાય. સરકારના કાયદાઓનો ઉપયોગ જોરજુલમ કરવામાં થાય. પ્રજાને સુરક્ષિત રાખવાને બદલે સરકાર પોતે જ એને અરક્ષિત બનાવવા ઘાટ ઘડે, અને પ્રજાહિત સાચવવાને બદલે એક વ્યક્તિ અથવા વર્ગના સ્વાર્થના ખાતર પ્રજાને જ નુકસાન પહોંચાડવા તૈયાર થાય. સરકાર એ રાજ્યનું વ્યક્ત સ્વરૂપ છે અને સ્વરૂપ ઉપરથી આદર્શને સમજી શકાય, તો સરકારના આવા સ્વરૂપ ઉપરથી એમ સાચા વગર રહેજ નહિ કે રાજ્યનો કારણભૂત હેતુ પ્રજાને રક્ષણહીન બનાવવાનો અને જુલમી સ્વચ્છંદ ચલાવવાનો હોવો જોઈએ. જ્યાં પ્રજાનું રક્ષણ થતું નથી અને તેને ન્યાય મળતો નથી ત્યાં લોકકલ્યાણની વાત તો બાજુએ જ મૂકીએ. આવી સ્થિતિ ઉભી કરવાનો રાજ્યનો હેતુ હોઈ જ શકે નહિ. ત્યારે એક જ અનુમાન નીકળે કે આવી સરકારી યોજનામાં આપણે જોઈ ગયા તેવા આદર્શનો વિરોધ નજરે પડે છે અને સરકાર રાજ્યના વ્યક્ત સ્વરૂપ તરીકે રહેતી નથી; એ સરકારી યોજના રાજ્યનું પ્રતિનિધિત્વ ગુમાવી બેઠેલી છે. જે પોલીસ વ્યવસ્થા સોંપાએલી સત્તાનો ગેરઉપયોગ કરે અને પોતે જ લૂંટમાં સામેલ થાય તેવી પોલીસ "વ્યવસ્થિત લૂંટ ચલાવનારી સંસ્થા" તરીકે ઓળખાય એમાં નવાઈ નથી. એવા જ અર્થમાં સરકારી યોજનામાં માત્ર ત્રુટીઓ નહિ પણ રાજ્યના લક્ષ્યનો સ્પષ્ટ વિરોધ જણાય, ત્યારે એ યોજના પોતાને "સરકાર" તરીકે ઓળખાવી શકતી નથી, કારણ તે રાજ્યદ્રોહી બની છે.

રાજ્યદ્રોહી આચરણ કરતી આવી સરકાર પ્રજાના મરજિયાત અનુમોદન માટે કેમ દાવો કરી શકે ? અને યોજનાનો આધાર પ્રજાની દરેક વ્યક્તિ ઉપર છે; તેથી જેમ ગુન્હામાં જાણે–અજાણ્યે પણ સામેલ હોય તે કાયદામાં દોષપાત્ર ગણાય તેમ આવી સરકારની બિલકુલ સ્હામે થયા વગર તેની સાથે 'સહકાર' કરતી કોઈ પણ વ્યક્તિ, વર્ગ અથવા સમગ્ર પ્રજા તે સરકાર જેટલી જ એ "રાજ્યદ્રોહ" માટે જવાબદાર છે; એ સરકાર જેટલી જ રાજ્યના કારણભૂત લક્ષ્ય તરફ બેદરકાર બની સરકારની સાથે પોતે પણ રાજ્યદ્રોહી બને છે. એ સરકારના અસત્ય સ્વરૂપ માટે સરકાર જેટલી જ પ્રજા પણ જવાબદાર છે. સત્ય–અસત્યના વિવેકનો અભાવ જવાબદારીમાંથી કોઈને પણ મુક્ત કરતો નથી. વળી સત્તાનું મૂળ વ્યક્તિના રાજ્ય પ્રત્યેના ધર્મમાં રહેલું છે. તેથી એ સરકારી સત્તા જેમ વધુ વખત ટકી રહે છે તેમ તેની પ્રજા અનીતિને માર્ગે ચડેલા મનુષ્યની માફક દહાડેદિવસે ડૂબતી જાય છે.

એ રાજ્યદ્રોહી સરકારને ઘેટાં માફક અનુસરણ કરતી એ સમષ્ટિની સ્થિતિ દયાજનક છે. અને એ પરિણામ કેવળ અજ્ઞાનને લઈને છે. માણસ પોતાને જે કંઈ જ્ઞાન છે તે પ્રમાણે વર્તન કરે છે. અહિં જ્ઞાનનો

અર્થ વ્યાપક છે જ. મનુષ્ય માત્રના આચરણમાં સિદ્ધાન્તનું પાલન જોવામાં આવે છે એ અર્થમાં મનુષ્યજાતિ સત્યાગ્રહી છે. સામાન્ય રીતે અસત્યાચરણ, અનીતિ વગેરેના કારણ તરીકે આત્મબળની ખામી ધરવામાં આવે છે. આત્મબળની ખામી એ પણ અજ્ઞાનને લઇનેજ છે. ઘણીવાર અનીતિમાં ડુબેલો મનુષ્ય જેનામાં આત્મબળ સંભવેજ નહિ તે એકાએક બદલાઇ જાય છે. આ ફેરફાર જ્ઞાનપ્રાપ્તિને લઇનેજ છે. બીજી કોઇ રીતે એ ફેરફાર સમજી શકાતો નથી. એ ફેરફારમાં "સદાચાર એટલે જ્ઞાન" (Virtue is knowledge) એ સોક્રેટિસના મહાન સિદ્ધાન્તનું પ્રતિપાદન આપણે જોઇ શકીએ છીએ. ત્યારે, મનુષ્ય જેટલે અંશે સત્યને જાણે છે તેટલે અંશે સત્યાગ્રહી છે. એટલે અસત્ય સ્વરૂપ ધરાવતી સરકાર સાથે સહકાર કરતી પ્રજાને સત્ય સમજાયું નથી. જ્યારે એટલું અજ્ઞાન દૂર થાય ત્યારે રાજ્યદ્રોહી સરકારની યોજના સાથે પ્રજા સહકાર ન કરે એ સ્વાભાવિક છે, કારણ મનુષ્યપ્રકૃતિ અસત્યાગ્રહી નથી એટલુંજ નહિ, પણ એ સરકારને સહકારથી નભાવવામાં રહેલી જવાબદારી પ્રજાની તેમજ વ્યક્તિગત હોય, સરકારનું અસત્ય સ્વરૂપ સમજાયે એની સાથે અસહકાર એજ પ્રજાનો અને વ્યક્તિનો નીતિમાર્ગ બને છે. રાજ્ય સાથે સહકાર એ ધર્મ છે, પણ એ સહકાર રાજ્ય સાથેજ; રાજ્યદ્રોહ સાથે અસહકાર એજ ધર્મ છે, કારણ રાજ્યદ્રોહ સાથે અસહકાર એજ રાજ્યના લક્ષ્ય સાથેનો સાચો સહકાર છે. આ અસહકારનો અર્થ સરકાર પ્રત્યે બેપરવાઇ કે એનો ત્યાગ એમ નથી થતો. બેપરવાઇમાં તો અજાણે સહકાર રહેલો છે, અને માત્ર ત્યાગથી એ મલિનતાથી દૂર રહી શકાતું નથી. અહિં "નિવૃત્તિમાર્ગ" વિષે ચર્ચા અસ્થાને થાય, તેથી આપણે એટલુંજ જાણવું બસ છે કે કોઇ પણ નીતિસૂત્ર માત્ર નયાત્મક હોઇ શકે નહિ. અસત્ય સ્વરૂપ ધરાવતી એ સરકાર સાથે અનીતિમાંથી બચવા માટે થએલ અસહકારનો અર્થ એજ છે કે રાજ્યના સત્ય સ્વરૂપ માટે આગ્રહ, તે તરફ પ્રયાણ—રાજ્ય તરફ વ્યક્તિની, વર્ગની અથવા પ્રજાની સાચી વફાદારી.

ટુંકામાં, સરકાર રાજ્યદ્રોહી બની શકે છે અને બને ત્યારે પ્રજાજને એ રાજ્યદ્રોહ સમજનાં એની સાથે અસહકાર કરવો રહ્યો, એટલે કે રાજ્યનો કારણભૂત હેતુ સાચવવો રહ્યો. આ આચરણ દરેક માટે શક્ય છે કારણ એ સ્વાભાવિક છે. પ્રજા અને તેની દરેક વ્યક્તિ માટે, અનીતિમાંથી બચી પોતા પ્રત્યેની, રાજ્ય પ્રત્યેની અને ઇશ્વર પ્રત્યેની વફાદારી સાચવી શકાય એવો આ એકજ માર્ગ છે.

એ અસહકાર અહિંસાત્મક હોવો જોઇએ એમ પણ નીતિધર્મ કહે, કારણ તે અહિંસાત્મક રહેવાથી રાજ્યના લક્ષ્યની પૂર્તિ માટે યોગ્ય સાધન બને છે. લક્ષ્ય-સાધનનો સમ્બન્ધ નિકટ છે તેથી ગમે તે સાધન વડે હેતુ સધાતો નથી. સાધન યોગ્ય હોય તોજ ઉદ્દેશ પાર પડે છે. સરકારમાં ક્રાન્તિક ફેરફારનો અવસર આવે છે ત્યારે ઘણુંખરૂં હિંસક સાધનોનો ઉપયોગ થાય છે, અને ઘણુંખરૂં એ સાધન નિષ્ફલ નીવડયાં છે. એ સાધનોથી આવું પરિણામ આવે એમાં નવાઇ નથી. સરકાર એટલે કંઇ કારભારીવર્ગ અથવા સેક્રેટરિયેટ કે લશ્કરજ નહિ. સરકારની વ્યાખ્યા, આગળ જોઇ ગયા તેમ, એક સામુદાયિક લક્ષ્યનું વ્યક્ત સ્વરૂપ એ છે. સરકાર એ સામાજીક યોજના છે એટલે પ્રજાજીવનમાં જુદી જુદી રીતે વ્યાપક છે અને સરકારમાં રાજ્યદ્રોહ એટલે પ્રજામાં રાજ્યના સ્વરૂપનું અજ્ઞાન ફેલાયેલું હોવું જોઇએ; અને એ અજ્ઞાનને લઇને લાંબા કાળના અનીતિના આચરણથી પ્રજા આત્મબળ ખોઇ બેઠેલી હોવી જોઇએ. એ સામુદાયિક લક્ષ્યની યોજનાનો આત્માજ આ રીતે અવનતિએ પહોંચેલો છે તે ભૂલી અહિં તો છુપાં કે ઉઘાડાં હિંસક સાધનો સરકારના ખોખા ઉપર પડે છે. કેટલીએક વાર ખોખું નાશ પણ પામે છે પણ તેથી પડેલા આત્માને તો, દારૂડીઆને માર માર્યા જેટલીજ અસર થાય છે, અને બળથી મદાન્ધ થએલી સરકારના જે ગુમાન સ્હામે બંડ ઉઠાવાયું હોય છે એજ ગુમાન હિંસાત્મક સાધનો વાપરનાર વિજેતામાં પેસી જવા સંભવ રહે છે, કેમકે જીત પણ માત્ર બળનેજ આભારી છે. એટલે સરકારનો સ્વચ્છન્દ દૂર કરવા જતા સુધારકમાંજ એ સ્વચ્છન્દ પેસી જવાથી પ્રત્યાઘાત થવાનો ભય રહે છે. ત્યારે, હિંસાત્મક ઉપાયો ક્ષમ્ય હોય તોપણ ઉદ્દેશ સાધવા માટે નકામા છે, અને એ સાધનોના ઉપયોગમાં કામ કથળી જવાનો અને ઉલટું વધારે નુકસાન પહોંચવાનો

પણ ભય રહેલો છે. તેથી રાજ્યદ્રોહી સરકારની સ્હામેનો અસહકાર અહિંસક સ્વરૂપ ધારણ કરે તો તેનો ઉદ્દેશ સચવાવાનો સંભવ રહે ખરો.

અહિંસાત્મક અસહકારમાં બીજા એક ભયથી પણ આપણે બચી જઈએ છીએ. સરકારી યોજનાએ અસત્યનો માર્ગ લીધો છે; રાજ્યદ્રોહી બની છે અને હવે અસહકાર એજ આપણે માટે ધર્મમાર્ગ રહ્યો છે એ નક્કી કરવું સહેલું નથી. સત્ય-અસત્ય સમજવામાં ભૂલ પણ થઈ જાય; અથવા એકને સત્ય લાગે તે બીજાને ભૂલભરેલું પણ લાગે. પણ અહિંસાત્મક રીતિમાં "સત્યને પામવામાં સ્હામા માણસ ઉપર હુમલો કરવાનો ઈરાદો હોયજ નહિ, પણ ધીરજથી અને સહાનુભૂતિથી તે માણસને ભૂલ કરતો અટકાવવાનોજ હેતુ એમાં હોય," અને પોતાની જાતે દુઃખ ખમી સત્યને પાળવાનું હોય ત્યાં ભૂલ થઈ હોય તોપણ કોઈ પારકાની ભૂલને પરિણામે સહન કરવું પડતું નથી.

આ અસહકારના રાજકીય સાધનોની વિગતમાં ઉતરવાનું કામ નીતિશાસ્ત્રનું નથી પણ રાજકીય નેતાનું છે. વળી દુનિયાના ઈતિહાસમાં એક સમસ્ત પ્રજાના હાથમાં એ હથીઆર આજ સુધી મૂકાયું નથી તેથી વિગતનો વિષય વધુ મુશ્કેલ બને છે; તો પણ રાજ્યનું લક્ષ્ય કેમ સચવાય છે એ ઉપર ઉપરથી હિન્દુસ્થાનમાં ચાલી રહેલી ચળવળમાં જોઈ શકાશે.

એ અહિંસક અસહકાર રાજ્ય-પ્રજાનો ધર્મ સમજવા તરફ, પ્રજામાં વ્યાપેલા અજ્ઞાન અને અનીતિ દૂર કરી તેને જાગ્રત કરવા તરફ, અને લોકકલ્યાણને નુકસાન પહોંચાડવા મંડેલી એ સરકાર સ્હામે યોજના રચના તરફ દોરવા. સત્ય સમજાતાં આવેલા આત્મબળનો ઉપયોગ સરકારની લાલચોથી દૂર રહેવામાં, પજવણીથી ન ડરવામાં, અને સહનશીલ બનવામાં, કાયદાના ભંગથી થતી શિક્ષા તથા તલવારની બ્હીક દૂર કરવામાં થાય; અને પ્રસંગ આવે ધીરજથી કાયદાનો ભંગ કરી, હુમલા સહન કરી એ કાયદા અને તલવારમાં રહેલા શારીરિક બળને અર્થહીન કરી નાંખવું, સરકારનું બળથી આવેલું ગુમાન ઉતારી નાંખવું. આ રીતે સત્તાના ગેરઉપયોગના રસ્તા ખુટતાં પ્રજાના અનુમોદનમાંથી-સહકાર ધર્મમાંથી ઉદ્ભવતી સત્તાની માગણી માટે સરકારને છેવટ સ્હામે થએલી પ્રજા પાસેજ આવવું રહે અથવા ડેરા ખુટવા તૈયાર રહેવું પડે. હિન્દુસ્થાનમાં સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ વિગેરે ઉપાયોથી લોકકલ્યાણ સાચવવાની અને કાયદાનો સવિનય ભંગ કરી અન્યાયને અશક્ય બનાવી ન્યાય સંભાળવાની યોજના છે. આ પ્રમાણે હિન્દુસ્થાનમાં ચાલતા અસહકારમાં રાજ્યનાં મુખ્ય કર્તવ્યોમાંનાં બે-લોકકલ્યાણ અને ન્યાય-સાચવવા પ્રયત્ન છે. રક્ષણનો સવાલ વધુ મુશ્કેલ છે ખરો. એ બાબતમાં એટલુંજ કહેવાનું છે કે જે શસ્ત્રહીન પ્રજા પોતાની મેળે લોકકલ્યાણ સાચવે અને કેવળ આત્મબળથી અન્યાય અશક્ય બનાવી શકે એ પ્રજા તાત્કાલિક પોતાના રક્ષણ માટે યોજના ઘડી શકે નહિ તોયે એજ આત્મબળના પ્રયોગે હુમલામાંથી પોતાની જાતને બચાવી શકે ખરી. "આપણે આજે નામર્દ છીએ તેનું કારણ આપણને પ્રહાર કરતાં આવડતું નથી એ નથી. પરન્તુ આપણે મરતાં ડરીએ છીએ એ છે."-આપણું અજ્ઞાન છે. નીતિધર્મ તો એમજ કહે કે ધર્માચરણમાં મરવું પડે તોયે શું! "સાચો સૈનિક તો તે છે કે જે મરવું કેમ તે જાણે છે અને ગોળીઓના વરસાદમાં પણ જરાએ ચસતો નથી." છતાં યે કોઈ પ્રજા એટલી બધી નામર્દ બને કે પોતાના દેશ, ધર્મ કે કુટુમ્બ માટે મરવા પણ અશક્ત હોય તો તે પ્રજા "દુનિયામાંથી જેટલી વહેલી નાબુદ થાય તેટલો દુનિયાને લાભ છે." ત્યારે, અહિંસાત્મક અસહકારથી અનીતિ માર્ગે ચડેલી સરકારની પ્રજા પોતાનો ધર્મ સંભાળી શકે છે; વ્યક્તિના, પ્રજાના, અને તેને લઈને મનુષ્યજાતિના જીવન ઉચ્ચતર બનાવવામાં કાયમી અસર પહોંચાડી શકે છે. એથી બીજો માર્ગ નીતિધર્મ માટે કયો હોઈ શકે!

નીતિશાસ્ત્ર તો સિદ્ધાન્તનુંજ નિરૂપણ કરે છે. કોઈ સંચલનને નૈતિક પ્રેરણા (moral dynamic) આપી શકતું નથી, ધર્મસંકટનો ઉકેલ કરી શકતું નથી. બહુ તો આચરણનું નૈતિક રૂપકરણ કરે છે. એક અંગ્રેજ નીતિશાસ્ત્રી કહે છે તેમ "વ્યવહારમાં ઉપયોગી થવા માટે નૈતિક સંચલનને નૈતિક પ્રેરણાની જરૂર રહે છે. એ પ્રેરણા સદાચરણી જીવનમાંથી મળી આવે છે." હિન્દુસ્થાનને સદ્ભાગ્યે સત્યાગ્રહી અને બીજાને

# પયગમ્બર જરથુસ્ત્ર

લગભગ ૨૬૦૦ વર્ષ પૂર્વે ઇરાનની ભૂમિમાં જે વખતે રાજાઓનો જુલમ વધી ગયો હતો, અધર્મ અને અનીતિનાં રાજ્યો પ્રવર્તી રહ્યાં હતાં, દેવપૂજાને બદલે રાક્ષસ-પૂજા થઇ રહી હતી અને સત્યનું મહત્ત્વ સાવ વિસરી જવામાં આવ્યું હતું તે વખતે જુલમગાર રાજાઓનો દોર ટાળવા, ધર્મ અને નીતિનાં રાજ્યો સ્થાપવા, રાક્ષસ-પૂજાને નાબૂદ કરવા તથા સત્યપ્રભાવ બતાવવા પાક અહુરમઝદે ( ઇશ્વરે ) પયગમ્બર જરથુસ્ત્રને આ દુનિયા પર મોકલ્યા. જેવી રીતે ઇશુખ્રિસ્તના અને હઝરત મહમ્મદ પયગમ્બર ( સલ્લલ્લાહો અલ્લેહ વ સલ્લમ ) ના અવતારોની આગાહીઓ અગાઉથી કરવામાં આવતી હતી તેવી જ રીતે પયગમ્બર જરથુસ્ત્રના અવતારની આગાહીઓ પણ વર્ષો અગાઉથી થઇ ચૂકેલી. અત્યારે હિંદુઓ જેવી રીતે કલ્કિ અવતારની આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યા છે તેવી રીતે તે વખતના અનેક ઇરાનીઓ જરથુસ્ત્રના આગમનની વાટ જોઇનેજ બેઠા હતા. ભક્ત હૃદયની આતુરતાભરી વિનંતિનો પ્રભુ કદી અનાદર કરતો નથી.

જરથુસ્ત્ર સાહેબનો જન્મ પશ્ચિમ ઇરાનમાં આવેલા અદરબઇઝાં શહેરમાં થયો હતો. (ઇ. સ. પૂર્વે ૬૬૦–૫૮૩) તેમના પિતાનું નામ પૌરૂષસ્પ* હતું અને માતાનું નામ દુગ્ધોવા હતું. તેમની અટક સ્પિતમ હતી અને તેઓ સ્પિતમ જરથુસ્ત્રને નામે ઓળખાય છે. બધા મળી પાંચ ભાઇઓમાં તેઓ વચેટ હતા. તેઓ ત્રણ વાર પરણેલા અને તેમને કેટલાંક પુત્રપુત્રીઓ હતાં, જેમાંની પહેલી સ્ત્રીથી થયેલી પૌરૂશિષ્ટા નામની એક પુત્રીને ડાહ્યા જામાસ્પ જોડે પરણાવવામાં આવી હતી.

જ્યારે કોઇ અવતારી પુરૂષ જન્મે છે ત્યારે કંઇને કંઇ ચમત્કાર થયેલો આપણા વાંચવામાં આવે છે. જરથુસ્ત્ર સાહેબના જન્મની સાથે પણ કેટલાક ચમત્કારો જોડાયેલા છે. જ્યારે તેઓ જન્મ્યા ત્યારે નિસર્ગદેવીના આનંદનો પાર રહ્યો નહિ; ઝાડો તથા સકળ વનસ્પતિ ખૂબ હર્ષ પામી, તથા તેમના દુશ્મન અહરિમન તેમ જ બીજા રાક્ષસો ગભરાઇને પાતાળમાં ભરાઇ પેઠા. ખાસ ધ્યાન ખેંચનારો ચમત્કાર તો એ છે કે તેઓ જન્મતાં વેંત રડવાને બદલે હસેલા !

મામા કંસ અને તેના જેવા રાક્ષસોનો નાશ કરવા શ્રીકૃષ્ણ ભગવાનનો અવતાર થયેલો એટલે મામો કંસ શ્રીકૃષ્ણને મારીનાંખવાને જેવી રીતે પોતાથી બને તેટલા પ્રયાસો અજમાવતો તેવીજ રીતે બાળક જરથુસ્ત્રને મારી નાંખવા માટે દુરાસરોઓ નામના રાક્ષસે પુષ્કળ પ્રયાસો કરેલા. તેણે એક વખત બાળક જરથુસ્ત્રને ગૂપચૂપ ઉઠાવી જઇને ધગધગતા અંગારામાં નાંખી દીધેલો, પણ અવતારી બાળક કોઇ અજબ ચમત્કાર વડે હસતોહસતો જ બહાર નીકળ્યો ! પછી રાક્ષસોએ તેને ઘોડા, બળદ વિગેરે જાનવરોના પગ તળે કચડાવ્યો પણ તેને કશી ઇજા થઇ નહિ !

સાત વર્ષની વયે પૌરૂષસ્પે તેમને એક વિદ્વાન શિક્ષકના હાથ નીચે શિક્ષણ માટે મૂકયા. અગીઆર વર્ષની કુમળી વયે શ્રીકૃષ્ણે કંસવધ કર્યો તેવીજ રીતે જરથુસ્ત્રે લગભગ એટલી જ વયે રાક્ષસ દુરાસરોઓનો શાસ્ત્રચર્ચામાં પૂર્ણ પરાજય કર્યો અને સત્યને રંજાડવા બદલ રાક્ષસ ભૂંડે હાલે નાશ પામ્યો.

પંદરમે વર્ષે જરથુસ્ત્ર સાહેબે કસ્તી ધારણ કરી. ઇશુખ્રિસ્તની જેમ જરથુસ્ત્રની પંદરથી ત્રીસ વર્ષ સુધીની વયનો વૃત્તાંત બહુ જાણીતો નથી. પરંતુ આ દરમિયાન તેમણે અભ્યાસ, તપ અને સંયમ આચરેલાં એમ જરથુસ્ત્રી ધર્મપુસ્તકો પરથી માલમ

* નામોના ઉચ્ચારો ખરા હોવાની ખાતરી નથી.

પડે છે. આ ઉપરાંત એ પુસ્તકોમાંથી તેમના અજ્ઞાત જીવન વિષે કેટલાક બનાવો વાંચવા મળે છે. જરથુસ્ત્ર સાહેબ વૃદ્ધો પ્રત્યે ભક્તિભાવ દર્શાવતા, ભૂખ્યાને અન્ન આપતા અને દુષ્કાળમાં ઢોરોને ઉગારતા. વીસમે વર્ષે તેઓ ઘરબાર છોડી ઔર્વઇતો-દિહ નામના પરોપકારી સાધુપુરુષ પાસે ગયેલા અને ગરીબોની સેવા કરવાના કામમાં તેમને મદદ કરેલી. તેઓ દયાના દેવ હતા. એક વખત તેમણે એક ભૂખી કૂતરી જોઇ. તેની આસપાસ તેનાં પાંચે કુરકુરીઆં ભૂખથી ટળવળી રહ્યાં હતાં. આ દયાજનક દેખાવ જોઇ તેમના દિલમાં ભારે દયા ઉપજી. તરત જ તેઓ ખોરાક લેવા દોડયા. તેઓ ખોરાક લઇ પાછા આવ્યા તે પહેલાં તો પેલી કૂતરી મરી ગઇ. આથી જરથુસ્ત્ર સાહેબની દિલગીરીનો પાર રહ્યો નહિ. આમ તેમની યુવાવસ્થા આદર્શ હતી અને દરેક યુવક પોતાનો મનુષ્યજન્મ કયી રીતે સાર્થક કરી શકે તેનો તેઓ સુંદર દાખલો પૂરો પાડે છે.

એકાંતમાં ભારે તપસ્યા કર્યા પછી તેમને સદ્વિચારના ફિરસ્તા વોહુમનનો સાક્ષાત્કાર થયો. તેઓ એક સુંદર પ્રભાતે દૈત્યા નદીને કિનારે ધ્યાનમગ્ન બેઠા હતા એવામાં દક્ષિણ દિશા તરફથી તેમની આંખો પર કોઇ ઝળહળતો પ્રકાશ પડયો. તેઓ ઝબકી ઉઠયા તો તેમણે વોહુમનને પોતાની તરફ આવતો જોયો. તેના હાથમાં જાજ્વલ્યમાન ધર્મદંડ હતો. તે પાસે આવ્યો અને જરથુસ્ત્ર સાહેબને ઉભા થઇ પોતાની સાથે આવવા કહ્યું. તરત જ તેઓ આનંદભર્યા ચહેરે ઉભા થયા અને વોહુમનની સાથે જવા ઉપડયા. વોહુમન તેમને અહુરમઝદની હજુરમાં-ભગવાનના દરબારમાં-લઇ ગયો. ત્યાં જરથુસ્ત્ર સાહેબને અહુરમઝદ ઉપરાંત બીજા અંશરૂપદેવોનાં (દેવોનાં) પણ દર્શન થયાં. ખુલ્લી દરબારમાં પાક અહુરમઝદે તેમને ધમ સિદ્ધાંતોનો અનુપમ બોધ આપ્યો અને લોકોની અંદર તેનો પ્રચાર કરવાની આજ્ઞા કરી.

ઇશ્વરદર્શનના આ દિવ્ય પ્રસંગ વેળાએ જરથુસ્ત્ર સાહેબની વય ત્રીસ વર્ષની હતી. ત્યાર પછીનાં દશ વર્ષમાં તેમને છ વખત જૂદા જૂદા ફિરસ્તાઓનાં દર્શનનો લાભ મળેલો અને એ બધા દેવો તરફથી તેમને જૂદાં જૂદાં કાર્યો સોંપાયેલાં. આમ તેમના ત્રીસમાંથી ચાલીસમા વર્ષ સુધીનો બધો સમય તેમને થયેલા જૂદા જૂદા દેવોના સાક્ષાત્કારનો જ હતો.

પાક અહુરમઝદનો સંદેશ મળ્યા પછી જરથુસ્ત્ર સાહેબે ધર્મપ્રચાર કરવા માંડયો. તેઓ લોકોને રાક્ષસપૂજા છોડીને દેવપૂજા કરવાનો બોધ આપવા લાગ્યા. પ્રથમ તો લોકો પર તેમના ઉપદેશની જોઇએ તેવી અસર થઇ નહિ. પ્રવાસ કરતાં કરતાં તેઓ તુરાની રાજા ઔરવૈત પાસે ગયા અને તેને ધર્મબોધ કરી પોતાનો પંથ સ્વીકારવાનું કહ્યું, પણ એ રાજાએ તેમ કરવાની ચોકખી ના પાડી. આથી જરથુસ્ત્ર જરા નિરાશ થઇ ગયા, પણ અહુરમઝદે તેમને ફરી દર્શન આપી આશ્વાસન આપ્યું અને તેમને વિદ્રોષ્ટ નામના એક રાજકર્તા પાસે જવાનો હુકમ કર્યો. જરથુસ્ત્ર વિદ્રોષ્ટને મળ્યા અને અહુરમઝદને માટે કેટલાક જાનવરો તથા મિલકતની ભેટ માગી. વિદ્રોષ્ટે પણ તેમને નિરાશ કર્યા અને જોઇતી ભેટસોગાદો આપી નહિ. આવા બનાવથી જરથુસ્ત્ર સાહેબ વધારે નિરાશ થયા અને તેમણે બે વર્ષ સુધી કશા પણ નિશ્ચય કે સંકેતસ્થાન વગર ભ્રમ્યા કર્યું. છતાં તેમણે પોતાના સિદ્ધાંતો છોડયા નહિ કે બોધ કરવાનું કામ પણ છોડયું નહિ. તેઓ તો પોતાના નિશ્ચયમાં અડગ રહી જુલમગાર રાજાઓના ત્રાસ સામે પોકાર ઉઠાવતા જ રહ્યા. ફરતાં ફરતાં તેઓ ઇરાનના અગ્નિકોણે આવેલા સિસ્તાનના પ્રદેશમાં (આ પ્રદેશ ગીઝની પાસે આવેલો હોવો જોઇએ) પહોંચ્યા. ત્યાંના રાજા પરશતે તેમનો સત્કાર કર્યો, અને પવિત્ર દૈત્યા નદીના જળની માગણી કરી. જરથુસ્ત્રે તેની પાસે ત્રણ શરતો રજુ કરી:

(૧) અસત્યને છોડી સત્યનું પાલન કરવું;

(૨) રાક્ષસપૂજા બંધ કરવી; અને

(૩) જરથુસ્ત્રના પ્રગટ અનુયાયી બનવું.

રાજા પરશતે પહેલી બે શરતો કબૂલ રાખી પણ તેમના પ્રગટ અનુયાયી થવાની ના પાડી. આથી જરથુસ્ત્ર તેને પવિત્ર વારિ આપ્યા વગર જ તેનું રાજ્ય છોડી ચાલ્યા ગયા.

ઉપર જણાવેલા પ્રવાસમાં જ જરથુસ્ત્રનાં બે વર્ષ પસાર થયાં. એક ખુશનુમા સાંજે તેમને ફરી વોહુમનનાં દર્શન થયાં. આ વખતે વોહુમન તેમના આત્માને અહુરમઝદ હજુર લઇ જવા નહોતો આવ્યો. વોહુમને તેમને સકળ પશુજગતના રક્ષણનો પરમ સિદ્ધાંત સમ-

જાવ્યો, અને લોકોમાં તેનો પ્રચાર કરવાની આજ્ઞા કરી. તેમને ત્રીજો સાક્ષાત્કાર આર્તવિહિશ્ત નામના ફિરસ્તાનો થયો. તેણે તેમને અગ્નિપૂજાનું મહત્ત્વ સમજાવી, તેનો પ્રચાર કરવાની આજ્ઞા કરી. ચોથું દર્શન ખ્શથ્રવૈર્ય નામના દેવનું થયું, જેણે તેમને સર્વ ધાતુઓના રક્ષણનો સિદ્ધાંત સમજાવ્યો. પાંચમી વખતે તેમને સ્પેંત-આર્મેતિની નામના દેવનાં દર્શન થયાં, જેણે તેમને પ્રદેશો, સીમાઓ, થાણાંઓ વગેરેના રક્ષણનું કાર્ય સોંપ્યું. છઠ્ઠું દર્શન તેમને હૌરવતાત નામના ફિરસ્તાનું થયું, જેણે તેમને સમુદ્ર તથા જળપૂજાનો સિદ્ધાંત સમજાવી તેનો પ્રચાર કરવાની આજ્ઞા કરી. સાતમીવાર અમરતાત દેવે દર્શન આપી તેમને વનસ્પતિના રક્ષણનું કાર્ય સોંપ્યુ. આ બધાં દર્શનો જરથુસ્ત્ર સાહેબને જૂદે જૂદે સમયે અને જૂદે જૂદે સ્થળે થયેલાં. પણ છેક છેલ્લે જરથુસ્ત્ર સાહેબને પાછો અહુરમઝદનો સાક્ષાત્કાર થયો. પાક અહુરમઝદે તેમને કેટલોક અમૂલ્ય ઉપદેશ આપ્યો અને રાક્ષસોથી ચેતતા રહી ધર્મોપદેશનું કાય સતત ચાલુ રાખવાની આજ્ઞા કરી.

પછી જરથુસ્ત્ર પયગમ્બર ભરપૂર નિશ્ચયબળ સાથે ધર્મોપદેશ કરવાને બહાર પડ્યા કે તરત જ તેમના માર્ગમાં અહરિમને મોકલેલા બુધ્તિ નામના રાક્ષસે વિઘ્ન નાંખ્યું. જરથુસ્ત્રે તેની જોડે યુદ્ધ કર્યું અને તેને નસાડી મૂક્યો. ત્યાર પછી વળી એક રાક્ષસ સ્ત્રીવેશે જરથુસ્ત્રને લલચાવવા આવ્યો પણ તે યે પકડાઇ ગયો. આમ હજી પોતાના પ્રયાસોમાં તેમને ફતેહ મળી ન્હોતી અને તેઓ પોતાના દિલમાં આશાને પોષ્યે જતા હતા એ અરસામાં તેમનો પિત્રાઇ મેદ્યોમાહ એક મોટી સેના સાથે તેમની પાસે આવ્યો અને તેમનો પહેલો અનુયાયી બન્યો. ત્યાર પછી થોડીજ મુદ્દતમાં રાજા ગુસ્તાસ્પ પણ તેમનો અનુયાયી બન્યો. રાજાએ જરથુસ્ત્રનો ધર્મ ખુલ્લી રીતે સ્વીકાર્યો, ત્યારપછી તેનો પ્રચાર ધીરે ધીરે વધવા જ માંડ્યો.

બલ્ખ મુકામે રાજા ગુસ્તાસ્પ દરબાર ભરીને બેઠો હતો એ વખતે જરથુસ્ત્ર તેની સમક્ષ હાજર થયા અને તેમણે તેને ઉપદેશ આપવા માંડ્યો. રાજાએ તે ધ્યાનપૂર્વક સાંભળ્યો. દરબારમાં બેઠેલા કેટલાક આલિમો (પંડિતો) થી આ ન ખમાયું અને તેઓએ જરથુસ્ત્ર સામે શંકાઓની પરંપરા રજુ કરવા માંડી. પણ જરથુસ્ત્રે ભારે કુશળતાપૂર્વક તેઓની જોડે ત્રણ દિવસ સુધી ચર્ચા કરી અને તેઓની બધી શંકાઓનું નિવારણ કર્યું. આથી પંડિતોનો ઇર્ષ્યાગ્નિ ઓર વધ્યો. તેઓએ કાવત્રુ રચી જરથુસ્ત્રને ભરદરબારમાં મેલીવિદ્યાવાળા પિશાચ ઠરાવ્યા અને રાજાને હાથે તેમને કેદ કરાવ્યા. બરાબર આ વખતે જ રાજાના પ્રિય ઘોડા પર ઇશ્વરી કોપ ઉતર્યો અને તેના ચારે પગો પેટમાં ઘુસી ગયા! આવો પ્રકોપ જોઇરાજા ખૂબ ગભરાયો અને કંઇ ઉપાય ન સૂઝવાથી ભારે મુંઝવણમાં પડ્યો. આ તકનો લાભ લઈ જરથુસ્ત્ર સાહેબે કેદખાનામાંથી તેને કહાવ્યું કે 'તેઓ નીચલી શરતે ઘોડાના પગ પાછા લાવી દેવાને તૈયાર છેઃ—

(૧) રાજાએ પોતે તેમનો ધર્મ સ્વીકારવો;

(૨) રાણીએ તેમનો ધર્મ સ્વીકારવો;

(૩) શાહજાદા અસ્પંદીઆરે તેમનો ધર્મ સ્વીકારી તેના પ્રચારાર્થે જરૂર પડે ત્યારે યુદ્ધો કરવાં; અને

(૪) કાવત્રાંખોરોને સજા કરવી.

રાજા ગુસ્તાસ્પે ઉપલી ચારે શરતો કબૂલ રાખી, અને જરથુસ્ત્રને કેદખાનામાંથી બહાર કાઢવામાં આવ્યા. તરત જ તેમણે ઘોડાના ચારે પગો પાછા લાવી આપ્યા! તેમની આવી શક્તિ જોઈ રાજા દિંગ થઈ ગયો અને તેમનો અનુયાયી બન્યો. રાજાની પાછળ તેના બધા દરબારીઓએ પણ જરથુસ્ત્રી ધર્મ સ્વીકાર્યો અને તેનો વજીર જરથુસ્ત્ર સાહેબનો અનુયાયી બન્યો એટલુંજ નહિ, પણ પોતાની પુત્રી હ્વોવીને તેમની જોડે પરણાવી. વજીરનો ભાઈ જામાસ્પ પણ તેમનો ચુસ્ત અનુયાયી બન્યો અને ભવિષ્યમાં તેમના ધર્મપ્રચારના કાર્યમાં ભારે મદદરૂપ થઈ પડ્યો. આમ રાજા ગુસ્તાસ્પ જરથુસ્ત્રી થયા પછી જરથુસ્ત્રના અનુયાયીઓની સંખ્યા ફૂદકે ને ભૂસકે વધવા લાગી. ગુસ્તાસ્પની સાર્વભૌમ સત્તાને લીધે જરથુસ્ત્ર સાહેબનો ધર્મ આખા ઇરાનમાં પ્રવર્તી રહ્યો અને તે ઇરાનનો રાષ્ટ્રીય ધર્મ થઈ રહેવાનાં ચિહ્નો સાફ દેખાવાં લાગ્યાં. તુરાનમાં પણ તેમના ધર્મનો પ્રચાર થવા લાગ્યો અને છેક યુનાન લગી એ ધર્મની અસર પહોંચેલી એમ કહેવાય છે.

રાજા ગુસ્તાસ્પને પોતાનો અનુયાયી બનાવ્યા પછી જરથુસ્ત્ર સાહેબે ધર્મપ્રચાર અર્થે લાગલાગટ પંદર વર્ષ સુધી (તેમની ૪૫ વર્ષની ઉમ્મરથી માંડીને ૬૦ વર્ષ

સુધી) સતત્ પ્રયાસો કર્યા. પોતાની વયના પચાસમે વર્ષે તેમણે એક નાસ્તિકને—કવિગને જરથુસ્ત્રી બનાવ્યો. આમ પોતાના અનુયાયીઓની સંખ્યા વધારતા વધારતા તેઓ પોતે જૂદા જૂદા પ્રદેશોમાં પ્રવાસ કરી રહ્યા હતા તે દરમિયાન તેમણે દિનાવર નામના એક ગામમાં એક આંધળા માણસને કોઇ ચમત્કારી ઔષધિ આપી દેખતો કર્યો. તેમણે લોકોને અગ્નિપૂજાનું મહત્ત્વ સમજાવી અને પુરાણી આતશગાહોનો—અગ્નિમંદિરોનો—જીર્ણોદ્ધાર કરાવી અગ્નિપૂજાનો ખૂબ પ્રચાર કરી દીધો. આ અને ધર્મપ્રચારનાં બીજાં કાર્યોમાં તેમને રાજા ગુસ્તાસ્પ અને તેના શાહજાદા અસ્પંદીઆરની મદદ ઘણી અમૂલી થઇ પડી. પણ યુદ્ધ વગર જરથુસ્ત્રી ધર્મ સર્વોપરિ થવાને સરજાયેલો ન્હોતો.

બળવાન તુરાની રાજા અરજાસ્પને કાને જ્યારે ગુસ્તાસ્પે જરથુસ્ત્રનો ધર્મ સ્વીકાર્યાની વાત આવી ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ગુસ્તાસ્પ પર ધમકીનો પત્ર મોકલાવી નવો ધર્મ છોડી દેવાની સલાહ આપી અને નહીં તો બે માસની અંદર યુદ્ધ માટે તૈયાર રહેવાનું કહાવ્યું. આવી ધમકી સાંભળીને ગુસ્તાસ્પના ભાઈ ઝરીરનું લોહી ઉકળી આવ્યું અને અરજાસ્પના દૂતોને રોકડું પરખાવી દીધું કે 'તમારા રાજાને કહેજો કે લડવું હોય તો તરતજ મેદાને પડે.' પોતાની ધમકીની અવગણના કરનારો જવાબ સાંભળી અરજાસ્પે પોતાના લશ્કરને તૈયાર કર્યું અને જોતજોતામાં તે ગંજાવર સેના લઈ ઈરાન પર ચડી આવ્યો. સખ્ત લડાઇ ચાલી અને બહાદૂર ઝરીર દુસ્મનને હાથે દગાથી હણાયો. તરત જ શાહજાદા અસ્પંદીઆરે અને ઝરીરના પુત્ર બસ્તાવરે પોતાની તલવારનું પાણી બતાવ્યું અને અરજાસ્પને હરાવ્યો. અરજાસ્પ તરફ અસ્પંદીઆરે દયા બતાવી તેને સહીસલામત છોડી મૂકયો. પછી અસ્પંદીઆરે જરથુસ્ત્રી ધર્મના પ્રચાર અર્થે ખૂબ લડાઇઓ કરવા માંડી અને જગોજગોએ તેને જીત મળવા લાગી. તે દિગ્વિજય કરવામાં રોકાયેલો હતો એ દરમિયાન તેના એક ઇર્ષ્યાખોર ભાઈ કુરઝમે રાજાના કાન ભંભેર્યા, અને અસ્પંદીઆરની પર રાજ્ય પચાવી પાડવાનો આક્ષેપ મકયો. આથી રાજા ગુસ્તાસ્પ ખુબ ક્રોધે ભરાયો અને તેને ખોરાસાનમાં આવેલા ગુંબદાનના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો.

અસ્પંદીઆરની કેદી અવસ્થાના સમાચાર સાંભળી તુરાની અરજાસ્પે આવેલી તકનો લાભ લીધો, અને તે જંગી લશ્કર તૈયાર કરી ઇરાન પર ફરી ચડી આવ્યો. આ વખતે ગુસ્તાસ્પ પોતાની રાજધાનીમાં હાજર ન્હોતો એટલે અરજાસ્પ શહેરને ઘેરો ઘાલવામાં ફાવ્યો. બન્ને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું, અને ગુસ્તાસ્પનો વૃદ્ધ પિતા રણમેદાનમાં લડતાં લડતાં શત્રુને હાથે માર્યો ગયો. પછી શત્રુની સેના શહેરમાં ઘુસી અને નુશ–આદરના મંદિરને બાળીને તેનો નાશ કરવામાં આવ્યો. મંદિરમાં પૂજા કરી રહેલા પૂજારીઓની તુરાની સૈનિકોએ નિર્દય રીતે કતલ કરી અને તેઓના જ લોહીથી તુરાનીઓએ મંદિરમાંના પવિત્ર અગ્નિને બુઝાવી નાંખ્યો. એટલુંજ નહિ પણ પવિત્ર આતશ સમક્ષ પ્રાર્થના કરી રહેલા પયગમ્બર જરથુસ્ત્રને પણ તેઓએ ઘાતકી રીતે મારી નાંખ્યા. ઇ. સ. પૂર્વે ૫૮૩માં આ દુઃખદ બનાવ બન્યો.

ગુસ્તાસ્પને આ ખેદજનક સમાચાર મળ્યા ત્યારે તેના ખેદનો પાર રહ્યો નહિ. સમય ન ગુમાવતાં તે તરતજ શત્રુ સામે લડવા ઉપડયો. પણ કમનસીબે તે હારી ગયો અને તેણે નાસી જઈ નિશાપુરમાં આશ્રય લીધો. તુરાની અરજાસ્પના સત્તાબળ આગળ જરથુસ્ત્રનો ધર્મ તૂટી પડવાની અણી પર જણાયો. પણ કટોકટીને વખતે અસ્પંદીઆર પાછો ધર્મરક્ષક બન્યો. જામાસ્પે ગુપ્ત રીતે અસ્પંદીઆરની મુલાકાત લીધી અને ગુસ્તાસ્પે ગુજારેલા સિતમો ભૂલી જઈ દેશ અને ધર્મના રક્ષણ અર્થે લડવા માટે તેને ઉત્તેજ્યો. અસ્પંદીઆરની વીરશ્રી ઝળકી ઉઠી અને તે કેદખાનામાંથી બહાર નીકળી સીધો રણમેદાને ગયો. લશ્કરની સરદારી તેને સોંપવામાં આવી એટલે સૈનિકોમાં કાંઈ અજબ જોશ અને ઉત્સાહ સ્ફુર્યો. અરજાસ્પની સેના અસ્પંદીઆરની બહાદૂરી આગળ ટકી શકી નહિ, અને તેને સખ્ત હાર ખમવી પડી. અરજાસ્પ મુંઝાયો અને તુરાન નાસી ગયો. પણ અસ્પંદીઆરે તેનો પીછો પકડયો. તેણે તુરાન જીત્યું અને અરજાસ્પનો વધ કર્યો ત્યારેજ તેને નિરાંત વળી. આમ એક વખત તૂટી પડવાની અણી પર આવેલો જરથુસ્ત્રી ધર્મ પાછો પગભર થયો અને અસ્પંદીઆરના આ છેલ્લા વિજયથી તેનો પાયો અગાઉના કરતાંયે વધારે મજબૂત બન્યો.

પહેલવી ગ્રંથોમાં લખ્યું છે કે પયગમ્બર જરથુસ્ત્ર સાહેબ સિત્તોત્તેર વર્ષ અને ચાળીસ દિવસનું આયુષ્ય

ભોગવી, પોતાના ધર્મની સ્થાપનાના ૪૭-૪૮મા વર્ષે આ ક્ષણભંગુર દુનિયા છોડી ગયા. ધર્મની ખાતર બલિદાન આપનારા આત્મભોગી વીરોમાં પયગમ્બર જરથુસ્ત્રનું સ્થાન ઘણું ઉચ્ચ છે. જીવવાનો અને મરવાનો ખરો અર્થ તેઓ આપણને સમજાવી ગયા છે. જે હેતુની સિદ્ધિ માટે જીવનભર પ્રયાસો કર્યા અને અનેક કષ્ટો સહન કર્યાં, તે હેતુની ખાતરજ અને તે હેતુના વિરોધીઓની રક્તપિપાસાને પોષવા સારૂ જ પોતાનું બલિદાન આપવું પડે તેના જેવું જીવનસાફલ્ય બીજું ક્યું હોઇ શકે ? સ્વધર્મના રક્ષણાર્થે પ્રાણની આહૂતિ આપવાના અનેક દાખલાઓમાં જરથુસ્ત્ર સાહેબનો દાખલો જ્વલંત છે. તેમના જીવન પરથી મળતા અનેક બોધમાં આ બોધ મુખ્ય છે

તેઓ સાહેબના આવા અનુપમ બલિદાનને લીધે જ તેમનો ધર્મ તેમની પછવાડે ખૂબ ફેલાયો અને દિનપ્રતિદિન તેનો પ્રચાર વધતો પામ્યો. તેમના ધર્મની અસર દેશદેશમાં પહોંચી. તુરાનમાં તેની અસર પહોંચેલી અને છેક રોમ તથા પશ્ચિમ યુરોપ સુધી જરથુસ્ત્રી ધર્મના એક પંથનો પ્રચાર થયો હતો. થોડા સમય સુધી તેની અસર ખ્રિસ્તીધર્મ પર પણ રહી હતી. જરથુસ્ત્રી ધર્મને તલવારથી હણનારા ઇસ્લામનું કુરાને શરીફ પણ એ હણાયેલા ધર્મની અસર વગરનું રહ્યું નથી. પવિત્ર આતશનો તણખો કદી બુઝાયો નથી; તેની જ્વાળા હજી ભભૂકી રહી જ છે અને જરથુસ્ત્ર સાહેબનો ધર્મ હજી જીવંત છે. નમસ્કાર હો એ મહાન્ પયગમ્બરને !

છગનલાલ યોગી

---

# સ્વતંત્રતાના સિદ્ધાંત

## સ્વતંત્રતાનું મૂળ

(૧)

આપણે સ્વતંત્રતાને માટે શામાટે સંગ્રામ કરવો જોઇએ? એનો ઉત્તર એ છે, કે સ્વતંત્રતાના સંગ્રામના વાસ્તવિક અર્થને અને તેના તરફ પ્રવૃત્ત કરનારી પુરાણી શક્તિને ઘણા ઓછા લોકો સમજે છે; અને એ ઓછી સમજશક્તિનું વિચિત્ર ફળ આપણે જોઈ રહ્યા છીએ. એકજ પક્ષના લોકો પોતાના આદર્શ અને કાર્યક્રમની બાબતમાં મહાન્ અને ગંભીર ભેદથી છૂટા પડી ગયા છે.

(૨)

હું મારી માતૃભૂમિમાં જોઈ રહ્યો છું કે કાર્યનાં પરિણામથી તેનાં સાધનોને સારાં અથવા નરસાં બતાવવાનો સિદ્ધાંત સર્વત્ર યોજવામાં આવ્યો છે. નિન્દનીય કૂટનીતિનો ઉપયોગ કરવા માટે એક પક્ષ બીજા પક્ષને માથે દોષ ઢોળે છે, પણ એવા ઉપાયો કામે લગાડવાથી જો નામોશીભર્યો વિજય પ્રાપ્ત થાય તો તેનાથી લેશ પણ સંકોચ થતો નથી, અને તેથીજ સ્પષ્ટ બાબતો કહી નાંખવાની ખાસ આવશ્યકતા છે. **જે યુદ્ધમાં શુદ્ધ સાધનોથી કામ કરવામાં આવતું નથી તેમાં વિજયને પરાજયથી પણ વિશેષ કલંકિત કરી નાંખવામાં આવે છે.** એ વાત હું સ્પષ્ટપણે કહી રહ્યો છું, કારણ કે આપણે બ્રિટિશ રાજ્યથી જૂદા પડવાના પક્ષમાં છીએ. હું દલીલ પણ સાંભળી રહ્યો છું કે જો બની શકે તો અંગ્રેજોની શક્તિનો નાશ કરવા માટે આપણે કોઈ વિદેશી રાષ્ટ્ર સાથે સંધિ કરી દેવી જોઇએ, પછી ભલે તે રાષ્ટ્ર બીજા દેશની સ્વાધીનતાને નષ્ટભ્રષ્ટ કરવામાં મચી રહ્યું હોય. જો દેશ પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રૂપે બીજી જાતિની સ્વાધીનતાનું હરણ કરીને સ્વતંત્ર બને તો યુગોથી અત્યાચાર ઉપર જે શ્રાપોનો વરસાદ વરસે છે તે તેના શિર ઉપર પણ વરસશે.

હું સમજું છું કે આપણે નીચ ઉપાયોથી સ્વાધીનતા મેળવી શકીએ તેમ છીએ. અને તેથીજ આપણે આપણી નીતિની ઘોષણા કરવી જોઇએ ને આપણે સમજવું જોઇએ, કે આપણે ક્યાં ઉભા છીએ? હું તો એજ સિદ્ધાંતને પકડીને ઉભો છું કે **આત્મિક પરાજયનું મૂલ્ય મોટામાં મોટો શારીરિક વિજય પણ ચુકવી શકતો નથી.** જે પક્ષ એનાથી વિરૂદ્ધ છે તે પક્ષ મારો થઈ શકતો નથી.

(૩)

અમારી સ્વાધીનતાનો દાવો કેવા પ્રકારની ખાનદાની ઉપર છે? બાલકોના સ્વાભાવિક ઉત્સાહ અને વૃદ્ધોના અનુભવ પર. પ્રથમ જ્યારે બાલકો ભણીને શાળાને સદાને માટે છોડે છે ત્યારે તેમની ઉમ્મર વીસ વર્ષની અન્દર હોય છે, અને તે વખતે દરેક મનુષ્ય અને દરેક વસ્તુની વિરૂદ્ધ આક્રમણ કરવાને તે તૈયાર હોય છે, તીખી વાતો કરવામાં આનંદ માને છે, અને સ્વાધીનતાની બાબતમાં સામી છાતીએ પુષ્કળ વાતો કરે છે; પણ એવી મોટી મોટી વાતો કરવાથીજ તે સંતોષ પામી જાય છે, અને ત્યાર બાદ બાલ્યાવસ્થા ચાલી જાય છે. આપણી સ્થિતિની સારી રીતે પરીક્ષા કરવાને આપણે મેદાનમાં આવીએ છીએ, સંસારમાં આપણું નિયત કાર્ય ગ્રહણ કરીએ છીએ, કેટલાંયે વર્ષો સુધી સંસારનો અનુભવ લઈએ છીએ. જીવનના કઠોર સંગ્રામમાં પડીએ છીએ અને ઘોર સંકટો સહન કર્યા બાદ આપણે સ્થિરતા મેળવીએ છીએ. જ્યારે આપણું હૃદય ગંભીર બાબતોમાં પેસવાને માટે સદા ઉત્સુક રહે છે ત્યારે એટલું પણ યોગ્ય રીતે આપણને નહીં સમજાતું હોય કે આપણે પરાક્રમની

વાતો કરીએ છીએ. આપણી વાતોમાંથી સત્યનો ધ્વનિ નીકળવો જોઈએ. એ બે કારણો ન હોત તો ક્વચિતજ કોઈ મનુષ્ય વ્હાલી માતૃભૂમિને માટે મરી ફીટવાને તત્પર થાત.

(૪)

અમારી પ્રબળ ઇચ્છા છે કે અમારો આત્મા ઉન્નત હોવો જોઈએ. અને એજ કારણથી અમે સ્વાધીનતાનો દાવો કરીએ છીએ. સાંસારિક ઉન્નતિ અમારે માટે મુખ્ય વિષય નથી. જીવનસંગ્રામને માટે પ્રભુએ મનુષ્યને કેટલીક આત્મિક અને શારીરિક શક્તિઓ આપેલી હોય છે. શક્તિઓનો વિકાસ કરવામાં અને યોગ્યતાપૂર્વક કર્તવ્ય બજાવવામાં એનો પૂરેપૂરો ઉપયોગ કરવો એ મનુષ્ય તથા સમાજને માટે અત્યંત જરૂરનું છે. સ્વાધીન રાષ્ટ્રમાં પ્રત્યેક મનુષ્યની અને સમાજની પરિપૂર્ણ ઉન્નતિ કરવાને માટે સહજ રીતે પરિસ્થિતિ મળી આવે છે; પણ પરાધીન રાષ્ટ્રમાં એનાથી ઉલટુંજ બને છે. જ્યારે એક દેશ બીજા દેશને પોતાને આધીન રાખે છે ત્યારે આધીન દેશનું સામ્પત્તિક અને નૈતિક બળ નાશ પામે છે અને લૂટફાટનો શિકાર બનવાથી તેની સમ્પત્તિ ચૂસાઇ જાય છે. વિજયી જાતિ પોતાની સત્તા દૃઢ કરવાને માટે દૂષિત આચરણોનો વ્યવહાર ચલાવે છે અને તેનાથી વિજયી જાતિનું નૈતિક અધઃપતન થાય છે. એ નૈતિક અધઃપતનથી રાષ્ટ્રને બચાવવા માટે ગુલામી સામે લડવું પડે છે. **ગુલામી દેશમાં દુર્ગુણ ખીલે છે અને ફળે છે. જે માણસ એ બાબત સારી રીતે હૃદયમાં પચાવે છે તેને એની સામે લડવા સિવાય અન્ય ચારો રહેતો નથી. ગુલામીની સાથે આપણે સલાહ કરી શકતા નથી.** રાજ્યના શાસનકર્તાઓનું કર્તવ્ય એ છે કે, પ્રજાના ઉત્તમોત્તમ ગુણોનો ઉત્કર્ષ કરવો. વિદેશી શાસન ઘૃણિતમાં ઘૃણિત દોષોની વૃદ્ધિ કરવામાં સહાય કરે છે. આપણા ઈતિહાસમાં એનાં ઘણાં ઉદાહરણો મળી આવે છે. જ્યારે રાજકુટુંબના માણસો અહીં પધારે છે ત્યારે પોતાના શાસનની જડ મજબૂત કરનારાઓ ઉપર જાગીરી અને ખિતાબોની વર્ષા કરે છે એટલે કે જે રાષ્ટ્રહિતનો ઘાત કરે છે તેમના ઉપર કૃપાદૃષ્ટિ કરવામાં આવે છે. જરા વિચાર તો કરો. જે લોકોનું સન્માન કરવું જોઈએ તે એવા લોકોની તુલનામાં કાંઈ પણ વિસાત વિનાના સમજવામાં આવે છે કે જેઓ નિન્દાને પાત્ર હોય છે. દુરાચારી રાજનીતિજ્ઞોમાં પણ કેટલાક સદ્‌ગુણો છુપાઈ રહેલા હોય છે. સ્વતંત્ર રાષ્ટ્ર એ સદ્‌ગુણોને જાગૃત કરીને તેનો ઉત્કર્ષ કરે છે પણ વિદેશી સરકાર નીચ વૃત્તિઓનો ઉપયોગ કરીને તેને માનપાનની ઉપાધિઓ આપે છે. એવાં પ્રલોભનથી અનીતિ વધે છે. માણસ દેવના નથી. ઉત્તમમાં ઉત્તમ પરિસ્થિતિમાં પણ ઉચિત કાર્યો કરવાનું તેને મુશ્કેલ લાગે છે. જ્યારે ખરાબ કામો કરવાને માટે ચારે તરફથી પ્રલોભન મળે છે ત્યારે તેનામાંનો નીચ ભાવો એની મેળે પ્રકટ થવા માંડે છે. દેશનું સૌભાગ્ય છે કે આપણામાંથી અધિકાંશ એ ખરાબ પ્રભાવને વશ થતા નથી, કિન્તુ આપણો વિશ્વાસ આપણા ઉચ્ચ આદર્શોને પાછા ધકેલે છે. આપણે આદર્શોની અવગણના કરવા લાગ્યા છીએ. આપણામાં સદ્‌વૃત્તિઓ રહે છે પરંતુ આપણે તેને વિકાસ પામવા દેતા નથી. પ્રત્યેક માણસનું હૃદય મહાન અને સુંદર આદર્શને માટે ઉત્સુક રહેવું જોઈએ, કિન્તુ જે ભૂમિને સર્વ રીતે જકડી લેવામાં આવી છે અને જે બરબાદ થઈ ગઈ છે ત્યાં એ બાબતની આશા રાખવી તે નિરાશાની ખાઈમાં પડવા બરાબર છે. **સ્વતંત્રતાના દાવાનો ગૂઢ અર્થ એ છે કે બળપ્રયોગથી અમારી આત્મશક્તિને કોઈ પણ દબાવી શકતું નથી.**

(૫)

જો અમારે ઉદ્દેશ વેર લેવાનો હોય તો સર્વથી ઉત્તમ નીતિ એ છે કે, આપણે જ્યાં છીએ તેવાજ રહેવું. સામ્પ્રત સ્થિતિમાં અમારો દેશ ઈંગ્લાંડને માટે ભયનું ઘર છે, એ વાત સિદ્ધ કરવાની જરૂર નથી; કારણ કે ઈંગ્લાંડ પોતાની મૂર્ખતાથી અમને શાન્ત કરવાના વારંવાર પ્રયત્નો કરીને પોતે એ વાતનો સ્વીકાર કરી રહ્યું છે. જો ઈંગ્લાંડ આનંદમાં રહી શકતું હોય તો અમારી તે શી દરકાર રાખે? **જો આપણે ઇંગ્લાંડથી જુદા પડવાના ઉદ્યોગમાં સફળ થઇશું તો આપણા કરતાં વધુમાં વધુ લાભ ઇંગ્લાંડનેજ થશે. એ વાત આશ્ચર્ય પમાડનારી** લાગે છે પણ તે સર્વાંશે સત્ય છે. એની સત્યતામાં જરા પણ વધઘટ થતી નથી કારણ કે અંગ્રેજલોક આ વખતે એને પિછાણે છે અથવા એનું મૂલ્ય જાણે છે. આપણા દેશની સૈનિક શક્તિ આ વખતે હાસ્ય ઉપજાવે તેવી છે. સ્વા-

.ધીન આયર્લાંડ એને સુધારશે. શત્રુના આક્રમણની વિરુદ્ધ પોતાના સૈન્યબળની વૃદ્ધિ કરશે, અને તેથી આયર્લાંડ તરફથી ઉભા થનાર શત્રુઓથી ઈંગ્લાંડ બચી જશે. મારી સમજ પ્રમાણે એવો કોઈ મૂર્ખ નહીં હોય કે જે એવો વિચાર કરે કે સ્વતંત્ર આયર્લાંડ કોઈપણ પ્રકારના હેતુ વિના બીજાની સાથે લડાઈ કરશે. અમે નિષ્પક્ષ રહીશું; અમારી બુદ્ધિ અમને નિષ્પક્ષ બનાવી રાખશે અને અમારો સત્યપ્રેમ અમને લડાઈઓથી દૂર રાખશે.

સ્વાધીન રાષ્ટ્રપર એવી જાતની જોખમદારી હોય છે કે તેણે બીજા રાષ્ટ્રની સ્વાધીનતાના શત્રુ ન બનવું. **સર્વજાતીય સ્વાધીનતા સાર્વભૌમિક રક્ષાનો પંથ નિષ્કંટક કરે છે.** તો પણ એ સત્ય છે કે, જ્યાંસુધી જગતમાં જુલ્મી સરકાર છે ત્યાંસુધી એક પણ રાષ્ટ્ર—પછી તે ગમે તેટલું ભલું હોય તોપણ—જગતની સ્થિતિ સુધારી શકતું નથી. તોપણ તેનું કર્તવ્ય છે કે પોતાનું રાજકાજ એવી રીતે ચલાવવું જોઈએ કે તે સાર્વભૌમિક સ્વતંત્રતા અને બંધુત્વને અનુકૂળ થાય. આશ્ચર્યજનક હોવા છતાં પણ ઉત્તમ વાત તો એ છે કે, ઈંગ્લાંડ સાથેનો સંબંધ તૂટી જવાથીપછી પણ આપણી તેનાથી કામચલાઉ મિત્રતા રહી શકે છે, કારણ કે આયર્લાંડનો કોઈ પણ નિવાસી એટલો મૂર્ખ નથી કે જે સદાને માટે ઈંગ્લાંડ સાથે લડવા ઈચ્છે. **અમારી સ્વાધીનતાના સંગ્રામના નિર્મળ હેતુનું પ્રમાણ એ છે કે અમારી સ્વતંત્રતા શત્રુને હાનિ કરવાને બદલે તેની ઉપર ઉપકારક થઇ પડશે.** જો અમે શત્રુને હાનિ પહોંચાડવા માગતા હોત તો અમારે આજકાલની હાલતમાં અર્થાત્ હમેશને માટે ભયભીત રહેવું જોઇએ. અમને એવા અવસરો પણ મળે છે; પણ તે અમને કદાચજ સુખી બનાવી શકે. યોગ્ય રીતે વિચાર કરવામાં આવે તો માલમ પડશે કે કેટલાયે દેશોને સ્વતંત્ર **બનાવવા છતાં પણ સ્વાધીનતાનું કાર્ય પૂર્ણ થતું નથી. સ્વાધીનતા વડે સર્વ જાતિઓમાં સામ્ય, અને જગતમાં સાચું બંધુત્વ સ્થાપિત થવું જોઇએ.**

(૬)

મેં પુષ્કળ વિચારને અન્તે લખ્યું છે, કારણ કે કોઈ પણ આ પ્રબંધનો અર્થ સમજવામાં ભૂલ ન કરે. મારૂં પ્રયોજન સ્પષ્ટ છે.

અમારો અંતરાત્મા અમને સ્પષ્ટપણે બતાવી રહ્યો છે કે અમે વ્યક્તિ તથા રાષ્ટ્રનો ઉદ્ધાર ન કરી શકવાથીજ હવા વિના રીબાઈ રીબાઈ ને ગુંગળાઇ રહ્યા છીએ. જો આપણે આગળ નહીં વધીએ તો અવશ્ય આપણે નીચે પડવું પડશે. સ્વતંત્રતાનો પ્રશ્ન અમારે માટે જીવન-મરણનો પ્રશ્ન છે. એમાંજ અમારા આત્માનો મોક્ષ છે. જો સમસ્ત જાતિ સ્વતંત્રતા મેળવવાને કટિબદ્ધ થાય તો સુખ તો અમારી સામેજ ઉભેલું છે. અમારો મહાન વિજય ચોક્કસ છે. જો કે થોડા લોકજ સત્ય પ્રતિજ્ઞા લે છે, છતાં પણ યુદ્ધક્ષેત્રમાં તેઓએ મચ્યા રહેવું જોઇએ. તેઓ મનુષ્યત્વના જન્મસિદ્ધ અધિકારને માટે લડી રહ્યા છે. ઘણા લોકોનો એ સ્વત્વને મટાડવાનો અધિકાર નથી તેમજ તેનો નાશ કરવાની પણ તેઓમાં શક્તિ નથી. **અત્યાચારી લોક સત્યના એ સૈનિકો પર જુલમ ગુજારી શકે છે, એમને દેશનિકાલ કરી શકે છે, એમને ફાંસી પર લટકાવી શકે છે, પણ સ્વતંત્રતાનો નાશ કરી શકતા નથી. સ્વાધીનતાની રક્ષા કરવાને લશ્કરી ટુકડીની, તેમજ મહાપુરુષોની ઘોષણાની જરૂર હોતી નથી.** હા! કવિઓએ સદા એનો મહિમા ગાયો છે, અને અન્તે અસંખ્ય લોકો એનો સ્વીકાર કરશે. **ફક્ત એકજ વ્યક્તિ સ્વતંત્રતાની રક્ષા કરી સિદ્ધ કરી શકે છે કે, મનુષ્યને એનાથી કોઇ અલગ કરી શકતું નથી.** અને ભૂલેચૂકે પણ એવા એક માણસની કદિ પણ હાર થતી નથી. અને તેથીજ સ્વાધીનતા તથા સત્ય સદા અમર રહ્યાં છે.

આયર્લાંડની એવી દશા કદિ પણ થઈ નથી કે આખા દેશમાં માત્ર એકજ માણસ સ્વતંત્રતાનો ભક્ત રહ્યો હોય. અને એવી દશા થઈ શકે પણ નહીં. અમે સદીઓથી બીજા કોઇનું આધિપત્ય સ્વીકારવાને ઇચ્છિત રહ્યા નથી. પ્રસ્તુત સંગ્રામનો વાસ્તવિક અર્થ એવો છે કે, એની આધ્યાત્મિકતાથી તથા એ જ્ઞાનનાં ઉચિત સાધનોથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવી, મનુષ્યજાતિમાં ભ્રાતૃભાવ ફેલાવવાને માટે ઉદ્યોગ કરવો, અને દરેક દેશવાસીએ પોતાનું કર્તવ્ય એવી રીતે બજાવવું કે જે ઘણા લોકોની ઉપેક્ષા કરીને પણ સત્યનું અવલંબન કરે. જેના ઉપર બહુમતનો વિરોધ કરવાનું કઠીણ કામ આવી પડે છે તેને ઘણો ભાર વ્હેવો પડે છે, પણ જેઓ એ જાણવા છતાં પણ એમાં ગરકાવ રહે છે તેનો વિજય ઘણા લોકોને

એવા પ્રિય આદર્શ તરફ લઈ જાય છે કે જેની તેને ખબર પણ હોતી નથી. તે પોતાના આદર્શને લીધે ગુપ્ત રૂપથી તિરસ્કૃત થઈ પ્રકટમાં ભ્રમપૂર્ણ સિદ્ધાંત ફેલાવવાનો ગુનેહગાર ગણાઈને, આપત્કાળમાં અચળ રહીને, કદિ પણ હાર ખાધા સિવાય, કદિ પણ હતાશ થયા સિવાય પોતાના થોડાક સદ્યોદ્ધાઓના આવનારા શુભ દિવસને માટે ઉત્સાહિત બનીને મંદસ્થિતિમાં અભિષ્ટને સિદ્ધ કરતાં કરતાં લડતો રહે છે. જો એ સ્વતંત્રતાના થોડાક સૈનિકોએ યુદ્ધમાં ખપી જાય તો પ્રાણાર્પણ કરતી વખતે પોતાના આદર્શની ઉચ્ચતા દુનિયા સમક્ષ ઉર્જ્વળ રૂપમાં પ્રગટી જાય છે તેઓનાં બલિદાનથી દેશ તેના તરફ ચારગણો આકર્ષાય છે, અને જે દેશને જાગૃત કરે છે તથા આદર્શની રક્ષા કરે છે તેની સત્યતા સિદ્ધ થઈ જાય છે. તેની સમસ્ત જાતિના અવાજની વિરૂદ્ધ જે વખતે તે એકલો ઉભો થાય છે તે વખતની સત્યતા પણ સિદ્ધ થઈ જાય છે. જે વખતે મેદાનમાં તે પોતાના પ્રાણની આહૂતિ આપે છે તેજ વખતે તે સમસ્ત જાતિનું ભૂષણ બની જાય છે.

## સંબંધવિચ્છેદ

### (૧)

જ્યારે અમે બ્રિટિશ સામ્રાજ્યથી જૂદા પડવાને એ દલીલ રજુ કરીએ છીએ કે "સંબંધ તૂટવા છતાં પણ અમારો દેશ પરિપૂર્ણ ઉન્નતિ કરી શકશે અને એનાથી ઈંગ્લાંડ સાથે અમારી પાકી સલાહ થઈ શકશે" ત્યારે અમારા શત્રુઓમાં નાના પ્રકારના ભાવો દૃષ્ટિગોચર થાય છે. કેટલાક લોકો તપી જઈને અને આવેશમાં આવી જઈને વિચાર કરે છે અને પોતાના પક્ષનુંજ ધ્યાન રાખીને એમ માને છે કે, આ નરમ અથવા વિનીત પક્ષ પર આક્ષેપ કરવામાં આવ્યો છે. બીજા લોકો એ બાબત ઉપર પુષ્કળ વિચાર કરે છે, કિન્તુ પોતાના અંતઃકરણમાં એમ માને છે કે અમે વૈજ્ઞાનિક રૂપથી એની આલોચના કરી રહ્યા છીએ. અને હાસ્ય દ્વારા એ પ્રશ્નની ગેરસમજ પોતાના દિલમાંથી બહાર કાઢે છે. આપણા જ દેશના નરમ તથા સ્વતંત્ર દળ સાથે વર્તમાન સમયમાં એ વિષય પર લડવું એ ઠીક નથી; તો પણ એ લોકોને લીધે આપણાં દિલ તૂટવાં જોઈએ નહીં, કારણ કે એ લોક પણ પ્રજાની સાથે ખેંચાઈને આપણી સાથે આવશે. એવો એક શુભ દિવસ જ્યારે આવશે ત્યારે એક મહત્ કાર્યથી અથવા એક વીરોચિત બલિદાનથી દેશના ચેતનમાં વિજળીની ઝડપ આવી જશે, અને પ્રજા પોતાની કુંભકર્ણી નિદ્રા અને દુરાગ્રહનો એકાએક ત્યાગ કરશે અને સત્ય, વીર તથા સાધુ રૂપથી સ્વતંત્રતાની જય બોલાવતી આગળ વધશે. આપણે એ શુભ મુહૂર્તને માટે પ્રયાસ કરવો જોઈએ, અને તેને માટે તૈયાર રહેવું જોઈએ.

### (૨)

બ્રિટિશ સામ્રાજ્યથી બહાર નીકળવાના પ્રશ્ન પર બારીક આલોચના કરવાવાળા સજ્જનોના ભાવોને માટે કેટલેક અંશે આપણે પણ દોષિત છીએ. કારણ કે આપણે એ સમજાવવાનો કદિ પણ પ્રયત્ન કર્યો નથી કે, સંબંધવિચ્છેદની નીતિ ઉત્તમ અને બુદ્ધિમાનોની છે. આપણે અત્યાર સુધી વિચ્છેદની નીતિને આપણો અધિકાર સમજીને હૈયા સાથે લગાડી રાખી છે, એને માટે લડાઈ કરી છે, આત્મત્યાગ કર્યો છે અને પ્રતિજ્ઞા કરી છે કે, પ્રાણ જતાં પણ એને પ્રાપ્ત કરીશું, કિન્તુ આપણે જીવનવિજ્ઞાનમાં એનું નિર્દીષ્ટ સ્થાન સમજ્યા નથી. કદાચ દાર્શનિક વિચાર કે એના પર વધુ વિચાર ન કર્યો હશે તો પણ એક ત્રુટી તેણે આપણને સમજાવી છે. આપણે પણ એ પ્રશ્નમાં ઉંડા ઉતરીને વિચાર કરવો જોઈએ—ઉપર ઉપરથી નહીં પણ તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરવો જોઈએ. દર્શન અને વિજ્ઞાન એવાં સત્યની ઘોષણા કરે છે કે સમસ્ત જગત્ અખંડ અને અવિરોધી છે અને જ્ઞાનની વૃદ્ધિ સાથે એવા નિયમો શોધાશે કે જેનાથી વિશ્વની વ્યવસ્થા અને એકતાનું વધુ નિરૂપણ થઈ જશે. તેથી જો આપણે વિચ્છેદવાદના પક્ષને ઉચિત રીતે સિદ્ધ કરવા માગતા હોઈએ તો આપણે બતાવી આપવું જોઈએ કે એ વિચ્છેદ અમારા રાષ્ટ્રીય જીવનમાં સામ્ય, એકતા તથા ઉન્નતિનો પ્રચાર કરશે, જગતનાં અન્ય રાષ્ટ્રોમાં આપણને યોગ્ય સ્થાન અપાવશે અને આપણા રાષ્ટ્રીય ઉદ્દેશને પૂર્ણ કરવામાં સહાયતા કરશે કે જેનાથી આપણે સ્વાધીનતાના સંગ્રામમાં સદા એવો વિચાર સામે રાખીશું કે એ મહાન આદર્શ અમારા ઉદ્યોગની પ્રતીક્ષા કરી રહ્યો છે.

( ૩ )

આ શ્રેષ્ઠ સંકલ્પ કે જે, અમારા જીવનનું સર્વસ્વ છે, જે અમારી સામે કઠોર કર્તવ્ય નક્કી કરે છે, જેનો અર્થ આત્મબલિદાન, પરમ પ્રયાસ, વર્ષો સુધી ધૈર્ય અને સંભવતઃ ઉદ્દેશસિદ્ધિ પહેલાં જ મૃત્યુને આલિંગન છે તે સંકલ્પ એટલો શક્તિશાળી થવો જોઇએ, કે એની સત્યતા એ સિદ્ધાંતને સ્પષ્ટ કરવાથી પ્રમાણિત થઇ જાય. જે એના નિયમનમાં છે અને જે એનું ઔચિત્ય બતાવે છે તે સિવાય અન્ય રીતે અમે એને માટે આત્મસમર્પણ કરી શકતા નથી. હવે અમે સ્પષ્ટ રીતે બતાવીશું, અને તેનાથી માલુમ પડશે કે એ નીતિ દેશવાસીઓમાં નૂતન પ્રાણનો સંચાર કરનારી તથા તેને ઉત્તેજન આપનારી છે. પણ એના પર વિચાર કરતાં પહેલાં આપણે એવા દુરાગ્રહોને તિલાંજલિ આપવા તૈયાર રહેવું જોઇએ કે જે ચિરકાળથી આપણા દિલમાં જડ઼ ઘાલીને બેઠા છે, અને જો આપણે એમ કરવા ન માગતા હોઇએ તો સત્યને પણ આપણે તિલાંજલિ આપવી જોઇએ.

એ કાર્યમાં આગળ વધતાં આપણો ઉત્સાહ પણ વધતો જશે અને જ્યારે એ બાબત સદા આપણે ધ્યાનમાં રાખીશું કે સ્વતંત્રતાનું ધ્યેય સર્વ જાતિને માટે સુખ તથા મોક્ષ પ્રાપ્ત કરવાં એ છે, અને દેશને,—નહીં કે સ્વાર્થમાં ડૂબેલા એનાજ કોઇ ન્હાના ભાગને માટે અધિક મનોરમ નિવાસસ્થાન બનાવવું તે છે—તો અન્તે અવશ્ય આપણે વિજયી થઇશું.

એ વિચારથી આ વિષય સર્વ વિચારશીલ પુરૂષોને માટે મહત્વપૂર્ણ તથા ચિત્તાકર્ષક બની જાય છે. અમારી ટીકા કરનાર એના પર હાસ્ય કરી એને ટાળી દે છે તે પણ ઉત્સુકતાથી એના પર વિચાર કરવા માંડશે, છતાં તેનો વિશ્વાસ એના પર બેસશે નહીં. તે ઉજ્જડ થયેલી જન્મભૂમિ તરફ આંગળી બતાવી શત્રુના બળની સાથે એની તુલના કરીને એવું પ્રતિપાદન કરવા માગે છે કે આપણા વિચારો ઉત્તમ છે પણ તે માત્ર સ્વપ્ન છે. તો પણ તેના દિલમાં આપણી કોઇ કોઇ વાત ઉતરી છે. અને એ પણ આપણને એક પ્રકારનો લાભ જ છે.

( ૪ )

આપણા વૈજ્ઞાનિક આલોચકો દેશની ઉજ્જડ સ્થિતિ દેખાડીને એક સાધારણ ભૂલ કરે છે; અને તે એ કે, તે હેતુ વિના માની લે છે કે, દેશભક્તો માતૃભૂમિના ભલાને માટે જે મહેનત ઉઠાવે છે તેનું ફળ તેમને પોતાના જ જીવનકાળમાં મળી જવું જોઇએ. એ નિઃસંદેહ અસત્ય વાત છે. મનુષ્યજીવનની ગણત્રી વર્ષોથી કરવામાં આવે છે. ભુલેલાં રાષ્ટ્રનું કાર્ય ભવિષ્યમાં તેને પૂર્ણાવસ્થાએ પહોંચાડવાને માટે હાથ ધરવામાં આવે છે. દેશભક્તે એવા ધ્યેયને માટે આત્મબલિદાન કરવા તૈયાર રહેવું જોઇએ કે જેની પ્રાપ્તિ બીજી પેઢીએ થાય.

જુઓ, વ્યક્તિ પોતાના જીવનનો કાર્યક્રમ કેવી રીતે નક્કી કરે છે? બાલ્યાવસ્થા તથા કિશોરાવસ્થામાં તે એવી તૈયારી કરે છે કે જેનાથી તેની યૌવનાવસ્થા અને પ્રૌઢાવસ્થા તેના જીવનનો સર્વશ્રેષ્ઠ યુગ થઈ શકે. શરીર હૃષ્ટપુષ્ટ હોય, મન સબળ હોય, જેનાથી બુદ્ધિ નિર્બળ ન બને; ઉદ્દેશ મહાન રહે અને ઉચ્ચ આકાંક્ષા હૃદયમાં વાસ કરે; તથા એ ગુણોની સિદ્ધિ એક નક્કી કરેલા મહાન કાર્યની સફળતા દ્વારા પ્રાપ્ત કરી શકાય. જે માણસે પોતાના જીવનના પ્રારંભનો ભાગ સારી રીતે વ્યતીત કર્યો હોય અને શક્તિનો સંચય કર્યો હોય તેની પ્રૌઢાવસ્થા ઉત્તમ બની રહે છે. પ્રારંભમાં ખેતર તૈયાર કરવામાં આવે છે અને પછી તેમાં બી વાવવામાં આવે છે, કે જે યોગ્ય સમયે પૂર્ણાવસ્થાએ પહોંચે છે, તેમજ જાતિને પણ તે લાગુ પડે છે. આપણે પૂર્ણ ઉન્નતિને માટે પ્રથમ ક્ષેત્ર તૈયાર કરવું જોઇએ અને પછી તેમાં બી વાવવું જોઈએ. આપણે એ વાત ધ્યાનમાં રાખીને દેશના કાર્યમાં પ્રવૃત્ત થવું જોઈએ કે, જાતિની અભિલાષા એક પેઢીમાં નહીં પણ કેટલીયે પેઢીઓ પછી પૂરી થાય છે; એનો આનંદ ભવિષ્યની પેઢીઓ ભોગવશે. આ ઉપરથી એનો અર્થ એવો નથી થતો કે, આપણે આપણા ધ્યેયને દૃષ્ટિ બહાર રાખીને નિરૂત્સાહી તથા આનંદરહિત બની જઈને કામ કરવું. આપણે આપણા જીવનમાં એ આશાસ્થાનપર પણ પહોંચી શકીએ છીએ, પણ હજુ સુધી આપણે એના સર્વ મહાન ચમત્કારોનો આ ક્ષુદ્ર જીવનમાં પત્તો લગાડી શક્યા નથી; એ આનંદના દિવસ કોણ જાણે ક્યાંય

યુગમાં આવે. કેટલાક લોકો કે જેઓ આપણા એ મહાન વિજયનો ઉત્સવ ઉજવનારા છે તેમજ આપણી પૂર્ણ સ્વતંત્રતાને સ્થાપિત કરનારા છે તેઓ કદાચ જીવતા નહીં રહે તોપણ તેઓ બદલો પામ્યા વિના રહેવાના નથી. કારણકે તેમને ભાવિ વિજયનાં દર્શન થયા વિના રહેતાં નથી. જ્યારે જાણી જોઈને એવા ભવિષ્યને માટે પરિશ્રમ કરવામાં આવે છે ત્યારે આત્મા ઉન્નત બને છે. જ્યારે અમે સમજીએ છીએ કે અમારા ઉદ્દેશને પ્રજાએ સારી પેઠે સમજીને ગ્રહણ કર્યો છે ત્યારે એ ઉદ્દેશનો નાશ અત્યાચાર કરી શકતો નથી. અમારા દેશનું ભાગ્ય રચાઈ ગયું છે, તે અને તેની સ્વાધીનતા અચળ રહેશે એ જાણીને શું આત્માને ઓછો આનંદ થશે ? એવા એક નેતાની વિરુદ્ધ આક્ષેપો કરવામાં આવે છે છતાં પણ તેનું હૃદય તો આનંદમાંજ મગ્ન રહે છે અને તે તેને અનહદ ઉત્સાહ પ્રેરે છે, અને અન્તે સિદ્ધ થઈ જાય છે કે તે નેતાજ બુદ્ધિમાન છે. તેના વિચારો ભૂતકાળના સંબંધમાં વધારે સ્પષ્ટ બને છે, પોતાના સમયમાં છૂપાયલાં સત્યનો તે પત્તો મેળવે છે અને જીવનના શ્રેષ્ટ અનુભવ સાથે સત્યની તુલના કરી કામ પાર પાડે છે, અને તેનાથી એની સત્યતા પ્રમાણિત થઈ જાય છે, કારણકે અન્તે તેનું કાર્ય પ્રકટ થઈ પરિપક્વ બને છે એટલુંજ નહીં, પણ સેંકડો ગણું ફળરૂપ બને છે. તે ટૂંક સમયમાં ફળ ન આપે પણ જ્યારે તે નેતા પોતાના પ્રાણની આહૂતિ આપે છે ત્યારે તુરતજ તેનો મહિમા દિગન્તમાં ફેલાઇ જાય છે. તેનું જીવન આદર્શ બને છે, કારણકે તેનો પ્રાણ ધર્મયુદ્ધમાં ગયો છે. તે થોડા વખતનું બલિદાન આપી અનંતકાળની સેવા કરી રહ્યો છે; તે મહાત્માઓની સંગતિ કરી સ્વર્ગમાં ચાલ્યો ગયો છે અને તેથી તેનું નામ સદાને માટે સ્મરણીય બની રહે છે.

(૫)

આ સર્વ વાંચી ગયા બાદ પણ લોકો આજકાલની બીષણ દશાને જોઈ રહેશે અને એવી હીન સ્થિતિથી હોશકોશ ગુમાવીને કહેશે કેઃ—“ બ્રિટિશ સામ્રાજ્યની તાકાત જુઓ અને તે સાથે આપણી બરબાદ હાલત તરફ દૃષ્ટિ કરો. તમારી સર્વ આશાઓ નિરર્થક છે.” તેમને હું કહીશ કે “ એ શુદ્ધ સત્યને ધ્યાનમાં રાખો કે જાતિઓ જીવિત રહે છે. પણ સામ્રાજ્ય ક્યાં છે ? આજના સામ્રાજ્યની અંદર પણ તેનાં નાશનાં બીજ રોપાઇ રહેલાં છે. જે જાતિઓએ પ્રાચીન સામ્રાજ્યને સ્થાપતાં તથા રાજ્ય કરતાં જોયાં છે એના વંશજો આજ પ્રતિનિધિ બનીને અહીં વિદ્યમાન છે. પરન્તુ એ જાતિઓને જે અત્યાચારી શાસકો સાથે પાનાં પડયાં હતાં તે શાસકો તો મરી ગયા છે અને તેમને કેટલાયે ઊંડા દાટી દેવામાં આવ્યા છે. જાતિઓ જીવતી રહી અને સામ્રાજ્યો ઉખડી ગયાં. જગતની વર્તમાન જાતિઓના વંશજો પણ જ્યારે સામ્રાજ્ય સત્તાને માટે લડી રહ્યું હોય છે ત્યારે યે જીવતા રહે છે અને સામ્રાજ્ય માટીમાં મળી જાય છે. અમારૂં અસ્તિત્વ કાયમ રહેશે અને અમારા કાર્યની સફળતાનું પરિણામ અમારા ભાવિ પદનું એ ગૌરવ બતાવશે કે માતૃભૂમિ પ્રત્યે અમારી કેટલી ભક્તિ હતી. ”

(૬)

શુ સર્વ દળોના વિચારશીલ પુરુષોની એ અભિલાષાં નથી કે અમારી આ લાંબી લડાઈનો અન્ત આવી જાય, અને પ્રતિષ્ઠાપૂર્વક સ્થાયી સલાહ થઈ જાય ? એ સલાહની શાન્તિથી દેશમાં નવો પ્રાણ આવે છે અને દેશ પોતે તે વ્યક્ત કરે છે. એ શાન્તિનાં સંગીત, કલા અને કાવ્યસ્વતંત્રતાના આલ્હાદને અનુપમ આનંદની સાથે પ્રવાહિત કરે છેઃ અમારા આજકાલનાં દમનનાં સાક્ષી સ્વરૂપ, એ અગાધ સાહિત્યજ્યોતિને મેળવીને તેને પ્રકાશિત કરે છે. અમે એ સર્વ સ્વપ્ન જોઈ રહ્યા છીએ, કારણકે જ્યાં સુધી બ્રિટિશ સામ્રાજ્ય સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રહેશે ત્યાં સુધી આપણે કોઈને કોઈ બાબતમાં પરાધીન રહીશુંજ. એનો પ્રતિવાદ કોઈ પણ કરી શકશે નહીં. એવો કયો મૂર્ખ આશા રાખે કે જ્યાં સુધી બ્રિટિશ સામ્રાજ્યની આધીનતા રાખનારો સંબંધ કાયમ છે ત્યાંસુધી બ્રિટિશ પાર્લામેન્ટની સાથે અમારે અથડાઅથડી નહીં થશે? કદાચ કોઈ એવો હોય તો તે સંસારનો બિનઅનુભવી અને જગતના ઈતિહાસનો અનભિજ્ઞ હોવો જોઈએ. એ સંબંધમાં બે સ્વાર્થો છૂપાઈ રહેલાં છેઃ એક અંગ્રેજ લોકોનો અને બીજો આપણો. અને એ બન્ને સ્વાર્થો એક બીજાની વિરુદ્ધ છે.'

વિચાર કરો ! યુરોપના દરેક રાષ્ટ્રના સંકીર્ણ અને

ઉદાર દળોમાં કેવા કલહકંકાસ થાય છે. એક દળની આંખોમાં બીજા દળના વિચાર છળકપટથી ભરેલા, શંકાજનક અને પરસ્પર વિરુદ્ધ દેખાય છે અને એ દળો કોઇપણ રીતે સહમત થતાં નથી. કોઇ કોઇ વખત તો તેઓ એકબીજા ઉપર વિશ્વાસઘાતનો દોષ ઢોળે છે. એઓમાં કદી પણ સલાહ થઇ શકતી નથી. એવી સ્થિતિમાં જ્યારે એ જાતિનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, જ્યારે પ્રન્ત દળમાં વિભક્ત થતી નથી પણ જાતિઓમાં વહેંચાય છે ત્યારે સન્ધિની આશા શી રીતે રાખી શકાય? એ આશા ફોગટ છે. એ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે આપણી જાતિ એથી ભિન્ન નથી કે આપણે 'ગેલિક' વંશના છીએ; આપણે એટલા માટે ભિન્ન છીએ કે આપણા દેશ ભિન્ન ભિન્ન છે અને આપણે માનવજાતિના ભિન્ન ભિન્ન પરિવારોથી બનેલા છીએ. કદાચ જો આપણે સર્વ અંગ્રેજોના વંશજો હોત તો પણ આપણામાં ભેદ તો રહેતજ. એનું ઐતિહાસિક ઉદાહરણ અમેરિકાનું સંયુક્ત રાજ્ય છે; અને તેનાથી મારું કથન સહજ રીતે સમજી શકાય તેમ છે.

કોઈ માણસના પુત્રો મોટા થઇને પિતાથી પોતાનું અલગ ઘર માંડી જુદા રહે તો પણ તેઓનો પોતાના પૂર્વજો તરફ સદૈવ પ્રેમ હોય છે. પણ જો તેમનો પિતા પોતાના પુત્રના ગૃહસ્થાશ્રમમાં હસ્તક્ષેપ કરવા ઇચ્છે અને તેમનાં કાર્યને પોતાની ઇચ્છા પ્રમાણે કરાવવા માગે તો તે વખતે પિતાપુત્ર વચ્ચે ટંટો ઉભો થાય છે. એ વિષયપર અધિક કહેવાની આવશ્યક્તા નથી. આયર્લૅંડના સર્વ લોકો અંગ્રેજોના વંશજ હોય અને એ સંબંધથી ઈંગ્લાંડ એવો દાવો કરે કે ઈંગ્લાંડને આયર્લૅંડ સાથે સંબંધ રહેશે અને ઈંગ્લાંડનું આધિપત્ય આયર્લૅંડ ઉપર રહેશે, તો તુર્તજ લડાઇ ઉભી થાય -અને તેનું એકજ પરિણામ આવે કે, આપણો સંબંધ વિચ્છેદ થઇ જાય.

આપણે ગમે તે જાતિના હોઇએ, તો પણ ઈંગ્લાંડની સાથે સ્વભાવતઃ પડોશી બનીને રહી શકીએ તેમ છીએ. પણ અંગ્રેજોએ આપણને દગો દેવાનું અને આપણા ઉપર જુલમ ગુજારવાનુંજ પસન્દ કર્યું છે તેથી હમણાં એવી સ્થિતિ થઈ ગઈ છે કે કેટલીયે પેઢીઓ સુધી પરસ્પરમાં સદ્‌ભાવ રહેવા છતાં પણ જુલમની સ્મૃતિ ભૂંસાય એમ લાગતું નથી. હું પુનઃપુનઃ એ વાત કહું છું કે કામચલાઉ સન્ધિના વિષયમાં આપણા વિચારો અસ્પષ્ટ ન રહેવા જોઇએ. **જ્યાંસુધી પરાધીનતાનો દૃશ્યનો પણ સંબંધ રહેશે ત્યાંસુધી શાન્તિ રહી શકવાની નથી.** એ સંબંધનો પ્રતિરોધ પ્રકટ કરવાને તથા એને હાકલ દેવાને અમારા મનુષ્યત્વનું તેજ પ્રદીપ્ત થઇ ઉઠશે. ઈંગ્લાંડ સાથે સંબન્ધવિચ્છેદ તથા સમાનતાજ મિત્રતાનો સંબંધ ફરી સ્થાપન કરી શકે છે, બીજી કોઈ પણ બાબત શાન્તિ સ્થાપન કરી શકે તેમ નથી. કારણ કે માનવચરિત્રનો ઇતિહાસ એજ સાક્ષી પૂરે છે, કે વ્યક્તિગત ઉન્નતિથી જ સર્વસાધારણોમાં સદ્‌ભાવ ફેલાય છે.

અમે ભલા પડોશી થઈ શકીએ છીએ અને તે સાથે ભયંકર શત્રુ પણ બની શકીએ છીએ; અમારા પરંપરાના શત્રુને હવે વધુ સમય અમારી પડખે રાખી અમે આનંદથી રહી શકતા નથી. વર્તમાન સમય અમારે માટે આશાપ્રદ છે. અમારું ભાવિ પ્રગતિ તરફ જઇ રહ્યું છે. અમે ધારેલું પ્રાપ્ત કરીશું. આપણે લાયક નીવડીએ એવો પ્રયત્ન કરવો જોઇએ.

(૭)

આપણે એ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે આપણે કાંઇ અયોગ્ય ન મેળવીએ; ખરી રીતે તો આપણને એ વાતનો ભારી અંદેશો જ છે. જો આપણી સ્વાધીનતા પ્રાપ્ત કરવામાં, દેશને સમૃદ્ધ કરવામાં, ભવિષ્યને ઉન્નત કરવામાં આપણે અન્ય રાષ્ટ્રોની ભૂલોથી શિખ ન લઇએ અને મહાશક્તિના અભાવે આપણું જીવન ઉન્નત ન બનાવીએ તો આપણે એક ઉત્તમ અવસરને હાથથી ગુમાવી દઈશું, અને ઇતિહાસના પૃષ્ટમાં આપણે નિષ્ફળ લેખાઇશું. આજ સુધી બાહ્ય વિચારની દૃષ્ટિથી આપણે નિષ્ફળ ગણાતા આવ્યા છીએ, અને તેથીજ સેંકડો વર્ષ સુધી સ્વતંત્રતાના સંગ્રામને ચાલુ રાખવો એ આપણો જાજ્વલ્યમાન વિજય છે. **મેદાન સર કરવા છતાં પણ જો આપણે જીતનો દુરૂપયોગ કરીશું તો છેવટે આપણી હારજ થશે.**

એક વખત આપણે યુરોપના અગ્રણી હતા. સ્વાધીનતાને સારી રીતે ઉપલબ્ધ કરીને આપણે પુનઃ એકવાર તેના માર્ગદર્શક બનીશું. આજકાલ જેવી રીતે ઈંગ્લાંડ, ફ્રાંસ તથા જર્મની ઉપર કોઈનો દાબ નથી તેવી રીતેજ આપણે પણ એ દાબમાંથી છૂટવા માગીએ છીએ, બીજું કાંઈ

પણ માગતા નથી. એ ભ્રમથી આપણે ચેતતા રહેવું જોઈએ, આપણે એ ભ્રમથી પણ બચી જવું જોઈએ કે આપણે કોઈ પણ પ્રકારની સ્વાધીનતા સુધી પહોંચી જઈએ તોજ આપણે મનુષ્યોચિત જીવન વ્યતીત કરવાનો આરંભ કરી શકીએ. પણ એ ભ્રમમાં ફસેલા આપણે આપણી જીવનચર્યાની બાબતમાં વિશેષ સાવધાન રહી શકતા નથી. એ ભ્રમની વિકટ છાયા આપણા પંથને અન્ધકારમય બનાવી દે છે અને સુન્દર મનુષ્યજીવન અને આપણી વચમાં પડદો નાખી દે છે. એ ભ્રમને પણ આપણે એવા ભીષણ જીવન તરફ ઘસડી શકીએ કે જેણે સંસારમાં આજદિન સુધી ઉથલપાથલ મચાવી મુકી છે, અને એનાથી પણ આપણે સાવધાન રહેવું જોઈએ. હું એમ નથી કહેતો કે, આપણે, ધનવાન-નિર્ધન, માલિકમજૂર વિગેરેના ઝગડા આજને આજ પતાવી દેવા જોઈએ, કિન્તુ મારા મતની દરેક વ્યક્તિએ સમજવું જોઈએ કે તેનું કર્તવ્ય ઉચ્ચ વિચારયુક્ત તથા ઉદારચરિત બનેલું છે. આપણે એ પણ વિચારવું જોઈએ કે આપણા સાથીઓ આપણને ઠગવાને માટે નહીં, પરન્તુ ભાઈની માફક આપણી સહાનુભૂતિ પ્રાપ્ત કરવાને માટે તથા અવનત દશાને ઉન્નતિએ પહોંચાડવાને માટે આપણી પડખે ઉભા છે.

**સ્વરાજ્ય, સાધારણ તંત્ર અને અરાજક તંત્ર પણ અમારો ઉદ્ધાર કરી શકતાં નથી. અમારી સ્વતંત્રતા, અમારાં શુદ્ધ હૃદય અને મહાન આદર્શ દ્વારાજ પ્રાપ્ત થઈ શકશે. એજ તત્વ જ્ઞાન છે અને એનો પ્રચાર કરવાની અત્યંત આવશ્યક્તા છે.**

અમે આ સમયે કોઈની પણ અવગણના કરવા માગતા નથી, કારણ કે અમારૂં આજનું કામ અમારાં ભાવિ જીવનનો નિર્ણય કરશે. જો સ્વાધીનતાના આ સંગ્રામમાં આપણે સાવધાન ન રહીશું તો ભવિષ્યમાં આપણે નિર્મળ રહી શકીશું નહીં. હું એવા ઘણા લોકોને ઓળખું છું કે જેઓ ઉદાર ચારિત્ર તરફ ઉદાસ હોતા નથી; કિન્તુ એવી આશંકાથી તેઓ ઉદાસ બને છે કે, શુદ્ધ જીવન અમારાં કાર્યમાં અડચણ નાંખશે અને સફળતાને અસંભવિત બનાવી દેશે. નિષ્ઠુરો નૈતિક જીવનથી ડરે છે. આપણે એવો વિચાર કરીને આપણી ભૂલો સુધારી લેવી જોઈએ કે, સમય આપણને અનુકૂળ થઈ રહ્યો છે; આપણા દેશની શક્તિ વૃદ્ધિ પામી રહી છે અને શત્રુનાં મજબૂત કાંડાંબાવડાં ઢીલાં થઈ રહ્યાં છે.

પ્રજા દાવાદાવાથી અધિકાર લેવામાં સંતોષ પામતી નથી. તેની શક્તિ પોતાનાં સ્વત્વોને પ્રાપ્ત કરવા માટે અધિકાધિક વૃદ્ધિ કરી રહી છે, અને તે એને માટે ઉપયુક્ત હથિયારોથી સુસજ્જિત છે. આપણાજ વખતમાં આપણે બહુ આગળ વધી ગયા છીએ. એકજ ઘટના એ બાબતને સ્પષ્ટ કરે છે. વીસથી પણ વધારે વર્ષોથી માતૃભાષા તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવામાં આવતું હતું, અને આજે એનો ઉદ્ધાર કરવાનાં આન્દોલન એટલાં પ્રબળ બની ગયાં છે કે રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલયમાં એને આવશ્યક પાઠ્યવિષયોમાં રાખવી પડી છે. એ શુભ ચિન્હને જોવાં છતાં પણ કોઈના મનમાં શું હજી પણ સન્દેહ રહે છે કે સમય સ્વાધીનતાનો માર્ગ નથી બન્યો અને આપણે વિજય તરફ કૂચ નથી કરી રહ્યા?

એમાં મને લેશ પણ સન્દેહ જણાતો નથી કે અમે સ્વાધીનતા લઈશું, પણ મને એ બાબતનો સમ્પૂર્ણ ભરોંસો નથી કે અમે એનો સદુપયોગ કરી શકીશું. કારણ કે જગતમાં સર્વત્ર જોવામાં આવે છે કે એ સ્વાધીનતાનો કેટલો બધો શોચનીય દુરૂપયોગ થઈ રહ્યો છે. આપણો એ સુનિશ્ચય હોવો જોઈએ અને આપણે એ બાબતનું બીડું ઉઠાવી લેવું જોઈએ કે અમારો ભાવિ ઈતિહાસ કોઈ પણ તાત્કાલિક રાષ્ટ્રથી ઓછો ગૌરવપૂર્ણ ન બને. નિઃસંદેહ અમે સમૃદ્ધિ વધારવાની ચેષ્ટા કરીશું પણ અમારી ઉત્કટ ઈચ્છા આદર્શ બનવાની રહેશે.

અમે અમારી શક્તિ વધારીશું—બીજા દેશોને ગુલામ બનાવવાને માટે નહીં પણ તેમની સાથે ભ્રાતૃભાવની વૃદ્ધિ કરવાને માટે અને જગતની નિર્બળ જાતિઓની રક્ષા કરવાને માટે. અમે અમારી પોતાની સંસ્થાઓનું ગૌરવ વધારીશું- એને માટે નહીં કે તેનાથી રાષ્ટ્રની સ્થિરતાનું માપ થાય, પણ નાગરિકોનાં સુખની વૃદ્ધિ કરવાને માટે, અને ત્યારેજ અમે પ્રાચીન કાળનાં જેવાં યુરોપના માર્ગદર્શક બનીશું. અમે સમસ્ત દુનિયાની અર્થલોલુપતા, નિષ્ઠુર શાસન તથા ઈર્ષ્યાપૂર્ણ અને ક્રૂર રાજનીતિનાં દુઃસ્વપ્નોને ઉડાડી દઈશું. સંસાર અમારાથી જાગ્રત થયેલા આત્માઓને તથા નવીન અને સુન્દર આદર્શને જોઈને આશ્ચર્યમાં મગ્ન થઈ જશે અને અમે રાષ્ટ્ર-નાવ વાસ્તવિક સ્વાધીનતા પર રાખીશું જે સદા સહીસલામત રહેશે.*

ટેરેન્સ મેકસ્વીની

---

*આયર્લંડના શહીદ દેશભક્ત ટેરેન્સ મેકસ્વીનીના Principles of Freedom નામના પુસ્તક પરથી અનુવાદ: અનુવાદ વાદકર્તા: અંબેલાલ સવરામભાઈ દેસાઈ.

# નવી રાજસભાઓ

ઇસ્વીસન ૧૯૨૩ ની સાલ ખતમ થઇ અને ૧૯૨૪ ની સાલ બેઠી. આ ગયા વરસના છેલ્લા માસમાં બનેલા બેત્રણ બનાવોમાં અતિ મહત્વનો બનાવ તે પ્રજાકીય ચૂંટણીનો છે. હિંદ, મિસર, ઈંગ્લાંડ ત્રણે દેશના રાષ્ટ્રીય મંડળોમાં નવી ચૂંટણી થઈ અને રાજકીય કામકાજ કરનાર બદલાયા; આ ફેરફારને શાંત દૃષ્ટિથી વિલોકવાની અને તેનો અર્થ સમજવાની જરૂર છે. હિંદમાં પણ પ્રજાકીય રાજ્યતંત્ર સર્વ તરફથી રાજકાજના સર્વોત્તમ સાધન તરીકે સ્વીકારાયું છે. બ્રિટિશ નરકેસરીએ જાહેર કર્યું છે કે જવાબદાર રાજ્યતંત્ર સ્થાપી હિંદને બ્રિટિશ મહારાજ્યના એક અંગભુત તરીકે સંસ્થાનોની હારમાં એકસરખે દરજ્જે ઉભું રહેવું સ્વીકારવું એ બ્રિટિશ રાજ્યનીતિનું અંતિમ ધ્યેય છે. સામી બાજુથી પ્રજાકીય પક્ષવાળાઓ સ્વરાજ્ય મેળવવું એટલે હિંદમા વસતી જુદીજુદી જાતીઓ મતધાર કરી પોતપોતાના પ્રતિનિધિઓ દ્વારા રાજકારભારની સત્તા ભોગવે એવો અર્થ કરે છે. એટલે પ્રજાકીય સંસ્થાઓના પ્રકાર અને તેની કામ કરવાની પદ્ધતિનો વિચાર કરી તેનાં નવાં સ્વરૂપો આ વર્ષમાં જોવામાં આવે છે તેનો વિચાર કરવો આવશ્યક થઇ રહ્યો.

૧

ઈંગ્લાંડમાં ગઈ સાલના છેલ્લા માસમાં પાર્લામેન્ટની નવી ચૂંટણી થઈ. એ ચૂંટણી થવાનું કારણ શું હતું? માત્ર એકજ વર્ષ ઉપર ચૂંટણી થઇ હતી અને તે પછી પાર્લમેન્ટના કાયદા પ્રમાણે ૭ વર્ષ સુધી પાર્લમેન્ટનું જીવન ચાલે છે. છતાં પાર્લમેન્ટ બરખાસ્ત કરવામાં શું હેતુ હતો એ જાણવું જરૂરનું છે. આગલે વર્ષે પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી ચૂંટણી કરતી વખતે કન્ઝર્વેટિવ પક્ષના વડા મિ. બોનર લૉએ પોતાના પક્ષ તરફથી જાહેર કર્યું હતું કે જો ચૂંટણીમાં તેમનો પક્ષ સબળ થાય તો તેઓ ઈંગ્લાંડને બીજાં પરદેશી રાજ્યો સાથે અથડામણમાં આવવા ન દેવાની રાજનીતિ અખ્તિયાર કરશે અને રાજ્યની અંદરના સવાલોમાં દેશમાં આવતા માલ ઉપર જકાત નાંખવાના સવાલને તેઓ હાથ લગાડશે નહીં. આ વચન આપવાનો ખાસ હેતુ એ હતો કે છેલ્લાં પચીસ વર્ષથી કન્ઝર્વેટિવ પાર્ટીમાં એક પક્ષ એવો અભિપ્રાય ધરાવે છે કે બ્રિટિશ સામ્રાજ્યનાં જુદાંજુદાં અંગોના સંગઠન માટે ઇમ્પીરીઅલ પ્રેફરન્સ યાને પસંદગીની જકાતની નીતિ અખ્તિયાર કરવી જરૂરની છે, જ્યારે બીજો પક્ષ ફ્રી ટ્રેડ યાને સ્વતંત્ર વ્યાપારની રાજનીતિને વળગી રહેલ છે. એટલે આ બે પક્ષને એકત્ર રાખી બન્નેને સંમત હોય એવીજ રાજનીતિ અખ્તિયાર કરવી એ કન્ઝરવેટિવ પાર્ટીની ફરજ થઈ પડી હતી. પરંતુ ચૂંટણી પછીના એક વરસના અરસામાં સ્થિતિ એવી આવી કે કન્ઝર્વેટિવ પ્રધાનમંડળની શાંત બેસી રહેવાની રાજનીતિથી ગાડું આગળ ચાલે એમ ન રહ્યું, અને એ પ્રધાનમંડળને તુરતના સવાલના નિવેડા માટે નવી રાજ્યપદ્ધતિનો વિચાર કરવાની ફરજ પડી. યુરપીય રાજ્યનીતિના સવાલોમાં ટર્કી સાથે સુલેહ થઈ અને તે એકંદરીતે સંતોષકારક થઈ. પણ તે કરવાનો યશ લૉર્ડ કર્ઝન અથવા કન્ઝર્વેટિવ પક્ષને ન મળ્યો. જર્મની સામેની રાજનીતિમાં ફ્રાન્સ અને બેલ્જીયમની સાથે ઈંગ્લાંડ ન રહી શક્યું અને ન જર્મનીના પક્ષમાં ભળી શક્યું, એટલે જર્મનીને મિત્ર કર્યા વગર ફ્રાન્સ બેલ્જીયમની ઉદાસીનતા પેદા કરી. અમેરિકાએ પોતાની તટસ્થવૃત્તિ કાયમ રાખી; અને ઈંગ્લાંડમાં સર્વથી મોટો સવાલ એ હજારો કામ વગરના મજૂરોને રોજી આપવાનો થઇ રહ્યો. મિ. બોનર

લૉ માંદા પડ્યા અને વડા વજીરની જગ્યાએ મિ. બાલ્ડવિન આવ્યા. પણ તેઓ આ સવાલનો નિવેડો લાવવા માટે કોઈ સ્પષ્ટ માર્ગ સૂચવી શક્યા નહીં. એટલે એ મુશ્કેલી દૂર કરવાનો ઉપાય સંસ્થાનોના પ્રધાનોના મળેલા મંડળ સાથે બ્રિટિશ મહારાજ્યની વ્યાપારી રાજનીતિની ચર્ચા કરવામાંથી સૂઝ્યો કે ઈંગ્લાંડની બેકારી મટાડવાનો સર્વથી સરળ માર્ગ દેશાવરથી આવતા માલ ઉપર જકાત નાંખવાની રાજ્યનીતિ અખ્તિયાર કરવાનો છે અને તેથી દેશના ઉદ્યોગોને જોઈતું રક્ષણ મળી શકશે અને એ ઉદ્યોગો ખીલવાની સાથે કારીગરોનો ખપ જાગશે અને એ રીતે બેકારી ઓછી થશે. એ અભિપ્રાય પ્રમાણે શાહી કૉન્ફરન્સમાં સંસ્થાનોના માલને ઈંગ્લાંડ તરફથી ઉત્તેજન આપવાના ઠરાવ મંજૂર થયા અને એ ઠરાવ પ્રમાણે અમલ કરવાને માટે બ્રિટિશ પ્રજાની સંમતિ મેળવવાની જરૂર પડી. ખાસ કરી ગયે વરસે મિ. બૉનર લૉએ આપેલા વચનમાંથી મુક્તિ મેળવવાની મિ. બાલ્ડવિનને ફરજ પડી અને તે માટે તેમણે પાર્લમેન્ટ બરખાસ્ત કરી થોડા સમયમાં નવી ચૂંટણી માટે જાહેરનામાં કાઢ્યાં. અને દોઢમાસના ટૂંકા અરસામાં નવી પાર્લમેન્ટ બોલાવવાની ગોઠવણ કરી. આ પ્રમાણે એક મહત્વના સવાલની સર્વ દૃષ્ટિબિન્દુથી પૂરેપૂરી ચર્ચા કર્યા પછી તેના ઉપર અભિપ્રાય દર્શાવવાની તક આપ્યા વગર ટુંકા સમયમાં ચૂંટણીનું કામ હાથમાં લેવાથી બ્રિટિશ પ્રજાનમત છેડાઈ ગયો અને તેને પરિણામે કન્ઝર્વેટિવ પક્ષ જે લિબરલ અને મજૂર પક્ષ બન્ને ઉપર સારી બહુમતિ ધરાવતો હતો તે તેણે ખોઈ અને એ રીતે કન્ઝર્વેટિવ સત્તાનો અંત આવ્યો. પણ નવી ચૂંટણીનું પરિણામ એવું આવ્યું કે બ્રિટિશ પાર્લમેન્ટમાં પહેલાં કદિ નહોતી બની એવી સ્થિતિ આવી ઉભી રહી. નવી ચૂંટણીને પરિણામે આમની સભામાં જુદા જુદા પક્ષોની સ્થિતિ આ પ્રમાણેની થઈ:

| | |
|---|---|
| કન્ઝર્વેટિવ પક્ષ | ૨૫૮ |
| મજૂર પક્ષ | ૧૯૨ |
| લિબરલ પક્ષ | ૧૫૬ |
| બીજા પક્ષો | ૯ |
| | ૬૧૫ |

આ પ્રમાણે નવી ચૂંટણીમાં કોઈ પણ એક પક્ષને બહુમતિ ન મળવાથી નવી પરિસ્થિતિ ઉભી થઈ. એક તરફ કન્ઝર્વેટીવ પક્ષ અને સામી બાજુ મજૂર પક્ષ અને એ બેની વચમાં લિબરલ પક્ષ એમ થઈ રહ્યું. કન્ઝર્વેટિવ પક્ષે જે રાજનીતિની સંમતિ મેળવવા નવી ચૂંટણી કરાવી હતી તેની સંમતિ તેને ન મળી એ તો સ્પષ્ટ હતું. અને તો પછી એ બીનામાં તેને હરાવનાર સામેના પક્ષના માથે દેશના રાજકારભારની ફરજ આવે, અને એ ફરજ સ્વીકારવાને માટે તે પક્ષે તૈયારી રાખવી જોઈએ. એ પ્રમાણે ચૂંટણીનું પરિણામ બહાર પડ્યું કે તરત મજૂર પક્ષના વડા મિ. રામ્સે મેકડોનલ્ડે જાહેર કર્યું કે આ નવી સંસ્થિતિમાં દેશનો કારભાર ચલાવવાનું તેના પક્ષને માથે આવે તો તે જવાબદારી સ્વીકારવા પોતે તૈયાર છે; અને તે પ્રમાણે પ્રધાનમંડળ રચવા માટે પોતાના પક્ષના સભાસદો સાથે મસલત ચલાવવા માંડી. પાર્લમેન્ટ મળી ત્યારે શહેનશાહના ભાષણના જવાબમાં મજૂર પક્ષના સભાસદ મિ. ક્લાઈન્સે સુધારો રજુ કર્યો કે શહેનશાહના પ્રધાનમંડળ ઉપર આમની સભાનો વિશ્વાસ નથી અને ચાર દિવસની ચર્ચાને અંતે તે સુધારો મંજૂર રહ્યો. આ પરથી મિ. બાલ્ડવિને શહેનશાહ પાસે પોતાનું રાજીનામું રજુ કરી પોતાને બદલે રાજકારભારની જવાબદારી માટે મજૂર પક્ષના વડા મિ. રામ્સે મેકડોનલ્ડનું નામ રજુ કર્યું અને શહેનશાહે તેમને બોલાવી વડા પ્રધાનનું સ્થાન લેવાની માગણી કરી. મિ. રામ્સે મેકડોનલ્ડે પોતાને માગણી થયા પછી ચાર કલાકની અંદર પોતાના પ્રધાનમંડળનાં નામ રજુ કર્યાં અને તે પ્રમાણે નીમણૂક જાહેર થઈ. એ રીતે ઈંગ્લાંડમાં પ્રધાનમંડળનો ફેરફાર થઈ કન્ઝર્વેટિવ અમલને બદલે મજૂર પક્ષના અમલની શરૂઆત થઈ.

આ પ્રમાણે પરમ શાંતિથી જાણે કાંઈ જ અવનવું બન્યું ન હોય તેમ ઈંગ્લાંડમાં આ ફેરફાર થયો અને પ્રજાએ તે એવાજ રૂપમાં સ્વીકાર્યો, અને છતાં આ ફેરફાર અંગ્રેજી રાજ્યતંત્રમાં ક્રાન્તિકારક ( revolutionary ) ગણી શકાય એવો થયો છે એમાં શક નથી. તેનું આ સ્વરૂપ સમજવા માટે જરા ઇતિહાસમાં નજર નાંખવાની જરૂર છે. ઈંગ્લાંડના રાજ્યતંત્રમાં સૈકાઓથી મુખ્ય સત્તા આમની સભાના હાથમાં રહી છે. અને આમની સભામાં વ્હીગ અને ટોરી–કન્ઝર્વેટિવ અને લિબરલ વગેરે નામના બે વર્ગની વચ્ચે ઉપરાઉપર આ રાજ્યતંત્ર ચાલે છે. પણ આ બન્ને પક્ષો અમીર

વર્ગ અને નાના જમીનદાર વર્ગના પ્રતિનિધિ હતા. ધીમે ધીમે ચૂંટણીનાં ધોરણમાં સુધારા થવાની સાથે એમાં વચલા વર્ગના વેપારીઓ અને ધંધાદારીઓનો ચૂંટણી કરનાર વર્ગમાં ઉમેરો કરવામાં આવ્યો, પણ છતાં ચૂંટણીની બધી સત્તા દેશની ઉજળી વર્ણના હાથમાં રહી હતી; બીજી તરફથી યાંત્રિક સંચાઓની શોધથી નવાં નવાં કારખાનાંઓ સ્થપાતાં હતાં જેમાં હજારો મજૂરોને રોજી મળવાથી તેઓ શહેરોમાં એકઠાં થતાં હતાં અને તેમાં ગીચ વસ્તી, મજૂરીના લાંબા કલાકો અને દારૂની બદીની અસર નીચે દુઃખ અને દરિદ્રતાના ભોગ થઈ પડતા હતા. તે અરસામાં બીજી તરફથી અર્થશાસ્ત્રના સિદ્ધાંતો પોકારી પોકારીને કહેતા હતા કે દેશની સંપત્તિનાં કારણો ત્રણ: જમીન, મૂડી અને મજૂરી. આ ત્રણ અંગોમાં જમીનના માલેક મોટા જમીનદારો હતા અને મૂડીના માલેક લાખેસરી શેઠીઆઓ હતા, જ્યારે મજૂરો બિચારાની સ્થિતિ હાલહવાલ હતી: આ શિક્ષણની અસર એ થઈ કે મજૂરવર્ગ પોતપોતાનાં મંડળો ( trade-unions ) સ્થાપવા અને રાજકીય હક માગવા પ્રવૃત્ત થયો. ઈ. સ. ૧૮૬૭ ના પાર્લમેન્ટના સુધારાના બિલમાં મજૂરોને પણ ચૂંટણી માટે હક મળ્યા ને હકનો ઉપયોગ કરી મજૂરવર્ગે પોતાના પ્રતિનિધિ તરીકે પોતામાંથી ચૂંટી કાઢેલ મજૂરને આમની સભાના સભાસદ તરીકે મોકલવાની પેરવી કરવા માંડી અને લાંબા વખતના પ્રયત્ન પછી ઈ. સ. ૧૯૦૬ ની ચૂંટણીમાં મજૂર પક્ષને એક સ્વતંત્ર પક્ષ તરીકે પહેલી ફતેહ મળી. એ સાલમાં નવી ચૂંટણીમાં મજૂર પક્ષના ૪૦ સભાસદો ચૂંટાયા અને ત્યારપછીની બે ત્રણ ચૂંટણીમાં એ પક્ષની સંખ્યા લગભગ એટલીજ રહી. યુરોપીય વિગ્રહ પછી ઈંગ્લાંડમાં દરેક ઉમર લાયક પુરુષ અને સ્ત્રીને ચૂંટણીનો હક મળ્યો અને તેથી મજૂર પક્ષના મત ધરાવનારાઓની સંખ્યામાં ઘણો વધારો થયો અને તે પ્રમાણમાં તેઓના પ્રતિનિધિઓ પણ વધ્યા. અને લિબરલ પક્ષની હાર એટલી સજ્જડ થઈ કે સરકારી પક્ષની સામે સૌથી મોટા વિરુદ્ધપક્ષ (Front opposition Bench) ના નેતા તરીકે મજૂર પક્ષના વડાને સ્થાન મળ્યું. આથી આ વરસની ચૂંટણીને પરિણામે જ્યારે કન્ઝર્વેટિવ પક્ષની રાજનીતિ નામંજૂર થઈ ત્યારે ધોરણ પ્રમાણે રાજેનશાહે એ પક્ષના વડા તરીકે મિ. રામ્સે મેકડોનલ્ડને પ્રધાનપદ લેવાની માગણી કરી અને તેમણે તે સ્વીકારી; પરંતુ એ બાબત સમજવામાં એટલી વાત યાદ કરવાની છે કે મજૂર પક્ષ એ માત્ર ૧૮ વર્ષથી હસ્તીમાં આવ્યો છે; તેને રાજકારભારનો અનુભવ નથી અને તે પક્ષની રાજનીતિ કેટલીક બાબતમાં આજસુધી ચાલી આવતી રાજનીતિથી એટલી બધી ભિન્ન છે કે દેશના મોટા વર્ગને એ પક્ષના અમલ માટે ચિંતા રહે છે; તેનું એકજ ઉદાહરણ બસ થશે. યુદ્ધને અંગે થયેલા ગંજાવર કરજને પહોંચી વળવા માટે જે જુદીજુદી યોજનાઓ બહાર પાડવામાં આવી હતી તેમાં મજૂરવર્ગ તરફથી એવી યોજના હતી કે ૫૦૦૦ પૌન્ડથી વધારે મૂડી જેટલા ધંધામાં રોકવામાં આવી હોય તે બધા ધંધા ઉપર તેમની મૂડીના પ્રમાણમાં કર નાખી તેની ઉપજ વડે દેશનું કરજ ફેડવું. અને આની અસર એટલે સુધી થઈ હતી કે દેશના મૂડીવાળા પોતાની મૂડી પરદેશ ચડાવી દેવાની પેરવી કરવા લાગ્યા હતા; પણ ચૂંટણીને પરિણામે જો કે મજૂર પક્ષ પ્રધાનપદે આવ્યો છતાં તેઓની સંખ્યા એટલી ઓછી છે કે પોતાની રાજનીતિ પાર પાડવી તે તેમના એકલાની સત્તામાં નથી. એટલે તેટલે અંશે તેમણે પોતાની રાજનીતિમાં ફેરફાર કરવો પડશે જ અને એ જ્ઞાનથી આ ફેરફાર હાલ તુરતને માટે અટક્યો છે.

નવી ચૂંટણીથી ઉભી થયેલ પરિસ્થિતિને રાજ્યક્રાન્તિનું સ્વરૂપ આપવામાં આવે છે તે બિના સમજવા જેવી છે. જગતનો ઇતિહાસ કહે છે કે રાજાના અને પ્રજાના હિતમાં વિરોધ છે અને તે માટે રાજસત્તા કાં તો રાજાના હાથમાં અથવા પ્રજાના હાથમાં રહેવી જોઈએ. રાજાના હાથમાં રહેલી સત્તાનો દુરુપયોગ થતાં પ્રજાએ જ્યારે જ્યારે તે સત્તા હાથમાં લીધી છે ત્યારે ત્યારે રાજાએ અને તેમને મદદ કરનાર અમીર વર્ગે પોતાના જાન ખોયા છે, સંપત્તિ ગુમાવી છે, અને દેશમાં થોડાઘણો વખત અંધાધુંધી પણ ચાલી છે એમ ફ્રાન્સ, જર્મની, રશિયા વગેરે બધા દેશોનો અનુભવ સાક્ષી પૂરે છે. એથી વિરુદ્ધ ઈંગ્લાંડમાં રાજા કાયમ છે અને છતાં રાજસત્તા પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં છે. આ પ્રતિનિધિઓ અમીર વર્ગના અને ઉપલા મધ્યમ વર્ગમાંથી ચૂંટાતા હતા; તે સત્તા આજે સામાન્ય મજૂરવર્ગના હાથમાં ગઈ છે અને છતાં આખા

દેશે તે જાણે સામાન્ય બનાવ હોય તેમ સ્વીકારી લીધી છે એ કાંઇ નાનીસૂની બિના નથી. સામાન્ય પ્રજાવર્ગના અભિપ્રાય સમજવા માટે એક ઉદાહરણ બસ થશે. નવા પ્રધાનમંડળમાં મિ. ટોમસ સંસ્થાનખાતાના પ્રધાનપદ પર નીમાયા તે વર્ણવે છે કે પોતાની નીમણુક થયા પછી જ્યારે તે પોતે સંસ્થાનખાતાની ઓફિસમાં પોતાના વર્ગનાં સામાન્ય કપડાંમાં ગયા ત્યારે દરવાજા પરના પટાવાળાએ તેમને પૂછ્યું કે "તમે કોને મળવા જાઓ છો ?" મિ. ટોમસે જવાબ આપ્યો કે "હું સંસ્થાનખાતાનો પ્રધાન છું" ત્યારે તે પટાવાળાએ એક બીજા પટાવાળા તરફ ફરી કહ્યું કે "આ પણ કોઈ યુદ્ધમાં તોપોના ધડાકાની અસરથી ગાંડો થઈ ગયેલ ઇસમ જણાય છે !" સામાન્ય પ્રજાવર્ગનો આ અભિપ્રાય હતો તો મજૂરવર્ગનો પોતાનો અભિપ્રાય પણ શરૂઆતમાં કંઈ જૂદો નહતો. મજૂરવર્ગના પ્રતિનિધિ તરીકે પ્રથમ ચૂંટણીમાં ફતેહ થનાર મિ. જોન બર્ન્સ હતો. તે મૂળ એક કડીઓ હતો અને પછી ધીમેધીમે વધતાં વધતાં તે પાર્લમેન્ટનો સભાસદ થવા શક્તિમાન થયો હતો. પોતાની ચૂંટણી પછી પાર્લમેન્ટમાં દાખલ થયા પછી તે પોતાના મતદારોની સભા સમક્ષ પોતાના શરૂઆતનો અનુભવ કહેતાં નવાઇની વાત તરીકે પહેલી વાત તેણે એ કરી કે મને બધાએ પોતામાંના એક તરીકે બિલકુલ આનાકાની વગર મિત્રતા અને પ્રેમથી આવકાર આપ્યો. એટલે તે સમય સુધી માલેકો અને મજૂરો વચ્ચે એટલો બધો અણબનાવ હતો કે મજૂરો એમજ સમજતા કે માલેકો અમારા દુશ્મન છે અને અમારી પાસે મજૂરી કરાવી પેટપૂરતું માંડ અમને આપે છે. આવા જુલમગાર માલેકોના બનેલા પ્રતિનિધિમંડળમાં તેઓની મરજી વિરુદ્ધ એક મજૂરવર્ગનો માણસ દાખલ થવા પામે તો તેઓ તેથી વધારે ચ્હીડાવાના અને ગુસ્સે થવાના તેને બદલે જ્યારે બધાએ જોન બર્ન્સને મિત્ર તરીકે સ્વીકાર્યો ત્યારે તેનો તે ભ્રમ દૂર થયો અને એ રીતે પ્રજાના જુદાજુદા વર્ગો વચ્ચેની ગેરસમજ દૂર થતી જાય છે. મિ. ટોમસ કહે છે કે મજૂર પક્ષના હાથમાં રાજકારભાર આવવાથી ઘણા જણના મનમાં ચિંતા પેઠી હતી, પરંતુ છેલ્લા યુદ્ધમાં બ્રિટિશ શહેનશાહતને બચાવવાનો ભારે બોજો ઉચકવામાં રાજમહેલ અને અમીરોનાં આલીશાન મકાનોમાંથી યુવાનો આગળ આવ્યા હતા તેટલાજ પ્રમાણમાં ગરીબમાં ગરીબ ઘર અથવા ઓરડીમાં રહેનાર મજૂરવર્ગમાંથી પણ આવ્યા હતા; એ બધાના ભેગા આત્મભોગથી બ્રિટિશ શહેનશાહત ટકવા પામી છે. પ્રધાનમંડળમાં મારી નીમણુક મેં મગરૂરી અને ઉપકાર વૃત્તિથી સ્વીકારી છે—મગરૂરી એટલા માટે કે આજે હું તે દિવસ યાદ કરી શકું છું. જ્યારે હું નાનો નવ વરસનો એક માત્ર ચિઠ્ઠીચપાટી લઇ જનાર પટાવાળો હતો; અને ઉપકાર વૃત્તિ એટલા માટે કે આ મહારાજ્યના તંત્રમાં ગઇ કાલનો એન્જીન સાફ કરનાર તે આજે પ્રધાનપદ પર આવી શકે છે. આવા વિશાળ પ્રજાકીય પાયા ઉપર આ બ્રિટિશ રાજ્યતંત્ર રચાયલું છે.

* * *

આ પ્રમાણે બ્રિટિશ મહારાજ્યના કારભારની જવાબદારી બ્રિટિશ મજૂરવર્ગના પ્રતિનિધિઓના હાથમાં ઇતિહાસમાં પહેલીજ વાર આવી છે. રાજકારભારનો તેમને અનુભવ નથી. એટલે પોતે રાજકારભાર ચલાવી શકે છે એ બતાવી આપવું એ એમની પહેલીજ ફરજ છે, તે સાથે જે સંજોગોમાં મિ. રામ્સે મેકડોનલ્ડ અને તેનો પક્ષ પ્રધાનપદે આવેલ છે તે સંજોગો પણ ધ્યાનમાં લેવા જેવા છે. રાજ્યનીતિના દરેક મહત્વના સવાલમાં તેને આમની સભાની મંજૂરી જોઇશે અને એ મંજૂરી મેળવવા માટે સામા પક્ષના અભિપ્રાયને કેટલે સુધી વજન આપવું વાજબી છે એ બાબત નિરંતર ધ્યાનમાં રાખવાની ફરજ પડશે. અત્યારે મહત્વના સવાલોમાં પસંદગીની જકાતની રાજનીતિ તો આ ચૂંટણીથી રદ થઈ છે. એટલે મુખ્ય સવાલ બેકાર વર્ગ માટે ગોઠવણ કરવાનો અને બીજા યુરોપીય રાજ્યોમાં ઇંગ્લાંડનો મોભો જે છેલ્લાં બે વરસથી પડી ભાંગ્યો છે તેને ફરી પાછો સ્થાપિત કરવાનો છે. મજૂર પક્ષના હાથમાં અત્યારે અધિકાર ભોગવવાની સત્તા નથી, એટલે આ વસ્તુસ્થિતિ લાંબો વખત ચાલી શકશે નહીં. મિ. મેકડોનલ્ડની રાજ્યનીતિનું સૂત્ર રાજકારભાર ચલાવી પોતાની શક્તિની સાબિતી આપવી અને તે સાથે મુખ્ય મુખ્ય સવાલોનું નિરાકરણ લિબરલ પક્ષ વિરુદ્ધ પડી ન શકે એ માર્ગ ઉપર લઈ જવાનું હોઈ શકે. એટલે મજૂર પક્ષના ખાસ સિદ્ધાંતોનો અમલ હમણાં થઈ શકશે નહીં. આવી સંસ્થિતિમાં હિંદી સવાલોની ચર્ચામાં પણ મજૂર પક્ષ પોતાના સ્વતંત્ર અભિપ્રાયને વળગી

ન રહેતાં જે અભિપ્રાય બધા પક્ષને અનુકૂળ લાગે તેજ માર્ગ ગ્રહણ કરી શકે. હિંદી પ્રધાનની નીમણુક કરવામાં મિ. મેકડોનલ્ડનો એજ અભિપ્રાય સ્પષ્ટ દેખાઈ આવે છે. હિંદી પ્રધાન તરીકે કર્નલ વેજવુડ કે મિ. બેન સ્પૂર જેવા હિંદી પ્રજામત તરફ સ્પષ્ટ વળણ ધરાવનાર પ્રધાન નીમવાથી હિંદી સવાલ ઉપર અઘટિત દબાણ થઈ જાત તે અટકાવવા, અને હિંદી સવાલ ઉપર તટસ્થ વૃત્તિથી કામ લેવામાં આવશે તેની, વિરૂદ્ધ પક્ષોને ખાત્રી આપવા માટે હિંદી સવાલોથી બિલકુલ અલિપ્ત એવા પુરુષની નીમણુક કરવામાં આવી છે. આમ થવાથી એકંદરે હિંદના હિતમાં લાભજ થવાનો છે, એમ મારી માન્યતા છે. પણ શરૂઆતમાંથીજ મજૂર પક્ષ અને મિ. મેકડોનલ્ડનાં આગલાં વચનો ટાંકી તે પ્રમાણે અમલ કરવાની તેમની પાસે માગણી કરવી એ એમને અન્યાય કરવા જેવું છે. અને એકંદરે લોર્ડ પીલ હિંદી પ્રધાન હતા અને કન્ઝર્વેટિવ પ્રધાનમંડળ હતું તેના કરતાં આ પ્રધાનમંડળ હિંદના સવાલો માટે વધારે ઉંડી દિલસોઝી ધરાવશે એમાં કાંઈજ શક નથી; કારણ લૉર્ડ સિડનહામ જેવા છેક સામે પાટલે જઈ બેસનાર વર્ગને હવે કોઈ વિશેષ મહત્વ નહીં આપે એ સ્પષ્ટ છે.

૨

ગયા વરસના અંતમાં હિંદમાં પણ નવી ચૂંટણી થઈ અને તેમાં લગભગ બધી સભાઓમાં રાષ્ટ્રીય પક્ષની જીત થઈ છે. હિંદી મતદારોએ આ ચૂંટણીમાં સારો રસ લીધો છે અને બધે સ્વરાજ્ય પક્ષના સામાન્ય પ્રતિનિધિઓ પણ વિરુદ્ધ પક્ષના ગમે તેવા સમર્થ પ્રતિનિધિઓની ઉપર સરસાઈ ભોગવી ફતેહ પામ્યા છે. આ પ્રમાણે સર સુરેન્દ્રનાથ બંગાલમાં, મિ. ચિન્તામણી સંયુક્ત પ્રાન્તમાં, સર ચિમનલાલ અને મિ. પરાન્જપે મુંબઈમાં હાર પામ્યા છે અને બીજી અને ત્રીજી પાયરીના પ્રતિનિધિઓ ચૂંટાતા પામ્યા છે. પરંતુ રાષ્ટ્રીય પક્ષના સભાસદોની જીતની સાથે તેમની જવાબદારીનો સવાલ પણ આવીને ઉભો રહે છે અને એ સવાલનું એ પક્ષ કેવી રીતે નિરાકરણ કરે છે તે ઉપર તેની જીતની કિંમત આંકી શકાશે. પાર્લમેન્ટની પદ્ધતિનો સર્વથી મહત્વનો સિદ્ધાંત એ છે કે દેશના વહીવટના કામમાં બિલકુલ અટકાયત ન થવી જોઈએ. ( The government of the King must be carried on ) એટલે જે પક્ષ પ્રધાનપદે હોય તેને હરાવનાર પક્ષ રાજ્યવહીવટ પોતા તરફથી ચલાવવા માટે તૈયાર હોવાજ જોઈએ. અને તે પ્રમાણે અત્યારે પોતાની બહુમતિ ન હોવા છતાં મજૂરવર્ગે બ્રિટિશ રાજ્યવહીવટની જોખમદારી સ્વીકારી છે. આથી વિરુદ્ધ આપણા દેશની હાલની સ્થિતિની વિચિત્રતા એ થઈ છે કે જે પક્ષને પ્રજાનો મોટો ટેકો મળ્યો છે તે પક્ષનો પ્રથમ સિદ્ધાંત દેશની હકુમતને અશક્ય બનાવવાનો છે. મધ્ય પ્રાન્તની અંદર સ્વરાજ્ય પક્ષની બહુમતિ છે અને તેપરથી ત્યાંના ગવર્નરે એ પક્ષના નેતાને પ્રધાનપદ સ્વીકારવાની માગણી કરી હતી. આ માગણી સ્વીકારવામાં ન આવી તો પછી જે પક્ષ પ્રધાનપદ પર રહે તેને તેના ખાતાનું ચાલતું કામ કરવાની સગવડ કરી આપવી એ એમની ફરજ હતી; તેને બદલે જે પ્રધાનોએ જવાબદારી સ્વીકારી મુશ્કેલીમાં પણ દેશસેવા કરવાનું કબૂલ કર્યું તેઓ ઉપર અણવિશ્વાસનો ઠરાવ ( vote of no confidence ) લાવવામાં આવ્યો. આનું પરિણામ એજ થાય કે પ્રધાનોની જવાબદારીનો જે મુખ્ય સિદ્ધાંત પાર્લમેન્ટરી સંસ્થાઓમાં હસ્તી ધરાવે છે તે અહીં શિથિલ પડી જશે. હિંદી રાજ્યબંધારણ અત્યારે એક અખતરા રૂપ છે. તેમાંથી જવાબદાર રાજ્યતંત્ર ચલાવવામાં હિંદીઓ ફતેહમંદ થાય છે કે નહીં એ તપાસાય છે તેવે પ્રસંગે દરેક દેશહિતૈષીએ પૂર્ણ વિચાર કરીને દરેક પગલું ભરવાનું છે. છેલ્લાં ત્રણ વર્ષના અનુભવથી પૂરવાર થયું છે કે પ્રાન્તોમાં હજી પ્રધાનોની સંયુક્ત જવાબદારી જોઈએ તેવા સ્પષ્ટ સ્વરૂપમાં સ્થાપિત થઈ નથી. ગવર્નરોએ પોતાની નીમણુકને વખતે આપવામાં આવેલી સૂચનાઓ *(Instrument of instruction to Governors)*

નો વાસ્તવિક અમલ કર્યો નથી, એમ ફરિયાદ થાય છે. આ બાબતો ખરેખર ચર્ચાને ને સુધારાને લાયકની છે: પણ તેમાં તો ગયા ત્રણ વર્ષના અનુભવવાળા પ્રધાનપદે હતા એ સભાસદો ઉપયોગી ભાગ લઈ શકે. એવા અનુભવની ગેરહાજરીમાં સ્વરાજ પક્ષ આ વિષયોની ચર્ચા કરી શકવાની સ્થિતિમાં નથી. અને એ અનુભવવાળા વર્ગની સહાનુભૂતિ લીધા વગર માત્ર નકારાત્મક ટીકા અને પ્રવૃત્તિ કરવામાં સ્વરાજ પક્ષ ભૂલ કરે છે એમ અમારી નમ્ર માન્યતા છે. સારા ભાગ્યે વડી ધારાસભામાં પંડિત માલવિયજી, મિ. મહમદઅલી ઝીણા વગેરે જેવા સ્વતંત્ર સભાસદોની સારી સંખ્યા આ વખતે પ્રવેશ પામી શકી છે અને તેઓની ડહાપણભરેલી સલાહનું સ્વરાજ પક્ષ ઉપર વજન પડે છે એવાં સ્પષ્ટ ચિહ્નો જણાય છે. તે સાથે મહાત્માજીનો છુટકારો એ સરકારના દૃષ્ટિબિન્દુમાં પણ કાંઈક આવકારદાયક ફેરફાર સૂચવે છે એટલે નવા વરસની રાજકીય પ્રવૃત્તિ તરફ આપણે આશાવાદી ઉત્સુકતાથી જોવાને શક્તિમાન છીએ. પરમાત્મા એ આશાવાદને ખરો પાડો. આમીન્.

હરિલાલ મા. ભટ્ટ.

# બ્રાહ્મણ અને શ્રમણ સંસ્કૃતિ*

આર્યોએ ઉત્તર હિન્દુસ્તાન જીત્યું તે પહેલાં ત્યાંના મૂળ વતની દ્રવિડ લોકોની એક નિરાળી સંસ્કૃતિ હતી, અને તેમાંથી મહાવીર, બુદ્ધ વગેરેએ સ્થાપેલા શ્રમણ પંથોની ઉત્પત્તિ થઈ એવું કેટલાક આધુનિક વિદ્વાનોનું કહેવું છે. પરન્તુ તેને માટે ઐતિહાસિક પુરાવા મળતા નથી. વર્તમાન સમયમાં સાન્તાળ, ગોંડ વગેરે જંગલી લોકો હયાત છે, પણ તેમનામાં આવી સંસ્કૃતિનો અંશ દેખાતો નથી. દેવ દેવતાને બલિદાન આપવું, અને એ જાતના, બીજા દેશોના જંગલી લોકોમાં હોય છે, તેવા ધાર્મિક રિવાજો તેમનામાં છે. આથી એમની સંસ્કૃતિ આર્ય લોકો કરતાં ભિન્ન અને ઉચ્ચ પ્રકારની હતી, એમ કહેવાથી કંઈ વિશેષ ફલિત થતું નથી.

આર્ય લોકોમાં યજ્ઞ યાગોનો પ્રચાર ખૂબ હતો. તે લોકોની વ્યવસ્થા વિશિષ્ટ પ્રકારની હોવાથી હિન્દુસ્તાનના તે સમયના દ્રવિડ લોકો ઉપર આર્યોને પોતાની સત્તા બેસાડતાં બહુ વાર લાગી નહિ. આર્યોની સંસ્કૃતિ કેવળ યજ્ઞયાગોની હતી એવું સમજવું ભૂલભરેલું છે. કલાકૌશલ્યમાં પણ આર્ય લોકો દ્રવિડ લોકો કરતાં પુષ્કળ સુધરેલા હતા એમાં શંકા નથી. બુદ્ધના જન્મ પહેલાં ઘણાં વર્ષો પૂર્વે પંજાબમાં તક્ષશિલા નામનું શહેર અસ્તિત્વમાં હતું. ત્યાં ભિન્ન ભિન્ન પ્રદેશના અને દરેક જાતિના અનેક વિદ્યાર્થીઓ આવી, જુદા જુદા ગુરુઓ પાસેથી ભિન્ન ભિન્ન શાસ્ત્રોનું અધ્યયન કરતા. જે વિદ્યાર્થી શ્રીમન્ત હોય તે ગુરુદક્ષિણા આપતો, અને જે ગરીબ હોય તે ગુરુની સેવા કરી વિદ્યા પ્રાપ્ત કરતો. આ ગુરુઓમાં ઘણાખરા બ્રાહ્મણ હતા. પરન્તુ તે સમયે જાતિભેદ આજના જેટલો દૃઢરૂઢ થયેલો ન હોવાથી બીજી જાતિના લોકોને પણ કોઈ કોઈ વાર બ્રાહ્મણ થવાની તક મળતી. હાલ ઇંગ્લાંડમાં જેવી અમીરો (લોર્ડ)ની સંસ્થા છે તે જ પ્રકારનો બ્રાહ્મણોનો જાતિભેદ હતો. એટલે કે વંશપરંપરાથી જ બ્રાહ્મણ થવાતું. પરન્તુ કોઈ કોઈ વાર બીજી જાતિના લોકો પણ વેદાધ્યયન કરી બ્રાહ્મણ જાતિમાં દાખલ થતા. બ્રાહ્મણોને પોતે શ્રેષ્ઠ છે અને બીજી જાતિઓ હલકી છે એમ લાગતું. **ब्राह्मणोऽस्य मुखमासीत्** એવો વેદમંત્ર એ જ સમયમાં લખાયો હશે.

વાયવ્ય ખૂણામાં બ્રાહ્મણોની સંસ્કૃતિ વધતી હતી, ત્યારે પૂર્વ દિશામાં, ખાસ કરીને મગધ દેશમાં, એક બીજી જ સંસ્કૃતિ ઉદય પામતી હતી. ખ્રિસ્તી સન પૂર્વે આઠમા સૈકામાં જૈન લોકોના ઐતિહાસિક તીર્થંકર પાર્શ્વનાથનું અસ્તિત્વ હોવાનો સંભવ છે. અને તે કાળથી આર્યોની બીજી શ્રમણ સંસ્કૃતિ અસ્તિત્વમાં આવી હશે. વૈદિક સંસ્કૃતિના લોકોને કેવા પ્રકારની ઘૃણા ઉત્પન્ન થઈ હતી અને પરમાર્થ માર્ગમાં તેઓની કેવી ઉન્નતિ થતી હતી, એનું ટુંકામાં દિગ્દર્શન ઉપનિષદમાં, ખાસ કરીને બૃહદારણ્યક-ઉપનિષદમાં, મળી આવે છે. આ ઉપનિષદના વિચારો ધીમે ધીમે શ્રમણ સંસ્કૃતિમાં પરિણામ પામ્યા હોવા જોઈએ.

બ્રાહ્મણસંસ્કૃતિમાં જેમ યજ્ઞયાગોને મહત્ત્વ આપવામાં આવતું તેમ શ્રમણ સંસ્કૃતિમાં જીવદયાને આપવામાં આવતું. પોતાના દેહને ગમે તેટલું કષ્ટ આપવું, પણ કોઈપણ પ્રાણીને ત્રાસ ન આપવો, એ બાબત ઉપર શ્રમણનો ખૂબ આગ્રહ હતો. મગધ અને કોશલ દેશમાં અને તેની આજુબાજુના નાના મોટા રાજ્યોમાં શ્રમણસંસ્કૃતિનું બહુ જ માન હતું. કોઈ એક દાસ કે ચોર શ્રમણ પંથમાં દાખલ થાય અને તે

---

* તા. ૯-૧-૨૪ ના રોજ વડોદરામાં અધ્યાપક ધર્માનંદ કોસંબીએ આપેલા વ્યાખ્યાનનો સાર.

પંથોના નિયમ પ્રમાણે વર્તવા માંડે છે, તેના અપરાધોની રાજાઓ પાસેથી માફી મળતી. શ્રમણોને રહેવા માટે લોકો ધર્મશાળાઓ બાંધી આપતા. તેઓ આઠ મહિના ગમે તે ઠેકાણે બહાર ફરી ચોમાસાના ચાર મહિના જ એક ઠેકાણે આશ્રય લઈ રહેતા હતા.

તે સમયે ઉત્તર હિન્દુસ્તાનના નાના નાના સોળ રાજ્યો અધિકાર માટે પરસ્પર લડતા, અને તેથી સામાન્ય લોકોને બહુ જ ત્રાસ થતો. આમાંથી મુક્ત થવા માટે આ સર્વ રાજાઓ ઉપર કોઈ બળવાન ચક્રવર્તિ રાજા હોય અને તે આ નાના રાજાઓને કબજામાં રાખે તો ઠીક, એમ લોકોને લાગ્યું. ક્ષત્રિય કુળમાં એકાદ છોકરાનો જન્મ થયો કે તે આગળ જતાં, ચક્રવર્તિ થશે કે કેમ તેની જોશીઓ પાસેથી પરીક્ષા કરી ખાત્રી કરવામાં આવતી. બુદ્ધને માટે પણ શુદ્ધોદન રાજાએ આ પ્રકારની ખાત્રી કર્યાનું જણાઇ આવે છે. પરન્તુ નાનપણથી જ બુદ્ધનો સ્વભાવ અત્યંત દયાળુ હોવાથી તલવારના જોરથી રાજ્ય પ્રાપ્ત કરવાની કલ્પના તેને પસંદ પડી નહિ હોય. સુકાઈ ગયેલા પાણીમાં માછલીઓ પ્રમાણે પરસ્પર કલહમાં ગુંચાઇ ગયેલી તરફડતી મનુષ્યજાતની સ્થિતિ જોઇને તેને અત્યંત ઘૃણા ઉપજી હશે. અને ચક્રવર્તિ રાજા પણ આ લોકોને શાંતિમાં રાખી શકશે નહિ, એમ લાગ્યું હશે. મારામારી અને લડાઈ કરી પ્રાપ્ત કરેલું ચક્રવર્તિ પદ લોકોમાં શું શાંતિ સ્થાપી શકે ? તે પદને માટે શું ફરીથી હરિફાઈ શરૂ નહિ થવાની ? ખુદ ચક્રવર્તિના જીવનું પણ, તેના દિકરા તરફથી જોખમ નથી? આવા વિચારો તરુણ ગૌતમના મનમાં ઉત્પન્ન થાય એમાં આશ્ચર્ય નથી. તેને માટે ગૌતમે ગૃહત્યાગ કરી, વેરાનમાં ફરી અને સાધુ સન્તોની સેવા કરી એક નવીન ધર્મમાર્ગની શોધ કરી. તેને બુદ્ધ મધ્યમ માર્ગ કહે છે. એક બાજુએ યજ્ઞયાગ કરી ચક્રવર્તિપદે ચડવાની અપેક્ષા, અને બીજી બાજુ દેહદંડ કરી કેવળ, પોતાના જ આત્માનો મોક્ષ કરવાની અપેક્ષા, આ બન્ને અંતિમ કોટિઓનો ત્યાગ કરી બુદ્ધે મધ્યમ માર્ગ સ્વીકાર્યો હતો. દાખલા તરીકે સમ્યક્ કર્મ અથવા સમ્યક્ વાચા લ્યો. એક બાજુએ યજ્ઞયાગમાં પશુહિંસા કરવી, એ જ ઉત્તમ કર્મ સમજાતું, જ્યારે બીજી બાજુએ જંગલમાં પોતાના દેહને દંડ કરવો, એજ સત્કર્મ સમજાતું. પરન્તુ બુદ્ધને આ બન્ને કોટિઓ નાપસંદ હતી. પ્રાણીમાત્રનું હિત જે વડે સધાય, તેને જ તે સત્કર્મ ગણતા. ગમે તેવા ગપ્પા કે દંતકથાઓ કરી લોકરંજન કરવું એ એક કોટિ, અને જંગલમાં બેસી મૌન રાખવું એ બીજી કોટિ. એ બન્નેનો મધ્યમ માગ—સત્ય અને પ્રિય ભાષણ કરવું તે—સમ્યગ્ વાચા.

બુદ્ધના આ માર્ગથી તે સમયના ઉત્તર હિન્દુસ્તાનના લોકોમાં એક પ્રકારનો સહકાર ઉત્પન્ન કરવામાં પુષ્કળ મદદ મળી. બુદ્ધની હયાતીમાં જ તેમનો ધર્મ તે સમયે જાણીતા પ્રદેશમાં દરેક ઠેકાણે ફેલાયો. રાજાથી તે રંક સુધી દરેક પ્રકારના લોકો તેના સંઘમાં હતા. તે દરેક ઠેકાણે ફરી ધર્મજાગૃતિ કરતા. અશોકના રાજ્યના સમયે આ ધર્મનો સમગ્ર એશિયાખંડમાં પ્રસાર થવા લાગ્યો, અને તે સમયથી તે સમુદ્રગુપ્તના સમય સુધી એટલે કે ઈસ્વીસન પૂર્વે ૨૬૯ થી, તે ઇ. સ. ૩૨૬ સુધી, આ ધર્મનો એક સરખો ઉત્કર્ષ થતો ચાલ્યો. આ સમયના જેટલા શિલાલેખો મળે છે તે બધા પાલી ભાષામાં છે. અને તે જૈન બૌદ્ધ અને બીજા શ્રમણપંથોના દાનપત્રો કે એવી કોઈ બાબતને લગતા છે.

ઈ. સ. ૩૨૬ ના વર્ષ પછી સમુદ્રગુપ્ત રાજાએ મોટો અશ્વમેધ યજ્ઞ કરી બ્રાહ્મણોને પુષ્કળ દાન આપ્યાનો દાખલો તેના શિલાલેખમાં મળે છે. આ લેખ સંસ્કૃત ભાષામાં છે અને તે સમયથી સંસ્કૃત ભાષામાં શિલાલેખ લખવાનો રિવાજ પડ્યો હશે.

ગુપ્ત રાજા જોકે બ્રાહ્મણ ધર્મનો ઉપાસક હતો તોપણ તેની કારકીર્દિમાં બૌદ્ધ ધર્મ હ્રાસ પામ્યો નહોતો. એટલું જ નહિ પણ બૌદ્ધોના ઉત્તમ કલાકૌશલ્યનો ઉદય તેની જ કારકીર્દિમાં થયો. પરન્તુ તે સમય પછી બૌદ્ધ ધર્મની ધીમે ધીમે ઉતરતી કળા થવા લાગી. આનાં કારણો અનેક હશે, પણ મારા મતે તેમાંથી નીચેના ચાર મુખ્ય છેઃ—(૧) ચીન દેશમાં બૌદ્ધ ભિક્ષુઓને અત્યંત માન મળવાથી, ઉત્સાહી અને વિદ્વાન ભિક્ષુઓ ત્યાં જવા લાગ્યા. (૨) જે ભિક્ષુઓ અહીંઆ રહ્યા, તે સામાન્ય લોકોથી અલગ રહેવા લાગ્યા. (૩) મંત્રતંત્રોનો પ્રવેશ ધર્મમાર્ગમાં થવા લાગ્યો. અને (૪) રાજાશ્રય મળવાથી બ્રાહ્મણોના હલ્લાઓ બૌદ્ધ ધર્મ ઉપર વધારે પ્રમાણમાં થવા લાગ્યા.

જો કે ગુપ્ત સમયથી બૌદ્ધ સંપ્રદાયની ઉતરતી કળા બેઠી તો પણ તે શ્રીહર્ષવર્ધનના સમય સુધી પ્રધાન ધર્મ હતો; આનો પુરાવો ચીની મુસાફર હ્યુએન્‌સંગના યાત્રાવૃત્તાંતમાં મળે છે. એશિયાખંડના શણગારરૂપ નાલંદાનું વિશ્વવિદ્યાલય તે જ સમયમાં હતું. હ્યુએન્‌સંગને એ જ ઠેકાણે બૌદ્ધધર્મનું જ્ઞાન પ્રાપ્ત થયું. અહીં આ બૌદ્ધ તત્ત્વજ્ઞાનના શિક્ષણની સાથે બ્રાહ્મણ સંસ્કૃતિનું પણ શિક્ષણ આપવામાં આવતું. દરેક જાતિના લોકો માટે તે મુક્તદ્વાર હતું. હ્યુએન્‌સંગના જ ઉદાહરણથી એ સ્પષ્ટ થાય છે. આ ઉપરથી સમજાય છે કે શ્રીહર્ષના સમય સુધી પૌરાણિક સંસ્કૃતિ-વિશેષતઃ જાતિભેદની સત્તા જનસમાજ ઉપર જામી ન હતી. શ્રી હર્ષ છેલ્લો બૌદ્ધ સમ્રાટ હતો. તેના મરણ પછી (ઇ. સ. ૬૪૮) બૌદ્ધ સંપ્રદાયના પ્રાધાન્યનો અસ્ત થવા લાગ્યો.

અહીંથી પૌરાણિક કાલની શરૂઆત થઇ. ગુપ્ત રાજાઓના સમયમાં પુરાણો લખવાનો રિવાજ શરૂ થયો હશે. પરન્તુ, સાતમા શતકની સમાપ્તિ પછી પૌરાણિક કથાઓને મહત્ત્વ મળ્યાનું દેખાઇ આવે છે. આ પુરાણોમાં પરસ્પર પુષ્કળ વિરોધ છે. તો પણ એક બે બાબતોમાં તેમનો એકમત જણાઇ આવે છે. બ્રાહ્મણોનું વર્ચસ્વ સ્થાપવાનો અને શૂદ્રોને દબાવી દેવાનો પ્રયત્ન એક સરખી રીતે દેખાઇ આવે છે. પુરાણોએ ક્ષત્રિયોમાંથી કેટલાકને રામ કૃષ્ણાદિને–દેવપદ ઉપર ચડાવ્યા એ ખરૂં, તોપણ આ દેવો બ્રાહ્મણોની લાતો ખાવામાં ભૂષણ માનતા એમ કહેવામાં તેમણે કંઇ કચાશ રાખી નહિ. શૂદ્ર તપશ્ચર્યા કરે કે બ્રાહ્મણનો છોકરો મરણ પામે, અને રામ તે શૂદ્રને ઠાર મારે કે તે છોકરો જીવતો થાય, એવાં ગપ્પાં પુરાણોમાં જોઇએ તેટલાં મળે છે. તેનું પરિણામ આધુનિક જનસમાજ ઉપર અત્યંત અનિષ્ટ થયું છે. બીજી એક વાત પુરાણોએ કરી છે, તે એ કે બુદ્ધને તેઓએ ચોર અને લોકદ્વેષી ઠરાવવાનો પ્રયત્ન કર્યો. મજ્ઝિમનિકાયના એક સુત્રમાં એક ઉપમા મળી આવે છે. એક જંગલમાં હરણનું ટોળું રહેતું હતું. તે એક સીધા રસ્તેથી આવતું, અને એક સરોવરમાંથી પાણી પીતું. તે જંગલમાં ફરતા એક પારધીએ તે રસ્તો જોયો. પણ તે સરલ હોવાથી ત્યાંથી જતા આવતા હરણોને પકડવાં શક્ય નહોતાં. એટલે તેણે તે માર્ગ બંધ કરી દીધો, અને બીજો અત્યંત વિકટ માર્ગ ખુલ્લો કર્યો. તે માર્ગથી પાણી પીવા જતાં હરણો અનાયાસે તે પારધીના સપાટામાં આવતાં. આવું જ પુરાણોએ કર્યું છે. ૧૫૦૦ વર્ષના ઇતિહાસનો સરળ માર્ગ તેઓએ બંધ કરી, કલ્પિત કથાઓનો કુમાર્ગ લોકો માટે ખુલ્લો કર્યો. તેણે શ્રમણ-સંસ્કૃતિનો લોપ કર્યો એમ નહીં, પણ ઉત્તમ બ્રાહ્મણ સંસ્કૃતિનો પણ લોપ કર્યો છે. અને જ્યાંસુધી આપણને શ્રમણ પંથોનો ઇતિહાસ પૂર્ણપણે જણાશે નહિ ત્યાંસુધી, આ કુમાર્ગમાં ફસાયા સિવાય છૂટકો નથી.

બ્રાહ્મણસંસ્કૃતિ, શ્રમણસંસ્કૃતિ કરતાં પ્રાચીન છે, પણ તે પૌરાણિક સંસ્કૃતિ નહિ. જે સમયે બ્રાહ્મણો તક્ષશિલામાં વિવિધ પ્રકારની વિદ્યાઓ અને કલાઓ શિખવતા હતા, તે સમયની તે બ્રાહ્મણસંસ્કૃતિ છે. ત્યાર પછી શ્રમણસંસ્કૃતિનો ઉદય થયો. ઇ. સ. પૂર્વે ૬ ઠા શતકના અંતથી તે હર્ષના મરણકાલ પર્યંત, લગભગ ૧૨૦૦ વર્ષ શ્રમણસંસ્કૃતિ હિંદુસ્તાનમાં પ્રધાનપણે હતી. આ સમયે બ્રાહ્મણસંસ્કૃતિનો તદ્દન લોપ થયો એમ નહોતું. પણ તેનું ઉપરીપણું નહિ હોવાથી જાતિભેદના જુલમને વિશેષ અવકાશ મળ્યો નહિ.

બ્રાહ્મણોના યજ્ઞયાગ બંધ પડયા, તો પણ બૌદ્ધ રાજાઓ પાસેથી તેમને યોગ્ય આદર સત્કાર મળતો હતો, અને કાવ્ય, નાટક અને શાસ્ત્ર વગેરેના અધ્યયનમાં તેઓને રાજાઓ તરફથી ઉત્તેજન મળતું. પણ ૭ મા શતકના અંત પછી, આ યુગ બદલાયો. લોકોમાં પૌરાણિક દંતકથાઓનો પ્રચાર ચાલુ થવાથી અને રાજારજવાડાઓમાં પણ પ્રાચીન ઇતિહાસની આસ્થા નહિ રહેવાથી શ્રમણ પંથોનો લોપ થવા લાગ્યો, અને તેના સ્થાને આધુનિક પૌરાણિક પંથ ઉપસ્થિત થયો.

આથી આપણને કેટલું નુકશાન થયું છે, તેનો ઉહાપોહ કરવાનું આ સ્થાન નથી, તો પણ એટલું કહ્યા વિના રહેવાતું નથી કે, જ્યાં સુધી પુરાણોએ બંધ કરેલો ઐતિહાસિક સરળ માર્ગ ખુલ્લો થશે નહિ, ત્યાં સુધી હિન્દુસ્તાન પોતાની ભાવી ઉન્નતિની દિશા નક્કી કરી શકશે નહિ.

હાલમાં દક્ષિણમાં પુનાથી કન્યાકુમારી સુધી બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરનો કજીઓ ચાલે છે. બ્રાહ્મણેતરોની સંખ્યા અત્યંત મોટી હોવાથી બ્રાહ્મણોની આ ઝગડામાં

હાર થશે એમાં શંકા નથી. પણ તેથી બ્રાહ્મણેતરોનું હિત થશે એમ અમને લાગતું નથી. કારણ બુદ્ધે કહ્યું છે કે:

न हि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनं
अवेरेनेव सम्मन्ती एस धम्मो सनन्तनो ॥

(વેરથી વેર શમતું નથી. પ્રેમથી વેર શમે છે; એ જ સનાતન ધર્મ છે.)

તેથી અત્યારે બધી જાતિઓની અને ધર્મોની મૈત્રી થાય અને તે વડે હિન્દુસ્તાનનું કલ્યાણ થાય એવો કોઈ ઉપાય આપણે શોધી કાઢવો જોઈએ. અને આ કામમાં બુદ્ધના સમયથી તે શ્રી હર્ષના સમય સુધીનો સરસ રીતે મળી શકતો શ્રવણ સંસ્કૃતિનો ઇતિહાસ આપણને અત્યંત ઉપયોગી થશે.

પરશુરામે ૨૧ વાર પૃથ્વી નક્ષત્રિ કરી, વિષ્ણુએ છાતી ઉપર બ્રાહ્મણની લાત શણગાર રૂપે ધારણ કરી, અને રામે શમ્બૂકને ઠાર માર્યો, વગેરે પૌરાણિક ગપ્પાંઓને ચોંટી રહ્યા કરતાં અને તેનું ઐતિહાસિકત્વ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવા કરતાં, પોતાના પૂર્વજોની ભૂલ કબૂલ કરવી એજ બ્રાહ્મણોને માટે હિતકારક છે. બીજી બાજુએ બ્રાહ્મણેતરોએ બ્રાહ્મણો પ્રમાણે પુરાણો લખી બ્રાહ્મણોનો પ્રતિકાર ન કરતાં પોતાના પ્રાચીન ઇતિહાસનો વિશેષ અભ્યાસ કરવો જોઈએ. બ્રાહ્મણેતરોમાં ચન્દ્રગુપ્ત અને અશોક જેવા બલાઢ્ય સાર્વભૌમ રાજાઓ થયા છે, એટલું જ નહિ પણ મહાવીર અને બુદ્ધ જેવા મોટા ધર્મ સંસ્થાપક થયા છે, એ પણ તેમણે જાણવું અત્યંત ઇષ્ટ છે. બૌદ્ધ ધર્મના પરિચયથી કેવળ હિન્દુસ્તાનમાં જ નહિ પણ પૂર્વના સઘળા દેશોમાં ઐક્ય સ્થપાવાનો ઘણો સંભવ છે. ચીન અને જાપાન દેશમાં મુખ્યત્વે કરી બૌદ્ધ સંસ્કૃતિનું પ્રાધાન્ય છે, અને જો કે તે સંસ્કૃતિ કેવી છે એ આપણને ખબર નથી, તોપણ તેનાં બીજો આપણા અંગમાં બહુજ ઊંડાં ગયેલાં છે. અહિંસાધર્મને આપણે અત્યંત મહત્ત્વ આપીએ છીએ, અને રાજકારણમાં પણ તે તત્ત્વનો પ્રયોગ કરી જોઈએ છીએ. આવા પ્રસંગે બ્રાહ્મણ શું કે બ્રાહ્મણેતર શું, દરેકને સરખી રીતે શ્રમણસંસ્કૃતિનો અભ્યાસ કરવો અત્યંત આવશ્યક છે. શ્રમણ પંથોએ સ્થાપેલા દયાધર્મ ઉપર જ હિન્દુસ્તાનના રાષ્ટ્રીયત્વની મક્કમ ઇમારત આપણે ઉભી કરી શકીશું, એવો મને સંપૂર્ણ ભરોસો છે.

ધર્માનન્દ કોસંબી

# વિદ્યાર્થીઓની કેટલીક નબળાઇઓ

## પરાધીનતા-આજ્ઞાંકિતપણું

### ( ગુલામવેડા )

વિદ્યાર્થીએ આજ્ઞાશીલ તો થવુંજ જોઇએ, શિક્ષક જે હુકમ કરે તે ઉઠાવવોજ જોઈએ, તેને સ્વતંત્ર બુદ્ધિ તો સંભવેજ નહિ-વગેરે વગેરે માન્યતાઓ હજીપણ શિક્ષકોમાં પ્રચલિત જણાય છે. આજ્ઞાંકિતપણું એટલે શું, તે શેમાંથી ઉદ્‌ભવે છે, તે કેવા પ્રકારનું હોવું જોઈએ, તે કેવી રીતે ઉત્પન્ન કરી શકાય? વગેરે બાબતો જો શિક્ષક જાણતા હોય તો જે ઘણા વિદ્યાર્થીઓ શિક્ષકોની સખ્તાઇ-ક્રૂરતાને પરિણામે ગુલામ જેવા થઇ રહે છે તે થવા પામે નહિ. આ બાબતનો આપણે થોડોએક વિચાર કરીએ.

આજ્ઞાંકિતપણું એ અલબત એક સદ્‌ગુણ છે પરંતુ તે કેવા પ્રકારનું હોવું જોઇએ? નિશાળોમાં આપણે એના જૂદા જૂદા પ્રકાર જોઇએ છીએ. કોઇ વિદ્યાર્થી ડરથી શિક્ષકની આજ્ઞા પાળે છે તો કોઇ ખુશામત માટે પાળે છે; કોઇ શિક્ષકને પ્રિય થવા માટે તેની આજ્ઞા માને છે તો કોઇ પોતાનો સ્વાર્થ સાધી લેવા માટે સાચવે છે. કોઈ વિદ્યાર્થી તો એટલી હદ સુધી જડ થેઇ ગયો હોય છે કે તે તો માત્ર આજ્ઞાપાલનમાંજ સમજે છે, નથી તેનામાં ખીલેલો વિવેક કે વિચાર. ભાગ્યેજ કોઇ વિદ્યાર્થી એવો હોય છે કે જે સારાસાર સમજીને, શિક્ષક તરફ પ્રેમથી, શ્રદ્ધાથી કે સદ્‌ભાવથી પ્રેરાઇને તેમજ પોતાની જવાબદારીઓ સમજીને શિક્ષકની આજ્ઞા માનતો હોય. આમાં કારણભૂત તો મોટે ભાગે શિક્ષકજ હોય છે. આ બધી બાબતોને ખીલવા દેવાનો શિક્ષકે વિદ્યાર્થીને અવકાશ આપેલો હોતો નથી. તે તો વિદ્યાર્થી પાસેથી માત્ર કડક આજ્ઞાશીલપણુંજ (slave obedience) માગે છે. વળી કોઈ શેખીખોર શિક્ષક તો એમ પણ કહે છે, 'વિદ્યાર્થીએ પોતાની વૃત્તિ ઉપર કાબુ મેળવતાં શીખવું જોઇએને? અને આવો કાબુ મેળવવાનો માત્ર એકજ માર્ગ છે અને તે એ કે વિદ્યાર્થીએ પોતાની વૃત્તિ-ઇચ્છા દબાવી દેવાં અને શિક્ષકની વૃત્તિને-ઇચ્છાને આધીન થવું, એટલે કે આજ્ઞાંકિત બનવું!' પરિણામે વિદ્યાર્થીમાં નબળાઇ ઘર ઘાલે છે. તે પરાધીન થઇ જાય છે. શિક્ષકનો ગુલામ બની રહે છે. કોઇપણ પ્રસંગે તે સ્વતઃ વિચાર કે નિર્ણય કરી શકતો જ નથી. તેને શિક્ષકની આજ્ઞા ઉપરજ ચાલવાની ટેવ પડી ગયેલી હોય છે. જેમ એક ગુલામ તેના માલેકના હુકમોને વગર વિચાર્યે તાબે થાય છે તેમજ વિદ્યાર્થી પણ શિક્ષકના હુકમને તાબે થઈ રહે છે. શિક્ષક પણ એટલો બધો ધૃષ્ટ થઇ શકે છે કે જો પછી તેના હુકમોને માન ન મળ્યું તો તે વિદ્યાર્થીને શિક્ષા કરે છે, અથવા તો શિક્ષાનો ભય બતાવે છે. પરિણામ કલ્પી શકાય તેવું છે. આવી જાતનું આજ્ઞાંકિતપણું તે ગુલામી કહેવાય છે. જેમ એક ગુલામ તેના શેઠને, કૂતરો લાતને કે ઘોડો ચાબૂકને વશ થાય છે તેમ વિદ્યાર્થી શિક્ષકને વશ થઇ રહે છે. જે ઘડીએ અંકુશ જતો રહે છે તે ઘડીએ એ આજ્ઞાશીલપણું ઉડી જાય છે. વિદ્યાર્થી લુચ્ચો, ઢોંગી અને ખળ બને છે.

કેટલીએક નિશાળોમાં વિદ્યાર્થી આજ્ઞાંકિત બને એવા ઉદ્દેશથી લશ્કરી કવાયત શીખવવામાં આવે છે! Discipline, (વ્યવસ્થા) concerted action ( એકત્ર કાર્ય, attention ( ધ્યાન ) વગેરે બાબતોની તાલીમ આપવા માટે નિશાળોમાં લશ્કરી કવાયત કરાવવામાં આવતી હોય તો કંઇક ઠીક; પરંતુ એ ખ્યાલ વીસરાઇ ગયેલો જણાય છે. મેં એક નિશાળના શિક્ષકને-કે જે

પોતાના વિદ્યાર્થીઓને લશ્કરી કવાયત શીખવી રહ્યા હતા—પૂછ્યું: "તમોએ શાળામાં લશ્કરી કવાયત શીખવવાનું શા માટે રાખ્યું છે?" તેમણે તુરતજ જવાબ આપ્યો: "વિદ્યાર્થીઓને આજ્ઞા ઉઠાવવાની બરાબર તાલીમ મળે એટલા માટે!" આવા હેતુથી જે નિશાળોમાં લશ્કરી કવાયત શીખવવામાં આવતી હોય, ત્યાં વિદ્યાર્થીઓને ગુલામ બનાવવા સિવાય બીજો કશો હેતુ સાધી શકાય નહિ. એવી કવાયતથી વિદ્યાર્થી ગુલામજ બની જાય છે અથવા તો ઉદ્ધત અને ઉચ્છૃંખલ બની જાય છે.

સામાન્યરીતે, બાલવિદ્યાર્થીમાં વિવેકાવિવેક ઓછા પ્રમાણમાં હોય છે તેમજ તેની સ્વતંત્ર બુદ્ધિ ઉપર હમેશાં અને હરેક પ્રસંગે તેને ચાલવા દેવાથી તેને ગેરલાભ પણ થવા સંભવ છે. ઉપરાંત, ઘણા પ્રસંગોમાં વિદ્યાર્થીની માનસિક અથવા તો શારીરિક નબળાઇ પણ તેને અવળે માર્ગે ચડાવી દે. આ બધાનો વિચાર કરતાં એમ જણાશે કે તેણે શિક્ષકના નિર્ણય ઉપર કયારેક તો આધાર રાખવો પડે ખરો; વળી કેટલીએક બાબતોમાં જ્યાં વિદ્યાર્થીની આંખજ ખૂંચે નહિ, ત્યાં તો તેણે શિક્ષકના કહેવા પ્રમાણે પણ કરવાનું રહે, ખરું. ત્યારે એ પ્રશ્ન સહેજે ઉભો થાય છે કે—વિદ્યાર્થી આજ્ઞાશીલ હોય છતાં ગુલામ જેવો થઈ ન રહ્યો હોય, વિદ્યાર્થી શિક્ષકની આજ્ઞા પાળતો હોય છતાં પરાધીન નજ હોય, વિદ્યાર્થી શિક્ષકને વશ વર્તિ રહ્યો હોય છતાં સ્વતંત્ર હોય, વિદ્યાર્થી શિક્ષકનું કહ્યું શિર ઉપર ચડાવતો હોય છતાં વિવેકી હોય—આ બધું શા રીતે બની શકે?

પ્રેમ:—પ્રેમરૂપી અદ્ભુત જડીબુટ્ટીનો જો શિક્ષક ઉપયોગ કરે તો તેની વિદ્યાર્થી ઉપર જાદુઇ અસર થાય છે. જ્યાં પ્રેમ છે ત્યાં બધુંય છે. શિક્ષક વિદ્યાર્થીને ખરા દિલથી ચાહતો હોય છે તો વિદ્યાર્થીનો પણ શિક્ષક ઉપર સાચો પ્રેમ હોય છે; અને શિક્ષક ઉપરનો તેનો પ્રેમ વિદ્યાર્થીને આજ્ઞાશીલ બનાવે છે. પોતાના તરફ પ્રેમ રાખનારની આજ્ઞાને વશ થવામાં વિદ્યાર્થી માનજ સમજે છે. વિદ્યાર્થી બાલક હોઇને તેનામાં અજ્ઞાન અને નબળાઇઓ હોવાનું સંભવિત છે. પોતાને જ્યાં સુઝે ન સુઝે ત્યાં તે બીજાની બુદ્ધિનો, બીજાના જ્ઞાનનો આશ્રય શોધે છે. આવો આશ્રય તેને જો પ્રેમી તરફથી મળી જાય છે તો તે પ્રેમીની બુદ્ધિ તેમજ જ્ઞાનનો સાચો લાભ લઇ શકે છે. અને પરિણામે આજ્ઞાંકિત રહેતો છતો પોતાના વિકાસક્રમમાં પણ આગળજ ચાલ્યે જાય છે. આટલાજ માટે શિક્ષકે પ્રેમી હોવું એ એની મોટામાં મોટી લાયકાત છે. જેનામાં પ્રેમ નથી તે શિક્ષક થવાને લાયક નથી. વિદ્યાર્થી ઉપર પ્રેમ રાખનાર શિક્ષકજ વિદ્યાર્થીને સત્ય માર્ગે દોરી શકે છે. વિદ્યાર્થીઓની ભૂલો સુધારવા માટે તેમજ તેમની નબળાઇઓ દૂર કરવા માટે ગમે તેવા ઉપાયો પણ જ્યાં નિષ્ફળ જાય છે ત્યાં પ્રેમી શિક્ષકની એક નાની શી આજ્ઞાજ માત્ર સફળ નીવડે છે. જ્યાં વિદ્યાર્થીઓનો મોટો સમૂહ ખોટે માર્ગે ચાલી રહેલો હોય છે ત્યાં પણ શિક્ષકની પ્રેમભરી વાણી ઘણુંએ કરી શકે છે, અને જ્યાં સ્વેચ્છાથી તેમજ પ્રેમને વશ થઇને આજ્ઞાને તાબે થવાનું હોય છે ત્યાં તાબે થનાર નબળો થતો જતો નથી, પરંતુ વધારે સબળ થતો જાય છે. પ્રેમને વશ વર્તનાર એ વિદ્યાર્થી પોતાની ભૂલ તુરતજ સમજી જાય છે અને કબુલે છે. શિક્ષકની આજ્ઞા માનવામાં પોતાનો ઉત્કર્ષજ તે દેખે છે. આવું આજ્ઞાંકિતપણું ભય, લાલચ કે સ્વાર્થમાંથી ઉદ્ભવેલું નથી હોતું, પરંતુ તે તો ખરા પ્રેમથી જન્મેલું હોય છે. એવી આજ્ઞાથી વિદ્યાર્થી પોતાનો હક્કો, વધિલાજ જુએ છે અને તેથી તેને તે સ્વેચ્છાથીજ માથે ચડાવે છે. આવી જાતનું આજ્ઞાશીલપણું તે વિદ્યાર્થીનો સદ્ગુણ થઇ રહે છે.

વિદ્યાર્થી સાચા અર્થમાં આજ્ઞાશીલ બને એટલા માટે બીજી પણ એક બે બાબતોની જરૂર છે. પ્રેમની સાથે એનો સુમેળ થવાથી બાલક ખરા અર્થમાં આજ્ઞાંકિત બને છે, અને તેના ફાયદા પણ મેળવી શકે છે.

૧. શિક્ષકનું ચારિત્ર્ય:—શિક્ષકમાં જે કે સારી યા નરસી ટેવો હોય છે અને જે જાતનું જીવન તે ગુજારતો હોય છે તેની વિદ્યાર્થી ઉપર બહુજ ઉંડી છાપ પડે છે. આથી કરીને શિક્ષકનું પોતાનું ખાનગી તેમજ જાહેર જીવન જેટલું નીતિમય અને વિશુદ્ધ હોય છે તેટલું વિદ્યાર્થીનું જીવન પણ નીતિમય અને વિશુદ્ધ થવાનો સંભવ છે. કહેવાય છે કે બાલક પ્રેમને વશ થઇ રહે છે અને સત્ય તરફ તો સહુ કોઇ આકર્ષાય છે. તો પછી વિશુદ્ધ જીવન ગાળનાર પ્રેમી શિક્ષક તરફ બાલક આકર્ષાય તેમાં શી નવાઇ? એવા વિશ-

કની આજ્ઞા ઉઠાવવા તે એકપગે તૈયારજ રહે છે. આવા શિક્ષકની આજ્ઞા ઉઠાવનાર શિષ્ય પણ હરેહમેશ ઉંચેજ ચડતો જાય છે.

૨. શાળાનું વાતાવરણ:—શાળાનું સામાન્ય વાતાવરણ પણ એવા પ્રકારનું હોવું જોઈએ કે જેથી કરીને વિદ્યાર્થી કોઈ પણ વ્યાજબી હુકમ ઉઠાવવામાં હીણપદ ન સમજે. શાળાના નિયમો વિગેરે કડક છતાં ઉદાર દૃષ્ટિથી ઘડેલા હોવા જોઈએ, અને જે નિયમના પાલનની વિદ્યાર્થી પાસેથી શિક્ષક આશા રાખતો હોય તે નિયમોનું પાલન તેણે પોતે પણ કરવું જોઈએ. નિયમો ઘડનાર અને તેનો માત્ર અમલજ કરાવનાર શિક્ષક વિદ્યાર્થીને આજ્ઞાશીલ બનાવી શકતો નથી. એથી તો શિક્ષક તરફ વિદ્યાર્થીને અણગમો ઉત્પન્ન થાય છે. અને જેના તરફ પ્રેમ કે સ્નેહ ન હોય તેવો શિક્ષક વિદ્યાર્થીમાં આજ્ઞાંકિતપણા જેવો સૂક્ષ્મ સદ્ગુણ પેદા શી રીતે કરી શકે? સાચો શિક્ષક પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી વાતાવરણજ એવું ઉભું કરે છે કે એવા શિક્ષકને વિદ્યાર્થી સ્હેજેજ વશ વર્તે છે.

### એધ્યાન

વિદ્યાર્થીઓ નાની ઉંમરના હોવાને એક ધ્યાન (concentration) રાખી શકતા નથી. એકધ્યાન થવું એ મોટે ભાગે માનસિક ક્રિયા છે અને બાલક વિદ્યાર્થીમાં તેનો વિકાસ થવા દેવો એ શિક્ષકનું કામ છે. વિદ્યાર્થી વારંવાર વર્ગમાં એધ્યાન થઈ જતો જોવામાં આવે તો તેનાં મૂળ કારણો શિક્ષકે શોધી કાઢવાં જોઈએ, અને તેના ઉપાયો યોજવા જોઈએ. એટલા માટે માનસશાસ્ત્રના કેટલાએક સામાન્ય નિયમોનો શિક્ષક જ્ઞાતા હોવો જોઈએ. વિદ્યાર્થી એધ્યાન શામાટે થઈ જાય છે તેનાં કેટલાંક કારણો અને તે કેવી રીતે ટાળી શકાય તે હવે આપણે જોઈએ.

કોઈપણ કાર્યમાં તલ્લીન થઈ જવા માટે, એકધ્યાન રહેવા માટે માણસમાં સબળ ઇચ્છાશક્તિ (will-power) જોઈએ છીએ. ઇચ્છાશક્તિના સીધા વ્યાપાર સિવાય એકધ્યાન થઈ શકાતું નથી. જ્યાં ઇચ્છા ન હોય ત્યાં માણસ ધ્યાન રાખીજ શી રીતે શકે? શિક્ષકે લક્ષમાં રાખવું ઘટે છે કે સબળ ઇચ્છાશક્તિ મોટા માણસમાં પણ કવચિત્ દેખાય છે. તો પછી બાલક વિદ્યાર્થીમાં તો કેટલીબધી ઓછા પ્રમાણમાં હોય? ઇચ્છાશક્તિને વિકસાવી શકાય છે અને તે ખરો શિક્ષક કરી શકે છે. જેમ જેમ બાલકમાં ઇચ્છાશક્તિ ખીલતી જાય છે તેમ તેમ તેને પોતાના મનોવ્યાપાર ઉપર કાબુ આવતો જાય છે. અને જેમ જેમ બાલકને મન ઉપર કાબુ આવતો જાય છે તેમ તેમ તેનામાં એકધ્યાન રહેવાની તાકાત વધતી જાય છે. ઇચ્છાશક્તિના નિયમથી જે શિક્ષક માહેતગાર હોય છે તે એધ્યાન થઈ જનાર વિદ્યાર્થી ઉપર ખીજાતો કે ચીડાતો નથી. પરંતુ તેની ઇચ્છાશક્તિ કેવી રીતે વધે તે તરફજ પોતાના સઘળા પ્રયત્નો દોરે છે. વારંવાર એધ્યાન થઈ જનાર વિદ્યાર્થી તરફ તેને વધારે ને વધારે દયા અને સહાનુભૂતિ ઉપજે છે; અને તેની ઇચ્છાશક્તિ વિકસાવી તેને એકજ વિષયમાં મન પરોવી દેતો બનાવવા મથે છે.

શિક્ષકના ધંધાની ફતેહનો મોટો આધાર સારામાં સારી શિક્ષણપદ્ધતિ ઉપર છે એ વાત હવે કોઈ પણ શિક્ષકથી અજાણી નથી. પદ્ધતિની બાબતમાં જે શિક્ષક એક્કો હોય તો પોતાના વિદ્યાર્થીઓનું ધ્યાન એકજ વિષયમાં તે પરોવાવી શકે છે. શિક્ષકમાં કેટલીક નૈસર્ગિક શક્તિઓજ એવી હોય છે કે જેથી પોતાના વિષયશિક્ષણમાં વિદ્યાર્થીને તે એકતાર બનાવી શકે છે. જેનામાં આવી શક્તિઓ ઓછી હોય અથવા તો બીલકુલ ન હોય તેણે તે ખીલવવાની છે. બીજું હસતો ચહેરો અને આનંદી સ્વભાવ એ શિક્ષકના આવશ્યક સદ્ગુણો છે. ઉત્તમોત્તમ શિક્ષણપદ્ધતિનું જ્ઞાન હોય છતાં શિક્ષકને જો તોબરો ચડાવી રાખવાની ટેવ હોય તો તે શિક્ષકના શિક્ષણમાં વિદ્યાર્થીને રસ આવતો નથી, અને વિદ્યાર્થી સ્હેજે એધ્યાન થઈ જાય છે. હસતો ચહેરો અને આનંદી સ્વભાવ જે શિક્ષકમાં નથી તે ફતેહમંદ શિક્ષક થઈ શકતો નથી. આનંદી અને હસમુખો શિક્ષક વિદ્યાર્થીના ચિત્તને અજાણરીતે પોતા તરફ ખેંચી રાખે છે અને પોતાની મરજી પ્રમાણે વિદ્યાર્થીના ચિત્તને વાળી શકે છે.

બાલક નવીનતાનો બહુ શોખીન હોય છે. આથીજ પોતાના વિષયશિક્ષણમાં શિક્ષકે નવીનતા રાખવી

બહુજ જરૂર છે. નવીનતા બાલક વિદ્યાર્થીને વસ્તુ તરફ આકર્ષે છે. અને પરિણામે બાલક બેધ્યાન થતો અટકે છે. વિષયનિરૂપણમાં આવી નવીનતાનો ઉપયોગ અત્યંત આવશ્યક છે.

કેટલુંક કામકાજ એવું હોય છે કે જેમાં વિદ્યાર્થીની બુદ્ધિશક્તિ પૂંચેજ નહિ. આથી કરીને પણ વિદ્યાર્થી તે કાર્યમાં એકચિત્ત થઈ શકતો નથી. વિદ્યાર્થીઓની શક્તિઓનું માપ ન જાણનાર અણઘડ શિક્ષક તેવે વખતે વિદ્યાર્થી ઉપર ખીજાય છે અને ધ્યાન નથી આપતો માટે ઠપકો આપે છે. પરંતુ તે સમજી નથી શકતો કે વિદ્યાર્થીને સોંપેલું કામજ તેની શક્તિની બહારનું છે. એ કાર્યમાં વિદ્યાર્થી એકધ્યાન શી રીતે થઇ શકે? જે કામ વિદ્યાર્થીને સોંપવામાં આવે તે કામ તેની શક્તિની મર્યાદાનો વિચાર કરીનેજ સોંપાવું જોઇએ. કેટલાક વિદ્યાર્થીઓને અમુક ચોકસ વિષયોમાં રસજ પડતો નથી હોતો. તેમના માનસિક વલણથી તે વિષયનો અભ્યાસ વિરોધી હોય છે. દાખલા તરીકે, કેટલાએક સારા અને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને ગણિતના વિષયમાં રસ આવતોજ નથી એમ મેં જોયું છે. એ વિષયજ એમને મન સૂકો અને નીરસ લાગે છે. આવી બાબતોમાં શિક્ષકે એ વિષય શીખવવાનું દબાણ કરવું નહિ. એ વિષયમાં વિદ્યાર્થી રસ લઇ શકે નહિ અને પરિણામે બેધ્યાનજ રહે. કેટલીક શાળામાં ગોઠવણ તેમજ રચના એવાં પ્રકારનાં હોય છે કે જેને પરિણામે વિદ્યાર્થી પોતાના કામમાં એકધ્યાન થઇ શકેજ નહિ. બેસવા માટેના બાંકડા એવા કઢંગા અને પ્રમાણરહિત હોય છે કે જેના ઉપર બેસવાથી વિદ્યાર્થીને સ્હેજે આળસ આવે; બેસવાના ઓરડામાં કાંતો બીલકુલ હવાપ્રકાશજ હોતાં નથી. જે ઓરડામાં હવાની અવરજવર ઓછી હોય છે તે ઓરડાની બંધીઆર હવાની વિદ્યાર્થીના મગજ ઉપર તુરતજ અસર થાય છે. તેનું મગજ ભારે બને છે, તેના શરીરમાં આળસ ગરે છે, તેની આંખો ઘેરાવા લાગે છે અને ચાલતા વિષયમાં તે એકધ્યાન થઇ શકતો નથી. કેટલીક શાળાઓમાં એકજ વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા માપ કરતાં વધારે બેસારવામાં આવે છે. આથી કરીને પણ વિદ્યાર્થીઓ નજીકમાં બેઠેલા વિદ્યાર્થીઓ સાથે નકામી રમતગમત કરવા માટે પ્રેરાય છે અને ચાલતા વર્ગમાં બેધ્યાન રહે છે. આવી જાતના શાળા તેમજ વર્ગના વાતાવરણમાં—જ્યાં વિદ્યાર્થીઓ શરીરનું સ્વાસ્થ્ય પણ ભાગ્યેજ જાળવી શકે છે ત્યાં—માનસિક એકાગ્રતા સંભવેજ શી રીતે! શાળાની આરોગ્યજનક વા અનારોગ્યજનક (Hygienic) પરિસ્થિતિ વિદ્યાર્થીના મન ઉપર બહુજ અસર કરે છે અને એટલા માટે પરિસ્થિતિનું વાતાવરણ બહુજ કાળજીપૂર્વક અને શાસ્ત્રીય દષ્ટિથી ઉભું કરવું જોઇએ.

વિદ્યાર્થીને તો જાતેજ કામ કરતા કરવા જોઇએ, એ સિદ્ધાંતનું યોગ્ય રહસ્ય નહિ સમજનાર શિક્ષક એ સિદ્ધાંતને હદથી વધારે તાણ્યે જાય છે. એટલે જ્યારે વિદ્યાર્થીને તેના કાર્યમાં યોગ્ય મદદથી—કામ કઠણ અને અપરિચિત હોય છે ત્યારે—વિદ્યાર્થી પોતાનું કાર્ય ઉત્સાહથી અને જલદી પાર પાડી શકે. તેમ હોય છે ત્યારે તે વિદ્યાર્થીને જરાપણ મદદ કરતો નથી. ખંતીલો વિદ્યાર્થી એ કાર્યને પાર પાડવા ઉત્સાહથી મંડ્યો રહે છે પરંતુ કામની ચાવી હાથ ન લાગવાથી આખરે તે થાકે છે અને પછી ભવિષ્યમાં એવા કાર્ય તરફ તે ઉદાસીન બનતો જાય છે. ઉલટું જો શિક્ષક એક વખત તેને યોગ્ય માર્ગ બતાવી દે છે તો, પછી પોતાનાજ ઉત્સાહ અને કર્તવ્યબળથી વિદ્યાર્થી આગળ ચાલે છે, અને તે વિષયમાં તેને કંટાળો આવવાને બદલે તેને રસ પડે છે. અને મોટે ભાગે પોતાનાજ શ્રમથી સાધ્ય કરેલ વિષયમાં દિવસે દિવસે તે વધારે તલ્લીન બનતો જાય છે. આટલા માટેજ કયે વખતે કેટલી મદદ વિદ્યાર્થીને શિક્ષકે કરવી જોઇએ તે તેણે જાણી વિચારી લેવાનું છે. આ કામ શિક્ષકને માટે પણ જરા કઠણ છે. પરંતુ અભ્યાસ અને અનુભવથી સાધી શકાય તેવું છે.

વિદ્યાર્થીને એક વિષયમાં એકધ્યાન બનાવવા માટે સમયપત્રકની રચના ઉપર પણ લક્ષ રાખવાની જરૂર છે. જ્યાં બની શકે તેમ હોય ત્યાં વિષયની ગોઠવણ એવી રીતે કરવી જોઇએ કે અઘરા અને યાદદાસ્તને કસે તેવા તેમજ બુદ્ધિને પરિશ્રમ આપે એવા વિષયોને પહેલા રાખવા જોઇએ, અને પછી ધીમે ધીમે સ્હેલા સ્હેલા વિષયો આવતા જવા જોઇએ. ઉપરાંત બે વિષયના શિક્ષણની વચ્ચે થોડોએક આરામનો સમય પણ અપાયતો ઠીક. એથી કરીને વિદ્યાર્થીને થોડી રાહત મળે છે અને પછીના વિષય માટે પોતાના મન

તથાં શરીરને તે તૈયાર કરી લે છે. એવા આરામના સમયમાં વિદ્યાર્થીને ખુલ્લી હવામાં ફરી લેવા દેવો જોઇએ. ખુલ્લી હવા અને શરીરના હલનચલનથી તેનામાં જોઇએ તેટલી સ્ફૂર્તિ આવી જાય છે અને પછીના વિષયમાં પોતાનું મન સ્હેલથી પરોવી શકે છે.

શાળાનું મકાન જે સ્થળમાં આવ્યું હોય છે તેમજ વર્ગની બાંધણી જે રીતે કરવામાં આવી હોય છે તેની પણ વિદ્યાર્થીના ચિત્ત ઉપર ભારે અસર થાય છે. જો અત્યંત ઘોંઘાટવાળા લત્તા વચ્ચે શાળાનું મકાન હોય છે તો વિદ્યાર્થી એકચિત્ત ભાગ્યેજ થઇ શકે છે. આસપાસની પરિસ્થિતિ વિદ્યાર્થીના ચિત્તને ડ્હોળી નાંખે છે અને તે પોતાના કામમાં ધ્યાન આપી શકતો નથી. આટલા માટેજ પોકારી પોકારીને કહેવાય છે કે શાળાનું મકાન હંમેશાં ગામ અથવા શહેરથી દૂરજ રાખો. ગામના ઘોંઘાટથી શાળાનું મકાન હમેશાં મુક્ત રહેવું જોઇએ તેમજ અત્યંત શાંતિવાળા સ્થળે હોવું જોઇએ. વળી વર્ગની રચના પણ જો ખોટી રીતે કરવામાં આવી હોય છે તોપણ વિદ્યાર્થીના ચિત્તને ક્ષોભ પહોંચે છે. સરિયામ રસ્તાની નજીકમાં એ વર્ગ હોય, રસ્તા ઉપરજ બરાબર બારીબારણાં પડતાં હોય અને વિદ્યાર્થીની બેઠકો એવી રીતે ગોઠવી હોય કે તેમની નજર તુરતજ રસ્તા ઉપર પડે–આ બધું જ્યાં હોય છે ત્યાં વિદ્યાર્થીનું ચિત્ત તરતજ રસ્તા તરફ ખેંચાય છે અને રસ્તા ઉપર ચાલી રહેલી, વટેમાર્ગુ તેમજ ગાડાંગાડીઓની ધમાલ તેના કામમાં વિક્ષેપ કરે છે. આ બાબતોનો પણ યોગ્ય વિચાર કરી શાળાના ચાલકોએ ઘટતો બંદોબસ્ત કરવાનો છે. આ ઉપરાંત શાળાના જુદા જુદા વર્ગોની રચના પણ એવા પ્રકારની હોવી જોઇએ કે એક વર્ગનો ઘોંઘાટ બીજા વર્ગને અડચણ કરે નહિ, નહિતર નબળા વર્ગના વિદ્યાર્થીનું ચિત્ત પોતાના વર્ગની બહારથી આવતા અવાજ તરફ ખેંચાય છે અને તે પોતાના કાર્યમાં એકચિત્ત થઇ શકતો નથી.

બાલક વિદ્યાર્થી અવલોકન કરવાનો બહુજ શોખીન હોય છે. ક્રિયા ઉપર તેને પ્રેમ હોય છે તેમજ જીજ્ઞાસાવૃત્તિ તેનામાં પ્રધાનપણે રહેલી હોય છે. આ ત્રણે બાબતોનો શિક્ષકે વિષય શીખવતી વખતે ઉપયોગ કરવાનો છે. શિક્ષણમાં ક્રિયાને ચોક્કસ સ્થાન હોય, વિદ્યાર્થીની અવલોકનશક્તિનો લાભ લઇ તેના ઉપર શિક્ષણનો દોર રખાતો હોય અને તેની જીજ્ઞાસાવૃત્તિને યોગ્ય ઉત્તેજન આપીને એ પોષાતી હોય તો વિદ્યાર્થીને બેધ્યાન રહેવાનું કારણ મળેજ નહિ. આ ત્રણે બાબતોનો જે શિક્ષક પોતાના શિક્ષણમાં ઉપયોગ કરે છે તે શિક્ષકના વર્ગમાં વિદ્યાર્થીઓ હંમેશાં એકધ્યાન રહીનેજ કામ કરતા માલુમ પડે છે.

બેધ્યાન હોવાનાં ઉપર જણાવેલાં કેટલાંક અગત્યનાં કારણો અણસમજુ શિક્ષકના લક્ષમાં નહિ હોવાથી, વિદ્યાર્થી તરફ તે વારંવાર કડક વર્તન ચલાવતો માલુમ પડે છે. વળી ઘણી વખત વિદ્યાર્થીને શરમાવે છે, મહેણાં મારે છે, ઠપકો આપે છે અને ટોકયા કરે છે. આના પરિણામે પણ વિદ્યાર્થી એકચિત્ત રહી શકતો નથી. એથી કરીને તો એનું ચિત્ત ડ્હોળાયલું અને ધુંધવાયલું રહે છે, અને પોતાના કામમાં બહારના દેખાવથી રોકાયલો દેખાતો હોય છે છતાં અંતરમાં તે અનેકવિધ તર્કવિતર્કો કરતો હોય છે. તેનું ચિત્ત સારામાઠા વિચારતરંગે ચડેલું હોય છે, અને વિષયમાં ચિત્ત પરોવી શકતો નથી. માટેજ વિદ્યાર્થી શામાટે બેધ્યાન રહે છે તેનાં ખરાં કારણો શિક્ષકે શોધી કાઢવાં, અને તદનુસાર ઉપાયો શોધી તેને વિષયમાં રસ લેતો બનાવવો જોઇએ.

### રખડાઉવેડા

કેટલાક વિદ્યાર્થીઓમાં રખડવાની–રઝળવાની ટેવ હોય છે. ઘેરથી નિશાળે આવવા માટે નીકળ્યા પછી નિશાળે જવાને બદલે સીધો રખડવા નીકળી પડે છે અથવા તો નિશાળમાંથી હરેક બ્હાને રજા લઇને ઘરે જવાને બદલે ગમે ત્યાં ભટકયા કરે છે. ઘણા વિદ્યાર્થીમાં આવી કુટેવ હોય છે. આ કુટેવ શાં કારણોને લઈને વિદ્યાર્થીમાં પેસી જાય છે અને તે કયા ઉપાયો યોજવાથી તેનામાં પેસે નહિ અથવા તો પેસી ગઇ હોય તો નીકળી જાય તે આપણે અહીં વિચારીએ.

કેટલીક શાળાનું સામાન્ય જીવનજ એવું હોય છે કે જે વિદ્યાર્થીને અકારૂં થઇ પડે. બાલકોને સ્વતંત્રતા બહુજ ગમે છે. જ્યારે જ્યારે નિશાળના ધારાધોરણો કે નિશાળનું વાતાવરણ તેમને બંધનકર્તા લાગે છે

ત્યારે ત્યારે તેઓ નિશાળને પોતાના સ્વાતંત્ર્યની વિરોધી ગણે છે. મનુષ્ય માત્ર પોતાની જીંદગીનો ખરો આસ્વાદ તો ત્યારેજ લઇ શકે કે જ્યારે મનુષ્ય પોતાની જાતને સંપૂર્ણ સુખ અને આનંદમાં માને. સુખ અને આનંદ જેવાં મનુષ્યજીવનનાં આવશ્યક તત્વો સ્વતંત્રતા સિવાય સંભવેજ નહિ; પરતંત્રતાની બેડીમાં જકડાઇ રહેલો મનુષ્ય કદિપણ પોતાની જીંદગીને સુખી કે આનંદી ગણી શકતો નથી. જે નિશાળમાં વિદ્યાર્થી ઉપર કડક દબાણ કે ખોટું નિયંત્રણ મૂકવામાં આવે ત્યાં વિદ્યાર્થીનાં સુખ અને આનંદ લુંટાઇ જાય છે. તેવી નિશાળમાં તે પોતાની જાતને સુખી કે આનંદી બનાવી શકતો નથી. તેવી નિશાળમાં તેને તદ્દન પરાધીન અને પરતંત્ર જીંદગી ગાળવી પડે છે. આવી નિશાળો તે નિશાળો નથી પરંતુ કેદખાનાં છે. એવાં કેદખાનાંઓમાંથી તો વિદ્યાર્થીને જલદી છોડવામાંજ પુણ્ય રહેલું છે. એવી નિશાળનો વિદ્યાર્થી 'રખડુ'નું ઉપનામ મેળવે તો તેમાં કંઇ નવાઇ નથી. ઉલટું એવી નિશાળનો રખડુ વિદ્યાર્થીજ સારી રીતે પ્રાણવાન વિદ્યાર્થી હોય છે. પરતંત્રતાને–ગુલામીને તે લાત મારે છે અને જ્યાં પોતાની સ્વતંત્રતાને ખીલવવાનો અવકાશ મળતો નથી તેવી નિશાળમાંથી તે નાસી છૂટે છે અને પોતાનો સ્વાતંત્ર્યપ્રિય સ્વભાવ શિક્ષકોને સાબીત કરી બતાવે છે. શિક્ષકો તેમજ માબાપો આ વાત સમજી શકતાજ નથી; અને વિદ્યાર્થી ઉપર પહેલાંના કરતાં પણ વધારે દબાણ મૂકવા લાગે છે. પરિણામે ભયથી ત્રાસી ગયેલો વિદ્યાર્થી સાચે માર્ગેથી ખોટે માર્ગે પણ વળે છે અને પછી તો રખડવાની કુટેવ તેનામાં ઘર ઘાલી બેસે છે.

આવી કુટેવ સુધારવા માટે આખી નિશાળનું વાતાવરણજ ફેરવી નંખાવું જોઇએ. નિશાળમાં વિદ્યાર્થીને હરેક પ્રકારની છૂટ અપાવી જોઇએ–અલબત્ત નિશાળના વ્યાજબી નિયમનને તો વિદ્યાર્થીએ માન આપવાનું હોય છેજ. એવા નિયમનનું પાલન તો શિક્ષક પણ કરતોજ હોય છે, પણ ધ્યાનમાં રાખવાનું છે કે એવા નિયમનું ધોરણ સ્વતંત્રતાનું વિરોધી હોવું ન જોઇએ, તેમજ સ્વચ્છંદતાનું પોષક પણ ન હોવું જોઇએ.

આ ઉપરાંત નિશાળનું બાહ્ય તેમજ આંતર સ્વરૂપ પણ કેટલીક વખત વિદ્યાર્થીને બહાર રખડવા જવા માટે પ્રેરે છે. એ હકીકત બહુજ સામાન્ય છે છતાં અસંતજરૂરની છે તેથી શિક્ષકભાઇને જણાવવા ખાતર અહીં નોંધવી ઠીક લાગી છે.

૧ નિશાળનું મકાન સ્વચ્છ, ખુલ્લું અને પુષ્કળ હવાપ્રકાશવાળું જોઇએ કે જેથી પોતાને ગોંધાઇ રહેવું પડે છે તેવી ભાવના વિદ્યાર્થીમાં જન્મવા ન પામે, અસ્વચ્છ, અંધીઆર અને ઘોંઘાટથી ભરપૂર મકાનમાં પવિત્ર આત્માવાળા બાળકનો કોમળ દેહ મુંઝાય છે અને તેમાંથી છૂટવા મથે છે.

૨ નિશાળમાં વિદ્યાર્થીને માટે હરેક પ્રકારની જરૂરી બધી સગવડો હોવી જોઇએ; બાળક વિદ્યાર્થી પોતાની કુદરતી હાજતો માટેની સગવડ ન દેખે તોપણ નિશાળમાંથી ભાગવાનું મન કરે છે.

૩ નિશાળના મકાન તેમજ પુસ્તકની રચના વિદ્યાર્થીની તંદુરસ્તીને બાધક ન હોવાં જોઇએ. નહિતર પણ વિદ્યાર્થીનું મન બળવો કરી ઉઠે છે અને પરિણામે નિશાળમાંથી ખસી જઇ પોતાને અનુકૂળ એવી જગ્યામાં બહાર જવાનું મન કરે છે.

૪ શિક્ષણનું કાર્ય પદ્ધતિસર અને વિદ્યાર્થીના માનસિક વલણ અનુસાર થવું જોઇએ કે જેથી કરીને શિક્ષણથીજ ત્રાસીને વિદ્યાર્થી ભાગે નહિ.

૫ વિદ્યાર્થી ઉપર કામનો બોજો બીલકુલ ન હોવો જોઇએ. એટલે કે ગૃહકાર્ય એટલું બધું ન જોઇએ કે પોતાનું કામ તે વિદ્યાર્થીને બોજારૂપ લાગે.

૬ વિદ્યાર્થીઓનો શરીરવિકાસ થાય તેવું કોઇ પણ સાધન નિશાળમાં હોવુંજ જોઇએ.

ટૂંકમાં વિદ્યાર્થીને એવો ભાસ થવો જોઇએ કે નિશાળમાં જવું એ વેઠ કે બોજારૂપ નથી પરંતુ આનંદ અને ગમ્મતભરેલું છે.

જેમ નિશાળનું તેમજ ઘરનું પણ અશુદ્ધ અને અનિયંત્રિત વાતાવરણ બાળક વિદ્યાર્થીમાં રઝળવાની ટેવ પાડે છે. કેટલાક માબાપોની રહેણીકરણીની ટેવ એવી ગંદી અને સ્વચ્છંદી હોય છે કે બાળકને તે કુટેવોનો ભોગ થઇ પડતાં વાર લાગતીજ નથી. મોટી ઉમરના

માણસોમાં એક બહુજ ખરાબ દોષ માલુમ પડે છે. તેઓ પોતે કેવી રીતે વર્તે છે તેની બીલકુલ દરકાર રાખ્યા સિવાય તેઓ પોતાનાં નાનાં બાળકોને 'આમ નહિ કરો' 'તેમ નહિ કરો' એવા હુકમો આપ્યા કરે છે. પોતેજ આપેલા હુકમથી વિરૂદ્ધ વર્તનાર સામાના મન ઉપર કેટલીક ઉંડી છાપ પાડી શકે ? બાલકો તેવા હુકમોને તાબે નથી થતા એટલુંજ નહિ, પરંતુ તેઓના પોતાનાજ વડીલોમાં રહેણીકરણીની જે ટેવો જુએ છે તેનેજ સારી અને સાચી ગણી લે છે અને પોતે પણ તેજ પ્રમાણે બલ્કે તેથી પણ વધારે પ્રમાણમાં વર્તે છે. માબાપ કે વડીલોના સાચા દમાણને તેઓ અંતરથી હસી કાઢે છે, અને જે કામ કરવાને મુરબ્બી અધિકારી છે તે કામને માટે હું પણ અધિકારીજ છું તેવો સ્વતંત્ર ખ્યાલ પોતાના મનમાં બાંધે છે–અને વ્યાજબી રીતેજ બાંધે છે. પરિણામે ગમે તેટલા વાર્યા છતાં બાળકો પોતાનાજ ધાર્યા પ્રમાણેના સવળે પરંતુ ખરી રીતે અવળે માર્ગે ચઢી જાય છે અને વડીલોનું તેમના ઉપર કશુંજ ચાલતું નથી. ઘરમાંથીજ સ્વચ્છંદે ચડેલો બાલવિદ્યાર્થી નિશાળમાં પણ તેજ માર્ગ શોધે છે અને ગમે તેટલું સાચું અને શુદ્ધ નિયંત્રણ પણ સ્વીકારતો નથી.

આવા વિદ્યાર્થીને ઠેકાણે લાવવો તે શિક્ષકને માટે બહુજ આકરૂં થઈ પડે છે. ગમે તેટલા કડક અને સીધા તેમજ આડકતરા ઉપાયો બનતાં સુધી નિષ્ફળ જાય છે. એકજ માર્ગ ઉત્તમ અને સચોટ નીકળી શકે. તે એ કે શિક્ષકે પોતાનાજ વર્તન અને ચારિત્ર્યથી વિદ્યાર્થીને એમ બતાવી આપવું કે તે જે માર્ગે જાય છે તે ખોટો અને ખરાબ છે. ઉત્તમ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર માણસે તો પોતાના વિદ્યાર્થી જીવનનાં શરૂઆતથીજ અમુક પ્રકારનો શુદ્ધ અને નિયંત્રિત જીવનવ્યવહાર શરૂ કરવો જોઈએ. શિક્ષકના એવા આદર્શ ચરિત્રથી વિદ્યાર્થી પોતાના વર્તન અને ચારિત્ર્ય માટે શરમાવા લાગશે અને તેના ઉપર પડેલી માબાપ વગેરે વડીલોની ખરાબ ટેવોની છાપ આસ્તે આસ્તે ભૂંસાવા લાગશે. માબાપના પ્રત્યક્ષ વર્તનની છાપ ભૂંસવા માટે બહુજ પ્રતિભાશાળી શિક્ષકની જરૂર છે તે વાત સાચી, પરંતુ એવુ પ્રતિભાશાળી અને ઉન્નત ચારિત્ર્ય સંપાદન કરવા માટે હરેક શિક્ષકે મથવું જોઇએ.

વૈશાખ, ૧૯૭૮
દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન,
ભાવનગર.

હરિશંકર ત્રિવેદી

---

# કવિશ્રી ન્હાનાલાલનું ભાષણ

## ગુજરાતનો કલાભંડાર

ગુજરાત કલાપ્રવર્તક મંડળના પ્રમુખ શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિએ વસન્તપંચમીને રોજ ગુજરાત કલાપ્રદર્શન ખુલ્લું મૂકતી વેળા સ્વાગતનું જે ભાષણ કર્યું હતું તે સ્થાયી સાહિત્યમાં સ્થાન લેવા યોગ્ય હોવાથી અક્ષરશઃ તે નીચે પ્રગટ કર્યું છેઃ—

ગુજરાતનાં કલારસિક નરનાર !

ગુજરાત કલાપ્રવર્તક મંડળ તરફથી એ મંડળના પ્રમુખ તરીકે, તેમજ ગુજરાતની લલિત કલાઓના એક ઉપાસક તરીકે આપ સર્વનો આજ સત્કાર કરવાનું મ્હારૂં સદ્‌ભાગ્ય છે. ગુજરાતની લલિત કલાઓનાં આજે ત્હમને અભિવન્દન છે, એ કલામંદિરનાં પૂજારીઓના આજે ત્હમને આવકાર છે. એ કલાદેવીઓનાં ચરણામૃત ગુજરાતને કલ્યાણકારી હો ! ગુજરાતના સૌન્દર્ય–ભંડાર વિશાળ છે. ત્હેમાંથી કાંઈક, ફૂલ નહીં તો ફૂલની પાંખડી, આજે આ કલામંડળ આપને ધરાવે છે. ભાવના અને કૃતિ વચ્ચેનાં અન્તર આ ન્હાનકડા કલાપ્રદર્શનમાં યે અમને પ્રત્યક્ષ થાય છે. ગુજરાતના કલાભંડાર આથી અનેકધા મ્હોટા છે. અમારા પ્રયત્ન અધૂરા હોય ત્ય્હાં ત્ય્હાં તે નિભાવી લેઈને આપના આત્મામાંના સૌન્દર્ય સત્કારની સામગ્રીથી પૂરવણી કરી લેવા વિનતિ છે. કલાદેવીઓને કલામન્દિરે સૌન્દર્યપૂજનને કાજ આપના દ્વારા સમસ્ત ગુર્જર સંઘને આ મંડળ આજ ન્હોતરે છે.

કલા એટલે મનુષ્યાત્મામાં વસેલા સૌન્દર્યભાવોનું મૂર્તિવિધાન. એ મૂર્તિવિધાન શબ્દમાં વાણીમાં રંગમાં કે સ્વરૂપમાં યે હોય. સંગીતાચાર્ય શબ્દબ્રહ્મ ઉપાસીને વાણીને અર્થથી યે પર, બુદ્ધિપ્રદેશથી આગાી રસિકતાને અને સુન્દરતાને શ્રુતિગમ્ય કરે છે. કવિ કાવ્યકલા દ્વારા વાણી અને અર્થના અગોચર ભેદોનાં દર્શન કરાવે છે. સ્થાપત્યશાસ્ત્રી, શીલ્પી સ્થૂલમાં ચેતનના ફુવારા મારે છે. ચિત્રકાર રંગ અને રેખાઓ દ્વારા અદ્‌ભુતતાના અમ્મર આકારો આલેખે છે. હાવભાવથી, અંગોના વિલાસથી, અભિનયની મૂક વાણીથી કવિતામાંનું, સંગીતમાંનું અગોચર સૌન્દર્ય નટરાજ દૃશ્યમાન કરે છે. સુખદુઃખના, સદસદ્ ભાવના, પુણ્ય પરમાર્થ ધાર્મિકનાના, ભક્તિના, પૂજાના, જેમ મનુષ્યાત્મામાંથી સ્વયંભૂ ફુવારા ફૂટે છે, તેમ સૌન્દર્યભાવનાના યે ચેતનભોગમાં રસફુવારા ઉડે છે. ચૈતન્યવિહારી એ અગોચર સૌન્દર્યને ઇન્દ્રિયગમ્ય કરવું, ઇન્દ્રિયપર એ આત્મવાસી ને બ્રહ્માંડવાસી તત્ત્વને ઇન્દ્રિયપ્રદેશમાં ઉતારવું : આરસના, રંગના વાણીના, શબ્દના, હાવભાવના પડદાઓ ભેદીને કુદરતના એ પડદાઓની પાછળ ઉભરાતું સૌન્દર્ય, નિધિવિધના એ સૌન્દર્ય આત્મારૂપ રસ, અને આત્મામાંયે પરમાત્મા વસે છે તેમ એ રસાત્મામાં યે ઊંડી વસેલી પ્રભુતાનાં દર્શન કરાવવાં: કલાનો એ પરમ કલાધર્મ છે. શ્રુતિ ભગવતિ કહે છે કે **रसो वै सः**. એટલે કોઈ કલા એ સૌન્દર્યદર્શન, રસદર્શન, પરાત્પરદર્શન કરે કરાવે એટલે કોઈ એ કલાનું ને કલાવન્તનું કલામાહાત્મ્ય છે. પ્રેમાનન્દ કે દયારામ, મૌલાબક્ષ કે આદિત્યરામજી, પ્રેમચન્દ કે રાજા રવિવર્મા, જયશંકર કે બાલ-ગાન્ધર્વ: એ સહુ એ તત્ત્વના ઉપાસક છે, એ અગમ્યતાના શોધક છે. કલાવન્ત સ્વાર્થી નથી, પોતા કાજે જ માત્ર રાંધનાર નથી. પોતે જમી જગતને જમાડે છે, પોતે માણી જગતને મહાલે છે. ઉદારના ગરિમા કલાવન્તનો ઉજવરંગ છે.

અગર હમ બાગબાં હોતે,
તો ગુલશન કો લૂંટા દેતે.

એમ ગુલઝાર લૂંટાવાથી કદાચ ગુલઝાર જ ન રહે તો યે કલાવન્તના તો એ જ ઉરભાવ હોય. સ્વમાં ત્હેનું વિશ્વ સમાઈ શકતું નથી. માત્ર વર્તમાનને કાજે નહીં, યુગયુગને કાજે કલાવન્તો સૌન્દર્યના બગીચા સરજે છે, ઉછરે છે. કલાકારો તો સદાયે સુન્દરતાની મિજ્બાનીઓ માંડે છે. એવી એક ન્હાનકડી મિજ્બાની આજે આ ગુજરાત કલાપ્રવર્તક મંડળ ગુજરાતનાં રસરસિયાં નરનારને કાજ ઉજવે છે.

કહે છે કે દીપક રાગ ગવાય તો અંગઅંગમાં અજવાળાં પ્રગટે. કહે છે કે મલ્હાર રાગ ગવાય તો સંસારમાં મેઘ વરસેઃ સૌન્દર્યદર્શને યે એમ અંગઅંગમાં આનન્દદીવડા પ્રગટે, અગમ્ય દેશનાં અજવાળાં થાય. વસ્તુવાસી સૌન્દર્ય અનુભવાતાં અન્તરમાં રસાનન્દ જાગે છે; ને એ રસાનન્દ કે કાવ્યાનન્દ શ્રુતિન્યાયાન્વયે બ્રહ્માનન્દ છે. કલા મિથ્યાચાર નથી, પાપ નથી; કલા પુણ્ય છે, પવિત્રતા છે. કલા જડવાદ નથી. કલોપાસના સ્થૂલપૂજા નથી: બ્રહ્માંડવાસીની બ્રહ્મપૂજા છે. રસ એ મદિરા નથી, અમૃત છે; રસોર્મિઓ કેફની નથી, પરમાનન્દની છે. ઓ જગતના લોક! બાલક બાલિકાઓને સાચ્ચા સૌન્દર્યમન્દિરે પાડવતાં ડરતાં મા. સાચ્ચાં સૌન્દર્યમન્દિરોમાં પાપપૂજા નથી હોતી, પુણ્યપૂજા જ હોય છે.

સૌન્દર્યરસિક સજ્જનો! સર્વ લલિત કલાઓમાં સંસ્કારશોભન–Classical અને જીવનપલ્લવિત-Romantic શૈલીઓની પ્રણાલિકાઓ ને એમની કંઈક અથડામણ, દીર્ઘકાલથી ચાલી જ આવે છે. કાલિદાસ ને હોમરની classical, કે બાણ ને ગોઇથેની romantic કવિતાઃ ગ્રીકરોમન સ્થાપત્યની classical ને ગોથિક સ્થાપત્યની romantic ઘાટીઓ; સંગીતાચાર્યોનું classical સંગીત ને એજન્ બ્હાવરાનું romantic સંગીતઃ . એમ ગંગાયમુના જેવી એ બે કલાશૈલીઓ દેશદેશમાં યુગયુગથી પ્રચરેલી છે. મ્હને તો એમાં સ્વતન્ત્રતા ને સંસ્કારનાં, Freedom ને Discipline નાં સર્વસંચારી વિવિધતા ને સંગ્રામ દેખાય છે. Romance એટલે સ્વતન્ત્રતા–Freedomને માટેનાં ફાંફાં કે ઉડ્ડયનોઃ Classics એટલે સંસ્કાર–Disciplineની નિયમાવલિ. Romance એટલે મેઘચિત્રોઃ Classics એટલે ભૂમિતિની નિયમાવલિનાં રંગચિત્રો. ખરા કલાવિધાયકો તો એમનો વિરોધ નથી જોતા, એમની પરસ્પરની અનુસૃતિ નિહાળે છે. ગંગોત્રી ને જમ્નોત્રી નિરનિરાળાં, તેમજ ગંગા ને યમુના યે નિરનિરાળાંઃ પણ આર્યનું પ્રયાગતીર્થ કે ઇસ્લામનું અલ્લાહાબાદ તો ગંગાયમુનાને સંગમતીરે. પ્રવૃત્તિ ને નિવૃત્તિની એવી જ માર્ગભિન્નતા ને પથવિટંબણા મુમુક્ષુઓને નડતી. શ્રી કૃષ્ણચન્દ્રે ભાખ્યું કે પ્રવૃત્તિમાં નિવૃત્તિ ને નિવૃત્તિમાં પ્રવૃત્તિ **यः पश्यति स पश्यतिः** જે પેખે છે તે પેખનાર છે, વસ્તુતું કે પ્રજાનુ પરમ જીવન સ્વતન્ત્રતા ને સંસ્કારના, Freedom ને Discipline ના, સંગ્રામમાં નથી, સંગમમાં છે. ગુજરાતના પરમ સ્વાતન્ત્ર્યવાદી તે જ પરમ તપસ્વી છે, romantic ને classical નો સંગમ એ પરમ કલાવિધાન છે. મ્હારી કવિતાની કલાકૃતિઓમાં યથાશક્તિમતિ કલાવિધાનનું એ આદર્શ રાખ્યું છે. રુદ્રમહાલયનાં તોરણોમાં, સોરઠી સોમનાથનાં સાગરતીરના ખંડેરમાં, આબૂના મન્દિરોમાં એ સંગમ છે. સરસ્વતીચન્દ્રની કાદમ્બરીમાં યે એ કલાસંગમ છે. Classics સંસ્કારિતાના કલાનિયમ ને Romanceની કલ્પનાના ઉર્ધ્વગામી ઉડ્ડયનોઃ પરમ કલાને એ ઉભય આવશ્યક છે. ગુજરાતની ગરબીઓમાં એ છે, સોરઠિયાણીઓના ને ગુજરાતણોના રાસડાઓમાં એ છે. અને

A thing of Beauty is a joy for ever

એ સૌન્દર્યન્યાયે આબૂનાં એ મન્દિરો ને એ સરસ્વતીચન્દ્ર, ગુજરાતની એ ગરબીઓ ને ગુજરાતણોના એ રાસડા તેથી જ નિત્ય સૌન્દર્યની પ્રેરમ પ્રતિમાઓ છે.

કલાદષ્ટિએ ગુજરાતનું કલાવ્યક્તિત્વ Romance ને Classical સંગમકલાના વિધાનમાં પેખાય છે; ઐતિહાસિક દષ્ટિએ ગુજરાતનું કલાવ્યક્તિત્વ આર્ય ને ઇસ્લામના કલાસંગમમાં દર્શાય છે. મસ્જિદોની બાંધણીમાં મન્દિરોના પત્થર જ માત્ર નથી સંચાયા, મન્દિરોનું કલાવિધાને સંચાયેલું છે. કલાશાસ્ત્રીઓ એ કલાવિધાનને Indo-Saracenic Art–આર્ય–ઇસ્લામનું . કલાવિધાન કહે છે. હિંદુ ઇસ્લામનો સહવાસ દેશમાં રાજમન્દિરોમાં તેમ જ ધર્મમન્દિરોમાં આજ સુધી તો ગુજરાતમાં અવિચ્છિન્ન રહ્યો છે. સ્વાગી-

નારાયણ સંપ્રદાયમાં અનેક ખોજાભક્તો છે: દરગાહોમાં અનેક હિન્દુ નરનાર ઓલિયાઓને પુષ્પ, ધુપ, દીપ ધરાવે છે. હિન્દુ ઇસ્લામની સંગમકલાનો ઈતિહાસ ગુજરાતના મધ્યકાલીન મહાલયોમાં લખેલો છે.

અમદાવાદ શહેર જ ઇતિહાસનો એક અજબ કલાગ્રન્થ છે. સૌન્દર્યનું વેરણછેરણ થયેલું અમદાવાદ એક ઉદ્યાન છે. સુરતની ને સુરતીઓની સૌન્દર્યભાવના રસમાં, રૂપમાં, સ્વાદમાં, સુગન્ધમાં, સંગીતમાં, કવિતામાં અનેકધા વિકસેલી છે. જામનગર સૌરાષ્ટ્રનું સુરત છે. કુંકુમ ફુલ અત્તર બાંધણી જરીકામ સંગીત શાસ્ત્રવિશારદતા અનેકધા ત્‍્હાં મ્હોરેલાં છે. વર્તમાન યુગનાં અમદાવાદ શહેરને ને મુંબઈ નગરીને ત્‍્હાં ત્‍્હાંના શેઠિયાઓએ શણગાર્યાં છે; વડોદરાને મહારાજા સયાજીરાવ ગાયકવાડે શણગાર્યું છે; ભાવનગર જૂનાગઢ જામનગર મોરબી ગોંડળ પોરબન્દરને ત્‍્હાં–ત્‍્હાંના રાજવીઓએ ઓછાં વધતાં શણગારેલાં છે. પણ ગુજરાતનો પ્રાચીન કલાઇતિહાસ એટલે ગુજરાતવાસી આર્યતાનો કલાઇતિહાસ, બૌદ્ધોનો કલાઇતિહાસ: શૈવોનો કલાઇતિહાસ, જૈનોનો કલાઇતિહાસ, ઇસ્લામનો કલાઇતિહાસ, વૈષ્ણવોનો કલાઇતિહાસ, ગુજરાતનો પ્રાચીન કલાઇતિહાસ એમ પચરંગી છે. દ્વારિકાના હરિમન્દિરોમાં બૌદ્ધ શૈવ ને વૈષ્ણવી સૌન્દર્ય છાયાઓ ગૂંથાયેલી છે. મહારાજ અશોકના શિલામન્ત્રો, વલ્લભિપુરનાં કોઈ—કોઈ ખંડેર, ગિરનાર શિખર ઉપરનાં ને સાગરતીરનાં કોઈક કોઈક મન્દિરો, સુદર્શન સરોવરની સીમાઓ ને ભાંગેલી ભેખડો: એ બૌદ્ધ કલાઇતિહાસના ભાંગ્યાતૂટ્યા અક્ષરો છે. પ્રભાસપાટણના સોમનાથનાં ખંડેર, સિદ્ધપુરના રૂદ્રમહાલયનાં ઉચ્ચ ભવ્ય તોરણો, પાટણના પડછાયા, મોઢેરાનાં ખંડેર, ઝિંઝુવાડાનો ઉત્કંઠ કિલ્લો, જૂનાગઢના ઉપરકોટના કાંગરા: એ શૈવયુગની જાહોજલાલીના ભાંગેલા કીર્તિસ્થંભો છે. એ જ કાળમાં જૈનયુગ પણ પ્રવર્તતો. ગિરનારને ને સિદ્ધાચળને શિખરે, આબૂને ને તારંગાને માથે, સુરત અમદાવાદ જામનગરને ખોળે જૈનબંધે સૌન્દર્યના અગમ્ય અલંકાર-ગુજરાતને ધરાવેલા છે. અને પછી આવ્યો ઇસ્લામનો યુગ. અમદાવાદ એટલે ઇસ્લામી સૌન્દર્યવિધાનનું સંગ્રહસ્થાન. વીસ લાખની વસ્તીના આ શહેરમાં મસ્જિદોના એક હજાર મિનારા હતા: બાદશાહી સોનાટંકશાળ હતી: નાગોરથી સાલસેટ સુધીની સલ્તનતનું આ રાજનગર હતું. હુમાયુન અકબરશાહ જહાંગીરશાહ શાહજહાન ને ઔરંગઝેબ બાદશાહો આપણી નગરીમાં વસી ગયેલા છે. બાદશાહજાદાઓ અમદાવાદની સુબાગિરિમાં ગૌરવ માણતા. શહેનશાહબાનૂ નૂરજહાંન ને શાહબાનુ મુમતાઝમહેલ આપણા સાબરતીરે રહી ગયાં છે. આજમખાનનો મહેલ બાદશાહીના એક સુબેદારનો મહેલ છે. દાદાહરીહરની વાવ બાદશાહીની એક દાસીએ બન્ધાવેલો જલમહેલ છે. સરખેજનો રોઝો, શાહઆલમનો રોઝો, દરિયાખાનનો ઘુમ્મટ બાદશાહના ધર્મગુરુઓના રોઝા છે. મુમતાઝની પ્રેમસમાધિ ને મૃત્યુવાસ યમુનાતીરે મંડાયા તે પૂર્વે મુમતાઝના રંગમહેલ ને સંસારવાસ સાબરતીરે મંડાયા હતા. સર ટોમસ રો અમદાવાદ જોઇને મોહ્યો હતો. તે ભાખી ગયો છે કે દેશદેશની વસ્તુઓ ને દેશદેશની જનતા માણેકચોકમાં ને ત્રણ દરવાજે એકઠી મળતી. ઉર્દુ કવિતાનો પ્રથમ કવિ વલી અમદાવાદી હતો. ઇસ્લામની જાહોજલાલીનો ઇતિહાસ કંઇક વણભૂંસાયેલો આજે યે અમદાવાદમાં મોજૂદ છે. પછી ગુજરાતમાં જાગ્યો વૈષ્ણવ યુગ. નરસિંહ–મીરાંથી મંડાયેલો એ કલાયુગ પ્રેમાનન્દ ને દયારામભાઈમાં ખીલી નીકળ્યો. વલ્લભ સંપ્રદાયની ફુલમંડળીઓ ને હિંડોળા, પૂજાસામગ્રી, કીર્તનસંગીત ને છપ્પનભોગ તેમજ સ્વામીનારાયણ સંપ્રદાયના મન્દિરમહાલયો—એમણે વૈષ્ણવી કલાવિધાનોથી ગુજરાતને શોભાવ્યું. આમ ગુજરાતનું ઐતિહાસિક કલાવિધાન પંચામૃત સરિખડું પંચ પરમ દ્રવ્યોનું બનેલું છે.

ગુજરાતની સૌન્દર્યવાટિકા વિવિધ ને વિશાળ છે. જગન્મોહિની છે. એ સૌમાં ગુર્જરી સૌન્દર્યોદ્યાનની પરમ રસકલા, સર્વશ્રેષ્ઠ ફુલકલિકા તો ગુર્જર સુન્દરી: શું હિન્દુ કે શું ઇસ્લામી, શું પારસી કે શું ખ્રીસ્તી કે યાહુદી. ગુર્જર સુન્દરીના ગરબા ભરતખંડમાં અનુપમ છે, જગતભરમાં અનુપમ છે; ગુજરાતણ જગદ્સુંન્દરીઓમાં એવી અનુપમ છે. ગુર્જર સુન્દરીઓનો પોષાક સગવડ સૌન્દર્ય લાજમર્યાદને માટે બેનમૂન છે; મદ્રાસમાં મહારાષ્ટ્રમાં બંગાળામાં ઘણી નવસુન્દરીઓ ગુજરાતના પોષાક ઉપર મોહી છે, ને ધારણ કર્યો છે. ગુજરાતની સંસ્કૃતિની સંગીતની કલાની કવિતાની ધાર્મિકતાની ગુર્જર સુન્દરી પરમ પુષ્પકલિકા છે; એની પાંખડીએ પાંખડીએ અદ્દભુત ને

અલૌકિક પરિમલ પમરે છે. રાજમહેલોમાં તેમજ ગરીબોની ઝુંપડીઓમાં ગુર્જર યશકલારૂપ ગુજરાતણ જન્મે છે, રણુવાસમાંની એ રાણકદેવડી ને સહસ્રલિંગ તળાવ ગોડતી એ જસમા ઓડણનો પરિવાર નિર્વંશ નથી થયો. ગુજરાતને ગામેગામ સતીઓની દેહરીઓ છે. ગુજરાતની એ નવસુન્દરીઓ ! ગુજરાતની એ ગરવી ગુણિયલનું, એના પુણ્યનું, એના સૌન્દર્યનું, એના સતીત્વનું નવવિકાસને નામે, નવયુગને નામે, નવભાવનાઓને નામે ખૂન મા કરતી હો !

એ થઈ ગુજરાતના કલાઇતિહાસની રૂપરેખા. ગુજરાતના અર્વાચીન કલાદર્શનની કાંઇક ઝાંખી કરી લઈએ.

આજે દેશની જે ગરીબી છે, પ્રજાની જે ગરીબી છે, તેજ કલા અને કલાવન્તોની ગરીબી છે. વીસમી સદી ભરતખંડમાં તો છપ્પનિયાથી બેઠી. તે પછીની યે પચ્ચીશીમાં કેટલીક ન્હાની ન્હાની દુકાળ છાંયડીઓ આવી ગઈ. મોંઘવારી ને અછત છપ્પનિયા પછી વધી ગયાં. કલાઓની પણ એવી અછત, એવી મોંઘવારી છે. ત્હોયે ગુજરાત ભાગ્યું ભાગ્યું પણ ભરચ છે. ગુજરાતનો બગીચો કરમાયો છે, છતાં યે કરમાયેલો તે બગીચો છે. સો વર્ષ ઉપર સ્વામીનારાયણના મન્દિરો બાંધનાર કારીગરો ગુજરાતમાં હતા; પોણોસો વર્ષ ઉપર આ હઠીભાઇની વાડી ને અંજનશલાકા બાંધનાર પ્રેમચન્દ સલાટ હતા; વીશેક વર્ષો ઉપર તઅજુબ કરે એવું ફતાશાહની પોળમાંનું, ખેતરપાળની પોળમાંનું, શેઠની પોળમાંનું દહેરાસર બાંધનાર રવિકરણ ને ગુલાબજી હતા. પચ્ચાશેક વર્ષો ઉપર મૌલાબક્ષ ને આદિત્રામજી જેવા સંગીતાચાર્યો, ગુજરાતખોળે રમતા. રાજ રવિવર્મા આપણે ત્હાં નથી નીવડયા, પણ છેક ચિત્રકલા વિનાનું ગુજરાત નથી રહ્યું. સમસ્ત ભારતપૂજ્ય ને આર્યાવર્તપ્રખ્યાત એક ચિત્ર તો ગુજરાતે આ યુગમાં આપ્યું છે. આ પ્રજાયુગમાં સ્વદેશભક્તિના આ સ્હવારમાં, હિન્દ મૈયાની મૈયાસ્વરૂપી મૂર્તિ આપણા ગુજરાતી ચિત્રકાર સદ્‌ગત મગનલાલ લીલાધર શર્માએ આપી છે. માતૃભક્તિની તાદૃશતા એ ગુજરાતીએ ખડી કરી. કવિઓ તો અમે ઘણા કહેવાઇએ છીએ; ત્હોયે સાહિત્ય વાંઝિયું રહ્યું નથી. સરસ્વતીચન્દ્રનાં ચાર પુસ્તકો લેઇને ૧૯ મી કે ૨૦ મી સદીની જગત્-સાહિત્ય પરિષદમાં પ્રવેશતાં ગુજરાતીઓને શરમાવું પડે એમ નથી.. ગુજરાતના ધનિકો ધન કમાઈ જાણે છે એમ ખોબલે ને ટોપલે આપીયે જાણે છે. ત્રીસ લાખની સખાવત કરનાર જમશેદજી તાતા, પન્દર લાખની સખાવત કરનાર સર વિઠ્ઠલદાસ જેવા વિદ્યારસિક મહાગુર્જરો આ યુગના યુગપુત્રો છે. પ્રેમચન્દની ભારતીય ઉદારતા લાખ્ખોની હતી. અમદાવાદમાં જ રણછોડભાઈ કુટુંબની છેલ્લાં ૫૦ વર્ષોમાંની સખાવતોનો સરવાળો લાખ્ખોનો છે. ટીળક સ્વરાજ્ય ફાળાની વખતે લગભગ ૫૦ લાખ રૂપીઆ ગુજરાતીઓએ દેશયજ્ઞમાં હોમ્યા હતા. જગડુશાહ વિમળશાહ ને સગાળશાહનો, વસ્તુપાળ ને તેજપાળનો, પુણ્યશ્લોક એ ગુર્જર વૈશ્યોનો વંશવિસ્તાર હજી આથમી ગયો નથી. મહારાજ સયાજીરાવ ગાયકવાડ જગતના કોઈ પણ મન્ત્રીમંડળમાં ઓજસ પાડે. મહારાજા જામશ્રી રણજિતસિંહજીએ ઇંગ્રેજી દેશોમાં ઇંગ્રેજી ખેલના અખાડાઓમાં દિગ્વિજય કીધો છે. મહાત્માજીનું મહાત્મ્ય ને કસ્તુરબાનું સ્ત્રીત્વ વર્તમાન ગુજરાતના દામ્પત્યનું એ પરમ દર્શન આજે જગતવન્દના પામી રહ્યું છે.

આ સ્થળે કવિશ્રીએ ઉમેર્યું કેઃ અમારી પાસે લગભગ હજાર ચિત્રો આવ્યાં છે પણ સજ્જનો ! હું જણાવવાને દિલગીર છું કે કસ્તુરબાનું ચિત્ર કોઇએ મોકલ્યું નથી—સહકારીએ કે અસહકારીએ.

જગતનો તપસ્વી આજ આપણી વાડીએ છે. ગુર્જરી સૌન્દર્યોદ્યાનનાં આજનાં એ પુષ્પો કેટલાં સુંન્દર છે ! ગુજરાતની આત્મસમૃદ્ધિ ઓછી, અધૂરી, ઓસરેલી ત્હોયે થોડી નથી.

રસિક સજ્જનો ને સન્નારીઓ ! સૌન્દર્ય અને કલાનો પરમ નિયમ સમપ્રમાણતાનો છે, ભાવના અને દર્શનની સમતુલાનો છે. વીસમી સદીમાં જગતની પ્રજાઓનાં નાવ ઝોલે ચ્હડયાં છે, ને આપણું યે જહાજ આજ ભર દરિયે ઝોલાં ખાય છે. સંસારની રાજ્યની જીવનની પ્રેમની પુણ્યપાપની ભાવનાઓની, તેમજ આનન્દ સૌન્દર્ય અદ્‌ભુતત્વની જૂની નિયમાવલિઓ ઉપરથી આપણી શ્રદ્ધા ઉડી ગઈ છે; શુદ્ધ શંકાઓ જન્મી છે, મહા અશ્રદ્ધાઓ ઉગી છે. એમાંની કેટલીક નિયમા-

વલિઓ તૂટી છે, કેટલીક તૂટે છે, કેટલીક તૂટશે. નવી નિયમાવલિઓ કઇ ને કેવી રચાશે ? સૌન્દર્યભાવનાઓની એ ભાંગફોડમાં રસશાસ્ત્રની સંક્રાન્તિમાં મ્હારીયે જવાબદારી છે: છન્દોની નિયમાવલિઓનો સાર્વભૌમ અખંડ સત્તાવાદ મ્હારે યે તોડવો પડ્યો છે, એ છતાં યે ઉચ્ચે સ્વરે ઉચ્ચારૂં છું કે ઉચ્છેદ એ કલાકારનો પરમ કલાધર્મ નથી. સૃજન એ જ પરમ કલાધર્મ છે. સંસારમાં રાજ્યમાં રસપ્રદેશમાં પ્રણાલિકાઓ અખંડ રહે ને ન બદલાય એ અશક્ય છે. કાંઇક અવનવા યુગ ઉગશે જ, કંઇ કંઇ પ્રણાલિકાઓ બદલાશે જ. જગતની જાત્રી રહે નહીં, થંભી જાય એ બ્રહ્માંડનિયમનના ઉત્ક્રાન્તિવાદથી વિરુદ્ધ છે. યુગધર્મની વિરોધી સંસારની આત્મદેશની ઘટનાઓ પ્રગતિના યુગાન્તરોમાં પલટાશે જ. સંસારના ધર્મના રાજ્યના કવિતાના નવકલાવિધાયકોએ આ સંક્રાન્તિયુગમાં ન વિસરવાનું તો એકજ મહાસૂત્ર છે; કે પોતે ઉચ્છેદે છે વધારે કે સૃજે છે વધારે ? બ્રહ્માંડ એ જ બ્રહ્માંડનાથનો પરમ ચમત્કાર છે. અદ્‌ભુત નિયમબદ્ધ એ ચમત્કાર છે, સુન્દર કલાવિધાન છે. સૌન્દર્યનાં સર્વ કલાવિધાન નિયમબદ્ધ ચમત્કાર છે. *સૌન્દર્યશાસ્ત્રીની નિયમાવલિ એ કલાવિધાનની રસિક* નિયમાવલિ છે. નકાર કે ઉચ્છેદ કલાકારોની ભાવના ન હોય. નવવિધાનની સ્થાપના એજ કલાવિધાયકોનું કલાધ્યેય હોય. ઇતિહાસની, પ્રાચીનતાની ભૂમિકા ઉપર નવવિધાનના સંસાર મહેલો સ્થાપવા એ જ કલાનું પરમ લક્ષ્ય. I come not to destroy, but to fufil. પયગમ્બરનો, સંસારશાસ્ત્રીનો મહાકવિનો એ જ મન્ત્રોચ્ચાર હોય. ડ્રેકો ને લાઇકરગસ, મનુ પરાશર ને યાજ્ઞવલ્ક્ય પશ્ચિમના ને પૂર્વના એ પ્રાચીન સંસાર ધનવન્તરીઓનો એ જીવનમન્ત્ર હતો. નિજનિજના યુગના યુગધર્મની યુગસ્મૃતિ એમણે રચી. આરસની શિલાનો ભાંગીને ભૂકો કરવો એમાં કલાધર્મ નથી. આરસની શિલાને છોલી સમારી એ અણઘડ અસંસ્કારી ઘાટને ઘડી સંસ્કાર આપી સજીવન કરવી: રસના કે સંસારના બ્રહ્માંડના મહાકલાવિધાયકનો સજીવારોપણ એ જ પરમ કલાધર્મ છે. *જર્જરિત પ્રાચીન પ્રણાલિકાઓ પડે એમાં* સંસારને ભય નથી. એથી એ અનુપમ નવપ્રણાલિકાઓ મંડાય એમાં પ્રતિભા ને પ્રેરણાનું સાફલ્ય છે. અમદાવાદ શહેરનો કોટ પાડવો સહેલો છે. અમદાવાદની મ્યુનિસિપાલિટી તોડવી-તોડાવવી સહેલ છે. ચિરસ્થાયી કાંગરા ને બુરજો બાંધવા, ભદ્રના દુર્ગ રચવા એ જ અઘરૂં છે.

જયા-જયન્ત નાટકના આદિમાં સર્વદષ્ટા બ્રહ્મર્ષિ ઉચ્ચરે છે કે:—

અમારે યોગીઓએ જોવાનું છે એક જ
કે જગત ઉંચે ચ્હડે છે, કે નીચે પડે છે.

ગતિ પ્રગતિ અવનતિનો, સંક્રાન્તિ યુગનો સરવાળો સારવનાર બ્રહ્મર્ષિએ સર્વદષ્ટાની દૃષ્ટિથી એ જ સારવવાનું છે કે લોક કલ્યાણમાર્ગે સંચરે છે કે અકલ્યાણને ! અમદાવાદીઓ ! ત્રીશેક વર્ષો ઉપર અમદાવાદના કોઇક શિખરેથી, હરકુંવર શેઠાણીની અગાશીએથી સ્વામીનારાયણના મન્દિરની અન્તરીક્ષ ઉભી દેવડીએથી, જેમણે અમદાવાદ ત્હારે નિરખ્યું હોય ત્હેને મારી એક વિનતિ છે. આજે ત્રીસ વર્ષો પછી ફરીથી એ અગાસીએ ચ્હડો ને નિરખો. ગુજરાત કોલેજની શિખરદેવડીમાં કે સેન્ટ્રલ બેન્ક ઑફ ઇન્ડિયાની ઉંચી અગાસીમાં ઉભા રહો ને આસપાસ નિહાળો. વાંસમાંથી જેમ ફણગા ફુટે, ન્હાનકડી ટેકરીઓમાંથી જેમ ન્હાનકડાં શિખરો પ્રગટે, એમ અમદાવાદ શહેરના સારા પગથાર ઉપરથી હવેલીઓનાં નવ શિખરો પ્રગટી નીકળતાં દેખાશે. છેલ્લાં ત્રીશેક વર્ષમાં અમદાવાદની પોળોમાં કાદવ હતો તે ઉભરાયો, ને સડકો ઉપર આવ્યો. અમદાવાદનું વાતાવરણ સ્વચ્છ નિર્મળ પારદર્શક હતું તે અસ્વચ્છ ધૂમાડિયું ઝાંખું-ઝંખવાતું થયું. પણ એ જ યુગમાં અમદાવાદ વામણું હતું તે ઉત્કંઠ થયું છે. કોટ ફરતી પ્રદક્ષિણા કરતાં ન્હાળો તો નવરંગી હવેલીઓ ઠામ ઠામ કોટના કાંગરા ઉપરથી ડોકિયાં કરે છે. અમદાવાદનું ધૂમાડિયું વાતાવરણ જુવો એ બીજી દૃષ્ટિ છે. અમદાવાદનાં ઉર્ધ્વ ગમન ને ઉર્ધ્વગમનના અભિલાખ નિહાળવા એ ત્રીજી દૃષ્ટિ છે. સંસારમીમાંસકોએ સર્વદષ્ટા થવું ઘટે છે. અમદાવાદના ગુજરાતની પાટનગરીના ઉર્ધ્વગમનના એ અભિલાષ, ઉંચાઇના એ ગજ માપવાના એ કોડ પ્રભુ પૂરા પાડો !

આ કલાપ્રવર્તક મંડળ છ એક માસનું બાળક છે. લગભગ સો એક એના સભાસદો છે. મુંબઇના છે, સુરતના છે, વડોદરાના છે, અમદાવાદના છે, સૌરાષ્ટ્રના

છે, સમસ્ત ગુજરાતનું આ મંડળ છે, એક નગરીનું નથી. આ બાલક જન્મતિથિએ જ નિશ્ચય કીધો કે વસંતપંચમી ઉપર કલાપ્રદર્શન ભરવું. ઘણા ધનિકોની ધનસહાયતાથી ને થોડા કલાવન્તોની કલાભક્તિથી આ પ્રદર્શન ભરાયું. પણ બાળકના તો બાળખેલ જ હોય ને! કોઈ કવિનું પહેલું કાવ્ય કે કોઇ ચિત્રકારનું પહેલું ચિત્ર કેવું હોય? આ મંડળ મ્હોટું થશે—વયમાં ને સંખ્યામાં—ત્હારે કાલે નહીં તો પરમ દિવસે અમદાવાદમાં યે ગુજરાતનું કલામન્દિર મંડાશે. સૌન્દર્યદેવીઓનાં કલામન્દિર સ્થપાઇ નગરે નગરે સૌન્દર્યપૂજનના સમારંભ થશે ત્હારે પ્રજાનો પરમ વિકાસ થયો મનાશે. રોમ ને ગ્રીસના મહાલયોનાં ખંડેરો ને મહાકાવ્યો, મુગલાઇના દિલ્હી ને આગ્રા ને ફતેહપુર સીક્રીના રાજમહેલો, પ્રાચીન સંસ્કૃતિઓના એ તાજમહેલ ને કાદંબરી એ યુગનાં અમ્મર સંભારણાં છે. સૌન્દર્યનાં ધામ, સંસ્કારિતાનાં મન્દિરો, કલાનાં મહાલયો, ગરીબોની પર્ણકુટીરોના જેવાં ને જેટલાં જ પ્રજાજીવનના પોષક પ્રેરક વિકાસક છે. સમાજના આત્મામાંના રસજલના એ ફુવારા છે.

આપણો સુન્દર ગુજરાત, ભરતખંડનો ગુલજાર ગુજરાત વ્યાપારપ્રધાન દેશ છે. ઉદ્યોગપરાયણ ગુજરાતનાં બન્દરોએથી ભરતખંડનો વ્હેપાર દેશપરદેશ જતો આવતો. સુરત અમદાવાદ પાટણ સૌરાષ્ટ્રની કારીગરી ત્યહાંથી જગતના બાજારોમાં જતી. બાદશાહો અમદાવાદી મશરૂ ને કિનખાબ પહેરતા. ગુજરાતના હુનરઉદ્યોગો ભુતકાલમાં સૌન્દર્યવિહોણા કલાવિહોણા ન હતા, વર્તમાનમાં કલાવિહોણા ન જ હોય. કાપડમાં પોત ને ભાત બન્ને યે પારખૂઓ તો પારખે છે. પ્રજાજીવનનું એ પોત એટલે હુન્નરઉદ્યોગો, એ ભાત એટલે સૌન્દર્ય ને કલા. ઉદ્યોગને કલાનો વિરોધ નથી. પોત એ ભાતની પેઠમ એકબીજાની પુરવણી છે. અમદાવાદી અતલસના રંગો, અમદાવાદી મશરૂની વિવિધ ભાતો, અમદાવાદી કિનખાબનું કસબીપણું, અમદાવાદની ઉદ્યોગભાવનાનું તેમ જ સૌન્દર્યભાવનાનું દર્શન છે. ગુજરાતના કેટલાક કલારસિકો ને કેટલાક ધનિકોનો આ સમારંભ ગુજરાતના સર્વ કલારસિકો ને સર્વ ધનિકોનો સમારંભ થાય એવી કયા ગુજરાતીની ભાવના ન હોય?

પણ આશાને એ આંબે મ્હોર ક્યહારે આવે? પ્રેરણા ને પરિશ્રમ સંગાથે સંચરે ત્હારે. મા કલાવિધાયકોને મ્હારી એક વિનતિ છે: પરિશ્રમને પરિત્યાગશો મા. કલાકારનો સ્વભાવ જ લ્હેરકડો હોય છે. પણ આનન્દી પ્રકૃતિ એટલે આળસુ પ્રકૃતિ એમ અનર્થ થવા ન જોઈએ. પ્રેરણાના પ્રેરાયેલાઓને પણ પરિશ્રમનાં જ પાણી ઉછેરે છે. સર્વમાન્ય લોકોક્તિ છે કે Two p. c. of inspiration, and 98 p. c. of perspiration. બે ટકા પ્રેરણા ને ૯૮ ટકા પરિશ્રમ. પ્રેરણાનાં બાળકો, પરિશ્રમના પાવણ વિનાનાં, બાલપણામાં જ કરમાઇ જતાં અનેક દીઠાં છે.

પ્રજાનાયકોને તેમ જ રાજ્યનાયકોને અન્તિમ મ્હારી વિનતિ એક છે: ધર્મને, કલાને, કેળવણીને રાજકીય પક્ષાપક્ષીથી—Party Politicsથી પર રાખજો. ધર્મની ભાવના તો પ્રજાત્વથી યે પર છે. કલા ને કેળવણી પ્રજાત્વથી પર ન હોય. કોઈ પણ પ્રજાનું સાહિત્ય ત્હેની દેશની ભાષાથી, ત્હેની માતૃભાષાથી નિરાળું ન જ હોય: કોઈ પણ પ્રજાનું સંસારજીવન કલાજીવન ત્હેની પ્રજાત્વ ભાવનાથી નિરાળું ન હોય. આત્માવિહોણ મનુષ્ય હોય તો પ્રજાત્વવિહોણી પ્રજા સંભવે. પણ ઇંગ્લાંડનું પ્રજાત્વ એટલે કોનઝરવેટિવની કે લીબરલની, લેબરની કે રેડીકલની છાવણી નહીં: ઇંગ્લાંડનું પ્રજાત્વ એટલે એ સર્વ યે છાવણીઓનો સંઘ સમુદાય. ઓક્ષફર્ડ ને કેમ્બ્રીજ, ક્રિસ્ટલપેલેસ ને બ્રિટિશ મ્યુઝિયમ એટલે સાંસારિક કે રાજકીય પક્ષાપક્ષી નહીં. વેસ્ટમિનિસ્ટર ને સેન્ટપોલ એટલે સર્વ પક્ષના મહાનાયકોનું શ્રાન્તિધામ ને સમાધિમન્દિર. મન્દિરોમાં સાંસારિક રાજકીય કે કલાવિધાયક સર્વ પક્ષનાં સર્જન ને સત્કાર પ્રભુભક્તિ કરે: સરસ્વતી મન્દિરોમાં સર્વ પક્ષનાં સન્તાનો સરસ્વતીના પ્રસાદ પામે. ગુજરાતના ઓ પ્રજાનાયકો! ગુજરાતના મહારાજાઓ! ગુજરાતની આજની ઓ સાર્વભૌમ સરકાર! ધર્મમન્દિર કલામન્દિર સરસ્વતીમન્દિર પક્ષાપક્ષીથી પર રાખજો! પ્રજાના સર્વ અંગોનો વિકાસ ઇચ્છતા હો તો પ્રજાના સર્વ પક્ષ, અનેકધા પ્રજાહિત વાંછતી અનેક પ્રજાકીય છાવણીઓ ત્યહાં દર્શને જાય, તે પૂજી શકે એવું રાખજો. નરસિંહ મહેતા ગાઇ ગયા છે:

પક્ષાપક્ષી ત્યહાં નહીં પરમેશ્વર,

સમદૃષ્ટિને સર્વ સમાન

ધર્મ કલા ને કેળવણીના પાયા સમદષ્ટિ ઉપર માંડજો; પક્ષાપક્ષીમાં પરમેશ્વર નથી.

વસન્તોત્સવ રચ્યે મ્હારે તો પચ્ચીસ વર્ષો વીતી ગયાં. અમદાવાદ આજ વસન્તોત્સવ ઉજવે છે. આજે આનન્દ ને હુલ્લાસનું પરવ છે. મહાત્માજીની આઝાદી પણ અણધાર્યો આનન્દ ઉભરાવે છે. પવિત્ર ને પુણ્યવન્તી સૌન્દર્યપૂજાનો નવયુગ આજથી આરંભાય છે. એ સૌન્દર્યપૂજા જો છાયાપૂજા નહીં હોય, એ હુલ્લાસ ને આનન્દ આથમતા સૂર્યના માત્ર વાદળરંગો જ નહીં હોય, તો પ્રજાજીવનમાં આત્માનન્દના ફૂવારા તે ઉડાવશે. આશાઓ અનેક હોય. સર્વ આશાઓ કાંઈ ફળતી ફૂલતી નથી. વ્યક્તિઓનાં પુરુષાતન, પ્રજાનાં ભાગ્ય, પ્રભુના પરમ સંકેત, એ સહુમાંથી શુભાશુભ ભવિષ્ય પરિણમશે. ભાવિનાં વચન આપવાં ખોટાં છે, કારણ કે ભાવિ મનુષ્યાધીન છે તેથી અનેકધા અગમ્યને આધીન છે.

ગુજરાતમાં આર્યસંસ્કૃતિ હતીઃ બૌદ્ધ સંસ્કૃતિ આવીને ગઈ, ને જૈનસંસ્કૃતિ ભાગ્યવિધાતા થઈ. પછી ગુજરાતને ઇસ્લામે ને વૈષ્ણવોએ ઓપ દીધા. ગુજરાતને અહિંસાત્મક જૈનસંસ્કૃતિએ રાખ્યું, ગુજરાતના રાજકુળને જૈનસંસ્કૃતિએ સંરક્ષ્યુંઃ ગુજરાતની પ્રાકૃત અષ્ટાધ્યાયી પરમ સમર્થ જૈનાચાર્ય હેમચન્દ્ર સુરીજીએ રચીઃ, જૈનોના રાસાઓએ ગુજરાતી સાહિત્યનું વ્હેણ વ્હેતું રાખ્યું. એ જૈનસંસ્કૃતિને ઓ પ્રમુખ શ્રી! આપના સ્વર્ગસ્થ વડિલશ્રીએ, એ વડિલના ને આપના પૂજ્ય બ્રહ્મચર્યવર્ચસ્વી આચાર્યશ્રીએ આ જમાનામાં પોષી પ્રફુલાવી છે. અમદાવાદના લગભગ અડધ શેઠિયાઓએ પ્રજાપ્રતિનિધિ સભાને યોગ્ય આપને હમણાં જ ઉચ્ચાર્યા છે. આશા છે કે આપને શુભ હસ્ત અમદાવાદનું સાર્વજનિક કલ્યાણ થશે. ગુજરાત કલાપ્રવર્તક મંડળ વતી, ગુજરાતના કલારસિકો વતી, ગુજરાતનું આ કલાપ્રદર્શન ખુલ્લું મૂકવાની, ગુજરાતના સૌન્દર્યનો મુગ્ધ, ગુજરાતની ઐતિહાસિક આત્મસમૃદ્ધિનો ગૌરવશાળી, ગુજરાતના જગત્સન્દેશનો એક ઉપાસક, ગુજરાતી સૌન્દર્યમન્દિરનો આ પૂજારી ગુજરાતનાં રસરસિયાં નરનારને અભિવન્દી આપને વિનતિ કરે છે.

---

કુટુમ્બનાં બધાં માણસો એ કૂટ નીતિનાં ખાં હતાં. ધર્મને તેઓ સ્વાર્થનું માત્ર એક સાધન સમજતા. ભોગવિલાસ અને એશઆરામનો તેમને ચસકો લાગ્યો હતો. આવા માણસોની આગળ નિર્બળ હુસેનનું શું ઉપજે ?

યઝીદે મદીનાના સુબેદાર પર રૂક્કો મોકલ્યો કે હુસેન પાસે મારા નામ પર બૈયત કરાવો, એટલે કે હું ખલીફ છું તેવા સોગન્દ લેવડાવો. હુસેને બૈયત કરવાની ના પાડી. યઝીદ સમજ્યો કે હુસેન રાજ્યદ્રોહી બન્યો છે, એ બંડ ઉઠાવવા ચાહે છે. આથી એણે સૈન્ય એકઠું કરવા માંડયું. કૂફા પ્રાંતના લોકોનો હુસેન પર અતુલ પ્રેમ હતો. એની ધાર્મિક વૃત્તિ જોઈ તેઓ એના પર મોહિત હતા. તેનેજ પોતાનો ખલીફા બનાવવાની તેઓ સિફારશ કરતા. યઝીદને આ વાતની ખબર પડી. એણે કૂફાના આગેવાનોને પોતાની હજરમાં બોલાવ્યા; તેમને ફોસલાવ્યા–ધમકાવ્યા પણ તેઓ એકના બે ન થયા. આથી તેમની નાના પ્રકારની પજવણી શરૂ કરી. તેઓ અકળાયા, ખૂબ મુંઝાયા. હુસેન મદીના છોડી મક્કા ગયો હતો. તેમણે તેને પત્ર લખ્યો કે, " અહીંઆ આવી અમને છોડાવો." પણ હુસેને એ પત્રનો જવાબ સરખો ન આપ્યો; રાજપાટને માટે નિર્દોષોનું લોહી વહેવડાવવું એને પસંદ નહોતું. આ બાજુ કૂફામાં હુસેનને ચાહનારાઓની સંખ્યા વધતી ચાલી. લોકો એના નામ પર બૈયત કરવા લાગ્યા–એને ખલીફા સ્વીકારી એના અનુયાયી બનવા લાગ્યા. થોડા દિવસમાં તો હુસેનના અનુયાયીઓની સંખ્યા ૨૦,૦૦૦ની થઇ ગઈ. હુસેનને બીજા બે પત્રો મળ્યા, પણ હુસેને એ પત્રોનો પણ જવાબ આપ્યો નહિ. અંતે કૂફાવાળાઓએ એક ઘણોજ આર્જવતા-ભર્યો પત્ર લખ્યો, અને હજરત મહમ્મદ અને દીન–ઇસ્લામને વાસ્તે પોતાની સહાયતા કરવા જણાવ્યું: " અગર આપ નહી આવો તો કયામતને દિવસે અલ્લાહ-તાલાની હજરમાં અમે આપ પર ફરિયાદ માંડીશું અને કહીશું કે–' ઇલાહી, હુસેને અમારા પર જુલ્મ કર્યો હતો. કારણ કે અમારા પર જુલ્મ થતો જોવા છતાંયે એ શાન્ત બેસી રહ્યા; અને બધા લોકો ખુદાતાલાના દરબારમાં ફરિયાદ નોંધાવશે કે, 'હે ખુદા, હુસેન પાસેથી અમારા જુલ્મનો બદલો અપાવ.' એ વખતે આપ શો જવાબ આપશો અને ખુદાને શું મ્હોં બતાવશો ? "

ધર્મપરાયણ હુસેને આ પત્ર વાંચ્યો ત્યારે એનાં રુવાં ખડાં થઈ ગયાં; એનું હૈયું ભરાઈ આવ્યું. ગાલ પર આંસુની ધારા વહી ચાલી. તુરત જ હાથમાં કલમ લેઇ આશ્વાસનપત્ર લખ્યો: " હું તુરત જ તમારી સહાય કરવા આવું છું. " અને એ પત્ર પોતાના કાકાના દીકરા મુસલિમને બોલાવી એના હાથમાં આપ્યો, અને ફોરન કૂફાવાળાને એ પત્ર પહોંચાડવાનો હુકમ કર્યો.

મુસલિમ પ્રવાસની વિટંબણાઓ સહન કરતો કરતો કૂફા પહોંચ્યો. આ વખતે કૂફાનો સુબેદાર શાંતિ-પ્રિય સ્વભાવનો હતો. એણે લોકોને કહી રાખ્યું હતું કે: " મને કોઇ છેડશે નહિ ત્યાં સુધી હું કોઇને છેડીશ નથી. "

યઝીદને જ્યારે એ ખબર પહોંચ્યા કે હુસેનનો ભાઈ મુસલિમ કૂફા આવ્યો છે ત્યારે એને બેચેની પેદા થઇ. એણે પેલા શાંતિપ્રિય સુબેદારને ત્યાંથી ખસેડી નાંખ્યો અને તેને બદલે બીજો સુબેદાર નીમ્યો. આ નવા સુબેદારનું નામ ઓબેદુલ્લાહ જિયાદ હતું. એનું હૃદય પાષાણનું હતું અને બુદ્ધિ સર્પગતિ જેવી વક્ર હતી. એને કૂફામાં પગ મૂકતાં જ ત્યાંના લોકોની સભા ભરી, અને જાહેર કર્યું કે " જે લોકો યઝીદના નામ પર બૈયત કરશે તેમના પર ખલીફ નામવરની મહેરબાની થશે; પણ જે લોક હુસેનના નામ પર બૈયત કરશે તેમને જરા પણ રહેમ બતાવવામાં આવશે નહિ; તેમની જમીનજાગીર જપ્ત કરી તેમને શૂળીએ ચઢા-વવામાં આવશે. " આ જાહેરાતની લોકો પર ધારેલી અસર થઇ. કૂફાવાળાઓનાં કલેજાં કાંપી ઉઠયાં. જિયા-દને તેઓ બરોબર ઓળખતા હતા. તેના ખૂની સ્વ-ભાવથી તેઓ પૂરા જાણકાર હતા. છતાં મુસલિમ સાંજની નમાજ વખતે નમાજ પઢાવવા ઉભો થયો, પણ કોઇએ તેનો બોલ ઉપાડયો નહિ. હુસેન પર આમંત્રણપત્રો લખનારાઓ ક્યાં છુપાઇ ગયા તેનો પત્તો મળ્યો નહિ. કોઈ મુસલિમની અડફે પણ ચ્હડતું નહોતું.

પણ મુસલિમ એથી ઓછો હારી જાય એમ હતો. એ જવાંમર્દ હતો. એણે કેટલાક જવાનોને એકઠા કર્યા અને જિયાદને ઘેર્યો. જિયાદ પાસેના પોતાના એક નોકરના ઘરમાં ભરાઈ ગયો, અને

મકાનના ઉંચા ધાબા પર ચઢી એણે બૂમ મારીઃ "હે કૂફાના લોકો ! જો તમે યઝીદને મદદ કરશો તો જાગીર પામશો, અને જો હુસેનને મદદ કરી રાજ્યદ્રોહ કરશો તો એવી સજા પામશો કે તમારી પાછળ કોઇ રડનાર નહીં રહે. " મુસલિમના સાથીઓ આ ધમકી સાંભળી સજ્જડ થઈ ગયા, અને દશદશ વીસવીસની ટુકડીમાં મુસલિમને છોડી રવાના થવા લાગ્યા. ધીરે ધીરે બધાએ અગીઆરા ગણી ગયા, અને એકલો મુસલિમ રહી ગયો. મુસલિમની તાજ્જુબીનો પાર રહ્યો નહિ. એણે ન છૂટકે એક ડોસીના ઘરમાં આશ્રય લીધો. જિયાદને આ વાતની ખબર પડી એટલે એણે ૩૦૦ સિપાહીઓને મુસલિમને ગિરફતાર કરવા મોકલ્યા. સિપાહીઓએ એ ડોસીના ઘરને ઘેરો ઘાલ્યો. મુસલિમ મ્યાનમાંથી તલવાર ખેંચી સિપાહીઓ પર તૂટી પડયો. પણ એકલો આદમી શું કરે ? થોડીજ વારમા તે ઘાયલ થઇ જમીન પર ઢળી પડયો. એટલામાં જિયાદ આવ્યો. એણે એને સમજાવવા માંડયો, પણ મુસલિમે એને ધુતકાર્યો—તરછોડયો. વીર મુસલિમની તેજ જબાન સુબેદારથી ન સહન થઇ. એની નીડરતાએ એના ક્રોધાગ્નિમાં ઘી હોમ્યું. એ વેરથી પ્રજ્વળી ઉઠયો. એણે ઘાયલ મુસલિમનો વધ કરવાની આજ્ઞા કરી. તાબેદાર સિપાહીઓએ એની આજ્ઞા શિરસાવંદ્ય કરી અને એક-સામટી સેંકડો તલવારો મુસલિમ ઉપર તૂટી પડી. અરબસ્તાનના એક વીરની આવી હીચકારી રીતે કતલ થઇ, અને ખુદાનો શહીદ તલવારની શય્યા પર સુતો.

૨

પોતાના પિતાની માફક હુસેન પણ ફકીરોના જેવું સાદું, સરળ જીવન જીવવાને અવતર્યા હતા. એ વખતે એમ ની જગ્યાએ કોઈ ચતુર પુરુષ હોત તો દુર્ગમ પર્વતોમાં જઇને ભરાઇ જાત અથવા તો યમનના કુદરતી કિલ્લા-ઓનો આશ્રય લેઇને સેના એકઠી કરવા લાગી જાત દેશમાં એમનું જેટલું માન હતું અને લોકોની એમની પ્રત્યે જે અગાધ ભક્તિ હતી તે જોતાં ૨૦-૨૫ હજારનું સૈન્ય એકઠું કરવું એમને માટે મુશ્કેલ નહોતું. પણ હુસેન તો પોતાની જાતને પહેલેથીજ હારી ગયેલા સમજતા. શત્રુ પોતાને ગમે ત્યાંથી ખોળી કાઢશે એમ સમજી કયાંય નાસતા પણ નહિ. સેના એકઠી કરવાનો તો પ્રયત્ન જ શાનો કરે ? ઉલટું જે માણસો હજુ તેમને વળગી રહ્યા હતા તેમને પોતા પાસેથી ચાલ્યા જવાનો ઉપદેશ આપતા. એ હંમેશાં એમજ કહ્યા કરતા કે "મને જવા દો. મારે લડાઇ નથી કરવી. મારે કોઇની સાથે નથી લડવું." ખલીફા બનવાની ઇચ્છા એમણે કદી પ્રગટ કરી નહોતી. એમનો આત્મા એટલો ઉચ્ચ, સંસ્કારી હતો કે સંસારના રાજ્યસુખને માટે રણસંગ્રામમાં ઉતરી તેને કલુષિત કરવા તેમનું દિલ ચાલતું નહિ. આત્મશુદ્ધિ અને ધાર્મિક જીવન એજ એમના જીવનનો ઉદ્દેશ હતો. પોતાને કાજ ખિલાફત મેળવવા તેઓ કૂફા આવવા કબૂલ નહોતા થયા, પણ પોતાના સ્વધર્માનુયાયીઓનું દુઃખ ન જોવાયાથી તેમણે તે માગણી સ્વીકારી હતી. તેમનું હૃદય કૂફાવાળાઓની મુસીબતો જોઇને રડી ઉઠયું હતું, અને કૂફા જવાની તૈયારી કરતી વખતે બધા આસપાસના માણસોને તેમણે કહ્યું હતું કેઃ "હું શહીદ થવાને કૂફા જાઉં છું" પોતે એક સ્વપ્નનો પણ ઉલ્લેખ કરતા, જેમાં એમના માતામહ (હઝરત મહમ્મદ પયગમ્બર) એમને સ્વર્ગમાં બોલાવી રહ્યા હતા, અને ત્યાં તેમના આવવાની રાહ જોતા હતા. એમની ટેક કેવળ એજ હતી કે "હું યઝીદના નામ પર બૈયત નહિ કરૂં." આનું કારણ માત્ર એજ હતું કે યઝીદ શરાબી, વ્યભિચારી અને ઇસ્લામના કાનૂનોનો ભંગ કરનારો હતો, અને એવા માણસના નામ પર બૈયત કરવાને એમનું દિલ માનતું નહિ. અને જો યઝીદે એમની હત્યા કરાવવાની પેરવી કરી ન હોત તો એ સાધુપુરુષ જીંદગીભર મક્કામાંજ પડયા રહેત. પણ એમના જીવતાં યઝીદને પોતાનું સ્થાન સુરક્ષિત લાગતું નહિ. રાજ્યભવનો માર્ગ નિષ્કંટક કરવા દુશ્મનનો કાંટો કાઢી નાંખવા એ એને પરમ આવશ્યક લાગતું. અને ખિલાફત એક ધર્મપ્રધાન સંસ્થા હતી, આને લીધે હુસેનની શાંતિપ્રિયતા એમની લોકપ્રિયતામાં વૃદ્ધિ કરતી અને એથી એમની વીરતા કરતાં એ યઝીદને વધારે ખટકતી. યઝીદને હુસેન એના નામ પર બૈયત કરે એટલેથીજ સંતોષ નહોતો, હુસેન એના દરબારમાં હાજર થાય એ પણ એની માગણી હતી. હુસેનની બૈયત પર યઝીદને વિશ્વાસ નહોતો. દરબારમાં બોલાવી એ એમનું કાસળ કાઢવા ચાહતો હતો. આને લીધેજ હુસેનને કૂફા જવું પડયુ હતું—ખિલાફત મેળ-વવાને માટે નહીં પણ જુલમથી પીડાતા કૂફાવાસી-

ઓની સહાયતાને માટે. જુલ્મગારના પંજામાંથી પોતાનો જાન બચાવવાનો બીજો કોઇ ઇલાજ નહોતો. માત્ર પોતાના ખાસ માણસો અને કુટુમ્બનાં ન્હાનાંમ્હોટાં મળી કુલ ૭૨ માણસોનો કાફલો લેઇ તેમણે કૂફાની તૈયારી કરી. ઘણા મિત્રોએ તેમની સાથે જવાની હઠ પકડી, કૂફાવાળાઓની દુર્બળતા અને વચનભંગ તરફ તેમનું લક્ષ ખેંચ્યું પણ તેમણે કોઈની વાત કાને ધરી નહિ. શહાદતનો પ્યાલો પીવાને, ધર્મની વેદીપર દેહનું બલિદાન આપવાને તેઓ વ્યાકુળ થઈ ગયા હતા. આથી હિતૈષીઓએ તેમને ઘણાયે રોકયા પણ તેઓ તો કૂફા ચાલી નીકળ્યા. જે દિવસે મુસલિમ શહીદ થયો તેજ દિવસે તેમણે મક્કાથી કૂફા પ્રતિ પ્રયાણ કર્યું. ૧૮ મે દિવસે તેઓ ફ્રાત નદીના કિનારે પહોંચ્યા, અને ત્યાં કર્બલાના મેદાનમાં કૂફાના ગવર્નરના હુકમથી ડેરો નાંખ્યો. આ મેદાન તદ્દન વેરાન હતું. માણસ કે વૃક્ષનું ત્યાં નામનિશાન નહોતું; છતાં ગવર્નરનો હુકમ હતો, એટલે હુસેનને આ નિર્જન અને નિર્જળ મેદાનમાંજ ડેરો નાંખવો પડયો.

શત્રુસેના હુસેનની પાછળ પાછળજ મક્કેથી આવી રહી હતી. બીજી સેનાઓ પણ હુસેનની ચોતરફ ગોઠવાઈ ગઇ હતી, અને હુસેનનો કૂફા જવાનો માર્ગ આંતરી લીધો હતો. કર્બલા પહોંચ્યાને આગલે દિવસે રસ્તામાં હુરની સેના મળી. હુસેને હુરને પોતાની પાસે બોલાવી પૂછ્યું: “ તમે મારી તરફ છો કે વિરૂદ્ધ ?” હુરે જવાબ આપ્યો: “હઝરત, મને તો આપની સામે લડવા માટે મોકલ્યો છે. ” પછી બન્ને સેનાઓએ સાથે સાથે કૂચ કરી, અને જ્યારે દિવસનો ત્રીજો પહોર થયો અને નમાજ પઢવાનો વખત થયો ત્યારે હઝરત હુસેને કૂચ બંધ કરવાનો હુકમ કર્યો અને પોતે નમાજ પઢવા ઉભા થયા. પાસેજ હુર ઉભો હતો. હુરને હઝરતે પૂછ્યું: “ કેમ, તું મારી પાછળ ઉભો રહીને નમાજ પઢીશ કે ? ” હુરે હા પાડી. હુસેને હુરને પાછળ ઉભો રાખ્યો અને બન્ને સેનાઓને નમાજ પઢાવી. હુરે જો કે યઝીદના નામ પર બૈઅત કરી હતી પણ એ સારાસાર સમજનાર વિવેકી પુરુષ હતો. હઝરત મહમ્મદના દોહિત્ર સામે લડતાં એના હૃદયમાં ગભરાટ થતો હતો. એ મોટા ધર્મસંકટમાં પડ્યો હતો. હુસેન પાછા મક્કા ચાલ્યા જાય એમ એનું હૃદય ઝંખ્યા કરતું. પ્રગટ તે હુસેનને કૂફાના ગવર્નર પાસે લઈ જવાની ધમકી આપતો, પણ અંતરમાં હુસેનને જવાયે ઈજા થાય તે તેને પસંદ નહોતું. આખરે કર્તવ્ય ઉપર હૃદયે વિજય મેળવ્યો અને હુરે હુસેનની આગળ પ્રગટ શબ્દોમાં પોતાના હૃદયની પીડા વ્યક્ત કરી કહ્યું:

“ જો મારે હાથે કોઈ અનુચિત કાર્ય થઈ જાય અને આપને દુઃખ થાય તો મારો આ ભવ અને પરભવ બન્ને બગડે. અને જો હું આપને જિયાદની રૂબરૂમાં પેશ ન કરૂં તો મારાથી કૂફામાં પગ ન મૂકાય. હઝરત, દુનિયા મોટી છે. હું ગમે ત્યાં ચાલ્યો જઈશ, પણ આપના માતામહ હઝરત મહમ્મદની મહેરબાની ગુમાવીને હું કયામતને રોજ શું મ્હોં લેઈને અલ્લાહતાલાની હજુરમાં હાજર થઈશ ? આપ કૃપા કરીને બીજે કોઇ રસ્તે ચાલ્યા જાઓ; કૂફા ન જશો. હું કૂફાના ગવર્નરને લખી દઉં છું: ‘આપની સાથે મારો ભેટો થયો નથી; આપ કોઈ બીજે રસ્તે નીકળી ગયા છો.’ મારા સમ છે, આપ કૂફા ન જશો. મારા પર એટલી રહેમ કરો.” પણ હુસેને કહ્યું: “ મને તું મોતથી ફોગટ ડરાવે છે. હું તો મોતને ભેટવા–શહીદ થવાજ મક્કેથી નીકળ્યો છું. ”

હુરની આ દશા જોઈ હુસેનના કેટલાક સાથીઓએ હુરની સેના સાથે લડવાને હુસેનને આગ્રહ કર્યો, પણ હુસેને જવાબ આપ્યો: “ ખૂનરેજીના કામમાં હું આગેવાન થવા નથી માગતો. મારી નીતિથી એ વિરૂદ્ધ છે.” હુસેનને પોતાની આત્મરક્ષાનો કાંઈ ઉપાય સૂઝતો નહોતો. એમનામાં સાધુનો ગભરાટ હતો પણ યોદ્ધાનું ધૈર્ય નહોતું; મહાત્મા ગાંધીજીનું આત્મસમર્પણ હતું પણ શિવાજીની દૂરંદેશી નહોતી. આથી કઠણ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવાની કળા એમને નહોતી આવડતી.

૩

જ્યારે અહીંઆ કર્બલાના મેદાનમાં હુસેન અને તેમનાં આપ્તજન ડેરાતંબુ ઠોકતા હતા ત્યારે ત્યાં કૂફાની રાજધાનીમાં, કૂફાનો ગવર્નર ઓબેદુલ્લાહ જિયાદ લડાઈની તૈયારીઓ કર્યે જતો હતો. એણે ઉમર સાદ નામના યોદ્ધાને પોતાની પાસે બોલાવ્યો અને રે પ્રાંતની સુબેદારીનું ઉચ્ચ પદ તેને બક્ષિસ કર્યું. અને હુકમ કર્યો કે હુસેનની તેણે હત્યા કરવી. પણ ઉમર વિવેક-

શલ્ય મનુષ્ય નહોતો. તે સારી પેઠે સમજતો હતો કે હુસેનની હત્યાથી એના કપાળ પર જે કાળું કલંક ચોંટશે તેની કાળાશ કયામતના રોજ સુધી ધોવાવાની નથી. પણ રૈની સુબેદારી કાંઈ જેવી તેવી ચીજ નહોતી. મોટા મોટા અમીરઉમરાવો એ પદને ઝંખતા. ઉમરને તો આ પદ એની મેળે આવી મળ્યું હતું. એના નસીબે જોર કર્યું હતું. પણ એનાં સગાંસંબંધીઓ કહેવા લાગ્યા: "ઉમર, હઝરત હુસેનનું ખૂન કરવાનું બીડું તું ન ઉપાડ. એનું પરિણામ સારૂં નહીં." ઉમર ઓબેદુલ્લાહ પાસે ગયો અને કહ્યું કે: "મને હુસેનનું ખૂન કરવાનું કામ ન સોંપો;" પણ રૈની સુબેદારી છોડવા તેનો જીવ ચાલતો નહોતો એટલે ઉમેર્યું: "બીજું ગમે તે કામ સોંપો." ઓબેદુલ્લાહે જવાબ આપ્યો: "હુસેનનું ખૂન કરનાર માટે જ રૈની સુબેદારી છે. તમને એ સોદો મોંઘો પડી જતો હોય તો રહેવા દો, કાંઈ જબરજસ્તી નથી. બીજા કોઈને એ કામ સોંપીશું."... શું રૈની સુબેદારી આમ છોડી દેવી? હાથમાં આવેલો માલ આમ જતો કરવો? ઉમરનું ચિત્ત ચળી ગયું. રૈની સુબેદારીના ઐશ્વર્યની ચમકથી એનો આત્મા અંજાઈ ગયો અને એ એ ધૃણિત કાર્ય કરવાને તૈયાર થઈ ગયો. ઓબેદુલ્લાહની ખુશીનો પાર રહ્યો નહિ. એ એને ભેટી પડ્યો, એને ખૂબ ઈનામઅકરામ આપી નવાજ્યો, અને ૪૦૦૦ સૈનિકો એને હવાલે કર્યા. ઉમર ખૂબ હાંકથી પોતાને ઘેર આવ્યો અને પોતાના કમરામાં જઈ સૂતો. ધીરે ધીરે રાત્રિનો ઘોર અંધકાર આખા કમરામાં ફેલાઈ ગયો અને એ અંધકારમાં ઉમરના આત્માની જ્યોતિ પ્રકાશી ઉઠી. દિવસના કાય પર અંદરના પરીક્ષકે તીક્ષ્ણ દૃષ્ટિ નાંખી, અને ઉમર બેચેન થયો. એણે પળવાર પણ ઉંઘ આવી નહિ. આખી રાત એ પથારીમાં તરફડ્યો અને સવારમાં ઉઠી ઓબેદુલ્લાહની પાસે ગયો. એણે ફરીવાર પોતાની લાચારી વ્યક્ત કરી. ફરીવાર ઓબેદુલ્લાહે સોદાની શરત રજુ કરી, અને રૈની સુબેદારીએ ઉમરના આત્મા પર ફરીવાર વિજય મેળવ્યો. ઓબેદુલ્લાહે હુસેન અને તેમના સાથીઓ ફિરાત નદીની પાસે જઈ એક ટીપું પણ પાણી પીવા ન પામે એવી ઉમરને સખત તાકીદ કરી. એવામાં હુરની સેના આવી પહોંચી. આ સેના પણ ઓબેદુલ્લાહે ઉમરનેજ હવાલે કરી, એટલે પોતાના ૪૦૦૦ અને હુરની સેનાના ૧૦૦૦ મળી કુલ ૫૦૦૦ સૈનિકોનો ઉમર સેનાધિપતિ બન્યો. હજુ પણ હુસેનની સાથે લડવું ન પડે એજ ઉમરની ખ્વાહિશ હતી. એણે હુસેનની પાસે એક દૂત મોકલ્યો અને પૂછાવ્યું કે: "આપનો હવે શો નિશ્ચય છે!" હુસેને જવાબ આપ્યો: "કૂફાવાળાઓએ મને દગો દીધો છે. તેમણે પોતાના દુઃખની વાત કરી મને અહીંઆ તેડાવ્યો, અને હવે તેઓ મારા દુશ્મન થઈ બેઠા છે. એટલે જો મને કોઈ જબરજસ્તીથી રોકે નહિ તો હવે હું મક્કા પાછો જવા માગું છું." આ જવાબ સાંભળી ઉમર ઘણોજ પ્રસન્ન થયો. એ તુરતજ ઓબેદુલ્લાહ પાસે દોડ્યો અને હુસેનનો જવાબ કહી સંભળાવ્યો. પણ ઓબેદુલ્લાહે તો હુસેનનું ખૂન કરવાનો જ નિશ્ચય કર્યો હતો. એણે કહ્યું: "હુસેનની પાસે યઝીદના નામ પર બૈયત કરાવો, અને આનાકાની કરે તો એને અહીંઆ મારી હજૂરમાં પેશ કરો." બીચારો ઉમર બોલો પડી ગયો.

એ કચવાને દિલે કળસા તરફ ગયો, અને ઓબેદુલ્લાહે જામા મસ્જિદમાં કૂફાના લોકોની સભા ભરી. લોકોની આગળ ઓબેદુલ્લાહે એક સરસ લાંબી તકરીર (વ્યાખ્યાન) કરી જણાવ્યું:

"કૂફાના લોકો! યઝીદના ખાનદાને (કુટુમ્બે) તમારા પર કેટલા ઈન્સાફથી રાજ કર્યું છે અને કેટલી રહેમદિલીથી પોતાની રૈયતને નવાજી છે એ તમે જાણો છો. યઝીદે એ રાજકારોબારમાં સુધારો કરી દેશને કેટલો આબાદ અને બરકતવાળો બનાવ્યો છે એ પણ તમે જાણો છો. આજે રસ્તામાં ચોરલૂંટારાનો ભય નથી. અદાલતોમાં આજે સાફ ઈન્સાફ થાય છે. સલ્તનતના વફાદાર નોકરોની તન્ખ્વાહ (પગાર) વધારવામાં આવી છે. રાજના ખેરખ્વાહોની જાગીરો પણ વધારવામાં આવી છે. વિદ્રોહીઓનો કિલ્લો કડડડભૂસ તૂટી ગયો છે, અને અને આજે તમામ રૈયત શાંતિનો શ્વાસ લેઈ રહી છે. આ બધું આપણા ખલીફની રહેમદિલી અને ઈન્સાફદારીનું પરિણામ છે. એમણે મને હુકમ કર્યો છે કે બાદશાહતના જે નોકરોને આજે ૧ દીનાર મળે છે તેમને હવેથી ૧૦૦ દીનાર આપવા અને તેમને રાજ્યદ્રોહી હુસેનની સામે લડવા મોકલવા. એટલે જો તમે તમારી તરક્કી અને ઉન્નતિ ચાહતા હો તો મેદાને જંગમાં જવાને તૈયાર થઈ જાઓ, અને નામવર ખલીફની

મહેરબાની મેળવો. કારણ આવા સારા કામમાં દેર કરવી તે જાહેલિયતનું કામ છે. ”

આ તકરીર સાંભળી સ્વાર્થાંધ સરદારોના મ્હોંમાંથી પાણી છૂટયું અને તેઓ ધર્માધર્મના વિચારને તિલાંજલિ આપી સમરક્ષેત્રમાં જવાની હરિફાઇ કરવા લાગ્યા. શિમરે ચારહજાર સવાર એકઠા કર્યા. રિકાબે બે હજાર, હસીને ચાર હજાર, મસાયરે ત્રણ હજાર અને બીજા એક સરદારે બે હજાર એકઠા કર્યા. બધાએ ન્હાના-મ્હોટા સરદારો પોતપોતાની ફોજો લેઈ કર્બલા પહોંચ્યા, અને ઉમરને મળ્યા. ઓબેદુલ્લાહે આ બધી ફોજોની કુલ સરદારી ઉમરને જ આપી હતી, અને એથી ઉમર પાસે કુલ ૨૨૦૦૦ની સેના થઈ. તરસથી અધમૂઆ થઈ ગયેલા ૭૨ માણસોની સામે લડવાને—અને તેમાં કેટલાય તો વૃદ્ધ અને બાળક હતા—આટલી ગંજાવર સેના એકઠી કરવામાં આવે એ કેટલું હાસ્યાસ્પદ લાગે છે! પણ વિચાર કરતાં જણાશે કે શત્રુએ હુસેનની શક્તિનું માપ બરાબર આંકયું હતું. હુસેનની શક્તિ એ ન્યાયની શક્તિ હતી; સત્યની શક્તિ હતી. કારણ આ યજીદ અને હુસેન વચ્ચેનું યુદ્ધ નહોતું, ઇસ્લામની રાજસત્તા અને પ્રજાસત્તા વચ્ચેનું યુદ્ધ હતું. યજીદ મહમ્મદ પયગમ્બરનો વિરોધી હતો, હુસેન એમનો પ્રતિનિધિ હતો. દૈવવશાત્ આજે અધર્મે ધર્મને પગ તળે કચડયો હતો, પણ ધર્મના છૂટવાનાં ચિહ્ન સ્પષ્ટ દેખાતાં હતાં. ઘણા સૈનિકો યુદ્ધક્ષેત્રમાં પગ મૂકતાં અધર્મના વિચારથી કમ્પી ઉઠતા, અને પાછા નાસી આવતા. ઓબેદુલ્લાહને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે એણે યુદ્ધક્ષેત્ર પર ચોતરફ નિરીક્ષકો મૂકયા, અને કેટલાક નાસી આવનાર સૈનિકોને ખોળી કઢાવી તેમને ઠાર કરાવ્યા. આથી નાસી જનાર સૈનિકોમાં ગભરાટ ફેલાયો, અને તેઓ ફરી પાછા સેનામાં ભરાઇ ગયા.

ઓબેદુલ્લાહે ઉમરને સખ્ત હુકમ કર્યો હતો કે હુસેનના માણસો નદી પાસે ફરકવા પણ ન પામે, એટલે સુધી કે કૂવો ખોદવાની પણ તેમને તક ન મળે. આથી ઉમરે ફરાત નદીનું રક્ષણ કરવા માટે હુસેનના તંબુઓ અને નદીના પાણી વચ્ચે એક સેના ગોઠવી અને એ સેનાએ નદીના પટમાંજ મુકામ નાંખ્યો. આ ઉપરાંત નદીના કિનારા પર ૧૦૦૦ સૈનિકોનો ખડો પહેરો મૂકયો, અને પાણી લેઈ જવાનો માર્ગ બિલકુલ બંધ કર્યો. હુસેન આ ઢંગ જોઈ એ પહેરેગીર સૈનિકોની પાસે ગયા અને થોડું પાણી લેઈ જવા દેવા તેમને વિનંતિ કરી. પણ એ વિનંતિની જરાયે અસર થઇ નહિ. ખિન્ન હૃદયે તેઓ પાછા ફર્યા. તેમનો કંઠ શોષાઈ ગયો હતો, પણ તેની તેમને પરવા નહોતી. કોમળ સ્ત્રીઓ અને કુમળાં બચ્ચાંઓને તરસથી તરફડતાં જોઇ એમનું હૃદય ચીરાઈ ગયું. પણ પાષાણ હૃદયી પહેરાવાળાઓને દયા ન આવી તે નજ આવી.

છેવટ હુસેન અને તેમના સાથીઓ તરસને લીધે બેભાન થઈ ગયા. જ્યારે સંધ્યાકાળના સૂર્યના કોમળ સ્પર્શથી હુસેન હોશમાં આવ્યા, ત્યારે તેમણે પોતાના અઝીઝ બિરાદર અબ્બાસને પોતાની પાસે બોલાવ્યો અને એને ૨૦ સવાર અને ૩૦ પેદલ સિપાઇ આપી કહ્યું: “ જાઓ, ૨૦ મશક લેઈ જાઓ અને પાણી ભરી લાઓ. ” અબ્બાસે આ હુકમ ખુશીથી માથે ચઢાવ્યો અને એ મશકો અને માણસો લેઇ જ્યાં પાણી હતું ત્યાં દૂર નદીને કિનારે આવ્યો. પહેરેગીરે પોકાર કર્યો: “ કોણ છે એ ? ” અબ્બાસની સાથેના માણસોમાં એક એ પહેરેગીરનો ભાઇ નીકળ્યો. એણે જવાબ આપ્યો: “ એ તો હું છું, તારો ભાઇ—પાણી પીવા આવ્યો છું. ” પહેરેગીરે કહ્યું: “ પી લે. ” માણસે કહ્યું: “ કેવી રીતે પીઉં ? હુસેન અને તેમનાં બાલબચ્ચાં પણ તરસ્યે મરે છે અને હું કેવી રીતે પાણી પીઉં ? ” પહેરેગીરે કહ્યું: “ એ જાણું છું પણ શું કરૂં ? હુકમની આગળ લાચાર છું. ” અબ્બાસ અને એની સાથેના માણસો નદીમાં ઉતર્યા અને મશકો પાણીથી ભરી લીધી. રક્ષક પહેરેગીરોએ તેમને રોકવાનો પ્રયત્ન કર્યો પણ તેઓ મશકો લેઇને તેમને વટાવી નીકળ્યા અને મુકામે આવી પહોંચ્યા. હુસેનના કાફલાના આનંદનો પાર રહ્યો નહિ.

હુસેને ફરી એક વાર સુલેહ કરવાનો પ્રયત્ન કર્યો. એમણે ઉમરને સંદેશો મોકલ્યો કે: “ આજે રાત્રે બન્ને સેનાઓની વચમાં તમે મને મળજો. ” રાત્રે નક્કી થયેલે વખતે ઉમર અને હુસેનની મુલાકાત થઇ અને એ બન્ને વચ્ચે ખૂબ વાતો થઇ. હુસેને સુલેહની ત્રણ શરતો બતાવી: (૧) અમને મક્કા પાછા જવા દો; અથવા (૨) સીમા પ્રાંતની તરફ જવાની અમને રજા આપો; અથવા (૩) મને યજીદની પાસે મોકલી દો. ઉમરે આ

શરતો ઓબેદુલ્લાહને કહી સંભળાવી અને તેણે એ શરતો સ્વીકારવાની ઇચ્છા બતાવી, પણ શિમર વચમાં બોલી ઉઠયો: "દુશ્મન બરોબર દાવમાં આવ્યો છે અને તમે એને છટકવા ન દો. જો આ વખતે છટકશે તો એની કુવત એટલી બધી વધી પડશે કે એની સામે ઉભા રહેતાં આપણને નવનેજાં થશે." આ દલીલ સાંભળી ઓબેદુલ્લાહનો નિશ્ચય ઢળી પડયો, અને ઉમર નિરાશ થયો.

મહોર્રમ મહિનાની ૯ મી તારીખે કેટલાક આસપાસના ગામડાંના લોકો હુસેનની મદદ કરવાને આવી પહોંચ્યા. આ ખબર સાંભળી ઓબેદુલ્લાહે કેટલાક સવારો મોકલી એ લોકોને ભગાડી મૂક્યા અને ઉમરને તાકીદ કરી કે: "હવે તુરતજ લડાઇ શરૂ કરો, નહીં તો ટાળમટોળ કરવા માટે તમને સજા થશે." બીજે દિવસે હુસેનની સામે લડવા ૨૨૦૦૦ સૈનિકોએ કૂચ કરી: કીડી પર કટક ચઢયું.

જ્યારે હુસેનને આ ચઢાઈની ખબર પડી ત્યારે તેમને ગભરાટ છૂટયો. પોતાની સાથે પોતાના સાથીઓનો પણ જાન જાય એ તેમને અન્યાય લાગ્યો. યઝીદને એમની સાથે દુશ્મનાવટ હતી, એમના સાથીઓ સાથે નહીં. તેઓ શામાટે જાન ગુમાવે? આથી એમણે ઉમરને સંદેશો મોકલ્યો કે: "અમને એક દિવસની મહેતલ આપો." ઉમરે બીજા સરદારો સાથે મસલત કરી એક દિવસની મહેતલ આપી. હુસેને પોતાનાં સગાંવહાલાં તથા સાથીઓને બોલાવીને કહ્યું: "દોસ્તો! કાલે મારા લોહીથી આ જમીન લાલ થશે. તમે મારો જે સાથ કર્યો છે તે માટે હું તમારો દિલથી અહેસાનમંદ છું. હું અલ્લાહતાલાને દુઆ કરું છું કે તમને એ તમારી આ નેકીનો સવાબ આપે. તમારાથી જ્યાદા ઇમાનદાર, જ્યાદા પાક દિલવાળા, જ્યાદા દિલેર આદમી આ દુનિયામાં મેં નથી જોયા. હું તમને ખુશીથી રજા આપું છું કે તમારી જ્યાં ઇચ્છા આવે ત્યાં ચાલ્યા જાઓ. હું કોઇને દબાવવા નથી ચાહતો. માત્ર હું તમને એટલીજ અર્જ કરું છું કે તમારામાંથી દરેક મારા એકેક રિસ્તેદારને (કુટુમ્બીને) તમારી સાથે લેઇ જાઓ. મુમકિન છે કે ખુદા તમને બચાવી લે, કારણ દુશ્મન મારા ખૂનનો તરસ્યો છે. હું હાથમાં આવીશ એટલે તેઓ પછી તમારી કોઇની તપાસ નહિ કરે."

આમ બોલી એમણે દીવો હોલવી નાંખ્યો જેથી જવા ઇચ્છનારાઓને સંકોચ ન થાય. પણ તેમનું છેલ્લું વાક્ય પૂરું થયું કે તુરત જ બધા એકી અવાજે બોલી ઉઠયા: "અમારાથી એ નહીં બને. ખુદા એ રોજ ન બતાવે કે આપની બાદ અમે જીવતા રહીએ. અમે બીજાઓને શું મ્હોં બતાવીશું? એમને શું અમે એમ કહીશું કે અમે ભાલો પણ ન ઉઠાવ્યો, તલવાર પણ ન ચલાવી; અને અમારા માલિકને દુશ્મનોની વચમાં છોડીને આવ્યા? અમારાથી એ કદી નહીં બને. આપને છોડીને અમે કદાપિ નથી જવાના. અમારી માલમિલ્કત અને અમારો જાન આપને ચરણે છે." આ રીતે ચર્ચામાં અડધી રાત વીતી ગઇ અને બાકીની રાત સૌએ પ્રભુપ્રાર્થનામાં ગાળી. પ્રાતઃકાળમાં ઘુંટણે પડી સૌએ ખુદાની બંદગી કરી, અને પોતાની મુક્તિને માટે એની દુઆ માગી.

## ૪

જગતના ઇતિહાસમાં અનુપમ પ્રભાતનો ઉદય થયો. ૭૨ માણસો ૨૨૦૦૦ યોદ્ધાઓની સન્મુખ ઉભા રહી પોતાના ઇમામ હુસેનની પાછળ સુબેહની નમાજ પઢી રહ્યા હતા. કદાચ આ તેમની છેલ્લી નમાજ હતી. તેઓ જાણતા હતા કે એક ક્ષણમાં તેઓ બધાયે આંધીમાં તણખલાં ઉડે એમ ઉડી જશે, પણ તેઓ પહાડની જેમ અચળ ઉભા હતા, જાણે જગતમાં એવી કોઇ શક્તિ નહોતી, જે તેમના હૃદયમાં ભયનો સંચાર કરી શકે. તેમનાં મુખ પર કોઇ જાતની ચિંતા નહોતી; વિષાદ કે નિરાશાની ઝાંખપ નહોતી. પોતાના સાચ્ચા માલેક તરફની ભક્તિએ, યુદ્ધના ઉત્સાહે તેમનાં મુખપર કોઇ અનેરી જ્યોત પ્રગટાવી હતી. તેમનાં હૃદયમાં પોતાના માલિકની રક્ષા કરવા સિવાય કોઇ અભિલાષ નહોતો. આ ૭૨ માણસોમાં એક પણ એવો નહોતો જે લડવાને માટે યોગ્ય હોય. બધાએ ભૂખ અને તરસથી વ્યાકુળ થઇ ગયા હતા. કેટલાકના દેહપર તો માંસનું નામ સુદ્ધાં નહોતું—માત્ર હાડકાં અને ચામડી ઝુલતી હતી. બીચારા ઠોકર ખાધા વિના બે ડગ પણ માંડી શકતાં નહીં. આવાં માણસોની બનેલી ટુકડીને સેના પણ શી રીતે કહેવાય? છતાં એમની સામે લડવાને જેમના બાહુબળ માટે અરબસ્તાન અભિમાન ધરાવતું એવા ચૂંટેલા જુવાનો હતા; અને તે ૨૨૦૦૦.

એ દિવસોમાં યુદ્ધની રીતો બે પ્રકારની હતી: (૧) સામસામી સેનાઓનું યુદ્ધ: અથવા (૨) સેનાઓમાંથી ચૂંટેલા જવાનોના વારાફરતી દ્વંદ્વયુદ્ધ. હુસેનની પાસે માણસો એટલા ઓછા હતા કે પહેલા પ્રકારના યુદ્ધમાં તે પળવાર પણ ટકી શકે તેમ નહોતું. આથી બીજા પ્રકારની રીતિએ જ યુદ્ધ કરવાનું હુસેને નક્કી કર્યું. યુદ્ધ થતાં પહેલાં તેમણે સામા પક્ષના સૈનિકોને ઉદ્દેશીને ઘણીજ ઓજસ્વિની ભાષામાં પોતાનું નિર્દોષપણું પુરવાર કરતાં કહ્યું:

"ખુદાની કસમ, હું બેઈજ્જત અને બેઆબરૂ બનીને તમારી શરણમાં નથી આવવાનો, ન તો હું ગુલામોની માફક લાચાર બનીને યઝીદની ખિલાફત કબૂલ કરવાનો છું. ઓ ખુદાના બંદા ! હું ખુદાની શરણુ માગું છું મારે માટે નહિ પણ એ જીવોને માટે, જેઓ મગરૂરીમાં અંધ બની એને ભૂલી ગયા છે, એના પર ઈતબાર કરતા નથી. ખુદા એમને અમન બક્ષો !"

આટલું બોલી હુસેન પોતાના તંબુ તરફ ગયા અને ઉમરે તીર છોડી યુદ્ધની ઘોષણા કરી.

પછી આત્મત્યાગ, દેહસમર્પણ, અપ્રતિમ ધૈર્ય અને અવિચળ વીરતાની અલૌકિક અને ચિરસ્મરણીય કથા શરૂ થઇ, જે કથાને કહેતાં અને સાંભળતાં આંખોમાંથી આંસુની ધારા ઉભરાઇ નીકળે છે: જે કથા પર રોતાં રોતાં લોકોએ ૧૩ સદીઓ વીતાવી છે, અને હજુ અનંત સદીઓ વીતાવશે.

હુરની વાત આગળ પર આવી ગઇ છે. એ તે પુરુષ હતો, જે ૧૦૦૦ સૈનિકોને લેઇ હુસેનની સાથે સાથે આવ્યો હતો અને જેની સલાહથી જ હુસેને આગળ ન જતાં એ નિર્જળ મરુભૂમિમાં મુકામ નાંખ્યો હતો. હુરને હજી સુધી આશા હતી કે કદાચ ઓબેદુલ્લાહ હુસેનની સાથે ઇન્સાફથી વર્તશે. પણ જ્યારે એણે જોયું કે આ તો લડાઇજ શરૂ થાય છે અને હવે સમાધાનીની કોઈ આશા રહી નથી ત્યારે તે પોતાના કૃત્યથી અત્યંત લજ્જિત થયો અને હુસેનની સેનામાં ભળવાનો નિશ્ચય કર્યો. આથી હુર પોતાનો તંબુ છોડી પોતાના ઘોડા તરફ ચાલ્યો, પણ તેના પગ ધ્રૂજતા હતા. આ જોઇ એક સૈનિકે ટકોર કરી: "સરદાર-સાહેબ ! આપના પગ આમ ધ્રૂજતાં મેં કોઈ જંગમાં જોયા નથી."

હુરે જવાબ આપ્યો: "આવો જંગ પણ મેં મારી જીંદગીમાં જોયો નથી. હું બહિસ્ત અને દોઝખના ફેરમાં પડ્યો છું. બહિસ્તની સામે હું કોઇ ચીજની હસ્તી સમજતો નથી; ચાહ્ય મને કોઇ મારી નાંખે તેની પણ મને પરવા નથી."

આમ કહી તે છલંગ મારી ઘોડા પર કૂદ્યો અને ઘોડાને એડ લગાવી હુસેનની પાસે આવી હુસેનના ચરણે પડ્યો. હુસેન તેને ઉભો કરી ભેટ્યો અને તેનો ગુન્હો માફ કર્યો. આથી હુર, સામેની સેના તરફ ફરી બોલ્યો:

"ભાઇઓ, તમે લોકો હુસેનની શરતો કેમ નથી સ્વીકારતા ? કેટલી ખેદની વાત છે કે તમે પોતે એમને અહીં બોલાવ્યા, એઓ તમારી મદદે આવ્યા અને તમે એમને મારી નાંખવા તૈયાર થયા છો ! એઓ પોતે અહીંથી જવા માગે છે, પણ તમે એમને જવા પણ નથી દેતા ! સૌથી મોટો ગેરઇન્સાફ તો એ છે કે આ ફ્રાત નદીનું પાણી જે પશુપંખી સુદ્ધાં પીએ છે તે પાણી પણ તમે એમને પીવા નથી દેતા !"

આટલું બોલતાં બોલતાં તો શત્રુઓએ હુર પર તીરની વર્ષા કરી અને હુરે કમાન ખેંચી સામો જવાબ આપ્યો. પછી દ્વંદ્વયુદ્ધ શરૂ થયું અને હુર અદમ્ય શૌર્યથી લડતો લડતો વીર ગતિને પ્રાપ્ત થયો.

હુરની પાછળ હુરનો પુત્ર મેદાન પડ્યો અને એ પણ પિતાના યશસ્વી માર્ગે સીધાવ્યો.

આશ્ચર્યની વાત છે કે આટલું બધું થવા છતાંયે હુસેને સમાધાનીની આશા છોડી નહોતી. જ્યારે જ્યારે અવસર મળતો ત્યારે ત્યારે તેઓ પોતાનું નિર્દોષપણું વ્યક્ત કરી સમાધાની માટે પ્રાર્થના કરતા. પોતે હજરત મહમ્મદના દૌહિત્ર થતા હતા એટલે તેમના નામે તેઓ સંકટમાંથી બચી જશે એવી તેમને આશા હતી. પણ એ આશા માત્ર દુરાશાજ નીવડી.

હુરના શહીદ થયા પછી હુસેન શત્રુસેના સન્મુખ ઉભા રહી બોલ્યા:

હું આપને વિનંતિ કરું છું આ ત્રણ વાતમાંથી એક પણ વાત કબૂલ રાખોઃ

૧ મને યઝીદની પાસે જવા દો. હું એની સાથે ચર્ચા કરીશ; અને જો મારી ખાત્રી થશે કે એ સાચ્ચા રાહ પર છે તો હું એની બૈયત કરીશ.

(આ સાંભળી એક પાષાણહૃદયી બોલી ઉઠયોઃ "તમને યઝીદની પાસે નહીં જવા દઇએ. તમે મીઠાબોલા છો. કદાચ તમે મીઠું મીઠું બોલી એમને ભરમાવી દો, અને છૂટા થઇ દેશમાં ફરીથી તોફાન મચાવો.")

૨ જો એ કબૂલ ન હોય તો મને છોડી દો. હું મારા નાના (મહમ્મદ પયગમ્બર) ના રોઝાની મુજાવરી કરીશ.

(આ માટે પણ કોઇએ એવીજ શંકા બતાવી.)

૩ જો તમને આ બન્ને શરતો કબૂલ ન હોય તો મને અને મારા સાથીઓને પાણી પીવા દો; કારણ કે પાણી પર તો દરેક જીવનો હક્ક છે.

(આનો પણ એટલોજ દયાહીણ ઉત્તર મળ્યો.)

આથી હુસેનની તરફથી બુરીર બહાર પડયો. શત્રુસેનામાંથી મુઅક્કિલ નીકળ્યો. બન્ને વચ્ચે દ્વંદ્વયુદ્ધ જામ્યું. બુરીરે મુઅક્કિલને હરાવ્યો અને મારી નાંખ્યો. શત્રુસેનામાંથી બીજો સૈનિક બહાર પડયો અને એના હાથે બુરીર શહીદ થયો. બુરીર પછી અબ્દુલ્લાહ મેદાન પડયો. એણે શત્રુઓના પંદરવીસ માણસોને એક પછી એક પૂરા કર્યા અને પછી એ પણ શહીદ થયો.

અબ્દુલ્લાહ પછી એનો પુત્ર વહબ મેદાન પડયો. એની વીરકહાણી અસંત મર્મસ્પર્શી છે; રાજપૂતાનાની અમર કીર્તિનું સ્મરણ કરાવે તેવી છે. વહબને પરણ્યે હજુ ૧૭ દિન જ થયા હતા; એના હાથપરની મેંદીનો રંગ પણ હજુ ઉતર્યો નહોતો, એટલામાં એના પિતા શહીદ થયા. જ્યારે વહબની માતાએ આ દુઃખદ સમાચાર સાંભળ્યા ત્યારે એણે પોતાના પુત્રને પોતાની પાસે બોલાવ્યો, અને કહ્યુંઃ

મી ખ્વાહમ કિ મરા અજ ખૂને ખુદ શરબને દેહી તા શીરે કિ અજ પિસ્તાને મન ખુર્દઈ બર તૂ હલાલ ગરદદ !

(બેટા ! તારા લોહીનો એક ઘુંટ મને આપ, જેથી મારી છાતીમાંથી જે દૂધ તેં પીધું છે તે હલાલ થઈ જાય !)

કેટલા અપ્રતિમ શબ્દો ! વીરપ્રસવિની માતાના મુખમાંથીજ આવા શબ્દો નીસરે.

વહબ શહીદ થયો અને તેની પછી કેટલાયે યોદ્ધા મેદાન પડયા, અને દરેક અનેક શત્રુઓને પૂરા કરી શહીદ થયા. આ યોદ્ધાઓની વીરતાનાં વર્ણન ઇસ્લામી ધર્મપુસ્તકોમાં પાનાંનાં પાનાં ભરી આપ્યાં છે. જેમનો કંઠ તરસથી શોષાઈ ગયો હતો અને જેમની આંખોએ ભૂખથી લાલપીળાં દેખાતાં હતાં એવા માણસોમાં આટલી બધી અસાધારણ શક્તિ અને વીરતા કયાંથી આવી ? એ પ્રશ્ન બુદ્ધિને જરા મુંઝવે છે. પણ એ પુસ્તકો શ્રદ્ધાળુ ઇસ્લામીઓને માટે લખાયાં છે અને એથી એમાંની વાતો પણ એ રંગથીજ રંગાઇ છે.

આ ધર્મયુદ્ધ હતું. આવા યુદ્ધોમાં યુદ્ધના સામાન્ય નિયમો નેવે મૂકાય છે અને મનુષ્યમાં રહેલી પશુપ્રકૃતિ અતિ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે, એ વાતની દરેક દેશનો ઇતિહાસ સાક્ષી પૂરે છે. પણ પવિત્ર હુસેન અને તેમના સાથીઓ પ્રત્યે યુદ્ધ પછી જે નિર્દય અને હૃદયવિદારક વર્તન ચલાવવામાં આવ્યું એનો જોટો દુનિયાના કોઇ પણ ધર્મયુદ્ધમાં મળવો મુશ્કેલ છે. હુસેનના જેટલા સાથી શહીદ થયા એ તમામની લાશ દુશ્મનોએ પગ તળે કચડી; એમનાં માથાં ભાલા પર ચઢાવી હવામા ઉડાડયાં ! પણ ભારેમાં ભારે અપમાન કે ક્રૂરમાં ક્રૂર નિર્દયતા જે કીર્તિ ઇસ્લામનું આજે પણ ગૌરવ વધારી રહી છે એ કીર્તિને મિટાવી શકતી નથી. ઇસ્લામના સાહિત્યમાં હુસેનનું આજે એ સ્થાન છે, જે સ્થાન હિંદુ સાહિત્યમાં અર્જુન, ભીષ્મ, અંગદ આદિનું છે.

આમ લડતાં લડતાં સૂર્યાસ્ત થઇ ગયો, અને હુસેનના તમામ મદદગારો ખપી ગયા. હવે નિજ કુટુમ્બનો વારો આવ્યો. પહેલો અબ્દુલ્લાહ નીકળ્યો. પછી જાફર,

પડખેથી હુસૈન પર તીરોની ઝડી વરસી અને હુસેનનુ શરીર તીરોથી વીંધાઈ ચાળણી થઇ ગયું. છતાં કેટલાયે શત્રુઓને તેમણે ઘાયલ કર્યાં અને પછી ધરણી પર ઢળી પડ્યા. શિમરે એક સૈનિકને એમનું મસ્તક કાપી લેવા આજ્ઞા કરી. આ વખતે ઝૈનબ તંબુની બહાર ઉભી હતી. ઉમર તેની સામે જરા દૂર ઉભો હતો. ઝૈનબથી ન રહેવાયું: " કેમ ઉમર, હુસેન આવી નિરાધાર દશામાં માર્યા જાય, અને તું જોયાં કર ? " ઉમરનું હૈયું ભરાઈ આવ્યું, નેત્રો સજળ થયાં અને અશ્રુનાં થોડાંક ટીપાં એની દાઢીમાં સરી પડ્યાં.

હુસેનની શહાદત બાદ શત્રુઓએ એમના મૃત દેહની જે દુર્દશા કરી એ ઈતિહાસની સૌથી કઠિન બીના છે. મનુષ્યનું હૃદય કેટલી હદ સુધી દુષ્ટ થઇ શકે છે એનું એ પ્રગટ ઉદાહરણ છે. ગુરુ ગોવિન્દસિંહના પુત્રોની દુર્દશા * પણ અહીંઆ પરાભવ પામે છે, કારણ કે જગતના ઇતિહાસમાં જવલ્લેજ એવું બન્યું છે કે કોઈ ધર્મસંસ્થાપકના દૌહિત્રને પોતાના માતામહના અનુયાયીઓને હાથે જ આટલું કષ્ટ સહેવું પડ્યું હોય.

જ્યારે ધૂળકોટ કાંઈ ઓછો થયો ત્યારે લોકોએ જોયું કે હુસેનનો ઘોડો મૈમં હુસેનની લાસ પાસે ઉભો રહી જમીન સાથે માથું પટકે છે અને લાસને ચૂમે છે. એકાએક તે જનાનાના તંબુ તરફ દોડ્યો. સ્ત્રીઓએ એનો હણહણાટ સાંભળ્યો. તેઓ સમજી ગઈ કે જે બનવાકાળ હતું તે બની ગયું. સકીના મૈમૂના ગળે બાઝી પડી અને વિલાપ કરવા લાગી.

" હે મૈમં, તું હુસેનને છોડીને કેમ આવ્યો ? હું હવે કોનું મ્હોં જોઈશ ? હવે શાનો અહીંઆ રોતોરોતો આવ્યો છે !

હે મૈમં ! પાછો જા. હૈયું ન બાળ. હવે અમારી પાસેથી પ્યારની આશા ન રાખતો.

હે મૈમં ! તેં હુસનને મોતનો પ્યાલો પાઇ દીધો, અને તેઓ લોહીમાં આળોટે છે. "

માનવ દુષ્ટતાની પરાકાષ્ઠા છે. મુસ્લિમ ગ્રંથોમાં લખ્યું છે કે જ્યારે હઝરત હુસેન જખ્મી થઈને જમીન પર પડ્યા હતા ત્યારે શત્રુઓ બિલોરી કાચના પ્યાલામાં પાણી ભરી ભરી એમને બતાવતા, લલચાવતા, એમના મ્હોં પાસે પ્યાલો લેઈ જતા અને જ્યારે તેઓ પાણી પીવા મ્હોં પહોળું કરતા ત્યારે પ્યાલો પાછો ખેંચી લેતા ! શોક !×

પ્રેમચંદ

* ગુરુ ગોવિન્દસિંહના બે પુત્રોને ઇસ્લામ ધર્મ નહિ સ્વીકારવાને લીધે ભીંતમાં જીવતા ચણી લેવામાં આવ્યા હતા.

× માધુરીના હિંદી લેખ પરથી અનુવાદ

# પુસ્તકપરિચય તથા સ્વીકાર

વિજય સાહિત્યમંદિર સુલતાનપુરા વડોદરા, તરફથી અમને નીચેની ચોપડીઓ અવલોકનાર્થે મળી છે, તેની પહોંચ આભાર સહિત સ્વીકારીએ છીએ.

**સ્વરાજ્ય ગરબાવળી**—રચનાર શ્રી ચતુરલાલ પંડ્યા, પાનાં ૨૪. કિમ્મત દોઢ આનો.

તેમાં અસહકાર, સ્વદેશી, રાષ્ટ્રધ્વજ વિગેરે વિષયો પરના વિચારોને જૂદા જૂદા રાગોમાં ગોઠવવામાં આવ્યા છે. સામાન્ય વાતચિતમાં દર્શાવીએ છીએ તેવા વિચારોને છંદમાં મૂકવાથી કવિતા બની જાય છે એવી માન્યતા હજુ ગુજરાતમાં ઘણા લખનારાઓએ રાખી છે, અને તેથીજ હાલના સમયમાં લખાતી ઘણીખરી કાવતા સમાજમાં વંચાતી નથી.

**એનીટા ગેરીબાલ્ડી**—લેખક શ્રી કૃષ્ણકુમાર, પાનાં ૧૭. કિમ્મત ૦–૨–૦.

ઇટાલીના પ્રખ્યાત દેશભક્ત વીરશિરોમણિ ગેરીબાલ્ડીની પતિપરાયણા બહાદુર પત્નીનું આ ટુંકું જીવનચરિત્ર રસિક અને બોધપ્રદ હોઈ આ સમયે ખાસ વાંચવા લાયક છે.

**વીરાંગના**—લેખક શ્રી યોગેશ. મૂલ્ય ૭ આના. શ્રી શિવાજી મહારાજના સમયની આ સ્વદેશાભિમાનથી ભરપૂર ઐતિહાસિક કથા સૌ કોઇએ વાંચવા લાયક છે. વિજય સાહિત્ય મંદિર તરફથી આવાં બીજાં પુસ્તકોની અમે આશા રાખીએ છીએ.

**જીવનકા સદ્‌વ્યય**—અનુવાદક હરિભાઉ ઉપાધ્યાય. પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય બાર આના.

લોર્ડ ચેસ્ટરફીલ્ડે લખેલ મનાતા પ્રસિદ્ધ અંગ્રેજી પુસ્તક The Economy of Human Life નો આ હિન્દી અનુવાદ હિન્દી નવજીવનના તંત્રી ભાઇ હરિભાઉ ઉપાધ્યાયે પોતાની લાક્ષણિક શૈલિમાં કર્યો છે.

મૂળ અંગ્રેજી ગ્રંથ ઘણો પ્રસિદ્ધ છે. તેના અનુવાદો ફ્રેંચ, લેટીન, ઇટાલિયન, જર્મન વગેરે યુરોપની સર્વ ભાષાઓમાં પ્રકટ થઈ ગયા છે. આપણા મહાન દેશભક્ત પંડિત માલવિયાજીનું તે પ્રિય પુસ્તક છે. તેમાં મનુષ્ય માત્રને કર્તવ્યપથ દર્શાવતો બોધ અસરકારક રીતે આપવામાં આવ્યો છે. આવા ઉપયોગી પુસ્તકનો અનુવાદ કરી ભાઇશ્રી હરિભાઉ ઉપાધ્યાયે હિન્દી આલમ પર ખરેખર ઉપકાર કર્યો છે.

**ખાદીની પ્રસાદી અને બીજી કેટલીક મનોરંજક વાર્તાઓ**—લેખક મણિભાઇ પ્રાગજી દેશાઇ બરેલીકર. પ્રકાશક–પ્રભાશંકર જયશંકર પાઠક–કાંદાવાડી–માધવભુવન, મોઢ માર્તણ્ડ કાર્યાલય, મુંબઈ, ૪. કીમત. રૂ. ૧।

આમાં સાત ટુંકી વાર્તાઓ આપી છે. તેમાંની બે કવિવર ટાગોરના Hungry Stones and other Stories નામના અંગ્રેજી પુસ્તક પરથી સંખાઇ છે, અને બાકીની પાંચ લેખકે સ્વતંત્ર રીતે લખી છે. તેમાં તેમણે ઠીક સફળતા પ્રાપ્ત કરી છે.

**ટોલ્સ્ટોયની ત્રણ વાર્તાઓ**—ગાંડીવ સાહિત્ય મંદિર, ૧૮૦, ફેળાંપીઠ–સુરત. કિં. ૦–૪–૦.

મહાત્મા ગાંધીજીએ પોતે દક્ષિણ આફ્રિકામાં હતા તે સમયે 'ઇન્ડીયન ઓપીનીયન'માં પોતાની દેખરેખ નીચે શિવદયાળની શોધ, પ્રેમાપટેલનો લાભ અને જીવનદોરી એ નામે ટોલ્સ્ટોયની ત્રણ વાર્તાઓ છપાવી હતી. તેને ભાઇ નટવરલાલ વીમાવાળાએ 'ગાંડીવ બાલોદ્યાનમાલા'નાં પ્રથમ પુષ્પ તરીકે છપાવી પ્રકટ કરી છે. મહાત્માજીની પસંદગી પામેલ વાર્તાઓના કરતાં વધારે સારું વાંચન ગુજરાતનાં બાલકો માટે બીજું કયું હોઈ શકે !

# નોંધ

## લેનિનનું અવસાન

લેનિન હવે ખરેજ મૃત્યુ પામેલ છે.

પછીથી કહેવતનું રૂપ પામેલું શેક્સપીઅરનું વચન છે કે "બ્હીકણો પોતાના મૃત્યુ પહેલાં અનેક વાર મરે છેઃ બહાદુરો માત્ર એક જ વાર મરે છે" પણ શેક્સપીઅરે કહ્યું હતું તેથી જૂદીજ રીતે અને જૂદાજ અર્થમાં એ પણ ખરૂં છે કે બહાદુરો મરે તે પહેલાં બ્હીકણો તેમને અનેકવાર મારે છે. લેનિનનું અવસાન થયું તે પહેલાં તેના અવ-માનના સમાચારો સારી દુનિયામાં અનેકવાર ફેલાયા હતા. અને માટે જ તેના અવસાનની નોંધ આથી વહેલી અમે લીધી નથી. તેના મૃત્યુના સામાચાર અનેકવાર ખોટા ફેલાયા હતા તે જ હકીકત હાલના ઈતિહાસમાં તેના સ્થાનનો મોટામાં મોટો પુરાવો છે. વિચારમાં મહત્ત્વ-નો ફેર છતાં લોકો ઉપરની અસરને લીધે તેમને રશિયા-ના ગાંધીજી કહીએ તો ખોટું નથી.

૧૯મા સૈકાના અંતમાં એ સૈકાં વિશે The Wonderful Century" "ચમત્કારિક સૈકો" એ મથાળાથી એક ગંભીર પુસ્તક લખાયું છે. ૧૯મા સૈકા-માં જે વિજ્ઞાનના શોધો થયા અને તેનાથી સમાજ વ્યવસ્થામાં જે ભારે ફેરફારો થયા તેથી એ સૈકો ખરે-ખર ચમત્કારિક જ હતો. પણ આ વીસમો સૈકો એથી ઓછો ચમત્કારિક નથી. મોટામાં મોટી પાદશાહતોનો નાશ તેણે જોયો છે અને હજુ કેટલી પાદશાહતો ડોલે છે અને ડોલશે તે કોણ કહી શકે ? પણ એથીયે મો-ટો ફેરફાર તો સમાજની વ્યવસ્થામાં અને માનસિક પરિવર્તનમાં છે. લગ્નસંસ્થા અને ખાનગી મિલકત-ની સંસ્થા, બન્નેને સ્વામિત્વ સંસ્થાના એક નામે કહી શકીએ, તે બન્ને સંસ્થાઓ ઇતિહાસથીયે વધારે જૂની, માનવ સંસ્કૃતિ જેટલી જૂની છે અને એ બન્ને સંસ્થા-ઓમાં હાલ મૌલિક ફેરફારો થયા છે. આ ફેરફારો જે-ટલા મહત્ત્વના છે—સારા કે નઠારા એ કહેવાનો હજુ સમય નથી આવ્યો—તેટલા જ મહત્ત્વની આ એક વ્ય-ક્તિ—લેનિન છે.

આ વિચારોના પ્રથમ પ્રવર્તક કાર્લ માર્કસને ગુ-જરી ગયાં હજુ ત્રીસ વરસ થયાં છે. તેણે મજૂરીના અત્યાચારો તરફ ધ્યાન ખેંચ્યું અને તેને લીધે થવાના સામાજિક પરિવર્તનની આગાહી કરી પણ એ આગાહી પશ્ચિમમાં આધુનિક ઉદ્યોગમાં સૌથી પશ્ચાત રશિયામાં ખરી પડી. માનવદષ્ટિનું સત્ અને અસત્ બન્ને આ દાખલામાં જણાઈ આવે છે.

રશિયાના પ્રખ્યાત નવલકાર તુર્ગેનિવની Virgin Soil "અણખેડી ભોં" નામની પ્રસિદ્ધ નવલકથામાં તેનું પાત્ર છેવટ ઉદ્ગાર કાઢે છે Anonymous Russia" નનામું રશિયા !" લેનિન જેવા મહાપુરુષો પાકવાથી હવે એ ભૂમિ નનામી રહી નથી.

## મહાત્માજી છૂટયા

મહાત્માજીની માંદગી અને ગંભીર વાઢકાપની ચિં-તામાંથી હિંદી પ્રજા ધીમે ધીમે મુક્ત થતી હતી તેટ-લામાં મહાત્માજી છૂટયાના ખબર આવ્યા. પ્રજાને આ બનાવથી જે હર્ષ થયો છે તેનું વર્ણન માત્ર "મહા-ત્માજી છૂટયા" એ શબ્દોથી જ અમે આપી શકીએ. આપણા જેવી પુરૂષાર્થપંગુ પ્રજાને ઈશ્વરે આવા ઉત્સવશૃંગે ચઢાવી એ પ્રભુની કરણા. આ અતિ હર્ષના પ્રસંગે મહાત્માજીનો સંદેશો નીચે પ્રમાણે છેઃ—

## મહાત્માજીનો મૌલાના મહમદઅલીને પત્ર

મહાત્માજીએ છૂટીને ત્રીજે દિવસે હિન્દી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ મૌલાના મહમદઅલીને નીચેનો પત્ર લખ્યો હતો:—

સાસૂન ઈસ્પિતાલ,
પૂના, ૭મી ફેબ્રુઆરી, ૧૯૨૪

**મારા વ્હાલા મિત્ર અને ભાઈ,**

એકાએક છૂટયો એટલે મારી પાસેથી આપણા દેશબંધુઓ થોડા શબ્દોની આશા રાખે છે તે હું સમજું છું, અને તે મહાસભાના પ્રમુખ તમે હોવાથી તમારી જ દ્વારા હું મોકલું છું. મારી માંદગીને કારણે સરકારે મને મારી મુદત પહેલાં છોડયો તેથી મને ખેદ થાય છે. આવા છુટકારા વિષે ઉમંગ શો હોઈ શકે ? કારણ હું માનું છું કે કોઈ પણ કેદીની માંદગી એ તેને છોડવા માટે કારણ ન હોઇ શકે.

### જેલ અને ઇસ્પિતાલમાં

જેલના અને ઈસ્પિતાલના અમલદારોએ મારી માંદગી દરમ્યાન મારી કાળજી રાખવામાં કશી કમી નથી રાખી એ હું તમને અને તમારી દ્વારા આખા દેશને જણાવતાં ચૂકું તો હું કૃતઘ્નતાનો અપરાધ વ્હોરી લઉં. મારી માંદગી ગંભીર છે એમ ખબર પડતાં વંત જ યેરવડા જેલના સુપરિન્ટેન્ડન્ટ કર્નલ મરેએ કર્નલ મેડકને મદદ માટે બોલાવ્યા અને મારી સારવાર માટે જેટલું થઇ શકે તેટલું કરવામાં તેણે નથી કશો વિલંબ કર્યો કે કશી કસર રાખી. સાસૂન ઇસ્પિતાલમાં મને લઈ જવામાં આવ્યો એથી વહેલો મને લઈ જવા તો અશક્ય જ હતું. કર્નલ મૅડક અને તેમની હાથ નીચેનાં માણસોએ મારા ઉપર અપાર મમતા રાખી છે અને અતિશય કાળજીથી મારી સારવાર કરી છે. 'નર્સો'ને તો હું કેમ જ ભુલી શકું ? તેમણે બ્હેનના જેટલી કાળજીથી મારી સેવા કરી છે. આ ઇસ્પિતાલ હવે હું છોડી શકું છું છતાં બીજે ક્યાંય મારી વધારે સારી સારવાર થઈ શકે એમ નથી એમ હું જાણું છું, એટલે મેં તો માથાળું કર્નલ મૅડકની પરવાનગીથી ઘા રૂઝે ત્યાં સુધી અને બીજી વૈદકીય મદદની જરૂર ન રહે ત્યાં સુધી, તેમની દેખરેખ નીચે જ રહેવાનો નિશ્ચય કર્યો છે.

### લોકોને વિનવણી

પ્રજા સ્હેજે સમજશે કે કેટલોક વખત સુધી શરીરનું કામ કરવાને માટે હું તદ્દન નાલાયક જ રહેવાનો, એટલે હું ઝપાટાબંધ કામ કરતો થઇ જાઉં એવી ઈચ્છા જેઓ રાખતા હોય તેમણે પોતાની મને મળવાની સ્વાભાવિક ઈચ્છાને મુલતવી રાખવી. મુલાકાત લેનારાઓ પણ ઘણા થાય તો તેમને મળવાને પણ હું આજે અશકત છું અને કેટલાંક અઠવાડીઆં સુધી અશક્ત જ રહેવાનો. મિત્રોનો પ્રેમ મને વધારે રૂડો તો જ લાગશે, જો તેઓ જે રાષ્ટ્રકાર્ય કરી રહ્યા હોય તેમાં અને ખાસ કરીને કાંતવામાં વધારે સમય અને વધારે ધ્યાન આપશે.

### ચિંતા વધી

મારા છુટકારાથી હું નિશ્ચિંત થયો એમ ન માનશો. છુટયા પહેલાં તો જેલના નિયમો પાળવા અને વધારે સફળ સેવાને માટે તાલીમ લેવી એ બે કામ સિવાય મને બીજી કોઈ જવાબદારી ન હતી, પણ આજે તો જે જવાબદારીને પહોંચી વળવાનું મારું ગજું નથી તેનો વિચાર મને ગભરાવી નાંખે છે. મારા ઉપર અભિનંદનના તારનો વરસાદ વરસી રહ્યો છે. એથી મને આનંદ અને આશ્વાસન મળે એ સ્વાભાવિક છે. પણ ઘણા તારોમાં મારી પાસેથી એવી મોટી સેવાની આશા રાખવામાં આવી છે કે જેથી હું તો સડકજ થઈ ગયો છું. મારી આંખો સામે જે કામ પડયું છે તેને પહોંચી વળવાની મારી અશક્તિના વિચારે મારો ગર્વ ગળી જાય છે.

### કાર્ય

દેશની વર્તમાન પરિસ્થિતિથી હું બહુ ઓછો વાકેફ છું એ વાત સાચી, પણ મને એટલી તો ખબર છે કે બારડોલીના ઠરાવ વખતે દેશની સામે પ્રશ્નો જેટલા વિકટ હતા તેના કરતાં આજે તે વધારે વિકટ છે. હિંદુ, મુસલમાન, શિખ, પારસી અને ખ્રિસ્તી અને બીજા ધર્મના હિંદીઓના ઐકય વિના સ્વરાજની બધી વાત ફોકટ છે. ૧૯૨૧માં હિંદુ અને મુસલમાનો વચ્ચે આ પ્રકારનું ઐકય થયું હતું એમ મેં મારા મનને મનાવ્યું હતું, પણ તેને આજે ભારે સખત ધક્કો પહોંચ્યો છે, એમ મને ભાસે છે. અન્યોન્ય પ્રતિ વિશ્વાસને સ્થાને અવિશ્વાસ દેખાય છે. બધી કોમો વચ્ચે અખંડ મૈત્રી બંધાય તો જ 'સ્વરાજ' મળી શકે એમ છે. જો પ્રજા આજે મારા છુટકારા માટે જે આભાર દર્શાવી રહી

તે આત્મશક્તિને જૂદી જૂદી કોમો વચ્ચેની અખંડ મૈત્રી સાધવામાં વાળી દે તો કાંઈ પણ વૈદકીય સારવાર કે આરામના કરતાં તે મૈત્રી મને વધારે આરોગ્ય આપશે. કેટલીક જગ્યાએ હિન્દુ અને મુસલમાન વચ્ચે વૈમનસ્ય થયાના ખબર મેં જેલમાં સાંભળ્યા ત્યારે મારૂં હૈયું બેસી ગયું. ઉપર કહેલા ઐક્યના અભાવનો ભાર મારી છાતી ઉપર રહ્યાં કરે તો જે આરામ લેવાની મને સલાહ આપવામાં આવી છે તે આરામ નહિ હોવાનો. મારે માટે જેમને પ્રેમ છે તેમને હું વિનતિ કરૂં છું કે જે ઐક્યની આપણે ઇચ્છા કરી રહ્યા છીએ તે ઐક્ય સ્થાપવામાં તે પ્રેમનો તેઓ ઉપયોગ કરે. આ કરવું કઠણ છે. પણ ઇશ્વર વિષે આપણને સજીવ શ્રદ્ધા હોય તો કશું કઠણ નથી. આપણે આપણી નબળાઇઓ સમજીને તેને શરણે જઇએ તો તે જરૂર મદદ કરશે. નબળાઈ ભયની જનેતા છે અને ભય અવિશ્વાસનો જનક છે. આપણે બંને ભયને ખંખેરી નાંખીએ તો કેવું સારૂં! પણ હું તો જાણું છું કે આપણામાંનો એક પણ ભયરહિત થાય તો આપણે લડતા અટકવાના એટલું જ નહીં, હું તો તમારી કારકીર્દિની કીંમત ઐક્યને માટે તમે જેટલું કર્યું હશે તેથીજ આંકવાનો છું. હું જાણું છું કે આપણે બંને એક બીજાને ભાઇની જેમ ચાહીએ છીએ. એટલે તમે મારી ચિંતાના ભાગીદાર થાઓ અને મારી માંદગીમાં મારા હૈયાનો ભાર હલકો કરો એમ માગું છું.

### એકજ નિદાન—રેંટીઓ

દેશની વધતી જતી દરિદ્રતાનું આપણને યથાર્થ દર્શન થાય, અને તેનું એકજ ઔષધ રેંટીઓ છે એમ આપણને પ્રતીત થાય, તો રેંટીઓ ફેરવતાં આપણને લડવાનો વખત નથી મળવાનો. ગયાં બે વરસ દરમ્યાન ખૂબ ચિંતન કરવાનો મને પુરતો સમય અને એકાંત મળ્યાં હતાં. એટલે એ ચિંતનને પરિણામે સ્વરાજને માટે જૂદી જૂદી કોમો વચ્ચે ઐક્ય, રેંટીઓ, અસ્પૃશ્યતાનિવારણ અને આપણે આંતર વ્યવહાર ચલાવવા માટે વિચાર, વાણી અને વર્તનમાં અહિંસા આવશ્યક છે— એટલે બારડોલી કાર્યક્રમ જ રામબાણ ઇલાજ છે—એવી મારી શ્રદ્ધા વધારે દૃઢ થઈ છે. આ કાર્યક્રમને આપણે શ્રદ્ધાપૂર્વક અને સંપૂર્ણરીતે પાર ઉતારીએ તો આપણે સવિનય ભંગનો કદિ આશરો ન લેવો પડે—અને હું આશા રાખું કે તેની કદિ જરૂર પણ ન પડે. પણ મારે કહી દેવું જોઇએ કે અતિશય પ્રાર્થનાપૂર્વક એકાંત ચિંતન કરવાને પરિણામે સવિનય ભંગની સફળતા અને ધર્મ્યતા વિષે મારી શ્રદ્ધા જરા પણ ઓછી નથી થઇ. દેશનો આત્મા જ્યારે હણાવાના જોખમમાં હોય ત્યારે દરેક વ્યક્તિ અથવા પ્રજાને માટે સવિનય ભંગ એ અધિકાર અને ધર્મકૃત્ય થઈ પડે છે એમ હું પહેલાંના કરતાં આજે વધારે માનું છું. મને ખાતરી છે કે લડાઈના કરતાં એમાં ઓછું જોખમ છે, અને લડાઇને અંતે જ્યારે હારનાર અને જીતનાર બંને ખુવાર થાય છે ત્યારે સવિનય ભંગને અંતે બંને પક્ષનું કુશળ થાય છે.

### ધારાસભાનો પ્રશ્ન

મહાસભાના સભ્યો ધારાસભાઓમાં જવા છે તે વિષેના કઠણ પ્રશ્ન વિષે કાંઈ પણ અભિપ્રાય આપવાનું તમે મને ન કહો એવી હું આશા રાખું છું; ધારાસભાના, અદાલતના, અને સરકારી નિશાળોના બહિષ્કાર વિષે મેં મારા વિચાર જરાય બદલ્યા નથી. છતાં દિલ્હીમાં કરેલા કાર્યક્રમના ફેરફારને વિષે કાંઈ અભિપ્રાય આપવાને માટે મારી પાસે કશુ સાધન નથી, અને આપણા જે યશસ્વી દેશબંધુઓએ ધારાસભાનો બહિષ્કાર રદ કરવાની દેશના હિતને કારણે જરૂર જોઈ તેમની સાથે એ પ્રશ્નની ચર્ચા કર્યા વિના હું મારો અભિપ્રાય નહીં દર્શાવું.

અંતે જેમણે જેમણે મને અભિનંદનના તાર મોકલ્યા છે તેઓ સૌનો તમારી મારફત હું આભાર માનવાની રજા લઉં છું. દરેક તારનો જૂદો જવાબ આપવાનું મારાથી ન જ બની શકે. આ તારોમાં પુષ્કળ મૉડરેટબંધુઓના પણ સંદેશાઓ છે એ જોઇને મને આનંદ થયો છે. અને બધા અસહકારીઓને તેમની સાથે કશો જ કજીઓ નથી, હોઈ શકે નહિ. તેઓ પણ તેમના દેશના હિતચિંતકો છે અને તેમની મતિ પ્રમાણે તેઓ પણ તેની સેવા કરે છે. જો તેમની ભૂલ થાય છે એમ આપણને લાગતું હોય તો કેવળ મિત્રતાથી અને શાંતિથી દલીલ કરીને જ આપણે તેમને જીતી લઈ શકીએ એમ છીએ, તેમને ગાળો ભાંડીને નહીં. એટલું જ નહીં અંગ્રેજોને પણ આપણે મિત્ર જ માનવાના છે, અને તેમને શત્રુ સમજી તેમને અન્યાય નથી કરવાનો.

બ્રિટિશ સરકારની સામે આજે આપણે લડાઈ ચલાવી રહ્યા છીએ, તો તે લડાઈ જે પ્રથાના ઉપર એ સરકાર નભી રહેલી છે તે પ્રથાની સામે છે, તે પ્રથાનો અમલ કરનાર અંગ્રેજો સામે નથી. આપણામાંના ઘણા આ મૂળ ભેદ સમજતા નથી અને હમેશાં ભૂલી જાય છે તેને લીધે જ અને તેટલે અંશે આપણે પાછા પડીએ છીએ અને આપણા કાર્યને હાનિ પહોંચે છે.

લિ. તમારો સાચો મિત્ર અને ભાઈ,

**મોહનદાસ કરમચંદ ગાંધી**

મહાત્માજી શાથી છૂટયા તે વિશે અનેક કલ્પનાઓ થવા માંડી છે. અલબત્ત સ્વરાજપક્ષવાદીઓ એમ જ માનશે કે કૌંસિલોમાં જઈને મહાત્માજીને છોડાવવાનો જંગ મચાવવાની તેમની પેરવીને લીધે સરકારે તેમને છોડયા. અને છૂટયાની તારીખ ઉપરથી એ અનુમાનને ટેકો આપી પણ શકાય. વળી એમ પણ કલ્પના છે કે બંગાળાના યુવકો ફરી મારફાડના ઉપાયો હાથ કરતા હતા તેમને નિવારવા માટે મહાત્માજીને છોડયા હોય. પણ આની ચર્ચા અમને નિરર્થક લાગે છે. સરકારે આ- ણુને પૂછીને નહોતા પકડયા અને આપણુને પૂછીને થી છોડયા એ એક મહાન સત્ય છે. કૌંસિલની ધમા- તી બ્હીકથી સરકાર ડરીને અણગમતાં કામ પણ કરે એવી સરકારની મનોદશા હોય એમ અમે માની શકતા થી. કૌંસિલબાજીમાં સરકાર કોઈથી હારી જાય એ ણ હજુ સંભવિત નથી. બાકી એટલું ખરૂં કે સરકા- નો પોતાનો વિચાર છોડવાનો થયો હોય છતાં તેમને છોડાવવા માટે કૌંસિલમાં નકામી ધમાલ થવા દે એવી ત ગાંડી તો નથી જ.

પણ નકામી કલ્પનાઓ કરવી એ અમને નવરાની નિશાની જેવું લાગે છે. જે હકીકત સાબીત કરવા આ- પણી પાસે સાધન નથી તેની પાછળ ઝીણવટથી દલીલો કરવી વ્યર્થ છે. ખરૂં તો એ જોવાનું છે, કૌંસિલરોએ એમને છોડાવ્યા હોય તો એમણે પણ એ જોવાનું છે કે હવે એમના કામને આપણે સરલતા કેવી રીતે કરી આપીએ છીએ. તેઓ જે જે ઉપાયો દર્શાવે તે તે અમલમાં મૂકવા આપણે શી તૈયારી બતાવીએ છીએ.

આ સંજોગોમાં શ્રી વલ્લભભાઇએ મહાત્માજીને ચરણે દશ લાખ રૂપીઆ

## ગુજરાતની ફુલપાંખડી

તરીકે ધરાવવા એવી માગણી કરી છે. મહાન પ્રજાઓ પોતાના હર્ષમાં કરોડોનાં ખરચ કરી ચિરસ્થાયી જયસ્તંભો અને મિનારાઓ ઉઠાવે છે. તો આ આપણાં સાધનોને અનુકૂળ, સંજોગોને અનુકૂળ આપ- ણો પ્રેમ અને ઉત્સવ દર્શાવવાની યોગ્ય રીત છે. દશ લાખ રૂપીઆ તો શું પણ તેથી પણ વધારે રકમ ધારે તો એકલું મુંબઈ મહાત્માજી શહેરમાં પધારે તે એકજ દિવસમાં આપી શકે. ગૂજરાતીઓએ કદી ઉદારતાને ખોટ બતાવી નથી અને આ રકમમાં તો રંગુનથી જં- ગબાર સુધીના સમસ્ત બૃહદ્ ગૂજરાતનો ફાળો છે તો આટલી રકમ તો સહેજે થઈ જશે. પણ ગૂજરાતીઓ નાની બાબતોમાં આળસુ છે. દરેક ગૂજરાતી આપવાની ઇચ્છા રાખે છતાં કોઇ માગે ત્યારે જ આપે એટલો આળસુ છે. હૃદયના ભાવને આળસ દાબી ન દે એ સર્વે- એ જોવાનું છે.

## બારડોલી

સમસ્ત ગૂજરાતે જ્યારે મહાત્માજીનું આગમન ફૂલપાંખડીથી વધાવવાનું છે ત્યારે બારડોલીએ થોડું વિશેષ કરવાનું છે. બારડોલી મહાત્માજીની માનીતી ભૂમિ છે. સત્યાગ્રહ શરૂ કરવાને એ વીરભૂમિ મહાત્મા- જીએ પસંદ કરેલી હતી અને ચૌરીચૌરાનાં રમખા- ણોથી એ કાર્યક્રમ બંધ રાખવો પડયો ત્યારે બારડોલી- ના ઉત્સાહને આઘાત લાગ્યો હતો. તેજ બારડોલી, મહાત્માજી આવવાના છે એ મોખા ઉપર, મહાત્મા- જીના કાર્યક્રમમાં તેમના સાગરીતો સાથે જેટલો સહકાર કરતું હતું, તેટલો પણ પાછો ખેંચી લે અને વસ્તુસ્થિ- તિને એવી કરી મુકે કે ત્યાં કામ કરવા ગયેલા શ્રી નરહરિભાઈને આઠ ઉપવાસો કરવા પડે એ બન્યું ન હોય તો કલ્પનામાં પણ ન આવે એવી વાત છે. આજના સમસ્ત ઉત્સવમાં હવે માત્ર બારડોલીનીજ ચિંતા રહેલી છે અને એ ચિંતાને એ તાલુકો ગંભીર રૂપ પકડવા નહિ દે એવી અમે આશા રાખીએ છીએ.

## સાહિત્ય પરિષદ

સાતમી સાહિત્ય પરિષદના અધિકારી મંડળની ચૂંટણી પત્રિકાથી પ્રસિદ્ધ થઈ ગઇ છે. પ્રમુખ સાક્ષરવર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, ઉપપ્રમુખ સાક્ષરવર્ય નાનાલાલ દલપતરામ કવિ, સાહિત્ય વિભાગના અધ્યક્ષ સાક્ષરવર્ય અરદેશર ફરામજી ખબરદાર, ઈતિહાસ વિભાગના અધ્યક્ષ સાક્ષરશ્રી કાંતિલાલ છગનલાલ પંડ્યા, અને જૈન વિભાગના અધ્યક્ષ તરીકે પંડિત ફતેહચંદ કપૂરચંદ લાલનને નીમવામાં આવ્યા હતા. આ નીમણૂંકો પૈકી પ્રમુખની નીમણૂંક શ્રી આનંદશંકરભાઈએ નહિ સ્વીકારવાથી તે સ્થાન માટે શ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીને ચૂંટવામાં આવ્યા છે. આજ સુધી સાહિત્ય પરિષદમાં ભાગ નહિ લેનાર કવિશ્રી નાનાલાલનું નામ સાંભળી ઘણાને આશ્ચર્ય થયું હશે પણ તેમણે પણ ઉપપ્રમુખનું પદ સ્વીકારવાની ના પાડી છે.

પણ સાહિત્ય પરિષદની મુખ્યચિંતા તેના અધિકારીઓ સંબંધી નથી પણ નિબંધો સંબંધી છે. થોડાં જ વરસો ઉપર સાહિત્ય પરિષદમાં નિબંધો એટલા આવતા કે પસંદ કરનારી સમિતિનું કામ બહુ ભારે થઈ પડતું અને નિબંધોની સંખ્યા, ગુજરાતી પત્રે મશ્કરીમાં બાંધેલી ત્રિરાશીથી પણ વધી હતી. તેને બદલે અત્યારે નિબંધોનીજ ખોટ છે. આનું કારણ શું? કંઇક સાહિત્ય પરિષદમાંથી લોકોનો રસ ઓછો થયો જણાય છે.

આનાજ પ્રમાણમાં સાહિત્ય પરિષદની ચૂંટણી સંબંધી પણ ખાસ ગંભીર ટીકા કે ચર્ચા થઇ નથી. આ બાબતમાં અમે પણ ટીકા કરવા માગતા નથી. પણ પત્રિકામાં એક જગાએ મંત્રીઓએ પોતે ખુલાસો આપ્યો છે એટલે એ સંબંધી બોલવાનું પ્રાપ્ત થાય છે. ઇતિહાસ વિભાગ માટે મંત્રીઓ જણાવે છે કે એક વખત જે સાક્ષર જે કામ માટે નીમાયા હોય, તેઓની એ કામ માટે ફરી નિમણૂંક કરવી નહિ, એવું ધોરણ રાખવાથી ઇતિહાસ વિભાગના અધ્યક્ષ તરીકે સાક્ષરવર્ય બાળવંતરાય કલ્યાણરાય ઠાકોરને નીમી શકાયા નહિ. જે પસંદગી થઇ છે તેની ટીકા તરીકે નહિ પણ ગુજરાતના સાહિત્યમાં આવાજ વિષયોમાં કામ કરનારા તરીકે મુનિશ્રી જિનવિજયજી અને પંડિત બહેચરદાસજી તરફ અમે ધ્યાન ખેંચીએ તો તે અસ્થાને નહિ ગણાય.

## ગુજરાત કલાપ્રદર્શન

આ દિવસો ગુજરાતને માટે જાણે ઉત્સવનાજ ચાલે છે. મહાત્માજી છૂટયા ને થોડાજ દિવસે, ગુજરાત કલાપ્રવર્તક મંડળે ચાલુ વસન્તમાં ગુજરાત કલાપ્રદર્શન ખુલ્લું મૂક્યું અને ચાલુ અઠવાડીઉં આખું ચાલશે એમ લાગે છે. પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા શેઠશ્રી માણેકલાલ મનસુખભાઇના હસ્તે થઇ તે પ્રસંગે મંડળના પ્રમુખ કવિશ્રી ન્હાનાલાલે ગુજરાતની કલા ઉપર વ્યાખ્યાન આપ્યું ને અન્યત્ર પ્રસિદ્ધ થયું છે.

પ્રદર્શનને ફતેહમંદ કરવામાં મંડળના કાર્યકર્તાઓએ મહેનત કરવામાં મણા રાખી નથી. પ્રદર્શનનું સ્થાન હઠીસિંગની વાડીમાં એટલે અમદાવાદના સ્થાપત્યની એક સુંદર ભવ્ય જગાએ રાખેલું છે. કલાના જૂના નમુનાઓ શેઠ શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજી પાસેથી મંગાવી ગોઠવ્યા છે. તે સિવાય પણ ગુજરાતના અનેક કલાકારોને આમન્ત્રણ આપી તેમનાં ચિત્રો, પૂતળાં ફોટોગ્રાફો. વગેરે અનેક કળાના નમૂનાઓ એકત્ર કર્યા છે. ભરતકામ, જરી. ગૂંથણ, પારાઓનું કામ વગેરે ખાસ સ્ત્રીઓનો વિભાગ જૂદો રાખવામાં આવ્યો છે. કલાના જૂદા જૂદા વિભાગોમાં સારા નમૂનાઓ માટે એક સોનાનો અને બાકીના રૂપાના ચાંદો અપાયા હતા.

આ મંડળે કલાનો અર્થ અતિ વિસ્તૃત કર્યો છે એ જોઇ સર્વને આનંદ થશે. સ્થાપત્યકલાનો નમૂનો તો ત્યાં સાન્નિધ્યમાંજ હતો કારણ હઠીસિંગની વાડીમાં પ્રદર્શન ભરાયું હતું. સર્વ જગાને રોશનીથી શણગારવામાં આવતી. પ્રદર્શનની જગામાં મધ્યમાં આપણી જૂની આલ્હાદક રીતે ચોઘડીઆં બજતાં હતાં. તે ઉપરાંત કલાનો હમેશ કોઇને કોઇ નવીન કાર્યક્રમ રખાતો. સ્ત્રીઓના ગરબા, વિદ્યાર્થીઓના દાંડીઆ રાસ, સંગીત સાથે કવાયત, જૂની રીતે મલ્લોના અખાડા, કુસ્તી. તલવારના ખેલો, લાઠીના બનેટીના દાવો, વગેરે સર્વ અંગકસરતોને તેમાં સ્થાન આપ્યું હતું. કાઠીઆવાડના

દુહા લલકારનારા,' વારતા કહેનારા, રાવણહથાથી ભજનિયાં ગાનારાઓ અને આધુનિક રીતે હરિકીર્તન કરનારાઓ પણ તેમાં વીસરાયા નહોતા. સાથે સંગીત પરિષદ પણ ચાલુ હતી એટલે તે પરિષદના પ્રમુખ કુમારશ્રી પ્રભાતદેવજીએ પોતાની વીણાના સંગીતનો રસાસ્વાદ અને અન્ય કેટલાએક ઉસ્તાદી ગવૈઆઓએ પોતાના સંગીતનો લાભ આપ્યો હતો. એક દિવસ ખાસ નટસંમેલન માટે રાખેલો છે.

પ્રદર્શનમાં ટીકાને અવકાશ નહોતો એમ અમે નથી કહેતા. ગુજરાતની અનેક હલકી ગણાતી નાતોમાં સંગીત ભરત, ઘરનો સાજ, ઘર વ્યવસ્થાની જૂની કલાના અવશેષો સચવાઈ રહ્યા છે તેમને હજુ સ્થાન નહોતું અપાયું. પણ કલાનાં આ જૂદાં જૂદાં રક્ષણસ્થાનો આપણે ધારીએ તેટલાં સુગમ નથી અને અનેક વરસોના પરસ્પરના સમાગમના અભાવે અત્યારે તેમાં માનસિક અંતરાય આવી ગયો છે. એ વર્ગો આપણો આવકાર સમજી ખુલ્લે દિલે આવી પોતાની કલા બતાવી શકે એ જેટલું અશક્ય છે તેટલુંજ હજુ તેમની કદર કરી સમજી શકે એવો શ્રોતા વર્ગ પણ અત્યારે દુર્લભ છે. શ્રોતાઓની રસવૃત્તિ પણ કંઈક અંશે ઓછી થઈ ગઈ છે અને કંઈક અંશે પરદેશી થઈ ગઈ છે.

કલા ઉપરનાં વ્યાખ્યાનોમાં માત્ર પ્રમુખનું પોતાનું ભાષણ અને શ્રી કનૈયાલાલ વકીલનું એજ ગણાવી શકીએ. ગુજરાતમાં આ વિષય ઉપર ભાષણ આપી શકે તેવા બીજા ઘણા છે પણ બધા સહકાર આપી શક્યા નથી. આ તારીખો ઋતુની દષ્ટિએ કલાને અનુકૂળ છે પણ નોકરી કરનારાઓને અનુકૂળ નથી. ભવિષ્યમાં તારીખની પસંદગીમાં કાર્યકર્તાઓને વધારે વ્યવહારૂ બનવું પડશે. પણ આ સર્વ મુશ્કેલીમાં કલાપ્રવર્તક મંડલે જેટલું કર્યું છે તે માટે તેમને ખરેખર અભિનન્દન ઘટે છે.

સકલ હૃદયથી જેમાં પ્રજાના સઘળા વર્ગો સહકાર કરી શકે, અને આનંદ મેળવી શકે તે માત્ર કલા છે. આવાં પ્રદર્શનો જ્યારે પ્રજા આગળ વારંવાર થશે અને પ્રજા પોતે તેમાં સ્વાભાવિક ઉલાસથી રસ લેતાં અને એ રસને પોતાના જીવનમાં વ્યવહારમાં ઉતારતાં શીખશે ત્યારે ખરેખરૂં પ્રજાનું ઐક્ય આપણા દેશમાં પ્રગટશે. સંગીતમાં હિન્દુ મુસલમાનોએ એ ઐક્ય સાધ્યું છે. સ્થાપત્યમાં ગુજરાતે ખાસ કરીને એ ઐક્ય સાધ્યું છે. પ્રાન્તિક કે ધર્મની ભેદ ભાવનાથી પર રહેલું ગુજરાત અન્ય કલાઓમાં પણ ઐક્ય સાધશે એવી આપણે આશા રાખીએ.

## સંગીત પરિષદ

અમદાવાદ રાષ્ટ્રીય સંગીત મંડળે, ગાંધર્વ મહાવિદ્યાલય સંગીત પરિષદ અને કીર્તનકારો અને કથાકારોની પહેલી પરિષદ વસંતપંચમીને પ્રસંગે બોલાવી હતી. શેઠ મંગળદાસે સત્કારમંડળના પ્રમુખપદેથી સંગીતપરિષદના પ્રતિનિધિઓને કહ્યું હતું કે " ઉચ્ચ, શાસ્ત્રીય સંગીતની ગુજરાતને જરૂર છે. એના વિકાસ પામતા નવજીવનમાં, સંગીત વગર ન્યૂનતા રહેવાની. એ ન્યૂનતા આપ સૌ પૂરી આપશો એવા ભરોસાથી અમે આપને નિમંત્રણ કર્યું છે....

હું વૈષ્ણવ છું અને અમારાં મંદિરોમાં સમા સમાનાં દર્શન થાય છે તે વખતનું માંગલિક સંગીત મ્હારા કાનમાં રમી રહેલું છે. ઉત્તમ ધોળ અને પદો અમે ઘેર પણ ગાઈએ છીએ એટલે અમારી પ્રેમલક્ષણા ભક્તિનું સંગીત કેવું પોષક છે તેનો મ્હને અનુભવ છે. અમારા ગુરૂ શ્રીમાન વલ્લભાચાર્ય અને એમના અષ્ટસખા, એ બધા ઉત્તમ સંગીતવેત્તા હતા અને અમારા ઇષ્ટદેવ મુરલીધર શ્રીકૃષ્ણ, એ પણ એવી બંસરી બજાવતા કે એ સંભારી સંભારીને તો હજીપણ હજારો વર્ષો થયાં અમે મુગ્ધ રહીએ છીએ. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! આ ઉપરથી આપ જોશો કે સંગીતના પ્રચાર માટે થતી આ પ્રવૃત્તિને હું ધાર્મિક ગણું છું અને ઉચ્ચ સંગીત પ્રજામાં પ્રસરતાં ઘણો કલેશ અને ઘણી અનીતિ દૂર થશે એમાં મ્હને જરાયે શંકા નથી.

પ્રમુખસ્થાન વાંસદાના રાજવંશી પ્રભાતદેવજીને આપવામાં આવ્યું હતું. ગુજરાતમાં મળનારી પરિષદના પ્રમુખ, ઉત્તમ બીન બજાવનાર અને 'સંગીત પ્રકાશ'ના ગ્રંથકાર ગુજરાતીજ મળ્યા એ સંયોગ ખુશ થવા જેવો હતો.

શહેરના ધનવાન, વિદ્વાન, પ્રતિષ્ઠિત અને વિદ્યાર્થી વર્ગ તથા સ્ત્રીઓએ આ પરિષદના કાર્યક્રમમાં તેમજ

જલસાઓમાં સારો ભાગ લીધો હતો. ભવિષ્યના "બાલ ખાંસાહેબો"ને માટે એક દિવસ ખાસ રાખવામાં આવ્યો હતો એ જોઈ દેશના ભવિષ્યને માટે નિરાશાવાદી કોઈજ ના રહી શકે એવું હતું.

અલ્વરથી રાજ્ય ખર્ચે, સુપ્રસિદ્ધ અલાબંદાખાન પધાર્યા હતા. સંગીતાચાર્યો એમને ગુરૂ જેવું માન આપતા. ઇન્દોર, ભાવનગર, મદુરા, મદ્રાસ, બંગાળા અને દક્ષિણથી સંગીતવેત્તાઓ અને ગાયકો આવ્યા હતા. એટલા બધાને એકી વખતે સાંભળવાથી, દેશનું સંગીત-ધન, વર્તમાનમાં પણ હજી કેવું છે તે સમજાયું હતું અને "જે વારસાને માટે દેશ ગૌરવ ધારણ કરી શકે એવો એ અનુપમ વારસો છે" એમ આ પરિષદ પ્રસંગે ખાસ પધારેલા શ્રીયુત દિલીપકુમાર રોયનું કહેવું હતું.

દિલીપકુમારે, આ પરિષદ પ્રસંગે અમૃત પાયું છે અને સંગીતશાસ્ત્રમાં જેને કંઈ પણ રસ નહીં હોય તેવાઓ પણ એમને કદી નહીં ભૂલે.

"ચાકર રાખોજી, અમને ચાકર રાખોજી"

મીરાંબાઈનું એ પદ તો ક્યમે વિસરાવાનું નથી. ભાવનામય સંગીતના એ આગ્રહી છે અને શિષ્ટ શાસ્ત્રીય સંગીતકારોને પણ એમની પાસેથી એ વિષયમાં બોધ મળે એવું છે.

પ્રમુખે, પોતાના વિદ્વતાભરેલા ભાષણમાં કહ્યું છે કે "સંગીતમાં જો લોકોને રસ ના પડે તો એ દોષ ગાનારાઓનો છે." એ વાત ઉસ્તાદો ધ્યાનમાં રાખશે તો બહુ લાભ થશે.

આ ઉપરાંત પુનુસ્વામિની શરણાઇ. ઇંદોરવાળા ખાંસાહેબનો સિતાર, અલાબંદાખાન નો "માલકોશ," વ્યાસભાઇઓનું "બેન્ડ." પ્રમથનાથ બેનરજીના ઇસરાજ, રૂદ્રવીણા અને સુરાયણ એ સાંભળવાના અલભ્ય લાભ પારપદથી મળ્યા એ જીવનની ધન્ય ક્ષણો હતી.

વસંતઋતુ, ગુજરાતે આમ વધાવી. એના જીવનનો પણ વસંત બેસી ચૂક્યો છે. ડૉ. હરિપ્રસાદે શ્રોતાજનોનો ઉપકાર માનતાં કહ્યું હતું તે અમે પણ કહીશું કે "હવે અમદાવાદમાં મીલોનાં ભુંગળાંનું જ સંગીત વાગે છે, અથવા અહીંના શેઠીઆઓને રૂપીઆના રણકાર, સંગીત કરતાં પણ મીઠા લાગે છે એવું ના કહેશો."

ઉ.



આ માસિક અમદાવાદ સિવીલ હૉસ્પિટલની સામે પાનાભાઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૩ ફાગણ, ૧૯૮૦ અંક ૬


## દીર્ઘાયુ રાજકુમાર

[ અહીંઆ આપેલી કથાનો પ્રસંગ આ પ્રમાણે છે. કાૈશામ્બી નગરીમાં કેટલાક ભિક્ષુઓ રહેતા હતા તેમાંના એક વિદ્વાન્ ભિક્ષુનો કાંઇ અપરાધ થયો. તેણે તે કેટલાકને જણાવ્યો. તેઓને તે અપરાધ લાગ્યો નહિ. પણ બીજાઓને તે અપરાધ લાગ્યો અને બહુમતિથી તેને સંઘાડા બ્હાર મુક્યો. આ રીતે તેઓમાં બે તડ પડયા અને પરસ્પર કલહ શરૂ થયો. બુદ્ધે આવીને તેમને કહ્યું કે 'ભિક્ષુઓ, આમ કજીઆ ન કરો.' ત્યારે એક ભિક્ષુએ કહ્યું; 'ભગવાન્, અમે અમારો વિચાર કરી લઈશું. તમે છાનાં બેસો.' તે સમયે ભગવાને નીચે પ્રમાણે કથા કહી. ]

હે ભિક્ષુઓ! વારાણસીમાં બ્રહ્મદત્ત નામનો એક રાજા રાજ કરતો હતો. તેણે દીધેતિ નામના કોસલ રાજા ઉપર હલ્લો કર્યો અને તેનો મુલક સર કર્યો. તથી કોસલનરેશ દીધેતિ* પોતાની રાણીને લઇને ગુપ્ત વેશે નાસી ગયો અને વારાણસીમાં આવી રહ્યો. ત્યાં તેની રાણીને ગર્ભ રહ્યો. તે વેળાએ રાણીને ચતુરંગી સેના જોવાનો દોહદ થયો. બ્રહ્મદત્તનો પુરોહિત દીધેતિનો મિત્ર હતો. જો શુભ મુહૂર્ત ઉપર ચતુરંગી સેના તૈયાર કરવામા આવે તો વારાણસીના રાજાને લાભ થાય એમ કહી તેણે સેના સજ્જ કરાવી અને કોસલ રાજાની રાણીને બતાવી. પછી તે રાણીને એક સુંદર કુમાર જન્મ્યો. તેનું નામ દીર્ઘાયુ પાડયું. તે ઉમર લાયક થયો એટલે તુરતજ કોસલ રાજાને પોતે કોણ છે? એ જણાઈ જશે એવો ભય થયો અને તેણે દીર્ઘાયુકુમારને શહેર બહાર મોકલી દીધો. કોસલ રાજાના હજામે બ્રહ્મદત્તની નોકરી સ્વીકારી હતી; તેણે પોતાનો પ્રથમ સ્વામી રાણી સાથે વારાણસીમાં ગુપ્ત વેશે રહે છે એવી બાતમી નવા સ્વામીને આપી. બ્રહ્મદત્તે દીધેતિને અને તેની રાણીને પકડયા અને આખા ગામમાં ફેરવી નગરના દક્ષિણ દરવાજા બહાર તેમનો શિરચ્છેદ કરવાનો હુકમ કર્યો.

* આ લેખ પુરાતત્ત્વમંદિર ગ્રંથાવલીમાં પ્રકટ થનાર "બૌદ્ધ સંઘનો પરિચય" એ નામના ગ્રંથમાંથી લેવામાં આવ્યો છે. લેખ આપવા માટે તેના વિદ્વાન લેખક અધ્યાપક ધર્માનંદ કોસંબીના અમે આભારી છીએ.

* દીધેતિ=દીર્ઘધૃતિ=જેણે બહુ કાળ દુઃખ સહન કર્યું છે એનો.

# અમલદાર સાહેબની મનોદશા

પામરમાં પામર ભીખારીને પણ જેની અદેખાઈ ન આવે એવી સ્થિતિ દુનિયામાં જો કોઈની હોય તો તે કુલ સત્તાવાન આપણા અમલદાર સાહેબોની હોય છે. એમના મનની કોઈ એવી વિલક્ષણ દશા હોય છે કે પોતાનાં બધાં જ કામો તેમને ન્યાય અને વ્યવસ્થાથી ઉભરાઈ જતાં ભાસે છે. "રખે મારી ભૂલ થતી હશે" એવી લાગણીનો આખી જીંદગીમાં તેમને કોઈવાર પણ અનુભવ થતો નથી. દયાહીન નસીબદેવીએ એમના કપાળે એવું એક ધારું કઠોર જીવન લખી નાંખેલું હોય છે કે એમાં ભૂલ કે પશ્ચાત્તાપની એક પળ પણ આવવા જ પામતી નથી. સામાન્યતઃ ઘણા સમજુ માણસો પણ કોઈવાર અકસ્માત્ ભૂલ કરી વાળે છે, અને એવી સ્હેજ-સ્હાજ નજીવી ભૂલ પણ તેમના અખંડ, નિર્મળ—કલંક-રહિત જીવનપ્રવાહમાં, બીજું કાંઈ નહીં તો વિવિધતાને ખાતર પણ એક પ્રકારનું સૌંદર્ય ઉમેરે છે. આપણા અમલદારોના જીવનમાં એવી કોઈ ભૂલને માટે સ્થાન નથી હોતું. મને તો લાગે છે કે દરેક બાબતમાં ફાવે તેમ, આવડે તેવાં ગપ્પાં મારવાનો આપણને સૌને હક્ક છે તેમ કોઈ કોઈવાર ભૂલ કરી બેસવી એ પણ આપણો મનુષ્યજાતિનો કુદરતી હક્ક છે. પૂર્વે થઈ ગયેલા ભારે જુલ્મી રાજાઓ પણ મનુષ્યનો એવો જન્મહક્ક ખુંચવી લેવામાં સફળ થયા નથી. અનેક પ્રકારની આસમાની—સુલતાનીઓ અને પ્રતિક્ષણે બદલાતી દેશકાળની ઉલટપાલટ અવસ્થામાં પણ સમગ્ર માનવજાતિ પોતાનો ભૂલ કરવાનો પ્રિય હક્ક હજી સુધી પ્રાણાંતપણે સાચવતી આવી છે. પોતાના સ્વમાન કે ઇજ્જતને ધક્કો પહોંચાડ્યા વિનાં, નિખાલસ દિલથી જે ભૂલ રસ્તાનો એક ભીખારી પણ કરી શકે છે તે ભૂલ આપણા સર્વજ્ઞ કહેવાતા અમલદાર સાહેબોથી સ્વપ્ને પણ થવી અશક્ય છે. તેમનું આખું જીવન પાકા રેણથી એવું સંધાઈ ગયેલું હોય છે કે એમાં કદિ તીરાડ પડવાની પણ આશા રાખવી એ દુરાશા છે. વધારામાં વળી, વ્હાઈટહૉલની ચિરંજીવપણાની આશિષ અને સીમલાના દેવોના કૃપાકટાક્ષથી એ રેણ એવું પાકું બની જાય છે કે પ્રજાના ગમે તેટલા પોકાર કે નિશ્વાસ પણ તેમાંની એક રજને ખેરવી શકતાં નથી. તેમનાં ભૂલરહિત જીવનની સળંગતા, અચળતા અને એકરૂપતાને લીધે ઉપજતો કંટાળો, કોઈ એક ન્હાની સરખી ક્ષુદ્ર ભૂલથી એક ક્ષણને માટે પણ તૂટવા પામતો નથી. ભૂલની અધિષ્ઠાત્રી દેવી આપણા અમલદારોને માનવબાળ જાણી, જરા તેને આનંદ આપવા કદાચ કોઈવાર આવી ચડે તો તે બિચારીને અમલદાર સાહેબના બેચાર તમાચા ખાઈને વીલે મ્હોડે પાછું જવું પડે.

પરન્તુ આખરે તો ભૂલ એક અતુલ સૌંદર્યવતી—મનોહારિણી યુવતી છે, અને તેથી તેનાં નયનકટાક્ષ અમલદારોને કોઈવાર મોહ પમાડી પોતાના હાથમાં રમાડી જાય છે. પરંતુ તે વખતે શીમલાના દેવો તે તરફ આડા કાન કરી, જાણે કંઈ બન્યું જ નથી એવો દેખાવ કરી, ટુંકેથીજ પતાવી દે છે. ભૂલનો સ્વીકાર કરવો એ તેમને મન હીણામાં ય હીણું કર્તવ્ય છે. શીમલાના દેવભવનમાં કે દેશી નરેશના રાજદરબારમાં એવા એક સ્થાપિત સિદ્ધાંતને માનીનેજ બધું કામ ચલાવવામાં આવે છે. એક ન્હાનામાં ન્હાનો અમલદાર કે રાજતંત્રનો એક સિપાઈસપરો પણ સ્હેજ સરખીયે ભૂલ કરવાને નાલાયક હોય છે; કારણ કે ભૂલ કરવી એ કંઈ તેની ફરજનો આવશ્યક વિભાગ નથી. અને કદાચ ભૂલ થઈ જાય તો તેને ભૂલ તરીકે સ્વીકારવાને કોઈ રાજતંત્ર કાયદાથી બંધાયેલ નથી.

અધિકારી અને અનધિકારી, અમલદાર અને રૈયત,

રાજા અને પ્રજા એવા જે ભેદ જોવામાં આવે છે તે માત્ર ભૂલની પાત્રતાને લઇને જ પડ્યા છે. ભૂલ કરવાનો જેમનો સ્વભાવ હોય તે પ્રજા, રૈયત અથવા બીનઅધિકારીના નામથી ઓળખાય છે અને જેમનો ભૂલ કરવાનો સ્વભાવ નથી હોતો તે રાજા, અમલદાર કે સરકારી નોકરના નામથી ઓળખાય છે. હવે જો અમલદારો પોતે ઉઠીને ભૂલ કરે તો તેમનો પેલો લાક્ષણિક ભેદ ભૂંસાયા વિના કેમ રહે ? અને મનુષ્યથી ઉચ્ચ કોટિમાં હોવાનું તેમનું અભિમાન શી રીતે ટકી રહે ? જો એક અમલદાર ભૂલ કરે અને વળી કબૂલ કરે તો તેજ ક્ષણે તે એક સામાન્ય મનુષ્ય બની જાય. અને સામાન્ય મનુષ્ય કઈ સત્તાથી પ્રજા ઉપર અમલ ચલાવે ?

સરકારી નોકરોનો સંપ્રદાય બધા પાસે એમ જ મનાવી રહ્યો છે કે ભૂલ કરવી એ બીનઅધિકારીઓનું, બીનજવાબદારોનું જ કામ છે. ભૂલ કરવા જેટલી નિર્બળતા, બહુબોલા પેલા રાજદ્વારી ચળવળ કરનારાઓ અને બીનજવાબદાર રાજખટપટ કરનારાઓ—જેમને દેશના હિત સાથે કંઇ લેવાદેવા નથી—તેમનામાં જ રહેલી હોય છે. એ સંપ્રદાય તેમના અનુયાયીઓ પાસે એમ પણ મનાવે છે કે જેમને કંઇ બીજો ધંધોધાણી નથી અને જેમને નવરા બેઠા કંઈ સૂજતું નથી તેઓ જ આ ભૂલોથી ઉભરાઈ જતો રાજદ્વારી સુધારાનો ઉદ્યોગ લઇ બેસે છે. પછી તો એ લોકોને ભૂલ કરવાની ટેવ જ પડી જાય છે. એક તો એ ચળવળનો ઉદ્દેશ જ હજારો ભૂલોની આંટીઘુંટીવાળો હોય છે અને તેમાંય જ્યારે કોઈ બેવકૂફ આંખો મીચીને, શરમ મૂકીને, નફ્ફટ બનીને ઘુસી જાય છે ત્યારે તો પછી પૂછવું જ શું ? તેઓ ઉપરાઉપરી ભૂલ કરવા મંડી જાય છે. પરન્તુ સદ્‌ભાગ્યે આખરે અમલદારોનો સંપ્રદાય તેમની વ્હારે ચડી આવે છે અને એવા લોકોની મૂર્ખાઈભરેલી ભૂલો ઉપર ન્યાય કે વ્યવસ્થાની નજર ફેંકી એકદમ જેલમાં પૂરી દેવાનું અને છૂટા થયા પછી હંમેશા શંકાની નજરથી જોવાનું હુકમનામું ફરમાવી દે છે !

નોકરશાહી અમલદારોની ફરજ માત્ર ભૂલને માટે નાલાયક બનવાની અને ગમે તે જોખમે પોતાનું સર્વજ્ઞપણું જાળવી રાખવાની છે. ઇશ્વરના બધા ગુણોનો તેમનામાં વાસ છે. મનુષ્યસ્વભાવને અંગે રહેલી એક પણ નિર્બળતા તેમને સ્પર્શી શકતી નથી, એવું તેમને અભિમાન છે. બિચારો વૃદ્ધ પરમેશ્વર પણ કોઇ કોઈ વાર પોતાનાં બાળકોની પ્રાર્થના ઉપર ધ્યાન આપવાની નિર્બળતાનો પરિચય કરાવે છે, પણ આપણા અમલદારો તો, પ્રજાવર્ગના ગમે તેટલાં કકળાણ, બૂમબરાડા, અરજીઓ કે પ્રાર્થનાઓ, ડેપ્યુટેશનો કે રેઝોલ્યુશનો તરફ, આરસની પ્રતિમાની પેઠે નિરુત્તરજ રહે છે. એ બધી ચળવળની વ્યર્થતા, નિઃસારતા અને પોકળપણું તેમની સર્વજ્ઞ દ્રષ્ટિમાં પહેલેથીજ સમજાઈ ગયેલું હોય છે. તેથી તેને અણસમજુ બાળકોના આવેશનો ઉભરો માત્ર ગણી લઇને તેમની મૂર્ખાઈ ઉપર તેઓ હસે છે અને જ્યારે એ ઉભરો પોતાની અનુકૂળતાની હદ છોડી જરા આગળ વધે છે કે તુર્ત પોતાનો પોલાદી મુક્કો ઉગામી દાબી દે છે.

લોકોની પ્રાર્થના વ્યાજબી હોય તો પણ તે મંજૂર રાખવામાં એક મ્હોટું જોખમ સમાએલું છે એમ આપણો અધિકારીવર્ગ માને છે. લોકમાગણીને એકવાર પણ સંતોષવાથી, એક સબળ અને મજબૂત અમલદાર તરીકેની પોતાની કીર્ત્તિ ઝાકળનાં બિન્દુ પેઠે ક્ષણવારમાં વીખરાઈ જાય છે. વળી તે પ્રાર્થના પોતાના કાને આવી તે પહેલાં પોતે તે વાતથી સાવ અજાણ હતા એવો દેખાવ કરવાથી પોતાના સર્વજ્ઞપણામાં બાધ આવે એમ તેઓ માનતા હોય છે. આ બધાં કારણોથી તેઓ હંમેશા મજબૂત, કડક, સખત અને અચળ મનવાળા અમલદાર તરીકેની પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવા અત્યંત ચિંતામગ્ન રહે છે.

બેવકૂફ હિંદવાસીઓ એમ માને છે કે અમલદારોએ ડાહ્યા, શાણા, પ્રજાની હાજતો સમજનારા રાજનીતિજ્ઞ વગેરે વગેરે બનવું જોઈએ. ડીફેન્સ ઓફ ઇન્ડિયા એક્ટ ( અને રોલેટ એક્ટ ) અમલમાં આવ્યા છતાં પણ હિંદની પૂરાણી પ્રજા હજી પોતાનો એ જુનો આદર્શ છોડતી નથી એજ અમલદાર સાહેબની ભારે દિલગીરી છે. એ ડહાપણ, શાણપણ વગેરેનો કચરો મજબૂતી અને કડકપણા આગળ બિસાતમાં નથી એટલું પણ "દેશીઓ" આટલા વર્ષના રાજ્યઅનુભવ પછી નથી શીખી શક્યા એ તેમની અક્કલની ખામી અમલદાર સાહેબને અતિશય સાલે છે. પ્રાર્થના મંજૂર રાખવી એ ભૂલ કબૂલ કરવા તુલ્ય છે અને ભૂલ કબૂલ કરવી અથવા સુધારવી એ કરતાં તો આપઘાત કરવો શું

મોરો ? ભૂલ કબૂલ કરવી કે સુધારવી એમાં આખા સામ્રાજ્યની આબરૂનો–પ્રેસ્ટીજનો સવાલ આવે છે. જે પ્રેસ્ટીજ અને ઈજ્જત જાળવવા ખાતર અમલદારોને સીમલા તરફથી મોકલવામાં આવ્યા છે તે તો ગમે તે ભોગે નીભાવવીજ જોઈએ. પ્રેસ્ટીજ ગુમાવ્યા પછી બાકી રહ્યું શું ? પ્રેસ્ટીજ એ પદાર્થ છે અને આ મહારાજ્ય તો તે પ્રેસ્ટીજનો પડછાયો માત્ર છે. પદાર્થ કાયમ હશે તો તેનો પડછાયો એની મેળેજ નભ્યો રહેશે, એ કક્કો આપણા અમલદાર સાહેબોને સીમલાના સંપ્રદાય તરફથી એવો પાકો ઘુંટાવવામાં આવ્યો છે કે તે ક્ષણભર તેમના મનમાંથી ખસતો નથી. અમલદાર સાહેબ પોતાની ભૂલ કબૂલ કરે તો તો લોકો સમજી જાય કે અમલદાર સાહેબ પણ આપણા સામાન્ય લોકોની પેઠે ભૂલ કરવાને પાત્ર છે. અને આવી સમજુતી એક વાર લોકોમાં ફેલાય તો બ્રિટિશ સામ્રાજ્યને કેવો મોટો ધક્કો પહોંચે એ આ હિંદી મૂર્ખાઓ ક્યાંથી સમજે ? પ્રેસ્ટીજની કિંમત અમલદારી કર્યા સિવાય કદિ સમજાતી નથી. પ્રેસ્ટીજનું રક્ષણ બહુ કાળજીથી, ચિંતાથી, અખંડ પ્રયત્નથી, રાતદિવસ ઉજાગરા કરીને કરવાનું હોય છે. અમલદારો ઘણીવાર દુર્બળ હોય છે તેનું કારણ અજ્ઞાન હિંદીઓ આ દેશનાં હવાપાણીની પ્રતિકૂળતા માને છે, પણ એ સાવ ખોટું છે. ખરૂં અંદરનું કારણ પેલુ પ્રેસ્ટીજ સાચવવામાં રહેલી હૃદયને કોરી ખાનારી ચિંતાજ હોય છે. અમલદારોના કમભાગ્યે એ પ્રેસ્ટીજનું કલેવર એવું નબળું, વેદનશીલ અને નાજુક હોય છે કે તેને કોઈ અજાણ્યાના હાથનો સ્હેજ સ્પર્શ થતાં–અરે ! કોઈની દૃષ્ટિ સરખી પડતાં તેની તબિયત કરમાઈ જાય છે. આખા સામ્રાજ્યના બંધારણની ઈમારતમાં પ્રેસ્ટીજવાળો ભાગ સૌથી નિર્બળ છે. હિંદીઓ ગમે તેટલા કમઅક્કલ અને બધી રીતે નાલાયક હોવા છતાં આ વિભાગની નિર્બળતા કળી ગયા છે અને પ્રસંગ મળતાં તેના ઉપર હુમલો લઈ જવાની ધૃષ્ટતા કરવાનું ચૂકતા નથી. પરંતુ સદ્‌ભાગ્યે હજી સુધી સરકારનું એ નાજુકડું, લાડકવાયું પ્રેસ્ટીજ બધા હુમલાથી બચી જવા પામ્યું છે. પ્રેસ્ટીજનું રક્ષણ કરવામાં અમલદાર સાહેબોને જાગ્રત રાખવાનું સુશ્કેલ કાર્ય ઍંગ્લો–ઈન્ડીઅન છાપાંવાળાઓ બજાવતા રહ્યા છે, અને તેને સ્હેજ પણ ઈજાનો ગભરાટ જણાતાં એકદમ કાકારવ કરીને અમલદાર સાહેબોને ચેતવી દે છે. એ છાપો પ્રેસ્ટીજની પાછળ પાછળ દેશવિદેશ અને ખૂણેખાંચરે ભ્રમણ કરતો રહે છે. હમણાં થોડાજ વખત પહેલાં પ્રખ્યાત નર્તકી મિસ મૉડ એલન હિંદુસ્તાનમાં આવી તે વખતે નૃત્ય વખતના એ બાઈના પારદર્શક વસ્ત્રપરિધાન તરફ બ્રિટિશ પ્રજાનું અને સરકારનું ધ્યાન ખેંચી પ્રેસ્ટીજને મોટા ભયમાંથી એ છાપાએજ બચાવી લીધું હતું. એ ગટરના મામલામાંથી જો પ્રેસ્ટીજ સાજુંતાજું બહાર ન નીકળ્યું હોત તો આજે બ્રિટિશ સામ્રાજ્યની શી દશા થઈ હોત એ મૂર્ખા હિંદવાસીઓ ક્યાંથી સમજે ? ભવિષ્યમાં જ્યારે કોઈ નામાંકિત લેખકની કલમ વડે એ છાપાનો ઈતિહાસ લખાશે ત્યારે એ છાપાની આવી સેંકડો મહાનગીભરેલી સેવાઓ અને પરાક્રમોની નોંધ લેવાયા વિના નહીં રહે.

અમલદાર સાહેબમાં ખડક અને દીવાદાંડી જેવી પૂર્ણતા, મનોહરતા, અડગતા, અચળતા, દૃઢતા, સ્થિરતા અને પોતાના પદને વળગી રહેવાનું બળ હોય છે. માત્ર તફાવત એટલોજ છે કે ખડક અને દીવાદાંડી કરતાં અમલદાર સાહેબ સ્હેજસાજ અધિક કલ્પનાશીલ હોય છે. બાકી અડગતા, ટેક અને મક્કમપણામાં તે ખડક વિગેરેને ટપી જાય છે. જેમને અડગપણું ધારી રાખવું પાલવે તેમ છે તેમણે કોઈની માગણીને તાબે થવાની જરૂર નથી. ખરૂં પૂછાવો તો આ જમાનોજ ટેક અને અડગતાનો છે. ડીફેન્સ ઑફ ઈન્ડિયા એક્ટ, પ્રેસ એક્ટ અને સીડીશ્યસ મીટિંગ્સ એક્ટના અમલમાં બધાને તે પાલવે તેમ છે. નથી પાલવતું બિચારા એક રાજકીય સુધારકને અથવા વર્તમાનપત્રના માલેકને !

દૂરંદેશી અને પ્રેમાળ સીમલાની સરકારે અમલદાર સાહેબોની સેવામાં ન્હાનાં પ્રકારનાં વિગ્રહકારી કાયદાનાં શસ્ત્રો મોકલી આપ્યા છતાં અને ફાવે તે સમયે, ફાવે તેમ એ શસ્ત્રોને વાપરવાની છૂટ આપ્યા છતાં પણ જો અમલદાર સાહેબ અડગ અને મજબૂત બનવાને બદલે રાંકણા, ઢીલા અને નમી પડનારા નીવડે તો તેમાં સીમલાનો શો દોષ ? એ ઉપરથી આપણે એટલુંજ કહી શકીએ કે સીમલાની ઉદાર બક્ષિસોની યોગ્ય કદર અને ઉપયોગ કરવાને તેઓ નાલાયક નીવડ્યા છે.

જ્ઞાનમાં દેવ જેવા, કર્તવ્યમાં ભીમ જેવા, અડગતામાં હિમાલય જેવા હોવા છતાં અમલદાર સાહેબમાં

એક મનુષ્યને છાજે તેવો દોષ રહી ગયો જણાય છે. હિંદના રાજકારભારમાં જેમને સુદૃઢ અવાજ નથી એવા અજ્ઞાન, બેભાન ગરીબ હિંદવાસીઓ માટે એમનું દિલ દયાની લાગણીથી ઠરી પડતું દેખાય છે, છતાં એટલું સદ્ભાગ્ય છે કે એ દયાની લાગણી આઠે દહાડે દર્શન દેતી નથી. સામાન્ય રીતે તે લાગણી શાંત, સ્થિર, હાલ્યા ચાલ્યા વિના, એક પાળેલા કુરકુરીઆની પેઠે તેમના હૃદયમાં એક કોર ખૂણે પડી રહેલી હોય છે. પરંતુ જ્યારે કોઇ હિંદી રાજકીય સુધારક આવશ્યક સુધારાઓની માગણી કરે છે, રાજ્યવહીવટમાં પ્રજાના હક્ક સ્વીકારાવવાની ચળવળ કરે છે અથવા પ્રજાની સ્વાતંત્ર્યભાવના વિસ્તારવાનો પ્રયત્ન કરે છે ત્યારે અમલદાર સાહેબની અજ્ઞાન, અબોલા હિંદીઓ પ્રત્યેની પ્રેમ અને અનુકંપા વૃત્તિ એકાએક પ્રચંડ જોરથી ઉછળી આવે છે. તે રોળા સુધારકોને, પગ પછાડીને, ટોપી ઉલાળીને ગરજી ઉઠે છે: "તમે લોકો કાંઈ આ નિર્દોષ, અજ્ઞાન, ગરીબ, વાચાહિન સમુદાયના પ્રતિનિધિ રૂપે બોલતા નથી. હું સમજું છું. તમે ફક્ત તમારા અંગત સ્વાર્થની જ વાતો કરો છો. એમનું હિત જાળવવું એ અમારું-ઇશ્વરપ્રેરિત-સીમલાને સોંપાએલું કર્તવ્ય છે. એમના માટે અમારું દિલ ખૂબ દાઝે છે. તમારા સુધારા અને અમારી દયાની લાગણી એ બન્ને એક સાથે આ દેશમાં કોઇ કાળે સમાઈ શકે તેમ નથી."

# સ્વતંત્રતાના સિદ્ધાંત

## ૨

## નૈતિક બળ

### (૧)

કોઈ પણ મહત્વપૂર્ણ પ્રશ્નનો વિચાર કરવામાં સર્વથી મોટી મુશ્કેલી એ આવી પડે છે કે, શબ્દોને તોડીમરોડી તેની કિંમત તથા તેનો વાસ્તવિક અર્થ બગાડી નાંખવામાં આવે છે. તેથી જો આપણે સફળ વિચાર કરવા માગતા હોઇએ તો પહેલાં આપણે આપણા શબ્દોના અર્થ નિશ્ચિત કરી લેવા જોઇએ. અમારી દુર્બળતાથી ઉત્પન્ન થયેલી પ્રત્યેક ભૂલને ક્ષમા કરવા માટે દેશભક્તિનું નામ બદનામ કરવામાં આવે છે, કારણ કે દેશભક્તિની જો કોઈ પણ માન્યતા હોય તો તે એ છે કે મનુષ્યને પૂર્ણ આત્મબળવાળાં તથા સંકટ સમયે દૃઢપ્રતિજ્ઞ બનાવી શકે. જ્યાં સ્થાનિક સ્વરાજ્યની જરા પણ વૃદ્ધિ થઇ કે લોકો આયરિશ જાતિની વિજયઘોષણા કરવા માંડે છે અને હોમરૂલને સમ્પૂર્ણ સ્વાધીનતા સમજીને તેના મહિમાનાં ગીતો ગાવા માંડે છે. પણ જ્યાં સુધી આપણા ઉપર પાડોશી રાજ્યનું કાંઇપણ દબાણ છે અને આપણે તેને આપણા કરતાં મોટા માનીએ છીએ ત્યાં સુધી આપણે અમુક હદ સુધીના ગુલામજ છીએ. તેથી જેઓ સ્વાધીનતાને માટે સંગ્રામ કરી રહ્યા છે તેઓ મૂળ સિદ્ધાંતને માને છે, અને સમ્પૂર્ણ સ્વતંત્રતાને માટે મંડ્યા રહે છે. આંશિક સ્વાધીનતા જેવી કોઈ વસ્તુ નથી. જ્યારે આપણે દુર્બળ દિલવાળાં માણસોના હાથમાં સ્વાધીનતાને સોંપીએ છીએ ત્યારે આપણે આપણાં કાર્યને દોષિત બનાવી દઇએ છીએ અને પરિણામે મુશ્કેલીઓ ઉભી કરીએ છીએ.

બીજી બાજુ અટલ સિદ્ધાંતવાળાં માણસો છે. સર્વસાધારણ તેને કેવી દૃષ્ટિથી જુએ છે ? જ્યારે તેના હાથમાં સ્વતંત્રતાનું કામ આવી જાય છે ત્યારે તે સદા અણસમજુ, જંગલી, અને જડ જેવા માણસ ગણાય છે. આપણે બહુધા તેનું નામ સાંભળીને મ્હોં મરોડીએ છીએ અને તેની વીરતાની પ્રશંસા કરવાને બદલે એમજ સમજીએ છીએ કે કોઇ પણ યુક્તિપૂર્વક વાત કરવાથી તેની સમજમાં અમારો સિદ્ધાંત આવી જશે. તેઓ એ નથી જાણતા કે સાચો, અને ચોકખા દિલનો માણસ સત્યનો નિષ્કપટ ઉપાસક છે.

પરાધીનતાની વિરૂદ્ધ લડનારાઓમાં કેટલાક લોકો સ્વતંત્રતાના પક્ષમાં એટલા માટે કાર્ય કરે છે કે ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મની એના કારણ ઐશ્વર્યશાળી બની ગયાં છે. જે સાધનોથી એ દેશોએ શક્તિ પ્રાપ્ત કરી છે તેને માટે વિચાર કરવાથી જણાય છે કે, આપણા એ સાચા મિત્રો, સાચી સ્વાધીનતા તથા સ્વેચ્છાચારી જીવનનો તફાવત સમજતા નથી. મારી સમજ પ્રમાણે તો કોઇ પણ બાબત પર વિચાર કરતાં પહેલાં આપણે વિશેષ અર્થયુક્ત શબ્દોની પરિભાષા ચોક્કસ કરી લેવી જોઇએ. એવા એકજ શબ્દની પરિભાષાથી હું અહીં સારી રીતે જણાવવા માગું છું કે, આજકાલ વાદવિવાદમાં જેટલા ચીકણા-ચોપડા શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે તેમાં સર્વથી અધિક ગરબડ "નૈતિક બળ"ના અર્થને વિષે પ્રવર્તી રહી છે.

### ( ૨ )

આયર્લાંડમાં લગભગ સો વર્ષથી રાજનીતિજ્ઞોની દુર્બળતા છુપાવવાને માટે, જેઓ

માતૃભૂમિની સમ્પૂર્ણ સ્વાધીનતાને માટે લડવાને અનિચ્છુક અથવા ભયભીત હોય છે તેઓ "નૈતિક બળ" શબ્દનો નિરન્તર દુરૂપયોગ કરી રહ્યા છે. વર્તમાન સમયમાં એવા માણસો જોવામાં આવે છે કે જેઓમાં નૈતિક સાહસનો અભાવ હોવા છતાં પણ તે નૈતિક બળના નામે કામ કરી રહ્યા છે. બીજી બાજુ એવા માણસો છે કે જેની રગેરગમાં નૈતિક બળ ભરેલું હોય છે પણ તેને પશુબળના ઉપાસક ગણીને હસી કાઢવામાં આવે છે. એ ગરબડને દૂર કરવા માટે આપણે નૈતિક બળ અને દુર્બળતાના ભેદને સમજી લેવા જોઇએ.

એ ભેદ મહત્વનો છે. ચાહે આપણે એને નૈતિક સાહસ કહીએ, ચરિત્રબળ કહીએ, અથવા નૈતિક શક્તિ કહીએ તો પણ સર્વનો અર્થ એકજ છે. એ **મન અને હૃદયનો એવો શ્રેષ્ઠ ગુણ છે કે, જેથી મનુષ્ય પશુબળની દરેક શક્તિની સામે અજેય ઉભો રહે છે.** હું એનું નામ "નૈતિક બળ" ગણું છું અને પરિભાષા એવી કરવા માગું છું કે કોઇ પણ કામને, આવશ્યક તથા શ્રદ્ધાને યોગ્ય સમજી બળની પરવા ન કરતાં સત્ય સમાન તેની રક્ષા કરવાને જે મચ્યું રહે છે, તે નૈતિક બળ કહેવાય છે. એ ચંચળ નથી કે તેને પોતાના ગાંડપણનાં પરિણામની લેશ માત્ર પણ દરકાર ન હોય. તેનો મુખ્ય સિદ્ધાંત એ છે કે, સત્ય વાતજ શ્રેષ્ઠ વાત છે, અને ઉચિત રૂપથી પાલન કરેલી એ ભલી વાતનું ખરાબ પરિણામ આવી શકતું નથી. એવો વીર પોતાનાં કાર્યની સારીનરસી ગતિને શાન્ત ચિત્તે જુએ છે. કોઈ પણ જાતની કઠણ પરીક્ષા વખતે પોતાના સાહસપર પૂરો ભરોસો ન હોવાથી કદાચ તે ગભરાય છે, કિન્તુ પોતાના પક્ષની શ્રેષ્ઠતા અને પોતાનાં કાર્યનાં પરિણામની મહત્તા ઉપર તે સદા શાન્તિથી વિશ્વાસ રાખે છે. એવા બલિદાન દેનારા પુરૂષનો પોતાના સાહસનો ગભરાટ તુર્તજ દૂર થઇ જાય છે. કારણકે મહાન્ કાર્યો મહાન્ આત્માઓ પેદા કરે છે. એવા કેટલાક લોકો જેઓ ડરી ડરીને કામ હાથમાં લે છે તેઓ વીર ગતિથી મરે છે. એ વાત મહાન આદર્શોની રક્ષાને માટે લડનારા મનુષ્યોની આશ્ચર્યજનક અને અપૂર્વ પ્રસન્નચિત્તતાનું રહસ્ય બતાવે છે; દુર્બળ પ્રકૃતિના લોકો એ રહસ્યને ખોટું સમજે છે. સ્વાધીનતાનો સૈનિક સમજે છે કે સત્યના સંગ્રામમાં તે આગળ વધ્યો છે. તે જાણે છે કે તેનો વિજય સંસારને સુન્દર બનાવશે. એ પણ તે જાણે છે કે જો તેને બીજાને કંઇ દેવું પડે અગર પોતાને કંઇ ભોગવવું પડે તો તે પીડિતોના ઉદ્ધારને માટે, પરાધીનતાની બેડીઓથી જકડાયેલાઓનાં બંધનો તોડવાને માટે, દેશને માટે પ્રાણ આપી રહ્યા છે તેમનું ગૌરવ વધારવાને માટે, અને દેશનાં ભાવિ સન્તાનોને સુખી તથા નિશ્ચિંત બનાવવાને માટે છે. એ સંગ્રામના પ્રત્યેક પગલામાં જે શક્તિ એને સંભાળી રાખશે તેને માટે સર્વથી પ્રથમ દઢ તથા ધીર ચિત્તની આવશ્યકતા છે, અર્થાત્ તેમાં અવશ્ય નૈતિક બળ હોવું જોઇએ. જે પુરૂષો સૈન્ય સાથે આક્રમણ કરવામાંજ વીર બને છે, તેઓને જ્યારે એકલા ઉભા રહેવું પડશે ત્યારે તેમની વીરતા જતી રહેશે. **સર્વ દેશબન્ધુઓએ એ વાત સારી રીતે સમજવી જોઇએ કે જયારે માતૃભૂમિ પોતાની પલટણો નહીં ઉભી કરી શકે ત્યારે એવા માણસોની ખાસ જરૂર પડશે કે જેઓ એકલા ઉભા રહીને લડવાની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ શકે.** એ સર્વથી વિકટ, સર્વથી શ્રેષ્ઠ પરીક્ષા છે કે જે નિશ્ચિત તથા મહાન વિજય અપાવે છે, કારણ. **કે એક સશસ્ત્ર પુરૂષ અસંખ્ય માણસોની સામે થઈ શકતો નથી અને એક સૈન્ય અગણિત દળો પર વિજય મેળવી શકતું નથી. પણ જગતના સર્વ સામ્રાજ્યોની સર્વ સેનાઓ એક સાચા માણસના આત્માને જીતી શકતી નથી; તે એકજ માણસ આખી બાજી સર કરે છે.**

( ૩ )

દરેક ગુલામી ભાવનો વિરોધ કરવાનો જેને નૈતિક બળના નામથી આશ્રય મળે છે તેની અમે આટલી બધી આવશ્યકતા સમજ્યા છીએ કે આપણામાંના જે લોકો પોતાની મનુષ્યતાનું પ્રમાણ આપવા માગે છે તેઓ બરાડા પાડીને કહે છે કે: "સાથે સાથે શારીરિક બળની પણ પીછાણ થવી જોઇએ." વિપરીત સમયની નીચતાથી આપણે જેટલા વધારે બળવા લાગ્યા તેટલા વધારે તથા વારંવાર શારીરિક બળની પીછાણ માટે

પોકાર કરવા લાગ્યા કે "પુનઃ નવું જીવનદાન દેનારો સમય આવી પહોંચ્યો છે. તેથી દૂષિત વાયુને શુદ્ધ કરી નાંખવો જોઇએ." અમે અજેય આત્માવાળા પુરૂષોની સવથી સખત પરીક્ષાની પાકી ખાત્રી એ કરી રાખી છે કે જે અત્યાચારીની એકજ શક્તિ છે અર્થાત્ તે પશુબળનું અવલંબન છે. આપણે યુદ્ધક્ષેત્રોની કાપાકાપીનાં જૂઠાં ગીતો ગાયાં છે. આપણે શત્રુનો રક્તસાગર તર્યાની પ્રશંસા એવી રીતે કરી છે કે જાણે રક્તમય યુદ્ધક્ષેત્ર અધિક સુન્દર હોય. આપણે શાન્તિ પ્રત્યે ઘણી ઘૃણા બતાવી છે અને તે એમ માનીને કે પ્રત્યેક રણ પુલકિત કરનારૂં છે. કિન્તુ, યુદ્ધક્ષેત્રમાં એક પ્રસિદ્ધ સેનાપતિએ કહ્યું હતું કે: "સમર રૌરવ નર્ક છે" એ ભલે અત્યુક્તિ હોય પણ એ ચેતવણીમાં ભીષણ સત્ય છે; અને તે સદા આપણે ધ્યાનમાં રાખવું જોઇએ. જો આપણામાંથી હમણાં કોઇ એવી વાતો છોડવાનું કહે તો તુર્તજ કેટલાકો મ્હોં મરડે છે, અને પ્રતિહિંસાને પરમ આવશ્યક સમજે છે, પણ તેમણે પોતાનાં હૃદયમાં ઉંડા ઉતરીને વિચાર કરવો જોઇએ કે, કોઇ પણ કલંકી, વિશ્વાસઘાતી, અથવા દોષિતના મૃત્યુથી હિંસા કરનારના હૃદયમાં કેવા ભાવો ઉત્પન્ન થાય છે. એવા અવસર પર હૃદયમાં શાન્તિ પ્રાપ્ત થતી નથી, પણ ભયનો ભાવ મુખ્યત્વે ઉત્પન્ન થાય છે. મૃત્યુ આપણુ સર્વને વિચારશીલ બનાવી દે છે. પણ મોતથી દૂર રહેવા છતાં બહુધા એ વાત વિશ્વાસયોગ્ય નથી જણાતી; અને મનુષ્ય સ્વતંત્રતા રૂપી નાવને શત્રુનાં હૃદય ચીરતાં ચીરતાં પેલે પાર ઉતારવાની સ્તુતિ મોટા કંઠસ્વરે કર્યા કરે છે. હું તેને કહું છું "બસ અટકી જા." તું તારી પોતાની ભૂલને સાધારણ દુર્ઘટનાની ભયંકરતા તથા મર્ગા ઘેરાં આદિની લડાઈ પર વિચાર કરીને સુધારી શકે છે.

## ( ૪ )

હા; યુદ્ધ કરવું પડે છે અને રક્ત વ્હેવડાવવું પડે છે; પણ તે આનન્દથી નહીં—પણ દારૂણ આવશ્યકતાને લીધે—કારણ કે જાતિમાં એવી ઘોર નૈતિક બીભત્સતા વર્તમાન છે કે જે દારૂણ શારીરિક બીભત્સતાથી પણ બહુ નીચે પડેલી છે. નિર્ભય આત્માને માટે સ્વાધીનતા અપરિત્યાજ્ય છે અને તેથીજ ઘોરમાં ઘોર મંત્રણા સહન કરીને પણ આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરવી જોઇએ. શરીરથી આત્મા મોટો છે અને યુદ્ધના ન્યાયનું એ જ પ્રમાણ છે. જો લડાઇ કરવામાં આગળ પાછળનો વિચાર કરવામાં આવે તો તેમાં પ્રસ્તુત સ્વાધીનતાનુ હરણ થાય છે એમ આપણને માલમ પડયા સિવાય રહેશે નહીં. આપણે વિદ્યમાન ગુલામીમાં અકર્મણ્ય પડયા પડયા સડીએ છીએ, તો દરેક મનુષ્યનો ધર્મ છે કે જો તે ઉભેલો હોય તો લડવા માંડે અને જો પડીને દબાયલો હોય તો ઉભો થાય. જ્યાં સુધી સ્વાધીનતા પાકી ન થઇ જાય ત્યાં સુધી તેણે એક પણ ક્ષણ શાન્તિથી બેસવું જોઇએ નહીં. કારણ કે જે જાતિની સ્વતંત્રતા છીનવી લેવામાં આવી છે તેને જે નૈતિક મહામારી પોતાનો ગ્રાસ બનાવી લે છે તે માણસોનાં શરીરનાં એક અંગને બાજા અંગ વડે કાપી નાંખવાથી જે અનર્થ પેદા થાય છે તેનાથી અધિક અનર્થકારી છે. દેહ નશ્વર છે, અને આત્મા અમર છે. જીવનમાં એનાથી મોટું અનિષ્ટ બીજું કાંઇ પણ થઇ શકતું નથી કે એ અવિનાશી અંશનું પતન થઈ જાય. એ સર્વ ઘૃણિત વાતો તથા નીચતા તરફ લઇ જનારી વૃત્તિઓનો જરા વિચાર તો કરો, કે જે ગુલામી દશામાં પડેલા લોકોનું લોહી ચૂસી લે છે. અધિકારીઓ પોતાની સત્તા સ્થિર કરવાને માટે કંઈ કંઇ પ્રયત્નો કરે છે. સમય જોઇને પોતાનો સ્વાર્થ સાધવાવાળા લોકો દરેક સિદ્ધાંતનું મૂલ્ય ઠરાવે છે, તેનાથી સાર્વજનિક જીવન કલુષિત થઇ જાય છે અને વ્યક્તિગત જીવનનું દિલ મુર્દાલ બની જાય છે. ઉચ્ચ આદર્શવાળાઓને માટે કઠણ અવસર આવી પડે છે, તેનું ધૈર્ય તૂટી જાય છે અને અન્તે તેને સ્વાધીનતાનો પેલો ઝુંડો કે જેને મોટી વીરતા સાથે ઉંચે ફરકાવ્યો હતો તે ચુપચુપ છોડી દેવો પડે છે. પરિણામ એ આવે છે કે નિરૂત્સાહીઓની સંખ્યા વધી જાય છે, સર્વ લોકોમાં અંધેર, નિરાનન્દ અને નિરાશા ફેલાઈ જાય છે અને માતૃભૂમિ સર્વત્ર ઉજ્જડ જેવી દેખાવા માંડે છે. જે દેશની સ્વતંત્રતાનું હરણ થઇ ગયું છે, ત્યાં દુરાચાર, નીચતા, કાયરતા, અસહિષ્ણુતા, તથા પ્રત્યેક પામરવૃત્તિ અન્ધકારમાં ખડની માફક વધે છે અને તેને ફુલફળ પણ આવે છે એટલુંજ નહીં, પણ તે દેશમાં એક જાતનું વિષ પ્રેરે છે. પરાધીન દેશનું હૃદય અને પરાધીન લોકોના આત્મા ઘૃણા-

સ્પદ બની જાય છે. તેઓને જોઇને શરીર રોમાંચિત થઈ જાય છે, અને તેઓ ભયાનક જણાય છે–ભયાનક એટલા માટે કે તેઓ દ્વારાજ ઉચ્ચ સિદ્ધાંતો નીચે પડયા છે–અને ગૌરવપૂર્ણ ભવિષ્ય જોખમમાં પડી જાય છે. જો ધરતીકંપ એવા દેશના ચૂરેચૂરા કરી નાંખીને મહાસાગરમાં ડૂબાડી દેત તો એ એટલા ભયંકર હોત. ગુલામીના નૈતિક રોગથી પોતાની રક્ષા કરવાને મનુષ્ય અચાનક હથિયાર પકડે છે પણ તેઓ એની દરકાર કરતા નથી કે એનાથી સંસારમાં શું પરિણામ આવશે.

જે લોકો પાર્થિવ ફળ પર અધિક જોર રાખે છે તેઓ પણ એનાથી પોતાનું રક્ષણ કરી શકતા નથી, કારણ કે નૈતિક અસ્વસ્થતાથીજ શારીરિક ધ્વંસ શરૂ થાય છે. એમાં કાંઈક વિલંબ થાય છે પણ ફળ અનિવાર્ય છે. એ પ્રમાણે શારીરિક શક્તિ ઉચિત અને ન્યાયસંગત સિદ્ધ થાય છે. સ્વયં નહીં, પણ નૈતિક બળ પ્રકટ કરવાને લીધે. જ્યાં શારીરિક શક્તિ ઉચ્ચ સિદ્ધાંતોની હારમાં ઉભી રહેતી નથી ત્યાં તે દુષ્ટતાની મૂર્તિ બની જાય છે.

ખરેખરો વિરોધ નૈતિક અને શારીરિક બળ વચ્ચે નથી પણ ચરિત્રબળ અને ચરિત્રની દુર્બળતા વચ્ચે છે, અને એ મુખ્ય ભેદનેજ સર્વ તરફથી ભૂલી જવામાં આવે છે. જ્યારે વખત આવી પડે છે અને સમય અમને દબાણ કરે છે ત્યારે હથિયાર ઉઠાવવાની અત્યંત જરૂર પડે છે; પણ એવાં ઘોર સંકટમાં પણ આપણે આપણો સંયમ ગુમાવવો જોઇએ નહીં. જો આપણે શત્રુનું લોહી વહેવડાવવાને ઉકળીએ છીએ અને પશુબળની કીર્તિ ગાઇએ છીએ તો આપણે પોતે અત્યાચારી બનીને પશુબળની પતાકા ફરકાવીએ છીએ, અને આપણે આપણાજ શિરપર કલંકની કાળી ટીલી ચોંટાડીએ છીએ. બીજી બાજુ આપણે કોઇ એવા વખત પર એ નિષ્ઠુર કાર્ય કરવા જેટલા હીચકારા બનીએ છીએ તો આપણે આપણા આત્મિક બળનો અભાવ બતાવીએ છીએ, તથા લડાઇના શિયાળોને દુર્બળતા તથા જંગલીપણાની સીમા સુધી પહોંચવા દઈએ છીએ અને અન્તે જે ચરિત્રહીનતા આપણો નાશ કરે છે તેને પેદા થવા દઇએ છીએ. સ્વતંત્રતાનો પાકો સિપાઇ પૂરા જોસથી ઘા મારવામાં અને શત્રુને પછાડવામાં આનાકાની નહીં કરે. તે જાણે છે કે તેની દૃઢ પ્રતિજ્ઞા ઉપરજ સ્વાધીનતાનો ઉદ્ધાર અને તેનું રક્ષણ અવલંબેલાં છે. પરંતુ તે સદા યાદ રાખશે કે મનુષ્યોને જાનવરોથી જે ઉત્તમ ગુણ વિખૂટા પાડે છે તેજ આપણને કાબુમાં રાખે છે. પ્રતિહિંસાવૃત્તિ, એ અત્યાચારી અને ગુલામોનો કાયરતાપૂર્ણ આશ્રય છે; અને ઉદારચરિત્રતા મનુષ્યત્વનો સ્વચ્છ અલંકાર છે, તથા તે હમેશાં ધ્યાનમાં રાખશે કે, તેણે શત્રુનો પ્રાણ લેવા માટે હથિયાર ઉપાડયાં નથી પરંતુ તેનાં દુષ્કર્મોનો નાશ કરવાને માટે. દુષ્કર્મોનો નાશ કરી તે માત્ર પોતાને સ્વતંત્ર બનાવે છે એટલુંજ નહીં, પણ પોતાના શત્રુઓનો પણ ઉદ્ધાર કરે છે. આપણામાંના ઘણા લોકોને માટે સંભવતઃ એ સ્વપ્ન બહુજ મોટું છે; પણ જે અમારા દેશની સમસ્યાના મર્મને પિછાણે છે અને પોતાના ચારિત્રને સન્માર્ગપર રાખવા માગે છે તે એને ઉચિતજ ગણશે. તે ઘોરમાં ઘોર સંગ્રામમાં કદિ પણ ભુલશે નહીં કે આજ તથા ગઇ કાલના જે શત્રુઓ છે તે આવતી કાલે શત્રુ મટી જઇ અમારા સાચા સહયોદ્ધા બની શકે છે.

## (૫)

જો એ પરમ આવશ્યક છે કે આપણે તૈયારી કર્યા વિના, લડાઈમાં કૂદવા પહેલાં આપણે આપણા પ્રમુખ સિદ્ધાંતો નિશ્ચિત રૂપથી સ્થિર કરી લેવા જોઈએ, તો એ પણ પરમ આવશ્યક છે કે આપણે તે સમયે આપણું ચિત્ત શુદ્ધ કરીને સત્ય તરફ લગાડવું જોઈએ, કારણ કે આપણને એવો હાનિકારક અભ્યાસ પડી ગયો છે કે સમયને અયોગ્ય બતાવી મહત્વપૂર્ણ પ્રશ્નોને બીજા વખતને માટે અવશેષ રહેવા દઇએ છીએ. સ્પષ્ટ વાત એ છે કે, આપણામાં ચરિત્રબળનો અભાવ છે અને સમરકાળમાં જે ગુણ આપણી રક્ષા કરશે તેજ ગુલામીના સમયમાં આપણો ઉદ્ધાર કરવાને ઉત્તમ નીતિનું કામ કરશે.

એ બાબતપર વધુ લખવું નકામું છે કે ગુલામી દશામાં નીચ વૃત્તિઓ વધે છે. જ્યારે આપણે એ સત્ય સ્વીકારીએ છીએ ત્યારે એ સ્પષ્ટ થઈ જાય છે કે એવી દશામાં આપણે સચેત થઇને પ્રત્યેક અવગુણને નસાડી મૂકવો જોઈએ. સ્વાધીનતાની સામાન્ય અવસ્થામાં કેટ-

લાક ક્ષણિક દુર્ગુણો ઉત્પન્ન થઈ શકે છે, પણ તે અનર્થકારી હોતા નથી. પ્રજાની સ્વાધીનતાની ઉજ્જ્વળ જ્યોતિમાં તે એવી રીતે ભસ્મ થઈ જાય છે કે જેવી રીતે સૂર્યલોકમાં રોગોનાં મૂળ નાશ પામે છે. જ્યાં સ્વાધીનતાનું ગળું ઘુંગળાય છે અને લોકોનું ચરિત્ર ભ્રષ્ટ થઈ જાય છે, ત્યાં ન્હાનામાં ન્હાની ખરાબીને પણ વધવાને સરસ ભૂમિ મળી જાય છે, અને તે તેમાંજ ફેલાવો પામે છે. એ પ્રમાણે ખરાબીની સંખ્યા વધે છે અને મુલકમાં ચારે બાજુએ પ્રસરી જાય છે. એજ કારણથી ઉદારચરિત્ નેતાઓ જે પતિત જાતિના ઉદ્ધારની ચેષ્ટા કરે છે તેણે આવી ન્હાની ત્રુટિ અને દુર્બળતાનું ધ્યાન રાખવું જોઇએ, કે સ્વાધીનતાના સમયે આપણા આત્માને તે અશાન્ત ન કરી શકે. દરેક મુશ્કેલીઓ આંખોની સામે આવતી વખતેજ તેના નિર્ણયને માટે ઉપયુક્ત છે. એ કાર્યમાં હચુપચુ કરનાર વિપત્તિને આમંત્રણ કરે છે. અમારી અનેક મુશ્કેલીઓ હોવા છતાં પણ દૃઢ નિશ્ચયને અમે પાર ઉતારીશું. પરન્તુ, કોઈ વિશેષ તથા આવશ્યક સમસ્યામાંથી ચોકખી રીતે છટકી જવાને માટે નીતિનું બ્હાનું શોધવામાં આવે છે.

કેટલાક લોકો કહે છે કે સર્વ લોક એ પ્રશ્નને માટે સંમત થશે નહીં. બીજી બાજુથી ધ્વનિ નીકળે છે કે, મૂર્ખ લોકો બ્હેકી જશે. એવા લોકોને કાંઇને કાંઇ એવું બ્હાનું મળી જાય છે. મુશ્કેલી એ છે કે, પ્રત્યેક **પક્ષ સત્યના એક અંશને પસન્દ કરે છે. કોઈ પણ પક્ષ સોળે આના સત્ય માગતા નથી. તો પણ આપણે વિશુદ્ધ સત્ય અક્ષરે અક્ષર ગ્રહણ કરવું જોઇએ. અમે એનો એવો અર્થ કરવા નથી માગતા કે જેનાથી અજ્ઞ પ્રજા સારૂં સમજે.** અને અમે એમ પણ કહેવા નથી માગતા કે દાર્શનિકોનો કાંટો અને છાપ પણ અમને પસન્દ છે. અમે સત્ય–વિશુદ્ધ સત્ય સિવાય કાંઈપણ માગતા નથી. પ્રત્યેક એવા કાર્યને માટે પ્રજા પ્રત્યે અમારો જે ધર્મ છે અને જેનાપર વિચાર કરવાનો સર્વસાધારણને અધિકાર છે તેજ નિયમનું આપણે પાલન કરવું જોઇએ.

જ્વલંત પ્રશ્નોનો નિર્ણય કરવામાં આપણે ઘોર મુશ્કેલીઓ સામે લડવું પડે છે અને તેથી આપણે સંકટમાં આવી પડીએ છીએ. આથી એવા પ્રશ્નો ટીંગાડી દેવાની ખરાબ પ્રવૃત્તિ આપણા લોકોમાં જડ ઘાલી ગઇ છે; પરન્તુ એનું પરિણામ ગમે તે આવે, પણ આપણે એની સામે લડવુંજ જોઇએ. **બહુમત જોઇને લોકોનો મેળ કરાવવો. ભલે સારો હોય, પણ એવો મેળ પરસ્પરના વિશ્વાસ વિના થઇ શકતો નથી.** સ્વતંત્રતાના સંગ્રામમાં એ છૂપાઇ રહેલો અવિશ્વાસ ભૂતની માફક વળગીને આપણો નાશ કરવા માટે પ્રબળ આશંકામાં પરિણત થઇ જશે. આપણે તેને તુર્તજ દૂર કરવો જોઈએ. આપણે પ્રજાને **શીખવવું જોઇએ કે મતભેદોની વાતને માટે આદર, સહનશીલતા તથા યોગ્ય વિચાર રાખવા** એજ યોગ્ય છે; અને જીવનનો એવો સર્વસમ્મત માર્ગ શોધી કાઢવો 'જોઇએ કે જે સર્વના હૃદયમાં પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન કરે. સત્ય વાત છૂપાવવી એ આપણે માટે અત્યંત હાનિકારક એ માટે થશે કે, વર્તમાન સમયમાં આપણે આપણા તરફ વિશ્વાસ ઉત્પન્ન કરવા અસમર્થ છીએ. સ્થિતિને સ્થાપિત રાખવાને માટે સત્યનું અવલંબનજ એક આવશ્યક કાર્ય છે. આપણે તુર્તમાં સફળ થવાની આશા રાખતા નથી, તો પણ એ પરમ ધ્યેયને સદા દૃષ્ટિ સન્મુખ રાખવું જોઇએ. એની વિરૂદ્ધ ચારે બાજુથી આપત્તિઓ આવશે. અનુભવી સાંસારિક મનુષ્ય જે પોતાનાંજ સુખની ચિન્તા કરે છે તે એ આપત્તિ આણશે. જે નીચ વ્યાપારી પોતાના નફાનીજ ફિકર રાખે છે તે ગુસ્સે થશે. જે નીતિજ્ઞ પુરૂષ સદા વચલો માર્ગ શોધી કાઢે છે, તે બડબડાટ કરશે. એક વિશેષ પ્રકારનો ધાર્મિક નિરાશાવાદી કે જે પ્રત્યેક પ્રસ્તાવમાં સંકટનીજ ગંધ જુએ છે તે તથા એવા બીજાઓ પણ એના ઉપર વિપત્તિ આણશે. સ્વાર્થીનું સુખ અને વ્યાપારીના લાભનો વિચાર કરવાની આપણને જરૂર નથી, પણ નીતિજ્ઞ તથા ધાર્મિક નિરાશાવાદીને માટે આપણે કાંઈક કહેવું જોઈએ.

નીતિજ્ઞ પુરૂષ સત્ય પર સ્વચ્છ વિચાર કરવાને બદલે કામનાં સારાંનરસાં પરિણામને જુએ છે. તે કહે છે: " હે ભાઈ ! તમે અને અમે કોઇ પણ વિષયપર ઘુંટણે પડીને વાદવિવાદ કરી શકીએ છીએ. અમે શિક્ષિત છીએ અને વાતને સમજીએ છીએ. મૂર્ખ લોક જેઓ કાંઇપણ સમજતા નથી, તેને સમજદાર માનીને તમે બુરાઇ પેદા કરો છો. પણ એ બુદ્ધિમાનનું કામ નથી. " તેને મારો

ઉત્તર એ છે કેઃ "તમે સમ્પૂર્ણ સત્યને પ્રકટ કરવામાં ડરો છો. હું સત્યને છુપાવવામાં ડરૂં છું. તમને અણુસમજુ લોકોની આગળ વાત કહેવામાં હાનિની શંકા આવે છે. મને તમારી ઉપર હાનિની આશંકા આવે છે કે તમે વાતને દબાવી રાખો છો. હું એમ નથી કહેતો કે તમે એ મૂર્ખાઓને સાચેસાચી વાત કહીને જ્ઞાની બનાવી શકો છો, પણ મારૂં એમ કહેવું છે કે તમારીજ ઉન્નતિને માટે તમારે અખંડ સત્ય પ્રકટ કરવું જોઈએ."

નીતિજ્ઞ મિત્રની યુક્તિઓમાં છિદ્ર એ છે કે તે જીવનને સંકુચિત બનાવીને જુએ છે અને પોતાની સાથે સદા રહેવાવાળા પદાર્થના અપરિમિત મહત્વને દેખતો નથી. મનુષ્ય જો સાચું બોલવાના અભાવે પોતાની અલ્પબુદ્ધિનો પરિચય આપવાની આવશ્યકતા અધિક સમજે, તો તે ગાંડપણ બતાવે છે. હું એવી નીતિનો તિરસ્કાર કરૂં છું.

હવે હું બે વાત ધાર્મિક નિરાશાવાદીને કહીશ. હું ધર્મનો ઉંડો અર્થ કરૂં છું. જીવનના પ્રશ્નને એમને એમ છોડી દેવામાં નહીં પણ તેનું નિરાકરણ કરવામાં હું ધર્મ સમજુ છું. હું કાયદાની બેપરવાઈના કારણથી નહીં પણ પોતાના દૃઢ વિશ્વાસની સામે શિર નમાવીને તેનાથી નીડર થવાનું કહું છું. ભય અને ધર્મ પરસ્પર વિરોધી છે.

( ૬ )

આખા પરિચ્છેદનો સાર એ છે કે, આજકાલનાં તથા ભવિષ્યમાં આવનારાં સંગ્રામનાં દરેક સ્વરૂપમાં અશક્ત શરીરના સબળ આત્માની અત્યંત જરૂર છે. આપણામાં જોસ હોવો જોઇએ, પણ તે ચિત્તદ્વારા સંયત અને નિયંત્રિત હોવો જોઇએ. વર્તમાન સમયમાં આપણું મુખ્ય કામ વીરતા તથા તેજસ્ વધારવાનું છે. એ ગુણ દરેક મનુષ્યના આત્માને અજેય દુર્ગ બનાવી દેશે. સેનાઓ હારી જાય છે, પણ વીર અને તેજસ્વી આત્મા સદા ધાસ્ત્યા વિનાનો રહે છે. જે દેહપિંજરમાં એ આત્મા વાસ કરે છે તેના ચૂરેચૂરા કરી શકાય છે, પણ એ આત્મા શરીર છોડતી વખતે બીજાઓમાં નૂતન પ્રાણ પ્રેરે છે, જેનાથી તેમનાં હૃદયોમાં કાર્ય કરવાને માટે અગ્નિની માફક ધગશ પ્રકટી ઉઠે છે. બસ, પછી એ સંગ્રામનું પરિણામ પૂર્ણ વિજય જ છે. દૃઢપ્રતિજ્ઞ અને સાચો માણસ અન્તે અવશ્ય વિજયી બને છે. શબ્દજાળ તેને મેદાનમાંથી નસાડી શકતી નથી, કોઈ પણ પ્રકારની દુર્બળતા તેને પાશવિક પ્રતિહિંસા તરફ નમાવી શકતી નથી; તેમજ તે પોતાના જન્મસિદ્ધ હક્કને છોડતો નથી કે પોતાની પ્રકૃતિને વિરૂપ કરતો નથી. દરેક સંકટમાં તે અવિચલિત રહે છે અને પ્રત્યેક કાર્ય તેની શુદ્ધતાનો પરિચય આપે છે.

વીર સહયોદ્ધાઓ! આનંદ પામો કે આપણા આત્મા પર હજુ પણ આપણો જ અધિકાર છે. આવા નિર્જીવ તથા આનંદશૂન્ય સમયમાં પણ આપણા પુરાણા તેજની એક ઝલક પુનઃ દેખાવા માંડી છે. તે પુરાણો જોસ આપણે ફરીથી જાગૃત કરી રહ્યા છીએ. આપણે માતૃભૂમિના અધિકારોની રક્ષા કરવાને, તેની સ્વતંત્રતાને માટે ઝૂઝવાને અને વર્તમાન પેઢીને ગૌરવનું પદ અપાવવાને આગળ વધી રહ્યા છીએ. આપણી જરૂર જીત થશે. શત્રુ પોતાનાં લડાયક જહાજો તથા અસંખ્ય સૈનિકોનો ગર્વ કરે છે, પણ રોમ અને કાર્થેજની ફોજો આજે ક્યાં છે? અને સ્વતંત્રતાની જે લહરીઓને તેઓએ લલકારી હતી તે તો આજ પણ સમુદ્રનાં મોજાંની માફક ઉછળી રહી છે અને તરૂણ જાતિમાં નૂતન જીવન પ્રેરી રહી છે. આવો! આપણે સર્વે આપણાં શિર ઉંચાં કરીએ, અને સંગ્રામમાં આપણા વાવટાને બહાદુરીથી પકડી રાખીએ. આપણે આપણા આત્માને પૃથક્ સિદ્ધાંતને અનુકૂળ નિષ્કપટી, નિર્ભય, મહાન્ કાર્યોને લાયક, અને કદી પણ કશાથી ન દબાય એવો બનાવીએ. અખંડિત ઉત્સાહ દ્વારાજ આપણો પૂરેપૂરો વિજય નક્કી થશે.

---

## શત્રુ અને મિત્ર

### (૧)

**અમારા જે ભાઇઓ અમારાથી જુદા પડી ગયા છે તેજ અમારા શત્રુ છે.** એ સંયુક્ત સત્યના આધાર પરજ અમે સ્વદેશનાં સર્વ દળોમાં યથાર્થ દેશભક્તિ, અને આપણા જૂના શત્રુ ઈંગ્લાંડ સાથે સ્થાયી સલાહ સ્થાપિત કરવાની આશા રાખીએ છીએ. દુરાગ્રહના ભાવથી આપણાજ લોકોનાં ભિન્ન ભિન્ન દળોના તદ્દન વિરોધી વિભાગ થઇ ગયા છે, અને તેને વટાવવા એ લગભગ અસંભવિત છે. **જો માતૃભૂમિને પુનર્જીવિત કરવી હોય તો દેશમાં એકતા હોવી જોઇએ.** અને જો સંસારને પુનર્જીવિત કરવો હોય તો સમસ્ત સંસારમાં એકતા સ્થાપિત કરવી જોઈએ. એ એકતા એક શાસકને આધિન રહેવાથી નહીં, પણ સર્વ જાતિઓમાં ભાઇચારો ફેલાવવાથી થઇ શકે છે; એ ઉચ્ચ લક્ષને પ્રાપ્ત કરવું એ દરેક વ્યક્તિ અને દરેક રાષ્ટ્રનું કર્તવ્ય છે. એ લક્ષને આપણે ભૂલવું જોઇએ નહીં. એ હેતુનું અને વારંવાર આપણે આપણા વિચારોનું સંશોધન કરવાને, એ સિદ્ધાંતનું મનન કરવું જોઇએ કે મનુષ્યજાતિની ઉત્પત્તિ એક આદિ પુરુષથી થયેલી છે. આપણે સંસારની એ સુંદરતાનું ગૌરવ વધારવું જોઈએ કે જે સર્વની પિતૃક સમ્પત્તિ છે. આપણે એ આશાઓ અને આશંકાઓ ઉપર પણ ધ્યાન આપવું જોઈએ કે જે મનુષ્યજાતિમાં સમાન છે; અને સર્વથી અધિક એ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે જગતની સર્વ જાતિઓનો સ્વાર્થ અરસપરસ ગુંથાયેલો છે.

આ બાબતોને મનમાંથી કાઢી નાંખી જો કોઇ પણ જાતિ પોતાને આધીન રહેલા દેશને અનીતિપૂર્ણ શાસન તથા પામરતાનાં કાર્યોથી કલંકિત કરે તો તે સંસારની શાન્તિને સંકટમાં નાંખે છે. એ સિદ્ધાંતને ન જાણવા છતાં પણ જ્યારે એક પરાક્રમી જાતિ પોતાના એવા પાડોશીની સામે થઈ તેની વેરી બને છે, અને પોતાના સહજ ચરિત્રની આજ્ઞાનુસાર વીરતા તથા ઉદારતાથી ઝૂઝે છે, ત્યારે તેજ જાતિ પોતાના શત્રુના ધ્યાનને પવિત્ર જીવન તરફ વાળી દે છે. અને એ પણ સંભવિત છે કે તે પોતાના શત્રુનું જીવન સુખમય બનાવી દે, અને એ સુખસ્વપ્ન તરફ તેનું મ્હોં એવી રીતે ફેરવી દે કે જે બાજુ તેનો પાપમાં ડૂબેલો મલીન આત્મા કદી પણ જઈ શકતો નથી.

### ( ૨ )

સ્વતંત્રતાદેવીના મંદિર તરફ જનારા યાત્રાળુઓના મેળાની કઠણ પરીક્ષા થશે. **દેશવાસીઓની મિત્રતા એક દિવસમાં સ્થાપિત થઈ શકતી નથી; અને વિદેશીઓથી તો બહુ દિવસે મેળ થઇ શકે છે.**

આપણને આપણા પથમાંથી ખસેડવાને, તથા જે થોડાક સૈનિકો દૃઢ વિશ્વાસ સહ વાવટાને પકડીને ઉભા છે તેઓને વિખેરી નાંખવાને કેટલાંયે પ્રલોભન આપવામાં આવશે; તેટલા માટે આપણે એ સંબંધ સારી રીતે સમજી લેવો જોઈએ કે આપણને અનેક વિઘ્નો અને અડચણોની સામે ઘોર સંગ્રામ કરવા છતાં પણ સ્વતંત્રતા તરફ આગળ વધવા માટેજ એકત્ર કરવામાં આવ્યા છે. સાચા ભાઇચારાનો સંબંધજ એવી એકતા સ્થાપિત કરી શકે છે; પણ આપણે એ સત્યને બહુજ થોડું હૃદયંગમ કરીએ છીએ. જ્યારે પ્રગાઢ અને પ્રચંડ દેશભક્તિ, ભિન્ન ભિન્ન મતના લોકોમાં સહયોદ્ધાઓના ભાવ ભરીને તેમને સ્વચ્છન્દતા પૂર્વક એક ઉદ્દેશને માટે મેળવી દે છે, અને જ્યારે સર્વ સાચાં મનુષ્યોમાં એ મેળ જોવામાં આવે છે ત્યારે બીજા દુર્બળ દિલના લોકો એ ઐક્યને સન્દેહની દૃષ્ટિથી જુએ છે; અને કદાચ તેઓ આપણામાં સામેલ થાય છે ખરા, પણ અનિચ્છાથીજ. બીજા લોકો તો આપણી પાસે પણ આવતા નથી અને એમ સમજે છે કે સ્વતંત્રતાના ભક્તો ખાલી ભ્રમણામાં પડયા છે. તેઓ એમ વિચાર કરે છે કે આ સમયે મળેલા આ ભિન્ન ભિન્ન મતોના લોકોમાં ફૂટ ઉત્પન્ન કરવાનો લાગ આવતા જ કોઇ જૂની વાતને પ્રચારમાં આણી દીધી એટલે થયું. જરૂર તેઓ એવા જૂના દ્વેષમાં નવું ઝેર મેળવીને એકબીજા પર તૂટી પડશે, એ વિચારોનું ખંડન આપણે કાર્યોથી કરવું પડશે.

આપણે આપણા દેશનુંજ ઉદાહરણ લ્યોને. અહીં ત્રણ મતના લોકો છે. કેટલાક કેથોલિક છે, કેટલાક પ્રોટેસ્ટન્ટ છે અને કેટલાક નાસ્તિક છે. એક મતના

આચારવિચાર બીજા મતવાળાઓને પૂર્ણપણે માન્ય ન હોય, પણ એ આચારવિચારોનો એક અંશ એવો છે જે સર્વ મતમતાંતરથી પર છે, તેમાં આપણે એક આશા, એક ઉચ્ચ મનોરથ તથા એક સુન્દર આદર્શથી પ્રેરિત થઈને, પોતાનામાં સમજુતી કરીને, અને સહયોધ્ધા બનીને પરસ્પર મળેલા છીએ. પૃથક્ પૃથક્ મતવાળાઓને લીધે દેશકાર્યનું મહત્વ ઓછું અને વૈશસ્થારી થઈ શકે છે; અને એ પણ થઈ શકે છે કે આદર્શની ઉત્પત્તિ અને તેનું અંતિમ ધ્યેય બન્નેને માટે એકજ હોતું નથી; પણ તે સુન્દર અને સભ્રાન્ત પદાર્થ જેને માટે તેઓ લડી રહ્યા છે તેને માટે અને વિશુદ્ધ સાર્વજનિક અને વ્યક્તિગત જીવન, પરસ્પર અધિક શિષ્ટ વ્યવહાર, સમાજ અને જાતિને માટે ઉચ્ચ આદર્શોની સ્થાપના, ઉત્કૃષ્ટ સહનશક્તિ અને સાહસ તથા સ્વતંત્રતાને માટે સર્વનો એકજ મત છે. એ વાતો પર ફટકો પડવાથી સર્વમાં નૈસર્ગિક ચેતના જાગૃત થઈ જાય છે. એને સારેની સહાનુભૂતિ ભિન્ન ભિન્ન મતવાળાઓને મેળવી રાખે છે અને પ્રચંડ, પ્રગાઢ તથા પાકી થાય છે. એ લેકોની મુલાકાત ધ્યાનથી જુઓ; તેઓ કેવા પ્રેમથી પોતપોતાને મળે છે. જરા ગૌરવથી જુઓ. એક મહાકાર્ય કરવાવાળાના મુખપર કરચલીઓ પડી છે તેનું કેવું હાર્દિક અભિનંદન તેઓ કરે છે! બીજાની આંખો કામમાં વ્યસ્ત એવા ભાઈને માટે આતુર થઈ રહી છે. ત્રીજાની આંખો વિજય-આદર્શથી ચમકી રહી છે. તમે જોઈ શકશો કે એ સર્વમાં પરસ્પર આન્તરિક શ્રદ્ધા છે, તેઓ એકબીજાને ઉત્સાહિત કરે છે અને પોતે કષ્ટ સહન કરે છે. નિરુત્સાહનું ચિન્હ એઓમાં કદી પણ માલમ પડતું નથી, પણ સદા મહાન્ વિજયની શુભ આશા અને મહા સમરનો પરમાનન્દજ દેખાઇ આવે છે. ભિન્ન ભિન્ન મતવાળાઓનો એ સહકાર, દેખાડવાની મિત્રતાનો નથી, તો પણ બીજા લેકો એ મેળાપ જોઈને આશ્ચર્ય અને સંશયમાં ડૂબી જાય છે.

ભિન્ન ભિન્ન મતના એ સ્વતંત્રતાના પૂજારીઓ પોતપોતાના ધર્મપથથી પૂરેપૂરા વાકેફગાર છે, તો પણ તેઓમાં એટલી બધી ઘનિષ્ઠતા છે કે જાણે તેઓ એકજ દેવ આગળ માથાં નમાવતા હોય એમજ આપણને લાગે છે. સંકીર્ણ વિચારવાળાઓની દૃષ્ટિમાં ભિન્ન ભિન્ન પંથવાળાઓમાં કાપાકાપી થાય તો સારૂં એવું છે; પણ સ્વતંત્રતાના આ સંગ્રામમાં તેઓ સર્વ સાથેજ આગળ વધી રહ્યા છે. એવું કેમ છે? જેનો ધર્મ સર્વથી ચુસ્ત છે તેજ એ પ્રશ્નનો ઉત્તર સર્વથી સારો આપી શકે તેમ છે. તે કહેશે કે, "જે ક્ષેત્રમાં અમે સત્ય જાણીને કામ કરી રહ્યા છીએ ત્યાં જે સત્યે અમને સર્વને મેળવી રાખ્યા છે તેનું અનુસરણ કરવાનો એકજ સન્માર્ગ છે, અને સહજ બુદ્ધિથી એ સન્માર્ગમાં આવીને અમે મળી ગયા છીએ."

(૩)

કિન્તુ ભિન્ન ભિન્ન મતોના એ લોકો મજબૂતી અને ઈમાનદારીથી સંપને અતૂટ રાખનારા ઘણા ઓછા છે. * * * * * * * તેમનાં ધૈર્યની કઠણ પરીક્ષા થશે. મનુષ્યને માટે એ તપાસની કસોટી છે. જુદા જુદા ધર્મોના કારણે શત્રુતા રાખવાથી સંસારની વર્તમાન સમયમાં વિદ્યમાન દુર્જનતા અને દુષ્ટતા ઘટવાને બદલે ઉલટી વધે છે. ઇતિહાસનું કોઈ પણ ઉદાહરણ લ્યો. પ્રતિહિંસાની નિઃસારતા તથા મૂર્ખતા સ્પષ્ટપણે પ્રગટ થઈ જાય છે. * * * ચોકખી હિંસા દરેક ઉદારચરિત્ પુરુષનાં હૃદયમાં ઘૃણા ઉત્પન્ન કરે છે. સાંભળો, મેઝિની શું કહે છે? તે કહે છે કે, "હિંસા દ્વારા દેશમાં નવી વ્યવસ્થા સ્થાપિત કરવી નથી. એ પ્રકારે સ્થાપિત કરેલી વ્યવસ્થા પૂરાણી વ્યવસ્થાથી ભલે સુન્દર હોય, પણ તેનો આધાર જુલમ ઉપરજ રહે છે." * * * આપણા ઉપર એ કારણથી પુષ્કળ જુલમ ગુજારવામાં આવશે કે આપણે આપણા સિદ્ધાંતોને છોડી દઈએ અને જૂના કલહો પાછા ઉભા કરીએ, પણ તે સમયે પણ આપણે મંડ્યા રહેવું પડશે. એ વખતે આપણે એવા દૈવી આત્મસંયમથી રહેવું પડશે કે જેમાં આપણી શક્તિનું રહસ્ય છુપાઈ રહ્યું છે.

(૪)

ભલે સ્વતંત્રતાની ધ્વજા ફરકાવનારાઓની સંખ્યા ઓછી હોય, તો પણ આપણે જોરથી

કહી શકીએ છીએ કે આપણામાં અન્તે સફળતાની આશા છે. પ્રજા પરિણામની આશા વિના નહીં લડે. તે પૂછશે કે દેશની ઉન્નતિનું કયું લક્ષણ દેખાય છે? વિજયની જ્યોતિની ઝલક કયાં છે? આપણા સૌભાગ્યથી જો આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇશું તો આપણે ઉન્નતિનું કોઇ પણ ચિન્હ શોધી કાઢીશું. નિઃસંદેહ આપણે જૂની અદાવતનાં ખૂરાં લક્ષણો જોઇશું. એવું બને છે કે કેટલાક લોકો ક્રોધમાં આવી જઇને મારફાડ કરે છે, પણ હવે ઉપદ્રવી લોકો ઓછા રહી ગયા છે અને ક્રોધમાં એવી તીવ્રતા પણ રહી નથી. જે લોકો પહેલાં મારફાડ કરતા હતા તે હમણાં પણ કરે છે, પણ તેઓમાં હવે એવી ઉન્મત્તતા નથી રહી, અને આજકાલના નવયુવક ભલે આપણા આદર્શથી વિમુખ હોય, પણ તે પ્રતિસ્પર્ધીઓની વાતો તરફ તો ઉદાસીનજ છે. તેઓ એ વાતોથી જૂદા છે અને તેનાપર કોઇ પણ પક્ષનો પ્રભાવ પડયો નથી. એ વાતોને ધ્યાનમાં રાખીને આપણે નિરાશ ન થવું જોઇએ. જરા વિચાર કરો કે જેઓ આ વખતે દેશનું કામ કરી રહ્યા છે તેઓએ ધીમે ધીમે વર્તમાન નીતિ નક્કી કરેલી છે. આપણી પહેલાંનું રાજનૈતિક જીવન પોતાના સમયના લોકમતનું અનુસરણ કરતું હતું, પરંતુ આજકાલની જ્યોતિમાં તે વાતો મન્દ પડી ગઇ છે; આપણે તે નિયમોને કૃત્રિમ સમજ્યા, અને તેને છોડી દીધા. એ આપણા પૂર્વજો પર આક્ષેપ નથી. * * * જે કામ તે અધૂરૂં મૂકી ગયા છે તે આપણે હાથમાં લઇને પૂરૂં કરવું જોઇએ. દરેક પેઢીનું એ કર્તવ્ય છે કે પોતાના પૂર્વપુરૂષોએ અધૂરાં મૂકેલાં કામને તે ઉપાડી લે, અને તે પૂરાં કરી, એ પિતૃક સમ્પત્તિ પોતાના વંશજોને સોંપી દે. નવયુવકો પોતે એ કર્તવ્યને પિછાણી લે છે અને દરેક પેઢી પોતાના સંકીર્ણ વિચારોને છોડીને સત્યનો વિકાસ કરતાં કરતાં પોતાના બાપદાદાથી એક ડગલું આગળ વધે છે. એ વાતને પ્રત્યેક વ્યક્તિ પોતાના અનુભવથી જ સમજી શકે છે કે, આ વખતે જેઓ દાટેલાં મુડદાંઓને ખોદી રહ્યા છે તે તુરતજ નષ્ટ થઇ જશે, અને તેનું સ્થાન લેવાને કોઇ પણ આવશે નહીં.

(૫)

સદ્ભાગ્યથી દેશવાસીઓમાં ભાઇચારો સ્થાપિત કરવાની દલીલ આપવાની હવે જરૂર રહી નથી; પણ તેની સાથે સાથે અમારાં દુર્ભાગ્યથી પ્રજા એ વાત સ્વીકારતી અને સમજતી નથી કે, જે કારણોથી આપણે આપણા દેશવાસીઓની વચ્ચે મિત્રતાનો સંબંધ સ્થાપિત કરવો જોઇએ તેજ કારણોથી ઈંગ્લાંડ અથવા બીજી જાતિ સાથે જેનાથી આપણે લડી રહ્યા છીએ અથવા ભવિષ્યમાં લડીશું તેની સાથે પણ મિત્રતા કરવી જોઇએ. પાડોશીઓમાં સ્નેહ હોવો સ્વાભાવિક છે. એકજ પોળ અથવા એકજ મહોલ્લામાં રહેનારા બે પાડોશીઓમાં વ્યક્તિગત પ્રીતિનું કેવું મનોહર દૃશ્ય જોવામાં આવે છે! તેઓ એકબીજાના સુખે સુખી થાય છે, આપત્કાળમાં એકબીજાને સહાયતા કરે છે અને પોતાનાં દરરોજનાં કામો બન્ધુભાવથી મળીને કરે છે. તેઓ હમેશાં એકબીજાના હિતમાં સંપની સાર્થકતા જુએ છે. પણ ધારો કે કોઈ કારણસર એ મિત્રતા તૂટી ગઈ તો તે વખતે જૂની મૈત્રી દ્વેષમાં પરિણત થઈ જાય છે. જે પાડોશી મિત્રતાના સમયે તેને પ્રફુલ્લિત કરતો હતો તે આજ તેની શત્રુતાને વધારે છે. જ્યારે જ્યારે તેઓનો મેળાપ થાય છે ત્યારે ત્યારે તેઓની વાતો એકબીજાનાં હૃદયમાં ખૂંચે એવી હોય છે; તેઓનો ભાવ પરસ્પર જુલમ ગુજારવાનો હોય છે. જીવનના આનંદને ભ્રષ્ટ કરનારો એ ઉષ્ણ રસ સાત્વિક સ્વભાવનો વિદ્રોહી માલમ પડે છે. તેઓનાં હૃદયમાં ઘૃણાને બહાર કાઢી નાંખવાની, તથા જૂની સહૃદયતા પુનઃ સ્થાપિત કરવાની પ્રબળ લાલસા ઉત્પન્ન થાય છે, અને હૃદયની અંદર મેળ કરવાની ઇચ્છા પણ હોય છે, છતાં પણ તે છૂટા પડેલા મિત્રો એકબીજાના લોહીના તરસ્યા થાય છે. કોઈ કોઇ વખત એ ખરાબી એટલી હદ સુધી પહોંચી જાય છે અને વિદ્રોહ એટલો બધો વધી જાય છે કે જૂનો મિત્રભાવ પુનઃ સ્થાપિત થઈ શકશેજ નહીં એમ લાગે છે. પણ જ્યાંસુધી આશાનું એક પણ ઝાંખું કિરણ બાકી રહે છે, ત્યાં સુધી સાચો આત્મા એ બાબતને માટે ધ્યાન રાખે છે. જો જીવનનું પૂર્ણ સૌંદર્ય પુનઃ પ્રાપ્ત કરવું હોય અને તેને સદાને માટે સુરક્ષિત રાખવું હોય, તો જૂનો મિત્રભાવ ફરીથી સ્થાપિત કરવાને માટે સદૈવ પ્રયત્નશીલ રહેવું જોઇએ. વ્યક્તિઓની માફક જાતિઓને માટે પણ એ વાત કહી શકાય. એ જાણીને આપણે ભવિષ્યમાં નવી ભૂલથી બચી જવું જોઈએ. એ ભૂલ અર્થાત્ સાધનનું પરિણામ આપણે

જાનું સમજીએ છીએ પણ તે સદા નવા રૂપમાં દષ્ટિગોચર થાય છે.

વ્યાપક સન્ધિનું લક્ષ્ય પ્રત્યેક જાતિને વિશુદ્ધ સ્વાધીનતા, આત્મિક સિદ્ધિ, મનુષ્યમાં છુપાયલા ગુણો અને જીવનનો આનંદ અને એની પૂર્ણતાને પ્રાપ્ત કરવી એ છે. એની મતલબ એ નથી કે ગમે તેવા કોઇ પણ સિદ્ધાંતને છોડી દઇ એવી નિકૃષ્ટ સન્ધિ કરવામાં આવે કે જે ગુલામીના જેવી ન હોય. એનો સન્દેશો એવી જાતિઓને હોશમાં લાવે છે કે જેણે પોતાના ઉત્પાતોથી બીજી જાતિને દુર્દશા તરફ ધકેલી મૂકી હોય. એ સ્થાયી અને સન્માનયુક્ત સન્ધિને માટે મોકળો માર્ગ છોડી દે છે. તે એવું માને છે કે આત્માના દેવતુલ્ય સંયમનું રક્ષણ કરવું.

નુક્તેચીની કરનારા એમ પણ કહેશે કે " અમે મહાન યુદ્ધમાં ફસેલા હોવાથી જો દેશવાસીઓમાં ઉદાત્ત વૃત્તિઓ જાગૃત કરવાનો પ્રયત્ન કરીશું તો તેઓમાં દુર્બળતા આવી જશે, કારણ કે જોસ આપવાવાળી હિંસા વૃત્તિથી રણમાં જે પ્રચંડ પ્રોત્સાહન મળે છે તે રહેશે નહીં; જે વૃત્તિ રહેતી નથી તે આપણને પ્રોત્સાહિત કરતી નથી. જ્યારે ભાઇ ભાઇમાં લડાઇ જાગે છે ત્યારે સંગ્રામ ઘરઘરાઉ બની જાય છે; એકજ કર્તવ્યનું કેટલાયે પ્રકારનું તાત્પર્ય પોતપોતાના લોકોને ભિન્ન ભિન્ન કરી દે છે. પુત્ર પિતાની વિરુદ્ધ, ભાઈ ભાઈની વિરુદ્ધ ઉઠીને ઉભો થઈ જાય છે ત્યારે પણ તેઓનો કલહ એક વંશનો હોવાથી, અથવા દ્વેષ અને ઘૃણારહિત હોવાથી તેમનાં હૃદયમાં નિકટના સંબંધનું પૂરૂં જ્ઞાન જરા પણ ઢીલું પડતું નથી. એટલા માટે જ્યારે મનુષ્યોને તમે એવી શીખામણ આપો છો કે, તેનો શત્રુ તેનો ભાઇ છે તો તેથી તમે તેને સંગ્રામમાંથી ખસેડતા નથી. પણ તમે તેની સામે તેના ધ્યેયનો નવો અર્થ મૂકો છો અને તેને એક શ્રેષ્ટ આદર્શ બતાવીને ઉત્તેજિત કરો છો કે જેનાથી તે પોતાની ધૂનમાં મચ્યો રહે અને લક્ષ્યની પ્રાપ્તિ કરે.

( ૬ )

જો વ્યક્તિગત અને રાષ્ટ્રીય સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા બાદ સંસારમાં ભ્રાતૃભાવ ફેલાવવાના આદર્શને માટે ઉદ્યોગ કરવો બાકી રહી જાય તો આપણે એ ધ્યેયને સાંસારિક જીવોની પહોંચની બહાર ન સમજવો જોઇએ. એ આદર્શ ધ્રુવ-તારા સમાન આપણો માર્ગદર્શક થવો જોઇએ કે જે આપણને હમ્મેશ સત્પથે ચલાવે. આપણે હાથમાં લીધેલા કાર્યને ત્યારેજ નિભાવી શકીએ છીએ જ્યારે આપણે એ કાર્યને એવા ઉદ્દેશને અનુકૂળ બનાવીએ કે જે આપણને ઉત્સાહિત કરે છે. એ ઉચ્ચ ઉદ્દેશને વિચલિત કરવાને માટે આપણને હરેક પ્રકારે ફોસલાવવામાં આવશે, પરંતુ જે આત્મિક બળ આપણા પક્ષને નિર્મળ અને દઢ બનાવે છે તે દરેક નષ્ટ કરનારી શક્તિનો પ્રતિરોધ કરશે.

જ્યારે એક ધર્મપંથવાળો બીજા ધર્મપંથવાળાને પોતાનો ભાઇ સમજવા માંડશે ત્યારે એ આદર્શને આપણે પ્રકાશિત કરીશું અને સ્વતંત્રતાના ધ્વજને આપણે આપણા હાથમાં ઉપાડી લઇશું. પછી બસ, એમજ સમજો કે, સંગ્રામનું પ્રથમ ક્ષેત્ર આપણે સર કરી લીધું. જ્યારે દેશની અન્દર પૂરી એકતા સ્થાપિત કરવામાં આપણે કૃતકાર્ય થઈ જઇશું ત્યારે સ્વતંત્રતા આપણી પાછળ ચાલી આવશે. એને માટે ટીકાકારો પ્રશ્ન ઉઠાવશે કેઃ " ભાઇ, તમે ઈંગ્લાંડ સાથે મિત્રતા કરવામાં શા માટે દબાણ કરો છો ? તે તો પોતાનું આધિપત્ય કાયમ રાખવાની શરતે જ સુલેહ કરશે. " એનું સમાધાન એ પ્રમાણે થઇ શકે કે, જો તાળી વગાડવાને માટે બે હાથની જરૂર પડે છે તો મિત્રતા કરવાને માટે પણ બે હાથ મેળવવાની જરૂર હોય છે. હા; એ બીજી વાત છે કે કોઈ ગુલામ બનીને પોતાના હાથથી જી હજુરી કરવાનું કામ લે. પરંતુ એ બાબતમાં અમે બેફિકર છીએ. આપણે બીજાને વશ કરીને સ્વાધીનતા લઈ શકીએ છીએ અને અમને અમારા વિજય પર સમ્પૂર્ણ વિશ્વાસ છે. દોસ્તીનો રસ્તો હજુ પણ ખુલ્લો છે. આથી કેટલાક લોકોની બુદ્ધિ ભ્રમમાં પડી જશે કે એક બાજુ આપણે ઉદાર સ્વભાવને જીવતો રાખવો પડશે; અને બીજી બાજુ આપણે સંગ્રામમાં ચૂસ્ત અને દઢપ્રતિજ્ઞ રહેવું પડશે; આપણે એક બાજુ શાન્તિની કામના કરવી પડશે અને બીજી બાજુ પૂરી લડાઈ લડવી પડશે; એક બાજુ આપણે હૃદયમાં બન્ધુતાની લાલસા રાખીશું અને બીજી બાજુ હાનિકારક મિત્રતાને

નષ્ટભ્રષ્ટ કરી નાંખીશું. ઇંગ્લાંડની સાથે સાહિત્યક, રાજનૈતિક, વ્યાપારિક તથા સામાજિક મેળ તદ્દન તોડી નાંખવો પડશે. જો એ મેળ સ્વાધીનતા, સમાનતા અને સર્વજાતીય સ્વતંત્રતાના મૂળ પર ઉભો ન કરવામાં આવે તો, જે વખતે આપણે એ કાર્યમાં જોરથી મંડયા રહીશું તે વખતે લોકો એમાં સ્થાયી મિત્રતાનો આભાસ ન મેળવે તો તે સંભવિત છે, પણ આપણે એ પ્રયત્નમાં સદા મંડયા રહેવું જોઈએ. સર્વથી પ્રથમ સ્વતંત્રતાની અત્યંત આવશ્યકતા છે. આપણે જ્યારે આપણાજ પક્ષના સૈનિકોમાં આપણા ધ્યેયના એ અર્થનો નિરંતર પ્રચાર કરતા રહીશું ત્યારે શત્રુનાં હૃદયમાં પણ એ વાત ઠસી જશે. પ્રારંભમાં આપણા શત્રુ એને ભ્રમ અથવા રાજકીય જાળ સમજશે, પણ એક એવો ભાવપૂર્ણ સમય આવશે, કે જ્યારે તેઓનાં હૃદયમાં આપણો સિદ્ધાંત પ્રકાશ ફેલાવશે અને એ નવયુગનો આવિર્ભાવ થશે. એવા શુભ અવસર પર દુષ્ટતાનો લોપ થઈ જાય છે, ઘૃણા ભસ્મ થઈ જાય છે અને મિત્રતા નવો જન્મ ધારણ કરે છે. કેટલાક લોકોના મનમાં એવો ડર છે કે, તેમની આત્મરક્ષામાં વાંધો પડશે. એ ડર ત્યારેજ દૂર થઈ શકે છે કે જ્યારે એવો વિશ્વાસ ઉત્પન્ન થાય કે અમને જબરજસ્તીથી ગુલામ બનાવી રાખવા કરતાં અમારી સ્વતંત્રતાથી જ શત્રુની વધુ રક્ષા થઇ શકશે. એ સન્દેહનાં વાદળને ચીરી નાંખી જ્યોતિનાં કિરણો પ્રકાશ ફેલાવશે અને તેજમય સૂર્ય સંસારને પુલકિત કરશે.

માનપૂર્વક સન્ધિ કરવાને માટે શત્રુનો આદર્શ પણ આપણા જેટલોજ ઉંચો હોવો જોઇએ. ત્યારબાદ તે કોઇપણ પ્રકારનો વિરોધ કરશે તો તે ન્યાયનો પક્ષ લઇનેજ કરશે, પણ શત્રુની ઘોર સ્વાર્થપરાયણતા અને સામ્રાજ્યલોલુપતા જે આજકાલ તેની છાતી ઉપર ભુતની માફક ચઢી બેઠી છે તે એવી આશા નથી દેખાડતી કે, તુર્તમાંજ તે પરમાર્થી, સાધુચરિત્ અને ઉદાર બની જાય. ગમે તેમ હોય પણ આપણે આપણા આદર્શને ત્યાગવો જોઇએ નહીં. વર્તમાન ઇંગ્લાંડ ભલે પોતાની પામરતા અને અત્યાચારોને લીધે આપણી યુક્તિઓની ઉપેક્ષા કરે અને આપણી દલીલોપર પાણી ફેરવે પણ આપણો આત્મા આપણાં કાર્યોથી દૃઢ સન્તોષ પ્રાપ્ત કરે છે એટલુંજ નહીં પણ આપણા શત્રુઓની વચમાંથી પણ પ્રતિભાશાળી આત્માઓ પોકારી ઉઠે છે, અને સાક્ષી પૂરે છે કે મનુષ્ય માત્ર એકજ છે. તે સિદ્ધ કરે છે કે બન્ધુતાનો ભાવ તેઓની અંદર જાગૃત છે. એ આદર્શ અમને આગળ વધવામાં પ્રકાશનું કામ કરે છે. એ સત્માર્ગે આપણે સત્યનુંજ અવલમ્બન કરીને ચાલવું જોઇએ. શત્રુના વિચારો ગમે તેવા હોય તેની આપણે દરકાર રાખવી જોઇએ નહીં. એ કાર્યમાં અધિકાધિક મુશ્કેલીઓ ભલે વધતી જાય, તો પણ તે સફળ થઇ શકે છે. રાષ્ટ્રીયતાનો ન્યાય તથા તેનો ગૌરવપૂર્ણ અર્થ એ ભ્રાતૃભાવના સિદ્ધાંતમાં છુપાઇ રહેલો છે. સમસ્ત જગતને પોતાનું ઘર સમજનાર લોકોના પક્ષની આ દલીલ છે. જીવનની જે એક્તા અને સુંદરતા સર્વ જાતિઓનું લક્ષ્ય બનવું જોઇએ, તેનો આખા જગતમાં એક જાતિ સિવાય સર્વ જાતિઓ અસ્વીકાર કરે, તો પણ પેલી એક જાતિ પોતાના દેશની અંદર એ ઉદ્દેશને ત્યાં સુધી હૃદય સાથે લગાડી રાખશે કે જ્યાંસુધી તેનો જાદુ તમામ દુનિયાપર ન ચાલ્યો હોય. જો એ પરમ લક્ષ્ય હમણાં આપણાથી બહુ દૂર હોય, તો ફરી પણ એનું અનુસરણ કરવામાં આપણને એક પછી એક પરાક્રમનાં કાર્ય કરવાં પડશે, અને એ વિક્રમપૂર્ણ કાર્યોની સિદ્ધિમાંજ સદા સૌન્દર્ય અને આનન્દ મળી રહેશે. વીર લડવૈયાઓને સર્વદા યોગ્ય બદલો મળે છે. તેની બુદ્ધિ શુદ્ધ રહે છે, તેના લોહીમાં જોસ્સ રહે છે અને તેની કલ્પનાશક્તિ સચેત રહે છે. તે જીવનનો અર્થ સમજે છે. તેને કામ કરવામાં આનંદ મળે છે અને પરિણામમાં તે સુવિખ્યાતના શિખર પર પોતાનો અધિકાર જમાવી દે છે. એ ઉચ્ચ કોટિથી જૂસ્તમાં જૂસ્ત સંશયાત્માના કાનોમાં એવો સર્વ શ્રેષ્ઠ સન્દેશો ગુંજતો ગુંજતો જશે કે "જ્યારે અમે આકાશ પકડવાનો પ્રયત્ન કરીશું ત્યારેજ અમે પર્વતશિખર પર પહોંચી શકીશું."*

ટેરેન્સ મેકસ્વીની

---

* અનુવાદકઃ મણિલાલ સવશીભાઈ દેસાઈ

# છઠ્ઠી ગાંધર્વ મહાવિદ્યાલય સંગીત પરિષદ્

ગાંધર્વ મહાવિદ્યાલય પરિષદની છઠ્ઠી બેઠક આ વર્ષે અમદાવાદમાં મળેલી. ગુજરાતમાં આ જાતની પરિષદ્ આ પ્રથમ જ હોવાથી એને એ દિશામાં અત્યાર સુધી થયેલા કાર્યના સૂચન રૂપ ગણવા કરતાં, ભવિષ્યમાં જે કાર્ય થવાની આશા છે તેમાં જ એની સાર્થકતા ગણવી જોઇએ. એમાં વિશેષ તો એ છે કે રાષ્ટ્રીય હિલચાલોનો પ્રજાના સમગ્ર જીવનની પ્રગતિ સાથે સંબંધ રહેલો છે, અને કોઈ પણ પ્રજા રાજકીય પ્રગતિ સાધતી છતાં, સંસ્કૃતિની દષ્ટિએ પછાત તો નજ રહી શકે, એવું આ પરિષદ એક દષ્ટાંત છે. વળી, આપણું સંગીત કેવું હોવું જોઈએ એના—એની પરિપૂર્ણતાના નહિ, પણ એની ત્રુટિઓના—તાદશ નમૂના રૂપ પણ એ ગણાય. પરિષદના કાર્યે આપણામાં આશા તો પ્રગટાવી છે જ, કારણ એના કાર્યક્રમમાં વિરોધનો પોકાર અને આગ્રહ બન્નેને સ્થાન હતું. " શાસ્ત્રીય " સંગીત સામે પોકાર ઉઠાવીને કદાચ સંગીતનાં તત્ત્વોનો આંતરરાષ્ટ્રીય નહિ પણ વિશાળ રાષ્ટ્રીય સમન્વય કરવાનો તો પરિષદે જરૂર આગ્રહ દર્શાવ્યો. ગુજરાતને માટે સંગીત તો એક નવો ઈશ્ક છે, અને પરિષદ્ ગુજરાતને સંગીતને ચાહવાની કળા શીખવી શકી હોય તો એનો ઉદ્દેશ સિદ્ધ થયો ગણાય.

સંગીત એવી કળા છે, જે વાસનાને ઉત્તેજિત કર્યા સિવાય, પોતાના સ્વરસૌંદર્યથી જ આહ્લાદ આપે છે. સ્વરના એકતાન અને તાલબંધ દ્વારા એ આપણને વિશુદ્ધ આનંદ પમાડે છે. એ એક નૈતિક કળા હોઈ, શ્રોતાજનની લાગણીઓને સ્પર્શ કરી, તેમના દિલમાં એકબીજા પ્રત્યે સમભાવ ઉત્પન્ન કરે છે. સંગીત એક સર્વાંગસંપૂર્ણ કળા છે, કારણ એ આંતરિક રહસ્ય છેવટ સુધી ગુપ્ત જ રાખે છે. સંગીત શ્રવણ કર્યા પછી " મેં કદિયે ન કરેલાં પાપો માટે જાણે હું અશ્રુપાત કરતો હોઉં, અને મારા અંગત જીવનની નહિ એવી કરૂણ ઘટનાઓ માટે શોકમગ્ન થતો હોઉં " એમ લાગ્યાં કરે છે. આપણાથી અજ્ઞાત રહેલો ભૂત ઇતિહાસ સંગીત ફરીવાર દૃષ્ટિ સમક્ષ ખડો કરે છે. સંગીત જેવું મૃદુ અને રમ્ય કોઇ ચીજ નથી, છતાં એના જેવું અગમ્ય પણ એકે નથી.

સંગીતની આ અગમ્યતા કેટલાંક સાદાં તત્ત્વોના મિશ્રણમાંથીજ સંભવે છે. નિયમબદ્ધ તાલમાં સ્વરો ચ્ચાર કરવો, એવું જ નામ સંગીત. અર્ધ અને ચતુર્થ વિગેરે જુદા જુદા સપ્તક અનુસાર સ્વરજ્ઞાનમાંથી એ ઉદ્‌ભવે છે. સૂરના ન્યૂનાધિક પ્રમાણ કરતાં એના ધ્વનનમાં જ એની ખરી ખૂબી રહેલી છે સપ્તક અને સત્વ, તેમજ ઓજસ અને મૃદુતાનો તાલ દ્વારા સંયોગ, એજ સંગીત. સંગીતના આટલા પૃથક્કરણ પછી હવે આપણે આપણા સંગીત અને તેના દોષોને વધારે સારી રીતે સમજી શકીશું.

તાલ અને સ્વરજ્ઞાન,-એ બેમાં તો હિંદી સંગીત પાછું પડે એમ નથી. તબલાં બનાવટમાં સાદાં, પણ બજાવવામાં અતિશય કઠિન છે, અને એ હિંદી સંગીતની એક વિશિષ્ટતા છે. તાલની પરિપૂર્ણતાનો એ એક અદ્‌ભુત નમૂનો છે. હિંદુસ્તાનમાં સ્વરનૈપુણ્ય પણ હેરત પમાડવામાં ઉતરે એમ નથી. તાનમાં વિવિધ પ્રકારના અનેક સ્વરોની અદ્‌ભુત મિલાવટથી આપણે સુપરિચિત છીએ. આ વખતની પરિષદમાં અલવરના સુપ્રસિદ્ધ સંગીતરત્નાકર ખાનસાહેબ અલાબંદીખાને સ્વરનૈપુણ્ય દર્શાવવામાં કમાલ કરી. હિંદી સંગીતના, સ્વરો કંઇ વાંચી સંભળાવાતા નથી પણ ગાવા પડે છે. હિંદી સંગીત એ ' પોપટ વિદ્યા ' નથી, કે ગમે તે કાવ્ય સાથે તે ગાઇ શકાય. એમાં તો દરેકે પોતે જ

પોતાનું કાવ્ય બનાવવું પડે છે. ખાનસાહેબનું આ વિષયનું પ્રાવીણ્ય ખરેખર અદ્ભુત હતું, અને એમની તરેહ તરેહની સ્વરચાતુરીએ એમના સમોવડીઆ તેમજ આશ્રયદાતાઓને સુંદર રસાસ્વાદ ચખાડયો. એમના વિચિત્ર લાગના કૌશલ્યથી અમે શરૂઆતમાં તો જરા મુંઝવાયા, પણ પછી, અમારાથી પણ 'વાહ' 'વાહ' કર્યા વગર ન રહેવાયું. સંગીતનું 'સ્વરૂપ' યથાર્થ સમજી લેતાં, ખાનસાહેબને અપાર શ્રમ અને ધીરજ કેળવવાં પડયાં હશે, એનો મને આ સ્થળે બરાબર અનુભવ થયો.

સ્વર એ સંગીતનું મૂળ છે, અને તાલ એનો આત્મા છે. એક એનું 'રૂપ' અને બીજો એનો 'રસ' છે, અને આ વિષયમાં તો પરિષદે આપણને નાસીપાસ કર્યા કહેવાય. એક પછી એક સંગીતકારો ગાવા ઉઠયા, પણ અમને એમનું કંઈ આકર્ષણ ન થયું. અમે સુનમુન સાંભળ્યાં જ કર્યું. સંગીત હતું, પણ તેમાં હૃદયને પીગળાવે એવો ઝણઝણાટ નહોતો. "સંગીતનો મૃદુ ઉચ્છ્વાસ," "પ્યાર પોષક સંગીત," તેમજ "સંતાપને સમાવનાર અને વાસનાને હઠાવનાર સંગીત" ની શોધમાં અમે વ્યર્થ ફાંફાં માર્યાં, પણ એને બદલે સાંભળ્યા માત્ર ગળાના ઘાંટા. ગાનારાની અવયવોની કસરત અમે સ્પષ્ટ જોઈ શકયા. ભપકાદાર પાઘડી અને કોટ પહેરેલા ખાનસાહેબ વારેવારે ખૂબ ખીલતા, અને એમના જેવું ગાનાર ત્યાં હાજર કોઈ નથી એનો તેમને ગળા સુધી વિશ્વાસ હતો. પોતાની કૃતિથી એમને પૂર્ણ સંતોષ થયેલો એ અમે જોઇ શકયા. કેટલાકના ચીડાઇ ગયેલા ચહેરા, તો વળી બીજાના અસભ્ય પોકાર અને બધાયની ખૂટતી ધીરજ અને વધતી નિરાશાની એમને જરાયે દરકાર નહોતી. વ્યવસ્થાપકોએ ખાનસાહેબની પ્રકૃતિથી વાકેફ થઇને તે રાતના કાર્યક્રમમાં ઘણો અગત્યનો ઘટાડો તો કરેલો જ, પણ ખાનસાહેબ તો ડંકે ચોટે એ બધું પોતાના વખાણના ચિન્હ રૂપેજ સમજેલા, અને તે તેઓ વારેવારે સલામ ભરીને સ્વીકારતા. રાજદરબારના રત્નસમા આ કુશળ સંગીતકારને, સંગીતની આંટીઘુંટીમાં જ ગુંચાઈ રહેલા જોઇને અમને ખરેખર દિલગીરી થઇ.

પરિષદમાં સંગીતની વિવિધતાની પણ ખામી હતી. પણ એમાં તો હિંદી સંગીત મુખ્યત્વે ભક્તિપ્રધાન છે, એનો જ દોષ ગણવો જોઈએ. ગીતોની રચના અને તેના રાગ, બધા પરાપૂર્વથી ચાલતા આવેલા તેના તે જ છે. જુના જમાનાના સાધુસંતોએ જે ગીતો રચેલાં તે જ સંગીતકારો ગાઇ સંભળાવે અને રાગ તો અસલના વખતનો જ આપણને વારસામાં મળેલો. આથી આપણું સંગીત આપણા અંતરના બધાય ભાવો વ્યક્ત નથી કરી શકતું; પણ કેવળ ધાર્મિક ભાવો જ ઉતારી શકે છે. એ કળાને આપણે ધર્મની દાસી બનાવી છે, એમ ટુંકામાં કહી શકાય. સંગીતકારોએ આ સ્થિતિમાં સુધારો કરવા માટે ઠરાવ્યું છે કે સમયાનુકૂલ અમુક રાગો અમુક વખતે જ ગાઈ શકાય. આમ આપણી ચિત્તવૃત્તિ સવારના વાતાવરણને અનુકૂલ હોય ત્યારે પણ ઘણી વખતે રાત્રે ગવાતા રાગો આપણે સાંભળીએ છીએ! અત્યારે તો આપણું ધાર્મિક સંગીત મોટે ભાગે ધર્મભાવનાશૂન્ય ઉસ્તાદો અને શોખીનોનું એક મિથ્યા આકર્ષણ માત્ર થઈ પડયું છે.

આપણાં લોકગીતોની જે અધમ દશા થઈ છે, એ પણ દિલગીર થવા જેવી છે. ગુજરાતમાં ગરબા ગાવાનો રિવાજ કોઈ પણ પ્રાંતને અભિમાન ધરવા જેવો છે. એમાં બધા સાથે મળીને, સાદું નૃત્ય કરતાં કરતાં તાલ મિલાવીને ગાય છે. ગરબાનાં ગીતો પ્રેમભાવનાં હોઈ શ્રોતાઓને આનંદ આપે છે. એના તાલ અને રાગ બધું સરળ છે. આંખ તો એ જોતાંની સાથે જ આકર્ષાય છે, અને ગરબો ઠીક ગવાયો હોય તો હૃદયને વશ પણ કરી શકે. જોનારને પણ અંદર સામેલ થવાનો ઉમંગ થઇ આવે છે. પણ પરિષદમાં ગવાયેલા ગરબા તો સાવ માલ વગરના અને કંટાળાભરેલા જ હતા. ગાનારાઓનાં શરીર નાજુક ખરાં પણ તેમની ચાલ તો અક્કડજ રહેતી, અને મધુર સ્વર એટલા બધા ઝીણા કે સંભળાય જ નહિ. અમે અમારા પગ ઠોકીને તેમના તાલમાં મદદ કરી શકત, પણ તેમની પોતાની તાળીઓ જ જ્યાં સંકોચથી પડતી ત્યાં અમે શું કરીએ?

માત્ર રંગના ઝગઝગાટથી અમે મોહિત થયા ખરા. ગરબો ગાનારાઓને એની યોગ્ય તાલીમ મળેલી જ નહિ, અને સાચું કહીએ તો તેમણે ગાયું પણ દિલ ચોરીને જ. તેમને પોતાને પણ એ કઢંગું જ લાગ્યું હશે અને તેમાંનાં કેટલાંક શરમાળ સ્વભાવનાંને લાગતો સંકોચ તો સ્પષ્ટ જણાઇ આવતો. ને વખતે, ખાન-

ખર ઋતુમાં એક રાત્રે આનંદથી ઉભરાતા ગામડીઆ-ઓનું મુક્ત કંઠે ગાયેલું એક ગીત મેં સાંભળેલું તે પાછું સાંભરી આવ્યું. તેમનો સૂર જરા જાડો અને કર્કશ હતો, પણ મને તે વખતે સાંભળવાની ઠીક મઝા પડેલી. એમને કોઈ શ્રોતાઓનાં મન રંજન કરવાનાં નહોતાં, અને મને લાગે છે કે ગરબો કંઇ મોટા અને ભિન્ન ભિન્ન રુચીવાળા શ્રોતાજનોને માટે છે જ નહિ. ગરબો ગાનાર જરાયે સંકોચ રાખ્યા વગર ઉમંગથી ગાય, તોજ એ સાચો ગરબો કહેવાય, બાકી તો એ એક માત્ર તમાશો જ થઇ પડે. પતંગિયાની જેમ શણગારેલાં છોકરાંઓ, પંખીની જેમ આનંદ અને કલ્લોલથી નાચીને ગરબો ગાતાં જાય, એની રગ્જ અને મઝા તો કંઈ ઓરજ હોય.

સદ્‌ભાગ્યે, પરિષદ્‌ને છેલ્લે દિવસે એમની પાસે જ્યારે અમે ગવડાવ્યું, ત્યારે અમને આશા હતી કે અમે પણ એમની સાથે બચપણના આનંદમાં ભાગ લઇશું. ૪ થી ૧૫ વર્ષ સુધીની ઉમ્મરનાં છોકરાં સારી સંખ્યામાં ભેગાં થયેલાં, અને અમે બધા એમની ખામીઓ ન ગણકારતાં એમનું હાર્દિક સ્વાગત કરવાને માટે આતુર હતા. એમનામાં ખામીઓ જણાઈ એ દિલગીરીની વાત છે. પણ એમાં એમની પોતાની કસુર નહોતી. "દેવદૂત" સમાં એ બાળકો ઉપર અમારી આંખ ન ઠરી શકી. એમના પોશાકના રંગના અને આખા દૃશ્યના સૌંદર્ય વચ્ચે કંઈ જ સામ્ય નહોતું. ગરીબ બિચારાં, એમનો પહેરવેશ આવે વખતે તો ઠીક ભપકાદાર રાખે છે, જ્યારે આપણો પોશાક કેવળ સાદો હોય છે. આપણાં છોકરાં ઝાંખાં કપડાં પહેરે જ્યારે આપણી સ્ત્રીઓ છૂટથી ઘરેણાંના શણગાર સજે છે. પેલાં છોકરાંઓ ગાવા તો લાગ્યાં, પણ દિલગીરી માત્ર એટલી હતી, કે તેમણે નાનકડા સંગીતકારોની જેમ, તેમના એ જ તાલ અને તાનનું અનુકરણ કરવા માંડ્યું, તેમણે એના એ રાગ અને સૂરમાં ગાયું; ફેર માત્ર એ કે, એમાં વિવિધતા જરા ઓછી હતી, અને ભૂલો વધારે હતી. ઉસ્તાદો ગાતી વખતે હાથમાથું હલાવીને ડોલતા અને વારેવારે તાનમાં આવી જઈ આલાપ કરીને મન રંજન પણ કરતા. ત્યારે છોકરાંઓએ તો ચિત્રવત્ સ્તંભિત થઈને જ ગાયું. ઘડી પહેલાં જે નાચીકૂદીને ગેલ કરતાં હતાં. તે બિચારાં ને વખતે સાવ ગતિહીન થઇ ગયાં, કેમ જાણે એમનાં હૃદય ધબકતાં બંધ ન પડી ગયાં હોય! આનંદથી પંખી જેમ, વિના સંકોચ ગાતાં ફરતાં તે આ વખતે ઠંડાગારજ થઈ ગયા. તેમણે દૂધ ઘી અને અમૃતનાં સ્વપ્નાં સેવ્યાં હશે જ્યારે અમે સુકો રોટલોજ તેમની આગળ ધર્યો, એવું અમને લાગતું. તેઓ સાદી અને સરળ વસ્તુ માટે તલસતાં હશે, અને અમે તો તેમને શું ચવાડામાં મૂકી દીધાં. તેમને તો રણકારમાં જ મઝા પડે, જ્યારે એમને મળ્યો ગરબડ અને ગોટાળો! એમને મોજ ઉડાવવા જોઈએ, અને અમારી પાસે આપવાની હતી માત્ર શાંતિ જ. આવી ક્ષુદ્ર અમારી રસવૃત્તિ, અને આટલું અલ્પ અમારૂં આ બિચારાં વિષેનું જ્ઞાન! ગીતો અમારી પાસે નહોતાં, એટલે એમના ઉપર સ્તોત્રો અને ભજનોનો અમે ઢગ વાળ્યો. એથી પરિણામ એ થયું, કે એ નીરસ લાગવાથી અ નીરાંતે ઝોકાં ખાતા, જ્યારે ગાનારાં બિચારાં થાક્યાં જે.. ઉભાં જ રહેતાં.

પણ પરિષદે અમને તદ્દન જ નાસીપાસ કર્યાં એમ ન કહેવાય. એમાં પણ કેટલીક ચમત્કૃતિઓ તો જરૂર હતી. ખાનસાહેબ જ્યારે સંગીતના રૂપના વિષયમાં એક્કા હતા, ત્યારે બાબુ દિલીપકુમાર રાય, એના 'રસ'ની સાક્ષાત્ મૂર્તિ હતા—એક વૃદ્ધ અને બીજા યુવાન. એક ભૂતકાળના પ્રભાવના પ્રતિનિધિ હતા ત્યારે બીજા ભવિષ્યની આશા, અને વર્તમાનનો ઉલ્લાસ કહેવાય. દિલીપબાબુને એક લાભ એ હતો કે એ પોતે દેખાવે સંગીતકાર જેવાજ લાગતા. એમના ચહેરામાં મૃદુતા, અને હોઠમાં દ્રવતા હોવાને લીધે એ એની ગતિમાં જ એક પ્રકારનું સંગીત જણાઇ આવે છે. એમના સંગીતે તો અમને ખરેખર મુગ્ધ જ કર્યાં, અને એક બે વખત તો દિલમાં ખૂબ તનમનાટ પણ પેદા કર્યો. એમનો સ્વર ક્રમાનુસાર ભારે હળવો થયાં કરતો પણ તે હંમેશાં મીઠાશ અને મૃદુતા પૂર્ણજ હોય. હળવો થાય ત્યારે જાણે અમને હાલરડું ગાતા હોય અને ચડે ત્યારે અમે પણ પાંખોથી ઉડતા હોઈએ એમજ લાગતું. લાગણીના ગાંભીર્યની પ્રૌઢતા અને હૃદયના ભાવો વ્યક્ત કરવાની શક્તિ એમાં ખૂબ હતી. એ દિલના ઉંડાણમાંથી નીકળતું, તેથી શ્રોતાઓના હૃદયમાં સોંસરૂં જ ઉતરી જતું અને સૌ એક ચિત્તે તે સાંભળતા પણ ખરા. સંગીત એમના ધંધારોજગારનો વિષય ભલે ન હોય, પણ તેઓ સંગી-

તકરાર તો છે જ. તેઓ વિનોદ ખાતર અમારે માટે ગાતા હતા, ઉસ્તાદો પાસે વાહ વાહ કહેવડાવવા માટે નહિ. એમણે ગાયું તો થોડુંજ, પણ તેટલાથી જ તેમણે શ્રોતાઓનાં મન જીતી લીધાં. વખતો વખત તેઓ 'તાલ'-ના પ્રદેશમાં વિહાર કરતા એ સાચું, પણ તે માટે અમારે કે ઉસ્તાદોને કોઈને વાંધો લેવાપણું હોય નહિ. એમનો સૂર હજુયે અમારા કાનમાં ગુંજી રહ્યો છે. કંઠનો કોમળ સૂર સ્મરણમાંથી વખતે ભૂંસાઇ જાય, પણ એના સંગીતનો ભણકાર તો કાયમ જ રહેવાનો.

વાદ્ય સંગીત પણ ઓછું મોહક નહોતું. એ જરા વિચિત્ર તો લાગે, પણ વાદ્ય સંગીત હંમેશાં મનરંજન કરી શકે છે અને તેથી યુરોપીય સંગીત સાથે આપણે બીજો ગમે તેટલો ઝગડો હોય તો પણ એમનું વાદ્ય સંગીત આપણા સંગીતની જેમ, શ્રોતાઓને ઝણઝણાવી તો જરૂર મૂકે છે. એમને પણ આપણું સંગીત ઘણુંખરૂં એવું જ અસરકારક લાગતું હશે. કારણ માત્ર એટલું જ છે કે, વાજીંત્ર ઉપર સંગીત હંમેશાં નિયમિત અને તાલબદ્ધ થઇ શકે છે. એ હર વખતે એકધારૂં હોઈ, એમાં બેસુર કે હળવાભારેનો સવાલ નડતો નથી. એમાં સ્વરનો મેળ યોગ્ય રીતે થતો હોવાથી અસર પણ સરસ પડે છે. સ્વરના સ્પષ્ટ ઉચ્ચાર માટે, વાજીંત્રમાં અનેક તાર રાખેલા હોવાથી તેનું ધ્વનન પણ ઠીક જળવાઇ રહે છે. મહારાણા પ્રભાતદેવજીની વીણા અને બાબુ પ્રમથનાથ બેનરજીની રૂદ્રવીણાએ તો સૌનાં અંતર ઝણઝણાવી મૂક્યાં, અને અમે જાણે સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરતા હોઇએ એવું લાગ્યું. કોઈ કોઈ વખતે તો વાજીંત્રની મીઠાશ અને મૃદુતાને લીધે અમને હર્ષનાં આંસુ પણ પણ આવ્યાં. અને આ સિવાય અન્ય બજવૈયાઓની કૃતિથી સૌના દિલ પર જાદૂઇ અસર થયેલી એમાં શક નથી.

આમ કેટલેક અંશે વિનોદ કરાવવામાં અને મોટે ભાગે તો સૌને ચેતવવામાં એકંદર રીતે પરિષદ્ સફળ થઇ ગણાય. શ્રોતાઓની ચેતવણી જેવી જ દિલીપબાબુની અપીલ હતી અને બન્નેએ, 'સંગીત તો ઉસ્તાદ શ્રોતાઓને માટે ઉસ્તાદ ગાનારાનો જ વિષય છે, એ મતનો સચોટ રદિયો આપ્યો. સંગીતપ્રિય આત્માઓને જોઇતું હતું તે આત્માનું સંગીત તેમણે આપ્યું. લોકોની ' વાહવાહ ' મેળવવા માટે સંગીતનો 'શાસ્ત્રીય અભ્યાસ ' કરવો જ જોઇએ, એ બન્નેએ સ્વીકારવાની ના પાડી. એમનામાં રસજ્ઞતાની ઉણપ હતી એમ તો કહેવાય જ નહિ. બન્ને સંગીતની લહેજત અનુભવી શકતા હતા, એટલે સંગીતના અભિજ્ઞો ભલે થોડા હોય પણ તેના સાંભળનાર તો ઘણા હોઈ શકે. ઉસ્તાદોના નાનકડા મંડળને માટે જ સંગીત હૃદયગમ્ય થાય અને અમુક જ વ્યક્તિઓ તેનો સંદેશ ઝીલી શકે, એ વાત ખોટી છે.

ગુજરાત મહાવિદ્યાલય,<br>૨૭ ફેબ્રુઆરી, ૧૯૨૪. } નારાયણદાસ ર. મલકાની

# કીર્તનસંપ્રદાયનું મહત્વ

પ્રાચીન ભારતમાં એક વખતે સર્વ બાજુથી ઉચ્ચ સુધારણા ને સંસ્કૃતિ હતી એમ હંમેશ કહેવાય છે, પણ તેનો અર્થ ચોકખા સ્વરૂપમાં થોડાજ લોકો જાણે છે. દેશમાં સુધારણા છે એમ ક્યારે કહેવાય ? શું તેમાં યાન્ત્રિક સુધારણા હોય ત્યારે, કે તેમાં કલાનો ઉંચો વિકાસ થયો હોય ત્યારે, અથવા તેમાંના લોકોમાં સાક્ષરતા વધારે ફેલાઈ હોય ત્યારે? આ દરેક પ્રશ્નને વિચારી લોકો ચોકખી ના પાડે છે. સૂક્ષ્મ દૃષ્ટિના લોકો એમ માનતા આવ્યા છે કે જ્યારે જનતાનો ઘણોખરો ભાગ ઉંચા સંસ્કારોથી ભૂષિત થયેલો હોય, જ્યારે તેમના જીવનમાં નૈતિક અથવા ધાર્મિક ઉંચા વિચારો ફેલાઈ ગયા હોય ત્યારે જ તે દેશ સુધારણામાં આગળ વધેલો કહેવાય.

પ્રાચીન હિંદુસ્થાનમાં ભલે હાલની આધિભૌતિક સુધારણા ન થઇ હોય, ભલે હાલનાં જેવાં વિલાસ અને ઉપભોગનાં સાધનો વધી ગયાં ન હોય, ભલે હાલની પેઠે સાક્ષર લોકોની સંખ્યા મોટી ન હોય તો પણ સામાન્ય હિંદુની અંદર સંસ્કૃતિનો પ્રવાહ રગેરગમાં વહેતો હતો, એજ તેની સુધારણાની નિશાની છે. ઉંચા વિચારો એટલા મોટા પ્રમાણમાં લોકોની અંદર ફેલાવવામાં, સાચું લોકશિક્ષણ ટૂંકમાં આપવામાં, પ્રાચીન ભારતમાં ઘણે ભાગે પુરાણ તથા કીર્તનોએ આગળ પડતો ભાગ ભજવ્યો હતો. અને તેથીજ હરિકીર્તનની ને પુરાણની સંસ્થાઓ પ્રાચીન કાળમાં અતિશય ઉંચી અને મહત્વની સંસ્થાઓ મનાતી.

જીવન-કલહના વિચિત્ર સંજોગોને લીધે ઘણા લોકો અક્ષરજ્ઞાન સરખું પણ મેળવી શકતા નથી. કેટલાક લોકો મેળવી શકે છે પણ પોતાનું વાંચન કાયમ રાખી તે વડે ધાર્મિક અને નૈતિક વિચારો ગ્રહણ કરવા પૂરતો વખત ધંધાની, ઉપાધિ, વગેરે કારણોને લીધે તેમને મળી શકતો નથી. આવા લોકોની સ્થિતિ કીર્તન અથવા પુરાણોને અભાવે બહુ જ કફોડી થાત. પણ તેમના થાકી ગયેલા મનને અને શરીરને મનોરંજન આપી, ઉત્તેજિત કરી, તેમને કષ્ટ ન પડે એવી રીતે સારા વિચારો તેમના મનમાં ઠસાવવાનું બહુ જ અઘરૂં કામ કીર્તનકારોએ તથા પુરાણિકોએ પ્રાચીન ભારતમાં બહુ જ સારી રીતે બજાવ્યું છે.

### રામલીલા વગેરે

કીર્તન અને પુરાણોની પેઠે એવી જ જાતના વિવિધ પ્રકારો દેશમાં ઉત્પન્ન થયા. રામલીલા, ભવાઈઓ, રાસ, ગરબાઓ વગેરે ગૂજરાતમાં તથા ઉત્તર હિંદુસ્થાનમાં તેમજ ગોંધળીના પોવાડા, લાવણીઓ વગેરે ઘણા પ્રકારો દક્ષિણમાં અત્યારે મોજૂદ છે. આ સૌમાં સંગીત, નૃત્ય તથા અભિનય એ ત્રણેની સહાય લઈ, કાંઈ પણ દૃશ્ય બતાવી, અથવા કાંઈ પણ કથા, વસ્તુ ગાઈ બતાવી લોકોના નૈતિક સંસ્કારો વધારવાનું કામ ચાલે છે. પણ આ સૌમાં કીર્તનકારો પ્રધાનપદ ભોગવે છે એમાં શંકા નથી. રાસમાં સંગીત અને નૃત્યને કથાવસ્તુ કરતાં વધારે મહત્વ અપાય છે. તેથી પરિણામકારક ઉપદેશ કરતાં તેનાથી મનોરંજન વધારે થાય છે. ગરબીઓ વગેરેથી ઇશ્વરની ભક્તિ પેદા કરવી અથવા ઐતિહાસિક પુરૂષોનું પુણ્યસ્મરણ કરી દેશપ્રેમ વધારવો અને તેથી ઉચ્ચ ભાવનાઓ જાગૃત કરવી એ કામ સારી પેઠે થાય છે પણ તેમાં બુદ્ધિને ચાલન મળતું નથી. જે કામ રાસ, ગરબા વડે થાય છે તેજ ગોંધળ અને પોવાડાવડે થાય છે; તેથી તેની અસર પણ એકાંગી જ થાય છે.

### પુરાણ

પુરાણમાં કથાવસ્તુનું સૌથી વિશેષ મહત્વ દેખાય

છે. સંગીત અને અભિનય એ બન્નેને તેમાં બહુ જ ગૌણપદ આપવામાં આવે છે અને નૃત્યને તો તેમાં બીલકુલ સ્થાન જ નથી. જે કાંઇ મનોરંજન થાય ને બહુજ થોડું સંગીત, તેના કરતાં વધારે વિનોદ મીઠી મીઠી વાતો કંઇ વડે થાય છે. એવી રીતે લોકશિક્ષણનાં સાધનોમાં પુરાણની સંસ્થા બહુજ વિસ્તાર પામેલી છે એમ કહી શકાય; છતાં પણ તેને સર્વાંગસુંદર અને પરિપૂર્ણ સંસ્થા ન જ કહેવાય. આવી સંસ્થા જો તપાસીએ તો ફક્ત એક જ મળી આવે છે અને તે હરિકીર્તનની. હરિકીર્તન એ લોકશિક્ષણનું એક અદ્ભુત સાધન છે. એમાં શું શું આવી જાય છે એમ કહેવા કરતાં શું શું નથી આવતું તે કહેવું વધારે સહેલું છે. લોકશિક્ષણનું લગભગ એક પણ અંગ એવું નથી કે જે કીર્તનની અંદર ન આવ્યું હોય. એમાં ઉચ્ચ શિક્ષણના લગભગ બધા જ અંગો આવી જાય છે. નાનકડા સ્વરૂપમાં એ સંસ્થા વિશ્વવિદ્યાલયનો એક પ્રતિનિધિ છે. ઇશ્વરભક્તિ પેદા કરવાનો એના જેવો બીજો ધોરી માર્ગ નથી. સાચો કીર્તનકાર જો હોય તો તે પોતાના શ્રોતાને ઘેર જઇને એક પણ અક્ષર વાંચવાની ફરજ ન પાડતાં વિદ્યાપીઠની પરીક્ષામાંથી પસાર થયેલ પદવીધર જેટલો ચતુર અને વિદ્વાન બનાવી દે. એટલું જ નહિ પણ પદવીધરોમાં જોવામાં આવતું એકાંગીપણું પણ તેના શ્રોતાજનમાં ન રહે.

## કીર્તન અને ઇશ્વરભક્તિ

કીર્તનથી સૌથી વધારે લાભ ઈશ્વરભક્તિનો થાય છે એના કરતાં બીજા દરજ્જે દેશાભિમાનનો થાય છે, અને ત્રીજી કક્ષામાં કલાપરિચય વગેરે પરચુરણ લાભો ગણી શકાય. રામદાસની ભાષામાં કહીએ તો " **मुख्य हरिकथानिरूपण, दुसरें ते राजकारण, तिसरें ते सावधपण सर्वविषयीं** " આ ત્રણ હરિકીર્તનના ઉદ્દેશો છે. સાવધપણામાં Smartness અને Versatility (ચાલાકપણું ને બહુશ્રુતતા) આવી જાય છે. રાસ તથા ગરબામાં જે નૃત્ય થાય છે તેનો પરિચય ઇશ્વરભક્તિમાં તલ્લીન થઈ નાચનારો કીર્તનકાર લોકોને સારી પેઠે કરી આપે છે. રામલીલા વગેરેમાં જે સંગીતનો લાભ થાય છે તે જ વધારે નિર્દોષ અને સરસ સ્વરૂપમાં હરિદાસ શ્રોતાઓને આપી શકે. ભવૈયાઓમાં જે વિનોદ આવે છે, તે વિકૃત અને બિભત્સ સ્વરૂપનો હોય છે. પણ કીર્તનકારનો વિનોદ તેટલો જ હાસ્યકારક, પણ તેના કરતાં બહુજ સભ્ય અને વધુ મનોરંજક કરે તેવો હોય છે. ગોંધળીઓ રાષ્ટ્રીય વીરોના પોવાડાઓ ગાઇને શ્રોતાઓની દેશપ્રેમની ભાવના જાગૃત કરે છે, જ્યારે કીર્તનકાર એ જ ભાવના એ જ મહાપુરૂષોના આખ્યાન વડે વધારે રસપરિપોષની સાથે જગાડે છે. પુરાણિકો જે વિદ્વત્તા અને તત્ત્વજ્ઞાનનો પરિચય કરાવે છે તેટલો જ, બલ્કે તેના કરતાં વધુ પ્રમાણમાં કીર્તનકાર કરાવે છે.

પ્રારંભમાં કીર્તનકાર મંગલાચરણ કરે છે. તેમાં શુદ્ધ સંગીતનો શ્રોતાઓને મેવા મળે છે. બધા શ્રોતાઓ **गीतरागेण हारिणा प्रसभं हृतः** ની પેઠે આકર્ષિત થાય છે. મંગલાચરણ પૂરૂં થયે પૂર્વરંગની શરૂઆત થાય છે. તેમાં કીર્તનનો તત્ત્વજ્ઞાનવિષયક ભાગ આવે છે. મહાન મહાન સન્તોનાં પવિત્ર વચનો, શાસ્ત્રકારોના ગહન તત્ત્વોના વાક્યો વ્યવહારિક દૃષ્ટાંતોની સાથે તેમા વિશદ કરવામાં આવે છે. તેમાં પણ આખો પૂર્વરંગ તદ્દન લુખ્ખો ન થાય એટલા સારૂ વચ્ચે વચ્ચે સંગીતની ચટણી થોડી ઘણી પીરસાય છે. પણ ઘણે ભાગે તેમાં ધાર્મિક અને નીતિ શિક્ષણનો તાત્ત્વિક ભાગ આવે છે. તેના વડે વેદાન્તના વિદ્યાર્થીઓ, નીતિશિક્ષણમાં રસ લેનારાઓ, વિગેરેને અતિશય લાભ થાય છે અને ભરપૂર શિક્ષણ મળે છે. જો કે નાના છોકરાઓ તથા વિલાસી પ્રવૃત્તિના યુવાનો આ પૂર્વરંગમાં સ્હેજ બેઠા બેઠા ઉંઘી લે છે, પણ બાહોશ કીર્તનકાર હોય તો પૂર્વરંગમાં પણ રમુજી નકલો કરીને 'રઘુપતિ રાઘવ'ની ધુન ચલાવી શ્રોતાઓને ઉંઘવા ન દે. પૂર્વરંગ પૂર્ણ થયા પછીની દશ મિનિટો ખાસ સંગીત માટે રાખેલી હોય છે. તેમાં સ્વતંત્ર રીતે ઉસ્તાદી ગાયનોની લહેજત પણ કીર્તનકાર આપી શકે. બધા શ્રોતાઓ આ વખતે ફરી તાજા થાય છે, અને તેમની ચિત્તવૃત્તિ સાથે લઈ ને હરિદાસ આગળ વધે છે, અને આખ્યાનની શરૂઆત થાય છે.

## હરિદાસનું આખ્યાન

હરિદાસના આખ્યાનને સાહિત્યમાં કયું સ્થાન આપવું એ કહેવું મુશ્કેલ છે. સાહિત્યનાં અનેક અંગોનું અહીં ' મધુરૂં મિલન ' થયેલું જોવામાં આવે છે. એમાં નવલકથા છે, નાટકો હોય છે, કાવ્ય તો સંભળાય

છે જ, વચ્ચેવચ્ચે પ્રહસનો પણ ઉછાળો આવે છે. કવિના કાવ્યો ઉપર નાના નિબંધો પણ એમાં આવી શકે. ગોંધળીઓના વીરરસ પરિપ્લુત પોવાડાઓને પણ એમાં સ્થાન હોય છે. નવરસનાં નવનવં ઝરણાંઓ પણ અહીંઆજ વહે છે. પૂર્વરંગમાં હરિદાસ બુદ્ધિ ઉપર અસર કરવા મથે છે જ્યારે આ ઉત્તર અંગમાં તે શ્રોતાઓની વિવિધ ભાવનાઓ જાગૃત કરીને તેમના હૃદય ઉપર જાદુઈ અસર કરે છે. ઘડીમાં ગંભીર, ઘડીમાં વિનોદી, ઘડીકવાર કારુણ્યપૂર્ણ, ઘડીકમાં ભક્તિથી ઉભરાઈ જતો, આવા નાના સ્વરૂપો લઈને મદારીની પેઠે તે શ્રોતાઓ રૂપી નાગને મંત્રમુગ્ધ બનાવે છે. આમ શ્રોતાઓને ખબર પાડ્યા વગર તેમની ઉન્નતિ કરીને કીર્તનકાર હરિભજનમાં તેમનું વિસર્જન કરે છે.

**कीर्तनान्ते स्मशानान्ते × × × × या मतिः ।**
**सा सर्वदा भवेन्नृणां को न मुच्यते बन्धनात् ॥**

આ શ્લોકમાં માનવી ચિત્તની ચંચળતા ઉપર જેટલો કટાક્ષ છે તેટલાંજ હરિદાસની શ્રોતાના ઉપર થનારી અસરનાં ગર્ભિત વખાણ છે. આવી રીતે લોક-શિક્ષણના ક્ષેત્રમાં કીર્તનકારની સંસ્થા અતિશય મહત્વની હોવાથી હિંદુસ્થાનમાં ઘણે ઠેકાણે તેનો પ્રચાર થયો છે. પણ આ નારદીય પીઠનો સૌથી વધારે પ્રચાર મહારાષ્ટ્ર-માં થયો છે. જુના જમાનાની વાત તો આપણે જાણતા નથી પણ જ્ઞાનેશ્વર મહારાજના વખતથી આજ સુધી મહારાષ્ટ્રમાં હરિકીર્તનની અખંડ પરંપરા ચાલતી આવી છે. જ્ઞાનેશ્વરથી રામદાસ સુધીના બધા કીર્તનકારોએ આ સંસ્થાવડે લોકશિક્ષણના ધાર્મિક અંગનો વિકાસ કર્યો જ્યારે રામદાસે તેમાં ઉમેરો કરીને ધર્મની જોડે રાજકારણ અને વ્યવહારનો પણ સમાવેશ કર્યો.

### શિવાજીના સમયમાં લોકજાગૃતિ

શિવાજીના સમયમાં લોકજાગૃતિનું સૌથી વધારે કામ આ હરિદાસ સંપ્રદાયે જ કર્યું હતું એમાં લગીરે શંકા નથી. આ પરંપરા જો કે ત્યારથી અત્યાર સુધી ટકી રહી છે તોપણ દુર્દૈવની વાત એ છે કે દહાડે દહાડે તેની અવનતિ થવા લાગી, અને હાલ ભવૈયા, રામલીલાકારો વગેરે જેટલા જ હલકા દરજ્જા પર કીર્તનકારો ઉતરી ગયા છે. એમાં ભૂષણભૂત અપવાદો થોડા ઘણા હશે પણ ઘણાખરા કીર્તનકારો પોતાની જવાબદારી વીસરી ગયા અને લોકારાધનં એ એક જ ધ્યેય આગળ મૂકવા લાગ્યા. તેમાં વળી '**गंडस्योपरि पीटिका**' એ થઇ કે તે જુની પરંપરાને તેઓ હજી પણ વળગી રહ્યા છે. ઇશ્વરની અકલિત લીલાથી આપણા દેશમાં દરેક બાબતમાં જે અદ્ભુત ક્રાંતિ થઈ છે તેમાંથી જે નવું મન્વન્તર અવતર્યું છે તેને છાજે એવા કંઈ પણ ફેરફારો કીર્તનકારોએ કર્યા નહિ અને તેથી એ સંસ્થા સ્વાભાવિક રીતે જ નવા જમાનાના પ્રગતિશીલ લોકોને તદ્દન નકામી લાગવા માંડી છે. નારદીય પરંપરાની આ તેજસ્વી સંસ્થા ઉપર ચઢી ગયેલી આ પુરાણપ્રથા રૂપી રાખ ખંખેરી નાંખી તેનું અસલનું દિવ્ય સ્વરૂપ લોકોની આગળ બતાવવાનું મહત્કાર્ય હાલના કીર્તનકારો ઉપર તેમજ લોકશિક્ષણ માટે તલસી રહેલા લોકો ઉપર આવી પડ્યું છે, અને તેઓ તે પાર પાડશે એવી આશા છે. હાલના જમાનામાં વર્તમાનપત્ર તથા રાત્રિશાળા કરતાં પણ લોકશિક્ષણના સાધન તરીકે કીર્તનનું મહત્વ વધારે છે એ આગળના વિવેચન ઉપરથી સ્પષ્ટ થયું જ હશે. કીર્તનનું એ ઉંચું મહત્વ જાણીને જ લોકમાન્ય ટિળક પણ હંમેશ કહેતા કે 'હું વર્તમાનપત્રોનો સંપાદક ન હોત તો જરૂર કીર્તનકાર થાત.' લોકમાન્યનું આ વચન ધ્યાનમાં રાખી બધા સુશિક્ષિતો પણ એ સંસ્થાની ઉન્નતિ કરવાના પ્રયત્નો જરૂર કરે.

ગુજરાતમાં પણ હરિદાસની સંસ્થા છે. નરસિંહ મહેતાના વખતમાં પણ હરિકીર્તનની સંસ્થા ગુજરાતમાં હતી એમ મનાય છે. એ સંસ્થા અહીં પહેલાંથી જ ચાલતી આવી છે કે તે બાબતમાં મહારાષ્ટ્રનું અનુકરણ થયું છે એ સ્પષ્ટ કહી શકાય નહિ. છતાં એટલું તો સાચું છે કે સો વર્ષ પહેલાં કૃષ્ણભોળા નામનો એક નાગર બ્રાહ્મણ મહારાષ્ટ્રમાં ગયો અને ત્યાં રામદાસના ચાફળ મઠમાં રામદાસી પંથની દીક્ષા લઇ પોતે કીર્તનકાર થયો, અને અહીં આવી ગુજરાતમાં કીર્તનસંપ્રદાય ફેલાવવા લાગ્યો. તેના પૌત્ર દાદા મહારાજ એ ખુદ અમદાવાદમાં કીર્તનકાર તરીકે પ્રસિદ્ધ હતા. તેમના કીર્તનની પદ્ધતિ આબેહૂબ મહારાષ્ટ્રીય હતી. તેમના વંશજો હજી પણ કીર્તન કરે છે.

પણ મુદ્દાની વાત એ નથી. કીર્તનસંસ્થા ગમે ત્યાંથી અહીં આવેલી હોય કે અહીંની અસલની હોય પણ તે લોકશિક્ષણનું એક અત્યન્ત મહત્વનું અંગ છે. એ અમારી રાષ્ટ્રીય શાસ્ત્રશાળા છે. એ સાહિત્ય અને કલાના લોકપ્રિય વ્યાખ્યાનનું મથક છે. સ્વયંસેવકો પેદા કરવાને તે એક લશ્કરી નિશાળ છે, એ નક્કી. ગુજરાતના નવયુવાનો તથા દેશહિતની લાગણી ધરાવનારા બીજા સુશિક્ષિતો આ સંસ્થા રૂપી દિવ્ય સાધન હાથમાં લઇ સત્વર સ્વરાજ્યપ્રાપ્તિ કરી લે એવી આશા છે.

આ સંસ્થાને નવા જમાનાના સંસ્કારો આપી તેને તદ્દન નવાં [illegible] આ પ્હેલવહેલો સમારંભ છે. [illegible] ગુજરાતના લોકશિક્ષણના [illegible] આવશે, એવી અમને ઉમેદ છે. તે સફળ કરવા જેટલી લાગણી, ખંત અને ઉત્સાહ પ્રભુ અમારા ગુજરાતના તરુણ સુશિક્ષિતોને આપે એવી પ્રાર્થના કરી હું આપની રજા લઈશ. *

રામચન્દ્ર બ. આઠવલે

---

* ગુજરાત કલાપ્રદર્શનની હરિકીર્તન સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

# વિદ્યાર્થીઓની કેટલીક નબળાઇઓ

રખડાઉવેડા

કેટલીક વખત વિદ્યાર્થી ખરાબ સોબતથી પણ રખડુ થઇ જાય છે. મજબૂત વિદ્યાર્થી નબળા ઉપર તેમજ મોટી ઉમરનો વિદ્યાર્થી નાની ઉમરના વિદ્યાર્થી ઉપર પોતાની સત્તા જમાવી શકે છે અને પોતાનામાં જે કુટેવ હોય છે તેનો સહભાગી પોતાનાથી નબળાને કે નાનાને બનાવવા મથે છે. દાવથી, બ્હીકથી, લાલચથી કે એવા હરકોઇ ઉપાયથી તે તેને ઉપાડી જાય છે અને પોતે જે કામને પસંદ કરતો નથી હોતો તે કામ સામાને પણ કરવા દેતો નથી. આવા વિદ્યાર્થીઓ નિશાળની કોઇ અનિયમિતતાનો, શિક્ષકની ગેરહાજરીનો કે એવા કોઈ પ્રસંગનો લાભ લઇ નિશાળમાંથી ન્હાસી છૂટે છે અને ગમે ત્યાં રખડવામાં પોતાનો વખત પૂરો કરે છે. આપણે ઉપર જોઈ ગયા છીએ કે ઘરનું સામાન્ય વાતાવરણ શુદ્ધ, પવિત્ર અને બાળકની સાહજીક વૃત્તિઓનું પોષક હોય છે ત્યાં આવું બનવા પામતું નથી. પરંતુ અત્યારે તો શું નિશાળો કે શું ઘરો ? બંનેમાં એટલો બધો સડો પેસી ગયેલો છે કે આવા રખડાઉ વિદ્યાર્થીઓ આજકાલ સારા પ્રમાણમાં આપણને નજરે પડે છે. વસ્તુસ્થિતિ આવી છે ત્યાં આપણે શિક્ષકોએ વિચાર કરવો જ જોઇએ. આવા વિદ્યાર્થીઓને પ્રેમથી, સહાનુભૂતિથી, તેમને અનુકૂળ કામ સોંપવાથી વગેરે અનેક રીતે ઠેકાણે લાવી શકાય છે અને તે, આ આખા વિષયને ચર્ચતાં, જૂદાજૂદા શિર્ષક નીચે લખાયું છે, અને લખાશે.

શિક્ષકભાઇ પોતાને ઉપયોગી એવું તેમાંથી જ મેળવી લેશે; પરંતુ વિદ્યાર્થી જે એટલી બધી હદ સુધી ગયો કે એવી બૂરી ટેવોમાંથી છૂટવાનો આરો જ ન દેખાતો હોય તથા તેના શાળામાં રહેવાથી બીજા વિદ્યાર્થીઓને અતિ નુકસાન થાય તેમ જણાતું હોય તો પછી નીચેનો માર્ગ સ્વીકારવો.

સ્વતંત્ર શિક્ષણના ચૂસ્ત હિમાયતી કેળવણીકારો પણ એમ કહે છે કે બાળકમાં જેટલું દુષ્ટ તત્ત્વ ગરી ગયું હોય તેટલું કાઢી નાંખ્યેજ છૂટકો છે. આટલા માટે તેવા વિદ્યાર્થીને બીજા વિદ્યાર્થીના સંસર્ગમાંથી દૂર તો કરવોજ જોઈએ. અને જો બીજો કંઈ ઉપાય હાથ લાગે તેમ હોય જ નહિ અને શિક્ષક પણ હિંમત હારી જાય તેવી સ્થિતિ થઇ ગઇ હોય તો તો પછી ઘણાના હિતની ખાતર શાળામાંથી તેને રજા આપવી એ જ માર્ગ સ્વીકારવો પડે. આ વાત ઘણી આકરી છે અને એ અજમાવવાનો સમય બનતાં સુધી તો શિક્ષકને આવવાનો નહિ જ. કારણકે કોઇપણ વિદ્યાર્થીમાં આટલી બધી હદ સુધી દુષ્ટતા ગરી ગઈ હોય કે જેથી કરીને શિક્ષકને હાથ ધોઈ નાંખવા પડે—એવું બનતું નથી. છતાં આ ઉપાય તો આખરનો ઉપાય છે. અને જો તે અજમાવવાનો સમય આવી લાગે (આપણાં ગૃહો—આપણી સમાજ એટલી બધી નીચે પડી ગઇ છે કે આવા વિદ્યાર્થી પણ મળી આવે છે) તો જ અજમાવવો.

આગળના મારા લખાણમાં કહી ગયો છું તે મુજબ આ સ્થળે પણ શિક્ષક ઉપર એકાદ વધારે પ્રહાર કરી લઉં ! નાલાયક શિક્ષક પણ વિદ્યાર્થીને રખડુ બનાવવામાં કારણભૂત બને છે. જો શિક્ષક રૂક્ષ હોય, નિર્દય હોય, ચીડીઓ હોય, ન્યાય અન્યાયનો ભેદ સમજી શકતો ન હોય, વિવેકાવિવેકની શક્તિરહિત હોય, બેકદર હોય અથવા તો શિક્ષકના ધંધાને માટે નાલાયક હોય તે શિક્ષક પાસેથી પણ વિદ્યાર્થીનું બાલમન ભાગવાના પ્રયત્ન કરે છે.

કરે છે. પરંતુ એ તેના સ્વભાવનો દોષ નથી જ. એ તો એના શરીરબંધારણનો દોષ છે.

૩ બ્હીક-વિદ્યાર્થી શિક્ષકથી બ્હીતો હોય છે ત્યારે પણ એવા સંજોગો ઉભા થાય છે કે જે વખતે શિક્ષક તેને હઠીલો ગણી કાઢે.

બ્હીક એ બહુજ ખરાબ વસ્તુ છે. એ વિદ્યાર્થીની શારીરિક તેમજ માનસિક શક્તિઓનો હ્રાસ કરે છે.

આવા બધા સંજોગોમાં વિદ્યાર્થીને હઠીલો ગણીને શિક્ષકે કંઇ પણ પગલાં લેવાં નહિ. વિદ્યાર્થીની આવી સ્થિતિ તો ખરેખર દયાપાત્ર જ ગણાય. તેવા વખતમાં તો તેને સહાય કરવી ઘટે, તેના તરફ સહાનુભૂતિ જ રાખવી ઘટે.

હવે, વિદ્યાર્થી ખરેખર ક્યારે હઠીલો થાય છે તે આપણે જોઇએ.

૧ શિક્ષક વિદ્યાર્થી તરફ બહુ જ કડક અને અસભ્ય વર્તન રાખતો હોય છે ત્યારે. ઘણા શિક્ષકોને એવી કુટેવ હોય છે કે વિનાકારણ તે વિદ્યાર્થીને વર્ગમાં મ્હેણાં માર્યા કરે છે અથવા તો ચીડવ્યા કરે છે! વિદ્યાર્થીને ન આવડતું હોય અથવા તો તોફાની હોય ત્યારે કુશિક્ષક આડું અવળું એવું બોલે છે કે જેથી વિદ્યાર્થી સ્હેજે ચીડાય. આવે વખતે વિદ્યાર્થી હઠ પકડે ખરો.

૨ જે વિદ્યાર્થીમાં ખોટું અભિમાન તથા પોતાની શક્તિ માટેના ખોટા ખ્યાલો ઘુસી ગયા હોય તેવો વિદ્યાર્થી સ્હેજે હઠીલો થઈ શકે છે. આવા સંજોગોમાં વિદ્યાર્થીના મનની નબળાઇ એજ હઠીલાઈનું કારણ થઇ પડે છે.

૩ કેટલાએક વિદ્યાર્થીઓ સ્વભાવે જ દુર્ગુણી હોય છે. તેઓ એમ કરવામાં આનંદ માને છે. એવા દુર્ગુણી વિદ્યાર્થીઓમાં જ્યારે હઠીલાઈ ભળે છે ત્યારે તો હદ વળે છે. એવો વિદ્યાર્થી અનીતિને માર્ગે એકદમ ચડી જાય છે. કંઇ પણ કારણ ઉભું થયું ન હોય છતાં આવો વિદ્યાર્થી માત્ર તોફાન કરવાની ખાતર જ હઠીલાઈ કરે છે.

હવે આવા હઠીલાઈના પ્રસંગોમાં શા ઉપાયો લેવા તે આપણે જોઇએ.

૧ પહેલા પ્રસંગમાં તો શિક્ષક પોતેજ દોષિત ગણાય. શિક્ષકે પહેલાં તો પોતાની જાતને જ સુધારવી અને પછી જ વિદ્યાર્થીને સુધારવાનો વિચાર કરવો.

૨ બીજા પ્રકારના વિદ્યાર્થીને માટે એક જ ઉપાય છે. કોઇ પણ ઉપાયે તેને બતાવી આપવું જોઇએ કે તેનું અભિમાન નકામું છે તથા પોતાની શક્તિ વિશેના તેના ખ્યાલો ખોટા અને વધારે પડતા છે. તે વિદ્યાર્થીના મિત્રો મારફતે તથા પ્રસંગોપાત શિક્ષક પણ-જરા દરકાર અને બુદ્ધિ વાપરે તો—આ કામ કરી શકે.

૩ ત્રીજા પ્રકારના વિદ્યાર્થી માટેના ઉપાયો ખરેખર અઘરા જ ગણાય, છતાં કુશળ શિક્ષક નીચેના ઉપાયો અજમાવે તો જરૂર ફાવે.

૧ શારીરિક શિક્ષા કરવા લલચાવું નહિ.

૨ વિદ્યાર્થીમાં અવિશ્વાસ રાખવો નહિ.

૩ ઘણા શિક્ષકો એવા વિદ્યાર્થી સામે મનુષ્ય નબળાઈ અનુસાર અંગત વેર રાખતા હોય છે; આથી ચેતતા રહેવું. જાણેઅજાણે પણ એવી બાબતોમાં જાતને આડે આવવા દેવી જ નહિ.

૪ વિદ્યાર્થીની સાથે વાદવિવાદમાં તથા ચર્ચામાં કદિ પણ ઉતરવું નહિ.

૫ તેના તરફ હંમેશાં પ્રેમ અને સહાનુભૂતિ રાખવાં. પ્રેમથી આવા વિદ્યાર્થીને પણ સુધારી શકાય છે અને સાચે માર્ગે દોરી શકાય છે.

## નિર્દયતા

કેટલાએક સંજોગોને લીધે નિર્દયતા એ કેટલાક વિદ્યાર્થીઓમાં સ્વભાવ થઇ પડયો હોય છે. તેવા વિદ્યાર્થીની ઉંમર તેમજ અનુભવના પ્રમાણમાં વિચારશક્તિ ઓછી હોવાથી આવી જાતનો દુષ્ટ મનોવિકાર તેમનામાં વધ્યેજ જાય છે. ઘણી વખત અજ્ઞાનને લીધે પણ વિદ્યાર્થી નિર્દય બને છે. મેં એક વિદ્યાર્થીને વર્ગમાં, વર્ગ ચાલતો હતો તે દરમ્યાન માખી મારતો જોયો હતો! આમાં મોટે ભાગે એનું અજ્ઞાન જ કારણભૂત હોય છે. માખી મારવામાં એને નિર્દયતા નહોતી જ ભાસી, કારણ કે એને નિર્દયતાનો ખ્યાલ નહોતો. આ-

બીજી રીતે વર્ગમાં એક બીજાની સાથે કંઇ પણ કારણસર સહેજ પણ વિરોધ થાય કે પછી એ વિદ્યાર્થીને એવા વિરોધને પરિણામે નિર્દય બની જતાં વાર લાગતી નથી. કોઇ પણ કારણ મળ્યું (પછી તે સાચું હોય કે કલ્પિત હોય) કે તુરતજ તેનામાં 'ક્રોધ' જાગે છે અને ક્રોધમાંથી નિર્દયતા તો તુરત જ જન્મી શકે છે. લાગ શોધીને એવો વિદ્યાર્થી તેના વિરોધી સાથીને ધુસ્સોપાટુ કે તમાચો લગાવી દેતાં વાર લગાડતો નથી.

આવી રીતે નિર્દયતા વાપરનાર વિદ્યાર્થી મોટપણે વધારે નિર્દય બને છે. શિક્ષક આવી બાબતો તરફ આંખમીંચામણાં કરે તે પાલવેજ નહિ. શિક્ષક પ્રસંગો શોધીને આવા દુષ્ટ મનોવિકારને દબાવતાં વિદ્યાર્થીને શીખવવું જોઇએ. વિનાકારણ માખી મારનાર વિદ્યાર્થીને સમજાવવું જોઇએ કે પોતાના હાથ ઉપર ટાંકણીની અણી જ માત્ર અડકાડવાથી કેટલું દુઃખ થાય છે! પરંતુ આવી બાબતોમાં જો શિક્ષક પોતેજ વિવેકશૂન્ય હોય તો માત્ર દાખલાદૃષ્ટાન્તથી કાંઇ વળે નહિ. હૃદયશૂન્ય દાખલાદૃષ્ટાન્તથી કશું વળે નહિ. હૃદયશૂન્ય દાખલા તો કાનની સપાટી ઉપરથી સરી પડે છે. શિક્ષક પોતે જ હૃદયથી આવી નિર્દયતા ધિક્કારતો હોવો જોઇએ.

ઘણી વખત ઘરના તેમજ નિશાળના કડક અને નિર્દય કાયદાઓ–નિયમો–વિદ્યાર્થીને નિર્દય બનાવી દે છે. ઘણા માબાપો તેમજ શિક્ષકો પોતાના બાળકોને વિનાકરણ વઢયા કરે છે તેમજ માર્યા કરે છે. આને પરિણામે બાલક–વિદ્યાર્થી પોતેજ નિર્દય થઇ જાય છે. જે ઘરમાં કે નિશાળમાં મારવામાં આવે છે તે નિશાળ કે ઘરમાં વિદ્યાર્થી નિર્દય હોવાના સેંકડે નવાણું ટકા દાખલાઓ બને છે. વિદ્યાર્થીઓ એક બીજાને ચાહી શકતા નથી પરંતુ એક બીજાને ધિક્કારતા હોય છે તેમ જ એકબીજા પ્રત્યે નિર્દય વર્તન ચલાવતા હોય છે. એવી શાળા કે એવા ઘરમાં વિદ્યાર્થીને તેના સાથી કે ભાંડુ તરફ નિર્દય થતાં વાર જ લાગતી નથી. સામાન્ય પ્રસંગોમાં પણ સ્વાર્થની ખાતર તેમ જ એવા બીજા નજીવા કારણસર એ પોતાના ભાંડુ તરફ–ગોઠીઆ તરફ–નિર્દય અને નિર્ઘૃણ થઈ જાય છે અને તેને મારે છે તેમ જ નુકસાન પણ કરે છે. શિક્ષકોએ સમજવું જોઇએ કે વારંવાર ઠપકો આપવાને લીધે કે શિક્ષા કરવાને લીધે વિદ્યાર્થીમાં નિર્દયતા જેવો મોટો દુર્ગુણ ઉત્પન્ન થાય છે અને પરિણામે તેમને તેમ જ વિદ્યાર્થીને પણ અહિતકર નીવડે છે. વિદ્યાર્થીને નિર્દય નહિ થવા દેવાનો એક અદ્‌ભુત રાજમાર્ગ છે. અને તે પ્રેમ. વિદ્યાર્થીને પ્રેમના પાઠ ભણાવવાથી એટલે કે તેના તરફ નિર્મળ અને વિશુદ્ધ પ્રેમ દાખવવાથી વિદ્યાર્થી અન્યને વ્હાલો થઈ જાય છે. પ્રેમ એક એવી અદ્‌ભુત ઔષધિ છે કે તે બીજાનું સારૂં જ કરવા તરફ મનુષ્યને પ્રેરે છે, એટલુંજ નહિ પરંતુ બીજાને માટે પોતાની જાત ઉપર કષ્ટો સહન કરવાનું બળ આપે છે. પરિણામે, પ્રેમ આપનાર તેમજ લેનાર બંને વિશુદ્ધ બને છે. પોતાનો કર્તવ્યપથ સરલ કરનાર આવા જાદુઈ પ્રેમનો શિક્ષકે શા માટે નિરાદર કરવો જોઈએ ?

નિર્દય બનવાનું બીજું પણ એક કારણ છે. દરેક શાળા કે ઘરમાં કંઈને કંઇ રમતો તો હોય છે જ. આવી રમતો ઉપર શિક્ષક અથવા તો માબાપ જો ઘટતું ધ્યાન આપે નહિ અથવા તો રમતોની પસંદગી કરવામાં બેદરકાર રહે તો વિદ્યાર્થીમાં નિર્દયતાનાં બીજ અજાણપણે પણ રોપાયાં જાય છે. ગંજીફો, સોગઠાબાજી, લખોટા, કોડી વગેરે જાતની રમતો એવા પ્રકારની છે કે જેમાંથી બીજા તરફ એક પ્રકારનું વૈર બંધાતા વાર લાગે નહિ. રમતોની પસંદગી ઉપર તેમ જ જે રમતો રમાય તેના ઉપર સારી રીતે દેખરેખ રખાવી જોઇએ; અને આવી રમતો માત્ર વિનોદ અર્થે અથવા તો શરીરના વિકાસ અર્થેજ હોય અને તેમાંથી ચડસાચડસી કે બદલો વાળવાની વૃત્તિ જાગે એવું ન હોય એ તરફ બરાબર ધ્યાન રખાવું જોઈએ. અલબત્ત, રમતો તો જોઇએ જ પરંતુ એવી રમતો, ઉપર કહ્યું તેમ પસંદ કરેલી હોવી જોઈએ અને તેમના ઉપર દેખરેખ પણ કડક જ જોઇએ. જો આ બે બાબત ઉપર બરાબર ધ્યાન રાખવામાં આવે તો વિદ્યાર્થીમાં તેના અસદ્ અંશો પેસવા પામે નહિ અને નિર્દયતા જેવો દુર્ગુણ પણ જન્મે નહિ.

ઘણી વખત શાળાઓમાં જૂદી જૂદી જાતની રમતોની હરિફાઈ કરવામાં આવે છે. આવી હરિફાઇમાંથી પણ નિર્દય વૃત્તિ જન્મે છે. માટે એવી રમતોની હરિફાઈ સર્વાંશે બંધ કરવીજ જોઇએ. અગાઉના વખતમાં

જૂદા જૂદા પ્રાણીઓની સાઠમારીની રમતો જાહેરમાં કરવામાં આવતી હતી. પરિણામે માણસોમાંથી દયાનો અંશ ઓછો થતો અને પોતાના સ્વાર્થની ખાતર બીજાને મારવું કે નુકસાન કરવું તેમાં માણસ જરા પણ આંચકો ખાતો નહિ. સુભાગ્યે એવી જાહેર રમતો તો હવે બંધ થઇ ગઇ છે, પરંતુ શાળાઓમાં હજી પણ જૂદી જૂદી જાતની જાહેર રમતો અને હરિફાઇઓ માટે જે અનેક કાર્યક્રમો વારંવાર ગોઠવવામાં આવે છે તે હવે બંધ થઇ જવાં જોઇએ. વિદેશી રમતોમાં ક્રીકેટમેચ એ પણ એક એવો જ પ્રકાર છે. સામસામા પક્ષમાં એમ કરીને સૂક્ષ્મપણે પણ વેરનાં અને બદલાનાં બીજો રોપાય છે કે જેમાંથી વિદ્યાર્થીના ભાવી જીવનમાં નિર્દયતા રૂપી વૃક્ષો ઉગી નીકળે છે. એવી રમતો તેમજ હરિફાઇઓ બીજી અનેક ગણાવી શકાય. ટૂંકમાં જે રમતોમાંથી વેર કે બદલાના વિચાર જાગે તે રમતોની હરિફાઇઓ શાળાઓમાંથી એકદમ બંધ થઇ જવા જોઇએ.

વિદ્યાર્થીમાં નિર્દયતા ઉત્પન્ન થવાના એક મહત્વના કારણ તરફ હવે આપણે નજર નાંખીએ. ઘણી વખત શિક્ષક પોતે બહુ જ મિજાજી અને ચીડીઆ સ્વભાવનો હોય છે. એવા શિક્ષકના પરિચયમાં લાંબો વખત રહેનાર વિદ્યાર્થી સમય જતાં, મિજાજીપણા અને ચીડીઆપણાને પરિણામે નિર્દય બને છે, એટલુંજ નહિ પરંતુ બીજા પણ અનેક દુર્ગુણો સંઘરવા લાગે છે. 'ફીમ' નામના અંગ્રેજ ગ્રંથકારનું એક વાક્ય અહીં ટાંકું તો મારા કથનનું બરાબર સમર્થન થશે:-

" A boy compelled for 5½ hours a day to see the countenance and hear the voice of a fretful, unkind, hard and passionate man, is placed in the school of vice."

એવા ચીડીઆ અને મિજાજી શિક્ષક પાસે ભણતા વિદ્યાર્થીઓ અનેક દુર્ગુણોના ભોગ થઇ પડે તો તેમાં નવાઇ નહીં. આનો તો માત્ર એક જ ઉપાય છે. એવા શિક્ષકે શિક્ષકનો ધંધો સમાજના ભલાની ખાતર છોડી દેવો.

જ્યેષ્ઠ, ૧૯૭૮.
દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન,
ભાવનગર.

હરિશંકર ત્રિવેદી

# જરથુશ્ત્ર

## એ નામનો અર્થ

[ હિંદુસ્તાનના સર્વ ધર્મો સબંધી માહિતી આપવી એવો અમારો પહેલેથી જ ઉદ્દેશ હતો. અત્યારે હિંદુસ્તાનની સમગ્ર પ્રજા સર્વધર્મોના મુદ્દાના વિચારો જાણવા અને ઉદારતાથી સમજવા આતુર છે એમ ઘણા વખતથી અમારૂં માનવું છે. માત્ર લેખકોને અભાવે તે અટકેલું હતું. આથી ભાઈ છગનલાલ યોગી અને આ લેખના લેખક ભાઈ નરીમાન ગોળવાળા જેવા સર્વધર્મના લેખકોને આવી રીતે યુગધર્મમાં લેખ લખવા અમે હૃદયપૂર્વક આમંત્રણ આપીએ છીએ. **તંત્રી.**]

"યુગધર્મ"ના માહ માસના અંકમાં પારસીઓના પએગમ્બર વિષે જે લેખ લખાયો છે તેમાં નામોના ખરા ઉચ્ચારો અને થોડી હેરફેર વિગતો રજુ કરવાની હું પરવાનગી લઉં છું.

### પએગમ્બરના નામની ખરી જોડણી

"જરથુશ્ત્ર" ( અવસ્તા મુજબ ) છે. એ નામના ઘણા અર્થ થાય છે. અને ત્રણ રજુ કરૂં છું:

૧. જર=સોનું+થુશ્ત્ર=તારો: જરથુશ્ત્ર=સોનેરી તારો.

૨. જર=સોનું+થુશ્ત્ર=ઘડનાર: જરથુશ્ત્ર=સોની.

૩. જરથ=દિલગુર્દો+ઉશ્ત્ર=ઉત્તમ: જરથુશ્ત્ર એટલે ઉમદા દિલગુર્દાવાળો.

એમનો જન્મ* "રગે" નામના શહેરમાં થયો હતો. અવસ્તામાં એ શહેરનું નામ "રઘ" મળે છે. ઈરાનની રાજ્યધાની તેહરાનની આસપાસ એ નામનું ગામડું ખંડિયેર હાલતમાં આજે પણ જણાય છે. લેખકે 'અદર-બઇજાં' નામ લખ્યું છે તે "આજરબાઇજાન" જોઇએ.

પએગમ્બરની માતાનું નામ "દોગ્દો" મળે છે. જરથુશ્ત્ર સાહેબ એક વાર પરણ્યા હતા. લેખકે ત્રણ વાર લખ્યું છે એ ખરૂં–હ્વોવી, શાહઝન અને ચકઝન એવાં નામ મળે છે. પણ અવસ્તામાં ક્યાંયે હ્વોવી સિવાય બીજાં નામ મળતાં નથી. ફ્રવરદીન યશ્તમાં નીચલો ઉલ્લેખ છે:

**હ્વોવ્યાઓ અપઓન્યાઓ ફ્રવષીમ્ યઝમઇદે;**
**ફ્રેન્યાઓ અપઓન્યાઓ ફ્રવષીમ્ યઝમઇદે;**
**થ્રિત્યાઓ અપઓન્યાઓ ફ્રવષીમ્ યઝમઇદે;**
**પોઉરૂચિસ્તયાઓ અપઓન્યાઓ ફ્રવષીમ્ યઝમઇદે.**

### અર્થ

અશો હવોવીનાં ફ્રેોહરને અમો માન સાથ યાદ કરીએ છીએ; અશો ફ્રેનીનાં ફ્રેોહરને અમો માન સાથ યાદ કરીએ છીએ; અશો થ્રિતિનાં ફ્રેોહરને અમો માન સાથ યાદ કરીએ છીએ; અશો પોઉરૂચિસ્તનાં ફ્રેોહ-રને અમો માન સાથ યાદ કરીએ છીએ. ( કાંગા )

આ પરથી જણાશે કે હ્વોવી સિવાય કોઇ બીજી પત્નિઓનાં નામ અવસ્તામાં યાદ કરાયાં નથી. એવું હને તો દીકરીઓ સાથે તેઓને પણ યાદ કરવામાં આવ્યાં હતે. ફ્રેની, થ્રિતી, પોઉરૂચિસ્ત એ જરથુશ્ત્રની ત્રણ દીકરીઓ છે. ઇસ્તવાસ્ત્ર, ઉર્વતન્તર, અને હ્વરે-ચથ્ર એ એમના ત્રણ બેટાઓનાં નામ ..

* પએગમ્બર જરથુશ્ત્રનો જન્મ પારસી તિથિ મુજબ રોજ, ખોરદાદ માસ ફરવરદીન યાને ખોરદાદ સાલને દિને થએલ છે. અંગ્રેજી તારીખ મુજબ એ દિવસ આ વર્ષે ૧૪મી સપ્ટેંબર ૧૯૨૪ ને દિને આવે છે. અને એ તારીખ મુજબ એમના મરણનો દિવસ ૧૬ મી જુને પડે છે.

**પએગમ્બરના આગમન માટે કુદરતની ખુશાલી**

જરથુસ્ત્રના જન્મથી કુદરત કેટલી ખુશાલ થઇ તે ફરવરદીન યશ્ત પરથી જણાય છે. એમાં લખ્યું છે:

**જરથુશ્ત્રહે સ્પિતામહે ઝંથ્ર અપઓનો અ-પીમ્ચ ક્ષ્વપીમ્ચ યજઅઇંદ. યેહે જાંથએચ વક્ષએચ ઉર્વાસેન આપો ઉર્વરઓસ્ચ, યેહે જાંથએચ વક્ષએચ ઉક્ષિન આપો ઉર્વરઓસ્ચ, યેહે જાંથએચ વક્ષએચ ઉશ્તતાતેમ નિઅવન્ત વીસ્પાઓ સ્પેન્તો દાતાઓ દામાન, ઉશ્ત નો જાતો આથ્રવ યો સ્પિતામો જરથુશ્ત્રો.**

ભાવાર્થ

તેમાજ તને અએ પેદાયશના પિતા અહુરમઝ્દ! આ ફાની જિંદગી જોગવવામાં અમારી રાહનુમાઇ કરવા માટે પવિત્ર અને ગાલેચ ક્ષ્વપીવાળા નેકબ્ખ્ત જરથુસ્ત્રને તેં જન્મ આપ્યો છે. પોઉરૂશસ્પ સમાન બખ્તાવર પિતાના મકાનમાં પ્રકટ થએલી આ ઈશ્વરી રોશની, ગુમરાહી અને ગુનેહગારીના અંધકાર સામે માણસને સદા ગેબી રક્ષણ આપે છે. એવા એક મહાન આત્મા-એ ખાકી દેહ ધારણ કરતાં જ સ્પેનામિનોની ભલી પેદાયશોમાં સઘળે ઠેકાણે આનંદ વ્યાપી રહ્યો; જગતનું જિગર નવી ખુશાલીના જોશદાર ઉભરાથી ઉભરાવા લાગ્યું; પોતાનાં પાંદડાંદાર હાથો આસ્માન તરફ ઉચકનાર સરોવર અને ચિનારના બુલંદ દરખ્તો (ઝાડો), તેમજ જમીનની માટીવાળી સાદી સપાટીને લીલો લેબાસ આપનાર નકેશ ઘાસનાં તણખલાં, વોઉરૂકશ દરિયાના ઉભાણ થતા ભારે મોજા તેમ જ દરેક નદીની કાંકરીવાળી સપાટી ઉપરથી મધુર કલકલ અવાજે પસાર થતી પાણીની નાજુક ધારા, બરફના સફેદ અસ્તરથી સજ્જ થએલા શિખરવાળો રાક્ષસી અલબુર્ઝ, તથા મૂર્ખાઇના મેદાનમાંથી રસ્તો લેતા પવનની પીઠ ઉપર નાચતી રેતીની રજકણ્ઓ સઘળાં, અએ કુદરતના કર્તા! ત્હારા નવા પએગમ્બરની ખુશ પધરામણીને ખુશાલીના અવાજે વધાવી લે છે અને 'ભલે જન્મ્યા અમારે માટે અશો જરથુસ્ત્ર જેવા આથ્રવન' એવા એક અવાજે ઉચ્ચારેલા નાદોથી આસપાસની હવાને તર કરે છે.

નદીનું નામ " દાઇતિ " છે-દૈત્યા નહિ.

" અંશસ્પંદો " એ ખરો શબ્દ નથી. "અમશાસ્પંદો " જોઈએ.

" આર્તવિહિષ્ટ"-અવસ્તા મુજબ ખરો શબ્દ " આપવહિસ્ત " છે. ચાલુ વપરાસમાં " અર્દીબેહસ્ત" બોલાય છે.

જમાસ્પ એ શાહ ગુશતાસ્પનો વઝીર હતો. એણે પોતાની કોઇ પણ બેટી જરથુસ્ત્રને આપી નહોતી. પણ એના ભાઈ ફ્રશોસ્તરે પોતાની દીકરી હ્વોવીને જરથુસ્ત્ર જોડે પરણાવી હતી. આ બંને ભાઇઓ તે વેળાના ધનવાન પુરુષો હતા અને પોતાની બાહોશીથી શાહી દરબારમાં પગપેસારો કરી શકયા હતા. ન્હાનો ભાઈ જમાસ્પ તો *પ્રધાનપદે પૂગી જઇ રાજ્યનો કર્તાહર્તા થઇ ગયો હતો.* પાછળથી જરથુસ્ત્રનો એ અનુયાયી થઇ એમનો જમણો હાથ થઇ પડયો હતો. એને નીતિમાન અને સદ્ગુણી જોઈ જરથુસ્ત્રે પોતાની બેટી પોઉરૂચિસ્ત એની જોડે પરણાવી હતી. એ બાબતનો ઉલ્લેખ ગાથામાં કરેલો છે.

અશો જરથુસ્ત્રને મારી નાંખવાનો દુ:ખદ બનાવ ઇ. સ. પૂર્વે ૫૮૩માં બન્યો એમ ભાઈ છગનલાલ ગેબી જણાવે છે. આ અમુક સાલ ખાત્રીપૂર્વક કહી શકાય નહિ. કારણ કે એમના જમાના માટે ઘણા મતભેદ છે. સ્વ. લોકમાન્ય તિલક મુજબ અશો જરથુસ્ત્ર ઈ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ પર થઈ ગયા. જુદા જુદા અભ્યાસીઓ એમનો જમાનો ઇ. સ. પૂર્વે ૨૫૦૦ વર્ષ પર મૂકે છે. આ તકરારી સવાલ છે. એ માટે અત્રે ચૂંથણ કરવાની જરૂર નથી.

"અશો જરથુસ્ત્રનું બળવાન શસ્ત્ર"

જ્યારે જરથુસ્ત્ર ધર્મોપદેશ કરવાને બહાર પડયા ત્યારે આહરિમને તેમના માર્ગમાં લાલચો મેલી તેમને ફોસલાવવા માંડયા. ગૌતમ બુદ્ધમાં જે "માર"નું વર્ણન છે તે જ આ " આહરિમન." આહરિમન જરથુસ્ત્રને માયામાં સપડાવવા માગે છે. જરથુસ્ત્ર સપડાતા નથી. ભાઈ છગનલાલ જણાવે છે કે તેઓ એ આહરિમન સાથે યુદ્ધ કરે છે અને તેને નસાડી મેલે છે. આ યુદ્ધ કયા હથિયારે થયું તે જણાવવામાં આવ્યું નથી., એટલે અત્રે તેનો ખુલાસો કરીશ.

આહરિમને તેમને ઘણી લાલચ આપવા માંડી.

ખુદાઇ માર્ગ છોડી જવા કહ્યું. તેમને તેણે દુનિયાની દોલત આપવા માંડી. દેશની પાદશાહી તેમના પગ આગળ મૂકી. પણ અશો જરથુસ્ત્ર ડગ્યા નહિ. દુન્યવી પાદશાહી, લાલચ અને લોભને ઠોકરે મારી તેઓ બોલ્યા કે " મ્હારો જાન જાય, મ્હારા શરીરના ટુકડા થાય, મ્હારાં હાડકાંઓનો ચૂરેચૂરો થાય તોય હું આ ઇશ્વરી માર્ગ તજીશ નહિ. ત્હારી સામે લડીશ અને ત્હારી બનાવેલી ચીજોનો નાશ કરીશ. "

બદખસલતનો એ અકોમન અસુર તેમને પૂછે છે કે " જરથુસ્ત્ર, તું મ્હારી સાથ કેમ લડશે ? ક્યાં છે ત્હારાં હથિયારો ? ત્હારી પાસે તો શસ્ત્ર નથી. એ વિના તું શું કરીશ? તું કેમ લડીશ ? "

જરથુસ્ત્ર જવાબ આપે છે કે " ત્હારાં જેવાં શસ્ત્રો મ્હારી પાસે નથી. ત્હારાં જેવાં હથિયાર હું ધરાવતો નથી. મ્હારાં શસ્ત્ર આગળ ત્હારાં શસ્ત્રો કશાંએ કામનાં નથી. એ શસ્ત્ર વડે હું લડીશ. એ શસ્ત્ર વડે હું ત્હારો નાશ કરીશ. ઇશ્વર તરફથી મળેલો ઉમદા કલામ એ મ્હારૂં શસ્ત્ર છે. એનું નામ ' અહુનવર ' છે. "

આ કલામનું નામ સાંભળતાં તે અસુર ધ્રૂજવા લાગ્યો. જરથુસ્ત્રે જ્યારે એ કલામ ભણવા માંડ્યો ત્યારે તે અસુર ગભરાયો અને દહેશત ખાઇ નાસી ગયો.

અષોઇ ( Righteousness ) એ જરથુસ્ત્રના ધર્મનો સંદેશ છે. મનશ્ની, ગવશ્ની, કુનશ્ની–મને, વચને અને કર્મે નેક જિંદગી ગાળવી એ એ ધર્મનો પાયો છે. માનવીને ફસાવનારા તમામ અસુરો સાથે અસહકાર કરી તેમને જીતવા એ જરથુસ્ત્રના ધર્મનું ફરમાન છે. હજારો હજારો વર્ષ થઇ ગયાં છતાં આજે એ ધર્મ હજી હૈયાત છે. જગતમાં દુઃખો એ ધર્મના અનુયાયીઓ પર પડયાં. સઘળું ગયું; રાજ્ય ગયું, તાજ ગયું; દેશ ખોયો, વંશ ખોયો. એક ધર્મ રહ્યો; એક લાખની ન્હાની જેવી સંખ્યામાં આવી અટક્યો. ધર્મની સાદાઈ અને ધર્મનું વ્હેવારૂપણું એને આભારી છે. એક વિદ્વાન મુજબ દૂરબીનની શોધો થાય, ગુરૂત્વાકર્ષણના કાયદાઓ જાહેર થાય કે વિજ્ઞાનની અવનવી શોધો થાય તો તેથી એક પારસીને પોતાના ધર્મના યકીનમાં ડામાડોળ થવા માટે કશી ચિંતા રહેશે નહિ, એટલો એ ધર્મ વ્હેવારૂ છે. આભાર ઇશ્વરનો! નેમાજ હોજો એ મહાન પયગમ્બરને!

કરાંચી, ફાગણ શુદ ૩, ગાંધીસને ૪. } નરીમાન સોરાબજી ગોળવાળા

# કાળીપરજ કે રાનીપરજ ?

ખાનદેશ, સુરત તથા નવસારી જીલ્લાની કાળીપરજ કહેવાતી કોમની શી સ્થિતિ છે તે સામાન્ય પ્રજાવર્ગ જાણતો નથી. 'માતા'ની આજ્ઞાથી જે જાગૃતિ થઈ અને ગામેગામ આત્મશુદ્ધિનો ઉપદેશ થયો એ હકીકત સત્ય હતી કે કેવળ જુઠ્ઠાણું અને ધતીંગ હતાં એવો પ્રશ્ન પૂછવામાં આવે છે. આત્મશુદ્ધિના ઉપદેશને લીધે લાખો લોકોએ શારીરિક શુદ્ધિને માટે ન્હાવાધોવાનું શરૂ કર્યું, માંસાહાર છોડી દીધો અને દારૂતાડી પીવાનું મુકી દીધું એ સર્વ કોઇ કબૂલ કરે છે. સ્વાર્થી અને નીચ રાક્ષસોના પ્રયાસને લીધે કેટલાક કાળીપરજ ફરીને દારૂતાડી પીતા થયા છે એ પણ તદ્દન ખરૂં છે. પણ કાળીપરજમાં જે ચમત્કારપૂર્ણ જાગૃતિ થઈ તેનું રહસ્ય ઘણાજ થોડા લોકો સમજે છે. અસહકારની ચળવળથી ગભરાતા ડરકણ લોકો એમ માને છે કે સફેદ ટોપીવાળા ચળવળીઆઓને લીધેજ આ ખોટો ખળભળાટ થઇ રહ્યો છે. જે ઉજળીઆત વર્ગ કાળીપરજની જમીન લુચ્ચાઇથી છીનવી બેઠો છે તે ચોક્કસ માને છે કે આ ચળવળ મારફત ખેડુત લોક બંડ કરવાની તૈયારી કરી રહ્યા છે.

ઉભાણુ થતા ભારે મોંઝે મારની બ્હીકથી મજુરી કરાવનાર

ની સપાટી ઉપરથી મધુર કલકલ આ ચળવળ માત્ર મજુરી

પાણીની નાજુક ધારા, બરફના સફેદ અસ્તરથી સજ્જ માન્‌

થએલા શિખરવાળો રાક્ષસી અલ્બૂર્જ, તથા મુર્ગાબના મેદાનમાંથી રસ્તો લેતા પવનની પીઠ ઉપર નાચતી રેતીની રજકણ—એ સઘળાં, અય્ કુદરતના કર્તા ! ત્હારા નવા પએગમ્બરની ખુશ પધરામણીને ખુશાલીના અવાજે વધાવી લે છે અને 'ભલે જન્મ્યા અમારે માટે અશો જરથુસ્ત્ર જેવા આથ્રવન' એવા એક અવાજે ઉચ્ચારેલા નાદોથી આસપાસની હવાને તર કરે છે.

નદીનું નામ "દાઇતિ" છે—દૈત્યા નહિ.

પણ ઈશ્વરના દરબારમાં ન્યાય મળે છે અને મોડોવહેલો પણ સત્યનેજ વિજય મળે છે. કાળીપરજનો પ્રશ્ન આજે હિંદી જનસમાજ સમક્ષ ખડો થયો છે. ગુજરાતની પ્રજા આંખ આડા કાન કરી શકતી નથી. બ્રિટિશ ગુજરાતના તેમજ વડોદરા, રાજપીપળા, વાંસદા તથા ધરમપુરના કાળીપરજ જંગલી અજ્ઞાન સ્થિતિમાં પડી રહેવાના નથી. જો હિંદુઓ તેમને બચાવી નહીં લે તો મુસલમાન તથા ખ્રિસ્તીઓ તેમને વટાળવા માટે ટાંપી રહ્યા છે. પણ કાળીપરજનું વલણ હિંદુ સંસ્કૃતિ તરફ છે, તેમની રગોમાં હિંદુ લોહી રેડાયું છે. ચોધરાન જુવાન મર્દો કેવળ રજપૂત જેવા જણાય છે. તેમની ઉન્નતિ તરફ ગુજરાતના આગેવાનો, સમાજસેવકો ધર્માચાર્યો જરા નજર નાંખશે કે નહીં ?

કાળીપરજની ચળવળનું ખરૂં રહસ્ય નીચે લખેલ હકીકત ઉપરથી ઠીક સમજી શકાશે.

## કાળીપરજમાં નવચેતન

૧. વાંકળના રાની પ્રદેશમાં કાળીપરજના લોકોને ભેગા કરી, તેમની હકીકત જાણી લઈ, દારૂનિષેધના ત્યારે આહરિમ લગભગ બે કલાક સુધી વિવેચન થયાં હતાં. ફોસલાવવા માંડયા.૮ તથા સભામાં ખમેલા તાપ, ધૂળ ને છે તે જ આ "આફતાળીને હું ફરવા નીકળી ગયો. ગામની માયામાં સપડાવવા માગે, સાંજના વખતે ત્યાં જરા વાઘનો ભાઈ છગનલાલ જણાવે ઓળંગીને સામે કાંઠે અમે ફરતા સાથે યુદ્ધ કરે છે અને તેને ગીતનો અવાજ સંભળાયો. કાળીકયા હથિયારે થયું તે જાણવો શોખ છે પણ કંઠસ્થ સંગીત અત્રે તેનો ખુલાસો કરીશ, અવાજથી દોરાઇને અમે આગળ

આહરિમને તેમને ધણજનું એક ઝુંપડું આવ્યું. અને

અને જોયું તો આશરે દશબાર

માણસોનું કુંડાળું એક ઘીના દીવાની આસપાસ બેસીને પ્રાર્થના કરતું હતું. એક થોડું ભણેલો માણસ સાદું ભજન વાંચતો હતો અને બીજા તેને ઝીલતાં હતાં. આ મંડળી પોતાની પ્રાર્થનામાં એટલી તલ્લીન થઇ ગઇ હતી કે અમારા જેવા અપરિચિત ઉજળીઆત (તેમાં એક ભાઈ તો ખાદી કોટપાટલુનમાં હતા,) આવ્યા તે તરફ જોયું પણ નહીં. પ્રાર્થના પૂરી થઈ એટલે સૌ ઉભા થયા અને છોકરાઓએ પોતાના વડીલોને નમસ્કાર કર્યા અને પછી માંહોમાંહે દરેકે નમસ્કાર કર્યો. દરેકના ચ્હેરા ઉપર અવર્ણનીય ગંભીરતા તથા બેહદ શ્રદ્ધાનાં ચિન્હ સ્પષ્ટ દેખાતાં હતાં. અમને જોઈને તેમણે આવકાર આપ્યો, અને અમારા પ્રશ્નના જવાબમાં જણાવ્યું કે "અમે ગરીબ અજ્ઞાન પ્રજા બીજું કાંઇ સમજતા નથી. અત્યાર સુધી અજ્ઞાનના અંધકારને લીધે અમે દારૂ-તાડીમાં સડી રહ્યા હતા, અમારામાં માણસાઇનાં ચિન્હ નહોતાં. ઈશ્વરકૃપાથી, માતાની આજ્ઞાથી, આજે અમે સમજતા થયા છીએ. હજી અમે ગરીબ છીએ પણ જે માણસોની આંખ ઉઘડી ગઈ છે તે ફરીને કદી દારૂ નહીં પીએ, કદી જનાવર જેવું જીવન ગાળવાને તૈયાર નહીં થાય."

આ દૃશ્ય તદ્દન અચાનક જોવામાં આવેલું; જો પહેલેથી તૈયારી કરી હોત તો તેમના હૃદયનો ખરો ભાવ જોઇ શકત જ નહીં. અમારાં હૃદય પીગળી ગયાં. આ બીચારા જંગલમાં રહેતા માણસોને પોતાનું મનુષ્યત્વ ખીલવવાનો પ્રસંગ શી રીતે મળે? ઉજળીઆતના સમાગમમાં તેમને ગાળ તથા મારનો જ અનુભવ મળેલો હતો–હજી પણ મળતો હશે. એમના તરફ ભ્રાતૃભાવ કે સમાનતા કોણ બતાવે? તે છતાં કાંઇક અદ્ભુત શ્રદ્ધાના જોરથી ખડા થઈને એમણે આત્મશુદ્ધિ, આત્મસુધારણાનો પંથ લીધો છે. પહેલું પગલું લેવા જાય છે એટલામાં કેટલાંય સંકટ નડ્યાં છે. જે લોકોએ તથા સરકારે એમની પાસેથી વેઠ કરાવી છે, પૈસા આપ્યા વગર કામ લીધું છે, સુદ્ધાં ગોટલામાંથી પણ ભાગ પડાવ્યો છે તે એમની ઉન્નતિમાં શી રીતે રાજી હોય? દારૂના ઇજારદારનો ધંધો હાથમાંથી જાય છે, ઉજળીઆતની સોંઘી મજુરી જતી રહે છે, સરકારોને આબકારીની આવક કમતી થાય છે. આજના જમાનામાં બળીઆના બે ભાગ હોય છે. ભણેલી પ્રજા છાપાઓમાં જુઠ્ઠાણું લખી શકે છે, અમલદારોને હાથમાં લઈને ખરૂંખોટું કહી શકે છે. સારી ચીજને ખરાબ સ્વરૂપ આપી શકે છે. આ ગરીબ પ્રજા, અભણ અને જંગલમાં રહેતી, ભણેલા માણસોથી દૂર નાસતી બ્હીકણ પ્રજાનો બેલી કોણ? ખરે! પરમ કૃપાળુ ઇશ્વર સિવાય તેમનું સંરક્ષણ કોઇ કરે તેમ નથી.

૨. ભર ઉન્હાળાના તાપમાં છએક કલાક ધૂળ ખાતાં ખાતાં અમે મુસાફરી કરી અને છેવટે એક ગામડામાં મુકામ કરવાનું ઠરાવ્યું. અમે ખાટલા પર બેઠા હતા અને ગામના લોકો જોડે વાત શરુ થઈ હતી એટલામાં એક માણસને ધૂણવાનો પવન આવ્યો. અને પવનના આવેશમાં તેણે ઉપદેશ કર્યો તે સાભળીને અમારી મંડળી છક થઇ ગઇ. અમે ઘણા વિદ્વાન માણસોનાં ભાષણ સાંભળ્યાં છે પણ આ ગામડીઆએ પોતાની સાદી ભાષામાં, સાદાં ઉદાહરણો વડે એટલો અસરકારક ઉપદેશ કર્યો કે અમે છક થઇ ગયા. તે માણસને વાંચતાં પણ આવડતું નહોતું, ઉમરે મોટો હતો, આજની રાજકીય ચળવળ વિષે ખાસ બહુ જાણતો પણ નહોતો, પણ દારૂનિષેધ, અહિંસા, સત્ય, સ્વચ્છતા તથા સ્વાશ્રય વિષે પંદરવીસ મિનીટમાં બહુજ સુંદર ભાષણ કર્યું. દુઃખમાં તરબોળ થયેલા માણસના ચીસ પાડતા હૃદયમાંથી જે ઉદ્‌ગારો નીકળે તેની સાથે હરિફાઇ શી રીતે થાય?

૩. માંગરોળ તાલુકાના એક કાળીપરજભાઈએ વીસ વર્ષથી દારૂ છોડી દીધો છે. તેમના ઘરમાં દારૂ-તાડી તદ્દન વર્જ્ય થયા છે. આખું કુટુંબ ભગત ગણાય છે. ઠીકઠીક સુખી છે. એમના કુટુંબીઓ ભણેલા છે તે છતાં ખેતીને વળગી રહ્યા છે. એમણે પણ એક સભામાં ભાષણ કર્યું તે બહુજ અસરકારક હતું. તેમના શિક્ષિત છોકરા પણ બહુજ સારું બોલ્યા. એમણે પૂછ્યું કે "તમને પાનળદેવીના ઉકરોચામડીઓ સાંભરે છે? એને ત્યાં રોજ એક મણ ઘી થતું હતું, દારૂની લતમાં તે પાયમાલ થયો, આજે એનું કુટુંબ ક્યાં છે?" બીજા ગામડાના એક કાળીપરજનું નામ દીધું (લવેકનો વીરીઓ અમથો) અને કહ્યું કે "એને ત્યાં ત્રીસ ભાર કપાસ પાકતો હતો, રોજનું મણ ઘી થતું હતું, સાત ગાળાનું મકાન બંધાવ્યું હતું, એ માણસનું કુટુંબ આજે ક્યાં છે? ન મળે નામ કે નિશાન. એની જમીન ઉજળીઆતના હાથમાં ચાલી ગઈ છે." એમ એક પર બીજાં દૃષ્ટાંત આપ્યાં. શ્રોતાજનનાં મ્હોં તદ્દન ફીક્કાં ને વીલાં

પડી ગયાં હતાં. ચરોતરમાં તો ઘીનો હિસાબ ન હોય પણ જંગલમાં રહેતા કાળીપરજને ત્યાં જે આબાદી હતી તે આજે ક્યાં છે?

## ગુલામી

૪. વડોદરાના મદ્યપાન પ્રતિબંધક મંડળે કાળીપરજની સ્થિતિનું અવલોકન કરવા માટે કેટલાક ગૃહસ્થોને નવસારી પ્રાન્તમાં મોકલ્યા હતા. એ સમિતિનો રિપોર્ટ છપાયો છે. સરકારી લોકો વેઠ કરાવીને પૈસા આપતા નથી અને ખાસકરીને જંગલખાતા તરફથી સખત કનડગત થાય છે એવી હકીકત સાક્ષીઓએ લખાવેલી છે. ઉજળીઆત લોકો અને તેમાં વિશેષ કરીને મોટા જમીનદારો જોરજુલમથી, મારની ધમકીથી મજુરી કરાવે છે, મજુરીનો દર ઘણોજ અન્યાયી છે, રોજના દોઢથી બે આના પણ પૂરા મળતા નથી એવી હકીકત જાહેર થઈ છે. ભારે જુલમની વાત તો એ છે કે જ્યારે નીંદણરોપણ કે કાપણી વિગેરેનો વખત આવે છે ત્યારે પોતાનું ખેતર પડતું મુકીને જમીનદારને ત્યાં જવું પડે છે અને ગાળ તથા મારનો વરસાદ ખમવો પડે છે. કેટલીક હકીકત તો કમકમાટ ઉપજાવે એવી સાંભળી. વરસાદની મોસમમાં તરૂ (ધરૂ)ની વાવણી થાય ત્યારે હારબંધ મજુરો કામ કરે. ઉપરથી ધોધમાર વરસાદ પડતો હોય અને જરા પણ આરામ લેવા જાય એટલે પછવાડે ઉભો રહેલો જમીનદાર ધક્કો મારે, અને કીચડમાં માથું પડે. ગર્ભિણી સ્ત્રીઓને પણ માર પડેલો સાંભળ્યો. કાળીપરજનો શિક્ષિતવર્ગ પોતાના સ્ત્રીવર્ગની લાજ લુંટાય તે સહન કરી શકતો નથી.

૫. મઢુવા ગામમાં કાળીપરજના સેંકડો જુવાનીઆ નગરકીર્તન કરતા, દેશભક્તિનાં ગીત ગાતા ગાતા સભામાં જતા હતા. સફેદ ધોતીઆં, સફેદ ટુંકા કોટ, સફેદ ફેંટા,—ઘણાંખરાં ખાદીનાં,—હોવાને લીધે જાણે યુનિફોર્મ પહેર્યો હોય એમ લાગતું હતું. પણ કેટલી નરમાશ! કેટલી શ્રદ્ધા! જે પ્રજા અર્ધનગ્ન સ્થિતિમાં જોવામાં આવતી તેમાં કેટલો ફેર પડી ગયો!

૬. બારામાં જંગી સભા ભરાઈ હતી. ૧૫૦૦–૧૬૦૦ માણસો વાંસની ઝાડીમાં એકઠાં થયેલાં. બપોરનો વખત હતો તો પણ સૂર્યનો તાપ જણાતો નહીં. દૂરદૂરથી લોકો આવેલા. ૨૦–૨૫ માઇલ ચાલી નાંખવા એ એમને મન રમતનું કામ. ભાષણ વખતે કોઇ ચૂંકેચાં ન કરે, અખંડ શાન્તિ પ્રસરી રહેલી, અને વક્તાઓના મ્હોંમાંથી જાણે મોતી પડવાના હોય તેમ સાંભળ્યાં અને જોયાં કરે. એક વખત મને લાગ્યું કે કદાચ આપણી શહેરી ભાષા સમજતા નહીં હોય તેથી શાન્ત બેસી રહ્યા છે, પણ તેમ નહોતું. મશ્કરી પણ સમજતા, પણ હસવાથી સભાનું અપમાન થાય એવી એમની માન્યતા હશે.

## સરકારની મૂર્ખાઇ

૬. સભાબંધીના હુકમમાં છૂટ મૂકયા પછી પહેલી સભા અનાવળમાં થઈ. સભામાં બોલનાર મુખ્ય ગૃહસ્થ વડોદરાના વકીલ સાને હતા. ઉમરે વર્ષ સાઠના, અનુભવી વકીલ, શાન્ત કાર્યવાહક, સુશીલ સજ્જન–તેમના ભાષણ વખતે પાસે બેઠેલા વહિવટદાર, ફોજદાર, અને પાછળ ખડા રહેલા ૭ કાળા યુનિફોર્મવાળા સિપાઇઓ, બંદુક સાથે. એક ખાસ ફોજદાર વડોદરેથી આવેલા તે પુરેપુરી નોંધ લેતા હતા, જાણે કોઇ રશિયાથી આવેલા બૉલ્શેવીસ્ટ લેનીન કે ટ્રૉટ્સ્કીનું ભાષણ થતું હોય! ત્રણેક ભાષણ સાંભળ્યા પછી બીચારા પોલીસ શરમીંદા પડી ગયા. યુનિફોર્મ ને બંદુક મુકામપર રાખી મુકી, અને આગળ જતાં એવો પણ વખત આવ્યો કે ખુદ સરકારી અમલદારો ભાષણ કરવામાં જોડાયા.

૭. મઢુવા તાલુકામાં બળવાની તૈયારી થઈ રહી છે એવું કાંઇક માનનાર સરકારે વધારાની પોલીસ મૂકી છે અને તેમને ગામખર્ચે ખવડાવવા પડે છે. તે ઉપરાંત તેમની કનડગત અનેક પ્રકારની હોય છે. કાળીપરજ ઘણોજ શાંત પ્રકૃતિના તથા બ્હીકણ હોય છે પણ તેમનામાં જે નવો જુસ્સો આવ્યો છે તેના પ્રતાપથી દુઃખ ખમવાની શક્તિ પણ આવી છે. જો પોલીસ તરફથી અન્યાયી હુકમ થાય છે તો તેની સામે થઇને સજા ખમી શકે એટલી હિંમત અને આત્મબળ તેમનામાં આવ્યાં છે.

૮. કાળીપરજની કેટલીક જાત રજપુતના જેવી દેખાય છે. ચોધરા લોકો વર્ગમાં કાળા હોય છે બાકી

તેમનો બાંધો મજબૂત હોઈ, સીધા ટટાર ચાલે છે. નર્મદા તથા તાપી વચ્ચેનો સઘળો રાની પ્રદેશ તેમની માલકીનો હતો. પ્રજા સુખી હતી; બળવાન હતી. પણ આજે તેમની જમીન વાણીઆ, પારસી તથા અનાવિલના હાથમાં આવી ગઈ છે. તેમનામાં બળ નથી, તેજ નથી. જમીનદાર ટળીને ભૂખે મરતા મજુર થઈ ગયા છે. અજ્ઞાન સ્થિતિને લીધે પોતાના હક્ક સમજતા નથી. ભાંગતોડના વરસાદમાં પોતાનું સ્વમાન જાળવી શક્યા નથી. આટલી બધી અવનતિએ ઉતરી પડેલી પ્રજામાં જાગૃતિ આવે તેને ઉત્તેજન આપવાને બદલે કચડી નાંખવાનો પ્રયત્ન થયો તો તે શી રીતે ટકી શકે ?

## જુલમ

ઉપર દર્શાવેલી છૂટક છૂટક હકીકત ઉપરથી સમજી શકાશે કે કાળીપરજની જાગૃતિ રાજકીય ચળવળીઆને લીધે ઉત્પન્ન થઇ નથી; તેમને લીધે ટકી રહી નથી. ખાનદેશથી આત્મશુદ્ધિનો પવન આવ્યો અને આખા રાની પ્રદેશમાં ફેલાઇ ગયો. પણ જે ભાગમાં સારા સંસ્કાર હતા ત્યાં શુદ્ધિ ટકી રહી. વાંસદાના રાજ્યમાં દારૂ છોડનાર આગેવાનોને પાઘડીશિરપાવ બક્ષિસ થયેલાં એમ કહેવાય છે. રાજપીપળા રાજ્યમાં શિકારની વખતે દારૂનાં પીપો ખોલીને લાલચ આપેલી એવું સાંભળ્યું છે. બ્રિટિશ સરકારે શાંતિથી જોયાં કર્યું છે અને ક્વચિત જ્યારે માંહોમાંહે જુલમ થયેલો ત્યારે તે અટકાવવાનો પ્રયત્ન કર્યો છે. વડોદરા રાજ્યમાં અમલદારોએ ખોટી બ્હીકથી ગભરાઇને સખ્તાઈનાં પગલાં લીધાં. એક પર એક જાહેરનામાં કાઢયાં, નિર્દોષ ચળવળને ગુંગળાવી નાંખવાનો પ્રયત્ન થયો. માંડવામાં ધાર્મિક ઉપદેશ થતો હતો તે રોક્યો, શિક્ષિત કાળીપરજોને ઉપદેશ કરતા અટકાવ્યા, સભાબંધીનો હુકમ નીકળ્યો અને છેવટે ચાર કાર્યવાહકોને લગભગ ( intern ) કેદ કરવા જેવું હુકમનામું કાઢયું. પરિણામ એ આવ્યું કે આખા હિંદુસ્તાનમાં હોહાકાર થઈ રહ્યો. સરકારે એકદમ માંડવાળ કરી. જાહેરનામાં રદ નહી કરતાં ખૂબ બદલ્યાં. પોતાના પ્રતિનિધિ ( સુબા ) ને બદલ્યા, કાળીપરજ સંકટ નિવારક મંડળના ચાર કાર્યવાહકો ઉપર માંડેલો કેસ પાછો ખેંચી લેવાયો. અને સરકાર પ્રજા વચ્ચે સુલેહસંપ થયા.

આ તકરારી પ્રકરણને ખૂબ ચુંથવામાં ફાયદો નથી તેટલા માટેજ જુદાં જુદાં જાહેરનામાં અહીં આપીને તેની ચર્ચા કરી નથી. છેલ્લા જાહેરનામા વિષે આખા હિંદુસ્તાને પોતાનો ધિક્કાર વ્યક્ત કર્યો છે. છતા સરકાર પ્રજાના સંબંધ વિષે કેટલીક હકીકત અને કેટલાક વિચારો રજુ કરવા જોઇએ, કારણ કે જો આ બાબત વિષે ગેરસમજુત દૂર થાય તો દરેક સરકાર તથા પ્રજા વચ્ચે સારો સંબંધ બંધાય.

## પ્રજામતનું સ્થાન

( ૧ ) હિંદુસ્તાનમાં આપખુદી સત્તાનું જોર ઘણાં વર્ષોથી ચાલી રહ્યું છે અને પરદેશી રાજ્યકર્તાઓએ પ્રજામતને ગણકાર્યો નથી. અમેજ "માબાપ" છીએ, પ્રજાનું ખરૂં હિત અમેજ સમજીએ છીએ, રાજ્યકારણની બાબતમાં પ્રજાવર્ગે બકબકાટ કરવાની જરૂર નથી એ દલીલ પરદેશી રાજ્યકર્તાઓએ જાહેર કરી હતી અને તેનું અનુકરણ દેશી રાજ્યોમાં થઇ રહ્યું છે. બ્રિટિશ હિંદુસ્તાનમાં ભારે ચળવળ ચાલી રહી છે તે જ પ્રકારની ચળવળની શરૂઆત દેશી રાજ્યોમાં થાય છે ત્યારે ત્યાંના ડરકણ, અવિચારી અમલદારો ચીસ પાડે છે કે દેશી રાજ્યો જે સ્વદેશી છે તેમાં પરદેશી રાજ્યસત્તા તરફ જેવો વિરોધ હોય છે તેવો વિરોધ શા માટે દાખલ થવો જોઇએ ? બ્રિટિશ હિંદની પ્રજાની ચળવળનું અનુકરણ અહીં શા માટે થવું જોઇએ ? પણ એ દેશી રાજ્યો અને તેના અમલદારોનું પ્રજાવર્ગ તરફનું વલણ પરદેશી સરકારને વટાળે એવું હોય છે તેનો વિચાર પોતે કરતા નથી. પ્રજાના હિતાહિતનો વિચાર માત્ર સરકારને જ કરવાનો નથી પણ પ્રજા પણ કરશે, અને પ્રજામત પ્રમાણે કારભાર ચલાવવો પડશે એ વિચાર એમનાં જુનાંપુરાણાં મગજમાં ઘુસી શકતો નથી. પ્રજામત જાહેર કરવો તે દેશદ્રોહ ફેલાવવા બરાબર છે એવું માનનાર રાજ્યકર્તાઓને 'માબાપ' તરીકે કોણ સ્વીકારે ? એટલે સર્વે આપખુદી રાજ્યોમાંથી આ સાવકા 'માબાપ' ની ભાવનાનો લોપ થાય નહીં ત્યાં સુધી કાંઈ પણ સુધારાની આશા રાખવી કેવળ ફોકટ છે.

આપખુદી સત્તાધારીની બીજી દલીલ એવી હોય છે કે સ્થાનિક પ્રતિનિધિની સલાહ પ્રમાણે સરકાર પોતાની

રાજ્યનીતિ નક્કી કરે છે. આ દલીલનો અર્થ એટલો જ થાય કે સ્થાનિક પ્રતિનિધિ સર્વજ્ઞ હોય છે અને કોઇ દિવસ ભૂલ કરી શકેજ નહીં ( infallible ). મુખ્ય સરકાર કરે તે ખરૂં અને સ્થાનિક પ્રતિનિધિ કરે તે ખરૂં. પ્રજાવર્ગ શું સમજી શકે ? આ સ્થાનિક પ્રતિનિધિ ( man on the spot ) જુઠ્ઠો હોય, લુચ્ચો હોય, લાંચીઓ હોય, કાચા કાનનો હોય, તે છેતરાતો હોય, તેનામાં સત્યાસત્ય પારખવાની વિવેકબુદ્ધિ કમી હોય તેની શક્યતા કોઈપણ આપખુદી રાજ્યસત્તા કબૂલ ન કરે. પણ આજના જમાનામાં આવી ખોટી માન્યતા કોઈ પણ પ્રજા નહીં સ્વીકારે. પ્રજામત પણ ખોટો હોઇ શકે, અને સરકારી પ્રતિનિધિઓનો મત પણ ખોટો હોય. પ્રજાવર્ગની વ્યક્તિઓ પ્રમાણિક હોય છે, અક્કલવાન હોય છે, મહેનતુ હોય છે, તેવીજ રીતે સરકારી અમલદારો પણ સારા, મહેનતુ હોય છે. સામાન વ્યક્તિ ખરાબ હોય તેવી જ રીતે સરકારી અમલદારો પણ ખરાબ હોય છે. ખરા ખોટાની પરીક્ષા થઇ શકે છે પણ પરદેશી સરકાર પોતાના દરેક પ્રતિનિધિનો બચાવ કરવાની જ, અને તેમની આબરૂ ( prestige ) ગમે તે કારણે જાળવવી જ જોઇએ એવી રાજ્યનીતિ સ્વીકારવાની. પણ સ્વદેશી અમલદારમંડળ આવી નીતિ શા માટે સ્વીકારે ? અને જો સ્વીકારે તો કોઇપણ પ્રજાએ તે સાંખવી શા માટે ?

આપણા દેશમાં પ્રજામત જાણવાને માટે દરરોજ દરબાર ભરવામાં આવતા, અને ત્યાં પ્રજાની ઘણી હકીકત જાહેરમાં આવતી. આજે દરબારોમાં જીવન નથી તેથી સભા તથા વર્તમાનપત્રો દ્વારા પ્રજામત જાણી શકાય છે. જે રાજ્યોમાં સભા તથા વર્તમાનપત્રો ઉપર ભયંકર અંકુશ હોય ત્યાં સ્થાનિક અમલદાર વિરૂદ્ધ હકીકત બહાર કેવી રીતે આવી શકે ? 'રીપવેન વીન્કલ' વીસ વર્ષ સુધી ઉઘ્યા પછી પોતાના ગામડામાં પાછો આવ્યો અને વર્તમાન સ્થિતિથી અજાણ્યો થઇ ગયો તેની સ્થિતિ દેશી રાજ્યોના અમલદારોની છે. આસપાસ ખૂબ પરિવર્તન થઇ રહ્યું છે, પ્રજાવર્ગમા પણ ફેરફાર થઇ ગયો છે પણ હજારો રીપવેન વિન્કલો કુંભકરણની ઉંઘમાંથી ઉઠીને જ રાજ કરે છે.

( ૩ ) જ્યારે સરકાર પ્રજા વચ્ચે મતભેદ અને લડાઈ થયા પછી સમાધાની થાય છે ત્યારે ઘણીજ સાવચેતી રાખવાની હોય છે. સમાધાની કરનારા દલાલો (Intermediaries) પ્રમાણિક હશે તો તેમને અમલદારો છેતરે છે અને જેવી સમાધાનીની શરૂઆત થાય છે અને એટલે પ્રજાવર્ગનું ઐક્ય તોડી પાડવાનો પ્રયાસ થાય છે અને ધીમે ધીમે, દિવસે દિવસે કોલકરારમાં એંચતાણ થાય છે. સમાધાની થતાં પહેલાં લેખી શરતો થવી જ જોઇએ અને તે મુખ્ય માણસો વચ્ચે થવી જોઇએ, વચમાં માથું મારનારા મિત્રો જોઇે નહીં. વ્યક્તિએ વચન આપ્યું હોય તો તેમાંથી ખસી જવું ઘણું મુશ્કેલ છે, પણ સરકાર એ તો અસ્પષ્ટ વ્યક્તિ છે અને તેને અસત્ય બોલતાં આંચકો થોડો આવે છે. હજારો વખત પ્રજાવર્ગ છેતરાયો હશે પણ દરેક નવી લડતમાં નવા આગેવાનો છેતરાય છે, અને તેમને સાવધ કરવાની જરૂર છે.

## ઉપસંહાર

કાળીપરજની બાબતમાં રાજ્યસત્તા જોડે હમેશાં મારામારી અને તકરાર જ કરવી પડશે એવો કોઇનો અભિપ્રાય થતો હોય તો તે ખોટો છે. કાળીપરજનું આત્મબળ હાલમાં જેટલું મક્કમ છે તેટલું કાયમ રહેશે કે વર્ષો જ કરશે એમ પણ કહી શકાય નહીં. કાળીપરજે દારૂ નહીં પીવાનો નિશ્ચય કર્યો છે તે કાયમ રહે એવું આપણે ઇચ્છીશું, તેમને મદદ કરતા રહીશું. જો તે ભાઇઓ નબળાઇ બતાવીને દારૂ પીતા થશે તો તે બાબતમાં દુષ્ટ લોકો રાજી થાય છે તેમ નહીં થતાં આપણે વધારે મદદ કરીશું, જરૂર પડશે તો આંસુ પાડીશું. અનેક રાજ્યસત્તા નીચે રહેનાર આ પછાત વર્ગને મદદ કરવી એ

રહેલું કામ નથી. જ્યાં રાજ્યસત્તાની મદદ હોય ત્યાં જરૂર સહકાર કરવો જોઇએ. કેટલાક લોકો એવું માને છે કે રચનાત્મક કાર્ય કરવું એ તો પ્રજાએ જ કરવાનું છે. ખરૂં જોતાં મોટા પગાર આપીને જે અમલદારોને રોક્યા છે તેમણે, પોતે જે લુણ ખાય છે તે હલાલ કરવા ખાતર રચનાત્મક કામ કરવાનું છે. પ્રજાની મદદ મળે તો વધારે સારૂં કામ થાય. બાકી જે અમલદાર કાળીપરજની સ્થિતિ સુધારવાનું નથી કરતો તે નિમકહરામ છે. રાષ્ટ્રીય મહાસભા, કાળીપરજ મંડળ, હિંદુ મહાસભા એ સર્વ મંડળોએ ભેગા મળીને કામ કરવાની જરૂર છે. આજનો ખરો અણીનો ( psychological ) સમય છે. કાળીપરજ એ શબ્દમાં જે ડંખ છે તે કાઢી નાંખવાનો છે. રાનમાં રહેતી રાની પ્રજા ( રાનીપરજ ) તેની સાથે રહેનાર વાણીઆબ્રાહ્મણના જેટલીજ કેળવાઈ જશે, પણ તેમને સુધારવા માટે જે મહાયત્ન કરવો પડશે તેમાં ભાગ લેનાર માણસો તૈયાર થઇ જવા જોઇએ.

સુમંત મહેતા

# શ્રી શીલનાથ મહારાજ

શ્રી શીલનાથ મહારાજની યોગ્યતા ભારે મોટી હતી. તેમનો તીવ્ર વૈરાગ્ય, કોઈ મહાન તપસ્વીના જેવી ઉગ્ર તપસ્યા, અપકારસહિષ્ણુતા, અહિંસાપાલન, ભૂતદયા, શાંત સ્વભાવ, નિર્લોભિતા વિગેરે સદ્‌ગુણો ઉચ્ચ કોટિના હતા અને તેઓશ્રીનું જ્ઞાન તો અપૂર્વ જ હતું. અમે અહીં તેમની જે હકીકત રજુ કરનાર છીએ તે બધી તેઓશ્રીને મોંએથી જ અમે સાંભળેલી છે.

## બાલ્યાવસ્થા

નાથ મહારાજનો જન્મ હરિયાણા પ્રાંતના એક ગામમાં થયો હતો. પુરાણોમાં આ પ્રાંતને હરિવન કહેલો છે. આ પ્રાંતના લોકોનો ધંધો ખેતીનો તથા ઢોરોને પાળી તેનું ઘી વેચવાનો છે. આ પ્રાંત ગાય-ભેંસોની ઉત્તમ ખાણ છે. નાથનાં માતાપિતા ક્ષત્રિય કુળમાં જન્મેલાં હતાં. તેઓને શિક્ષણ તો મળ્યું જ ન્હોતું. અક્ષરપરિચય કિંવા સો લગણની સંખ્યા સુદ્ધાં નાથને આવડતી નહિ ! તેમની વાતચીત ગાયભેંસોને જ લગતી હોય અને ગાયભેંસ એ જ તેમનું ધન એમ

આપણા દેશમાં ...... પ્રાંત એટલે કે હરિયાણા

દરબાર ભરવામાં આવતા, અને ત્યાં પ્રજાની ઘણી હકીકત જાહેરમાં આવતી. આજે દરબારોમાં જીવન નથી તેથી સભા તથા વર્તમાનપત્રો દ્વારા પ્રજામત જાણી શકાય છે. જે રાજ્યોમાં સભા તથા વર્તમાનપત્રો ઉપર ભયંકર અંકુશ હોય ત્યાં સ્થાનિક અમલદાર વિરુદ્ધ હકીકત બહાર કેવી રીતે આવી શકે ? 'રીપવેન વીન્કલ' વીસ વર્ષ સુધી ઉંઘ્યા પછી પોતાના ગામડામાં પાછો આવ્યો અને વર્તમાન સ્થિતિથી અજાણ્યો થઈ ગયો તેવી સ્થિતિ દેશી રાજ્યોના અમલદારોની છે.

કર્મધર્મ સંયોગે એક દિવસ એક સાધુમહારાજ નાથ મહારાજના ગામમાં આવ્યા. તેમના ચમત્કાર જોઈને કિંવા ઉપદેશ સાંભળીને કિંવા લોકોને મોંએ તેમની સ્તુતિ સાંભળીને નાથે તેમની જોડે રહેવાનો નિશ્ચય કર્યો, અને તેમના જવાને દિવસે નાથે, ઘરમાં કોઈને કહ્યા વગર તેમની પાછળ ચાલતી પકડી ! ભવિષ્યમાં થનાર તેમના આ ગુરુએ તેમના પ્રત્યે અત્યંત કઠોરતા બતાવી અને ત્રણ દિવસ પર્યંત તો તેમના સામું એ જોયું નહિ. તેમના અંગ પરના પોશાકનું ઠેકાણું ન્હોતું, અને પાસે કંઈ વસ્ત્રપાત્ર પણ ન્હોતાં. તે આગળ વધતા કે નાથમહારાજ તેમની પછવાડે ચાલવા માંડે. તે ઉભા રહે ત્યાં નાથ ઉભા રહેતા અને તરસ લાગતાં પાણી મળે ત્યાં પાણી પીતા. અન્નના તો વાંખા જ. આટલી કુમળી વયે આટઆટલું કષ્ટ સહન કરી ગુરુની જોડે રહેવાનો તેમનો દૃઢ નિશ્ચય જોઈ, ગુરુએ તેમને પોતાની જોડે રહેવાની રજા આપી, અને ધીમે-ધીમે ઉપદેશ આપી તેમને હઠયોગના અભ્યાસમાં પારંગત બનાવ્યા. ગુરુદ્વાર અથવા ગુરુનો મઠ ભિવાની સ્ટેશન આગળ આવેલા સુલતાનપુર નામના ગામમાં છે.

...... માં જ નાથમહારાજનું જન્મસ્થાન

થતો હોય તો તે ગુરુએ નાથને સંપૂર્ણ હઠયોગ શીખવીને

હાલમાં જેટલું મલ્કશપર્યટન કરાવ્યું. આ બધું કરતાં બાર

જ કરશે એમ ૫૯ એટલે ગુરુગૃહ છોડની વખતે નાથની

નહીં પીવાનો નિશ્ચયચાલીસ વર્ષની હશે. પોતાના શિષ્યને

ઇચ્છીશું, તેમને મદદ ગુરુએ નાથને રાજયોગનો થોડાક

"તમે હવે સ્વતંત્રતાપૂર્વક વિચાર

નબળાઈ બતાવીને દાર . સંતોનો સંગ કરો અને અધિક

દુષ્ટ લોકો રાજી થાય છે આશીર્વાદ આપ્યો.

મદદ કરીશું, જરૂર પડશે સત્સંગ

સત્તા નીચે રહેનાર અ

નાગૂરા પડ્યા પછી એક બે વર્ષમાં

તેમને શ્રી જોહારનાથ મહારાજનો સત્સંગ થયો. માળવામાં જોહારનાથ અને શીલનાથની જોડી ખૂબ મશહૂર છે. આ બે સાધુઓ એકજ ધુણી ધખાવી ચાળીસેક વર્ષ જોડેજ રહ્યા હતા ! તેઓ બન્ને એક જ ગુરુના શિષ્યો અથવા ગુરુશિષ્ય હોય એવો લોકોને ભાસ થતો હતો, કારણકે એઉની રહેણીકરણી સમાન જ હતી. શીલનાથ મહારાજનાં દર્શન કરી કેટલાક દિવસ બાદ અમે જોહારનાથ મહારાજનાં દર્શને ગયા હતા. તેમનાં દર્શન કરવાથી અમને તથા અમારી સાથના બધા માણસોને ભારે ચમત્કાર લાગ્યો કે એ બન્ને મૂર્તિ એક સરખી જ કેમ ? બેસવાનું આસન, બોલવાની ઢબ, વાતોચિતો, ચાલવાની, જોવાની, આદરસત્કાર કરવાની, પ્રશ્ન પૂછવાની, કામ ચીંધવાની બાબતમાં એઉની એક જ રીત ! ફક્ત શરીર નોખાં. જોહારનાથના શરીરનો બાંધો ઉંચો પ્રચંડ, વર્ણ ગોરો અને આંખો ખૂબ મોટી હતી અને તેઓ શીલનાથ કરતાં વધારે વૃદ્ધ જણાતા હતા. શીલનાથની ઉંચાઇ ઓછી એટલે પાંચ ફુટ કિંવા એકાદ ઈંચ વધારે હતી. વર્ણ લાલાશ પડતો, ઉપરના દાંત થોડા બહાર આવેલા અને હાથ સર્વસાધારણ મનુષ્યોના કરતાં વધારે લાંબા. જોહારનાથના નાકની અણી પોપટની ચાંચ જેવી વળેલી હતી અને શીલનાથના નાકની અણી ગોળ હતી. બન્નેના માથા પર એક હાથ લાંબી જટા હતી. દાઢી જોઇએ એટલે વિસ્મય જ પમાય. એક વાર માપી જોતાં તે સાડાચાર હાથ લાંબી થઈ. એઉની કમ્મરે જાડો કમ્મરબંદ ( કરગોટો ) તો ખરો જ. ગળામાં માળા વિગેરે હોય જ, કારણકે તે તો તેમનો યુનિફોર્મ. વસ્ત્રમાં માત્ર લંગોટી. દાઢી ખૂબ લાંબી હોવાથી તેને તેઓ એવી રીતે બાંધી રાખતા કે તેને જોવાથી જ તેનો બરાબર ખ્યાલ આવે. જેવી રીતે અગ્નિહોત્રીઓ સર્વદા અગ્નિ પ્રજ્વલિત રાખે છે, તેવી રીતે તેઓ હમેશાં પોતાની જોડે અગ્નિ રાખવાના જ. જમીનની સપાટીથી હાથેક ઉંચે એક ઓટલો બાંધી તેના મધ્ય ભાગમાં તેઓ અગ્નિ રાખે અને તેનાથી દોઢ બે હાથ આઘે તેઓ પોતાનું બેસવાનું આસન જમાવે.

## દિનચર્યા

એઉ નાથ મળસ્કે ચાર વાગ્યે ઉઠીને શૌચ મુખમાર્જનાદિ વિધિ આટોપી કોઇવાર ગરમ પાણીએ સ્નાન કરે અને આખે શરીરે તેમ જ વાળ પર ભસ્મ લગાવીને નવી લંગોટી પહેરી આસન પર બેસે - તે છેક રાતના અગીઆર વાગ્યા પહેલાં ત્યાંથી ઉઠેજ નહિ ! બેસે એટલે સિદ્ધાસન તો ખરૂંજ, અને ફુરસદની વેળાએ યોગવાસિષ્ઠ સાંભળે. જોહારનાથને વાંચતાં આવડે છે પણ શીલનાથને નથી આવડતું. ધુણીની વ્યવસ્થા, હાજર હોય તે શિષ્ય અથવા સેવક કિંવા પોતે પણ કરી લે. સુતી વેળાએ અગ્નિ ઓછો કરવામાં આવે અને સવારે ઉઠતાં વેંત તેમાંનાં છાણાં સંકોરી ભસ્મ નોખી કાઢી લેવામાં આવે. શરીરે લગાડવાની ભસ્મ એટલે છાણાંની રાખ કિંવા તેના પર કોઈ વિશેષ - સંસ્કાર કરીને બનાવેલી ભસ્મ તૈયાર કર્યા પછી સૂર્યોદય થાય એટલે તેઓ ચહા પણ લે. નવદસ વાગે ત્યારે કોઇ જે કંઈ લઈ આવે તે સ્વીકારી લે. એ બેઉ કોઈ દિવસ હાથે રસોઈ કરે જ નહિ. જે કોઈ ઇશ્વર સંબંધી વાત પુછે તેની જોડે તેઓ બરાબર ચર્ચા કરે. સાંજે સવારની જેમ ભોજન આટોપ્યા પછી અગીઆરબાર વાગ્યે નિદ્રા. આવો એમનો દિનક્રમ. આ બન્ને સાધુઓએ એકજ ધુણી રાખીને લગભગ આખા હિંદુસ્થાનનો પ્રવાસ કર્યો હતો. બંગાળાનો ઘણોખરો ભાગ, કાશ્મીર, પંજાબ, સિંધ અને વાયવ્ય પ્રાંત, રાજપૂતાના, મારવાડ, ગુજરાત, કાઠિયાવાડ, મહારાષ્ટ્ર, મદ્રાસ વિગેરે પ્રાંતોમાં તેઓ ફરેલા હતા. મોજમાં આવે તેટલો સમય એક સ્થળે રહે, નહિ તો ઉઠીને ચાલતી પકડે.

સાધુ લોકોના મોટા મેળા ચાર છે. તેમાંનો પ્રત્યેક બાર વર્ષે આવે છે એટલે કે બાર વર્ષની અંદર આ ચારે મેળા થઇ જાય છે. સિંહસ્થ મેળો નાશિકમાં, કન્યાગત ઉજ્જૈયિનીમાં, વૃષભ પ્રયાગમાં અને કુંભ હરિદ્વારમાં ભરાય છે. આ બધામાં પ્રયાગનો મેળો સૌથી મોટો ભરાય છે, કારણકે તે પ્રદેશ મધ્યવર્તી છે. આ બન્ને સાધુની ધુણી એક હતી ખરી, પણ જ્યારે તેઓ માર્ગમાં ભૂલથી જુદા પડી જતા ત્યારે તેઓ નોખી નોખી ધુણી ધખવતા. પાછા ભેગા થતાં તેઓની ધુણી એક થઇ જતી. આમ પાંત્રીસ વર્ષ ગાળ્યા પછી શીલનાથે એકલા રહેવાનું ઠરાવ્યું, અને તે પ્રમાણે તેમણે નોખી ધુણી ધખાવી નોખા ગામમાં રહેવા માંડ્યું. અને જોહારનાથ પાસેથી કોઈ ખબર લઇને આવતું તો ' પછી મળીશ ' એમ કહેવડાવતા.

શીલનાથ મહારાજ એકાકી રહેવા લાગ્યા એટલે તેમના જ્ઞાનનો પ્રકાશ પ્રસરતાં વાર લાગી નહિ. એ સમય, સ્વામી વિવેકાનંદે યોગ સંબંધી આપેલાં વ્યાખ્યાનોનો અને હિંદુસ્થાનના સુશિક્ષિત લોકોના મનમાં યોગ સંબંધી માહિતી મેળવવાની તાલાવેલીનો હતો. શિક્ષિત લોકો સાધુ અને યોગીઓને ખોળવા લાગ્યા અને તેઓને નીડર અને નિરપેક્ષ ગુરૂ મળ્યા. મહારાજના સિદ્ધાસનનું સ્થૈર્ય એટલું પકકું હતું કે તેઓ ગમે તેવું કાર્ય હોવા છતાં અડતાળીસ કલાક સુધી ઉઠતા નહિ એટલે કે આસનનો ભંગ કરતા નહિ એ અમે નજરોનજર જોયેલું છે. ધૂણીના ઓટલાથી ૭ સાત હાથના અંતરે ચારે બાજુ વાંસની ટટ્ટી ઉભી કરેલી છે. તેમાં જવા માટે એક દ્વાર છે. રાતના બાર વાગ્યા પછી કોઈપણ શખ્સ પૂંછ્યા વગર તેની અંદર જાય નહિ. આ મનાઇ મહાશિવરાત્રિએ નથી હોતી મહાશિવરાત્રિને દિવસે પરોઢિયે ત્રણ વાગ્યે સ્નાન કરીને તેઓ બેસે એટલે લોકોની દર્શન કરવા માટે રાતદિવસ એકસરખી ઠઠ જામે. ઘણું કરીને તો દિવસે તેઓ ઉઠે જ નહિ. મહાશિવરાત્રિનો આખો દિવસ અને બીજી રાતના એક વાગતાં સુધી એટલે લગભગ છેતાલીસ કલાક અમે ત્યાં હતા. આ બધા વખત દરમિયાન શીલનાથ મહારાજ બિલકુલ ઉઠેલા નહિ !

માળવામાં કિસાન લોકો તથા કબીરનાં નિર્ગુણ ભજનો ગાનાર ઘણા છે. તેઓ પૈકી કેટલાક લોકોએ ધૂણી આગળ આવીને શીલનાથ મહારાજને કહ્યું: "કોઈ ભજન સાંભળનારો અમને મળતો નથી."

મહારાજ—હું તૈયાર છું.

કિસાન—ચાર કલાક સાંભળી કંટાળવાનો કશો અર્થ નથી.

મહારાજ—તમે જ્યાં લગી ભજન ગાઓ ત્યાંસુધી હું આ જગ્યાએથી ઉઠું નહિ કે ઉંઘું નહિ. પણ મારી એક શરત છે કે એકવાર ગાયેલું ભજન ફરી ગાવું નહિ.

આ ઠરાવ મુજબ કિસાન લોકોએ સાત દિવસસુધી ભજનનો સપાટો કર્યો, જે દરમિયાન મહારાજ પિસાબ માટે પણ ઉઠ્યા નહિ !

## પ્રચંડ ધૂણી

સાધારણ ધૂણીમાં રોજ બેત્રણ ખાંડી લાકડાં ખાક થઈ જાય પણ લાકડાં ભરપૂર આપનારો મળે તો તો દસ ખાંડી પણ પૂરાં ન પડે ! એકવાર ઈંદોર મુકામે એવડી પ્રચંડ ધૂણી ધખેલી કે તેમાં સળગેલાં ત્રણ મુખ્ય લાકડાં અનુક્રમે વીસ ફુટ, અઢાર ફુટ અને પંદર ફુટ પરિઘનાં હતાં. તે ત્રણ લાકડાં નવ દિવસમાં ભસ્મીભૂત થયાં અને તે ભસ્મ થતાં પંદર ગાડાં ભરીને બીજાં પાતળાં લાકડાં ખપી ગયાં. આવી જબરદસ્ત આગ પાસે ચોવીસ કલાક બેસવાનું અને તેયે બે જ હાથ છેટે ! અમે ચારે મેળા જોયા છે પણ આવડી મોટી ધૂણી કોઇની જોઇ નથી. તેમાં આજના હિસાબે રોજ સો રૂપીઆનાં લાકડાં જોઇએ. ઉન્હાળો, ચોમાસું અને શિયાળો, ત્રણે ઋતુમાં સાવ ઉઘાડા બેસવાનું, ઝાડનો છાંયડો પણ શોધવાનો નહિ, ભરચોમાસામાં યે ધૂણી બુઝાય નહિ તો પછી છાંયડાની આશા જ કયાંથી ?

## અહિંસાવ્રત

ધૂણી આગળ ચાલનારા બધા લોકોને ચેતવણી આપવામાં આવે છે કે ત્યાં કોઇએ હિંસા કરવી નહિ. નાથમહારાજના અંગ પર વીંછીઓ ફરવા છતાં તેઓ સ્વસ્થ જ બેસી રહે.

મહારાજને એક દિવસ વીંછી ડંખેલો જોવામાં આવ્યો નથી. નર્મદાને પેલે પાર ગોહેરા નામનું એક અતિ ઝહેરી પ્રાણી થાય છે. એક ધૂણી પાસે આવું એક જાનવર રહેતું હતું. તે જોઇ લોકોએ તેને ઠાર કરવાનો મનસુબો કર્યો પણ મહારાજે તેઓને મનાઇ કરી. ધૂણીની જે બાજુએ જાનવરનું દર હતું તે બાજુએ બેસવાની કોઈ હામ ભીડતું નહિ. મહારાજે લોકોના મનમાંથી એ દહેશત કાઢી નાંખવાનો યત્ન કર્યો. પણ લોકોની બીક જાય નહિ. એક દિવસ સવારે ટાઢનો દિવસ હતો—નવેક વાગ્યે મહારાજ ધ્યાનસ્થ બેઠા હતા અને શરીર એકદમ સ્થિર હતું એ વખતે ગોહેરા તેમના માથા પરની જટા પર બેસીને તાપવા લાગ્યું. મહારાજને આ વાતની ખબર નહોતી. એવામાં કેટલાક લોકો તેમનાં દર્શને આવ્યા. તેઓએ જટા પર ગોહેરાને બેઠેલું જોયું. તરતજ બધા ગભરાટમાં બહાર નાસી ગયા. ગોહેરા પણ ગભરાટને લીધે નાસી ગયું. મહારાજ ધ્યાનમાંથી

ઊડયા. લોકો આવ્યા અને તેઓએ તેમને બધો વૃત્તાંત કહ્યો. મહારાજે તેઓને અહિંસાનું મહત્વ સમજાવ્યું, લોકોની શાંતિ ઓછી થઈ અને તે પ્રાણીને મારવાનો વિચાર તેઓએ માંડી વાળ્યો.

ઉજ્જનથી ત્રિવેણી ત્રણ ગાઉ દૂર છે. ત્યાં ક્ષિપ્રા અને બીજી એક નદીનો સંગમ થાય છે. ત્યાં મહારાજની ધૂણી ધખી રહી હતી. ત્યાં અમે સ્વતઃ જોયેલી આ વાત છે કે ઇંદોર અને ઉજ્જનના શાસ્ત્રીઓ સાંજે ચાર વાગ્યે વેદાંત પર કંઇ ચર્ચા ચલાવી રહ્યા હતા. મહારાજ કંઇક બોલતા હતા. તેમના શરીર પર ઘીલોડી ફરતી હતી. મહારાજનું ધ્યાન તે તરફ ન્હોતું. લોકોએ તેને જોતાં વેંત કાઢવા માંડી. તે નાસીને મહારાજની દાઢીમાં ભરાઇ પેઠી. મહારાજે કહ્યું: "એતો બીધેલી છે. થોડીવારે જતી રહેશે;" અને પંદર મિનીટ પછી તેને ચાલી ગયેલી સર્વેએ જોઇ!

નાશિકમાં મોટો મેળો ભરાયો હતો. એ મેળામાં સેંકડો સાધુ જમા થયા હતા. તેમાં મહારાજ પણ હતા. વરસાદ મુશળધાર પડવા લાગ્યો. ધનાઢ્ય લોકોએ સાધુઓની ધૂણીઓ છાપરાં બાંધી તેની અંદર લાવવાની વિનંતિ કરી. મહારાજે કહ્યું: "ધૂણી તો વરસાદમાં યે બહાર જ રાખીશ. છાપરામાં એ ન હોય. કદાચ વરસાદથી ધૂણી બુઝાઈ જશે તો તે દિવસથી ધૂણી ધખવવાનું જ છોડી દઇશ." ધનાઢ્ય લોકોએ તેમને સર્વ પ્રકારની સહાય કરવાનું નક્કી કર્યું. મહારાજે લાકડાં તૈયાર રાખવાનું કહ્યું. તવંગર માણસોમાંના એક ભાટિયા ગૃહસ્થે હજાર ખાંડી લાકડાં લાવીને મૂક્યાં. ધૂણી મુશળધાર વરસાદમાં પણ ધખધખતી રહી. તે વખતે નાથનું આસન ધૂણીથી એક જ હાથ છેટે હતું અને વરસાદ અતિશય પડતો હોવાથી ઓટલાની વ્યવસ્થા બરાબર થઇ ન્હોતી. આથી તેમને ભીનામાં જ બેસી રહેવું પડતું. આશરે ચાર મહિનામાં જમીનને અડકતો તેમના શરીરનો ભાગ સડીને છૂટો પડી ગયો. વરસાદમાં પણ ધૂણી બરાબર સળગી એ જોઇ પેલા ભાટિયા ગૃહસ્થે હજારો રૂપીયાનું દાન કર્યું અને ધૂણીવાળા સાધુઓમાં નાથની ખ્યાતિ ખૂબ જામી.

## નાથનો સંસાર

જોહારનાથ મહારાજથી નોખા રહેવા માંડયા પછી બારેક વર્ષે નાથે વિચાર્યું કે જનસમૂહનો ત્યાગ કરવાથી પોતાનું મન પોતાના તાબામાં રહે છે પણ સંસારમાં રહેવા છતાં પોતાનું મન નિશ્ચલ ન રહે તો બધું નકામું. સિદ્ધ પુરૂષોની ઇચ્છા કોઈ પણ વસ્તુ માટે થતી નથી. અને કદાચ થાય તો તેની સિદ્ધિ તૈયાર જ હોય છે. દેવાસના રાજાએ નાથને જાગીર અને નગદ નાણું આપ્યું. નાથે બાલકનાથ નામનો ચેલો કર્યો અને પછી સંસાર માંડયો. પણ આ વખતે નાથમહારાજ ભારે સાવચેતીથી વર્તવા લાગ્યા. કોણ જાણે, કોઈ વસ્તુમાં મન લુબ્ધ થાય તો? તેમણે રામહારાજનો ક્રમ કરાવ્યો, અને એકાંતમાં વધારે વખત ગાળવા લાગ્યા। શ્રદ્ધાવાનની જોડે જ થોડુંઘણું બોલે, બાકીનાંની જોડે ઘણું જ થોડું. આ વખતે તેમની પીઠના હાડકામાં કોઈ રોગ પેદા થયો. અંતકાળ નજીક આવેલો જોઇ તેમણે હૃષિકેશ જઈ ત્યાં જ સંવત્ ૧૯૭૬ના ચૈત્રમાં આ નરદેહનો ત્યાગ કર્યો. અંતસમયે નાથની વય સુમારે એંશી વર્ષની હશે. ૮ વર્ષ બાલ્યાવસ્થાનાં, ૧૨ ગુરૂગૃહે, ૩૬ જોહારનાથના સત્સંગમાં, ૧૨ સ્વતંત્ર, અને ૧૨ સંસારવાસનાં મળીને કુલ્લે ૮૦ વ.

નાથનું ચરિત્ર, લગભગ છત્રપતિ શિવાજીના ગુરૂ સમર્થ રામદાસના જેવું જ છે. બાલપણમાં ઘેરથી નાસી જવું, પુષ્કળ તીર્થયાત્રા કરવી અને છેવટે ઘર માંડીને સંસારમાં રહેવું તથા તેમ રહેવા છતાં ઈશ્વરસ્મરણમાં ચિત્ત પરોવી શકાય એમ બતાવી આપવું, એ આ બન્ને મહાત્માઓમાં સમાન હતું. નાથ કબીરનો જ અવતાર હતા એવી કેટલાકની માન્યતા છે. કેટલાક વળી તેમને ગોરખનાથનો અવતાર કહે છે, કારણ કે નાથની જમણી આંખ ધૂણીના ધુમાડાથી ગઇ હતી. તેઓ ગમે તેના અવતાર હો પરંતુ તેમનામાં ઇશ્વરી જ્યોત સૂર્યની જેમ ઝળહળી રહી હતી એ તેમના દિવ્ય જીવન પરથી ઉઘાડું છે. કોટિ કોટિ નમસ્કાર હો એ પૂજ્ય મહાત્માનો *

છગનલાલ યોગી

* શ્રી પાંધારકરની સંતચરિત્રમાળામાંથી.

# સંગીતની સુધારણા

## ( દિલિપકુમાર રોય )

"સુધારો" એ શબ્દ બરાબર સમજવાની બહુ જરૂર છે. નહીં તો અત્યાર સુધીમાં સુધારાને નામે ઘણા નકલી સુધારા પણ થયા છે અને તેથી રક્ષક મતવાદીઓ, પોતાનામાં જે કંઈ સારૂં છે તે ખોઈ બેસવાની બ્હીકે, દરેક સુધારાની વિરૂદ્ધ પડે છે એમાં આશ્ચર્ય નથી. વળી કેટલાક પ્રાચીન પ્રેમીઓ, પોતાને પ્રિય, ભૂતકાળનો સમય પાછો લાવવા ઝંખતા હોય છે અને જે વખતે કુદરત સૃષ્ટિકાળના જેવી સાદાઇના બ્હારમાં શોભતી હતી અને મનુષ્યો જે વખતે એમાં દોદડાહ્યું કરવા શક્તિમાન ન્હોતાં, તેવાં કવિત્વ અને સંગીતમય ગીતોના જ મનોહર સમયને પાછો લાવવા ઇચ્છતા હોય છે.

આથી કરીને જે વિષયમાં સુધારો કરવો હોય તે વિષયને સોળે કળાએ ખીલવવા જેટલી તાકાત નવા સુધારામાં છે કે નહીં તે તપાસવું જોઈએ.

ખરો સુધારક, જુનામાં જે ઉત્તમ હશે તેનો નાશ નહીં જ કરે. આપણા જે દેશમાં એક વખતે સાહેબલોક જેવાં લુગડાં પહેરવામાં અને ટેબલ પાસે ઉભા ઉભા દારૂ પીવામાં સુધારો છે એમ કયાં નથી મનાયું?

ખરો સુધારો અને સંસ્કૃતિ એ આંતરિક ઉન્નતિની બાબત છે. બ્હારના ઠાઠમાઠ કે ટાપટીપ સાથે ખરા સુધારાને કશો સંબંધ નથી એ સત્ય સમજતાં આપણને જરા વાર લાગેલી.

૬૦–૭૦ વર્ષ પર, રૂશિયાની પણ એવીજ દશા હતી. ટોલ્સ્ટોઇવસ્કી, પોતાના એક પુસ્તકમાં લખે છે તેમ સુધરેલા રશિયનો ફ્રેન્ચ ભાષા સિવાય ઉત્તમ વિચારો પ્રદર્શિતજ થઈ શકતા નથી એમ માની, પોતાની માતૃભાષા રશિયન વિસારી, ફ્રેન્ચ જ બોલતા હતા!

આપણે સમપ્રસંગે કે રંગભૂમિઓમાં જે વાજાં વગાડીએ છીએ તેનો વિચાર કરો. આપણી સંસ્કૃતિને માટે એ લજ્જાનો વિષય છે. આપણા બુદ્ધિમાનોને શરમ આવવી જોઇએ કે એમણે આપણી ઉત્તમ સંગીત વિદ્યાની આવી મશ્કરી થવા દીધી છે! એક કવિએ કહ્યું છે કેઃ—

"સદાચાર ફક્ત જોવાય, તો જરૂર એને માટે પ્રેમ થાય જ" એમ, આ વાજાં ને ગાયકમંડળ માટે પણ કહી શકાય કે "એક વાર એમને સાંભળો એટલે ત્હમારી સંગીતવિદ્યાનું એમાં કેવું અપમાન થાય છે તે સમજશો."

આથી, અવિચારી સુધારાનાં જોખમ સમજી લેવાં એ જરૂરનું છે.

આપણી સંસ્કૃતિના કોઇ પણ વારસાને આપણે સુધારવા નીકળ્યા હોઇએ તો તેનો બરાબર અભ્યાસ કરવો જોઇએ અને એ સ્વીકારીને જ હું સંગીતમાં સુધારા સુચવવા ધારૂં છું.

આપણા સંગીતમાં સુધારણા માટે બીજાં દેશોના સંગીતનો અભ્યાસ પણ આવશ્યક છે અને મ્હને યુરોપના સંગીતની કંઈક માહિતી છે. એથી મ્હારી ખાત્રી થઈ છે કે તુલનાત્મક દૃષ્ટિથી બન્ને સંગીતને સરખાવવાથી આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ થાય છે અને શાસ્ત્રીય દૃષ્ટિથી તપાસતાં પણ બન્ને મૂળતત્ત્વોમાં રહેલું સત્ય વધારે સમજાય છે.

સામાન્ય સત્ય તારવી કહાડવા માટે જેમ વિગતોની તપાસ વધારે ઝીણવટ ભરી તેમ ભૂલ ઓછી થવાની. જેમ જેમ યૂરોપિયન સંગીત હું વધારે શીખ્યો તેમ તેમ આ લાભ મ્હને વધારે થયો છે. મ્હારા જ્ઞાનની દૃષ્ટિમર્યાદા જેમ વધી છે તેમ આપણી સંગીતવિદ્યાની ગહનતા પણ હું વધારે સમજ્યો છું.

આથી મ્હારૂં પ્રથમ કહેવું એ છે કે યૂરોપિયન સંગીતના અભ્યાસથી આપણા સંગીતને ઘણો ફાયદો થશે. વળી યૂરોપમાં જેમ ગાતાં ગાતાં ધાંટામાં ફેરફાર કરવામાં આવે છે તેમ આપણે પણ કરીએ તો સારૂં એમ મ્હને લાગે છે.

આપણાં ગાણાંમાં સૂર ન્હાનોમ્હોટો કરવો એ છેક નથી થતું એમ પણ હું કહેતો નથી. કેટલાક ગાયકો એમ કરે છે. પરન્તુ ગાયકોનો મ્હોટો ભાગ કાં તો ગાવાની એ રીત ભૂલી ગયો છે અથવા એમણે એ તરફ જોઇએ એટલું ધ્યાન આપ્યું નથી.

આજકાલ ચ્હડતા ઉતરતા રાગથી ગાવાનું દુર્લભ થઇ ગયું છે.

પરન્તુ યૂરોપમાં એકસરખા રાગથી કોઇજ નથી ગાતા. આપણે પણ આ રીતે ગાવાથી (Voice Modulation થી) આપણા સંગીતમાં પુનર્જીવન આણીશું. શિષ્ટ સંગીતને તો જરૂર આથી ફાયદો થશે. ચિત્રકળામાં કે છાપવામાં છાયા અને પ્રકાશે જે લાભ કર્યા છે તેવા લાભ આ ચ્હડતા ઉતરતા સૂરથી સંગીતમાં થશે એમ મ્હને લાગે છે.

આ ચ્હડતા ઉતરતા સૂરથી ગાવાના લાભ, આપણા ઉસ્તાદોમાંથી તો થોડાજ, હજી સુધીમાં, સમજ્યા લાગે છે. અને ઉસ્તાદો જે નથી કરતા તે નહીં કરવાની મ્હને એક સંગીતશાસ્ત્રીએ સલાહ પણ આપી છે.

આપણા ઉસ્તાદોનો કંઠપર અજાયબ કાબુ હોય છે તેથી ગાતી વખતે એ લોકો મુખ્યત્વે કરીને પોતાની ચતુરાઈ બતાવવા બહુ મથે છે. પરન્તુ યૂરોપિયન ગીત ગવાતાં જેમણે સાંભળ્યાં હશે એમણે સૂરમાં ફેરફાર કરવાથી ગાયનનું સૌન્દર્ય કેવું વધે છે તે સમજાયું હશે. યૂરોપના ગાયકો, ગાવામાં "પિયાનો ગાન" નામથી ઓળખાતી ઢબે ગાવાની બહુ તાલીમ લે છે, અને મ્હેં આપણાં ગીતો ગાવામાં એ રીત અજમાવી જોઈ છે અને મ્હને એ ફતેહમંદ થઇ શકે એમ લાગે છે. અને આપણી ઉત્તમ કલાની, એ ઢબથી એટલે સૂરોની ચ્હડ ઉતરથી ગાવાની રીતથી ઘણી કિંમત વધશે એમ મારૂં માનવું છે.

બીજો એક મુદ્દો સંગીતવિદ્યાના ઉદ્દેશને લગતો છે. મ્હારૂં માનવું છે કે સંગીતવિદ્યા જેવી મહાન્ કલા કોઈ ભાવ જે બરાબર અનુભવાયો હોય તેનાજ પ્રદર્શન માટે હોવી જોઇએ. દરેક મહાન કલાનો ઉદ્ભવ એમ જ થયો હોય છે અને દેશ દેશની કલાઓ, શાસ્ત્ર કે બીજા ગૌણ ઉદ્દેશમાં બીજી રીતે ભલે જુદી પડે પરન્તુ એ તમામ આ અનુભવાયલા ભાવ પ્રદર્શનની બાબતમાં તો એક બીજાને મળતી છે. આ ઉદ્દેશ આપણા ઉસ્તાદો ભૂલી ગયા છે તેથી તેઓ ગીતોની 'સારાગમ' જ બતાવ્ય બતાવ્ય કરે છે.

કલા માત્ર, બે રીતે અસર કરે છેઃ એક બુદ્ધિને અને બીજી અંતઃકરણને. કોઇ ગાયનને બુદ્ધિપૂર્વક તપાસવું એટલે એના રાગનું પૃથક્કરણ કરવું—એ ગણિતની રીતે બરાબર છે એમ લાગે એટલે સંતોષ પામવું તે. આ માટે સંગીતશાસ્ત્રનું પારિભાષિક જ્ઞાન જોઈએ.

પરંતુ અંતઃકરણને અસર થવા માટે એના શાસ્ત્રીય જ્ઞાનની કંઇ જ જરૂર નથી. આખું ગીત સાંભળીને જે અસર થાય છે, તે પારિભાષિક જ્ઞાન સિવાય પણ કંઈ જેવી તેવી નથી થતી. ઘણીવાર બુદ્ધિ અને અંતઃકરણ બેઉ સંતોષ પામે છે એટલે એના ભેદ પાડવા પણ અઘરા છે. છતાં, સામાન્ય રીતે, કોઈ ગીત સાંભળી, તત્ક્ષણ, આપોઆપ જ આનંદ થઇ આવે છે તેને અંતઃકરણની અસર કહી શકાય. સંગીતની આવી અસર, જનસમાજનો મ્હોટો ભાગ લેઇ શકે છે અને છતાં આ ભાવનામય અસર કરવાની આખીયે વાત, ઉસ્તાદો જરા જરામાં ભૂલી જાય છે.

પરિણામ એ થયું છે કે ઉસ્તાદી ચીજો સમજવાનો જેણે અધિકાર મેળવ્યો નથી એવા સામાન્ય મનુષ્યો સંગીતવિદ્યાદ્વારા સુખ ભોગવવાનાં ફોગટ ફાંફાં મારે છે; છતાં ઉસ્તાદી ચીજોને હું નકામી જ ગણું છું એવો અર્થ મ્હારા કહેવાનો ન કરશો. કારણ કે બુદ્ધિને અસર કરવાની રીતમાં પણ સમજ્યા પછી ઘણી મજા પડે

છે એ હું કબૂલ કરૂં છું. ફક્ત આ મઝા તે રસ નથી એટલું જ મ્હારૂં કહેવું છે.

આપણું શાસ્ત્રીય સંગીત દિનપ્રતિદિન ઓછું લોકપ્રિય થતું જાય છે તેનું આ એક મુખ્ય કારણ છે. એમાં લોકોનો પણ વાંક નથી એમ હું નથી કહેતો. સંસ્કારી કેળવણીથી કલાઓ સમજવાની શક્તિ આવવી જોઇએ પણ તે આપણે ત્યાં નથી આવતી.

એક કવિએ કહ્યું છે કે સારાંમાં સારાં ચિત્રો એજ દોરી શકશે કે જેણે ચિત્રોના વિષયમાં રહેલા ભાવ અનુભવ્યા હશે. આ વાત બધી કલાઓના વિષયને લાગુ પડે છે.

આપણા ઘણાખરા ઉસ્તાદો સંગીતના આ આત્માને ભૂલી જાય છે અને દિનપ્રતિદિન ઓછા થતા શ્રોતૃવર્ગને અસર કરવાને બદલે, આલાપ ઉપર આલાપ દીધે જાય છે !

રોમેંઇન રૉલૅન્ડની મહાન નવલકથા જોહન ક્રીસ્ટોફરમાં, ભક્ત ગૉટફ્રીડ એના એક મહાન ગાયક ભાણેજને ગીત રચવાની ખાતર રચવા માટે ઠપકો આપે છે. એ કહે છે કે **ગીત તો નમ્રભાવથી રચાયેલાં અને શુદ્ધ અંતઃકરણમાંથી ઉદ્દ્ભવેલાં જોઇએ.** આપણા ઉસ્તાદો આટલું સમજે તો કેવું સારૂં !

ઉસ્તાદો, કંઇ અંતઃકરણનો કોઇ ભાવ પ્રદર્શિત કરવાને ખાતર ગાતા નથી, પરન્તુ શ્રોતાજનોને પોતાની શક્તિથી ચકિત કરવા માટે ગાતા જણાય છે. એમાં અહંકાર રહેલો છે અને જ્યાં અહંકાર હોય ત્યાં પ્રેરણા કેવી રીતે આવે ? દીનતા અને નમ્રતા સિવાય પ્રેરણા નથી આવતી. પણ ઉસ્તાદોની એ ફરિયાદ છે કે “અમારી કલા સમજવા માટે શ્રોતાજનોએ અધિકાર મેળવવો જોઇએ.” હવે ઉસ્તાદ અને એની કલા તરફ શ્રોતાજનોમાં સમભાવની તો જરૂર છે એ વાત ખરી, પરન્તુ છેક જ લાગણી વગર ઉસ્તાદ ગાયાં કરે અને કલાકોને કલાકો સુધી આલાપો ઉપર આલાપ લે ત્યારે તો કોઇક ઉસ્તાદને કહેવું પડે છે કે “ભાઇ, હવે બહુ થયું.” આમને આમ ચાલશે તો ઉસ્તાદી ગાયનની છેક જ વિરૂદ્ધ જનસમાજ થઇ જશે. કલાકારોના અધિકાર વિષે જ્યારે હદપાર હકની માગણી કરવામાં આવી ત્યારે એનો “કલા એટલે શું ?” એ નામના પુસ્તકમાં ટોલ્સટોયે સખ્ત વિરોધ કર્યો. એણે કહ્યું છે કે “કોઇ પણ કલામાં રસ લેવાને માટે કલાનાં શાસ્ત્રીય જ્ઞાનની પણ જરૂર અગત્યની ગણાશે તો કલા સમજનારાની સંખ્યા દિનપ્રતિદિન ઓછી થઇ જશે; અને પછી તો એવો હસવા સરખો દેખાવ રજુ થશે કે કલાના સમજાવનાર સિવાય બીજું કોઇ એમાં રસ લેવા હાજર રહ્યું નહીં હોય.” છૂપાંક[*] ભેદવાળાં કાવ્યોની [1]ભવિષ્ય ચિત્રોની અને આધુનિક સંગીતની આજકાલ ટોલ્સ્ટોય કહે છે એવી જ દશા થઇ છે.

આપણા ઉસ્તાદો ગાતાં ગાતાં ગળાની અને સાથે શરીરની પણ જાણે કસરતો કરે છે. એથી સારી અસર નથી થઇ શકતી એટલુંજ નહીં, પણ સંગીતની મહત્તા ઓછી થાય છે. નટ લોકો કે અખાડાના પહેલવાનો જેવી આ કસરતોમાં નથી ભાવ રહી શકતા કે નથી રહેતો લાગણીનો આવિર્ભાવ. પરન્તુ આ દોષ માત્ર આપણા ઉસ્તાદોનો જ નથી. આખી પૃથ્વીના ઉસ્તાદો આવા જ છે.

ગર્જના કરતાં હોય એવાં ભવ્ય કે વિજળીના ચમકાર જેવાં ઝડપી ગીતો, જ્ઞાનતંતુઓને ઉછાળે કે પછાડે ખરાં, પણ એ કંઇ રસાસ્વાદનો આનંદ નથી.

ભાવનામય સંગીત માટે કંઠની કેળવણી આવશ્યક છે અને આપણી સંગીતશાળાઓમાં કે ઉસ્તાદોના શિક્ષણમાં કંઠને મીઠો અને સુકોમળ બનાવવા માટે ઝાઝું લક્ષ અપાતું નથી એ દિલગીરીની વાત છે. સંગીતમાંથી ઉચ્ચ આનંદનો અનુભવ મીઠા અવાજથી અને ગાનારના સંગીત ઉપરના ભાવથી થવાનો. મીઠા કંઠમાંથી નીકળતું ગાન હૃદયને જે અસર કરે છે તે શિલ્પની સુન્દર મૂર્તિનાં દર્શનથી જેવો આનન્દ થાય છે તેની સાથે સરખાવી શકાય.

સંગીતની સુધારણામાં ઉચ્ચ કેળવણી અને સંસ્કારી જીવન પણ જરૂરી ગણાવાં જોઇએ. એ વગર સંગીતની અધોગતિ થઇ છે. યુરોપના ઉસ્તાદો બહુ વિદ્વાન અને જ્ઞાની હોવાથી છેલ્લાં એક બે સૈકાંમાં ત્યાં સંગીતવિદ્યાની સારી ઉન્નતિ થઇ છે.

---

*Mystic poetry. 1 Futurist painting.

પ્રજાના સંસ્કારમાંથી કલાનો ઉદ્‌ભવ થાય છે. જેમ એના સંસ્કાર ઉંચા તેમ એની સૌન્દર્ય પ્રાપ્ત કરવાની મહેચ્છા પ્રબળ. જ્યાં રૂઢીનાં જાળાં તોડી સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ હોતી નથી ત્યાં નવી સૃષ્ટિ રચવાની, ગાયકોની કે કલાકારોની, તાકાત નથી જ હોતી. જ્યાં સંસ્કૃતિ નીચી પડી હોય ત્યાં મહાન કલા ખીલતી નથી.

આજ આપણી સુન્દર સંગીતવિદ્યાની અધોગતિ થઇ છે તેનાં કારણુ ઉપર પ્રમાણે છે. એની ઉન્નતિ માટે એની સાથે ઉચ્ચ કેળવણી અને શુદ્ધ સંસ્કાર ભળવા જોઇએ. આપણા ઉસ્તાદોમાં નિરક્ષરતા અને લ્ટતા કેટલાં વધ્યાં છે!

હવે યૂરોપની આપણી સાથે સરખામણી કરો! બીથોવન અને વાગનર બન્ને ત્યાંના પ્રતિભાવાન સંગીતાચાર્યો થઇ ગયા. પરન્તુ સાથે સાથે એ મહાન વિદ્વાન અને સાક્ષરો હતા. બીથોવનનું વચન છે કે "માણસમાં મ્હોટામાં મ્હોટો ગુણ એ કે જેનાથી એ વધારે સારો માણસ બની શકે." વાગનર સંગીતનો બહુ મ્હોટો પરીક્ષક તો હતો જ, પણ સાથે સાથે સાહિત્યનો પણ મ્હોટો શોખીન હતો. એ ઘણાં માસિક-ત્રિમાસિકોનો તંત્રી હતો અને એના સમયમાં સંગીતનો પ્રેમ એણે લોકોમાં ખૂબ વધારી દીધો હતો.

એ કહેતો કે "જીવન જ્યાંથી અટકે છે ત્યાંથી કલા શરૂ થાય છે." જ્યારે વર્તમાન કાળ કંઇ આપી શકતો નથી ત્યારે કલાનાં કામ, નવી સૃષ્ટિ રચી, જીવનની જરૂરીઆત પૂરી પાડે છે.

આવા આવા સુન્દર વિચારો આપણા ધંધાદારી ઉસ્તાદોની કલ્પનામાં પણ આવી શકે એવું રહ્યું છે? રોમેરોં રોલેન્ડે બીથોવન સંબંધે કહેલા શબ્દોથી હું આ લેખ સમાપ્ત કરીશ કેઃ—

જ્યાં જીવન મહાન નહીં હોય ત્યાં વિચારો કે કલા પણ મહાન નહીં થાય. *

હ.

---

*ઉપરનું ભાષણ અધ્યાપક આથવલેના પ્રમુખપદ નીચે સંગીત પરિષદ્‌ને પ્રસંગે અમદાવાદમાં અપાયું હતું.

# બોધિસત્ત્વ

બોધિ એટલે જગતના ઉદ્ધારના તત્ત્વોનું જ્ઞાન. તે માટે જે જીવ કાયા, વાણી અને મનથી પ્રયત્ન કરે તેને બોધિસત્ત્વ કહે છે. અત્યંત પ્રાચીન પાલી ગ્રંથોમાં બુદ્ધ થયાં પહેલાં ગૌતમને "બોધિસત્ત્વ" નામ આપવામાં આવ્યું છે. તે પછી પૂર્વ જન્મમાંયે તે બોધિસત્ત્વ હતો અને જુદા જુદા જન્મોમાં જુદી જુદી પારમિતાઓ પ્રાપ્ત કરી છેવટના જન્મમાં બુદ્ધ થયા એવી એક કલ્પના ઉત્પન્ન થઇ. અને તે સમયે હિંદુસ્તાનમાં સામાન્ય લોકસમાજમાં જેટલી વાતો પ્રચલિત હતી તેને અહિંસાત્મક સ્વરૂપ આપી બોધિસત્ત્વના પૂર્વ જન્મની કથાઓ ગણવામાં આવી, અને જાતકોમાં તેમનો સંગ્રહ કરવામાં આવ્યો. તે સમયની સમાજસ્થિતિનો વિચાર કરવા માટે આ કથાઓ અત્યંત ઉપયોગી છે. પરન્તુ, આ લેખમાં ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર ન કરતાં બોધિસત્ત્વ કઈ પારમિતાઓથી સંપન્ન હતા અને તેનો અભ્યાસ સાધારણ માણસ કેવી રીતે કરી શકે એટલો જ વિચાર કરવાનો છે.

પ્રત્યેક મનુષ્યમાં બોધિસત્ત્વનો અંકુર છે, અને તેનો વિકાસ કરતાં તે પૂર્ણત્વને પહોંચી શકે છે. પરન્તુ, અભિમાનથી અને લોભથી ઘેરાયેલો હોવાથી આ અંકુરને અવકાશ મળતો નથી, અને તે ત્યાંનો ત્યાં જ સુકાઇ જાય છે. બીજા ઉપર દયા કરવી અથવા પતિતનો ઉદ્ધાર કરવો એવો સદ્‌વિચાર આપણા મનમાં કોઇ કોઈ વાર ઉત્પન્ન થાય છે. પરન્તુ, આપણું અભિમાન અને લોભ તેને વધવા દેતાં નથી, અને તેને સૂકવી નાંખે છે. અંત્યજોનો ઉદ્ધાર કરવાની કલ્પના મને પસંદ છે, પણ હું બ્રાહ્મણ હોવાથી તેને સ્પર્શ કરવા ઇચ્છતો નથી, અને તેમની ઉન્નતિ કરું તો ઉંચી જાતોની સત્તા નષ્ટ થશે એમ પણ મને લાગે છે. પણ જ્યારે મને હિંદુજાતિનું અભિમાન જાગે છે ત્યારે મુસલમાનો કરતાં અમારી સંખ્યા વધે આ હેતુથી અંત્યજોને કેટલીક સગવડ આપી હિંદુ બનાવવાનો હું પ્રયત્ન કરું છું. મારા અંતઃકરણમાં દેશાભિમાન જાગૃત થયું એટલે અંત્યજોને અને મુસલમાનોને પણ રાષ્ટ્રીયત્વ નીચે લાવી અંગ્રેજોની સામે કરવાનો પ્રયત્ન કરું છું. પણ આ બધી બાબતોમાં બોધિસત્ત્વના તત્ત્વના અંકુરોનો વિકાસ થવાને માટે જરા પણ અવકાશ મળતો નથી.

અહીંઆ કોઇ એવો પ્રશ્ન કરે કે જાતિઅભિમાન અને દેશાભિમાન જો ઇષ્ટ ન હોય તો પછી જીવવું શા માટે? દશ પારમિતાની પ્રાપ્તિથી સર્વ મનુષ્યજાતિનું કલ્યાણ કરી નિર્વાણ પદ મેળવવા માટે—એ આ પ્રશ્નનો ઉત્તર છે. પરમ એટલે કે શ્રેષ્ઠ ધર્મ જેણે પ્રાપ્ત કર્યો છે તે પારમી, અને તેનો જે ગુણ તે પારમિતા. આ દશ છે, તે આ પ્રમાણે: (૧) દાન, (૨) શીલ, (૩) નૈષ્કર્મ્ય, (૪) પ્રજ્ઞા, (૫) વીર્ય, (૬) ક્ષાન્તિ, (૭) સત્ય, (૮) અધિષ્ઠાન, (૯) મૈત્રી, અને (૧૦) ઉપેક્ષા.

(૧) દાનપારમિતા: બોધિસત્ત્વ થવાનો જેના મનમાં તનમનાટ છે, તેને સૌથી પહેલાં દાન પારમિતાનો અભ્યાસ શરૂ કરવો જોઇએ. રંજાડેલા અને દુઃખી થયેલા લોકોને જોઇને નિરભિમાનપણે પૈસાની મદદ કરવા ઉત્સુક થવું જોઇએ. પોતાની જાત માટે, ધર્મ માટે, કિંવા દેશ માટે ગમે તે સ્વાર્થત્યાગ કરવા પુષ્કળ લોકો તૈયાર છે. પરન્તુ, નિરપક્ષપણે કર્તવ્યબુદ્ધિથી પરોપકારમાં ગુંથાએલા બોધિસત્ત્વો, ક્યાંક જ જડે છે. એક વાર માણસને આસક્તિ વિના દાનધર્મ કરવાની ટેવ પડે અટલે તેના મનનો વિકાસ ત્વરિત થાય. અને સતત અભ્યાસને લીધે પ્રસંગ પડે પોતાના શરીરનું પણ દાન કરવાને તે તૈયાર થાય છે. પ્રાણી માત્રનું, અને ખાસ કરીને મનુષ્યજાતિનું અનેક પ્રકારનું દુઃખ

તેને મન અસહ્ય થાય છે. અને તેના અંતઃકરણમાં કોમળ દયાનો જન્મ થાય છે. 'દયા ધર્મકા મૂલ હૈ,' આ ન્યાયથી અહીંથી જ તેનું ધાર્મિક જીવન શરૂ થયું એમ કહેવું જોઇએ.

**(૨) શીલપારમિતાઃ** દાન ધર્મ કરી પુષ્કળ પુણ્ય સંપાદન કર્યું, પણ શીલ જો નિર્મળ ન હોય તો તેનો ઉપયોગ શું ? પ્રાણઘાતથી હું નિવૃત્ત થયો ન હોઉં, જુઠ્ઠાઇથી પૈસા મેળવવામાંથી હું નિવૃત્ત થયો ન હોઉં, વ્યભિચારમાંથી હું નિવૃત્ત થયો ન હોઉં, દારૂ પીવામાંથી હું નિવૃત્ત થયો ન હોઉં, તો મારા સર્વસ્વના દાનનો પણ કાંઈ જ ઉપયોગ નથી. માટે મારે શીલ નિર્મળ કરવા માટે હંમેશાં પ્રયત્ન કરવો જોઇએ. ચિત્તના રક્ષણ સિવાય શીલનું રક્ષણ થતું નથી, અને સ્મૃતિ સિવાય ચિત્તનું રક્ષણ થતું નથી. તાત્પર્ય કે સ્મૃતિનો અભ્યાસ કરવો એ મારૂં પહેલું કર્તવ્ય છે. જતાંઆવતાં, ઉઠતાંબેસતાં મારૂં ચિત્ત અને શરીર કઈ અવસ્થામાં છે તેના ઉપર સતત લક્ષ આપવું એ મારૂં કર્તવ્ય છે. માંકડા પ્રમાણે મારા ચિત્તની અહીંતહીં ભમવાની જે ચંચળ વૃત્તિ છે, તેને સ્થિર કરી ચિત્તને આત્મપરીક્ષા તરફ વાળવા માટે દરકાર કરવી જોઈએ. 'આ ચિત્તરૂપી મદોન્મત્ત હાથીને સ્મૃતિરૂપી દોરડાથી જો હું બાંધી શકું તો મારો સર્વ ભય જતો રહે અને સર્વ કલ્યાણ મારા હાથમાં આવે, એવું મને સમન્તય.

હવે સ્મૃતિ કેવી રીતે ઉત્પન્ન થાય એ જોઇએ. નિયમનો ભંગ થાય એ માટે ભય થવો અને સજ્જનોની સંગતિમાં રહેવું, એ બન્નેથી શ્રદ્ધાવાનને સ્મૃતિ ઉત્પન્ન થાય છે. વિના કારણ આંખને આમ તેમ ફરવા દેવાની નથી, અને પોતાની દૃષ્ટિ પોતાનાં પગલાં પાસે જ રાખવાની છે, એવો નિયમ કરવો જોઇએ. દૃષ્ટિની વિશ્રાંતિ માટે જોઈએ તો ચાર દિશાની સૃષ્ટિશોભા નીરખવી. પરંતુ કામવિકાર ઉત્પન્ન થાય એવા વિષય તરફ તેને ગુદ્દલ જવા દેવી નહિ. જે 'જે બાબત શરૂ કરી હોય તે પૂરી થયા સિવાય બીજા તરફ લક્ષ જવા દેવું નહિ. જો આવો નિયમ કરવામાં ન આવે તો કોઇ પણ બાબત સાધ્ય થવાની નહિ, અને ચિત્તવિક્ષેપ માત્ર વધતો જવાનો. આપણી આસપાસ ગરબડ ચાલે અથવા બીજી કંઇ મોજ ચાલતી હોય અને તે વિષે મનમાં ઉત્કંઠા ઉત્પન્ન થાય, તો તે તરતજ દબાવી દેવી જોઇએ. પોતાનું મન સ્થિર ન હોય એટલે પગ ઉપર માટી ચોપડવી, ઘાસ તોડવું, લીટા કરવા એવા ચાળા આપણે કરીએ છીએ. તે વેળા બુદ્ધિના ઉપદેશની સ્મૃતિ કાયમ કરી આ ચાળા તુરતજ છોડી દેવા જોઇએ. બોલ્યાચાલ્યા પહેલાં આત્મપરીક્ષા કરી ચિત્ત સ્થિર કરવું જોઇએ. રાગ અથવા દ્વેષ ઉત્પન્ન થયો હોય તેવે પ્રસંગે કાંઇ કરવું નહિ, અથવા કાંઇ બોલવું નહિ, લાકડા સરખા થઇ રહેવું. ચિત્ત ઉદ્‌ભ્રાંત થયું હોય, બીજાની મશ્કરી કરવા માટે પ્રવૃત્ત થયું હોય, મદોન્મત્ત હોય, તર્ક કરવાને તૈયાર થયું હોય, વાંકું જનારૂં અથવા છેતરનારૂં થયું હોય, પોતાની સ્તુતિ અને પારકાની નિંદા કરવાના ઇરાદાવાળું થયું હોય, આવે પ્રસંગે લાકડા જેવા થઇ રહેવું.

હવે કેવે પ્રસંગે બોલવા ચાલવાની ક્રિયા કરવી એનો વિચાર કરીએ. મન સ્થિર હોય, પ્રસન્ન હોય, ધીરજવાળું હોય, બીજાઓ વિષે આદર અને ગૌરવ થતાં હોય, પાપની શરમ અને લોકાપવાદના ભય લાગતો હોય, શાંત અને બીજાને સંતુષ્ટ કરવા માટે તત્પર થયું હોય, મૂર્ખાઓની પરસ્પર વિરોધી ઇચ્છાઓથી ખેદ પામ્યું ન હોય, લોકોએ અપરાધ કર્યો હોય તો તે કામ ક્રોધ વગેરેને વશ થઇને કર્યા છે એમ સમજી તેના ઉપર દયા કરવાને તૈયાર હોય, આવી જે સમયે મનની સ્થિતિ હોય, તે સમયે જ કાયા અને વાણી વડે કર્મ કરવાને પ્રવૃત્ત થવું. આ બધી બાબતો પોતાના શરીર વડે અમલમાં લાવવાનો પ્રયત્ન કરવો જોઇએ, કારણ કે વૈદાનાં પુસ્તકો વાંચવાથી રોગ સુધરતો નથી.

**(૩) નૈષ્કર્મ્યપારમિતાઃ** દાન આપ્યું, શીલનું રક્ષણ કર્યું, પરન્તુ મોજમજાના પદાર્થોમાંથી મન નિવૃત્ત થયું નથી, અને તેમાં જ આસક્ત છે, તો પછી હું જગતનું કલ્યાણ કેવી રીતે સાધી શકીશ ? બીજા લોકો પ્રમાણે હું પણ ઉપભોગ્ય પદાર્થોનો મોટો ભાગ મેળવવા માટે જીવનના કલહમાં ગુંથાઇ નહિ જઉં ? પણ જો મને એકાંતનું સુખ ગમે નહિ તો હું કામસુખ કેવી રીતે છોડી શકું ? તેથી હવે મારે નૈષ્કર્મ્ય તરફ, એટલે કે એકાંતવાસ તરફ વળવું જોઇએ. અને માટે જ કેટલાક સમય માટે રોજના ધંધાને છોડી એકાન્ત સ્થળમાં જઇ રહેવાનો મેં નિશ્ચય કર્યો છે. પણ ત્યાં મારૂં મન ખુશ થશે ! ફરીથી તે સંસારની ખટપટમાં શા માટે નહિ પડે ! પણ, બોધિસત્ત્વનો માર્ગ

તારે જો સ્વીકારવાનો હોય તો ચિત્તની શાંતિ મળે તે પર્યંત સંસારની ખટપટને બાજુએ મૂકી એકાંતવાસ સ્વીકારવો અનિવાર્ય છે.

જંગલની અંદર એકાદ દેવાલયમાં અથવા કોઈ ઝાડ નીચે, અથવા કોઈ ગુફામાં રહી કશાની પણ અપેક્ષા ન કરતાં પૂઠે જોયા વિના હું ક્યારે વિચરીશ, 'આ મારી વાડી અને આ મારૂં ખેતર' એ વિચાર છોડી દઇ સ્વભાવથી વિશાળ પૃથ્વી ઉપર હું ક્યારે સ્વેચ્છાએ ફરીશ! ફક્ત માટીનું વાસણ અને ચોરને પણ ખપમાં ન આવે એવું ચીવર (કન્થા) લઈ શરીરના રક્ષણની ભાંજગડમાં ન પડતાં નિર્ભયપણે હું ક્યારે સંચાર કરીશ ! સ્મશાનમાં જઇ બીજાં મૃત કલેવરો જોઇ, 'આ મારો દેહ એવોજ દુર્ગંધી થવાનો છે, કે શિયાળ પણ તેની પાસે આવશે નહિ; આ દેહમાં એકત્ર જન્મ પામેલાં હાડકાંએ સ્મશાનનાં હાડકાં પેઠે જુદાં પડશે, તો પછી મારાં સગાંઓ મને છોડી જાય એમાં નવાઇ શું' એવો વિચાર હું ક્યારે કરીશ ! અરે મન, તારાજ કલ્યાણ માટે આ પ્રિયઅપ્રિયનો સંબંધ છોડી દે, અને રમ્ય, કલ્યાણનો સહજ ઉદય કરનાર, અને સર્વ વિક્ષેપ સમાવનાર એકાન્તવાસ સ્વીકાર.

આપ્તજનનો હુકમ માથે ચઢાવી હું આ એકાન્ત સ્થળમાં આવી રહ્યો છું. તેની શોભા અપ્રતિમ છે, પણ પ્રપંચમાં મશગુલ થએલું મારૂં મન ફરીથી ઘર તરફ દોડે છે. મુખ્ય વાત એટલી જ છે કે કામવિકારનું હું દમન કરી શકતો નથી, તેથી શુદ્ધ ભગવાને વર્ણવેલી કાયગતા સ્મૃતિની ભાવના મારે સાધવી જોઇએ. ચામડીની નીચે રહેલાં માંસ, આંતરડાં, કે હાડકાં અંતર દૃષ્ટિએ જોવાં જોઇએ. શરીર ઉપરની ચામડી છોલી કાઢી હોય તો મારૂં શરીર 'કેટલું સુંદર' દેખાય વારૂ? કસાઇની દુકાનમાં ચામડી ઉખાડી નાંખેલાં, માથું નીચે રાખી લટકાવેલાં બકરાં અને ઘેટાં કરતાં પણ તે વિલક્ષણ નહિ દેખાય શું? પેટમાંથી આંતરડી બહાર નીકળી એટલે કેવી દેખાવાની, અને ફક્ત હાડકાંનો માળો શિલ્લક રહ્યો તો તે કેવો દેખાવાનો? આનું સ્પષ્ટ ચિત્ર આંખ આગળ ઉભું રહેવું જોઇએ. આ ધ્યાન જો મને સાધતાં આવડે, તો કામવિકાર ઉપર હું તરત જ વિજય મેળવી શકું, અને પ્રથમથી જ શ્વાસોચ્છ્વાસ ઉપર ચિત્ત એકાગ્ર કરવાનો અભ્યાસ કર્યો હોય તો તે મને થોડા સમયમાં સાધ્ય થાય.

(૪) પ્રજ્ઞાપારમિતા: એકાંતમાં રહી મન ઉપર જય મેળવ્યો, પણ તેથી મનુષ્યજાતિનું હિત સાધવા હું સમર્થ થઇશ શું? મારા મનને હું રોકી શકીશ, પણ લોકપ્રવાહનું જ્ઞાન કેવી રીતે થાય? તે પ્રજ્ઞા વહેલી મેળવવું જોઇએ. પ્રજ્ઞા એટલે લૌકિક અને લોકોત્તર પદાર્થોનો કાર્યકારણભાવ જાણવાની શક્તિ. આ અભ્યાસ સિવાય વૃદ્ધિંગત થતાં નથી, તેથી આધિભૌતિક અને આધ્યાત્મિક શાસ્ત્રોના અભ્યાસથી પ્રજ્ઞાની અભિવૃદ્ધિ થાય એવો પ્રયત્ન કરવો જોઇએ. જેમ એક ભિક્ષુ ઘેર ઘેર જઇ ભિક્ષા માગે, અને આ દરિદ્ર છે અને આ શ્રીમંત છે, અથવા આ ઉચ્ચ છે અને આ નીચ છે એવો ભેદ કરતો નથી, તેમ જ જ્ઞાન મેળવવા માટે મારે ભેદ રાખવો જોઇએ નહિ. જેને લીધે જગતનું કલ્યાણ થાય તેવા પ્રકારનું જ્ઞાન કોઇ પણ વ્યક્તિ પાસેથી લેવા હું ઉત્સુક છું. કોઈ પણ માગથી દુઃખમાં ડૂબેલા લોકોને ઉપર લાવી શકાય તેનો મારે શોધ કરવો જોઈએ.

(૫) વીર્યપારમિતા: પણ આ કામ ઉત્સાહ સિવાય કેવી રીતે પાર પાડવાનું? જગતનું કલ્યાણ બાજુ પર રહેવા દો. આળસુ માણસ પોતાનું પેટ ભરવા માટે પણ ધંધો કરી શકતો નથી. આ રોગ જ્યાં સુધી મારા શરીરમાં છે, ત્યાં સુધી મને પ્રજ્ઞા શી રીતે મળવાની? આળસ, ગપાટા મારવાની ખોડ અને વિષાદથી પોતા વિષે ઉત્પન્ન થએલો તિરસ્કાર આ ઉત્સાહના શત્રુ છે. નકામા બેસી રહેવાની અને ઉંઘની તૃષ્ણાને લીધે આળસ ઉત્પન્ન થાય છે. પણ બેટા, તારા દેખતાં, તારા વહાલા મિત્રોને મૃત્યુ પકડી લઇ જાય છે, એ તું જોતો છતાં આળસમાં સુખ માની દુર્ગાદેવીને બલિદાન આપવા માટે તૈયાર કરેલા પાડા પ્રમાણે સ્વસ્થ ઉંઘે છે, એ શું? અરે, દુઃખરૂપી મહાનદી તરી જવાનો આ સમય છે, આળસનો અને નિદ્રાનો સમય નથી! અરે 'ગાંડા, શ્રેષ્ઠ ધર્મરતિ છોડી ગાંડાવેડાં અને ગપ્પાં મારવાં તને કેમ સારાં લાગે છે? મને બોધિ કેવી રીતે મળે એ બાબત દિલગીરી ન કર. પ્રાચીન બોધિસત્ત્વો પણ અત્યંત દુર્બળ હોવા છતાં પોતાના ઉત્સાહ અને પ્રયત્નથી તેઓએ બોધિ પ્રાપ્ત કરી હતી એવું મેં સાંભળ્યું છે. તો પછી મારા જેવા સાજાતાજા માણસે એવી દિલગીરી શા માટે કરવી? તેથી પોતાનો તિરસ્કાર કરવો હું છોડી દઇશ અને પ્રસંગ પડે સારા

કાર્યમાં દેહ આપવાને તત્પર રહીશ. આ રીતે વીર્યના વિરોધી વિચારોનું ઉન્મૂલન કરી સત્કર્મમાં હું અત્યંત ઉત્સાહ સંપાદન કરીશ.

કોઈ પણ લોકોપકારનું કાર્ય કરવામાં આળસ, લજ્જા અથવા એવા બીજા નીચા મનોધર્મ મારી આડે આવશે નહિ.

અભિમાને જેને છળ્યો તે માની નહિ રહેતાં દીન થાય છે, કારણ માની શત્રુને વશ થતો નથી ત્યારે આ તો અભિમાનના સપાટામાં સપડાયો. જે આ અભિમાનશત્રુ ઉપર વિજય મેળવ્યાનું અભિમાન રાખે છે અને અંતઃકરણમાં સ્ફુરતા અભિમાન શત્રુને મારીને વિજયી થાય એ જ સાચો અભિમાની છે અને શૂરવીર છે. સામાન્ય લોકો સુખ માટે કામ કરે છે. તેઓને સુખ મળે કિંવા ન મળે, પરન્તુ જેને સત્કર્મમાં જ સુખ, તેને નવરાપણામાં સુખ શી રીતે મળે ?

( ૬ ) ક્ષાન્તિપારમિતા: ઉત્સાહ વધારી લોકકાર્યમાં પ્રવૃત્ત થયો પણ જ્યારે લોકો તરફથી તે કાર્યનો વિરોધ થવા લાગ્યો ત્યારે વીર્યનું પરિણામ ક્રોધમાં થયા સિવાય રહેવાનું નહિ! વધારે તો શું, પણ ક્રોધ અને ઉત્સાહમાં શું ફરક છે, એ ધાર્મિક જ્ઞાનમાં પ્રગતિ નહિ પામેલા શાસ્ત્રીઓ અને પંડિતોને પણ સમજવું મુશ્કેલ છે. તે ક્રોધને જ શૌર્ય સમજે છે. આટલા માટે દિશા ન ભૂલતાં શૌર્યનું પરિણામ ક્રૂરતામાં ન થાય એટલા માટે ક્ષાન્તિપારમિતાનો મારે અભ્યાસ કરવો જોઈએ. હું ગમે તેટલો દાનધર્મ કરું, ગમે તેટલું એકાંત સેવું, તો પણ હું જો ક્રોધ રોકી ન શકું, તો ધર્મમાર્ગમાં મારી કદિ પણ ઉન્નતિ થવાની નહીં. દ્વેષના જેવું પાપ નથી, અને ક્ષમા જેવું તપ નથી, માટે ક્ષમાનો અભ્યાસ મારે પ્રયત્નથી કરવો જોઈએ.

ગમે તે શારીરિક દુઃખ મારે ભોગવવું પડે તો પણ મારે આનંદની વૃત્તિ કાયમ રાખવી જોઈએ. ચારે રસ્તે જો એવા દુઃખનો ઉપાય કરવો શક્ય હોય તો પછી એ દુઃખનો સંતાપ શા માટે કરવો ? અને જો ઉપાય થઈ શકે એમ ન હોય તો એ સંતાપનો ઉપયોગ શું ? જુદી જુદી તરેહની તપશ્ચર્યા કરી ઘણા લોકો પોતાના શરીરને પીડા આપે છે, અને અભ્યાસથી આ ટેવ તેમને વળગી પડે છે. તો પછી ક્ષમાના અભ્યાસથી સર્વ પ્રકારનું દુઃખ સહન કરવાને હું શું સમર્થ નહિ થાઉં ? પોતાની છાતી ઉપર ઘા સહન કરી સમરાંગણમાં શત્રુ ઉપર જે વિજય મેળવે છે, તે જ ખરા શૂરવીર, બાકીના મરેલાને મારનારા. એ જ પ્રમાણે લોકોના પ્રહાર સહન કરી લોકકલ્યાણમાં કુશળ રહેનાર બોધિસત્વ જ ખરો શૂરવીર ગણાવો જોઈએ. પણ મારા મનમાં ક્રોધનો આવેગ એટલો બધો ભયંકર છે કે તેનું દમન કરવું મારે માટે કઠિન છે. તેને માટે યોગ્ય વિચાર કરવો ઘટે છે. મારા શરીરમાં વાતપિત્ત વગેરેનો ક્ષોભ થઈ દુઃખ ઉત્પન્ન થતાં હું એ દોષો ઉપર શું ગુસ્સે થાઉં છું ? તો પછી કામક્રોધ વગેરે દોષોથી પ્રેરિત મનુષ્યપ્રાણીએ મારો અપરાધ કર્યો, તેના ઉપર હું શા માટે ગુસ્સે થાઉં ? બીજાને પીડા કરવી એ જ જો મૂર્ખોનો સ્વભાવ હોય તો શરીર ઉપર ડામ દેતા અગ્નિ ઉપર જેમ હું ગુસ્સે થતો નથી તેમ તેના ઉપર પણ ગુસ્સે થવું મને યોગ્ય નથી. લાકડી, પથરા વગેરે વસ્તુથી મારા ઉપર પ્રહાર કરવામાં આવે તો હું તે વસ્તુઓ ઉપર ગુસ્સે ન થતાં જેણે તેઓનો ઉપયોગ કર્યો હોય તેના ઉપર હું ગુસ્સે થાઉં છું. પણ તેને કોણ પ્રેરે છે ? દ્વેષ નહિ ? તો પછી દ્વેષનો જ દ્વેષ કરવો યોગ્ય છે. ગાળો તો મને મુદ્દલ પીડી શકતી નથી, તો પછી તેને માટે શું કરવા ગુસ્સે થવું ? બુદ્ધનાં મંદિરો તોડનારા ઉપર, સદ્ધર્મનો નાશ કરનારા ઉપર અને સર્વ પ્રકારે બૌદ્ધધર્મને ગાળો દેનારા ઉપર પણ મારે ગુસ્સે થવું યોગ્ય નથી. કારણ બુદ્ધને અને બોધિસત્વને મનુષ્યે કરેલા અપરાધોથી પીડા થઈ શકતી નથી.+

અજ્ઞાનથી કેટલાક લોકો અપરાધ કરે છે, અને બીજા કેટલાક અજ્ઞાનથી તેના ઉપર ગુસ્સે થાય છે. એમાં નિર્દોષ કોણ અને અપરાધી કોણ એ કહેવું કઠિન છે. અરે મન ! ક્ષાન્તિ પારમિતાને લીધે તું જો પોતાની પ્રસન્નતા મેળવી શકીશ તો તને આ લોકમાં શું સુખ નહિ મળે ! રાજા તારા ઉપર ગુસ્સે થાય તો તને શું કરી શકે ? અને પ્રસન્ન થાય તો તને શું

---

+બોધિચર્યાવતારમાં મૂળ ગાથા નીચે પ્રમાણે છે:—

प्रतिमास्तूपसद्धर्मनाशकाक्रोशकेषु च ।
न युज्यते मम द्वेषो बुद्धादीनां न हि व्यथा ॥

સુખ આપી શકે ? લોકદ્વેષને લીધે ઉત્પન્ન થનારી માનસિક પીડા રાજા શું ઉત્પન્ન કરી શકે ? અને લોકો ઉપર નિઃસીમ પ્રેમ કરવાથી ઉત્પન્ન થનારું સુખ આપી શકે શું ? સૌંદર્ય, આરોગ્ય, આનંદની વૃદ્ધિ, દીર્ઘાયુષ્ય અને ચક્રવર્તિ રાજા જેવું સુખ ક્ષમાવાન સાધુને આ લોકમાં જ પ્રાપ્ત થાય છે. માટે તું હવે ક્ષાન્તિપારમિતાનો સતત અભ્યાસ કર.

( ૭ ) સત્યપારમિતા : પરન્તુ, લોકોનું સમાધાન કરતાં સત્યનો ભંગ મારા હાથે થાય એ યોગ્ય નથી. બીજાને સારું લાગે એટલા માટે ' હાજી હા ' ભણવી એના જેવી બીજી દુર્બળતા નથી. ક્રોધ ઉત્પન્ન થવા દેવો એટલે એક છેડો, અને ' હાજી હા ' ભણવી એટલે બીજો છેડો. આ વચ્ચેનો ખરો ધર્મમાર્ગ એ કે લોકોને ગમો કે ન ગમો, તો પણ સત્ય તો બોલવાનું જ પણ તે ક્ષમાપૂર્વક બોલવાનું. અને તેને લીધે ગમે તેટલું અપમાન થાય, કેટલોગે ત્રાસ થાય, તો પણ તે ક્ષમાપૂર્વક સહન કરવાનો. તેનો હિંસા વડે પ્રતિકાર કરાય નહિ. સત્યની જેને પરવા નથી, તેનું શીલ અધુરું જ રહેવાનું. તેને જ્ઞાની અથવા શૂરવીર પણ કહી શકાય નહિ. માટે સત્યપ્રેમ મેળવવાનો મારે સતત પ્રયત્ન કરવો જોઇએ.

( ૮ ) અધિષ્ઠાનપારમિતા : આ માટે અધિષ્ઠાન પારમિતાની જરૂર છે. અમુક એક વાત મારે કરવાની છે એવો વિચારપૂર્વક નિશ્ચય કર્યો પછી કેટલાંયે સંકટો આવ્યાં છતાં તે છોડવું નહિ, એને અધિષ્ઠાન પારમિતા કહે છે. આજે એક વાત શરૂ કરી અને તે વચમાં છોડી દઇ કાલે બીજી જ હાથમાં લીધી એ રીતે જે લોકો વર્તન કરે છે, તે લોકો જો કે પ્રત્યક્ષ સત્યનો ભંગ કરતા નથી, તો પણ સત્યનું છેવટ પર્યંત પાલન કરવામાં તેઓ ટકી રહેવાના નહિ. અમુક ઠેકાણે, અમુક સમયે મારે જવાનું છે એવો જો મેં મનમાં જ વિચાર કર્યો હોય, અને કોઇને તેની ખબર પણ ન હોય, તો પણ તે તોડી શકાય નહિ. આવી નાની નાની બાબતોમાં પણ અધિષ્ઠાનનો ભંગ કરાય તો મોટાં કાર્યોમાં મારું અધિષ્ઠાન શી રીતે ટકી શકે ? શીલ પાલન કરવું, એકાંતમાં ધ્યાન કરવું, ક્ષમા રાખવી અને સત્યને વળગી રહેવું એ મારા નિશ્ચય સમયે સમયે હાલવાના નહિ શું ? તેથી સર્વ સારા વિચારોને સ્થિર કરવા માટે અધિષ્ઠાન પારમિતાનો અભ્યાસ કરવો આવશ્યક છે.

( ૯ ) મૈત્રીપારમિતા : લોકોના પ્રહાર સહન કર્યા, સત્ય બોલવાનો નિશ્ચય કર્યો, બીજા સુવિચારોમાં મન દૃઢ કર્યું. તો પણ લોકો વિષે અતિશય લાગણી ઉત્પન્ન થયા સિવાય મારા હાથે ખરું લોકકલ્યાણ થવાનું નથી. માટે મારે મૈત્રીની ભાવના કેળવવી જોઇએ. મા જેવી રીતે એકના એક છોકરા ઉપર પોતાનો દેહનો પણ ભોગ આપી અત્યંત પ્રેમ કરે છે, તેવો પ્રેમ સર્વ મનુષ્યજાતિ ઉપર કરતાં મારે શીખવું જોઇએ. અનાથોનો હું સેવક છું, દુઃખમાં ફસેલાંઓનો હું બાંધવ છું, મનુષ્યજાતિ માટે ઝાડુ વાળવા જેવાં હલકાં ગણાતાં કામો કરવા માટે હું તૈયાર છું. વધારે શું કહેવું ! માને છોકરાના મળમૂત્ર સાફ કરવાનો જેમ કલેશ નથી, તેમ દરેક પ્રકારની લોકસેવા કરવાનો મને કલેશ થતો નથી, ઉલટો એક પ્રકારનો આનંદ થાય છે. પોતાની જાત માટે અને દેશ માટે ઘણા લોકો ગમે તે કામ કરવાને તૈયાર હોય છે, તો પછી સમગ્ર મનુષ્યજાતિને ઉન્નતિમાં લઈ જવાના કામમાં મને કંટાળો શા માટે આવે ? મને તમે ચાંડાળ કહો, અથવા તેનાથીએ નીચ કહો, પરન્તુ મનુષ્યજાત ઉપરનો નિઃસીમ પ્રેમ અને સર્વ લોકમાં સમતા સ્થાપન કરવાનો પ્રયત્ન હું કદિ પણ છોડી દેવાને ઇચ્છતો નથી. મૈત્રી ભાવનાનો થોડોક અનુભવ મેં કરેલો છે, અને આ જગમાં તેના જેવો બીજો આનંદ નથી, એ હું તમને ખાત્રીથી કહી શકું છું. તે આનંદનો પૂર્ણપણે આસ્વાદ લેવાને હું હમણાં સમર્થ નથી, અને તેથી જ મૈત્રી પારમિતાનો મારે હંમેશાં અભ્યાસ કરવો જોઇએ.

(૧૦) ઉપેક્ષાપારમિતા: ઉત્સાહ, સત્ય, મૈત્રી પારમિતાઓ સંપાદન કરી હું લોકકલ્યાણના કાર્યમાં જોડાયો. લોકોમાં સમતા સ્થાપવાનો પ્રયત્ન કરવા લાગ્યો: તો શું તે લોકોને રુચશે ? જેને દારૂ પીવાનું વ્યસન લાગ્યું હોય, તેને એ છોડાવવાનો પ્રયત્ન કરતાં તે મારો શત્રુ નહિ થાય શું ? જેઓને બીજાઓની મહેનત ઉપર જીવવાની ટેવ પડી હોય તેઓને પોતાના સેવકો અને કામદારો સાથે સમાનતાથી વર્તવાનો ઉપદેશ કરવામાં આવે તો તે ક્યાં સુધી તેમને ગમે ? અંતર્જ્ઞાની આપમ આવ-

રથા ઉપરજ પોતાનું શ્રેષ્ઠત્વ અવલંબી રહેલું છે, એમ સમજનારા બ્રાહ્મણોને વેદવિહિત હિંસા પણ હિંસા જ છે, એવું જો કહેવામાં આવે તો શું ગમશે ? આજ હજારો વર્ષથી વેદોના નામ ઉપર તેઓના પૂર્વજોએ પોતાના બાંધવો ઉપર પોતાની ઉત્તમતા સ્થાપી છે, હવે જો હું સમાનતાનું પ્રતિપાદન કરી એમના ઉપર હલ્લો કરું તો તેમનો પિત્તો ઉછળે એ સ્વાભાવિક છે. આવે પ્રસંગે 'જેવા થાય તેવા થઈએ,' એ ન્યાયથી વર્તન કરીને ચાલવું નહિ. એમ કરવાથી હું બોધિસત્ત્વના માર્ગમાંથી ખસી જાઉં, માટે મારે ઉપેક્ષા પારમિતાનું સંપાદન કરવી જોઈએ. પોતાની સ્ત્રીના કહેવાથી અથવા બીજા કોઈ કારણથી દીકરો જો માનો વિરોધ કરે, તો શું તે તેનો દ્વેષ કરશે કે ? જો મૈત્રી ન કરી શકે તો પણ આજ નહિ તો કાલે પોતાનો દીકરો સુધરી જશે એ હેતુથી મા તેની ઉપેક્ષા કરે છે. સમતાના તત્ત્વના ઉપદેશથી અને આચરણથી જે લોક મારો વિરોધ કરશે તેમની હું તેવી જ ઉપેક્ષા કરીશ. પરંતુ ઉપેક્ષાનું પરિણામ આળસમાં ન થાય, તે માટે મારે સાવધાન રહેવાની જરૂર છે. આળસુની ઉપેક્ષા જુદા પ્રકારની છે, અને બોધિસત્ત્વની ઉપેક્ષા જુદા પ્રકારની છે, એ ધ્યાનમાં રાખવું જોઈએ. પહેલી જડતા ઉત્પન્ન કરે છે, અને બીજી અપ્રતિમ ઉત્સાહ ઉત્પન્ન કરે છે.

આ પ્રમાણે દશ પારમિતાનો અભ્યાસ મારા હાથે પૂર્ણ થાય ત્યારેજ હું જગતનું કલ્યાણ સાધવાને સમર્થ થાઉં. પોતાના મોક્ષનો મને આગ્રહ નથી. જગત સુખી થતાં હું આનંદસાગરમાં મગ્ન થઈશ, અને તે સુખ શું ઓછું નથી ? અરસિક મોક્ષને શું કરવો છે ?

मुच्यमानेषु सत्वेषु ये ते प्रामोद्यसागराः
तैरेव ननु पर्याप्तं मोक्षेणारसिकेन किम् ॥

× × ×

ટીપઃ—ઉપર જણાવેલી દશ પારમિતાઓ પાલી ગ્રંથોમાં મળે છે. પરન્તુ મહાયાન ગ્રંથોમાં તે છ જ છે. તે આ પ્રમાણે. (૧) દાન, (૨) શીલ, (૩) ક્ષાન્તિ, (૪) વીર્ય, (૫) ધ્યાન, અને (૬) પ્રજ્ઞા. ઉપરની દશ પારમિતાઓનો આ છમાં જ સમાવેશ થાય છે. સત્યનો શીલમાં, નૈષ્કર્મ્ય, મૈત્રી અને ઉપેક્ષાનો ધ્યાનપારમિતામાં અને અધિષ્ઠાનનો વીર્ય પારમિતામાં સમાવેશ થાય છે. તેથી છ પારમિતાઓના ક્રમથી આ સર્વનું વિવરણ કરવું શક્ય છે. તથાપિ પાલિ ગ્રંથોમાં મળતી દશ પારમિતાઓ લેવી ઠીક લાગવાથી તે જ ક્રમમાં તેનું વર્ણન કર્યું છે. પણ વિવેચનપદ્ધતિ શાંતિદેવાચાર્યના બોધિચર્યાવતારને અનુસરી રાખેલી છે.

ધર્માનંદ કોસંબી

# પુસ્તકપરિચય તથા સ્વીકાર

કાવ્યસમુચ્ચય ભાગ ૧: સંગ્રહકર્તા રામનારાયણ વિશ્વનાથ પાઠક, અધ્યાપક, ગૂજરાત મહાવિદ્યાલય. પા. ૧૬ + ૧૮૮. કિં. રૂ. ૧-૦-૦.

આ ગ્રંથ આધુનિક ગુજરાતી પદ્ય કાવ્યોમાંથી પસંદ કરેલાં કાવ્યોનો સંગ્રહ છે. આવા અનેક નાના મોટા સંગ્રહો ગુજરાતી સાહિત્યમાં હયાત છે. તેમા આ એક ઉમેરો છે.

આ સંગ્રહો ગુજરાતી કાવ્યસાહિત્યની વધતી જતી સમૃદ્ધિના પુરાવા રૂપ છે. જ્યાં સુધી એ સમૃદ્ધિ વધતી રહેશે ત્યાં સુધી સંભાળપૂર્વક તૈયાર કરેલો કોઈ પણ નવીન સંગ્રહ અસ્થાને નહિ ગણાય. અ. પાઠકનો સંગ્રહ એ દૃષ્ટિએ ખાસ આદરપાત્ર લાગે છે.

વિદ્યાર્થીઓની કેળવણીમાં તથા સંસારી સ્ત્રીપુરુષોનાં જીવન સંસ્કારી બનાવવા માટે કવિતાનો અભ્યાસ અત્યન્ત આવશ્યક છે. આ અભ્યાસમાં માર્ગદર્શક થઈ પડે એવા સમુચ્ચયો તૈયાર કરવા એ એક સામાજિક જરૂર પૂરી કરવા બરાબર છે. અત્યાર સુધી થયેલા સંગ્રહોમાંથી કેટલાક તો પાઠ્યપુસ્તક તરીકે સારાં છે, જ્યારે કાવ્યમાધુર્ય જેવાં—જો કે પાઠ્યપુસ્તક તરીકે નીમાય છે તો પણ—કૌટુમ્બિક વિનોદને માટે સારાં છે. પણ વિદ્યાર્થીઓને તેમજ સામાન્ય જનસમાજના કામમાં આવે એવા સંગ્રહની ખોટ હતી. આવા સંગ્રહ માટે કવિતાનો અભ્યાસ ચિત્તનો વિકાસ કેવી રીતે સાધે છે એ તત્ત્વનું ભાન હોવાની જરૂર છે, અને એ દૃષ્ટિએ સંગ્રહ થવો આવશ્યક છે. આ કાવ્યસમુચ્ચય એ રીતે થયેલો અમને લાગે છે.

આ ગ્રંથમાં કાવ્યોની ગોઠવણી પણ ધ્યાન ખેંચે એવી છે. એ કોઈ એક સિદ્ધાંત ઉપર કરેલી હોય એમ દેખાતી નથી, જ્યાં એમાં ક્રમે ક્રમે કાવ્યો વાંચતાં એક પ્રકારનો મનમાં સુંદર ભરાવ થાય છે. આ કાવ્યસંગ્રહ વાંચી કવિતાનું જો લક્ષણ બાંધવું હોય તો એમ કહેવાય કે કવિતા એ અર્ચન છે. આ સમુચ્ચયમાં એ અર્ચનનો ક્રમ સુંદર રીતે સધાએલો દેખાય છે. પ્રારંભમાં ઈશ્વરની અર્ચા મુકી ઔચિત્ય અને મંગલ કરવાની પ્રાચીન પ્રથા બન્ને સાચવ્યાં છે. તેમાંએ સૌથી પહેલું કાવ્ય હિંદુસ્થાનના ધર્મ સંપ્રદાયોમાં જે જે ભિન્ન રૂપે ઈશ્વર પૂજાય છે તેનો સંગ્રહ કરતી સ્તુતિ છે. એનું ઔચિત્ય સ્પષ્ટ છે. આ ઈશ્વરસ્તુતિઓના સંગ્રહમાં મુસલમાની બાંગ 'પરમેશ પ્રભુ ? પરમેશ પ્રભુ !' એ ખાસ ધ્યાન ખેંચે છે. હિંદુ મુસલમાનની એકતા એ કેવળ રાજકીય સ્વાર્થથી સાધી શકાવાની નથી, પણ જીવનના ઉચ્ચ પ્રદેશોમાં સાહિત્ય, કલા, તત્ત્વજ્ઞાન વગેરેમાં—એકબીજા સાથે આપ લે કરવાથી સાધી શકાશે. એ કાવ્યની નીચેની લીટીઓ તો હંમેશાં વાંચકના મનમાં રમ્યાં કરશે,

'ન ગુનાહ કરો, અલ્લાહ વિના
નમોઁ કોઈન એકલી બંદગીમાં.—

ઈશ્વરની અર્ચા પછી સ્વદેશની અર્ચા 'જય જય ગરવી ગુજરાત' થી શરૂ થાય છે. તેમાં ભારતની પ્રાચીન સંસ્કૃતિનું અવલોકન કરતું સ્વ૦ સાક્ષર ભીમરાવ ભોળાનાથનું શબ્દપ્રચુર કાવ્ય અને સૌરાષ્ટ્રનું અવલોકન કરતું ખબરદારનું કાવ્ય આવી જાય છે. સ્વદેશ પછી ગુરુનું અર્ચન 'ગુરુદેવ ! નમોનમઃ' એ

કવિ ન્હાનાલાલના ભાવવાહી કાવ્યથી શરૂ થાય છે. ગુરુની અર્ચા પછી પ્રકૃતિની અર્ચા કરતાં ‘બ્રહ્મગિરિ’ ‘કબીરવડ,’ ‘સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ’ વગેરે કાવ્યોથી પ્રાચીન પૂજ્ય સ્થળોનું સ્મરણ કરી પ્રકૃતિપૂજાનાં કાવ્યવિભાગમાં ‘એક સુંદર સાંજે દમણગંગામાં વિહાર’ થી દાખલ થવાય છે. આ વિષયનાં કાવ્યો ઘણાં છે એ ગુજરાતીઓનો પ્રકૃતિપ્રેમ સૂચવે છે. તેમાં ‘પ્રાતઃકાળે ઉદયિ ભગવાન શ્રી વિવસ્વાન્ પ્રવર્પે’ થી શરૂ થતું ‘મત્સ્યાવતાર’ કાવ્ય છેલ્લું છે. પ્રકૃતિની અર્ચા પછી મિત્રનાં સ્મરણો શરૂ થાય છે. તેનું પ્હેલું કાવ્ય ‘મેની જોતાં વાટ ઉનાળો ઉડી ગયો’ એ કલાપીનું મિત્રવાજસુરનું કાવ્ય બન્ને વિભાગની સંધિ સરસ રીતે સાધે છે. ત્યાર પછી ગ્રામ્યજીવનનો, ‘પુરાણ પૂર્વજ હતા તમારા વનવાસી, કૃષિ કરનારા’ વગેરે કાવ્યોથી, આદર કરી સામાજિક વિષયોના હૃદય-પ્રેરક કાવ્યવિભાગમાં ‘સ્વદેશ સુધારવાની સભાનો હું સભાસદ’ એ દલપતરામના કાવ્યથી દાખલ થવાય છે. એ વિભાગનો સાર નવલરામના ‘જનાવરની જાન’ નામના કાવ્યની છેલ્લી લીટીમાં ‘સમજે તો સાર નવલ બહુ ॥ નહિ તો હસવું તો વારૂ !’માં આવી જાય છે. તે પછી વધારે ગંભીર ભાવનાનાં કાવ્યોમાં પ્રવેશ થાય છે. શરૂઆતમાં બે કાવ્યોથી કાલનત્વને અભિવંદન કરી ‘આમ્યમાતા’ ‘ચિત્ર વિલોપન’ ‘વીણાનો મૃગ’ વગેરે માનવ જીવનની કરુણ ભાવનાને પૂજતાં કાવ્યો છે. ત્યાર પછી બલિદાનનાં સ્તોત્રો છે. ‘મ્હારા કેસરભીના કન્થ હો’ થી શરૂ થતા પ્રસિદ્ધ કાવ્યથી આ વિભાગ શરૂ થાય છે. નવલરામનું ‘ઘોડીને’ એ તેનું બીજું કાવ્ય છે. તેની નીચેની પંક્તિઓ વાંચનારને આંસુ પડાવી તેના સ્મરણમાં જડાઈ રહેશે.

‘કાં તું રે ખાતી નથી ? શું આવ્યો કંઈ વ્હેમ
શું તેં જાણ્યું હે પશુ, આવ્યું અનાજ આ કેમ.
જો તું, જો જો જન સહુ, જો જો પિતૃ પરમાર-
માળવાના મહારાજને, બેટે વેચી કટારી’

એમાં બલવંતરાયનું નવીન ગીત

‘ ગર્જવિયે ગાઈ ઉચ્છ્લત ઉર
અમારા અસલનેરના નર’

અને બાલાશંકરનું જૂનું ગીત

‘દેજો દોષ ન કવિવર જે લતાકુંજ આરામ કરે’

એ બન્ને કાવ્યો ખાસ ધ્યાન ખેંચે છે. બીજા કાવ્યની નીચેની લીટી ચિત્તમાં કોતરાઈ જાય એવી છે.

‘કામ અંધા શું દેશભક્તિનું, રાજદ્રોહમાં નામ કરે !
કુળ બહાણું ને દેશદ્રોહિઓ બેસે હાથી હોદ્દા પરે.’

આ પછી ભિન્ન ભિન્ન ઉચ્ચ ભાવનાનાં કાવ્યો આવે છે, જેમાં

તારી જો હાંક શુણી કોઈ ના આવે
તો એકલો જાને રે’

એ ટાગોરનું કાવ્ય ખાસ ધ્યાન ખેંચે છે. આ પછી કાવ્યો ધીમે ધીમે ગંભીર ભાવનામાં પરિણામ પામે છે, અને ‘મહાભિનિષ્ક્રમણ’ નામના નરસિંહરાવના કાવ્યથી ગ્રંથનો અંત આવે છે.

આ સમુચ્ચયમાં બીજા સંગ્રહોમાં ન આવી શકે એવાં અનેક નવીન કાવ્યો છે એ ઉપરાંત ઉપેક્ષા પામેલાં કેટલાંક સરસ જૂનાં કાવ્યો પણ આવેલાં છે એ ખાસ નોંધવા જેવું છે. ઉદાહરણ તરીકે, બાલાશંકરનું ‘દેજો દોષ ન કવિવરને’ એ કાવ્ય. આ સંગ્રહકારે પોતાના ગ્રંથમાં અનુવાદો પણ લીધેલા છે. આ બાબતમાં બે મત હોવાનો સંભવ છે. એ કૃતિઓ ગુજરાતીઓની નથી માટે ન લેવી જોઈએ એવો એક મત સંભવી શકે છે. પણ ઉત્તમ રીતે ગુજરાતી ભાષામાં થએલા અનુવાદો ગુજરાતી કાવ્યની જ સંપત્તિ ગણાય એ સંગ્રહકારનો મત પણ અનુચિત નથી. અભ્યાસીઓ માટે જે કાવ્યોનો સંગ્રહ કરવાનો હોય તેમાં એ આવે તે અમને યોગ્ય લાગે છે.

અનુવાદની બાબતમાં સંપાદનનો એક દોષ અમારી નજરે ચઢ્યો છે તે અમારે બતાવવો જોઈએ. અનુવાદિત કાવ્યની નીચે ફક્ત અનુવાદકનું નામ મૂકેલું છે તેથી ઘણો ભ્રમ ઉત્પન્ન થવાનો સંભવ છે. પછવાડે ટિપ્પણમાં મૂળ લેખકનું નામ આપેલું છે પણ ટિપ્પણ તો સંશય પડે જ વાંચનાર જુવે. અમે આશા રાખીએ છીએ કે બીજી આવૃત્તિમાં આ દોષ નહિ રહે.

આ પ્હેલો ભાગ કવિતાના પ્રાથમિક અભ્યાસીઓની દૃષ્ટિથી તૈયાર કરવામાં આવ્યો છે. તેમાંનાં ઘણાં

ખરાં કાવ્યો સરળ છે. બધાંએ કાવ્યો સુંદર છે એમ તો અમે નહિ કહી શકીએ. પણ આ બાબતમાં હમેશાં મતભેદને અવકાશ હોવાથી વધારે કહેવું ઉચિત નથી. અમે આશા રાખીએ છીએ કે કાવ્યસમુચ્ચયનો બીજો ભાગ ઉત્તમ રસસામગ્રીથી ભરેલો હશે; અને ગૂજરાતી કાવ્યનું ગૌરવ સમજાવવામાં સફળ થશે. અમે તેના પ્રકાશનની આતુરતાથી રાહ જોઈએ છીએ. પ્રથમ ભાગમાં એમના પ્રયાસની સફળતા માટે અમે અ. પાઠકને ધન્યવાદ આપીએ છીએ અને ગૂજરાતી પ્રજાને તેનો સત્કાર કરવાની ભલામણ કરીએ છીએ.

૨.

**આશ્રમહરિણી**—કર્તા, અધ્યાપક વામન મલ્હાર જોશી. એમ. એ. અનુવાદક, હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. પ્રકાશક, રમણિયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી. મુંબાઈ. કીમત ચાર આના.

શિષ્ટ મૂલલેખક અને શિષ્ટ અનુવાદકનો યોગ કરી આપવા માટે પ્રકાશકને ધન્યવાદ ઘટે છે. પર ભાષામાં સુંદર હોય તેનો અનુવાદ કરવો એ પણ સાહિત્યની સેવા છે. આપણા કરતાં મૌલિક સાહિત્યથી ઘણાં વધારે સમૃદ્ધ સાહિત્યોમાં પણ અનુવાદો પુષ્કળ થાય છે.

આપણા સાહિત્યમાં પણ હાલ અનેક પ્રકાશન મંદિરો નીકળ્યાં છે. અને તેમાંની ઘણી સંસ્થાઓ અનુવાદો પણ કરે છે. પણ આમાં એક અનિષ્ટ અમે એ જોયું છે કે આ સંસ્થાઓ ઘણીવાર ઉતાવળમાં, સારો અને શિષ્ટ અનુવાદક મેળવવાની, અને અનુવાદના વસ્તુને યોગ્ય સુંદર રીતે છપાવવાની ચીવટ ન રાખતા ગમે તેમ કામ કરે છે. આનું પરિણામ એ આવે છે કે અનેક સારા ગ્રન્થો ગમે તેવા સ્વરૂપમાં બહાર પડે છે અને એ બોટાયલા ગ્રન્થોને અડકવામાં શિષ્ટ લેખક પણ પછીથી અચકાય છે; આમ છતાં અમે માનીએ છીએ કે શિષ્ટ લેખકોએ સુંદર ગ્રન્થોના અનુવાદોનું કામ હાથ ધરવું જોઈએ અને રસિક વાંચનાર વર્ગ તેમના અનુવાદોને પકડે એશિષ્ટ અનુવાદોને ઓળખીને છોડી દેશે એવી શ્રદ્ધા રાખવી જોઈએ.

પ્રસ્તુત ચોપડી એક નાની નવલકથાની છે. જાણે કોઈ જૂનું પુસ્તક હાથ આવી ગયું હોય અને તે પુરુષ-કનો સાર આપના હોય એ શૈલીમાં પુસ્તક લખ્યું છે એ હાથ આવેલું પુસ્તક પારાશર પુરાણ છે. આ નામમ પણ રહસ્ય છે. અનેક સ્મૃતિઓ પૈકી પારાશર સ્મૃતિ કલિમાં પ્રમાણભૂત ગણું છે. **कलौ पाराशराः स्मृताः** આ પુસ્તકમાં સ્ત્રીને માટે પુનર્વિવાહ ઇષ્ટ છે કે નહિ એ પ્રશ્નની ચર્ચા છે અને **नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ । पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते** એ શ્લોક પણ પારાશર સ્મૃતિનો જ છે એટલે એ સ્મૃતિના સિદ્ધાન્તોને જ સ્ફુટ કરવાનું આ પુરાણ હોય એ કલ્પના ઉચિત હોઈ સુંદર છે.

વારતાની વસ્તુ ટેનિસનના Enoch Arden ની વસ્તુને બહુજ મળતી છે. એ કાવ્યમાં પ્રથમ બે છોકરાઓ અને એક છોકરી ભેગાં રમતાં દેખાય છે છોકરી પ્રથમ બન્નેને ચ્હાય છે, પછી એકને પરણે છે પછી તે પતિ ખારવો થઈ પરદેશ જાય છે. અનેક વરસો તેના કશા સમાચાર જણાતા નથી. પછી તે પેલા બીજાને પરણે છે, અને પછી પેલો પહેલો પતિ પાછો આવે છે. આ વારતામાં પણ વસ્તુ એજ છે, મુખ્ય પ્રશ્ન એ જ છે, પણ વારતા શુદ્ધ પૌરાણિક ઢબે કહેલી છે; વારતાના સ્થાનનું વાતાવરણ શુદ્ધ પૌર્વાત્ય, બનાવો પણ પૂર્વના જ છે અને કોઈ પણ જગાએ પૂર્વના વાતાવરણને હાનિ પહોંચે એવું વચન કે બનાવ નથી.

આ વારતામાં બુદ્ધિની સ્વતંત્રતા માટેનો ઉલ્લેખ અમને બહુ પસંદ પડ્યો છે. ચણ્ડપ્રભ ઋષિ કોપલ અને કાગડાની ચરકમાંથી સુવર્ણની ઉત્પત્તિ થવાની બનાવટી વાત કહી, બધા વિદ્યાર્થીઓને તેનું કારણ પૂછે છે ત્યારે આ વારતાનો નાયક ધૌમ્ય જ માત્ર એ બાબત પ્રત્યક્ષ કર્યા સિવાય માનવાની વિનયપૂર્વક ના કહે છે. અને કુલપતિ પછી કહે છે તે શબ્દો દરેક વિદ્યાર્થીએ જ નહિ પણ દરેક માણસે સ્મરણમાં રાખવા જેવા છે: "સ્ત્રી શું કે વિદ્યાર્થી શું, અતિ બીક અને અતિ લજ્જાશીલ મનુષ્ય ઉપર હરિ પ્રસન્ન થાય જ નહિ."

આ કુલપતિને વારતામાં ત્રિકાલજ્ઞ કલ્પેલા છે અને એ વારતાના વાતાવરણથી વિરુદ્ધ પણ નથી. પણ અમને ત્રિકાલજ્ઞપણાનું પ્રયોજન એટલું સ્ફુટ જણાતું નથી. ઉલટ આ કુલપતિ પોતે જ ધૌમ્ય છવતા છે એમ જાણતાં છતાં સુલોચનાને અગ્નિશર્માને પરણવાની રજા

આપે છે. રજા આપવાનું કારણ એવું કહે છે કે "તેનું શરીર ક્ષીણ થઈ ગયું. અને નિત્યધર્મ ઉપર પણ તેનું લક્ષ લાગે નહિ એવું જ્યારે થયું ત્યારે મનોનિગ્રહ અશક્ય છે એમ જાણી તેણે પ્રાણત્યાગ કરવાનો વિચાર કર્યો. મેં તે વિચાર અટકાવ્યો અને પ્રાણત્યાગ કરતાં તો તેણે વિવાહ કરવો ઉચિત છે એમ તેને શિખામણ આપી." આગળ જતાં કહે છે—"જેનું જ્ઞાન આપણા અજ્ઞાન પડળને દૂર કરે છે, જેની ધર્મપ્રવૃત્તિ આપણા ઉચ્છૃંખળ મનને પકડી રાખે છે, એવા પ્રેમી સાત્ત્વિક મનુષ્ય સાથ વિવાહ કરવાનું એકાદ કોમળ સ્વભાવની અજ્ઞાન અબળાએ મનમાં આણ્યું તો તેને પાપી કહેવાને હું તૈયાર નથી. "...પછી સુલોચનાનો બન્નેના તરફના પ્રેમોનો તફાવત જણાવતાં કહે છે: "પરંતુ તેનો નાનપણથી ગભસ્તિગતિ ઉપર પ્રેમ હતો અને રાજસી પ્રેમમાં અંધ થઈને...તારી સાથે લગ્ન કર્યા પછી આ પ્રેમ વિસરાઈ ગયો." અહીં અનેક પ્રશ્નો થાય છે. સુલોચના સાત્ત્વિક પ્રેમવાળી હતી તો કુલપતિએ ધૌમ્ય જીવતો હોવાનું કહેતાં તેનો શુદ્ધ પ્રેમ ધૌમ્ય તરફ ન વળી શકત? કોઈ પણ માણસ ધણી જીવતો છે એમ જાણતાં છતાં એ ગુપ્ત રાખી તેની સ્ત્રીને બીજાને પરણવાનું કહી શકે ખરો? કે કુલપતિને પણ સહદેવની પેઠે પોતાના જ્ઞાનનો ઉપયોગ કરવાની મના હતી? કે એક જ સ્ત્રીને પ્રેમની ભૂમિકાઓ બદલાય તે પ્રમાણે ઉચ્ચતર પ્રેમના અધિકારી પતિઓને પરણવાનો કોઈ અલૌકિક હક ઉત્પન્ન થાય છે એમ સ્થાપિત કરવાનો અહીં ઉદ્દેશ છે? અમને લાગે છે કે વાર્તામાં ત્રિકાલજ્ઞત્વનું અલૌકિક તત્ત્વ દાખલ થવાથી પુનર્વિવાહનો પ્રશ્ન પણ દૈનંદિન વ્યવહાર મર્યાદા છોડી દઈ કોઈ અલૌકિક સ્વરૂપમાં આપણી પાસે ખડો થાય છે અને તે ઇષ્ટ નથી.

આવી જ રીતે એનાથી ગૌણ એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. ગભસ્તિગતિને વધારે સાત્ત્વિક દાખવાનો લેખકનો અભિપ્રાય સ્પષ્ટ છે. સુલોચનાને પરણવાનો સવાલ ઉભો થતાં ધૌમ્ય કરતાં તે વધારે ઉદારતા અને આત્મસંયમ બતાવે છે. પણ ત્યાગે એનામાં ધૌમ્ય જેટલી સાહસિકતા, પ્રફુલ્લતા નથી એ તે આકસ્મિક છે કે સાભિપ્રાય છે? ચરકમાંથી સુવર્ણ થાય છે એ સામે શંકા બન્નેને ઉઠી, પણ ગભસ્તિગતિએ બ્હીકને લીધે કે ગમે તેને લીધે તે ઉચ્ચારી નહિ અને ધૌમ્યે ઉચ્ચારી એ શું ગભસ્તિગતિની સાત્ત્વિકતા અને ધૌમ્યની રાજસિકતા હતી? રાજા સાથે કર સંબંધી પ્રશ્ન થતાં પણ ગભસ્તિગતિ સ્મૃતિના ક્ષેપક શ્લોક વિષે બોલી ન શક્યો, ધૌમ્ય બોલ્યો અને સજા ભોગવી. અમને લાગે છે કે હિન્દુઓએ કાર્યની અદક્ષતા, ભોળપણ, અને એ બે નીચે રહેલું બ્હીકણપણું જે વહેમથી સ્વીકાર્યું છે તે સાત્ત્વિકતાના સ્વરૂપના આલેખનમાં પણ જાણેઅજાણે ઘૂસી ગયું છે. સત્ય લાગે તે જણાવવાની બ્હીક તે ઉદારતા કે શ્રદ્ધા નથી એ સત્ય અતિસ્ફુટ રીતે આવા સમર્થ લેખક નહિ જણાવે તો કોણ જણાવશે?

આ ન્હાના પુસ્તકનું અવલોકન અમે ઘણું લાંબું કર્યું છે અને તેમાંની એકાદ ક્ષતિ ઉપર અમે બહુ લંબાણથી લખ્યું છે પણ તે એટલા જ માટે કે લેખકની કૃતિ અમને બીજી બધી દૃષ્ટિએ સુંદર કલાત્મક લાગી છે, અને અમને ખાત્રી છે કે વાંચનાર વર્ગ ઉપર તે એકંદરે સુંદર અસર કરશે જ. એ લેખકની બીજી કૃતિઓનો ગૂજરાતને વિશેષ પરિચય થાય એમ અમે ઇચ્છીએ છીએ.

અનંતા—યુગધર્મ ગ્રન્થમાળા નં. ૫. લેખક આરણ્યક. પ્રકાશકઃ સુમન્ત મહેતા યુગધર્મ કાર્યાલય તરફથી. અમદાવાદ.

આ પંદર પ્રવેશની નાની નાટિકા છે. લેખકે નાટિકાની પ્રસ્તાવના બીજા પાસે લખાવી છે એમ મુખપૃષ્ઠ ઉપરથી અને આંતરસૂચનથી પણ જણાય છે. અને એ પ્રસ્તાવના નાટ્યશાસ્ત્રની જૂની પદ્ધતિ પ્રમાણે સૂત્રધાર નટીના સંવાદરૂપે છે. લેખકે પોતાનું નામ આરણ્યક આપેલું છે, પ્રસ્તાવનાકારે તો તખલ્લુસ પણ આપ્યું નથી.

પ્રસ્તાવનામાં, સૂત્રધાર નાન્દીમાં નાટકનાં બે મુખ્ય પાત્રો અનન્તા અને આયુષ્ય અને મહત્ત્વના સ્થાન અનંતારણ્યનું સૂચન કરી ઈશ્વરની સ્તુતિ કરે છે અને પછી કલાવતીને બોલાવે છે. બન્ને વચ્ચે હાલનાં નાટકોની સ્થિતિ વિશે જે ચર્ચા થાય છે તે યથાર્થ, અસરકારક અને કલાની દૃષ્ટિએ પણ ખૂબીવાળી છે. આ પ્રસ્તાવનામાં તે ઉપરાંત કલા ઉપરના કેટલાએક વિચારો છે તે પણ બહુ જ ધ્યાનપૂર્વક વાંચવા અમે વાચકને ભલામણ કરીએ છીએ.

પ્રસ્તાવના વિષે વધારે કહેવાનું પ્રયોજન એ છે કે તેમાં નાટકની પણ ટીકા આવી જાય છે. નાટક લખનાર વિશે પૂછતાં સૂત્રધાર જવાબ આપે છેઃ "કોઇ આરણ્યક. કહે છે કે જીવનના અનન્તારણ્યનો પરિવ્રાજક છું." આગળ જતાં કહે છેઃ "દેવિ ! જીવન અનન્તારણ્યથી ઘેરાયેલું છે. અરણ્ય શૂન્ય નથી. એ અનન્તારણ્યના જટાજૂટમાં અનેક ગંગાઓ ગુંચવાયા કરે છે; અને જીવનનાં જળ જ્યારે બંધીઆર થાય છે, ક્ષણભર અટકી જતાં દેખાય છે, ત્યારે એમાંથી એકાદ ગંગા છૂટી જીવનનો મળ ધોઇ વિધવિધ વ્હેણમાં એ વ્હેવા માંડે છે. આ આરણ્યકે એવી કોઈ ગંગાને બહાર નીકળવા તડફડાટ કરતી જોઇ છે."

નાટકના રસ વિષે કહે છે કે તેનો રસ વિષાદ છે. "પણ એ વિલક્ષણ છે ! આજે ભારતના નવયુવાનો જીવનમાંથી વિષાદ કેમ ચૂસે છે ? અથવા એ વિષાદ નહિ હોય ! કોઇ વિલક્ષણ સર્જનની એ પૂર્વક્ષણ સર્જનની એ પૂર્વક્ષણ હશે, એ સત્ પહેલાંનું અસત્ હશે. દેવિ જડચેતનના સંપર્ક, જૂના નવાની અથડામણ સાન્ત માનવીમાં વિષાદ ઉત્પન્ન કરે......"

પ્રસ્તાવનાકારે રસ વિષે કહ્યું તે અમને પણ યથાર્થ લાગે છે. પણ અમારે આથી જરા વધારે કહેવાનું છે. અમે નાટકને બે દૃષ્ટિએ અહીં જોવા માગીએ છીએ; એક નાટકના બનાવોની અને બીજી નાટકના પ્રયોજનની. બનાવો કલ્પવામાં પણ કલા વ્યક્ત થાય છે. જેમ અનેક રંગોની મિલાવટથી નિવકાર ઉપર ભરત ભરીએ તે કલા છે તેમ બનાવોથી કાલ ઉપર ભરત ભરાય છે અને તેમાં પણ કલા છે. આ નાની નાટિકાના બનાવો અમને યોગ્ય વિવિધતાવાળા, એકબીજા સાથે સંઘટ્ટનથી, મિલાવટથી, ચમત્કાર કરતા લાગ્યા છે. બનાવોનો પ્રવાહ અસ્ખલિત ચાલે છે અને નાટકને ઉચિત વેગવાળો પણ છે. પણ દરેક ગૌણ કાર્યનું પ્રયોજન અમને એટલું સ્ફુટ જણાતું નથી. અનન્તારણ્યનો ઉલ્લેખ અનેક જગાએ આવે છે, પણ તેને માટે કેવી રીતે શા માટે યુદ્ધ થયાં વગેરે ક્યાંઈ સ્ફુટ થતું નથી. જાણે લેખકના મનમાં કાંઇક છે પણ તે સ્પષ્ટ કરી શકતા નથી એમ લાગે છે. વળી સમુદ્રગઢના રાજાના સ્વભાવનું ગેબીપણું પૂરેપૂરૂં સમજાતું ...ી. રાણીનાં અને પ્રધાનનાં તે કાવતરાં જાણી ...

છે એમાં તેની વિચક્ષણતા દેખાય છે, એ જ્ઞાનથી એ જે જે વક્રોક્તિઓ રાણી સાથે કરે છે તે રાણીને નવાઈ જેવી લાગે પણ પ્રેક્ષક તેનું રહસ્ય સમજી શકે છે, પણ આ સિવાય એ રાજાના સ્વભાવમાં કોઇ એવી ઉંડાણ છે જે નાટકમાં વ્યક્ત થઈ શકતું નથી અને નાટકના પ્રયોજનને સિદ્ધ કરવામાં કાર્યમાં આવી શકતું નથી. આવું ગેબીપણું આયુષ્ અને અનન્તાના સ્વભાવમાં પણ છે અને એ પણ કાર્યમાં આવી શકતાં નથી.

પણ માત્ર ઉત્તમમાં ઉત્તમ કલાકાર જ એવા સ્વભાવોનું સર્વ પ્રકારે સમર્થ નિરૂપણ કરી શકે છે. અને અમે પણ આ જુવાન નવીન લેખકને એજ કહેવા માગીએ છીએ કે આ અતિ કઠિન નિરૂપણ પહેલાં વધારે ચોક્કસ અને સ્પર્શવિભાવ્ય પાત્રો યોજવાં જોઈએ. નાટકકારે સઘળાં દશ્યો લગભગ રાત્રે જ મૂકેલાં છે. અમે ઇચ્છીએ છીએ કે લેખક રાત્રિના અંધારામાં સંસારને જોઈને પછી પોતાના રંગો તેમાં આરોપે અને દીવાનાં અંધારાં અજવાળાં કરે તે કરતાં સંસારને સૂર્યના ઉજ્જવલ પ્રકાશમાં છે તેવા રંગોનો,—નીતિનાં કે કલાનાં કે પોતાની બુદ્ધિનાં ચશ્માં પણ ચડાવ્યા વિના—જુવે અને એ અનુભવને કલામાં ઉતારે. લેખકમાં જે બનાવો યોજવાની ફૂણી છે, નાટ્યશાસ્ત્રના કે એવા કોઈ પણ કૃત્રિમ નિયમોથી સહજ મુક્ત રહેવાની જે ટેવ છે, અને નવીન પોતાના જ વિચારો પ્રકટ કરવાની જે ઉમેદ છે એ સર્વ સફળ થઇ અલૌકિક કલામાં ત્યારે પ્રગટી આવશે એમ અમને વિશ્વાસ છે.

આવા નવીન લેખકને પોતાની કૃતિ પ્રકટ કરવાની જે તક યુગધર્મ કાર્યાલયે આપી છે તેને માટે તેને ધન્યવાદ ઘટે છે. આપણું સાહિત્ય અત્યારે નવીન વિચારોને નવીન નાટકમાં પ્રકટવા મથે છે તેનો આ કૃતિ એક ઉત્કટ દાખલો છે. થાક્યા વિના આ દિશામાં અનેક પ્રયત્નો કરવાની અમે લેખકને ખાસ ભલામણ કરીએ છીએ.

**ગુજરાતી સાહિત્ય પરિષદ્–વિજ્ઞાન સમિતિનો રીપોર્ટ**—પ્રકાશક પ્રીતમરાય વ્રજરાય દેસાઈ. મંત્રી ગુજરાતી સાહિત્ય પરિષદ્—વિજ્ઞાન સમિતિ. છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદે વિજ્ઞાનના સાહિત્યની અભિ-

શુદ્ધિને અર્થે નીમેલી કમિટીએ કરેલા કામનું આ નિવેદન છે. તે કમિટી તરફથી કુલ ૨૧ ભાષણો મુંબઈ અમદાવાદ વડોદરામાં અપાયાં છે. રસાયન વિજ્ઞાન, શારીર, ભૂસ્તર અને ખગોળ શાસ્ત્રોના અમુક અમુક વિષયો ઉપર સર્વ લોક સમજી શકે એવી રીતે આ ભાષણો અપાયાં છે. તેમાંના મુખ્ય મુખ્ય આ નિવેદનમાં પ્રકટ કરેલાં છે. તથા તે ઉપરાંત પારિભાષિક શબ્દો પણ યોજેલા છે. કમિટીના ગૃહસ્થોને તેમણે કરેલા કામને માટે ધન્યવાદ ઘટે છે.

**બાળવિહાર**—ગાંડીવ સાહિત્ય વાટિકા. પ્રથમ કુંજ: ચતુર્થ પુષ્પ. કિમ્મત ૦-૧૨-૦. આ પુસ્તકની રચના સૃષ્ટિ વિજ્ઞાન નામની બંગાળી ચોપડી પરથી સૂઝેલી છે. નાનાં બાળકોના મનમાં ઉતરી શકે તેવી રીતે આમાં વિજ્ઞાનના જૂદા જૂદા વિષયો પર રમુજી શૈલીમાં વારતાઓ અને સંવાદો લખેલા છે. બાળકોને વાંચીને તે પ્રમાણે કરવાની ઇચ્છા થાય તેવી ઢબે લખાયલા છે. ઉંદરના હવામાં ઉડવા સંબંધી લેખો બાળકો સમજી શકે તેમ અમને લાગતું નથી. પણ એકંદરે પુસ્તક સારૂં લખાયું છે. દરેક માબાપે આ પુસ્તક પોતાનાં બાળકના હાથમાં મૂકવું જોઇએ.

**શ્રમણનારદ અને અઘની સેવાવૃત્તિ**—સેવામંડળ પત્રિકા નં. ૩. પ્રકાશક સેવામંડળ સુરત. કિં. બે પૈસા. બંન્ને બૌદ્ધ વારતાઓ છે અને તેમાં સેવા, ક્ષમા, નિરભિમાનત્વ, બંધુતા વગેરેનો સચોટ ઉપદેશ છે. આવી સુંદર વારતાઓ પ્રકાશિત કરી નહિ જેવી કિંમતે વેચવાને માટે સેવામંડળને ધન્યવાદ ઘટે છે.

**સુવિચારમાળા**—ગુજરાતી સાહિત્ય મંડળ પત્રિકા ત્રીજી. પ્રગટકર્તા ગુજરાતી સાહિત્ય મંડળ સુરત. મહાત્મા જેમ્સ એલનના લેખનું ભાષાન્તર છે.

**તજાએલ તિલકા અથવા આર્યસૌંદર્ય**—લેખક ગોપટલાલ પુંજાભાઇ શાહ. પ્રકાશક દલીચંદ પુંજાભાઈ શાહ. વાંકાનેર-(કાઠીઆવાડ) મૂલ્ય ૭ આના. અંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથના ધ ડિઝર્ટેડ વિલેજ નામના કાવ્યનું અનુકરણ કરી આ કાવ્ય લખ્યું છે. અસલ કાવ્ય મનોહર છે, દરેક વિદ્યાર્થી તેના પર મુગ્ધ થાય છે, અને આ અનુકરણમાં પણ અસલના એ ગુણો છે. લેખકે વસ્તુને અનુકૂળ છન્દોની વિવિધતા સારી આણી છે. પુસ્તક અસહકારી તેમજ સરકારી શાળાઓમાં ઇતર વાંચન, પુસ્તકાલય અને ઇનામને માટે યોગ્ય છે એમ અમે માનીએ છીએ.

આ નાના કાવ્યની પ્રસ્તાવના લખવાનું વચન સદ્ગત સાક્ષર શ્રી મણિશંકર રત્નજીએ આપેલું અને તે પહેલાં તેમનું અવસાન થવાથી પ્રવેશક શ્રી બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે લખેલો છે તે પણ પુસ્તકનું આકર્ષક અંગ છે.

પુસ્તકને અમે સર્વથા ફતેહ ઇચ્છીએ છીએ.

**રસધારા**—લેખક અને પ્રકાશક શાંતિલાલ વિ. સારાભાઇ ઓઝા. કિંમત આઠ આના. કેટલાંએક સ્વતંત્ર અને કેટલાંક અંગ્રેજી ઉપરથી લખેલાં કાવ્યો છે.

**બાળ આંક**—કર્તા અને પ્રકાશક ઝવેરભાઇ બાજીભાઇ પટેલ. મૂલ્ય દોઢ આનો.

**વીરકથા**—લેખક વસનજી રણછોડજી નાયક. કિંમત ૦-૫-૦. દેશને માટે સ્વાર્થત્યાગ કરનાર વીર સ્ત્રીપુરૂષોની ૧૮ વાતો આમાં છે.

**શેઠ કે શયતાન?**—લેખક શ્રીયુત ગોપાળજી ઓધવજી ભાવનગર. પ્રકાશક મોઠ મહોદયના સંચાલક. ભાવનગર.

**લગ્ન પત્રિકા**—સેવા મંડળ પત્રિકા નં. ૨. પ્રકાશક સેવામંડળ સુરત. એક પૈસો. આમાં સપ્તપદીનું ભાષાન્તર અને જસમા ઓડણનું ગીત છે.

રા.

**વિરાજવહુ**—શરત્ચંદ્ર ચટ્ટોપાધ્યાય પ્રણીત, અનુવાદક મહાદેવ હરિભાઇ દેસાઇ, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, મૂલ્ય દશ આના.

શરત્બાબુની ત્રણ વાર્તાઓ ગુજરાત હજી વાંચતું હશે: એટલામાં તો તે જ બંગાળી સાહિત્યકારની આ

બીજી કૃતિ મહાદેવભાઈ તરફથી ગૂજરાત આગળ રજૂ થાય છે. રવીન્દ્રનાથની ચિત્રાંગદાના અનુવાદથી બંગાળી સાહિત્યના ઉંડા અભ્યાસી તરીકે મહાદેવભાઈનું નામ ગૂજરાતી સાહિત્યકારોમાં ક્યારનું એ વિખ્યાત થએલું છે. અન્ય વ્યવસાયમાં રોકાઈ ગએલા એ વિદ્વાન તરફથી ગૂજરાત બંગાળી સાહિત્યની ઉત્તમ કૃતિઓના અનુવાદના રસાસ્વાદની આશા તો રાખતુંજ હતું. મહાદેવભાઈના જેલનિવાસ પછી એ આશા ધીમે ધીમે ફળવા માંડી છે. અમને આશા છે કે આ આશાને સંપૂર્ણ રીતે ફલિત કરી તેઓ ગૂજરાતી અને બંગાળી બન્ને સાહિત્યની સેવા કરી બન્નેના ઉપકારના ભાગી થશે.

ચિત્રાંગદા એ હરહંમેશ પરિચિત જીવન-વ્યવહારનું નાટક નથી; અને તેથી તેની શૈલી સંસ્કૃતપ્રચુર અને ભાવનાના પૂરમાં ઘસડી જવા માટે નિર્માણ થએલી દેખાય છે. શરદ્‌બાબુની વાર્તાઓ હરહંમેશ અનુભવમાં આવતા હિંદુ જીવનમાંથી લીધેલી છે, તેથી તેની શૈલી પણ ઘરગથ્થુ અને એ સામાન્ય જીવનના વાતાવરણને અનુકૂળ હોય એ સ્વાભાવિક છે. આવી શૈલી વાંચકો માટે જેટલી સ્હેલી છે તેટલી લેખક માટે અઘરી છે. થોડાક અભ્યાસ પછી, શબ્દકોષમાં જોઈની સંસ્કૃત પ્રચુરશૈલી હસ્તગત થઇ શકે; પણ મર્મસ્પર્શી સામાન્ય જીવનની ભાષા તો જીવનના સાચા અને ઊંડા અનુભવથી તથા ભાષાની શક્તિના ઉંડા મનનથી જ આવે છે. આવી શૈલીમાં લખાએલા ગ્રંથનો અનુવાદ કરવાનું કામ અતિ દુર્ઘટ છે; એ મહાદેવભાઇ જેવા બન્ને ભાષાના વ્યવહાર રૂપના સૂક્ષ્મ અભ્યાસીને હાથે જ શક્ય છે. અને તેઓ પણ પૂરેપૂરો સંતોષ આપે એ રીતે સફળ થયા છે એમ કેટલાકને લાગશે નહિ; ચિત્રાંગદાનો સંતોષ ( અનુવાદનો ) આમાં કેટલાક નહિ અનુભવે.

નીચેના સૂરની પ્રયોગો મહાદેવભાઇનું સફળ વતન સૂચવે છે. 'કૈશ્વયે નથી' ( પા. ૨૨ ): 'એમ પણ કુકેલે ચાકરી નહિ' ' અધીરા થયેલે શું વળે', 'વચી નાંખેલે તો જમીન પાછી ન આવે' (પા. ૩૩) ઇત્યાદિ ઇત્યાદિ. નીચેના વાક્યદોષો તો નજરચૂકથી આવી ગયા હશે એમ દેખાયછે. "હરિમતિ પાસે બેસી હળવે હળવે પંખો નાખતી હતી. થોડીવારમાં સ્નાન કરી બીનો ચોડલો ધુરો રાણી રેશમી વસ્ત્ર પહેરી ઓરડામાં આવી " ( પા. ૧૪ ) ઓરડામાં કોણ આવ્યું? પૂર્વના વાક્યના સંબંધથી 'હરિમતિ' પછીના વાક્યનો કર્તા થાય. અર્થના સંબંધથી 'વિરાજ આવે છે' એમ સમજવું પડે છે, " સુંદરી તે ઘડો લઇને તેની પાસે આવી, પણ 'કોણ જાણે શું 'વિચારી તે અટકી ગઈ. ઘડો રહેવા દીધો **અને બોલી** " ના, તારા હાથનું જળ લીધેલે પણ એમનું અકલ્યાણ થાય- તેં એ હાથે રૂપીઆ લીધા હતા ને?" ( પા. ૪૩ ) કોણ બોલ્યું? પૂર્વ વાક્યના સંબંધથી 'સુંદરી બોલી' એમ ફલિત થાય. અર્થની દૃષ્ટિએ 'વિરાજ બોલે છે' એમ લેવું જોઇએ. ગૂજરાતી ભાષા સહન ન કરી શકે- ખાસ કરીને ગાંધીયુગની ગૂજરાતી—એવા કેટલા' સમાસો એમને એમ રહી ગયા છે. 'સુવર્ણશોભા- મંડિત,' 'સિક્તવસના', 'અરણ્યપરિવૃત', 'સભ્યસમાજ- પરિત્યક્ત' ( પા. ૩૯ ) ઇત્યાદિ. અનુવાદ બીજીવાર જોઇ જવાનો અવકાશ ન મળવાથી ઉપરના દોષો રહી ગયા હશે. બીજી આવૃત્તિમાં તે સુધરાઇ જશે એવી અમને આશા છે.

'ત્રણ વાર્તાઓ'માં જ શરદ્‌બાબુની અસાધારણ પ્રતિભાનો અનુભવ થાયછે. હિંદુ જીવનનો પ્રત્યક્ષ અનુભવ કરી તેને સૌને પરિચિત રૂપમાં મૂકવાની કળા તો એમની જ હોય એમ લાગે છે; અને છતાં એ રસનિષ્પત્તિ, ચિત્ત- વૃત્તિઓનું પૃથક્કરણ, કથાનું સંવિધાન કોઈ અસાધારણ કથાવસ્તુમાં એ ન અનુભવાય એવાં એમાં અનુભવાય છે. 'ત્રણ વાર્તાઓ'માં માતૃત્વનું વિવિધરૂપે સુંદર નિરૂપણ હતું. એમાં જીવનની મહામૂલ્યની પણ સર્વસાધારણ ભાવનાનું સાધારણ વાતાવરણમાં સાધારણ પ્રકૃતિઓ દ્વારા સૂચન હતું. 'વિરાજવહુ'નું વાતાવરણ પણ સાધારણ છે; જૂજ ફેરફારો સાથે આખું હિન્દુસ્થાન ઓળખી શકે એવું એનું વાતાવરણ છે. પણ એની પ્રકૃતિઓ—મુખ્ય પ્રકૃતિઓ—સાધારણ નથી. રાખના પડ નીચે જેમ ઘણીવાર ધગધગતા અંગારા હોય છે તેમ હિંદુ સંસારના શાન્ત વાતાવરણના ગર્ભમાં એક કડાકાથી સર્વ ચીરી નાખે એવી અનેક વિજળીઓ રહેલી હોય છે. 'વિરાજવહુ'માં એવી એક વિદ્યુત્‌નું નિરૂપણ છે. વિરાજ, ભગવાન શંકરને વરેલી શક્તિનો અવતાર હોય એમ દેખાય છે.

આ અનુવાદના વિચક્ષણ પ્રસ્તાવનાકાર કહે છે એમ આખી નવલકથામાં સૌથી પ્રચંડ કર્મ કરનાર વિરાજ

પોતે છે; અને તેના કર્મને તેઓ યુધિષ્ઠિરના અસત્ય કથન જોડે સરખાવે છે. બન્નેએ એકવાર પાપ કર્યું એટલુંજ એ ઉપમામાં સરખાપણું હશે એમ અમને લાગે છે. યુધિષ્ઠિરનું પાપ વિચારપૂર્વક કરાએલું હોવા છતાં એ આકસ્મિક લાગે છે; પાપના ફળમાં તેમનો રથ પૃથ્વી ઉપર ચાલે છે—અને પૃથ્વીનું રાજ્ય મળે છે. વિરાજનું પાપ અવિચારમાં કરાએલું દેખાય છે છતાં આકસ્મિક દેખાતું નથી. ફળમાં—જે જગત્ એને પાપ ગણે છે તે જગતને શાપ આપ્યા વિના સતી એ શક્તિ દેવલોકમાં જાય છે.

'ત્રણ વાર્તાઓ' વાંચ્યા પછી 'વિરાજવહુ' વાંચતા પ્રથમ સંસ્કાર બહુ સારા પડતા નથી. નવલકથાકાર કોઈ મહાન્ પ્રકૃતિનો ચિતાર આપે છે કે કેવળ તેની વિડંબના કરે છે એવા સંદેહમાં મન ઝોલાં ખાય છે. પણ જરા સાવધાનતાથી વાંચતા આગળ પાછળનો સંબંધ સ્પષ્ટ થાય છે અને અથથી ઇતિસુધી કોઈ મહાન્ શક્તિનો ધુંધવાટ વિરાજના નિરૂપણમાં દેખાય છે. પતિપ્રેમ અને પતિભક્તિ એ જ એના જીવનની સ્પષ્ટ ભાવનાઓ હતી. આ ભાવનાને અનુકૂળ ભૂમિકા હિંદુ કન્યાઓના ચિત્તમાં છેક બાળપણથી તૈયાર થાયછે, અને એ ભાવનાને અમુક વ્યક્તિપર થવાને પણ બહુ જ વ્હેલાં નિમિત્ત મળે છે. વિરાજને માટે પણ એમ જ થયું હશે. નીલામ્બર સાથે નવ વર્ષની વયે તેનાં લગ્ન થયાં. ત્યારથી એ પતિભાવના રોપાવા લાગી. અને દિવસે દિવસે એ વધારે વ્યાપક અને દૃઢમૂલ થતી ચાલી. પણ વિરાજની વિશેષતા એમાં નથી. કેવળ વ્યવહારમાં આવતા આચારવિચારથી કોઇ પણ માણસની વિશેષતા સમજાતી નથી. ચિત્તની સ્પષ્ટ ભૂમિકાઓ પછવાડે વૃત્તિઓનાં મૂળ હોયછે. આ પ્રદેશ ગહન છે અને સમાધિ વિનાના સંસારી માણસને બહુધા અજ્ઞાત હોયછે. આ ગહન ચિત્તપ્રદેશ માણસના જીવનને વિશેષતા અર્પે છે; એમાં ઝઝુકતી શક્તિ તેના સ્પષ્ટ આચારવિચારને અંકિત કરે છે, અને તે દ્વારા વ્યક્ત થાય છે. વિરાજના આચારવિચાર કોઇ અસાધારણ શક્તિનું સૂચન કરે છે; અને સામાજિક દૃષ્ટિએ તેના સર્વસાધારણ જીવનને વિલક્ષણ બનાવે છે. શરદ્‌બાબુની કળા આમાં છે. અલૌકિક જીવન બનાવવા માટે તે અસાધારણ બનાવોનો ઉપયોગ કરતા નથી; પણ સાધારણ પરિચિત બનાવોને એવી રીતે બનાવે છે કે જેથી કોઇ અલૌકિક વિભૂતિનું ભાન થાય. સાધારણ સાહિત્યકારોને આવો પ્રયત્ન કરવો સુઝતો નથી, અને સુઝે છે તો નિષ્ફળ જાય છે. 'વિરાજવહુ' સાવધાનતાથી વાંચતા એમ લાગે છે કે શરદ્‌બાબુનો પ્રયત્ન સફળ છે.

પણ પ્રશ્ન એ છે કે આવી અસાધારણ સતીના જીવનમાં એવી પરિવર્તનક્ષણ ક્યાંથી આવે છે? કેવળ દૃષ્ટિપાતથી માણસને સ્તબ્ધ કરી નાખે એવી વિરાજનું આપઘાત કરવા તત્પર થએલું ચિત્ત રાજેન્દ્ર તરફ કેમ વળે છે? કથા વાંચતા કદી એમ લાગતું નથી કે જે બને છે તે અસ્વાભાવિક છે.

શરીર અને મનની આધિવ્યાધિથી દુર્બળ થઇ ગએલી વિરાજ ઉપર પતિ અસહ્ય આઘાત કરે છે. વિરાજ જવા માટે નીકળે છે. પણ છેલ્લી ક્ષણે સમાધાન સંભવિત થાય એ રીતે વિરાજ બોલે છે: "જાઉં છું" એક પગલું જઈને એકાએક પાછી ફરી બોલી "પણ સહેવાશે? કાલે જ્યારે યાદ આવશે કે તાવ ઉપર મને મારી છે, કાઢી મુકી છે, મેં ત્રણ દિવસ ખાધું નહતું, છતાં આ અંધારામાં તમારે માટે ભીખ માગી લાવી હતી ત્યારે સહેવાશે? આ દુઃખને વેઠીને રહી શકશો?" (પા. ૧૧૪) આનો જવાબ જો નીલાંબર આપી શકે તો સમાધાન થઇ જાય. પણ "લોહી જોઇને નીલાંબરનો નશો ઉતરી ગયો. તે મૂઢની માફક જોઇ રહ્યો." વિરાજના આ શબ્દોમાં તેનો આખો કેસ આવી જાય છે. (આ શબ્દો જાણે શરદ્‌બાબુ બોલતા હોય એમ લાગે છે!) આ બનાવની પૂર્વ ભૂમિકા નવલકારે બહુ કુશળતાથી તૈયાર કરી છે. વિરાજને ગૃહત્યાગ કર્યા વિના છુટકો નથી એમ આપણને લાગ્યા કરે છે. દોરી તૂટવા માટે બન્ને બાજુએ યોગ્ય બળ મુકાયું છે. વિરાજ આપઘાત કરવા જાય છે. એ પ્રકરણનું છેલ્લું વાક્ય આ પ્રમાણે છે. "તે ત્યાં બેસી પોતાને જ લુગડે જકડી જકડીને પોતાના હાથ પગ બાંધવા લાગી." (પા. ૧૨૬) સામાન્ય કાર્યકારણના સંબંધથી નવલકથાનો અહીં અંત આવે. પછીના બે પ્રકરણોમાં વાંચકને વિરાજ ડૂબી મરી છે એ વિષે ભાગ્યે જ સંશય છે.

પણ વિરાજ ડૂબી મરતી નથી. "તેજ રાત્રે મરવાને ઠીક ચોવડીએ તેનું અનેક દિવસનું દુઃખદૈન્ય-

પીડિત નબળું મગજ અનાદર અને અપમાનના અસહ્ય આઘાતે મરણનો પંથ છોડી તેનાથી વિરુદ્ધ જ પથે તેને લઈ ગયું " કેમ લઇ ગયું ? વિરાજની પ્રકૃતિમાં એવું શું હતું કે જે તેના ચિત્તને વિરુદ્ધ પથે લઇ ગયું ? 'અનાદાર અને અપમાનનો અસહ્ય આઘાત' એ પરિવર્તન માટે પૂરતા છે એવો નવલકારનો અભિપ્રાય સમજવો જોઇએ ? અથવા પ્રસ્તાવનાકાર કહે છે તે પ્રમાણે આ તાત્કાલિક 'ક્રોધનો આવેશ' એ પરિવર્તનનું કારણ છે ? અથવા તો આ બન્ને ઉપરાંત વિરાજની પ્રકૃતિમાં એવું કાંઇ છે જેના આ બન્ને ઉદ્બોધક છે ? આ પ્રશ્નોનો જવાબ આપવો કઠણ છે. નવલકારનું કામ આપણા આવા પ્રશ્નોના જવાબ આપવાનું નથી; નિરૂપણની સ્વાભાવિકતાથી તે પ્રશ્ન ઉત્પન્ન કરવાનું હશે !

વિરાજ અત્યન્ત જલદ પ્રકૃતિની હતી એ બાબત બતાવવામાં નવલકારે કચાશ રાખી નથી. તે નાની હતી ત્યારે " એક વાર તેને માર પડવાથી તેણે નીલામ્બરને પેટે બચકું ભરી લોહી કાઢયું હતું. સાસુજીએ બન્નેને લડતાં છોડાવીને વિરાજને ખીજાઇને કહ્યું હતું, " અરે, વડીલને એવી રીતે કરડું ન ભરાય. " વિરાજે રોતાં રોતાં જવાબ દીધો હતો, " પણ એમણે મને પહેલાં મારી તે. " (પા. ૧૨૧ ). આ પ્રસંગ ઉપરથી જણાય છે કે બધું સહન કરી લે એવી એ નમાલી " રાણી રાની " ન હતી. આ બાળપણનો ભાવ મોટપણે માર તરફ ઘૃણા અને તિરસ્કારમાં પરિણામ પામે છે. આ ભાવ એમ સૂચવે છે કે તેનું વ્યક્તિત્વ અખણ્ડ હતું–ભંગને સહન કરે એવું ન હતું. બીજી ભાવનાઓ જ્યાં સુધી આ અહંત્વને પોષે ત્યાં સુધી તે ગમે તેટલું સહન કરી લે, તેને માટે કોઇપણ દુઃખ વધારે પડતું ન હોય !

એની પતિભાવના નવલકથાની શરૂઆતમાં એટલી બધી સ્વમાનવાળી ચિતરી છે કે તે અસ્વાભાવિક લાગે. પણ વિરાજનો અસાધારણ મનોવેગ, તેનું અખણ્ડ અને ખણ્ડને સહન ન કરે એવું અહંત્વ, અને નાનપણથી પોષાએલી પતિભાવના એ ત્રણેનો 'અયુતસિદ્ધ સંબંધ' ધ્યાનમાં લઇએ તો જરા પણ અસ્વાભાવિક લાગતું નથી. તેના અહંત્વને પોષે એવી તેના માટે એક જ ભાવના હતી–અને તે પતિભક્તિની: અને આ ભાવના તેને સહજ મનોવેગથી તેના સમગ્ર ચિત્તપટ ભરી દેતી. આ ભાવના આ સતીના મનમાં એટલે બધો તીવ્ર વિહાર કરે છે કે વિચારસૃષ્ટિમાં અસતી કેવી હોય, તેની કલ્પના કરી લે છે, તેને અનુભવ કરી લે છે ! " વારૂ, મેં સાંભળ્યું કે સંસારમાં સતી અસતી બન્ને હોય છે. મેં તો અસતી સ્ત્રી ક્યાંયે નજરે જોઇ નથી. મને જોવાની બહુ ઇચ્છા થાય છે કે તે તે કેવી હશે. ઇત્યાદિ તમે જોઈ છે ખરી ? "

" જોઇ છે. "

ઇત્યાદિ. વિરાજ ઘડીકવાર એકી નજરે સ્વામીના સામું જોઈ રહી. એકાએક કોણ જાણે શા વિચારે તેનું અંગેઅંગ વારંવાર કંપી ઉઠયું. તે એટલે સુધી કે નીલામ્બર પણ તે જોઇ શક્યો " (પા. ૨૫–૨૬ ) અસતીનો અનુભવ થતાં તે કંપી ઉઠે છે. ઘૃણાથી કે ભયથી ? બન્નેથી ! આનો આ વિચાર તેના મનમાં કેટલાક દિવસ પીડાયો હશે. પાંચ છ દિવસ પછી પાછી એ જાતની વાતચીત થાય છે. અને જાણે એ વિચારને જોરથી કહાડી મુકવા પ્રયત્ન કરતી હોય તેમ શાસ્ત્રની વાતો સાચી હશે કે નહિ એ મિષે વાત કહાડી સત્યવાન સાવિત્રીની કથા કહાડે છે. અને તરતજ એ વાત પોતાને લાગુ કરે છે. નીલામ્બર કહે છે કે "તું શું તેમના જેવી સતી છે ? તેઓ તો હતી દેવતા." પાનનો ડાબડો બાજુએ ખસેડી [ આ પાનનો ડાબડો જ આગળ જતાં તેના અસતીત્વનું કારણ થાય છે!] "ભલેને દેવતા હોય ! સતીત્વમાં હું તેમના કરતાં કઇ રીતે કમ છું ? મારા જેવી સંસારમાં ઘણીયે સતી હોઈ શકે છે, પણ વિચાર અને જ્ઞાનમાં મારા કરતાં વધી જાય એવી કોઈ સતી છે એમ હું નથી માનતી. હું કોઇના કરતાં તસભારે ઉતરૂં એમ નથી, પછી ભલે તે તે સાવિત્રી હોય કે ગમે તે હોય." (પા. ૨૬–૨૭) આ પ્રસંગોમાં વિરાજની પ્રકૃતિનું આપણને સ્પષ્ટ ભાન થાય છે. ઉપરના શબ્દો અન્ય સતી સ્ત્રીના મ્હોંડામાં ભાગે જ હોય. પણ વિરાજ જેવી અહંત્વવાળી સતીમાં તે અસ્વાભાવિક નથી.

આ અહંત્વ જ્યાં સુધી પોષાતું ચાલ્યું ત્યાં સુધી વિરાજ માટે દુઃખ સહન કરવું શક્ય હતું; તેના ઇ્વ-

નને અંદરથી આનંદથી ભરતું હશે ! પણ આ અહંત્વ ખણ્ડિત થતાં પતિભાવના મલિન થઇ જાય છે. ક્રોધના આવેશમાં તે આપઘાતનો વિચાર કરે છે. પણ પેલું ઘાયલ થએલું અહંત્વ તે પતિભાવનાનું વેર લીધા વિના શમે એમ ન હતું. એ પતિભાવનાએ એને ખણ્ડિત કર્યું; પોતે એ પતિભાવનાને ખણ્ડિત કરશે. એકવાર અસતીની કલ્પનાથી તે કમકમી હતી. પણ તે જ સંસ્કાર તેના અહંત્વને વશ થઇ આજે જાગે છે. વિજળીનો ચમકારો થવો એ અકસ્માત્ હતો; સામી પારનો રાજેન્દ્રનો માંચડો દેખાવો એ અકસ્માત્ હતો; વિરાજનું રાજેન્દ્ર પાસે જવું એ અકસ્માત્ હતો; પણ એ પતિભાવનાને ખણ્ડિત કરી નાખવાનો નિશ્ચય અકસ્માત્ ન હતો.

પતિભાવનાને એના અહંત્વે છેદી નાખી, પણ વિરાજના અહંત્વને પેલા તુચ્છ માણસનો સ્પર્શ છેદી નાખવા તૈયાર હતો. એ કેમ સહન થાય ! 'આ મારે' કહી વિરાજ નદીમાં પડે છે. આ વિરોધ શમતા વિરાજનું અહંત્વ શમી ગયું હશે. માનવીના હૃદયમાં જે યુદ્ધો થાય છે તેમાં એકે પક્ષ જિતતો નથી. બન્નેનો નાશ થાય છે. વિજય કોઇ ત્રીજાને મળે છે.

સામાજિક સંસ્કારો વિરાજને એમ કહે છે કે તેણે પાપ કર્યું છે, પણ તેનો આત્મા સતીત્વના ફળની આકાંક્ષા કરે છે—અને પ્રાપ્ત કરે છે. વિરાજ અસતી થઇ નથી.

વિરાજને માથે દુઃખ પડવામાં કાંઈ બાકી રહેતું નથી. કેટલાક સાહિત્યકારો દુઃખની વ્હેંચણીમાં ન્યાયનો પ્રશ્ન લાવે છે. પણ જગતમાં એવો ન્યાય ક્યાં હોય કે જેથી તેની સાહિત્યમાં અપેક્ષા રાખીએ ! એવાં કૃત્રિમ બાધનો આપણા કવિઓએ સ્વીકાર્યાં નથી. કાલિદાસે નથી - કાર્યું. શરદબાબુ પણ સ્વીકારતા નથી.

આ નિરવધિ દેખાતા દુઃખમાં વિરાજનું વર્ણન એ આખી કથાનો મર્મભેદી ભાગ છે; વિરાજના પુનર્મીલનનો પ્રસંગ સ્મરણમાં એ ઉમંગ પેદા કરે છે, કમકમી લાવે છે! વિરાજનું મૃત્યુ એ નિકટ સંબંધીના મૃત્યુ કરતાં એ વધારે વાર સ્મરણમાં રહે એવું છે. એ રૂપની લક્ષ્મી, એ શક્તિનો અવતાર, એ અભિમાની સતીત્વ, એ અધઃપાત અને તેમાંથી વ્યક્ત થતી વિધિની વિષમતા, એ પારાવાર દુઃખ, એ દુઃખને ન ગણકારતી પતિને મળવાની ઉત્કણ્ઠા, અને અશ્રુ બહલાવતા એ કરુણ પ્રસંગો—એ શરદ્‌બાબુની કલમ સમજાવી શકે—અને રસયોગી વાંચક સમજી શકે!

પણ આખી નવલકથામાં એકલી વિરાજ નથી. એ શક્તિ જે ભોળા શંકરને વરેલી છે તે પણ ઉનાળાના દિવસે જેમ ઠંડી ભાંગ ઠારે એમ વાંચકને ઠારે છે. "હું મોટાભાઇ, ભાભી તમને 'બોટમ ઠાકુર' કહીને કેમ બોલાવે છે" એમ પૂછતી પેલી 'પૂંટી' ને કોણ વિસરે એમ છે! મોટી થાય છે, પરણે છે, થોડા દહાડા સાસરાનો જુલમ સહન કરી પતિ ઉપર હુકમ ચલાવતી એ પૂંટી મોટાભાઇનું દુઃખમાં આશ્વાસન થાય છે. (જો કે સુખી માણસને સહજ છીછરાપણાથી એકવાર નીલાંબર ઉપર સખત આઘાત કરી દે છે.) એ ઇશ્વરના ન્યાયઅન્યાયમાં કાંઈ માનતી નથી. અને પેલી સુશીલ દેરાણી, એની કોમળતા શી રીતે વીસરાય ! અને આ બધી વ્યક્તિઓની આજુબાજુ છવાઇ રહેલા સ્વાભાવિક હિન્દુ વાતાવરણની સૌરભ છાપ તો કોઈ કેદાપે જતી નથી !

આ કથાથી શરદબાબુ નવલકારોની પ્રથમ પંક્તિમાં સ્થાન લે છે. ગુજરાતને એનો પરિચય કરાવવા માટે મહાદેવભાઇને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે. અમને આશા છે કે ગુજરાતી વાંચકવર્ગ આ ઉત્તમ કથાની યોગ્ય કદર કરશે !

ચાર વર્ષનું બાળક. પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા. કીંમત રૂ. ૨.

શ્રી. પુતળીબાઇ કાબ્રાજી તથા ભાઈ કેશવપ્રસાદ દેસાઈના સંયુક્ત તંત્રીપણા નીચે પ્રકટ થતા "સ્ત્રીબોધ" પત્ર સાથે ચાર વર્ષથી "બાળક" ના નામથી બાળ વિભાગ જોડવામાં આવ્યો છે. "બાળક" ના ૧૯૨૩ની સાલના—ચોથા વર્ષના અંકો હાલમાં "ચાર વર્ષનું બાળક" ના નામથી પુસ્તકાકારે જુદા પ્રકટ કરવામાં આવ્યા છે. તેમાં બાળકોને ઉપયોગી થઈ પડે તેવા નિબંધો, કવિતાઓ, વાર્તાઓ, ઉખાણાં વગેરે વિવિધ વિષયો સરલ ભાષામાં આપવામાં આવેલ છે. ભાઈ કેશવપ્રસાદે કવિ સામળની સિંહાસન બત્રીશીની વાર્તાઓ બાળકો સમજી શકે તેવી સરલ ભાષામાં ઉતારી છે. આ જાતની પ્રવૃત્તિની ગુજરાતને ખાસ જરૂર છે. અમે આશા રાખીએ છીએ કે ભાઈ દેસાઈ સામળભટની બીજી વાર્તાઓ પણ આ રીતે પ્રકટ કરશે.

વીણાવિહારી. ભાગ ૧ લો. લેખક સીતારામ જે. શર્મા. પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા. કીંમત રૂપીઆ ૨.

પ્રસિદ્ધ મરાઠી લેખક નાથમાધવની નવલકથા "વિહંગવૃંદ" ઉપરથી સહેજસાજ ફેરફાર કરીને આ નવલકથા લખવામાં આવી છે, અને "સ્ત્રીબોધ"ની ૧૯૨૪ ની ભેટ તરીકે ગ્રાહકોમાં વહેંચવામાં આવી છે. આ કથાનો થોડોક ભાગ ક્રમશઃ "સ્ત્રીબોધ" માં પ્રસિદ્ધ થયો તે સમયે તેમાં દર્શાવેલ વિચાર સંબંધે ચર્ચા ઉપસ્થિત થઇ હતી. પરંતુ તેમાં દર્શાવેલ વિચારો ભાઈ સીતારામને માન્ય હશે પણ તેની ખરી જવાબદારી તેના મૂળ લેખકની જ છે. આમ હોવાથી મુખપૃષ્ટ પર લેખકને બદલે "અનુવાદક" શબ્દ મુક્યો હોત તો ઠીક થાત. સંસારસુધારાના પ્રશ્નોની ચર્ચા કરતી આ નવલકથા નવલકથાના શોખીનોને સદ્‌બોધ આપશે એવી આશા રાખીએ છીએ.

ન. જ. ત્રિ.

# યરોડા આશ્રમ*

* ગયા વરસના મે માસમાં હું યરોડા જેલમાં ગયો ત્યારથી તે આ સાલ જાન્યુઆરીની ૧૨ મી તારીખે ગાંધીજી સાસૂન હૉસ્પીતાલમાં ગયા ત્યાં સુધીમાં જોએલી તેમની દિનચર્યા વિષે કેટલાંક સ્મરણો આ લેખમાં આપું છું. તેમને જ ઉદ્દેશીને લખેલું હોવા છતાં ન જ ચાલે મારી અંગત બીના કંઈક કંઈક આવી છે તે દરગુજર કરવા વિનંતિ છે.

પ્રાચીન કાલમાં ઋષિમુનિઓ આશ્રમોમાં વસતા. પછી બૌદ્ધોએ વિહારો બાંધ્યા, આર્યોએ મઠ સ્થાપ્યા, જૈનોએ ઉપાશ્રયો (અપાસરા) રચ્યા. છતાં દેશમાં આશ્રમભાવનાનો કદાપિ લોપ તો ન જ થયો અને સદીઓના વારાફેરામાં જ્યારે જ્યારે આર્યધર્મનું પુનર્જીવન થયું છે ત્યારે ત્યારે દેશના એક છેડાથી તે બીજા છેડા સુધી નવા નવા આશ્રમો વનસ્પતિની માફક કુદરતી રીતે ખીલી નીકળ્યા છે. આ યુગમાં સૌ ધર્મના લોકોને માફક આવે એવો સત્યાગ્રહધર્મ મહાત્માજી પ્રવર્તાવે છે તે માટે તેમણે પણ આશ્રમભાવનાને નવું સ્વરૂપ આપ્યું છે અને આજે કેટલાયે હિંદુ અને મુસલમાન, અંત્યજ અને ઉજળીઆત, ભણેલા અને અભણ સ્ત્રીઓ અને પુરુષો સ્નેહભાવે સાથે રહીને મહેનતુ શુદ્ધ સાત્વિક જીવન અનેક આશ્રમોમાં ગાળે છે.

પણ ગાંધીજીએ જેલમાં શું કરે ? ત્યાં તેઓ તપ કરે છે એવી ખબર તો બહાર પણ મળેલી. પણ ત્યાંના વિકટ સંયોગોમાંયે તેઓ અતિશુદ્ધ આશ્રમ ચલાવે છે અને સહવાસીઓને અમૂલ્ય તાલીમ આપે છે એ તો જ્યારે હું યરોડામાં તેમનો અતિથિ થયો ત્યારે જ મારા જોવામાં આવ્યું.

## જૂનો આશ્રમ

આશ્રમના જીવન પર આવતા પહેલાં તેના રૂપનું કંઈક વર્ણન આપવું જોઈએ. "સેપરેટ"-ના ચાર ઓરડીના જે વિભાગમાં ગાંધીજીએ લગભગ સવા વરસ ગાળ્યું હતું ત્યાં જ હું દાખલ થયો હતો. એ વિભાગ ઘણો નાનો અને ત્રિકોણાકાર હતો. તેમાં એક બાજુએ ચાર નાની ઓરડીઓ ને તેની પાછળ જવાના રસ્તા બાંધી લીધેલા, બીજી બાજુએ ઓરડીઓના એક છેડાથી લગોલગ શરૂ થતી "સેપરેટ"ની કાળી ઉંચી દિવાલ અને ત્રીજી બાજુએ એ દિવાલને ને અમારી કોટડીના બીજા છેડાને બાંધી લેતી તારની વાડ. અમારી શરીરની ગતિ તો આ નાના ત્રિકોણમાં જ કુંઠિત હતી પણ અમારી દૃષ્ટિ ઓરડીઓ અને દિવાલથી કંટાળતી ત્યારે વાડની બાજુએ ઘણે દૂર સુધી દેખાઈને આરામ મેળવી શકતી. કારણ કે તે બાજુએ જેલના મુખ્ય દરવાજા પાસે આવેલી "અંધારી+ અને ફાંસી ગેટ સુધી ઘણું જ વિશાલ મેદાન પથરાયેલું હતું. સારી ચોખ્ખી હવા ત્યાંથી જ આવે, ચોમાસામાં ખૂબ લીલોતરી અને પછી સૂરજના તેજમાં ચળકતું સોનેરી ઘાસ પણ ત્યાં જ જોઈ શકાય, અને છૂટાંછવાયાં કોઈ કોઈ ઝાડ પણ ત્યાં જ આંખને આરામ આપે. પણ કદાચ આ મેદાનની મોટામાં મોટી

* જે કોટડીઓમાં બીજાથી અલગ રાખવાની સજાવાળા કેદીઓને રાખવામાં આવે છે તેના જથાને "સેપરેટ" કહે છે. તેમાં રાજદ્વારી કેદીઓને પણ રાખે છે.

+ જે ઓરડીઓમાં આખો દિવસ બંધબારણે પૂરી મૂકવાની સજાવાળા કેદીઓને રાખવામાં આવે છે તેની આખી હારને અંધારી કહે છે.

વાગે તે પૂરી થાય એટલે પછી હું ઉપનિષદ્ વગેરે સાત વાગ્યા સુધી વાંચું છું. એટલામાં મારું દુધ આવે છે એટલે આઠ વાગ્યા સુધીનો વખત ખાવામાં જાય છે. પછી હું રેંટીઆ પર ચાલ્યો જાઉં. * હાલ નબળાઇ છે તેથી તેમ નથી કરી શકતો. દસેક વાગે ન્હાવા જાઉં છું અને પછી અગીઆરેક વાગે બીજી વારનું દુધ લઉં છું. પછી કલાકેક આરામ લઈ કંઈક વાંચી, પાછો એક વાગે રેંટીઆ પર જાઉં.

તમે આજે આવ્યા તે વખતે તમે મને રેંટીઆ પર જ જુઓ ? પણ હાલ તો બીમારીને લીધે પથારીમાં જ પડ્યો પડ્યો વાંચ્યા કરૂં છું. સાંજે ચાર વાગે ત્રીજી વારનું ખાવાનું પૂરૂં કરીને સાંજે સાત વાગ્યા સુધી વાંચું. પછી સાયંકાલની પ્રાર્થના પછી આઠ વાગ્યા સુધી કરવાનું હોય પણ હાલ તો પડી જ રહેવું પડે છે. તમે અને ભાઇ મન્ઝરઅલી+ નવ વાગ્યા સુધી વાત કરી શકશો. કારણ કે સવારે ચાર વાગે ઉઠવું હોય તો નવ વાગે તો સુઇ જ જવું જોઇએ."

## ઘડીઆળની વાત

પહેલી વાત તો સવારે ચાર વાગે ઉઠવાની હતી. જેલમાં દર કલાકે સુંદર ઘંટારવ થાય છે–યરોડામાં તો એક નહીં પણ ત્રણ ચાર સંભળાતા. છતાં કોઇ ઘંટ વાગી ગયા પછી પંદર વીસ મીનીટે જાગીએ તો કેટલીયે વાર સુધી વખતનો પત્તો ન લાગે. આથી નિયમસર ઉઠવાને ઘડીઆળની જરૂર પડે. પણ કેદીને કંઇ પણ નાણાં કે કિંમતી ચીજ રાખવાનો અધિકાર નહિ, એટલે અમારાં સૌનાં ઘડીઆળ જેલને દરવાજે જ લઇ લીધેલાં. આથી શરૂઆતમાં ગાંધીજી નક્ષત્ર તારાનાં અવલોકનથી સમયનું માપ કાઢતા. તે વિષયમાં પણ પૂરૂં પાકું જ્ઞાન તેમને નહિ મળેલું તેથી કંઇક કંઇક ભૂલ તો થતી હશે. અને એ અરસામાં ચારને બદલે કંઇક કંઇક વહેલા, અને એક વખત ત્રણના સુમારે ઉઠેલા. ભાઇ શંકરલાલના છુટવાથી તારક જ્ઞાનનો વિકાસ અટકી ગયો, અને બે એક માસમાં વાદળાંના જમાવને લીધે તારા બરાબર દેખાતા બંધ થયા, એટલે તો ગાંધીજીએ પોતાની મૂળની એક ટેવનું વધારે દ્રઢ રીતે પાલન કરવા માંડ્યું. પાછલી રાતે તેઓ જાગી જાય અને આંખ ઉંઘથી બહુ ઘેરાતી ન લાગે એટલે રખેને ચારની પ્રાર્થનાનો વખત પડશે, એ શંકાથી તારા કે ઘંટની કંઈ પણ રાહ જોયા સિવાય એકદમ ઉઠી જતા. આથી ધીમે ધીમે તેમણે લગભગ દરરોજ સવા ત્રણ કે સાડાત્રણે ઉઠવા–ઉઠાડવા માંડ્યું. રાત્રે નવ વાગ્યાથી વાત આગળ ચાલી ગઈ હોય એટલે આટલું વહેલું ઉઠતાં સૌની આંખ બળે પણ ખરી. અને પ્રાર્થના પૂરી થયા પછી કેટલીયે વાર ચારના ઘંટ વાગે ત્યારે ગાંધીજી તો વાંચવાનો વધારે અવકાશ જોઇને ખુશ થાય, પણ બીજાને કંઈક કંઇક અકળામણ થઇ આવે. એક દિવસે તો હદ થઈ. કોણ જાણે શાથી ગાંધીજી અઢી વાગે ઉઠી ગયા, અને સૌની આંખ ખૂબ બળતી હતી તો પણ એમ ધાર્યું કે હંમેશ મુજબ સાડા ત્રણેક વાગ્યા હશે. જ્યારે છેવટે પ્રાર્થના પૂરી થયા પછી ત્રણના ઘંટ સાંભળ્યા ત્યારે અમને તો દક્ષિણ આફ્રિકાના ટ્રેપિસ્ટ મઠનો ગાંધીજીએ જ કહેલો કાર્યક્રમ યાદ આવ્યો અને જરા ધુંધવાતા ગોડાના પથારીમાં પડ્યા. ગાંધીજીએ તો વાંચ્યાજ કર્યું, કેટલીક વાર થાક લાગે તો સાડાપાંચેક વાગે સુઈ જતા, તેમ પણ ન સુતા. બપોરે પણ કંઈક કારણસર ન ઉંઘી શક્યા, તેથી સાંજે તેમની આંખ ઘાણી જ લાલચોળ અને ભારે થઈ.

આવું બનવાથી સુપરિન્ટેન્ડન્ટ પાસે ઘડીઆળની પરવાનગી મેળવવાનો ભાઈ મન્ઝરઅલીનો નિર્ધાર દ્રઢ થયો. પણ આગે સરકારી અ-

---

* ગાંધીજીનાં પહેલાંજ દર્શન યરોડામાં કર્યાં ત્યારે ગાંધીજી થોડા દિવસ તાવથી પીડાઈ સાજા થતા હતા. નબળાઇ ઘણીજ હતી તેથી આખો દિવસ પથારીમાં જ ગાળતા.

\+ એ ભાઇ બાલપણથીજ પંડિત મોતીલાલ નહેરના કુટુંબમાં ઉછર્યા છે. અસહકાર શરૂ થયો ત્યારે વકીલાત કરતા હતા તે છોડીને દેશકાર્યમાં ગુંથાયા. સન ૧૯૨૧ ની આખરમાં રંગુન મેલમાં તંત્રીપદે નીમાયા અને બે જ મહિનાની આખરે એક રાજદ્રોહી લેખ લખવાના આરોપ : એ વરસને માટે કેદ થયા રંગુનથી તેઓ માંડલેની જેલમાં ગયેલા અને ત્યાંથી ૧૯૨૨ ના મે માસમાં યરોડા આવેલા. ભાઈ શંકરલાલ છુટ્યા અને હું દાખલ થયો, તેની વચમાં તેઓ ગાંધીજી પાસે આવી ગયા.

ધ્યક્ષને. પાસે કંઈ પણ માગીએ તે પહેલાં અમારા આશ્રમના વડીલની મંજૂરી તો મેળવવી જ પડે. એટલે ગાંધીજીની સાથે આ વિષે શાસ્ત્રાર્થ શરૂ થયો. શરૂઆતમાં તો તેમણે જણાવી દીધું, કે “ દર કલાકે સૂતરના કેટલા તાર કાંતી શકાય છે તેની ગણત્રી કરવાને ભાઈ શંકરલાલને પણ ઘડીઆળ જોઈતું હતું. પણ મારી તો એવી ખાત્રી છે કે જેલમાં આપણને ઘડીઆળ શોભે જ નહિ, અને તેના વિના જ આપણે ચલાવી લેવું જોઈએ.” પણ ભાઈ મન્ઝરઅલી કંઈ સહેજમાં થાકી જાય એવા ન હતા. તેમણે ગાંધીજી સાથે આ બાબતની ખૂબ “ઝીકર” કર્યા કરી. છેવટે ગાંધીજી પકડ્યા હોય એમ પણ લાગ્યું. કેવું ઘડીઆળ મંગાવવું, એ વિષય સુધી પણ વાત આવી પહોંચી. ભાઈ મન્ઝરઅલીએ હાથનું ઘડીઆળ મંગાવવાનું નક્કી કર્યું. તે ખરીદવાની ડાક્ટરને કંઈ સૂચના પણ અપાઈ. પણ સુપરિન્ટેન્ડન્ટ સુધી વાત પહોંચે તે પહેલાં વળી ગાંધીજીએ નવો ફતવો કાઢ્યો. ઘડીઆળ નામંજૂર કર્યું. વળી ઘણી ચર્ચા પછી રેતની શીશી લાવવાની મંજૂરી આવી, પણ રાત્રે તે ફેરવે કોણ ? એ કે એવી કંઈક મુશીબતથી છેવટે ઘડીઆળનું પ્રકરણ પૂરું થયું.

આમ ઘડીઆળ મેળવવામાં તો ભાઈ મન્ઝરઅલી નિષ્ફળ થયા છતાં ચાર વાગ્યા પહેલાં ગાંધીજીને ન ઉઠવા દેવાનો તેમનો આગ્રહ છેવટે સફળ થયો. ગાંધીજીના જ શબ્દોમાં કહું તો “ એક દિવસ તો ભાઈ મન્ઝરઅલી મને ખૂબ વઢ્યા તેમણે કહ્યું, કે ‘ તમે જાણો છો કે તમે ચાર વાગ્યા પહેલાં જ જાગી જાઓ છો પણ રખેને વળી ઉંઘી જવાય અને ચારનો વખત ચૂકી જવાય એ દહેશતથી તમે જાગતાં વેંત જ ઉઠી જાઓ છો. આવી દહેશત જ શા માટે રાખો છો ? તમને એ છાજે જ નહિ. ’ મને આ વાત ગળે ઉતરી એટલે હવે વહેલો જાગી જાઉં છું તો પણ નિરાંતે પથારીમાં જ પડ્યો રહું છું. અને ચારના ટકોરા સાંભળીને જ ઉઠું છું. ઘણું ખરું ત્રણના પણ સાંભળું છું. પછી મોડું પણ થઈ જાય છે, પણ ચારનો ઘંટ આજ સુધી ચૂક્યો નથી. અને કદાચ કોઈક દિવસ ચૂકી જવાશે તો ઈશ્વર માફી આપશે. ”

### પ્રાર્થના

ચાર વાગે ઉઠી હાથમોં ધોઈ ગાંધીજી પ્રાર્થના કરવા બેસતા. સવારે આશ્રમ ભજનાવલિમાં આપેલ પ્રાતઃ સ્મરામિ વગેરે શ્લોકો, તે પછી કોઈક પ્રભાતિયું, અથવા ભજન અને પછી ‘ રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતા રામ ’ ની ધુન. સાંજે સ્થિતઃ પ્રજ્ઞ વિષે ગીતાજીના બીજા અધ્યાયના શ્લોકો, પછી વળી કંઈક ભજન અને પછી ‘ નારાયણ નારાયણ જય ગોવિંદ હરે ’ કે એવી કંઈક ધુન. ગાંધીજીના સંસ્કૃત ઉચ્ચાર બહુ જ સ્વચ્છ અને સ્ફુટ લાગતા, તેમ શ્લોક બોલવાની તેમની ઢબ પણ ઘણીજ કર્ણપ્રિય લાગતી. તેમનાં ભજન તો પહેલીજ વાર સાંભળ્યાં, અને જો કે તેઓ ગાવામાં નિપુણ હોવાનો કંઈ પણ દાવો ન કરે તો પણ સુસંગીતથી પરિચિત કાનને પણ તેમના સૂર અને હલેક ઘણાજ મીઠા અને ભાવવાહી લાગ્યા વિના રહે નહિ. પણ કદાચ ‘ રઘુપતિ રાઘવ’ કે ‘નારાયણ નારાયણ’ ની ધુન જમાવવામાં તેમને વધારેમાં વધારે રસ પડતો, અને તેમાં જ તેમનો ભક્તિભાવ પરિસીમાએ પહોંચતો જણાતો. તેમણે એકવાર સાયંકાળની પ્રાર્થના પૂરી થયા પછી કહેલું કે “ તમને બન્નેને પ્રાર્થનાના આ ત્રણ વિભાગમાં કયો વધારેમાં વધારે ગમે છે તે હું નથી જાણતો. પણ મને તો છેવટની ધુન જ વધારેમાં વધારે પ્રિય છે. તેમાં મારું દિલ છેક જ ડૂબી જાય છે, અને તેથી જો તમને કોઈને ખાસ અડચણ ન લાગે, તો હું તો સામાન્ય રીતે આ ધુન ચારેક વાર ચલાવું છું, તેને બદલે ઘણો વધારે વખત પણ ચલાવીશ. ”

અમે બન્નેએ આ સૂચનાને ઉમંગથી વધાવી લીધી. છતાં કોણ જાણે કેમ ગાંધીજીએ આ આશા સફળ ન જ કરી—નારાયણ મંત્રનો ખરેખરો રસ જામતો હોય તે જ વખતે તે ઓચિંતો સમાપ્ત થતો લાગતો. કદાચ આહારમાં તેમ વ્યવહારમાં ગણત્રીસર જ કામ કરવાના ગાંધીજીના અચળ નિયમે તેમને અગમ્ય રસના ઉંડા પાણીમાં જતા અટકાવ્યા.

સવારે તો ગાંધીજી પોતાની ઓરડીની પાસે જ પ્રાર્થના કરતા અમને પણ યુરોપિયન યાર્ડમાં ગયા ત્યારથી તે લગભગ શિયાળો આવ્યો ત્યાં સુધીના પાંચેક મહિના સુધી સાંજની પ્રાર્થના તો અમારા વિભાગના છેક છેડા ઉપરજ કરવા બેસતા. ગાંધીજીની ગાદી દિવાલની પાસેજ નંખાતી, સામે ઓટલાની કિનાર ઉપર અમે બેસતા, અમારી પાછળ સુંદર કરણીના ઝૂકી

ચાર × વાગે તો મોડામાં મોડું ખાઇ લેવું જ જોઇએ, તેથી તરત એ વખત જ જમવાનું રાખ્યું. અને પછીથી થોડા વખતમાં તેમને લગભગ સાત વાગે દૂધ આપવાની ગોઠવણ થઇ, તો પણ તેમણે ક્વચિત્ નજીવા ફેરફાર સિવાય બે જ વખત–સવારે સાત વાગે અને સાંજે ત્રણ ચાર વાગે ખાવાનું રાખ્યું હતું. ભાઇ શંકરલાલ છૂટયા પછી તેઓ ઓચિંતા માંદા પડયા ત્યારે દાક્તરની સલાહ મુજબ દરેક વખતે ઓછો ખોરાક લઇને તેમણે ત્રણ વખત જમવા માંડયું. એ મંદવાડ પૂરો થયો તે પછી પણ ત્રણ ટાણાં લગભગ જુલાઇની આખર સુધી તેમણે ચાલુ રાખ્યાં અને તે પછી ફરી પાછું તેમણે બે વખત ખાવાનું શરૂ કર્યું, તે છેલ્લી માંદગી સુધી ચાલુ રહ્યું.

ગાંધીજી સાધારણ રીતે દૂધ અને ફળજ લેતા. સવારે આહાર કંઈક વિશેષ પ્રમાણમાં લે, મનફાવ* હોય ત્યારે તો એક એક ચાવી બિયાં કાઢીને ખાય અને બીજું ફળ પણ ધીમે ધીમે જ લેવાય, તેથી સાધારણ રીતે તેમનું સવારનું ભોજન આશરે સવા સાતેક વાગ્યાથી લગભગ આઠ વાગ્યા સુધી ચાલતું. તેમની સાથે જમતા સોબતી સાથે, તેમજ સાર્જંટ દાક્તર વગેરે આવીને તેમના જ ખાટલાના ખૂણા પર અથવા સામે ખોખા પર બેસી જાય તેમની સાથે ગાંધીજી વાતો કરતા જાય, મીઠી મશ્કરીઓ ઉડાવતા જાય, હસતા જાય અને ખાતા જાય. બપોરે જમતા ત્યારે થોડો જ આહાર લેતા, સાથે કોઇની સોબત તો હોય નહિ, અને તેમની આંખમાં ઉંઘ પણ ભરાઇ હોય, એટલે થોડી જ વારમાં આરોપી લેતા. સાંજે ત્રણ ચાર વાગે વળી મિજલસ જામે, અને લગભગ કલાકેક સુધી વાર્તાવિનોદ કરતે કરતે ગાંધીજી ભોજન કરે.

છતાં આ ભોજન સમારંભમાં પણ ગયા સપ્ટેંબર–આકટોબર માસથી જે કંઇક ગંભીર તત્ત્વ દાખલ થતું હતું, તેની આખરે તો અવધિ આવી. ભાઇ મન્ઝરઅલીના છૂટવાનો દિવસ (૧ લી નવેંબર) જેમ પાસે આવતો ગયો તેમ ગાંધીજીને ઉર્દૂના અભ્યાસને વિષે વધારે ફિકર થતી ગઇ, અને બને તેટલું તેમની સાથે વાંચી લેવાનો નિશ્ચય તેઓ કરતા ગયા. તેથી સાંજે સાધારણ રીતે પોતાનું ભોજન પૂરું થઇ જાય તે પછી ભાઇ મન્ઝરઅલી પૂરું કરી લે ત્યાં સુધી તેમની સાથે વાતો કરતા, તેને બદલે ઉર્દૂ ચોપડી એકદમ હાથમાં લઇને તેમની સાથે વાંચવા માંડયું. વળી તેમને ‡ જ અંગે એક અઠવાડીઆ સુધી ફળનો ત્યાગ કરીને કેવળ દૂધ ઉપર જ ગાંધીજી રહ્યા, તે વખતે સવારસાંજ તેઓ થોડી જ વારમાં ભોજન આરોપીને તરત ઉર્દૂના અભ્યાસ પર ચઢી જતા. પણ ભાઇ અબ્દુલ ગનીને અંગે તેમણે લગભગ ૬ અઠવાડીઆં સુધી કેવળ દૂધપર જ નિર્વાહ કર્યો, તે વખતે તો તેમણે આડો આંક વાળ્યો. જેમ આહાર ઓછો થતો ગયો અને શરીર નબળું પડતું ગયું તેમ તેમનું મગજ વધારે ને વધારે વેગથી કામ કરવા લાગ્યું. સવારે સાડાચારથી સવાસાત વાગ્યાસુધી ધાર્મિક વાંચન કરે, તે દરમિયાન "લાઇબ્રેરી"માં જાય ત્યાં પણ ગીબ્બો અને પ્લેટો જેવું ગંભીર સાહિત્ય વાંચે, દસેક મીનીટમાં દૂધ પૂરું કરીને વળી આઠ વાગ્યા સુધી વાંચ્યાં જ કરે અને જો કે સાંજે સોબતીઓ જમતા હોય ત્યાં સુધી વિનયની ખાતર ચોપડી ન ઉઘાડે, છતાં પણ તેમની મુખમુદ્રા ગંભીર થઇ જાય, તેમની આંખો ઝીણી અને ભારે લાગે અને બીજા ઉઠી જાય કે તરત જ ચોપડી ઉઘાડી તેમાં લીન થઇ જાય. ડીસેંબરની આખરમાં ગાંધીજીને પોતાનેજ લાગ્યું કે મગજ પર ઘણોજ વધારે પડતો બોજો આવે છે, તેથી તેમણે "લાઇબ્રેરી"નું વાંચન કમી કર્યું. આ અતિશ્રમની તેમની તબિયત પર કંઇક તો અસર થઇ જ હશે એમ લાગ્યા વિના રહેતું નથી.

ગાંધીજીએ પોતાના ખોરાકમાં વખતો વખત જે ફેરફારો કર્યા, આહાર વિષે સલાહ આપતા અને વાસો કરતા તે વિષે તો જુદું જ લખવું પડશે. ખાદ્યાખાદ્યવિવેક એજ સત્યાગ્રહ પ્રવૃત્તિ પછી ગાંધીજીનું મુખ્ય કાર્ય છે એમ શ્રી. રાજગોપાળાચારીએ* બરાબર જ વર્ણ્યું છે, અને ગાંધીજી ઘણીયે વાર કહેતા કે "જો હિંદુસ્તાનને સત્યાગ્રહ ધર્મ શીખવવાની મેં માની લીધેલી જવાબદારી મારે માથે ન

* બરદાસીઓ સાંજે પાંચ વાગે ઓરડીઓમાં બંધ થાય તે પહેલાં તેમણે વાસણ સાફ કરી લેવાં જોઇએ તેથી.

* મિષાંવાળી મોટી સુકી દ્રાક્ષ

‡ આ વિષે વિસ્તારથી જુદું લખવું પડશે.

* નેસાર જેલમાંથી તેમણે ગાંધીજીને બારડોલી મોકલેલા કાગળમાં

હોત, તો સહેલાઈથી પચી શકે એવો દૂધ સિવાયનો બીજો ખોરાક શોધવામાં હું મારી જિંદગી ખતમ કરત. ”

### રેંટીઆ

ગાંધીજી જમવાનું પૂરું કરી લગભગ આઠ વાગે રેંટીઆની ઓરડીમાં દાખલ થતા. તેઓ એક નાના પાટલા ઉપર બેસતા અને પાછળ મૂકેલા એક લીસા પાટીઆ ઉપર પીઠને ટેકવીને સાડાદસ કે અગીઆર વાગતાં સુધી કાંત્યાં કરતા. તેઓ કહેતા કે ‘એ ટેકા સિવાય તો થોડી જ વારમાં થાકી જાઉં પણ તે હોય ત્યારે ચાર કલાક કાંતતાં પણ મને થાક નથી લાગતો.’ આમ પીઠ ટેકવી હોય તેથી સ્વાભાવિક રીતે બહુ લાંબો તાર ખેંચાતો નહિ, કારણ કે તેમ કરતાં શરીરને વધારે શ્રમ પડે.

જેલમાં જતાં પહેલાં ગાંધીજી સાધારણ રીતે દરરોજ અડધો કલાક જ કાંતતા, તેથી તેમને તે કામની થોડી જ તાલીમ મળી હતી. આમ જે ઉણપ રહી હતી તે ભાઈ મગનલાલની લેખી સૂચનાઓથી, રોજના ત્રણ-ચાર કલાકના નિયમિત અભ્યાસથી અને અથાગ ધીરજ અને ચીવટથી તેમણે બને તેટલી પૂરી કરી. જેલમાં આવ્યા પછી થોડા જ વખતમાં ભાઈ શંકરલાલ પાસે બારડોલી પીંજણ પર તેમણે પીંજવાનું શીખી લીધું, અને પછી બીજા કેટલાયને તે શીખવ્યું પણ ખરું. તેમણે શરૂઆતમાં જ કાંતીને થોડું સૂતર બહાર મોકલ્યું હતું, તેમાંજ તેમની ખીલતી કળાની ઝાંખી આપણને થઈ હતી. પણ લગભગ બે વરસના અનવરત અભ્યાસથી તેઓ દસ, વીસ અને ત્રીસ નંબર સુધીનું એકંદરે એકસરખું, મજબૂત અને વણાય એવું સરસ સૂતર કલાકો સુધી કાંતી શકતા. સાધારણ રીતે તેઓ કલાકના દોઢસો વાર કાંતતા, પણ છેવટમાં દસ નંબરમાં તો લગભગ ૨૦૦ સુધી પહોંચી જતા. આ ગતિ પણ આશ્રમના કોઈ બાળકોની ૫૦૦ વારની ગતિના પ્રમાણમાં સ્વાભાવિક રીતે તેમને ઓછી જ લાગતી. છતાં તેમનું નબળું શરીર આથી ઘણું વધારે આગળ ન જઈ શકે એમ તેમને લાગતું. આથી એ વધારે જાણવા જેવું તો એ છે કે બહારના લગભગ કંઇ પણ અનુભવ સિવાય કેવળ પોતાની વિચક્ષણ બુદ્ધિથી અને અથાગ મહેનતથી તેઓ પીંજણ અને રેંટીઆના બારીક દોષ સુધારવામાં કલાકો સુધી ગુંથાતા અને તે સાફ થાય ત્યારે જ જંપતા. તેઓ હમેશાં કહેતા કે ‘કારીગરે કામ શરૂ કરતાં પહેલાં યંત્ર બરાબર તપાસી લેવાંજ જોઇએ અને નાનું બાળક પણ તેને રમકડાની માફક સહેજે ચલાવી શકે એવું થાય એ પછી જ કામ શરૂ કરવું જોઈએ.’ પીંજણની તાંતને જરા પણ રૂ ચોટે અથવા રેંટીઆમાંથી જરા પણ કર્કશ સૂર નીકળે એટલે તેઓ તરત જ કામ અટકાવે અને તેઓ જે ખંતથી ને ચતુરાઈથી તેના દોષની ચિકિત્સા કરીને તે દૂર કરતા, તે જોઇને સૌ ચકિત થતા. જેમ પોતાનાં તેમ બીજાનાં યંત્ર પણ સુધારે–સુધરાવે. વોર્ડર કે બરદાસીના રેંટીઆમાં પણ ચમરખું બંધ બેસતું ન હોય અથવા ત્રાક વધારે હાલી જતી હોય તો એક દાક્તર દરદીને તપાસે એટલી ગંભીરતાથી તેનું બારીક નિરીક્ષણ કરે અને તેમની સૂચના મુજબ રેંટીઓ સુધારવામાં આવે ત્યારે જ તેમના દિલને આરામ થાય.

જેમ યંત્રોને સાફ રાખવામાં તેઓ ચીવટ રાખે તેમ તેના કાર્યનું માપ કાઢવાને પણ ઘણી જ કાળજી રાખે. સાધારણ રીતે તો તેઓ પૂણી જોખીને જ લે. કામ પૂરું થયા પછી રેંટીઆની સાથેના લોઢાના ફાળકા ઉપર તે ચઢાવી લે, પછી બધું સૂતર પગ પર ચઢાવીને તેના તાર ગણી જુએ અને જો બારીક નંબર કાઢતા હોય અને પૂણી અડસટ્ટે લીધી હોય તો છેવટે સૂતરને કાંટા પર નાંખીને ગ્રેન સુધીનું વજન કરી લે. આ બધાંયે માપ એક નોટબુકમાં તેઓ ઉતારે અને તે ઉપરથી સૂતરના નંબરને વિષે તેમને ખાતરી થાય ત્યારે જ તેઓ કામ પૂરું થયું ગણે. પણ એટલથીએ નહિ. ત્રાક અને ચમરખાં કાઢીને “ ટ્રુલ બોક્સ”*માં મૂકે, રેંટીઆની માળ બરાબર લપેટી લે, અને જે બે કામળાની ગાદી કરીને તેઓ પાટલા પર બેસતા, અને શિયાળામાં એક વધારાનો કામળો પગ પર લપેટતા તે ત્રણે ઉંચકી જરા ખંખેરીને તેમની ઓરડીની પાછળ વાંસ પર તડકામાં નાંખે અને તેમથી ટ્રુલ બોક્સ પાછી હતી ત્યાં પોતાની ઓરડીમાં મૂકે ત્યારેજ તેઓ ફારગ થયા ગણાય.

---

* એક લંબચોરસ પેટીમાં ચપ્પુ, કાનર, ત્રાક, ચમરખાં વગેરે રેંટીઆના અંગનો બધો સામાન રાખતા તે. ઓરડીમાં તેના પર બત્તી અને ચોપડીઓ મૂકતા.

કાંતવા વિષે ગાંધીજીની ચીવટનો એક દાખલો આપવા જેવો છે. શરૂઆતથી તે લગભગ ગયા ઓગસ્ટ માસ સુધી તેઓ સવારે ૮ થી ૧૦ અને બપોરે બેથી સાડાત્રણ સુધીમાં કાંતીને દસ નંબરનું એક અધોળ સૂતર કાંતતા. પણ જ્યારે તેમણે સાંજે ચારને બદલે ત્રણ વાગે જમવાનું શરૂ કર્યું, ત્યારે સવારે ૧૧ અને ક્વચિત્ સાડા અગીઆર સુધી બેસીને બધીયે પૂણી પૂરી કરીને જ ઉઠતા. પછી તેમણે ૩૦ નંબરનું કાંતવા માંડ્યું, ત્યારે તો પ્રમાણમાં ઓછું જ કંતાય એટલે તેનું વજન પછીથી કરતા. સવારે તેઓ વખતસર કાંતવા તો બેસી જ જાય, પણ ખાસ કરીને ડાક્ટર ને સુપરિન્ટેન્ડન્ટ સાથે વાતો કરવામાં ક્વચિત્ વધારે વખત વહી જાય અને ટેવ મુજબ ૧૧ નો ઘંટ વાગતાં રેંટીઓ બંધ કરે ત્યારે સૂતરના તાર ઘણા ઓછા નીકળે. આમ કોઈક વાર ૩૦ નંબરનું કાંતતાં ૨૦૦* થી પણ ઓછા તાર થયા તે ગાંધીજીને ઘણુંજ વસમું લાગ્યું. તેમને કંઈક એમ થયું કે 'વજનનો મેળ નથી અને જો તારનો પણ નહિ રાખું તો તો હું કેટલોયે નીચો પડી જઈશ.' ત્યારથી તેમણે દરરોજ ઓછામાં ઓછા ૨૦૦ તાર કાંતવાનો નિયમ કર્યો, અને પરિણામે ૧૧ વાગ્યા સુધીમાં જ્યારે કામ પૂરું ન થયું હોય ત્યારે ઉદ્દંને રોકીને પણ બપોરે બે વાગે તેઓ રેંટીઆ ઉપર બેસી જતા. તેવામાં વળી તેમણે અમને પીંજવાનું શીખવવા માંડ્યું. તેમાં અને પીંજણ સાફ કરવામાં તેમનો કલાકથી પણ વધારે વખત નીકળી જાય. છતાંયે તેમણે ૨૦૦ તારનો નિયમ તો શિથિલ ન જ કર્યો અને અમારી વિં[illegible] વણીને ન ગણકારીને સવારમાં પૂરેપૂરો પરિશ્રમ લી[illegible] છતાં પણ નિયમ મુજબ અધૂરું રહેલું કામ પૂરું ક[illegible] વાને બપોરે રેંટીઓ સેવતા.

આમ બે વરસ દરમિયાન શરીર ન જ ચાલી શ[illegible] એમ હોય તે સિવાય એકેએક દિવસ, તેઓ દરરો[illegible] સવારે આઠ વાગે હાથમાં ટૂલ બોક્સ લઈ રેંટીઆ[illegible] ઓરડીમાં જાય, ચસમાં ચડાવી ૧૧ વાગ્યા સુધી ચલાવ્યાં કરે, સુપરિન્ટેન્ડન્ટ આવે ત્યારે ચસમાં [illegible] તારી વિનયપૂર્વક ઉભા થઈ ગંભીર કે ગમતી વા[illegible] કરે, અને પાછા પાવડી ખખડાવતા ૧૧-૧૧॥ વા[illegible] આદર્શ સૈનિકની માફક હાથમાં પેટી ઝુલાવતા ઓ[illegible] ડીમાં પાછા વળે. શિવરાત્રિ હોય કે જન્માષ્ટમી, હો[illegible] હોય કે દિવાળી, એક ટાણું હોય કે કેવળ દૂધનો આહાર હોય, આંખો બળતી હોય કે અંગેઅંગ ન[illegible] બાદથી કળતાં હોય છતાં પણ બારે માસ ને બત્રી[illegible] ઘડી એ પરમ તપસ્વી રેંટીઆનું અચળ વ્રત અ[illegible] નિશ્ચયથી પાળતા. ગાંધીજીએ બે વરસના કારાવાસ દ[illegible] મિયાન અનેક ચમત્કાર કર્યા છે, અનેક વાર તેમ[illegible] સોબતીઓને હેરત પમાડ્યા છે, અનેકવાર બરદાસ[illegible] ઓથી માંડીને તે સુપરિન્ટેન્ડન્ટ અને સરકાર સુધી સૌ[illegible] ડોલાવ્યા અને કંપાવ્યા છે. પણ યરોડામાં તેમની સાથે રહેવા[illegible] પરમ સદ્ભાગ્ય જેમને પ્રાપ્ત થયું છે, તેમના હૃદય[illegible] તો સ્થિર નયને અને શાંત ચિત્તે એક પછી એક ત[illegible] કલાકો સુધી નિયમસર કાંતતા ગાંધીજીની પવિત્ર મૂ[illegible] ચિરકાલ પર્યંત વિરાજમાન રહેશે. (અપૂ[illegible]

ઇન્દુલાલ યાજ્ઞિ[illegible]

* એક અધોળ પુણીના દશ નંબરના ૪૦૦ તાર પહેલાં ગાંધીજી કાંતતા. ૩૦ નંબર વધારે ધીમેથી કંતાય તેથી આશરે ૩૦૦ તાર ૧૧ વાગ્યા સુધીમાં કાંતતા. તેથી ૨૦૦ તાર સ્વાભાવિક રીતે ઓછા લાગે.

# નોંધ

## પાટણનો પત્ર

વડોદરા રાજ્ય પ્રજામંડળની ચોથી પરિષદ્ પાટણ ગામે મળી હતી. આ મંડળની શરૂઆત ૧૯૧૬ ની સાલમાં થયેલી, એટલે આઠ વર્ષમાં ચાર બેઠકો થઈ છે. મંડળને સંપૂર્ણ રીતે પ્રતિનિધિક કરવા સારૂ તમામ ગામોમાં પ્રજામંડળની શાખા સ્થાપવાનો ઠરાવ પસાર થયો હતો તેનો અમલ થયો નથી. છેક છેલ્લી ઘડીએ કેટલાક તાલુકાઓમાં મંડળો સ્થાપી તેમાંથી પ્રતિનિધિઓ મોકલવામાં આવ્યા હતા. પ્રાન્તિક મંડળો પણ સ્થપાયાં નથી. છેલ્લા બે વર્ષના કામની હકીકત મુખ્ય મંત્રીઓએ પ્રગટ કરી હતી તેમાં જણાવ્યું હતું કે એંસીનેવું સભ્યોને આમંત્રણ ફરી ફરીને કરતાં ભાગ્યે બે ત્રણ સભ્યો હાજર થતા. મંડળનું કામ બિલકુલ નહીં જેવું થયેલું તેનો દોષ મંત્રીઓ પર ઢોળવામાં આવતો હતો, અને મંત્રીઓ ઠંડાગાર થઈને બેઠા હતા, જાઇએ તેવી ચળવળ કરતા નહોતા તે ભૂલી જઈને પ્રજાનો દોષ બતાવી રહ્યા હતા. પાટણ શહેરમાં બહુજ થોડો ઉત્સાહ માલુમ પડયો, માત્ર ૮૨ સભાસદો સ્વાગત મંડળમાં હતા. નવલાખ માણસની વસ્તીવાળા કડી પ્રાન્તમાંથી ૪૭૫ પ્રતિનિધિઓ મોકલી શકાય તેમાંથી ૧૭૧ આવ્યા હતા. કાળીપરજની ચળવળને લીધે નવસારી પ્રાન્તમાં નવી જાગૃતિ આવી છે તેને લીધે ૮૭ સભ્યો હાજર રહ્યા હતા, બાકીની સંખ્યા તદ્દન જુજ હતી. કડી પ્રાન્ત સિવાયની પ્રજા ખાદીમય હતી પણ પ્રમુખની આસપાસ બેઠેલી મંડળીમાં રંગીત વિદેશી ડગલા તથા રંગબેરંગી પાઘડીઓ શોભી રહી હતી. રાજ્યના કેટલાક ઑફિસરોએ હાજરી આપી હતી અને દરબારમાં ઉંચાનીચા દરજ્જાની બેઠક માટે પડાપડી થાય છે તેમ પ્રમુખની આસપાસ વીંટળાઇ ગયા હતા. જે મંડળમાં પોતે સભ્યો નહોતા ત્યાં એક બાજુએ બેસવું એજ ઠીક ગણાય. પ્રમુખની આસપાસ તેમને મદદ કરી શકે એવા પ્રજામંડળના અનુભવી કાર્યકર્તા તથા પરિષદોમાં ઉચ્ચ હોદ્દા ભોગવેલા માણસોની બેઠક હોવી જોઇએ. સ્વયંસેવકમંડળે અથાક પરિશ્રમ ઉઠાવી ઘણું જ ઉત્તમ કામ કર્યું હતું પણ તેમના વિદેશી લેબાસથી ઘણા લોકોનાં મન દુખાયાં. પ્રતિનિધિઓનાં કુલ પ્રથમ ખાદીનાં કરેલાં તે સ્વાગત મંડળને પસંદ નહીં પડયાં એટલે સ્વદેશી કહેવાતાં કપડાંનાં બનાવેલા.

પ્રજાનાં દુઃખો તથા માગણીઓ દર્શાવતા અનેક ઠરાવો પસાર થયા. છેલ્લી ત્રણ પરિષદોમાં થયેલા ઠરાવો તદ્દન નિષ્ફળ ગયા હશે એમ કહેવું બરાબર નથી. આવી પરિષદોનો મુખ્ય હેતુ પ્રજામત કેળવવાનો છે અને તેની સાથે રાજ્યમત પણ કેળવાય છે. દેશી રાજ્યોમાં પ્રજામતની અસર ઘણી થાય છે. આ ઠરાવોની પાછળ પ્રજાનો આગ્રહ મેળવી શકીએ તો જરૂર રાજ્યતંત્રમાં સુધારા થાય. પ્રજામતને સંગીન કરવા માટે તેમ જ લોકોનાં દુઃખ ટાળવા માટે રચનાત્મક કાર્યનો ઠરાવ રજુ થયો હતો તેના ઉપર થયેલી ચર્ચા માત્ર ગેરસમજુતીને લીધે થયેલી.

જો આ ઠરાવનો અમલ થાય તો સાડત્રીસ ઠરાવોમાં માત્ર આ એક જ ખરા અગત્યનો હતો. તેમાં (૧) ઐક્ય અથવા એકસંપી, (૨) લવાદ, (૩) ખેતીનું રક્ષણ, (૪) સ્વદેશીપ્રચાર, (૫) દારૂ ચોરીનિષેધ, (૬) લાંચનિષેધ, (૭) અન્યાયી હરકતોનું નિવારણ તથા (૮) સાર્વજનિક કામની દેખરેખનો સમાવેશ થતો હતો. આ પ્રકારના કામની શરૂઆત બોરસદ તથા પેટલાદ તાલુકામાં થઇ રહી છે. દરેક તાલુકાએ આ બધુંયે કાર્ય એકદમ ઉપાડી લેવું જોઇએ એવો ઉદ્દેશ હોઇ શકે જ નહીં. સ્થાનિક હરકતો, સ્થાનિક કાર્યકર્તાઓનો ઉત્સાહ અને કાર્યકુશળતા વગેરે લક્ષમાં રાખીને જ કાર્યક્રમ ઘડી શકાય. કડી પ્રાન્ત

નિવાસીઓમાં એવો ખોટો ભય ઉત્પન્ન થયો હતો કે રચનાત્મક નામથી અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન ધુસાડી દેવામાં આવશે, પણ વાસ્તવિક રીતે અમુક પ્રશ્ન હાથ લેવો કે નહીં તે દરેક સ્થાનિક સમિતિએ નક્કી કરવાનું છે.

અસ્પૃશ્યતાની બાબતમાં મતભેદ સખત થયેલો તેથી તે વિષે વિગતવાર હકીકત ટાંકવી જોઇએ. જ્યારે પરિષદની બેઠક નાટકશાળામાં રાખવાનો વિચાર હતો ત્યારે ઉપરની ગેલેરીમાં બે ભાગ પાડીને એક ભાગમાં સ્ત્રીપ્રેક્ષકો તથા બીજામાં અંત્યજોને બેસાડવાનો નિર્ણય સ્વાગત મંડળે કરેલો એમ કહેવામાં આવેલું. આપણા દેશમાં સ્ત્રીઓ તથા અંત્યજની સ્થિતિ કેટલીક બાબતમાં સરખી છે, એમ ધારીને આવી વ્યવસ્થા કરી હશે. નાટકશાળાનું મકાન નાપસંદ થયું અને વાડીમાં મંડપ નાંખ્યો ત્યારે જમણા હાથની પરસાળમાં સ્ત્રીઓ અને ડાબા હાથે અંત્યજોને બેઠક આપી હતી. આ વ્યવસ્થા કેટલાક ચૂસ્ત સ્વરાજ્યવાદીઓ ખમી ન શક્યા અને સ્વાગત મંડળના આગેવાનો સાથે વાતો થઈ ત્યારે ધાંટાધાંટ કરીને કહેવામાં આવ્યું કે જો અંત્યજોને સભામાં દાખલ કરવામાં આવશે તો અસ્પૃશ્યતામાં માનનારા સઘળા લોકો સભા છોડી ચાલ્યા જશે. અંતે સમાધાની એવી રીતે કરી કે જે ભાઇઓ અંત્યજોની અસ્પૃશ્યતા ન પાળતા હોય તેમણે તેમની સાથે જઇને બેસવું, અને તે પણ ધાંધળ કર્યા સિવાય. ઘણા ભાઇઓ ત્યાં જઇને બેઠા અને ઘણાને ખબર પણ નહીં પડી કે જે ભાઇઓ અસ્પૃસ્યતા દૂર કરવા ઇચ્છતા હોય તેમણે અંત્યજ જોડે બેસવાનું છે. અનેક સભ્યો એક બેઠક પરથી ઉઠીને બીજીપર જતા હતા. કેટલાક ભાષણકર્તા અંત્યજોની પરસાળમાંથી ઉઠી, સ્વાગતમંડળની ગીચોગીચ બેઠેલી મંડળીમાંથી પસાર થઈ પ્રમુખ પાસેથી ઠરાવની નકલ મેળવીને ભાષણ કરી આવ્યા તેનું દુઃખ ન લાગ્યું, પણ જ્યારે અમુક વ્યક્તિઓ પોતાના મતથી વિરૂદ્ધ મતવાળાઓની પણ લાગણી ન દુઃખાય એટલા માટે ટુંકે સીધે રસ્તે ભાષણ કરવાને આવ્યા એટલે વાંધો ઉઠાવવામાં આવ્યો. અસ્પૃશ્યતા દૂર કરવાનો ઠરાવ ઉડી ગયો ત્યારે "હર હર મહાદેવ"ના પોકાર થયા. આ ઠરાવ ઉડી ગયો તેથી કોઇપણ જાતનું ભયાનક નુકસાન થયું નથી, અને જો પસાર થયો હોત તો એક પણ અંત્યજને ન્યાય મળત કે કેમ એ શંકાભરેલું છે. પણ બન્ને પક્ષ ખૂબ ઉશ્કેરાઈ ગયેલા એ તો નક્કી,અને તેમાં ચૂસ્ત પક્ષની ગભરામણ બેહદ હતી. કેટલાક બ્હારના સ્વરાજ્યવાદી ભાઇઓએ પાટણ તથા વડોદરા રાજ્યની પ્રજાની પછાત સ્થિતિ વિષે ખૂબ સખત ટીકા કરી હતી, પણ તે કેવળ અજ્ઞાનને લીધે જ કરેલી હ[illegible] જોઇએ. પ્રજાના કેટલાક આગળ પડતા ભાઇઓ અ[illegible]શ્યતાની વિરૂદ્ધ છે પણ એકંદર આપણી પ્રજા તે [illegible] સ્વીકારતી નથી. આજે બારડોલી તાલુકામાં કે[illegible] સાર્વજનિક કુવામાંથી પાણી કાઢવા દે છે? ગુજ[illegible] વિદ્યાપીઠની બધી નિશાળોમાં અંત્યજોને દાખલ કરવા[illegible] આવે છે? ગુજરાત પ્રાન્તિક સમિતિના અંત્યજ કાર્ય[illegible]યની સફળતા કેટલી છે?. દોષ પાટણનિવાસીઓ[illegible] નથી, કડી પ્રાન્તની પ્રજાનો નથી, આજે આખા હિં[illegible]સ્તાનમાં અન્ત્યજોને અન્યાય મળે છે. શ્રી. માલવિય[illegible] દેડને સાથે લઇને કુવામાંથી પાણી કઢાવે અને પીએ અથવા બનારસના કેટલાક પંડિતો અંત્યજોને હિંદુ સમાજમાં દાખલ કરવા મત આપે તે પરથી આપણુ સમાજમાં કેટલું બધું પરિવર્તન થયું છે તે સમજ[illegible] શકાય, પણ એ પરિવર્તન વિચારશ્રેણીમાં થયું છે વર્તનમાં નહીં. ભેદભાવનો કિલ્લો તુટવા માંડ્યો છે દિવાલોમાં મોટાં બાકાં પડયાં છે, પણ હજી તેનાપ[illegible] કહેવાતા 'ચૂસ્ત' પક્ષનો વાવટો ઉડે છે.

પ્રજામંડળની ચોથી પરિષદથી ઘણો ફાયદો થયે છે. આગેવાનની ખુરસી પર ધસી જઇને બેસી જનાર લોકોને લાગ્યું છે કે માત્ર જીભ હલાવ્યાથી ત્યાં બેસ[illegible] શકાશે નહીં. ઑફિસરોની ખુશામત કરીને આગળ પડનારા જરૂર આગળ પડશે, પણ તે પ્રજામંડળ દ્વા[illegible] નહીં. પ્રજામંડળમાં તેમને માટે સ્થાન નથી. પછ[illegible] કોમમાં કાંઇક થોડી જાગૃતિ થશે, અંત્યજોમાં વિશે[illegible] થવી જોઇએ. કડી પ્રાન્તના બાર તાલુકા છે તેમાંથ નવા કાર્યકર્તા બહાર પાડવા જોઇએ. એ પ્રાન્તમ[illegible] કણબી તથા ઠાકરડાની ઘણી વસ્તી છે. જો તેમ[illegible] જગાડયા હોય, તેમની આર્થિક તથા નૈતિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન થાય. તો અજબ પરિણામ આવે હાલના આગેવાનો જરૂર પોતાની કાર્યપદ્ધતિ બદલી શકે. જ્યારે પ્રજામાં નવચેતન પ્રગટે છે ત્યારે માની ન શકાય એવો ઉત્સાહ આવે છે. અમરેલી પ્રાન્તે તેર પ્રતિનિધિ મોકલ્યા હતા ત્યારે તેનાથી બમણી સંખ્યા જંગલના રહેવાસી કાળીપરજની હાજર હતી. જો રચનાત્મક કાર્યક્રમનો અમલ સારે અંશે થાય, પ્રજાનાં દુઃખો શોધી કાઢી તેના નિવારણ માટે પ્રજા તથા રાજ મત કેળવાય તો બાર મહિનાની અંદર વડોદરા રાજ્યનું સ્વરૂપ બદલાઇ જાય, અને તો જ સ્વચ્છ હૃદયથી બૂમ પાડી શકીએ કે "હરહર મહાદેવ!"

સુમન્ત મહેતા

## આગેવાન ક્યાં છે?

રચનાત્મક કાર્યનો એક બહુ જ સુંદર દાખલો અમારા જોવામાં આવ્યો છે. બારડોલી તાલુકાની પશ્ચિમે વડોદરા રાજ્યનો પલસાણા તાલુકો આવ્યો છે. બારડોલીના મલેકપુર ગામથી પલસાણા તરફ જવાના રસ્તાપર એક પોણો માઈલ લાંબી પણ ખૂબ સાંકડી નાળ હતી. જો ભૂલેચૂકે સામી તરફથી ગાડી આવતી હોય તો ખરેખર કમબખ્તી થતી. પાછા હઠવું પણ મુશ્કેલ પડે અને ગાળાગાળ ઉપરથી મારામારી સુધી વાત આવી પહોંચે. વર્ષોથી એ નાળને પહોળી કરવા માટે સરકારને વિનંતિ કરવામાં આવતી પણ નદીની પાળથી તે પંદરેક ફુટ ઊંડી હોવાને લીધે ઠીક ખર્ચ થાય એવું હતું ને કાંઈ સુધારો થયો નહિ. હાલમાં રા. મોહિતે નામના મરાઠા સરદાર પલસાણાના વહિવટદાર છે તેમણે પ્રજાવર્ગને સમજાવ્યા, અને આખા ગામના લોકોએ કોદાળી, પાવડા, ટોપલા, ગાડાં વિગેરે લાવીને ત્રણ દિવસમાં આખો રસ્તો પહોળો કરી નાંખ્યો. એ ત્રણ હજાર રૂપીઆનું કામ ખૂબ થોડા ખર્ચે થયું. આગળનો રસ્તો પણ સુધાર્યો, રસ્તાની બન્ને બાજુએ થોરની વાડ વધી ગયેલી તે કાપી, બન્ને બાજુએ પાણી વહી જવા માટે નીક ખોદી, અને માર્ગ ઉપર કાંકરી પાથરી હજારો ગાડીગાડાંવાળાને દુઃખ પડતું હતું તે દૂર કર્યું.

આપણે ત્યાં પ્રજાવર્ગ કામ કરવાને તૈયાર છે પણ તેમની શક્તિને સુમાર્ગે ચલાવનાર નેતાની ખામી છે. એક કાર્ય નિર્વિઘ્ને પાર પડયું એટલે પલસાણાની પ્રજાએ બીજા રસ્તા હાથમાં લીધા. અલથાણથી સુરત જવાના રસ્તા પર સાગર ગામ આવે છે. તે રસ્તો ગીલાના ખાડાથી ખોદાઈ ગયેલ હતો તેને પણ ત્રણ માઈલ સુધી સુધારી નાંખ્યો, અને હવે અલથાણ તથા બારડોલી વચ્ચે ગંગાધરાનું સ્ટેશન છે ત્યાંથી તુંડીનો રસ્તો હાથમાં લેવાય છે. આ ત્રણે રસ્તા દુરસ્ત થશે એટલે આખા તાલુકાના રસ્તા સારા થઈ જવાના. જે દુઃખોને માટે વર્ષોથી બૂમ પડી રહી હોય છે તેનું સહેજે નિવારણ થઈ શકે છે પણ આગેવાનીની ખામી છે. એ ખામી મહાસભાની સમિતિઓએ ટાળવી જોઈએ.

## ગામડાંની સ્વચ્છતા

ઉત્તર ગુજરાતનાં ઘણાં ગામડાંમાં કચરાં અને ગંદવાડના ઢગલા ઠેકઠેકાણે પડેલા જોવામાં આવે છે. તેની સાફસુફીને માટે કાંઈ પણ વ્યવસ્થા હોતી નથી. જો ગામડામાં ભંગીની નીમણૂક હોય તો તેને જુજ પગાર હોય છે અને તેનો વખત પટેલ તલાટીની તહેનાતમાં જ જાય છે. પલસાણા તાલુકામાં આજથી સાત વર્ષપર ઘણાં ગામડાંમાં જોએલું કે ત્યાંના લોકો માત્ર પોતાના ઘરનું આંગણું જ નહિ પણ આજુબાજુનો ભાગ પણ સાફ કરતા, અને કામની વહેંચણી એવી કરેલી કે પરિણામે આખું ગામ સ્વચ્છ થઈ જતું. પાસેના કામરેજ તાલુકાનાં કેટલાંક ગામોમાં દીવાનાં ફાનસોની વ્યવસ્થા પણ થએલી. જ્યાં ઉત્સાહી અને નિઃસ્વાર્થી આગેવાન હોય છે ત્યાં ગ્રામજીવન ઘણું સુધારી શકાય. એટલા માટે જ આપણી મહાસભાના સૈનિકો તથા કાર્યવાહકોએ આજે પોતપોતાનાં ગામગામડાંમાં જઈને રચનાત્મક કાર્ય ઉપાડી લેવું જોઈએ, અને તે કાર્યને સંકુચિત અર્થ નહિ આપતાં ગ્રામજીવનમાં રસ રેડવાનો પ્રયાસ કરવો જોઈએ. ગામડાંની પ્રજાની કાર્યશક્તિ એકઠી કરીને સારે માર્ગે દોરવાની છે. પ્રાથમિક કેળવણી સુધારવી કે વાંચનાલયો કાઢવાં, ગામનું આરોગ્ય સુધારવું, જરૂરી વૈદકીય મદદની યોજના કરવી એ અત્યંત સહેલાઈથી થઈ શકે છે. પણ તેને માટે જોઈતા યોજક ક્યાં છે?

## દારૂનિષેધ અને નૈતિક બળ

અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સના દરેક ભાગમાં દારૂનિષેધના કાયદાનો અમલ થઈ રહ્યો છે. કેનેડાના ૭ ઈલાકામાં તેવો જ સખ્ત કાયદો થયો છે. ન્યુફાઉન્ડલેન્ડ તથા લેબ્રેડોરમાં સંપૂર્ણ દારૂનિષેધ થયો છે. કેટલાક દેશોમાં નિષેધનો કાયદો પસાર થઈ શક્યો નથી તો પણ તેના કેટલાક ભાગોમાં કાયદો લાગુ પાડયો છે. ગ્રેટબ્રિટનમાં દરરોજ ૧૬ કલાક સુધી દારૂનાં પીઠાં બંધ રાખવાં પડે છે, તેમજ અઢાર વર્ષની અંદરની

પ્રજાને દારૂ નથી મળી શકતો; ૩૦૦૦ ગામડાંમાં દારૂની દુકાનો નથી. આવી રીતે આખી આલમમાં અનેક પ્રકારે દારૂ પીવાનું ઓછું કરવાનો પ્રયત્ન થઈ રહ્યો છે, પણ જ્યાં સુધી પ્રજામાં દારૂથી દૂર રહેવાનું નૈતિક બળ ખીલ્યું નથી ત્યાં સુધી પ્રતિબંધના ઇલાજો સફળ થશે નહિ. જે માણસને કોઈ પણ વ્યસનની લત લાગી હોય છે તે હજાર પ્રકારે જોઈતી ચીજ મેળવી લે છે.

પણ જ્યારે કોઈ વ્યક્તિ કે પ્રજા આત્મોન્નતિને પંથે ચડીને વ્યસનોનો ત્યાગ કરવા ઈચ્છે છે ત્યારે તેમને લાલચોથી બચાવી લેવાં જોઈએ. રાજ અમલદારો પોતાના હાથમાં મૂકાયલી સત્તાનો ગેરઉપયોગ કરે ને તેમના રાક્ષસી પ્રયાસને લીધે સુધારાનો માર્ગ એટલો અઘરો થઈ જાય કે થોડા માણસો ટકી પડે. પ્રજાનું નવચેતન તથા રાજ્યસત્તા એ બન્નેના જોર પર સુધારો રચી શકાય. એટલે રાજ્યસત્તા તથા પ્રજામત એ બન્નેવચ્ચે જ્યાં વિરોધ હોય ત્યાં તે દૂર કર્યા સિવાય દારૂનિષેધ સફળ થઈ શકે નહિ. જો યુનાઇટેડ સ્ટેટ્સમાં છાની રીતે દારૂ પીવાતો હશે તો તેનો અર્થ એટલો જ કે પ્રજામત પૂરે-પૂરો કેળવાયા પહેલાં રાજ્યસત્તાના જોર ઉપર દારૂ-નિષેધનો અમલ કરવાનો જે પ્રયત્ન થયો, તે આજે નિષ્ફળ થાય છે. સત્તાનો ઉપયોગ શિક્ષા કરવા કરતાં પ્રજામત કેળવવામાં વપરાવો જોઈએ—પ્રજાનું આત્મ-બળ ખીલવવું જોઈએ.

---

આ માસિક અમદાવાદ સિવીલ હોસ્પિટલની સામે પાનાભાઇની વાડીમાં વસન્ત મુદ્રણાલયમાં શ્રીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.